ગુજરાત સરકારની આર્થિક સહાયથી પ્રકાશિત

# ગુજરાતનો રાજકીય અને સાંસ્કૃતિક ઇતિહાસ

ગ્રંથ ૬

# મુઘલ કાલ

સંશોધન ગ્રંથમાલા – ગ્રંથાંક ૭૫
શેઠ ભોળાભાઈ જેશિંગભાઈ અધ્યયન સંશોધન વિદ્યાભવન

# ગુજરાતનો રાજકીય અને સાંસ્કૃતિક ઇતિહાસ

ગ્રંથ ૬

# મુઘલ કાલ

સંપાદકો

**રસિકલાલ છોટાલાલ પરીખ**

અનુસ્નાતક અધ્યાપક, સંશોધન-માર્ગદર્શક અને નિવૃત્ત અધ્યક્ષ,
શેઠ ભો. જે. અધ્યયન સંશોધન વિદ્યાભવન, અમદાવાદ

અને

**હરિપ્રસાદ ગંગાશંકર શાસ્ત્રી**, એમ.એ., પીએચ.ડી.

અનુસ્નાતક અધ્યાપક, સંશોધન-માર્ગદર્શક અને અધ્યક્ષ,
શેઠ ભો. જે. અધ્યયન સંશોધન વિદ્યાભવન, અમદાવાદ

શેઠ ભોળાભાઈ જેશિંગભાઈ અધ્યયન-સંશોધન વિદ્યાભવન
અમદાવાદ-૩૮૦ ૦૦૯

પ્રથમ સંસ્કરણ વિ.સં. ૨૦૩૫ ઈ.સ. ૧૯૭૯

કિંમત રૂ. ૧૯-૪૫ પૈસા

પ્રકાશક

હરિપ્રસાદ ગં. શાસ્ત્રી
અધ્યક્ષ
ભો. જે. અધ્યયન-સંશોધન વિદ્યાભવન
૨ છો માર્ગ, અમદાવાદ-૩૮૦ ૦૦૯

મુદ્રક

ડૉ. ભીખાલાલ ભાવસાર
શ્રી સ્વામીનારાયણ મુદ્રણ મંદિર
૬૧૨/૨૧, પુરુષોત્તમનગર,
નવા વાડજ, અમદાવાદ-૩૮૦ ૦૧૩

# પ્રસ્તાવના

ગુજરાતના રાજકીય અને સાંસ્કૃતિક ઇતિહાસની ગ્રંથમાલાનો આ ગ્રંથ ૬ ઠ્ઠો મુઘલ કાલને લગતો છે* ગુજરાતના ઇતિહાસમાં આ કાલ ઈ.સ. ૧૫૭૩ થી ૧૭૫૮ સુધીનાં ૧૮૫ વર્ષોના કાલને આવરી લે છે.

સલ્તનતની સરખામણીએ મુઘલાઈની હકૂમત દરમ્યાન ભારતમાં એકંદરે શાંતિ અને સમૃદ્ધિ વધી હતી ગુજરાતમા પણ એની સ્પષ્ટ અસર વરતાય છે, પરંતુ ગુજરાતની સલ્તનત સ્થપાતા પહેલાં જેમ ગુજરાત પર દિલ્હીની સલ્તનતના નાઝિમોનો વહીવટ રહેલો તેમ ગુજરાતની સલ્તનત પછીના આ કાલ દરમ્યાન અહીં મુઘલ બાદશાહોના સૂબેદારોનો વહીવટ રહ્યો હતો. એમાં કેટલાક શાહજાદાઓ તથા ખંડિયા રાજાઓનો સમાવેશ થતો. ઔરંગઝેબના અવસાન પછી દિલ્હીમાં પાયતખ્ત માટે આંતરિક ઝઘડા થવા લાગ્યા ને ગુજરાતમાં મરાઠાઓનાં આક્રમણ થયા કર્યાં એની શરૂઆત ઔરંગઝેબના અમલ દરમ્યાન શિવાજીએ સુરત પર કરેલી ચડાઈઓથી થઈ હતી. મરાઠા સરદારો અને પેશવાઓનાં સૈન્ય ધીમે ધીમે દક્ષિણ ગુજરાતથી માંડીને છેક સૌરાષ્ટ્ર સુધી પગપેસારો કરવા લાગ્યાં ને આખરે વડોદરામાં ગાયકવાડની સત્તા સ્થપાઈ ૧૭૩૭ થી ૧૭૫૩ સુધી મુઘલોને ગુજરાતના વડા મથક અમદાવાદમાં મરાઠાઓનો સંયુક્ત વહીવટ સ્વીકારવાની ફરજ પડી. પછીનાં ત્રણેક વર્ષ તો ત્યાં મરાઠાઓની પૂરી સત્તા પ્રવર્તી. છેવટમાં ખંભાતના મોમીનખાન ૨ જાએ મુઘલ બાદશાહ વતી સત્તા હાંસલ કરી, પરંતુ એ પછી સવા-દોઢ વર્ષમાં અહીં મુઘલ હકૂમતનો કાયમ માટે અન્ત આવ્યો ને ગુજરાતમા મરાઠાઓની સળંગ સત્તા પ્રવર્તી.

આ કાલ દરમ્યાન ગુજરાતમાં પોર્ટુગીઝ વસાહતો ચાલુ રહી, પણ એમની સત્તાના વળતાં પાણી થયાં, પરંતુ વલંદાઓ અંગ્રેજો ફ્રેન્ચો અને ઑસ્ટ્રિયનોની

*બાબર અને એના વંશજોને ભારતના ઇતિહાસમા મુઘલો તરીકે ઓળખવાનો રિવાજ છે. પરંતુ બાબરનો મુઘલો સાથેનો સંબંધ માતપક્ષે હતો પિતૃપક્ષે તો એ તુર્ક જાતિના તીમૂરનો વંશજ હતો. એનું મૂળ નામ 'ઝહીર-ઉદ્-દીન મુહમ્મદ' હતું. વળી એ મોગોલ-(મુઘલ) જાતિને ધિક્કારતો ને પોતાને તુર્ક તરીકે ઓળખાવવામાં ગૌરવ લેતો. આથી આ બાદશાહોને ખરી રીતે તુર્ક ગણવા જોઈએ. છતા અહીં તેઓને મુઘલો તરીકે ઓળખાવ્યા છે તે ઇતિહાસમા લાંબા કાલથી રૂઢ થયેલ પ્રચલિત પ્રઘાત અનુસાર સમજવું.

પણ વસાહતો સ્થપાઈ. એ સહુમા છેવટે અંગ્રેજો ફાવ્યા. મુઘલ બાદશાહ જહાંગીર તરફથી તેઓને વેપાર અને વસવાટની છૂટ ગુજરાતમાં મળી હતી. આ કાલ દરમ્યાન બંદર તરીકે સુરતની પડતી થઈ ને અંગ્રેજોએ એને બદલે મુંબઈને બંદર તરીકે વિકસાવવા માંડ્યું.

આ ગ્રંથના ખંડ ૧ : પ્રાસ્તાવિકમા ફારસી-અરબી તવારીખો, ફારસી-અરબી અભિલેખો અને સિક્કા, હિંદુ-જૈન સાહિત્ય, સંસ્કૃત-ગુજરાતી અભિલેખો, ખતપત્રો અને ફરમાનો, પુરાવસ્તુકીય સાધનો એ વિવિધ સાધન-સામગ્રીનો સામાન્ય પરિચય આપવામાં આવ્યો છે.

ખંડ ૨ રાજકીય ઇતિહાસને લગતો છે. એમાં પહેલાં ગુજરાત સાથેના મુઘલ બાદશાહોના પૂર્વસંપર્કોનો તથા ગુજરાતમા થયેલી મુઘલાઈની સ્થાપનાનો ખ્યાલ આપીને, બાદશાહ અકબરથી માંડીને બાદશાહ આલમગીર ૨ જાના રાજ્ય-અમલનો વૃત્તાંત નિરૂપાયો છે.

આ કાલ દરમ્યાન કચ્છ સૌરાષ્ટ્ર અને તળ ગુજરાતમાં અનેક સમકાલીન રાજ્ય થયાં. એના રાજવંશોનો વૃત્તાંત પ્રકરણ ૫ મા આપવામાં આવ્યો છે. એમા જાડેજા ઝાલા પરમારો ગૂહિલો ખીચી ચૌહાણો અને સોલંકીઓની અનેક સમાંતર શાખાઓ પ્રવર્તી. જૂનાગઢ રાધનપુર પાલનપુર અને ખંભાતમાં નવાબી વંશ સ્થપાયા વિદેશી વસાહતો અને મરાઠી સત્તાનો વૃત્તાંત આ પ્રકરણનાં પરિશિષ્ટોમાં અપાયો છે.

ગુજરાતનાં સૂબા સરકારો પરગણાં બંદરો નગરો અને ગામોનો વહીવટ મુઘલાઈમા કેવી રીતે થતો એનો વિગતવાર પરિચય રાજ્યતંત્રના પ્રકરણમાં અપાયો છે. એના પરિશિષ્ટમાં કરેલું ગુજરાતની ટંકશાળોમાં પડાયેલા સિક્કાઓનું નિરૂપણ સિક્કાશાસ્ત્ર તથા રાજકીય ઇતિહાસ માટે મહત્ત્વનું છે

સાંસ્કૃતિક ઇતિહાસને લગતા ખંડ ૩ માં મુઘલકાલીન ગુજરાતનાં સામાજિક સ્થિતિ, આર્થિક સ્થિતિ, ભાષા અને સાહિત્ય, લિપિ અને ધર્મસંપ્રદાયોનું નિરૂપણ કરાયુ છે. એમા સુરતના બંદર વિશે એક પરિશિષ્ટ આપવામા આવ્યુ છે. મુઘલાઈમાં અમદાવાદના શેઠ શાંતિદાસ ઝવેરીનુ કુટુંબ મહત્ત્વનું સ્થાન ધરાવતુ હતુ. ભાષાઓમાં ફારસી ભાષા રાજ્યવહીવટની ભાષા તરીકે હિંદુઓમાં પણ લોકપ્રિય નીવડી અને મધ્યકાલીન ગુજરાતી ભાષા એની અર્વાચીન ભાષાભૂમિ સુધી આવી પહોંચે છે. ગુજરાતમાં વિપુલ સાહિત્ય સર્જાયુ. એમા અખો પ્રેમાનંદ અને શામળના મહાન અગ્રિમ સ્થાન ધરાવે છે. ફારસી સાહિત્યમા હિંદ તથા પારસી લેખકોએ પણ ગણનાપાત્ર ફાળો આપ્યો. ઉર્દૂ સાહિત્યમા

વળી ગુજરાતીએ આપેલો ફાળો ગુજરાતે ગૌરવ લેવા જેવો છે નાગરી લિપિમાંથી હવે ગુજરાતી લિપિ ઘડાઈ. ફારસી શિલાલેખોમા નસ્તાલીક શૈલીનો વપરાશ વધ્યો. ધર્મસપ્રદાયોમાં પુષ્ટિમાર્ગ લોકપ્રિય થયો. વહોરાઓમા સુલેમાની અને દાઉદી નામે પેટા ફિરકા પડયા પારસી વસાહતોમા નવસારી ઉપરાત સુરતનુ મહત્ત્વ વધ્યું. પારસીઓનો આતશ બહેરામ નવસારીથી ઉદવાડા ખસેડાયો. ગુજરાતના કેટલાક પારસીઓ હવે મુંબઈ જઈ ત્યાં પણ વસ્યા.

મુઘલકાલીન વસતિ-સ્તરોનું વ્યવસ્થિત ઉત્ખનન ભાગ્યેજ થયુ છે, પરંતુ ઇમારતોનુ અધ્યયન સારુ થયુ છે. નગરોમા અમદાવાદ પાટણ અને સુરતનો વિકાસ થયો. સૌરાષ્ટ્રમાં ભાવનગર વસાવાયુ. ગુજરાતમાં ગણનાપાત્ર બાગ-બગીચા અને જળાશયોનો ઉમેરો થયો.

દેવાલયોમા ખંભાત કાવી શત્રુંજય પાટણ શખેશ્વર કુંભારિયા નારાયણ-સરોવર દ્વારકા શામળાજી અમદાવાદ વગેરે સ્થળોએ સુદર મંદિર બધાયા અમદાવાદ સિદ્ધપુર સુરત વગેરે સ્થળોએ કેટલીક સુદર ઇસ્લામી ઇમારતો બંધાઈ. શિલ્પકૃતિઓમા પાષાણ ધાતુ તથા કાષ્ઠની કેટલીક સુદર શિલ્પકૃતિઓ ઘડાઈ. એમા જાળીકામના કેટલાક નમૂના કલાત્મક છે. ચિત્રકલામા લઘુચિત્રોની પ્રાદેશિક કલાશૈલી વિકસતી રહી ને ક્યારેક ભિત્તિચિત્રોની કલા પણ પ્રગટતી રહી.

પ્રકરણોના અતે યુરોપીય પ્રવાસીઓએ કરેલી ગુજરાતની નોંધોને લગતુ પરિશિષ્ટ આપવામાં આવ્યુ છે. પ્રકરણો પછી વશાવળીઓ સંદર્ભસૂચિ અને શબ્દસૂચિ આપવામા આવી છે.

આમ આ ગ્રથમા અગાઉના ગ્રથોની આયોજના અનુસાર પ્રસ્તુત કાલના રાજકીય અને સાંસ્કૃતિક ઇતિહાસના વિવિધ પાસા નિરૂપવામા આવ્યાં છે.

૧૯૬૮ માં આ ગ્રથમાલાના લેખન-સપાદનનું કાર્ય શરૂ થયુ ને દસેક વર્ષમાં એના પહેલા ૭ ગ્રથ પ્રકાશિત થયા. આ દરમ્યાન અમને પહેલેથી ગુજરાત રાજ્ય સરકાર તરફથી ખર્ચના ૭૫ ટકા જેટલા અનુદાનની આર્થિક સહાય તેમજ ગુજરાતના ઇતિહાસના અનેક તજ્જ્ઞો તરફથી પ્રમાણિત લેખનની વિદ્યાકીય સહાય મળતી રહી છે. આ યોજનાની સફળતાનો યશ ઘણે અંશે એ સહુને ફાળે જાય છે.

અહી એક બાબતની નોધ લેવી જરૂરી લાગે છે. પ્રાચીન કાલની સરખામણીએ મધ્યકાલના ઇતિહાસના તજ્જ્ઞોની સખ્યા ઘણી ઓછી છે. ભારતના મધ્યકાલના ઇતિહાસના અધ્યાપક ઘણા છે, પરતુ જેઓને ભારતના અને એમા વિશેષત ગુજરાતના મધ્યકાલીન રાજકીય તથા સાસ્કૃતિક ઇતિહાસનાં વિવિધ

પાસાનાં મૂળ સાધનોનો સીધો અભ્યાસ થયેલો હોય તેવા વિદ્વાનોની ઘણી ખોટ સાલે છે. આવી ખોટ અર્વાચીન કાલના પ્રાદેશિક ઇતિહાસ માટે પણ વરતાશે એવો અમને ભય છે. કદાચ અંગ્રેજી-ફારસી સાધનસામગ્રીનો સીધો પરિચય ધરાવનાર સંશોધકો કરતાંય પોર્તુગીઝ-ડચ-ફ્રેન્ચ સાધનસામગ્રીનો પરિચય ધરાવનાર સંશોધકોની સંખ્યા જૂજ હશે. મૂળ સાધનોના અધ્યયન-સંશોધનમાં મધ્યકાલના તથા અર્વાચીન કાલના ઇતિહાસ અંગે વિશેષ પ્રેરણા પ્રોત્સાહન અને તાલીમ આપવામાં આવે એ અત્યંત આવશ્યક છે.

અહીં દસકાના અમારા સંપાદન-પ્રકાશન કાર્યના અનુભવમાંથી ફલિત થતા બીજા એકેક મુદ્દાઓની નોંધ લઈએ તો એ અસ્થાને નહિ ગણાય. ગુજરાતના રાજકીય તથા સાંસ્કૃતિક ઇતિહાસની જેઓને સીધી જાણકારી થયેલી હોય તેવા વિદ્વાન આંગળીને વેઢે ગણાય તેટલા છે. તેઓ પૈકી કેટલાક વિદ્વાનોનો અમને હમેશાં સક્રિય સહકાર મળતો રહ્યો છે. થોડાક વિદ્વાનોએ અન્ય રોકાણો વગેરેને લઈને પહેલેથી સહકાર આપવાની અશક્તિ દર્શાવી છે. પરંતુ કેટલાક સુહૃદ વિદ્વાનોને પોતાની અભિરુચિના વિષયોને લગતાં લખાણ તૈયાર કરતાં નિયત સમયમર્યાદા કરતાં એટલો બધો વિલંબ થાય છે કે એનાથી તે તે ગ્રંથનું મુદ્રણ ખોરંભે પડે છે, એટલું જ નહિ, છેલ્લી ઘડીએ મળેલાં લખાણોના સંપાદન માટે પણ પૂરતો સમય રહેતો નથી. આ યોજના ગુજરાતની પ્રજા માટે ઘણી ઉપયોગી હોઈ તે તે વિષયના વિદ્વાનો એમાં અમને સક્રિય સહકાર આપે અને એ સહકાર સમયસર આપતા રહે તો આ ગ્રંથોના લેખનની ગુણવત્તા તથા પ્રકાશનની સમયસરતા જાળવવી શક્ય બને. આખો ગ્રંથ કોઈ એક વિદ્વાનના હાથે લખાય તેને બદલે વિવિધ વિષયોના અનેક તજ્જ્ઞોના સમૂહથી તૈયાર થાય તો એના વિવિધ પાસાંના નિરૂપણમાં અધિક ગુણવત્તા આવે છે. એ આ ગ્રંથમાલાની આયોજનામાં રહેલી વિશિષ્ટ દૃષ્ટિ છે.

---

કુલ નવ ગ્રંથોની આ ગ્રંથમાળામાં હવે ગ્રંથ ૭ : મરાઠા કાલ (ઈ.સ. ૧૭૫૮ થી ૧૮૧૮), ગ્રંથ ૮ : બ્રિટિશ કાલ (ઈ.સ. ૧૮૧૮ થી ૧૯૧૪) અને ગ્રંથ ૯ : આઝાદી પહેલાં અને પછી (ઈ.સ ૧૯૧૪ થી ૧૯૬૦) પ્રગટ થવાના છે. આમાંના ગ્રંથ ૭ નું છાપકામ શરૂ થવાની તૈયારીમાં છે

મુદ્રણ માટેના ભાવપત્રક, નકશાઓના પ્રકાશનની મંજૂરી, બ્લૉક બનાવવાની કામગીરી, વેચાણ-કિંમતની આકારણી વગેરે બાબતોમાં ઠીક ઠીક લાંબો સમય લાગતો હોવાથી ગ્રંથમાળાના ગ્રંથોનું પ્રકાશન નિર્ધારિત સમયપત્રક મુજબ થઈ

શકતું નથી. વસ્તુતઃ સંપાદન અને પ્રૂફવાચનમાં અમે ઘણી ત્વરા કરતા હોવા છતાં લેખન તથા પ્રકાશનમાં થતા વિલંબને લીધે પ્રકાશનમાં વિલબ થયા કરે છે. આ સંદર્ભમાં અમારે નોંધવું જોઈએ કે ભાષાનિયામકશ્રીની કચેરીનો આ ગ્રંથમાળાના પ્રકાશનમાં બધો વખત સક્રિય સહકાર મળતો રહ્યો છે. અગાઉ જણાવ્યા મુજબ આ ગ્રંથમાળાની યોજનાની સફળતાનો યશ મુખ્યત્વે સરકારી અનુદાનને તથા વિદ્વાનોના સહકારને ફાળે જાય છે.

આ ગ્રંથના સંપાદન–કાર્યમા તથા વંશાવળીઓ તૈયાર કરવામાં અમને ડૉ. પ્ર. ચિ. પરીખનો સતત સક્રિય સહકાર સાંપડયો છે. પ્રૂફવાચનમાં અધ્યાપક કે. કા. શાસ્ત્રીએ સતત સક્રિય સાથ આપ્યો છે. સંદર્ભસૂચિ તથા શબ્દસૂચિ કરવામાં ડૉ. ભારતીબહેન શેલતે ઘણી જહેમત લીધી છે. અમારા આ સર્વ સહ-કાર્યકરોની સેવાની અહીં સાભાર નોંધ લઈએ છીએ.

ગ્રંથના અંતે નકશા, આલેખો તથા વાસ્તુકલા શિલ્પકલા અને ચિત્રકલાની નમૂનેદાર કૃતિઓના ફોટોગ્રાફ આપવામા આવ્યા છે, જેથી એને લગતા પ્રકરણોનું લખાણ સમજવામાં સરળતા રહે આ ચિત્રો માટેના ફોટોગ્રાફ તથા બ્લૉક જે સંસ્થાઓ તથા વ્યક્તિઓ તરફથી મળ્યા છે તે સહુનો અન્યત્ર ઋણ-સ્વીકાર કર્યો છે. વળી એ ચિત્રોના પ્રકાશનની પરવાનગી આપવા માટે અમે એ સર્વ સંસ્થાઓ તથા વ્યક્તિઓના સૌજન્યની અહીં કૃતજ્ઞતાપૂર્વક નોંધ લઈએ છીએ.

અનેક તજ્જ્ઞ વિદ્વાનોના સમૂહ વડે લખાયેલો મુઘલ કાલને લગતો આ ગ્રંથ ગુજરાતના રાજકીય અને સાંસ્કૃતિક ઇતિહાસના અભ્યાસીઓને આ ગ્રંથ-માલાના અગાઉના ગ્રંથોની જેમ ઉપયોગી નીવડશે અને રાજ્ય સરકારના માતબર અનુદાનને લઈને ઘણી ઓછી કિંમતે મળતા આ દળદાર સચિત્ર ગ્રંથને ગુજરાતના ઇતિહાસમા રસ ધરાવતી સર્વ સંસ્થાઓ તથા વ્યક્તિઓ ઉમંગભેર ખરીદીને આ ગ્રંથમાલાને સક્રિય પ્રોત્સાહન આપશે એવી આશા રાખીએ છીએ.

ભો. જે. વિદ્યાભવન
ર. છો. માર્ગ
અમદાવાદ
તા ૩૦-૧૨-૧૯૭૮

રસિકલાલ છો. પરીખ
હરિપ્રસાદ ગં. શાસ્ત્રી
સંપાદકો

# અનુક્રમણી



## ખંડ ૧

## પ્રાસ્તાવિક

### પ્રકરણ ૧

### સાધન-સામગ્રી

# ખંડ ૨

## રાજકીય ઇતિહાસ

### પ્રકરણ ૨

### મુઘલ બાદશાહોના પૂર્વ સંપર્ક અને ગુજરાતમાં મુઘલાઈની સ્થાપના

લે. રમેશકાંત ગો. પરીખ, એમ.એ., પીએચ.ડી.
ઇતિહાસના રીડર, સૌરાષ્ટ્ર યુનિવર્સિટી, રાજકોટ



### પ્રકરણ ૩

### અકબરથી ઔરંગઝેબ

લે. રમેશકાંત ગો. પરીખ, એમ.એ, પીએચ.ડી.



### પ્રકરણ ૪

### મુઘલ હકૂમતની પડતી અને એનો અંત

લે. રમેશકાંત ગો. પરીખ, એમ.એ. પીએચ.ડી.

## પ્રકરણ ૫

## સમકાલીન રાજ્યો

લે. કેશવરામ કાશીરામ શાસ્ત્રી, વિદ્યાવાચસ્પતિ, મહામહિમોપાધ્યાય
માનાર્હ અધ્યાપક, ભો. જે. વિદ્યાભવન, અમદાવાદ
અને માનાર્હ અધ્યક્ષ, ગુ. સં. મંડળ, ગુજરાત શાખા, અમદાવાદ



## પરિશિષ્ટ ૧

## ગુજરાતમાં વિદેશી વસાહતો

લે. સુમનાબહેન શશિકાંત શાહ, એમ.એ., પીએચ.ડી.
ઇતિહાસના અધ્યાપક, શેઠ આર. એ. કૉલેજ ઑફ આર્ટ્સ ઍન્ડ કૉમર્સ, અમદાવાદ



## પરિશિષ્ટ ૨



લે. રમેશકાંત ગો. પરીખ, એમ.એ., પીએચ.ડી.

## પ્રકરણ ૬

### રાજ્યતંત્ર

લે. રમેશકાંત ગો. પરીખ, એમ એ., પીએચ.ડી.



## પરિશિષ્ટ

### ગુજરાતની ટંકશાળોમાં પડાયેલા સિક્કા

લે. ઝિયાઉદ્દીન અબ્દુલ્હૈ દેસાઈ, એમ એ., ડી લિટ.



# ખંડ ૩

# સાંસ્કૃતિક ઇતિહાસ

## પ્રકરણ ૭

### સામાજિક સ્થિતિ

## પ્રકરણ ૮

## પ્રકરણ ૧૦

## લિપિ



## પ્રકરણ ૧૧

## ધર્મ સંપ્રદાયો



# ખંડ ૪

# પુરાવસ્તુ

## પ્રકરણ ૧૨

## પ્રકરણ ૧૩
## સ્થાપત્યકીય સ્મારકો



## પ્રકરણ ૧૪
## શિલ્પકૃતિઓ



## પ્રકરણ ૧૫
## ચિત્રકલા



## પરિશિષ્ટ

# નકશા અને ચિત્રો

## નકશા

૧. મુઘલકાલીન ગુજરાત (રાજકીય)
૨ પુરાતત્ત્વ અંગેનાં સ્થળ

## ચિત્રો

| પટ્ટ | આકૃતિ | વિગત |
|---|---|---|
| ૨૧ | ૩૫ | સરદારખાનની મસ્જિદ, અમદાવાદ |
| ૨૨ | ૩૬ | શુજાતખાનની મસ્જિદ અને મકબરાનુ તલમાન |
| ૨૩ | ૩૭ | નાના એદ્રુસનો મકબરો, અમદાવાદ |
| | ૩૮ | બંગાળી શૈલીની બે દરગાહો, અમદાવાદ |
| ૨૪ | ૩૯–૪૦ | ગદાધર મંદિરની બે શિલ્પ-પટ્ટિકાઓ, શામળાજી |
| ૨૫ | ૪૧ | દશભુજ ગણેશ, નીલકંઠ મહાદેવ, અમદાવાદ |
| ૨૬ | ૪૨ | ત્રિવિક્રમ, ગોરેલ |
| | ૪૩ | લક્ષ્મી, ખંભાત |
| | ૪૪ | મહિષમર્દિની, ખંભાત |
| ૨૭ | ૪૫–૪૭ | લાલજી, વેણુગોપાલ અને રાધાકૃષ્ણ, અમદાવાદ |
| ૨૮ | ૪૮ | સહસ્રફેણા પાર્શ્વનાથ, સાબલી |
| | ૪૯ | મહાવીરસ્વામી, અમદાવાદ |
| ૨૯ | ૫૦ | વિમલનાથ (પંચતીર્થી પ્રતિમા), અમદાવાદ |
| ૩૦ | ૫૧ | ચામરધારી પુરુષ (વડોદરા મ્યુઝિયમ) |
| | ૫૨ | દીપલક્ષ્મી ( ,, ,, ) |
| | ૫૩ | ચામરધારિણી સ્ત્રી ( ,, ,, ) |
| ૩૧ | ૫૪ | સૌરાષ્ટ્રનો દાબડો, નેશનલ મ્યુઝિયમ, દિલ્હી |
| ૩૨ | ૫૫ | પાટણના વાડી પાર્શ્વનાથ મંદિરના કાષ્ઠમંડપનું તોરણ |
| ૩૩ | ૫૬ | ગંધર્વ અને સુરસુંદરીઓ, અમદાવાદ |
| ૩૪ | ૫૭ | આઈના મહેલની જાળી, ભૂજ |
| ૩૫ | ૫૮ | અલીખાન કાજીની મસ્જિદની જાળી, અમદાવાદ |
| ૩૬ | ૫૯ | જહાંગીરના સમયનુ વિજ્ઞપ્તિપત્ર પરનું ચિત્ર નં. ૧ |
| ૩૭ | ૬૦ | ,, ,, ,, પરનું ચિત્ર નં ૨ |
| ૩૮ | ૬૧ | વરાહ અવતારનુ ચિત્ર |

## ઋણસ્વીકાર

| | | |
|---|---|---|
| ભારતીય પુરાતત્ત્વ સર્વેક્ષણ, પુરાભિલેખ શાખા, નાગપુર, | આકૃતિ ૪થી ૬ | ફોટોગ્રાફ |
| ડૉ. જે. પી. અમીન, ખંભાત | આકૃતિ ૨૦ | ફોટોગ્રાફ |
| મ. સ. યુનિવર્સિટી. વડોદરા | આકૃતિ ૩૧ | ફોટોગ્રાફ |
| વડોદરા મ્યુઝિયમ, વડોદરા | આકૃતિ ૫૧–૫૩ | ફોટોગ્રાફ |

આ ગ્રંથમા પ્રકાશિત થયેલા ચિત્રો પૈકી, ભારત સરકારના તથા ગુજરાત રાજ્ય સરકારના પુરાતત્ત્વ ખાતાએ પોતપોતાનાં રક્ષિત સ્મારકોને તથા નોંધેલી શિલ્પકૃતિઓને લગતા ચિત્રો પ્રકાશિત કરવાની મંજૂરી આપી છે તે માટે અમે તે તે ખાતાના સૌજન્યની કૃતજ્ઞતાપૂર્વક નોંધ લઈએ છીએ.

# સંક્ષેપસૂચિ

| | |
|---|---|
| કા.સ.સ. | કાઠિયાવાડ સર્વસંગ્રહ |
| ગૂ.પા. | ગૂજરાતનુ પાટનગર : અમદાવાદ |
| ભા.રા.મં. | ભારત રાજ્યમંડલ |
| AANG | Architectural Antiquities of North Gujarat |
| ARADN | Annual Report of the Archaeological Department of H.E.H Nizam's Dominions |
| ARIF | Annual Report on Indian Epigraphy |
| BBMPG | Bulletin of the Baroda Museum & Picture Gallery |
| BMC | Catalogue of Indian Coins in the British Museum, London |
| EIAPS | Epigraphia Indica, Arabic and Persian Supplement |
| EIM | Epigraphia Indo-Moslemica |
| HG | History of Gujarat |
| JBBRAS | Journal of the Bombay Branch of the Royal Asiatic Society |
| JGRS | Journal of the Gujarat Research Society |
| JNSI | Journal of the Numismatic Society of India |
| LMC | Catalogue of Coins in the Provincial Museum, Lucknow |

| | |
|---|---|
| MAA | Muslim Architecture of Ahmedabad |
| MBAC | Catalogue of Coins of Mughal Emperors n the Department of Archaeology, Maharashtra State, Bombay |
| MMA | Muslim Monuments of Ahmedabad–through their Inscriptions |
| MTWI | Mandelslo's Travels in Western India |
| NC | Numismatic Chronicle |
| NMC | Catalogue of Coins in the Central Museum, Nagpur |
| NS | Numismatic Supplement |
| PMC | Catalogue of Coins in the Punjab Museum, Lahore |
| SYTAA | Some Years' Travels into Africa and Asia, the Great |
| TPDV | The Travels of Pietro Della Valle |
| WCG | Wood Carving of Gujarat |

# મહત્ત્વની શુદ્ધિઓ

| પૃષ્ઠ | પંક્તિ | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|
| ૫ | ૨૫ | અબ્દૂલ ફઝૂલનું | અબુલ્ ફઝૂલનુ |
| ૬ | ૨૦ | ફર્રૂખસિયર | ફરુંખસિયર |
| ૭ | ૨ | મ જપુર | મુજપુર |
| | ૭ | વિસરાવા | વસરાવી |
| | ૧૭ | સૂબેદાર સફીખાન | દીવાન સાફીખાન |
| ૮ | ૧૬ | મળે છે.[२६] | મળે છે. |
| ૧૧ | ૮ | ફરૂખાસયર | ફરુંખસિયર |
| ૧૩ | ૫ | સૂરીએ | સૂરિએ |
| ૧૪ | ૧૫ | પદ્મસુ દરે | પદ્મસાગરે |
| ૧૫ | ૨૧ | કાબ્યાશ્રય | કાવ્યમય |
| ૧૬ | ૨૩ | આમના નગરના | આમ—નગરના |
| ૧૭ | ૨૯ | "ઇન્દ્રદૂત" | "ઇન્દુદૂત" |
| ૧૮ | ૨૭ | આનકુશલે | માનકુશલે |
| ૨૪ | ૧૭ | કરતુ અને | કરતું |
| ૨૫ | ૧૮ | અલીલાબાદ | ખલીલાબાદ |
| ૨૭ | ૬ | India | Indian |
| | ૭, ૧૭ | E | C |
| | ૮, ૧૦, ૧૩ | D | C |
| | ૧૬ | (EIAPS) | (EIAPS),1965, |
| | ૨૦ | 1969–68 | 1967–68 |
| | ૨૧ | 1954-65 | 1964–65 |
| | ૨૨ | 89 | 87 |
| | ૨૩ | ARIE, | ARIE,1956–57 |
| | ૨૪ | 1969–70 | 1959–60 |
| [illegible] | ૧૨ | ૩૩૯૫ | ૩૬૯૫ |
| | ૧૯ | ૩૮૭ | ૪૮૭ |
| | ૨૨ | ૩૦ | 306 |
| | ૨૫ | 171 | 117 |
| ૩૧ | ૩૧ | XIXમાનુ | XIX Plate XXI માંનુ |

| પૃષ્ઠ | પંક્તિ | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|
| ૪૧ | ૨૭ | Baylay | Bayley |
| ૪૨ | ૨ | | |
| | ૩ | Trans. | Ed |
| ૪૫ | ૨૮ | દર્માંમદ | મદદમાં |
| ૪૮ | ૨૬ | જસાજી | જસોજી |
| ૫૦ | ૨૨ | ૧૬૦૦ | ૧૫૯૯ |
| ૫૮ | ૮ | ડેલ્લા વેલ | ડેલા વાલે |
| ૫૯ | ૨૩ | જિત– | જીત– |
| ૬૧ | ૧ | તુર | તૂર |
| ૭૪ | ૧૮–૧૯ | પ્રગટાવવામા . કરાવ્યો હતો | લાકડા ઉપાડી જવા અને અપશબ્દો બોલવા મના ફરમાવી હતી. |
| ૭૮ | ૧૯ | મુગતના સુબા | મુગતના મુત્સદ્દી |
| ૮૫ | ૨૮ | Vol. III | Vol. I |
| ૯૫ | ૨ | કરાવી | અમલ |
| ૯૭ | ૪ | ૧૧૭૯ | ૧૭૧૯ |
| ૧૦૧ | ૩ | ૧૩૨૩ | ૧૭૨૩ |
| ૧૧૯ | ૧ | પ્રાગજીમલ | પ્રાગમલજી |
| | ૪ | સુતરું | સુતરું |
| ૧૨૦ | ૧૬ | ભાઈ | પુત્ર |
| | ૨૧ | સત્રસાલના | અજોજીના |
| ૧૨૨ | ૩ | મુહમ્મખાન | મુહમ્મદખાન |
| | ૩૦ | ભાણજીનો | ભાણજીને |
| ૧૨૩ | ૩ | હળધોળજી | હરધોળજી |
| ૧૨૪ | ૨૬ | મહેરામણજી | મહેરામણજી |
| ૧૨૮ | ૧૯ | ગજસિંહજી | ગજસિંહજી |
| ૧૨૯ | ૨૦ | અજોજી | રાજોજી |
| ૧૩૨ | ૧૨ | ભગવંતગાય | ભગવંતરાવ |
| ૧૩૭ | ૩ | પાલીતાણાના | ગારિયાધાર (પાલીતાણા)ના |
| | ૨૨ | અમર– | અર્જુન– |
| ૧૩૮ | ૫ | એનો પુત્ર | (રદ કરો.) |
| ૧૩૯ | ૨૧ | સાંગણજી પછી | સાંગણજી પછી એનો પુત્ર સંગ્રામજી અને એના પછી એનો પુત્ર |

| પૃષ્ઠ | પંક્તિ | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|
| ૧૪૧ | ૨૨ | ૧૬૭૫ | ૧૬૫૭ |
| | ૩૦ | ૧૬૮૫ | ૧૬૫૮ |
| ૧૪૫ | ૨૬ | બીજા પુત્ર | મોટા પૌત્ર |
| ૧૪૬ | ૮ | પુત્ર | પૌત્ર |
| | ૧૮ | ગ ભિરસિ હ | ગ ંગદાસ |
| | ૨૭ | કુમાર | પૌત્ર |
| | ૩૧ | સંગરામસિંહ | સગ રામસિંહ |
| ૧૪૮ | ૧૮ | ૩ જો | ૨ જો |
| | ૩૧ | ૧૭૭૧ | ૧૭૧૧ |
| ૧૪૯ | ૩૦ | પુત્ર | પૌત્ર |
| ૧૫૨ | ૨૩ | વ્યંબકરાવ | ત્ર્યંબકરાવ |
| ૧૫૫ | ૨૬, ૨૯, ૩૦ | મુઝાહીતખાન | મુજાહિદખાન |
| ૧૫૬ | ૫, ૬, ૯ | | |
| ૧૫૭ | ૧૩ | જવામર્દખાન ઉર્ફે | જવાંમર્દખાનના પુત્ર |
| ૧૬૨ | ૨૩ | પુત્રશ્રી જસવ ત’નું શાસન | કુમારશ્રી જસવતનો નિર્દેશ છે. |
| | ૨૪ | આમ છતાં | (રદ કરો.) |
| ૧૬૩ | ૨૬ | ટાંકી | ઢાંકી |
| ૧૬૪ | ૩ | કોઢાના | કોઢના |
| | ૩૧ | અદાજીએ | અદોજીએ |
| ૧૬૬ | ૧૩ | ૯ | ૮ |
| ૧૬૮ | ૩ | હૂમાયુની | હુમાયૂની |
| | ૭ | ફ્રાસિસ્કન | ફ્રાંસિસ્કન |
| ૧૬૯ | ૧૭ | કરી | કરાઈ |
| ૧૭૦ | ૪ | હર્બર્ટે | હર્બર્ટે |
| ૧૭૧ | ૨ | હાકિન્સે | હૉકિન્સે |
| ૧૭૨ | ૧૦,૧૩ | ફ્રાયરે | ફ્રાયરે |
| ૧૭૩ | ૩૧ | પરિસ્થિતિ | એ પરિસ્થિતિમા |
| ૧૭૪ | ૩ | સામે | નામે |
| ૧૭૫ | ૪ | ઓસ્ટેડ | ઓસ્ટ્રિયન |
| | ૬, ૮ | ઓસ્ટેડ | ઓસ્ટેન્ડ |
| ૧૮૨ | ૧૨ | અભયસિંના | અભયસિંહના |
| ૧૮૪ | ૨૧ | ટ્રૂક | ટ્રૂક |

| પૃષ્ઠ | પંક્તિ | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|
| ૧૯૧ | ६ | Aitchision | Aitchison |
| ૧૯૫ | ૨૦ | પેશકર | પેશકાર |
| ૨૧૨ | ૨૨ | Roger | Rogers |
| ૨૧૫ | ૧ | મુઅજ્જમ | મુઅઝ્ઝમ |
| | ૨૫ | જલાલોહ | જલાલોહુ |
| ૨૧૬ | ૧ | ગાજી | ગાઝી |
| ૨૧૭ | ૨૬ | गाजो | गाज़ी |
| ૨૧૮ | ૨૨ | કક | કઈ |
| ૨૧૯ | ૧૩ | निप्रार | નિપ્રાર અથવા નિસાર |
| | ૧૯ | ખાની | ગ્વાની |
| ૨૨૦ | ૧૧ | गाजी | गाज़ी |
| ૨૨૨ | ૧૫ | ज़ीनतु* | ज़ीनतु* |
| | ૧૭ | રફી ઉદ્દવલા | રફી ઉદ્‌–દૌલા |
| ૨૨૩ | ૪, ૭ | બીદર | એદાર |
| | ૯ | सिक्का ओ | सिक ओ |
| ૨૨૪ | ૧૭ | પાટણના | પાટણના તાંબાના |
| | ૨૧ | जर्ब | जर्ब |
| ૨૩૩ | ૨૫ | રફી ઉદ્દવલા | રફી ઉદ્‌–દૌલા |
| ૨૩૬ | ૧૮ | सिक्का ए | सिक ए |
| | ૧૯ | मुबारके...गाजी | मुबारके...गाज़ी |
| ૨૩૮ | ૧૮ | शहे | शहे |
| ૨૩૯ | ૧૯ | आनुमें | आज़ुमें |
| ૨૪૦ | ૧૪ | કેટલોગેમા | કેટલોગમાં |
| | ૩૦ | Memoires | Memoirs |
| ૨૪૧ | ૫ | અલ્લાહા | અલ્લાહો |
| | ૧૬ | I, p 45 | L. p. 49 |
| ૨૪૩ | ૭ | એના | એવા |
| ૨૪૫ | ૧૮ | લેવાના | લેવાતા |
| ૨૪૬ | ૧૭ | ધેરાતખાનને | ધેરતખાનને |
| ૨૪૯ | ૧૭ | કરે છે. | કરે છે.[૧૭] |
| ૨૫૦ | ૨૯ | છબિલરામ | છબીલારામ |
| ૨૫૨ | ૧૩ | જગશ્રુતિમાં | જનશ્રુતિમાં |
| ૨૬૦ | ૧૯ | કુંદે | કુંદા |

| પૃષ્ઠ | પંક્તિ | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|
| ૨૬૧ | ૧૧ | ૧૬૯૭ | ૧૬૯૯ |
| ૨૬૭ | ૧૧ | તેમાં તો | તે કાં તો |
| | ૨૬ | એની | એ |
| ૨૬૯ | ૧૧ | સસય | સમય |
| ૨૮૧ | ૩ | અનેરૂ પેરી | અને રૂપેરી |
| ૨૮૬ | ૨૫ | જેવાં | જેવાં) |
| ૨૮૯ | ૧૦ | કીર્તિકિલ્લોલિની | કીર્તિકલ્લોલિની |
| ૨૯૦ | ૨૬ | પોષણુ | પૌષધ |
| ૨૯૧ | ૨૫ | સખ્યમ્ | સૌખ્યમ્ |
| ૨૯૨ | ૩૦ | રામયણુ | રામાયણુ |
| ૨૯૩ | ૧૦ | ભક્તામસર | ભક્તામર |
| | ૨૪ | પળી | વળી |
| ૨૯૫ | ૧૪ | આધ્યાત્મકલ્પતા | આધ્યાત્મકલ્પલતા |
| ૨૯૮ | ૪ | 'સોમ ભાવના'... 'શાંત– | 'સોળ ભાવના'... 'શાંતિ– |
| | ૨૦ | કલ્પદુમ | કલ્પદ્રુમ |
| ૩૦૧ | ૧૨ | ૧૬૬૬ | ૧૬૬૧ |
| ૩૦૪ | ૧ | ગુજરાતી૪૪ | ગુજરાતી૪૩અ |
| ૩૦૭ ૩૧૨ | ૨૮ ૨૪ ૨૭ | બભ્રૂવાહન | બભ્રુવાહન |
| ૩૧૩ | ૫ | ઔતિહાસિક | ઐતિહાસિક |
| ૩૨૦ | ૨૬ | કુશાયસાનામા | કુશાયસનામા |
| ૩૨૧ | ૧ | મહમદનગર | અહમદનગર |
| | ૧૬ | તખ્લ્લુસ | તખલ્લુસ |
| | ૨૨ | કસીદ | કસીદા |
| ૩૨૩ | ૧૮ | હોમઝ | હોરમઝ |
| ૩૨૫ | ૧ | મુહમ્મદશાહ બીજાના | મુહમ્મદશાહના |
| ૩૨૬ | ૮ | લખલી | લખેલી |
| | ૧૭ | આલમનના... દુનિયત | આલમના. કુનિયત |
| ૩૩૦ | ૯ | જકાત(કમાણી)ની | જકાતની |
| ૩૩૨ | ૨૧ | જિનચંદ્રસૂરિ | જિનદત્તસૂરિ |

| પૃષ્ઠ | પંક્તિ | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|
| ૪૬૦ | ૨૩ | Muslim | Muhammadan |
| ૪૬૨ | ૨૧ | વિસ ગનાઓ | વિસંગતતાઓ |
| ૪૬૩ | ૧ | પાનાકાર | પર્ણાકાર |
| ૪૬૫ | ૨ | માર્દવના | માર્દવ |
| ૪૬૭ | ૧૪ | જાડેલા | જોડેલા |
| | ૧૮ | આ આ . બીજા | આ.....બીજા – |
| ૪૬૯ | ૨૪ | ભ્રમર | ભમર |
| ૪૭૦ | ૨૩ | શ્રી વિનયદેવસૂરિજીએ | શ્રી વિજયદેવસૂરિજીએ |
| ૪૭૧ | ૬ | પ્રતિમા | ધાતુપ્રતિમા |
| ૪૭૨ | ૨૭ | વડોદરા મ્યુઝિયમમાં | ખંભાતના ચિંતામણિ પાર્શ્વનાથ મંદિરમાં |
| ૪૭૩ | ૯ | છે (આ. ૫૨). | છે. |
| | ૨૮ | ગખેલા છે | ગખેલા છે (આ. ૫૨). |
| ૪૭૪ | ૨૨ | પોળનુ | પોળના |
| ૪૭૮ | ૧૧ | મોટો | મોટા |
| | ૧૪ | તીથ | તીર્થ |
| | ૨૯ | ચબુતરા | ચબૂતરા |
| ૪૮૧ | ૭ | જેવુ | જેવા |
| | ૧૯ | Cultural | Art |
| ૪૮૨ | ૧૭ | *BBMPC* | *BBMPG* |
| | ૧૮ | *BCC* | *BCG* |
| | ૨૬ | pl. | p. |
| | ૩૨ | *ECG* | *WCG* |
| ૪૮૬ | ૧૧ | મોકલાયેલા | મોકલાવેલા |
| | ૨૮ | પેતાના | પોતાના |
| ૪૮૮ | ૧૮ | નેર્મન | નૉર્મન |
| ૪૯૧ | ૧૬ | પ્રતો | સચિત્ર પ્રતો |
| ૫૦૧ | ૮ | અણે | એણે |
| | ૨૩ | બાદએ | બાદ એ |
| ૫૦૨ | ૧૦ | એમ્બોસ | એમ્બ્રોસ |
| ૫૦૫ | ૨૧ | Churchil | Churchill |
| ૫૦૬ | ૧૯ | નામે | માં |

# ખંડ ૧

# પ્રાસ્તાવિક

## પ્રકરણ ૧

## સાધન-સામગ્રી

### ૧. ફારસી-અરબી તવારીખો

મુઘલ સમ્રાટ અકબરે ગુજરાત જીત્યું (ઈ.સ ૧૫૭૩) ત્યારથી લગભગ ૧૮૫ વર્ષ સુધી ગુજરાત મુઘલોના તાબામાં રહ્યું. આ ગાળા દરમ્યાન તેઓ પોતાના સૂબેદારો મારફતે ગુજરાતનો વહીવટ ચલાવતા રહ્યા

મુઘલ કાલમાં ફારસી રાજભાષા હતી. રાજ્ય તરફથી ફારસી ભાષા અને સાહિત્યના ઉત્કર્ષ માટે ખાસ ઉત્તેજન અપાતું હતુ. મુઘલ સમ્રાટો, સૂબેદારો અને અમીરો ફારસી ભાષાના વિદ્વાનોના આશ્રયદાતા હતા. આવા આશ્રિત વિદ્વાનોમાં ઇતિહાસ-લેખકોને સ્થાન મળ્યુ હતુ ઉપરાત કેટલાક સ્વતંત્ર ઇતિહાસ-લેખક પણ હતા, જેમને મુઘલો તરફથી પ્રોત્સાહન મળતુ રહેતુ. આથી આ કાલ દરમ્યાન મુસ્લિમ અને હિંદુ ઇતિહાસ-લેખકોએ મોટી સંખ્યામા ઇતિહાસગ્રંથ લખ્યા છે. આમાંના ઘણાખરા ગ્રંથ પ્રસ્તુત કાલના ગુજરાતના રાજકીય અને સાંસ્કૃતિક ઇતિહાસ માટે વત્તેઓછે અંશે ઉપયોગી થાય છે ૧

અકબરના સમયમા લખાયેલ અબુલ્ફઝલ-કૃત 'અકબરનામહ', અબ્દુલ્કાદિર બદાઉની(મૃ. ઈ.સ. ૧૫૯૬)–કૃત 'મુન્તખબુત્ તવારીખ' અને ખ્વાજા નિઝામુદ્દીન અહમદ હરવી–કૃત 'તબકાતે અકબરી' મુખ્ય છે.

'અકબરનામહ'માં ઘટનાઓની વિગતો સાલવાર આપી છે. એમાં બાબર અને હુમાયૂ વિશેના વિગતવાર અહેવાલમા ગુજરાત અંગે વિસ્તૃત માહિતી આવે છે,

| પૃષ્ઠ | પંક્તિ | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|
| ૩૩૩ | ૨૧–૨૨ની વચ્ચે | | ૪૩ જુઓ અ. પ્રે. શાહ, 'जैन साहित्यका बृहद् इतिहास', पृ १८४. |
| | ૨૨ | ૪૩ | ૪૩અ |
| ૩૩૫ | ૧૧ | દ્રાવ્ય | દ્રવ્ય |
| | ૧૨ | અંગ | અંગે |
| ૩૩૬ | ૧૯ | સામે | સાથે |
| ૩૪૩ | ૧૦ | ઈની | ઇની |
| | ૨૪ | ખ નો ઉચ્ચાર 'ષ' | ષ નો ઉચ્ચાર 'ખ' |
| ૩૪૬ | ૩ | ઘડતર | ઘડતરમાં |
| ૩૪૭ | ૬ | તરીકે છેડે | તરીકે |
| ૩૪૮ | ૧૩ | વગરનો | વગેરેનો |
| ૩૫૦ | ૨૧ | 'બિસ્મિલ્લા' | 'બિસ્મિલ્લાહ' |
| ૩૫૧ | ૨૯ | નીશાપુરીની...નઝીરીની | મહાન...નઝીરી નીશાપુરીની |
| ૩૫૭ | ૯ | ઊર | ઉપર |
| | ૧૪ | તરફ પડે | તરફ પ્રતિબિંબ પડે |
| | ૨૨ | ૧૪ | ૩૪ |
| ૩૫૯ | ૧૨ | *Epigrphia* | *Epigraphia* |
| | ૧૩ | b, e. | b, c. |
| | ૨૭ | XXVI e | XXVI c |
| ૩૬૩ | ૧૦ | ચુ વાળમાં | ચૂંવાળમાં |
| | ૩૧ | કવન તેમ | કવન |
| ૩૬૪ | ૨ | ૧૫૮૪ | ૧૭૦૦ |
| ૩૬૬ | ૧૮ | મુઘલાઈથી | મુઘલાઈની |
| ૩૬૮ | ૧૯ | આણુ, | આણુ |
| | ૨૪ | મંદિર[૩૪ ૩૫] | મંદિર[૩૪] |
| ૩૬૯ | ૨૬ | સમકાલીન અને | સમકાલીન |
| ૩૭૦ | ૨૭ | સ્થળો એ | સ્થળોએ |
| ૩૭૯ | ૨૧ | મની | માની |
| ૩૮૨ | ૧૮ | ઇમાદતખાનની | ઇબાદતખાનાની |
| ૩૮૩ | ૨૭ | અમદાવાદ | અમદાવાદમાં |
| ૩૮૪ | ૧૮ | પોતાના | પોતાનો |
| | ૨૫ | કુંજાતને | કુંજાતના |
| ૩૯૩ | ૧૫ | ૫૯ | ૫૦ |
| | ૨૧ | જે | જેથી |
| ૩૯૫ | ૧૯ | Farmans... Gujarat | *Mughal Farmans in Gujarat* |

| પૃષ્ઠ | પંક્તિ | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|
| ૪૦૧ | ૨૬ | મુસાફરો | મુસાફરોએ |
| ૪૦૨ | ૨૬ | બાહેધરી | બાહેધરી |
| ૪૦૭ | ૧ | ખલિલાબાદ | ખલીલાબાદ |
| | ૧૦ | પ્રાતીજ | પ્રાંતિજ |
| ૪૧૦ | ૨ | ૧૫ | ૧·૫ |
| | ૩૦ | પથથિયા | પગથિયાં |
| ૪૧૩ | ૧ | એનો | એમનો |
| | ૯ | શહેરેપનાહ | શહેરપનાહ |
| ૪૧૪ | ૧૦ | સારી. . છે | હમણાં સુધી સારી..હતો. |
| | ૨૦ | ઇદ્રુસ | એદ્રુસ |
| | ૨૧ | છે.[૨૬] | છે.[૨૮] |
| ૪૧૬ | ૫ | વિક્રમાજિત | વિક્રમજિત |
| | ૮ | પ્રસિદ્ધ | પ્રસિદ્ધિ |
| ૪૧૭ | ૨૩ | ચાર–ચાર | એક–એક... |
| | | .. કરેલા | ...કરેલો |
| ૪૨૦ | ૧૭ | સ્મારક | સ્મારકો |
| ૪૨૨ | ૧૯, ૨૧ | ફૂટ | ફૂટ |
| ૪૨૪ | ૨૫ | અમદાવાવાદમાં | અમદાવાદમાં |
| ૪૩૨ | ૯ | ભારિયા | ભા ટિયા |
| | ૧૬ | થરોના | થરે |
| ૪૩૪ | ૨૫ | હતો | હતો (આ. ૨૮). |
| ૪૩૮ | ૧૦ | દેવકાજી અને | દેવકીજીની, |
| | ૨૯ | ઝીલતુ | ઝીલતા |
| ૪૪૨ | ૧૩ | કરાવેલી | કરાવેલો |
| ૪૪૪ | ૨૯ | મક્કરપુરા | મકરપુરા |
| ૪૪૭ | ૧૮ | એ ઈ. સ. | ઈ સ. |
| | ૩૦ | એ ઊ ચુ | ઊ ચુ |
| ૪૪૮ | ૧૨ | પીરાન | પીરાન પીરની |
| ૪૫૧ | ૧ | સુજાતખાન | શુજાતખાન |
| ૪૫૨ | ૧૩ | ૧૬૯૦ | ૧૬૯૯ |
| ૪૫૬ | ૨૧,૨૨ | પટેલ, | પટેલ, ઉપર્યુક્ત, |
| ૪૫૭ | ૪ | A. S. Gadre. of | Yazdani & Gyani..from |
| ૪૫૮ | ૧૭ | Temple and | Temples . near |
| | ૧૯ | શંગ્રહ | સગ્રહ |
| | ૨૮ | Kacchh | Kachh |

જ્યારે એ પછીના ભાગમા ગુજરાત અંગેની પ્રસંગોપાત્ત માહિતી આવતી રહે છે. લેખકે આમાં ગુજરાત અંગેની કેટલીક માહિતી ગુજરાતમાં રહી આવેલા લોકો પાસેથી એકત્ર કરી હોવાનું જણાય છે. આ ગ્રંથની સાલવારી વિશ્વસનીય છે, જોકે ગ્રંથમાં અકબર પ્રત્યે ખુશામતભરી ભાષા પ્રયોજી છે અને કેટલેક સ્થાને અત્યુક્તિ પણ કરેલી છે.

'મુન્તખબુત્ તવારીખ'નો લેખક મુલ્લા અબ્દુલ્ કાદિર બદાઊની અકબરનો સમકાલીન હતો ત્રણ ભાગોમા લખાયેલી એની આ તવારીખમાં ગઝનવી વંશથી માંડીને ઈ.સ ૧૫૯૫-૯૬ સુધીનો ઇતિહાસ છે. અબુલ્ફઝ્લના 'અકબરનામહ'માં અકબરની શેહ અને ખુશામતને કારણે જે કેટલીક હકીકતો દબાઈ ગઈ તેને આ તવારીખમાં પ્રકાશમા લાવવાનો સ્તુત્ય પ્રયત્ન થયો છે સંભવતઃ આ કારણે આ ગ્રંથ જહાંગીરના સમયમાં જાહેરમા મૂકવામાં આવ્યો હતો. આ ગ્રંથના ત્રીજા ભાગમા ગુજરાત વિશે રસપ્રદ માહિતી છે.

'તબકાતે અકબરી' હિંદના સળંગ ઇતિહાસોમા વિશિષ્ટ સ્થાન ધરાવે છે. આ ગ્રંથમાં ઈ.સ. ૧૫૯૪ સુધીનો સૂબાવાર ઇતિહાસ અપાયો છે. એમાં ગુજરાતનો સળંગ ઇતિહાસ પણ સમાવેશ પામ્યો છે. તબકાતનો લેખક નિઝામુદ્દીન અહમદ હરવી ઈ.સ. ૧૫૮૫ થી ઈ.સ. ૧૫૮૯-૯૦ દરમ્યાન ગુજરાતના સૂબાનો બક્ષી હતો. મુઘલ કાલમા બક્ષીની જગ્યાનું ઘણું મહત્ત્વ હતું. બક્ષીગીરીને લઈને એનામા બનાવોની નોંધ કરવાની પદ્ધતિ ઇતિહાસ-લેખકોને શોભે તેવી આવી હતી. એણે આપેલ માહિતી ઘણી ઝીણવટભરી અને વિશ્વસનીય છે. લેખકે ગ્રંથલેખનમા ખરી હકીકતો રજૂ કરવામા કાળજી લીધી છે અને એ માટે એ રાગદ્વેષથી પર પણ રહ્યો છે. 'મિરાતે સિકંદરી' જેવી તવારીખોમા પણ ઉપલબ્ધ ન હોય તેવી કેટલીક માહિતી એણે આપી છે, જેની ઉપેક્ષા થઈ શકે એમ નથી. પ્રસ્તુત કાલના ઇતિહાસમા અકબરના સમયની કેટલીક વિશિષ્ટ માહિતી માટે આ ગ્રંથ ઘણો ઉપયોગી છે.

મીર અબૂ તુરાબવલી(મૃ. ઈ.સ. ૧૫૯૪-૯૫)એ લખેલ 'તારીખે ગુજરાત'મા ઈ.સ ૧૫૮૩ સુધીનો ગુજરાતનો ઇતિહાસ આલેખાયેલો છે, જેમાં છેવટના ભાગમા અકબરના સમયની ગુજરાતની ઘટનાઓનું નિરૂપણ ઉપયોગી થાય એમ છે.

અબ્દુલ્બકી નેહાવંદી-રચિત 'મઆસિરે રહીમી' અબ્દુર્રહીમ ખાનેખાનાન(મૃ. ઈ.સ. ૧૬૨૭)નું જીવનવૃત્તાંત ધરાવે છે. ઈ.સ. ૧૬૧૬ માં લખેલા આ ગ્રંથમાં લેખકે એના આશ્રયદાતા અબ્દુર્રહીમ સાથે સંકળાયેલી બધી વિગતો

ઝીણવટથી આપી છે. અકબરે કરેલી ગુજરાત પરની ચડાઈઓમા અબ્દુર્રહીમ હાજર હતો અને એક ચડાઈમા તો એ સિપેહસાલાર પણ હતો વળી એ ગુજરાતમા સૂબેદાર તરીકે પણ રહ્યો હતો એની સૂબેદારીની અને એણે ગુજરાતની બજાવેલી ઉત્તમ સેવાઓની નોંધ 'મઆસિરે રહીમી'માંથી મળે છે.

મુહમ્મદ કાસિમ ફિરિશ્તાએ એનો ગ્રંથ 'તારીખે ફિરિશ્તા' જહાગીરના સમયમાં ઈ.સ. ૧૬૧૧ માં પૂરો કર્યો હતો. એમાં ઈ.સ ૧૫૮૩ સુધીનો ગુજરાતનો સળગ ઇતિહાસ આપ્યો છે; જોકે લેખકે કેટલીક પ્રાસગિક માહિતી છેક ઈ.સ. ૧૬૧૧ સુધીની આપી છે.

જહાગીરના સમયની માહિતી જહાંગીરની પોતાની આત્મકથા 'તુઝૂકે જહાંગીરી'માં મળે છે. એમાં જહાંગીરે પોતે લીધેલી ગુજરાતની મુલાકાત અને ગુજરાત અગેના અનુભવોનુ રસપ્રદ બયાન કર્યું છે, જે સાસ્કૃતિક ઇતિહાસની દૃષ્ટિએ ઘણું ઉપયોગી છે.

મુહમ્મદ હાદીએ 'તતિમ્મએ વાકેઆતે જહાગીરી' લખી હતી, જેમાં એણે 'તુઝૂકે જહાંગીરી'મા વર્ણવેલા બનાવો પછીના બનાવોનું નિરૂપણ કર્યું છે. એમાં ગુજરાતને લગતા છૂટાછવાયા ઉલ્લેખો મળે છે. વળી મૌ'તમદખાનની 'ઇકબાલનામ-એ જહાગીરી' અને કામગારખાનની 'મઆસીરે જહાંગીરી'મા પણ પ્રસગોપાત્ત ગુજરાતના ઉલ્લેખો આવે છે 'મઆસીરે જહાગીરી' શાહજહાના આદેશથી લખાયેલો જહાગીરના સમયનો પૂરો ઇતિહાસ છે, જોકે એમા છેક ઈ.સ. ૧૬૩૦–૩૧ સુધીની કેટલીક માહિતી મળે છે.

શાહજહાંના સમયનો ઈ સ. ૧૬૫૪ સુધીનો વિગતવાર ઇતિહાસ અબ્દુલ્-હમિદ લાહોરીએ લખેલા 'બાદશાહનામહ'મા મળે છે આ ગ્રથમા ઈ.સ ૧૬૩૦ મા ગુજરાતમાં પડેલા મહાદુકાળનુ વર્ણન અને ઔરગઝેબની ગુજરાતની સૂબાગીરી દરમ્યાન બનેલા બનાવોનુ વર્ણન વિશેષ અગત્યનાં છે. શાહજહાના કાલના ઇતિહાસ માટે મુહમ્મદ સલિહ કમ્બુએ રચેલ 'અમલે સાલેહ' યા 'શાહજહાનામહ' અને એ પુસ્તકને આધારે સુધારીલાલ નામના હિંદુએ લખેલી 'તોહફ્એ શાહજહાની' પણ ઉપયોગી છે એમાં શાહજહાના જન્મથી માંડીને મૃત્યુ સુધીની તવારીખ આપી છે, જેમા પ્રસગોપાત્ત ગુજરાતને લગતા મહત્ત્વના ઉલ્લેખ આવે છે.

ઔરગઝેબના સમયના ગુજરાત વિશેની જાણકારીનુ મુખ્ય સાધન ખાફી-ખાનનુ પુસ્તક 'મુન્તખબુલ્લુબાબ' છે ખાફીખાન ઔરગઝેબનો સમકાલીન હતો.

જોકે એણે પોતે જણાવ્યા અનુસાર એનુ પુસ્તક હિ. સ. ૧૦૩૦(ઈ.સ. ૧૭૧૭) માં લખાયુ હતું. ખાફીખાન મુઘલકાલીન ભારતના ઇતિહાસ-લેખકોમાં વિશિષ્ટ સ્થાન ધરાવે છે છેક તીમૂરના વંશથી શરૂ કરીને એણે અકબરના સમય સુધીનો ઇતિહાસ અન્ય તવારીખોને આધારે આપ્યો છે, જ્યારે પછીનો ઇતિહાસ સાંભળેલી, જોયેલી અને જાતતપાસ કરેલી વિગતો પર આધારિત છે ઔરંગઝેબના સમયના બયાનમાં એણે ગુજરાત અંગે ખૂબ ઝીણી ઝીણી વિગતો આપી છે, જેવી કે મુરાદબક્ષે અમદાવાદમા સિક્કા પડાવ્યા અને પોતાના નામનો ખુત્બો પઢાવ્યો, સુરતના કિલ્લાને ઘેરો ઘાલ્યો અને એને સુરંગ વડે ઉડાવી દીધો, વગેરે.

ઔરંગઝેબ પછીના મુઘલ કાલ દરમ્યાનનો ઇતિહાસ રાય બિંદ્રાવને લખેલા 'લુબ્બુત્ તવારીખે હિન્દ'મા મળે છે. આ પુસ્તકમા ઈ.સ. ૧૬૮૯ સુધીનો વૃત્તાંત છે. એના ત્રીજા પ્રકરણમા ગુજરાતના મુઘલ સૂબાઓને લગતો વૃત્તાંત છે ઈ.સ. ૧૬૯૫મા લખાયેલ સુજાનરાય બટાલવી-રચિત 'ખુલાસતુત્ તવારીખ'ના એક પ્રકરણમા પણ ગુજરાતના સૂબાઓના સમયની રાજકીય ઘટનાઓનું વિગતવાર અને પ્રમાણભૂત નિરૂપણ મળે છે ઈ સ. ૧૭૦૮ મા જગજીવનદાસે લખેલ 'મુન્તખબુત્ તવારીખ' નામના હિંદના ઇતિહાસમા, ઈ.સ. ૧૭૧૯–૨૦માં મુહમ્મદ હાદી કામવરખાને લખેલ 'ગુલશને મુહમ્મદશાહી'મા, ઈ.સ. ૧૭૩૫–૩૬ માં મુહમ્મદઅલીએ લખેલ 'બુરહાનુલ્ફુતૂહ'માં; ઈ.સ. ૧૭૩૭ સુધીના 'કન્ઝુલ્મહફૂઝ'મા, ઈ સ ૧૭૭૯ સુધીના કુદ્રતુલ્લાહ સાદિકીના 'જામે જહાંનુમા'માં, ઈ સ. ૧૭૯૨ મા મુનશી હિરમે લખેલા 'રાજસોહાવલી'મા, હરસુખરાયે ઈ.સ. ૧૮૦૫ સુધી લખેલ 'મજ્મઉલ્ અખબાર'માં અને સદાસુખ દહેલવીના ઈ.સ. ૧૮૧૭ સુધીના બનાવોની નોધ કરતા ઇતિહાસ 'મુન્તખબુત્ તવારીખ'મા ભારતના ઇતિહાસના વિગતવાર વર્ણનમા ગુજરાતના ઇતિહાસને લગતા પ્રકરણનો પણ સમાવેશ થયો છે, જેમાથી રાજકીય ઇતિહાસને લગતી માહિતી વિશેષ મળે છે.

અલી મુહમ્મદખાન–કૃત 'મિરાતે અહમદી' મરાઠા કાલમાં ઈ.સ. ૧૭૬૧ મા લખાયેલો આધારભૂત ઇતિહાસ છે. તવારીખ-લેખક પોતે છેલ્લો બાદશાહી દીવાન હતો. હોદ્દાની રૂએ રાજ્યના દફતર એને હસ્તક હતાં. એણે ઝીણવટપૂર્વક નિરીક્ષણ કરીને પોતાની નોંધો તૈયાર કરી ત્રણ ભાગોમા આ પુસ્તક લખ્યુ હતુ એના પહેલા બે ભાગોમાં ગુજરાત મુઘલ સામ્રાજ્યનો ભાગ બન્યુ ત્યારથી માંડીને પાણીપતના ત્રીજા યુદ્ધ (ઈ.સ. ૧૭૬૧) સુધીનો વિગતપૂર્ણ ઇતિહાસ છે. બંને ભાગોમાં મુઘલ સૂબાઓ અંગે ઝીણવટભરી માહિતી છે. એમાં સૂબાઓ પર આવતાં હુકમો ફરમાનો પરવાના વગેરેનો સમાવેશ થયો છે તે અદ્વિતીય છે.

ત્રીજો ભાગ 'ખાતિમહ' એટલે કે 'પુરવણી' છે. આ પુસ્તકમા મુઘલ કાલના રાજકીય ઇતિહાસ ઉપરાંત વહીવટી તંત્ર આર્થિક સ્થિતિ અને સામાજિક સ્થિતિ, હિંદુ રીતરિવાજો અને ધાર્મિક સ્થાનો વગેરે વિશે પણ યથાર્થ વર્ણન થયુ છે. ધર્મનિરપેક્ષ રહીને આવો પ્રમાણભૂત ઇતિહાસ લખવા માટે અલી મુહમ્મદખાન મુસ્લિમ ઇતિહાસલેખકોમા વિશિષ્ટ ભાત પાડે છે

ઈસ ૧૭૬૮ માં મુહમ્મદ કાસિમ બિન અબ્દુર્ રહેમાને લખેલ 'સફીન-તુસ્સા'દાત' ગુજરાતના નામાંકિત સતપુરુષોનાં ચરિત્રનુ નિરૂપણ કરે છે.

જૂનાગઢના દીવાન રણછોડજી અમરજીએ લખેલ 'તારીખે સોરઠ વ હાલાર'માં ઈ.સ ૧૮૩૯ સુધીનો સોરઠ (હાલનો જૂનાગઢ જિલ્લો) અને હાલાર (હાલનો જામનગર જિલ્લો)નો વૃત્તાંત છે.

મુલ્લા ફીરોઝ બિન કાઉસે લખેલ 'જયોર્જનામહ' નામના ત્રણ ભાગ ધરાવતા મહાકાવ્યમા પોર્ટુગીઝોએ હિંદનો જળમાર્ગ શોધ્યો ત્યારથી માંડીને ઈસ. ૧૮૩૭ સુધીનો વૃત્તાંત છે. એમાં ફિરંગીઓ વલંદા ફ્રેન્ચો અને અંગ્રેજોની ભારતમાંની પ્રવૃત્તિઓના વર્ણનમા પ્રસંગોપાત્ત ગુજરાતને લગતી ઉપયોગી માહિતી પણ મળે છે.

અમદાવાદના સારાભાઈ નાગરે ઈ.સ. ૧૮૪૭ના અરસામા લખેલ 'મુખ્તસર તારીખે ગુજરાત' પણ આ કાલના મુઘલ સૂબાઓને લગતો ટૂંકો અહેવાલ છે. એમા સૂબાઓ અને મરાઠા સરદારો વચ્ચેના સંઘર્ષની વિગતો નોંધપાત્ર છે.

'દસ્તૂરુલ્ અમલ' એટલે કે વહીવટી દફતર પણ સલ્તનકાલના વહીવટી તંત્રનો ખ્યાલ મેળવવા માટેનુ અનિવાર્ય સાધન ગણાય છે મુઘલો દસ્તૂરુલ્-અમલ રાખવા પર ખાસ ધ્યાન રાખતા હતા. એમા સૂબાઓ, એમના વહીવટી વિભાગો, રાજ્યના આવતા શહેરો અને તેઓની વચ્ચેનુ અંતર, રાજ્યમા થતાં આવક-ખર્ચ, અધિકારીઓના હોદ્દાઓના નામ, એમની ફરજો, એમના કાર્યોની વહેંચણી, એમણે દરબારમા મોકલવાના અહેવાલો અંગેના નિયમ, તોલમાપ, સિક્કાઓ વગેરેને લગતી ઝીણી ઝીણી વિગતો ટૂંકમાં આપેલી હોય છે. અબૂલ્ફઝ્લનુ 'આઇને અકબરી' આ પ્રકારનુ પુસ્તક છે. એમાથી અકબરના સમયના અન્ય સૂબાઓની સાથોસાથ ગુજરાતના સૂબાનો વિસ્તાર, એના વહીવટી વિભાગ, એના કાયદા-કાનૂન, આવક-જાવક, ખેતપેદાશ, હુન્નર-ઉદ્યોગ વગેરેની નોંધ છે. ટોડરમલે લખેલ દસ્તૂરુલ્અમલમાં એ કાલની મહેસૂલ-પદ્ધતિ અંગે નવી વ્યવસ્થા ગોઠવવાને લગતી માહિતી મળે છે. શાહજહાંના સમયમા (ઈ.સ. ૧૬૪૭ માં)

મુહમ્મદ લતીફ બિન મુહમ્મદ અલી બિન મુહમ્મદશાહ ભરૂચીએ લખેલ 'મિરઆતુલૂહિંદ'માં ગુજરાતનં પરગનાં, તેઓનો વહીવટ અને તેઓની ઊપજની નોંધ ઉપરાંત વહાણવટાને લગતી વિગતો છે.

ઔરંગઝેબના સમયમાં (ઈ.સ. ૧૬૭૮ માં) જગતરાયે લખેલ 'ફરહંગે કારદાની'માંથી અને ઠાકોર મુનશીના ઈ.સ. ૧૭૪૮ સુધીની વિગતો નોંધતા 'દસ્તૂરુલ્અમલે અકબરી'માંથી પણ કેટલીક પ્રસંગોપાત્ત માહિતી સાંપડે છે. મરાઠા કાલમાં લખાયેલ 'ખાતિમએ મિરાતે એહમદી' એટલે કે 'મિરાતે એહમદીની પુરવણી' મુઘલકાલના તમામ દસ્તૂરુલ્અમલ કરતાં પણ વધુ પ્રમાણભૂત મનાય છે. એમાં માત્ર ગુજરાત અંગેની ભૌગોલિક વહીવટી આર્થિક સામાજિક અને ધાર્મિક બાબતો અંગે વિગતવાર નોંધો થયેલી છે. અબૂલ્ફઝ્લના 'આઈને અકબરી' અને ટોડરમલના 'દસ્તૂરુલ્અમલ'માં આવતી ગુજરાતના વહીવટી વિભાગોની પુનર્રચના અને મહેસૂલ અંગેની વિગતોને ચકાસીને હકીકતો મેળવવા માટે આ પુસ્તક ઘણું ઉપયોગી પુરવાર થયું છે

## ૨. ફારસી–અરબી અભિલેખો અને સિક્કા

**અભિલેખો**

ગુજરાતના મુઘલ સમયના લગભગ ૨૦૦ શિલાલેખ પ્રાપ્ત થયા છે. આ સંખ્યા આમ તો નાની કહેવાય અને એનું કારણ આ શિલાલેખોની શોધ જેવી થવી જોઈએ તેવી થઈ ન હોવાનું લેખી શકાય આમાં બાદશાહોના નામનિર્દેશવાળા અકબરના સાત, જહાંગીરના ત્રણ, શાહજહાંના ૧૬, ઔરંગઝેબના ૧૩, શાહઆલમ ૧ લાના બે, ફર્રુખસિયરના પાંચ, મુહમ્મદશાહના ત્રણ અને અહમદશાહના એક લેખનો સમાવેશ થાય છે આ લેખોમાં મોટે ભાગે મસ્જિદો બંધાવવાના, મૃત્યુ તારીખો આપવાના અને વાવ–કૂવા વગેરે બંધાવવાના ઉલ્લેખ છે કોઈ કોઈ લેખો રાજ્યાદેશ, ઐતિહાસિક બનાવ, ઉદ્યાન મદ્રસા કિલ્લા હમામ-(સ્નાનઘર), પાણીનો અવાડો, આગો વગેરે વિશે પણ છે.

મુઘલ કાલનાં લિખિત સાધન વિપુલ હોવા છતાં આ લેખોનું આગવું મહત્ત્વ છે ગુજરાતના ઇતિહાસ માટે કાંઈ ને કાંઈ માહિતી એમાંથી મળી રહે છે. વિશેષ કરીને ગુજરાતના જુદા જુદા ભાગોના સ્થાનિક ઇતિહાસ માટે આ લેખોમાંથી ઠીક ઠીક સામગ્રી મેળવી શકાય છે, જે ગુજરાતના મુઘલકાલીન ઇતિહાસના પ્રમુખ અને અમૂલ્ય સાધન એવા 'મિરાતે અહમદી' પુસ્તકમાં પણ અપ્રાપ્ય હોઈ એનું મૂલ્ય ઘણું છે. અકબરના સમયના પાટણ (ઉ ગુ)[2] નવસારી પાસે અમલપુર[3]

સિદ્ધપુર[૪] ખંભાત[૫], જહાંગીરના સમયના માગરોળ[૬], શાહજહાંના સમયના સુરત[૭] ડભોઈ[૮] માગરોળ[૯] તેમજ બનાસકાંઠા જિલ્લાના મજપુર,[૧૦] ઔરંગઝેબ કે એના અનુગામીઓના સમયના મહેસાણા[૧૧] મોડાસા[૧૨] પેટલાદ[૧૩] પાટણ[૧૪] કુતિયાણા[૧૫] ગોધરા[૧૬] વગેરેના અધિકારીઓ અફસરો કે જાગીરદારો વગેરેના નામો અને એમના ચોક્કસ કાર્ય–સમયની માહિતીનું એકમાત્ર સાધન આ લેખો છે. જહાંગીરના સમયમાં સુરત જિલ્લાના માંગરોળ તાલુકાના હાલ લગભગ નાના ગામ જેવા વિસરાવી ગામમા શાહજહાંની જાગીર હતી એ પણ ત્યાંથી મળી આવેલા એક શિલાલેખ પરથી જાણવા મળે છે.[૧૭]

અમુક ઐતિહાસિક કે અર્ધ–ઐતિહાસિક બનાવો વિશે પણ બીજે ન મળતી માહિતી અમુક લેખોમાંથી મળે છે અકબરના સમયમાં બનાસકાંઠાના થરાદના હિ.સ. ૧૦૧૧(ઈ.સ. ૧૬૦૨)ના એક મૃત્યુલેખમા એ વર્ષના ડિસેમ્બરની ૧૫ મી તારીખે થયેલી એક લડાઈનો ઉલ્લેખ છે, જેમા અમીરખાન નામે એક (સ્થાનિક) અધિકારી જેનુ નામ સુધ્ધાં પણ એ લેખ સિવાય જાણવા મળત નહિ મરાયો હતો એવો ઉલ્લેખ છે.[૧૮] માંગરોળના હિ સ. ૧૧૬૨(ઈ સ. ૧૭૪૯)-ના લેખ પરથી ત્યાં મરાઠાઓના ૧૨ વર્ષના વર્ચસ પછી ફરીથી મુસ્લિમ રાજ્ય સ્થાપવાની હકીકત પણ એક લેખ પરથી મળે છે.[૧૯] ઇતિહાસમા નોંધાયેલા પ્રસંગો હિ. સ ૧૦૩૨( ઈ સ. ૧૬૨૩ )મા જહાંગીરના ગુજરાતના સૂબેદાર સફીખાન અને બંડખોર શાહજહાંના માણસો વચ્ચે થયેલી બે લડાઈઓ[૨૦] અથવા ઉત્તર ગુજરાતમાં દૂદા કોળીના ઉપદ્રવ અને ગુજરાતના મુઘલ સૂબેદાર મહોબતખાનની ચડાઈ[૨૧] વગેરે વિશે પણ માહિતી આ લેખો પરથી મળે છે. એ જ પ્રમાણે નવાનગર રાજ્ય પર મુઘલ વર્ચસ સ્થપાયાનો ખરો વર્ષકાલ નિશ્ચિત કરવામા જામનગરનો એક લેખ ઉપયોગી નીવડ્યો છે[૨૨]

આ શિલાલેખમા રાજકર્મચારીઓ – દીવાન બખ્શી નાઝિર દારોગા ફોજદાર કોત(ટ)વાલ(ળ) સૂબેદાર વગેરે હોદ્દાઓના નામ મળે છે, જેમાના મોટા ભાગના સલ્તનત કાલના હોદ્દાઓથી જુદા હતા. અર્થ એ થયો કે મુઘલ કાલમાં ભારતવર્ષના બીજા પ્રાંતોની આ મુઘલ રાજ્યપ્રણાલી ગુજરાતમા પણ અપનાવવામાં આવી હતી.

આમ તો મુઘલ કાલને લગતાં અનેક શાહી ફરમાનો અને રાજ્યાદેશોનો 'મિરાતે અહમદી'ના કર્તાએ ઉતારો આપ્યો છે, પણ આ લેખોમાંના અમુકમાં આપેલા રાજ્યાદેશો નવા હોઈ ઐતિહાસિક અગત્યના છે. ડભોઈ પરગણાના શાહજહાંના સમયના જાગીરદારે પ્રજા અને ખેડૂતોની જુદી જુદી તકલીફો દૂર કરવાનાં પગલાં

દર્શાવતો આદેશ ડભોઈના હિ સ. ૧૦૫૪(ઈ.સ. ૧૬૪૪)ના લેખમાં મોજૂદ છે. બીજો આવો આદેશ, જેના પરથી રાજ્યાધિકારીઓ તરફથી વેપારીઓને કેવી કનડગત થતી એનો સહેજ ખ્યાલ આવી શકે છે તે સોરઠનાં માંગરોળ પ્રભાસ અને જૂનાગઢ શહેરોમાં શિલાલેખના રૂપમાં જાહેર સ્થાનોએ મૂકવામાં આવ્યો હતો[૨૩] આ લેખ પ્રમાણે વેપારીઓને રાજ્યાધિકારીઓ–ફોજદારો વગેરેના ભાગોની ઊપજ ઊધડ લેવાની ફરજ પાડવામાં આવતી, જેથી એમને નુકસાન જતું ને આથી એ પ્રથાને દૂર કરવાનો સોરઠના ફોજદાર શાહવર્દીખાને હિ સ ૧૦૯૭(ઈ.સ. ૧૬૮૬)મા આદેશ આપ્યો હતો. આ લેખો પરથી એમ પણ જાણવા મળે છે કે મુઘલ કાલમા પણ રાજ્યના જુદા જુદા કે અમુક ભાગોમાં શિલાલેખ પર કોતરાવેલા રાજ્યાદેશ મૂકવાની પ્રથા હતી.

રાજકીય ઇતિહાસ ઉપરાત બીજી માહિતી આ લેખોમાંથી મળે છે, જે બીજે સ્થળે મળતી નથી. એક લેખમા ખંભાતમાં હિ. સ. ૧૦૩૭(ઈ સ. ૧૬૨૭–૨૮)મા કે એ પહેલા થયેલા એક કોમી વિખવાદનો ઉલ્લેખ છે[૨૪] પાટણ (ઉ. ગુ) અને સરખેજના મહાન સતોના રોજાઓના એમજ એમના વક્ફની દેખરેખ માટે ટ્રસ્ટીઓ પણ (દેખીતી રીતે રાજ્ય તરફથી) નિમાવા અગેની માહિતી પણ લેખોમાથી મળે છે.[૨૬]

મુઘલ કાલની શિક્ષણસંસ્થાઓ વિશે નિર્દેશ કરતા અત્યાર સુધીમાં ચારેક લેખ મલ્યા છે, જેમા ચાર મદ્રસાઓ–બે અમદાવાદ[૨૫] અને એક–એક પાટણ[૨૬] (ઉ. ગુ) અને સુરત[૨૭] ખાતે શાહજહાં અને ઔરંગઝેબના સમયમાં બંધાઈ હોવાનો ઉલ્લેખ છે મુસાફરો વેપારીઓ તેમજ યાત્રાળુઓ માટે રહેવાના પ્રબંધની જવાબદારી રાજ્યાધિકારી પર હતી એવું સરાઈનુ બાંધકામ દર્શાવતા સુરત માગરોળ અમદાવાદ વગેરે સ્થળોએ મળી આવેલા લેખો પરથી સમજાય છે આવી સરાઈની આંતરિક વ્યવસ્થા કેવી હતી તથા એમાં કેવા પ્રકારની સગવડો અપાતી હતી એનો સુરતની મુઘલસરાઈમાના (હાલ મુંબઈના પ્રિન્સ ઑફ વેલ્સ મ્યુઝિયમમાં સંગ્રહાયેલા) શાહજહાંના સમયના લેખ પરથી સારી પેઠે ખ્યાલ આવે છે. આ સરાઈ માટે એક રસપ્રદ વાત એ છે કે એમા સૈનિકોને ઊતરવાની મનાઈ કરવામા આવી હતી.

ભાષાની દૃષ્ટિએ પણ બે ત્રણ દ્વિભાષી કે ત્રિભાષી લેખો ઉલ્લેખનીય છે. સિદ્ધપુરનો હિ. સ. ૧૦૫૬(ઈ.સ. ૧૬૪૬–૪૭)નો[૨૮] અને પેટલાદનો હિ. સ. ૧૧૧૧ (ઈ.સ. ૧૬૯૯–૧૭૦૦)નો લેખ[૨૯] ગુજરાતી ભાષાના નમૂના પૂરા પાડે છે.

વડનગરના હિ. સ. ૧૦૪૨(ઈ.સ. ૧૬૩૩)ના લેખમા જગજીવનદાસ નામના કવિએ રચેલુ હિંદી કવિત અરબી અને દેવનાગરી લિપિમાં આપવામાં આવેલ છે. ફારસી ભાષા અને સાહિત્યમાં ગુજરાતના ફાળા વિશે આ લેખોમા ઠીક ઠીક સામગ્રી મળે છે. ખાસ કરીને પદ્યમા લખાયેલા લેખો પરથી યાહ્યા, ફાઈઝ, જલાલ, મુહમ્મદ બિન હૈદર નરાકી, હાદી, મઅ્મૂરી, નશા વગેરે કવિઓનાં નામ મળે છે. પેટલાદના પદ્ય લેખનો રચનાર રુદ્રજી નામનો એક નાગર ગૃહસ્થ હતો.[30]

ઉપરાંત લેખોમાંથી કેટલીક અન્ય માહિતી પણ મળે છે; જેમકે સિદ્ધપુરના ઉપર્યુક્ત હિ સ. ૧૦૫૬(ઈ.સ. ૧૬૪૬–૪૭)ના લેખ પરથી એ સમયે આજના માર્કેટિંગ યાર્ડ જેવા ખેતીના ઉપજના વેચાણ માટે રાજ્ય તરફથી વ્યવસ્થા હતી. વળી ધાર્મિક સ્થાનો મસ્જિદો અને રોજાઓ ઉપરાંત કૂવા વાવ ઉદ્યાન, કિલ્લાઓ કે શહેરના કોટની રાંગો, કચેરીઓ, પાણીના આરા, અવાડા વગેરેને લગતા લેખો પરથી બાંધકામની પ્રવૃત્તિનો ખ્યાલ આવી શકે. શિલ્પસ્થાપત્યના અભ્યાસ વિશે પણ આ લેખ ઇમારતોનો સમય નિશ્ચિત કરવામા અગત્યના છે ખાસ કરીને અમદાવાદના સરદારખાનના રોજા અને મસ્જિદ તેમજ જૂનાગઢમા સરદાર બાગની મસ્જિદ વગેરેનાં વિશિષ્ટ સ્થાપત્ય-શૈલીના અભ્યાસ માટે તેઓનો નિશ્ચિત સમય આપતા ત્યાંના લેખ ઉપયોગી છે. એ પ્રમાણે અમુક ઇમારતો મહત્ત્વની વ્યક્તિઓ વિશે ખૂબ અગત્યની માહિતી પૂરી પાડે છે. દા. ત., ખંભાતની નવાબીના સ્થાપક મોમિનખાનની કબર અમદાવાદ ખાતે શિલાલેખ મળી આવ્યો ન હોત તો અજ્ઞાત રહેત.[31]

કોંકણના સીદીઓ ગુજરાતમાં રાધનપુર રાજ્યમાં નોકરી પર હતા એ પણ અમુક શિલાલેખો પરથી જણાય છે

ઈરાનના નાદિરશાહના પ્રપૌત્રો ગુજરાતમા આવી વસ્યા હોય કે ગુજરાતમા એમની કામગીરી દરમ્યાન મૃત્યુ પામ્યા હોય એમ અમદાવાદમા આવેલી એમની કબરોના લેખો પરથી જણાય છે.[32]

આ ઉપરાત ગુજરાતમાં મુઘલ કાલ દરમ્યાન પ્રયોજાતા સવતો, શહેરો કે ગામોના પાડવામા આવેલા નવાં નામ વગેરે વિશે પણ લેખોમાથી જાણવા મળે છે.

કલાની દૃષ્ટિએ પણ આ લેખોમાં સુલેખન-કલાના ઉત્તમ નમૂનાઓ મળી આવે છે. બીજુ આ લેખોમા થોડા સુલેખનકારોના નામ પણ સચવાયાં છે, જે સાધનસામગ્રીની દૃષ્ટિએ મહત્ત્વનાં છે.

સિક્કા

સાધારણ રીતે મુઘલ સમ્રાટોના ગુજરાતના સિક્કા પણ વજન આકાર કિંમત ભાગો વગેરે બાબતોમાં ભારતના બીજા ભાગોના એમના સિક્કાઓ જેવા છે. ગુજરાતના એમના સિક્કાઓની કોઈ આગવી વિશેષતા નથી.

ગુજરાતસ્થિત મુઘલ ટંકશાળો જે શહેરોમાં હતી તેઓના નામ આ પ્રમાણે છે અમદાવાદ પાટણ (ઉ. ગુ.) માલપુર સુરત જૂનાગઢ ખંભાત પટ્ટનદેવ· (પ્રભાસપાટણ) ઇસ્લામનગર(જામનગર) જેતપુર અને ભરૂચ.[33] આમાં પાટણ અને માલપુરના માત્ર અકબરના સિક્કા જ મળે છે, જ્યારે પટ્ટનદેવના માત્ર શાહજહાંના, ઇસ્લામનગરના માત્ર ઔરંગઝેબના, જેતપુરના માત્ર અહમદશાહના અને ભરૂચના માત્ર આલમગીર ૨ જાના મળે છે.

ગુજરાતના મુઘલ સિક્કાઓમાં સલ્તનતકાલીન સિક્કાઓ કરતાં પ્રમાણમાં વધુ માહિતી મળે છે બાદશાહનુ પૂરુ નામ, ટંકશાળનું નામ અને સિક્કો પડ્યાનુ વર્ષ હિજરી સન અને રાજ્યવર્ષ કે ઇલાહી વર્ષ ( શાહજહાના સમય સુધી જ ઇલાહી વર્ષ મળે છે.)—એ અચૂક રીતે આપવામા આવેલ હોય છે અકબર, જહાંગીર અને શાહજહાના સિક્કાઓ પર ઘણી વખત એક વર્ષમાં જે જુદા જુદા મહિનાઓમાં સિક્કો પાડવામાં આવ્યો હોય તે મહિનાનુ નામ પણ દર્શાવવામા આવેલું હોય છે મુઘલ સિક્કાઓના લખાણમા શાહજહાંના સમય સુધી કલમાનો પ્રયોગ થતો, પણ ઔરંગઝેબના સમયથી એ બંધ કરવામાં આવ્યો.

આ સિક્કાઓના ઐતિહાસિક મહત્ત્વ વિશે વધુ કહેવાનુ રહેતું નથી. એ સમયના ગુજરાતની આર્થિક(વેપાર અને નાણાકીય) તેમજ રાજકીય સ્થિતિનો તેઓના પરથી આભાસ આવી શકે છે. તદુપરાંત એ ઇતિહાસના પુસ્તકોમાં મળતી માહિતીના પૂરક કે અનુમોદક પણ બની રહે છે કોઈ વખત તો પુસ્તકમા ન મળતી હોય તેવી માહિતી પણ તેઓના દ્વારા મળી આવે છે. ઈરાનના રાજવી નાદિરશાહના નામના સિક્કા મુઘલ સમ્રાટ મુહમ્મદશાહના સમયમાં ભારતની ટંકશાળોમાંથી બહાર પાડવામાં આવ્યા હતા એ વિશે અનુમોદન અમદાવાદમાં એના મળી આવેલા સિક્કાઓ પરથી મળે છે. ગુજરાતમાં મુઘલ સત્તાના અસ્ત પછી પણ મુઘલ સમ્રાટોનુ નામનુ પણ સાર્વભૌમત્વ સ્વીકારવામાં આવ્યું હતુ એ બેદારબખ્ત અને મુહમ્મદ અકબર ૨ જાના સિક્કાઓ પરથી પુરવાર થાય છે.

આ સિક્કાઓની સંખ્યા પરથી ટંકશાળવાળાં શહેરોની અગત્ય તેમજ જાહોજલાલીનો તેમજ તેઓની શા કારણોસર અગત્ય હતી એનો કાંઈ ખ્યાલ

આવી શકે. અકબર અને જહાંગીરના સમયમાં અમદાવાદની ટંકશાળ વધુ કાર્ય-શીલ હતી. સુરતની ટંકશાળમાં ઘણા ઓછા સિક્કા બહાર પડયા હતા, પણ શાહજહાંના સમયથી સુરતની ટંકશાળ સૌથી વધુ કાર્યશીલ બની અને ઔરંગઝેબના સમય પછી અમદાવાદની ટંકશાળમાં બહુ ઓછા સિક્કા બહાર પાડવામાં આવ્યા હોય એમ લાગે છે, જ્યારે સુરતના સિક્કા લગભગ ઠેઠ સુધી મળી આવે છે. એદારબખ્ત અને મુહમ્મદ અકબર ર જાના સિક્કા આમ અપવાદરૂપ છે. જૂનાગઢ અને ખંભાતની ટંકશાળમાં શાહજહાંના સમયથી સિક્કા નિયમિત રીતે પડયા હોવાનું જણાય છે. ફરૂખસિયરના સમયમાં પછી જૂનાગઢની ટંકશાળ બંધ કરવામાં આવી હોય એમ લાગે છે, જ્યારે ખંભાતના સિક્કા લગભગ ૧૮ મી સદીના અંત સુધી મળી આવે છે આ પરથી જણાય છે કે સુરત અને ખંભાત જેવાં બંદર શાહજહાંના સમયથી વધુ વિકસ્યાં હોવાથી ત્યાં નાણાકીય પ્રવૃત્તિઓ વધુ પ્રમાણમાં થવા લાગી હતી

## ૩. હિંદુ-જૈન સાહિત્ય

પ્રસ્તુત કાલખંડની ઐતિહાસિક ઘટનાઓને એક અથવા બીજી રીતે વર્ણવતા કે પ્રસ્તુત કરતા હિંદુ-જૈન સાહિત્યિક સાધનોમાં જૈન કૃતિઓની બહુલતા છે, જૈનેતર લેખકોએ રચેલું ઐતિહાસિક સાહિત્ય તુલનાએ અલ્પ છે એવી સાહિત્યકૃતિઓમાંથી પણ તત્કાલીન સંસ્કૃતિ અને અભ્યાસ માટેની સામગ્રી સ્વાભાવિક રીતે જ મળે છે એ એક જુદી વાત છે. ઇતિહાસનાં સાધન અનેકવિધ હોય છે, એમાં સૌથી મહત્ત્વનું અને વ્યાપક સાધન સાહિત્ય છે સાહિત્ય કોઈ સમય-કાલમાં રચાયેલું હોય છે આથી સાહિત્ય પ્રાય. એ સમય ઉપર પ્રકાશ પાડે છે અને એ સમય કે કાલનો અભ્યાસ સાહિત્યને સમજવામાં ઉપકારક થાય છે. વિશિષ્ટ અર્થમાં ઐતિહાસિક સાધનો લેખાય નહિ એવી સાહિત્યકૃતિઓ પણ તત્કાલીન જીવનને સમજવામાં અગત્યની છે, જોકે આ ગ્રંથમાલાના આયોજનની મર્યાદામાં રહી અહીં મુખ્યત્વે ઇતિહાસપ્રધાન સાહિત્યની આપણે વાત કરીશું.

આ કાલખંડના જૈન-કૃત ઐતિહાસિક સાહિત્યમાં આચાર્ય હીરવિજયસૂરિના જીવન વિશે લખાયેલી કૃતિઓ નોંધપાત્ર છે મુખ્યત્વે એ કૃતિઓનો આધાર લઈ અર્વાચીન કાળમાં મુનિશ્રી વિદ્યાવિજયજીએ 'સૂરીશ્વર અને સમ્રાટ' એ શીર્ષકના ગ્રંથ ગુજરાતી અને હિંદીમાં રચ્યા છે પ્રસ્તુત ઐતિહાસિક કૃતિઓ સંસ્કૃત અને જૂની ગુજરાતીમાં છે એના કેંદ્રમાં હીરવિજયસૂરિ જેવા

પ્રભાવશાળી આચાર્ય છે, પણ પશ્ચિમ અને ઉત્તર ભારતમાં એમના અને એમના શિષ્યમંડળના સુદીર્ઘ વિહારો, સમાજના સામાજિક-ધાર્મિક જીવન પરત્વે એમની પ્રવૃત્તિઓનો વ્યાપ, અકબર પાદશાહ સમેત તત્કાલીન રાજશાસકો સાથેનો એમનો સંપર્ક તથા એ પૈકી કેટલાક ઉપર એમનો ઊંડો પ્રભાવ, ગુજરાતની વિદ્યા-પ્રવૃત્તિને જીવંત અને સતેજ રાખવામાં એમનું કુશળ આયોજન, ગુજરાત અને રાજસ્થાનના પ્રધાનતઃ વેપારી વર્ગમાં સામાજિક આત્મવિશ્વાસની ભાવના વિકસાવવામાં એમનું કર્તૃત્વ—આ બધાં કારણોને લીધે એમના જીવનને કેંદ્રમાં રાખીને રચાયેલી સર્વ કૃતિઓ ગુજરાતના સામાજિક-ધાર્મિક જીવનના અભ્યાસમાં બહુ અગત્યની છે.

આવી કૃતિઓમાં સર્વપ્રથમ સ્થાન દેવવિમલગણિકૃત 'હીરસૌભાગ્ય કાવ્ય'નું છે[૩૪] એ ઉપરની ટીકા પણ દેવવિમલગણિએ પોતે જ રચેલી છે. આ રચનાનું નામ સોમસુંદરસૂરિના જીવન વિશે અગાઉ પ્રતિષ્ઠાસોમે રચેલા 'સોમસૌભાગ્ય કાવ્ય'ની યાદ (ઈ.સ. ૧૪૯૮) આપે છે, જેનો ઉલ્લેખ આ ગ્રંથમાલાના પાંચમા ગ્રંથના પ્રથમ પ્રકરણમાં 'હિંદુ-જૈન સાહિત્ય' એ શીર્ષક નીચે કરેલો છે.

'સોમસૌભાગ્ય કાવ્ય' દસ સર્ગોનું છે, જ્યારે 'હીરસૌભાગ્ય કાવ્ય' ૧૭ સર્ગોનું છે અને સટીક છે, વળી સંસ્કૃત સાહિત્યશાસ્ત્રના નિયમોને બને ત્યાં સુધી અનુસરી રચાયેલું મહાકાવ્ય હોવા સાથે ઐતિહાસિક પ્રસંગો અને વિગતોથી ભરપૂર છે. એની અતિસંક્ષિપ્ત રૂપરેખા અહીં જોઈએ. એમાં શરૂઆતમાં હીરવિજયસૂરિનાં જન્મ, દીક્ષા, આચાર્યપદ-પ્રાપ્તિ, સમ્રાટ અકબરના આમંત્રણથી ગંધાર બંદરથી ફત્તેહપુર સિકરી સુધીની પદયાત્રા કરી સમ્રાટને જઈ મળવું, વગેરે વિગતો આપી છે. ત્યાર પછી ફત્તેહપુર સિકરીનો વૃત્તાંત છે. ત્યાં સંઘજનોએ વાજતેગાજતે એમનું સ્વાગત કર્યું. ત્યાં જગમાલ કછવાહ(જયપુરના રાજા બિહારીમલ્લના નાના ભાઈ)ના મહેલમાં એમણે વાસ કર્યો 'આઇને અકબરી'નો કર્તા શેખ અબ્બુલફઝલ સૂરિને પોતાને ઘેર લઈ ગયા અને ત્યાં અનેકવિધ શાસ્ત્રચર્ચા થઈ. અકબરે દરબાર ભરી, ગંધારથી સિકરી સુધી પગે ચાલીને આવનાર ગુરુ પાસે જૈનધર્મ અને એના આચારો વિશે માહિતી મેળવી. અકબરના પુત્ર શેખુજી (સલીમ જહાંગીર) પાસે પદ્મસુંદર નામે જૈન સાધુએ આપેલો હસ્તલિખિત પુસ્તકોનો ભંડાર હતો તે એણે હીરવિજયસૂરિને આપ્યો. સૂરિએ એ પુસ્તકો સુરક્ષિત રાખવા માટે આગ્રામાં જ્ઞાનભંડાર સ્થાપ્યો અને એ ચોમાસું (સં. ૧૬૩૯-ઈ.સ. ૧૫૮૩) આગ્રામાં ગાળ્યું. અકબરે એમને અશ્વ, હાથી વગેરેની ભેટ લેવા વિનંતી કરી, પણ અપરિગ્રહી સાધુ તરીકે એવી ભેટો

પોતાને અસ્વીકાર્ય હોઈ એમણે પર્યુષણના આઠ દિન હિંસા ન થાય એમ કરવા પાદશાહને જણાવ્યુ. પાદશાહે પોતાના પુણ્યાર્થે એમાં ચાર દિવસ ઉમેરી ૧૨ દિવસ સમસ્ત સામ્રાજ્યમાં ‘અમારિ’ પ્રવર્તાવનારા છ ફરમાન કાઢયાં, અને એ પ્રસંગે હીરવિજયસૂરિને ‘જગદ્દગુરુ’નુ બિરુદ આપ્યુ. અનેક ધર્મ કાર્ય કરતાં કરતાં મથુરા અને ગોપગિરિ—ગ્વાલિયરની યાત્રા કર્યા પછી સૂરીએ ગુજરાત તરફ પ્રયાણ કર્યું અને શાંતિચંદ્ર ઉપાધ્યાયને પાદશાહ પાસે રાખ્યા. શાંતિચંદ્ર ઉપાધ્યાય, જેઓ અકબર પાસે રહીને એની પ્રશસ્તિરૂપે રચેલુ ‘કૃપારસકોશ’ નામે કાવ્ય પાદશાહને સંભળાવતા હતા, તેમને હીરવિજયસૂરિના દર્શનની ઇચ્છા થતા પોતાની જગ્યાએ ભાનુચંદ્રગણિને પાદશાહ પાસે મૂકીને તેઓ પાટણ આવ્યા. પાદશાહે એ સમયે સૂરિને ભેટ આપવા માટે ગુજરાતમાથી જજિયાવેરો કાઢી નાખતુ ફરમાન આપ્યું અને ‘અમારિ’ માટે અગાઉ પર્યુષણના ૧૨ દિવસ જાહેર કર્યા હતા તેમા બીજા ઘણા દિવસ ઉમેર્યા. ભાનુચંદ્રગણિ અકબર પાદશાહની સાથે કાશ્મીર ગયા ત્યાં એમણે પાદશાહને સમજાવતાં શત્રુંજય તીર્થના યાત્રાળુઓને કરમુક્ત કરતું ફરમાન પાદશાહે હીરવિજયસૂરિને મોકલ્યુ. હીરવિજયસૂરિ અને વિજયસેનસૂરિએ આથી પ્રસન્ન થઈ, વાસક્ષેપ મોકલી લાહોરમાં ભાનુચંદ્રગણિને ઉપાધ્યાયપદ અપાવ્યુ. આ પછી અકબરને વિજયસેનસૂરિના દર્શનની ઇચ્છા થતાં હીરવિજયસૂરિએ એમને લાહોર મોકલ્યા

સં. ૧૬૫૦(ઈ.સ ૧૫૯૪)ની ચૈત્રી પૂર્ણિમાએ હીરવિજયસૂરિએ શત્રુંજયની મોટી યાત્રા કરી અને વિશાળ જિનમંદિરોની પ્રતિષ્ઠા કરી. એ પછી ઊનામા ચાતુર્માસ કર્યા. મક્કે હજ કરીને પાછા ફરેલા ગુજરાતના સૂબા આજમખાને ઊના આવી સૂરિ પાસે હજાર મહોરની ભેટ ધરી, પણ સૂરિએ એનો અસ્વીકાર કર્યો. વળી ત્યાં જામનગરના જામસાહેબ સાથે તેમના કારભારી અબજી ભણસાળીએ સૂરિની અંગપૂજા અઢારસો સોનામહોરથી કરી. ઊનાના ખાન મહમદખાન પાસે સૂરિએ હિંસા છોડાવી. સં. ૧૬૫૨(ઈ.સ. ૧૫૯૬)ના વૈશાખ માસમા એમણે મંદિરની પ્રતિષ્ઠા કરાવી. એ જ વર્ષના ભાદરવા સુદ અગિયારસ ને ગુરુવારે હીરવિજયસૂરિએ સ્વર્ગવાસ કર્યો.

‘હીરસૌભાગ્ય કાવ્ય’ના ઇતિવૃત્તના કલેવરની આ અતિશય આછી રૂપરેખા માત્ર છે, પણ ગુજરાતના સમકાલીન ધાર્મિક—સામાજિક ઇતિહાસના એક અતિમહત્ત્વના ખંડ માટે એનું કેવું વિશિષ્ટ મહત્ત્વ છે એ એના ઉપરથી તુરત સમજાય એવુ છે. મૂળ કાવ્યમાં તથા એના ઉપરની સ્વોપજ્ઞ ટીકામા એવી કેટલીયે વિપ્રકીર્ણ અને કુતૂહલજનક માહિતી મળે છે, જે ગુજરાતના સાંસ્કૃતિક ઇતિહાસ માટે ઘણી અગત્યની છે ૩૫

હીરવિજયસૂરિ વિશેના છતાં, ઉપર કહ્યું તેમ, ઐતિહાસિક દૃષ્ટિએ અગત્યના અન્ય મુખ્ય સાહિત્યનો ટૂંકો નિર્દેશ અહીં કરીએ. ખંભાતના શ્રાવક કવિ ઋષભદાસે 'હીરસૌભાગ્ય કાવ્ય'ને આધારે રચેલો 'હીરસૂરિરાસ'(સં ૧૬૮૫–ઈ સ. ૧૬૨૯) સંસ્કૃત મહાકાવ્યના ઇતિવૃત્તને લોકભોગ્ય બનાવવા માટે રચાયો છે એ સ્પષ્ટ છે[36] હીરવિજયસૂરિની શિષ્યપરંપરામાં થયેલા વિવેકહર્ષ ઉપાધ્યાયે સૂરિના નિર્વાણના વર્ષમાં જ વીજાપુરમાં રચેલો 'હીરવિજયસૂરિનો રાસ' તથા 'હીરવિજયસૂરિ નિર્વાણ સ્વાધ્યાય' તદ્દન સમકાલીન ગુજરાતી કૃતિઓ તરીકે નોંધ માગી લે છે[37] ગજરાજ પંડિત-કૃત 'હીરવિજયસૂરિ બારમાસ'ની રચના પણ એ વર્ષમાં થઈ છે.[38] કુંઅરવિજયનો 'હીરવિજયસૂરિશલોકો' અને 'હીરવિજયપુણ્યખાણું પછી તુરત રચાયેલાં જણાય છે.[39] શ્વેતાંબર જૈનોના ગચ્છો વચ્ચેનો મતવિરોધ અટકાવવા માટે 'બાર બોલ' નામથી હીરવિજયસૂરિએ જાહેર કરેલી ૧૨ આજ્ઞાઓ વિશેનો 'હીરવિજયસૂરિના બારબોલનો રાસ' ઋષભદાસે સં. ૧૬૮૪(ઈ.સ ૧૬૨૮)માં રચ્યો છે.[40]

અકબર બાદશાહને મળી હીરવિજયસૂરિ ગુજરાતમાં પાછા આવતા હોવાના સમાચાર જાણી મુનિ પદ્મસુંદરે ૨૭૩ શ્લોકનું સંસ્કૃત 'જગદ્ગુરુ કાવ્ય' સં. ૧૬૪૬(ઈ સ. ૧૫૯૦)માં માગરોળમાં રચીને સૂરિને અર્પણ કર્યું હતું.[41] અકબરની અમારિઘોષણા અને દયાવૃત્તિની અલંકૃત પ્રશસ્તિ ગાતું કાવ્ય શાંતિચંદ્રકૃત 'કૃપારસકોશ'–જેનો ઉપર નિર્દેશ કર્યો છે, તે સં. ૧૬૫૦(ઈ.સ ૧૫૯૪) માં રચાયું છે.[42]

ઉપર જણાવ્યું તેમ, શાંતિચંદ્ર ઉપાધ્યાય અકબરની રજા લઈ ગુજરાત ગયા પછી ભાનુચંદ્ર અકબરના દરબારમાં રહ્યા. ભાનુચંદ્રના શિષ્ય સિદ્ધિચંદ્ર હતા. આ ગુરુ–શિષ્ય મોટા વિદ્વાન હતા મહાકવિ બાણભટ્ટ–કૃત 'કાદંબરી' ઉપરની પ્રમાણભૂત અને સૌથી વિખ્યાત ટીકા આ ગુરુ–શિષ્યે રચેલી છે સિદ્ધિચંદ્રે પોતાના ગુરુ ભાનુચંદ્રની જીવનકથાનું આલેખન 'ભાનુચંદ્રગણિ-ચરિત'[43] એ નામના ગ્રંથમાં કર્યું છે આ ગ્રંથ સંસ્કૃત સાહિત્યમાંની ઐતિહાસિક રચનાઓમાં વિશિષ્ટ હોવા સાથે એ સમયના ધાર્મિક સામાજિક અને રાજકીય જીવન માટે અસાધારણ મહત્ત્વનો છે. મુઘલ દરબારનું અને પાદશાહોના દૈનિક જીવનનું પ્રત્યક્ષ આલેખન એમાં છે ભાનુચંદ્રે 'સૂર્યસહસ્રનામ'ની રચના કરી હતી અને અકબર દર રવિવારે એમની પાસે 'સૂર્યસહસ્રનામ' બોલતો.[44] સિદ્ધિચંદ્રે ફારસી ભાષાનો અભ્યાસ કર્યો હતો અને ફારસી ભાષાના કેટલાક ગ્રંથ પાદશાહને એમણે ભણાવ્યા હતા શાંતિચંદ્રની જેમ સિદ્ધિચંદ્ર પણ શતાવધાની હતા એમના પ્રયોગ જોઈ પ્રસન્ન થયેલ પાદશાહે એમને

'ખુશફ્હમ' (પ્રશસ્ત પ્રજ્ઞાવાન)ની પદવી આપી હતી. એ સમયે સિદ્ધિચંદ્ર જુવાન અને અત્યંત સ્વરૂપવાન હતા એક વાર પાદશાહે બહુ સ્નેહથી એમનો હાથ પકડી કહ્યું : 'હું આપને પાંચ હજારની મનસબદારી અને મોટી જાગીર આપુ છુ તેનો આપ સ્વીકાર કરી રાજા બનો, લગ્ન કરો અને સાધુવેશનો ત્યાગ કરો', પણ સિદ્ધિચંદ્ર પોતાના આચારમાંથી ચલિત થયા નહોતા. ભાનુચંદ્ર ઉપાધ્યાય પ્રાયઃ અકબરના મરણ સુધી એના દરબારમા રહ્યા હતા

હીરવિજયસૂરિના પટ્ટધર વિજયસેનસૂરિ હતા, જેઓ લાહોરમાં અકબર પાદશાહને મળ્યા હતા એ ઉપર આવી ગયું. વિજયસેનસૂરિનુ જીવનવૃત્ત હેમવિજયે 'વિજયપ્રશસ્તિ'ના ૧૬ સર્ગોમા આલેખ્યુ છે. હેમવિજયનો સ્વર્ગવાસ થતા ગુણવિજયે એમા પાચ સર્ગ ઉમેરી કુલ ૨૧ સર્ગો ઉપર ટીકા રચી છે (સ. ૧૬૮૮ ઈ સ. ૧૬૩૨).[૪૫] વિજયસેનસૂરિના પટ્ટધર વિજયદેવસૂરિ પણ પોતાના ગુરુઓની જેમ એક પ્રભાવશાળી આચાર્ય હતા. સ. ૧૬૭૪ (ઈ સ. ૧૬૧૮) માં એમની તપશ્ચર્યાથી આશ્ચર્ય પામી પાદશાહ જહાંગીરે માંડવગઢમાં 'જહાંગીરી મહાતપા'નુ બિરુદ એમને આપ્યુ હતુ એમનું ચરિત્રલેખન ખરતરગચ્છના શ્રીવલ્લભ પાઠકે સટીક 'વિજયદેવમાહાત્મ્ય' (સં. ૧૬૯૯-ઈ સ. ૧૬૪૩ મા કર્યું છે.[૪૬] ગુણવિજયકૃત 'વિજયદેવસૂરિપ્રબન્ધ'નો સાર આચાર્ય જિનવિજયજીએ 'પુરાતત્ત્વ' પુ. ૨, પૃ. ૪૬૦-૬૩ મા આપ્યો છે વિજયદેવસૂરિના નિર્વાણની સજ્ઝાય મળે છે[૪૭] વિજયદેવસૂરિ તેમજ એમના પટ્ટધર વિજયપ્રભસૂરિનુ ચરિતવર્ણન સુપ્રસિદ્ધ વિદ્વાન મેઘવિજય ઉપાધ્યાયે 'દેવાનન્દ મહાકાવ્ય' (સં. ૧૭૨૭-ઈ સ. ૧૬૫૬) માં[૪૮] કર્યું છે. એ જ વિદ્વાને રચેલા 'દિગ્વિજય મહાકાવ્ય' મા[૪૯] વિજયપ્રભસૂરિનુ કાવ્યાશ્રય વિસ્તૃત જીવનવૃત્ત છે

પ્રમોદમાણિક્યના શિષ્ય જયસોમ ઉપાધ્યાયે સ. ૧૬૫૦(ઈ.સ. ૧૫૯૪) મા સસ્કૃતમા 'કર્મચંદ્રવંશાવલી પ્રબંધ' રચ્યો છે અને એ ઉપર સંસ્કૃત ટીકા એમના શિષ્ય ગુણવિનયે સ ૧૬૫૫(ઈ સ. ૧૫૯૯)મા લખી છે.[૫૦] પ્રબન્ધનો ગુજરાતી પદ્યાનુવાદ પણ ગુણવિનયે એ જ વર્ષમાં કર્યો છે.[૫૧] મંત્રી કર્મચંદ્ર એ બીકાનેરનો ઓસવાળ વણિક હતો. એનું કુટુંબ રાજસ્થાનનાં રાજકુળોમા અને મુઘલ દરબારમા સારો પ્રભાવ ધરાવતુ હતુ. મંત્રી કર્મચંદ્ર અકબર બાદશાહના ગાઢ સંપર્કમાં આવ્યો હતો ખરતર ગચ્છના આચાર્ય જિનચંદ્રસૂરિનો અકબર સાથે પરિચય એણે કરાવ્યો હતો. કર્મચંદ્ર અને એના વંશજોનુ ગુણસંકીર્તન કરતા આ પ્રબંધમાંથી રાજસ્થાન અને ગુજરાતના રાજકીય અને ધાર્મિક ઇતિહાસની ઘણી મહત્ત્વની હકીકતો તેમજ સામગ્રી પ્રાપ્ત થાય છે.

મુઘલ કાલીન ગુજરાતના એક પ્રતિષ્ઠિત શ્રેષ્ઠી અમદાવાદ-નિવાસી શાંતિદાસ ઝવેરી હતા. બાદશાહના રાજમાન્ય ઝવેરીઓમાંના તેઓ એક હતા. ભારતનાં અનેક વેપારી કેંદ્રોમાં એમની શરાફી પેઢીઓ ચાલતી. જહાંગીરે એમને અમદાવાદની નગરશેઠાઈ વંશપરંપરાગત આપી હતી શાંતિદાસે સં. ૧૬૭૮(ઈ સ. ૧૬૨૨) મા અમદાવાદના પરા બીબીપુર–હાલના સરસપુર–માં ચિંતામણિ પાર્શ્વનાથનુ ભવ્ય મંદિર બંધાવ્યુ હતુ. ધર્માંધ ઔરંગઝેબે ગુજરાતની ટૂંકી સૂબાગીરી દરમ્યાન એ મંદિરમા મહેરાબ કરી એની મસ્જિદ બનાવી હતી, પણ એમાંથી મુસ્લિમોનો કબજો ઉઠાવી લેવા માટેનુ ફરમાન પાદશાહ શાહજહાં પાસેથી શાંતિદાસે મેળવ્યુ હતુ, જોકે ભ્રષ્ટ અને અપૂજ્ય સ્થિતિમાં રહેલા એ મંદિર તરફ ઉપાસકો ફરી વાર ન જ વળ્યા. અમદાવાદની નગરશેઠાઈ શાંતિદાસના વંશજોમા આજ સુધી ચાલતી આવી છે, અને એ વંશમા પ્રભાવશાળી દાની, ધર્મપ્રેમી તથા રાજકીય અને વહીવટી કુશળતા ધરાવનારા અનેક નરવિશેષ થયા છે ક્ષેમવર્ધનકૃત 'શાંતિદાસ શેઠનો રાસ' (સ ૧૮૭૦–ઈ.સ ૧૮૧૪)માં[૫૨] શાંતિદાસ અને એમના વંશજોનાં ધાર્મિક સામાજિક કાર્યોનો વિસ્તૃત અને પરપગ પ્રમાણભૂત વૃત્તાંત છે. ચિંતામણિ પાર્શ્વનાથના મંદિરનો પ્રતિષ્ઠામહોત્સવ શાંતિદાસે ઉપાધ્યાય મુક્તિસાગરને હસ્તે કરાવ્યો હતો, જેઓ આચાર્યપદ પ્રાપ્તિ પછી રાજસાગરસૂરિ તરીકે ઓળખાયા રાજસાગરસૂરિના સ્વર્ગવાસ પછી તુરત તિલકસાગરે રચેલા 'રાજસાગરસૂરિ નિર્વાણરાસ'. (સં ૧૭૨૨–ઈ સ ૧૬૬૬)માં[૫૩] પ્રસ્તુત વર્ણન સાથે શાંતિદાસ અને એમના કુટુંબ વિશે સારી માહિતી મળે છે. અમદાવાદના સ્થાનિક ઇતિહાસ માટે પણ આ પ્રકારની કૃતિઓ ખૂબ અગત્યની છે એ કહેવાની ભાગ્યેજ જરૂર હોય. જુદાં જુદાં શ્રેષ્ઠીઓ આચાર્યો કે સાધુ–સાધ્વીઓ વિશે રચાયેલી નાની મોટી કૃતિઓ ધાર્મિક–સામાજિક ઇતિહાસ કે જે તે કુટુંબના વૃત્તાંત ઉપરાંત જે તે ગામના નગરના સ્થાનિક ઇતિહાસ માટે વિવિધ રીતે ઉપયોગી છે એ સ્પષ્ટ છે. ઈસવી સનના સત્તરમા સૈકામા થઈ ગયેલા વિખ્યાત જૈન દાર્શનિક અને ગ્રંથકાર ઉપાધ્યાય યશોવિજયજીનું જીવનવૃત્ત વર્ણવતી, કાંતિવિજયકૃત ગુજરાતી કૃતિ 'સુજશવેલી ભાસ' (સ ૧૭૪૫–ઈ.સ ૧૬૮૯)[૫૪] એમાંના ચરિત્રાલેખનને કારણે નોંધપાત્ર છે

આ કાલના ઇતિહાસનુ એક અગત્યનું સાધન વિજ્ઞપ્તિપત્રો છે. એ રચનાઓ જૈન સાહિત્યની–અને એમાંયે ગુજરાત અને રાજસ્થાનની વિશેષતા છે. વિજ્ઞપ્તિપત્રો બે પ્રકારના હોય છે એક, સાધુશિષ્ય પોતાના ગુરુ કે આચાર્યને પત્રરૂપે વિજ્ઞપ્તિલેખ લખે તે અને બીજો, એક નગરનો જૈનસંઘ અન્યત્ર નિવાસ

કરતા આચાર્યને પોતાના નગરમાં ચાતુર્માસ કરવાની વિજ્ઞપ્તિ કરતો પત્ર લખે તે આ પ્રકારના પત્ર સંસ્કૃત–ગુજરાતી કાવ્યમાં અથવા અલંકૃત ગદ્યમાં રચાયેલ હોય છે. સાધુઓએ લખેલા વિજ્ઞપ્તિપત્રોમાં ચિત્રાદિ ખાસ હોતાં નથી, સંઘ તરફથી લખાયેલા વિજ્ઞપ્તિલેખો ઓળિયા કે ટીપણારૂપે તૈયાર થયેલા હોઈ ચિત્રાદિથી ખચિત હોય છે.[૫૫] આ પ્રકાર જ એવો છે કે રાજકીય સામાજિક ધાર્મિક વેપારી વગેરે મહત્ત્વની અનેકવિધ માહિતી એમા હોય છે સચિત્ર વિજ્ઞપ્તિપત્રોમાં જ્યાંથી એ પત્ર લખાયા હોય તે નગરના મહત્ત્વનાં સ્થાનો રાજમાર્ગો મંદિરો બજારો આદિના ચિત્ર પણ હોય છે, આથી આધુનિક સમયમાં એ ચિત્રોનો ઉપયોગ કાનૂની પુરાવા તરીકે પણ કોઈ વાર થયેલો છે. સ્થાનિક ઇતિહાસ, મહાજનો, ચિત્રકલા, વિવિધ કારીગરી, ધાર્મિક–સામાજિક રીતરિવાજો, ભાષા અને સાહિત્ય, એમ અનેક દૃષ્ટિએ વિજ્ઞપ્તિલેખોનુ મહત્ત્વ સ્વયસ્પષ્ટ છે. વ્યક્તિવિશેષને ઉદ્દેશી રચાયેલી અને એમને પાઠવવામા આવેલી એ ઐતિહાસિક રચનાઓ હોઈ મધ્યકાલીન ભારતીય સાહિત્યમા પણ નોંધપાત્ર છે.

વિજ્ઞપ્તિપત્રનો જૂનામાં જૂનો ઉપલબ્ધ નમૂનો પાટણના ગ્રંથભંડારમાંનું એક તાડપત્રીય પાનુ છે. મૂળ વિજ્ઞપ્તિપત્રનો એ નાનકડો અવશેષ છે એ પાનું ૧૩મી સદીમાં લખાયેલુ જણાય છે અને કાદંબરી જેવા અલંકૃત સંસ્કૃત ગદ્યમા છે. વડઉદ્ર (વડોદરા)થી પ્રભાચંદ્રગણિ નામે એક સાધુએ ચંદ્રકુલના આચાર્ય ભાનુપ્રભસૂરિ ઉપર લખેલો એ પત્ર છે 'વિજ્ઞપ્તિત્રિવેણિ' (સં. ૧૪૮૪–ઈ.સ. ૧૪૨૮) એ ત્રણ ખંડમા રચાયેલુ એક સંસ્કૃત કાવ્ય છે, જેમા સિંધના મલિકવાહણ નામે સ્થાનથી જયસાગર ઉપાધ્યાયે પોતાની વિહારયાત્રાનું કાવ્યમય છતા વિગતપૂર્ણ નિવેદન પાટણમા વિરાજમાન ખરતરગચ્છના આચાર્ય જિનભદ્રસૂરિને મોકલ્યુ હતું. મુનિ સુંદરસૂરિકૃત અલંકૃત સંસ્કૃત કાવ્ય 'ગુર્વાવલી' (સં ૧૪૯૬–ઈ સ. ૧૪૪૦) તપાગચ્છના આચાર્ય દેવસુંદરસૂરિને એમણે પાઠવેલા ૧૦૮ હાથ લાંબા અને સેંકડો ચિત્રકાવ્યોથી ખચિત 'ત્રિદશતરંગિણી વિજ્ઞપ્તિ' નામે વિસ્તૃત વિજ્ઞપ્તિલેખનો ઉપલબ્ધ અંશમાત્ર છે.

આ તો વિજ્ઞપ્તિલેખના પ્રકારની આવશ્યક સંક્ષિપ્ત પૂર્વભૂમિકા થઈ. આપણો અભ્યાસપાત્ર કાલખંડ જેમા વિજ્ઞપ્તિલેખો અને પત્રો સારી સંખ્યામા મળે છે તેની વાત કરીએ તો ૧૭મા સૈકામા થયેલા ઉપાધ્યાય વિનયવિજયજીએ મેઘદૂતની શૈલીએ તેમજ મેઘદૂતસમસ્યાપૂર્તિરૂપે રચેલ "ઇન્દુદૂત" સૌ પ્રથમ નોંધ માગી લે છે વિનયવિજયજી એ સમયે જોધપુર હતા અને સુરતમાં નિવાસ કરતા તપાગચ્છના આચાર્ય વિજયપ્રભસૂરિને એમણે પાઠવેલો આ વિજ્ઞપ્તિલેખ છે સુરત

જોધપુરથી પશ્ચિમે નહિ, પણ દક્ષિણે હોઈ કવિએ વર્ણવેલો ઇંદુનો પ્રવાસક્રમ ભૌતિક દૃષ્ટિએ યથાર્થ નથી. પણ જોધપુરથી જાલોર શિરોહી આબુ અચલગઢ સિદ્ધપુર રાજ-નગર–અમદાવાદ વડોદરા ભરૂચ અને તરણિ(સૂર્ય)નગર–સુરતના જે વર્ણન એમાં છે તે ઇતિહાસના અભ્યાસી માટે અગત્યના છે.૫૬ વિનયવિજયજીનો બીજો વિજ્ઞપ્તિલેખ (સં ૧૬૯૪–ઈ.સ ૧૬૩૮) અમદાવાદ પાસેના આરેજા ગામથી ખંભાતમાં નિવાસ કરતા વિજયાનંદસૂરિની સેવામાં પાઠવેલો છે એમનો ત્રીજો પત્ર દેવપત્તન–પ્રભાસ-પાટણથી અણહિલપુર પાટણમાં આચાર્ય વિજયદેવસૂરિને પાઠવેલો છે; એનો પૂર્વાર્ધ પ્રાકૃતમાં અને ઉત્તરાર્ધ સંસ્કૃતમાં છે. એમાં આચાર્યની સેવામાં રહેલા સાધુ-ઓના નામ તથા એમને અનુવંદનાદિ છે. આચાર્યની આજ્ઞાથી અન્ય સ્થાનોમાં રહેલા સાધુઓને પણ તે તે સ્થાનના ઉલ્લેખ સાથે અનુવંદનાદિ લખેલાં છે.૫૭ ઉપર્યુક્ત 'દેવાનન્દમહાકાવ્ય' અને 'દિગ્વિજયમહાકાવ્ય'ના કર્તા મેઘવિજય ઉપાધ્યાયે 'મેઘદૂતસમસ્યાલેખ'ની રચના કરી છે, જે એમણે ઔરંગાબાદથી ગચ્છપતિ આચાર્ય વિજયપ્રભસૂરિને દીવ ખાતે પાઠવેલ સુંદર વિજ્ઞપ્તિકાવ્ય છે. એમાં ઔરંગાબાદથી દેવગિરિ (દોલતાબાદ), ઈલોરા તથા એની પાસેનો અર્ણો-ક્રિબ અને તુંગિયા પહાડ, સુરત, તાપી અને નર્મદા, ભરૂચ, હરિગૃહપુર, મહી અને સાબરમતી, શત્રુંજય અને પછી દીવનું વર્ણન કવિ કરે છે, અને ગુરુ-દર્શનની ઉત્સુકતા વ્યક્ત કરે છે.૫૮

આપણા અભ્યાસપાત્ર કાલખંડમાં લખાયેલા વિજ્ઞપ્તિપત્રોનો નિર્દેશ કરીએ. અંદાજે ઈ.સ. ૧૭મી સદીના પૂર્વાર્ધનો એક ત્રુટક વિજ્ઞપ્તિપત્ર ક્યાંથી અને કોના ઉપર લખાયો એનો સ્પષ્ટ ઉલ્લેખ મળતો નથી, પણ એમાંના ચિત્ર જોતાં એ સુરત અથવા દીવ જેવા કોઈ બંદરેથી લખાયાનું સંભવે છે. ઘોઘાથી મુનિ નયવિજયે જૂનાગઢમાં તપાગચ્છના આચાર્ય વિજયપ્રભસૂરિ ઉપર લખેલા વિજ્ઞપ્તિ-પત્ર (સં. ૧૭૧૭–ઈ.સ. ૧૬૬૧)માં ઘોઘાબંદર અને જૂનાગઢનું વર્ણન છે, અને ઘોઘામાં વસતા સર્વ સાધુઓના ધર્માચરણનિવેદન જેવો એ લેખ છે, એમાં કોઈ ચિત્ર નથી. માળવાના દેવાસથી પાટણમાં વિજયપ્રભસૂરિ ઉપર મુનિલાભવિજયે સંસ્કૃત કાવ્યમાં લખેલો સચિત્ર વિજ્ઞપ્તિપત્ર સં ૧૭૧૮(ઈ.સ. ૧૬૬૨)નો છે. જૂનાગઢથી પંડિત દેવકુશલ અને આનંદકુશલે ઊનામાં આચાર્ય વિજયપ્રભસૂરિ ઉપર લખેલો વિજ્ઞપ્તિપત્ર સં. ૧૭૪૫ (ઈ.સ. ૧૬૮૯)નો છે. સિરોહીના જૈન સંઘે પાટણમાં આચાર્ય વિજયક્ષમાસૂરિ ઉપર, પોતાના નગરમાં ચાતુર્માસ કરવા માટે લખેલા સચિત્ર વિજ્ઞપ્તિપત્ર(સં. ૧૭૮૨–ઈ.સ. ૧૭૨૬)માંથી જાણવા મળે છે કે એ સમયે પાટણની વસતી ૪૮ હજાર માણસની ગણાતી હતી. આ સમયના

બીજા કેટલાક સચિત્ર વિજ્ઞપ્તિપત્રો મળ્યા છે.[૫૯] વિજ્ઞપ્તિપત્રો મોકલવાની આ પરંપરા ત્યાર પછી ઠેઠ અર્વાચીન કાલના આરંભ સુધી ચાલુ રહેલી છે.

આ ઉપરાંત પટાવલીઓ ગુર્વાવલીઓ તીર્થમાલાઓ ચૈત્યપરિપાટીઓ રાજવંશાવલીઓ ગ્રંથપ્રશસ્તિઓ અને પુષ્પિકાઓ દસ્તાવેજો આદિ જેવાં જે ઐતિહાસિક સાધનોનો ઉલ્લેખ પાંચમા ગ્રંથમાં 'હિંદુ-જૈન સાહિત્ય' શીર્ષક નીચેના લેખના ઉત્તરાર્ધમાં કર્યો છે તે પ્રસ્તુત કાલખંડમાં પણ મળવા ચાલુ રહે છે.

આ કાલમાં રૂપાલનિવાસી વૈષ્ણવ વણિક ગોપાલદાસ કૃત 'વલ્લભાખ્યાન'[૬૦], કેશવદાસ વૈષ્ણવકૃત 'વલ્લભવેલ',[૬૧] ગોપાલદાસ વ્યારાવાળાકૃત 'પ્રાકટ્યસિદ્ધાંત',[૬૨] મહાવદાસકૃત 'ગોકુલનાથજીનો વિવાહ'[૬૩] ઇત્યાદિ ઐતિહાસિક કાવ્યોમાંથી ગુજરાતમાં શ્રીમદ્વલ્લભાચાર્યના આગમન તથા પુષ્ટિમાર્ગના પ્રસાર વિશે ઘણી જાણવા જેવી માહિતી મળે છે. આમાંની પહેલી કૃતિ ઈ.સ.ના ૧૬ મા શતકના ઉત્તરાર્ધમાં, જ્યારે બાકીની ત્રણ ૧૭ મા શતકના પૂર્વાર્ધમાં રચાયેલી છે.

પ્રસ્તુત કાલખંડના ઉત્તરાર્ધમાં ભાટચારણોએ રચેલાં અસંખ્ય ઐતિહાસિક-પ્રશસ્તિકાવ્ય મળે છે. ફાર્બસ ગુજરાતી સભા—મુંબઈના હસ્તલિખિત પુસ્તકસંગ્રહમાં આવું સાહિત્ય લિખિત સ્વરૂપે સારા પ્રમાણમાં સંઘરાયું છે.[૬૪] અમદાવાદનો કબજો લેતા મરાઠાઓને અટકાવવાનો પ્રયત્ન કરનાર રુસ્તમઅલી અને ઇબ્રાહીમકુલીનો શલોકો (સં. ૧૭૮૧–ઈ.સ. ૧૭૨૫) શામળ ભટ્ટે રચ્યો છે.[૬૫] ગુમાનબારોટકૃત વિવિધ પ્રશસ્તિકાવ્યો હજી અપ્રગટ છે.[૬૬] આ સમયમાં રચાયેલાં કપૂરચંદનો રાસડો, વેણીભાઈનો રાસડો, ભાણનો સલોકો, તાપીદાસનો રાસડો ઇત્યાદિ ઐતિહાસિક ગીતકાવ્યો મળે છે.[૬૭]

આ તો મુખ્યત્વે ઐતિહાસિક કે ઇતિવૃત્તપ્રધાન કૃતિઓનું વિહંગાવલોકન થયું, પરંતુ સર્વસામાન્ય સાહિત્ય કે એવી સાહિત્યકૃતિઓમાંના નિર્દેશ સમકાલીન જીવન અને સંસ્કૃતિને સમજવામાં સહાય કરે છે એ સ્પષ્ટ છે અખાના છપ્પા, પ્રેમાનંદનાં આખ્યાન, શામળની પદ્યવારતાઓ જેવી પ્રશિષ્ટ કૃતિઓ, જૈનરાસાઓ અને એ પ્રકારનું વિપુલ સાહિત્ય ગુજરાતના અતીત જીવનનું દર્શન કરવા માટે ઘણી વાર દર્પણની ગરજ સારે છે એ અભ્યાસીઓને વિદિત છે

## ૪. સંસ્કૃત-ગુજરાતી અભિલેખો

સલ્તનત કાલની જેમ મુઘલ કાલના ઇતિહાસ માટે પણ સંસ્કૃત-ગુજરાતી અભિલેખોમાંથી કેટલીક મહત્ત્વની માહિતી પ્રાપ્ત થાય છે.

મુઘલ કાલની ઇસ્લામી ઇમારતોમાં કોતરેલા લગભગ ૧૯૮ જેટલા અરબી-ફારસી શિલાલેખ પ્રસિદ્ધ થયા છે,[૬૮] જ્યારે આ કાલના પ્રસિદ્ધ સંસ્કૃત-ગુજરાતી શિલાલેખોની સંખ્યા લગભગ દોઢસો જેટલી છે,[૬૯] ને પ્રતિમાલેખોની સૂચિ ઈ.સ ૧૭૦૦ સુધી તૈયાર કરવામાં આવી છે તે લેખોની સંખ્યા લગભગ સવાત્રણસો જેટલી છે.[૭૦] એમાં ઈ.સ. ૧૭૦૦ થી ૧૭૫૮ સુધીના પ્રસિદ્ધ પ્રતિમાલેખ ઉમેરવામાં આવે તો એ સંખ્યા લગભગ ચારસો સુધી પહોંચે. મુઘલ કાલ દરમ્યાનના સેંકડો પ્રતિમાલેખ હજી અપ્રસિદ્ધ રહ્યા લાગે છે એવી રીતે પાળિયાઓ પર કોતરાયેલા અનેકાનેક લેખ હજી પ્રકાશિત થયા લાગતા નથી. અભિલેખોની સંદર્ભસૂચિઓમાં સમાયેલા પ્રસિદ્ધ સંસ્કૃત-ગુજરાતી અભિલેખોનોય વિગતે અભ્યાસ કરતાં એમાંથી ઇતિહાસને ઉપયોગી ઠીક ઠીક માહિતી સાંપડે છે

રાજકીય ઇતિહાસની બાબતમાં આમાંના કેટલાક અભિલેખોમાં આવતા સમકાલીન મુઘલ બાદશાહો તથા સૂબેદારોના નિર્દેશ તત્કાલીન તવારીખમાં નોંધાયેલી હકીકતને સમર્થન આપે છે ને કેટલીક વાર વિગતોની કે સમયાંકનની પુરવણી કરે છે[૭૧] વળી આ અભિલેખો, ખાસ કરીને સૌરાષ્ટ્રના, આ કાલનાં સ્થાનિક હિંદુ રાજ્યોના ઇતિહાસ માટે સવિશેષ ઉપયોગી નીવડે છે.[૭૨] વહીવંચાઓના ચોપડાઓમાં જણાવેલી રાજાઓની સાલવારીનું સંશોધન કરવામાં આ અભિલેખોમાંના સમયનિર્દેશ ઘણી સંગીન મદદ કરે છે

આ કાલના અભિલેખોમાં શિલાલેખો, પાષાણ-પ્રતિમાલેખો અને ધાતુ-પ્રતિમા લેખોનો સમાવેશ થાય છે. તામ્રપત્રો પર કોતરેલા દાનશાસન-લેખ ભાગ્યેજ મળે છે. શિલાલેખ મુખ્યત્વે પૂર્તકાર્યોના નિર્માણને લગતા છે એમાં કેટલાક લેખ વાપી(વાવ)ના નિર્માણની હકીકત નોંધે છે; જેમકે ધોધાનો વિ.સં. ૧૬૩૪ (ઈ.સ. ૧૫૭૮)નો લેખ અને અમદાવાદનો વિ.સં. ૧૭૭૯(ઈ સ. ૧૭૨૩)નો લેખ[૭૩] કોઈ શિલાલેખ કૂપ(કૂવો) અને તડાક(તળાવ)ના નિર્માણને લગતા હોય છે[૭૪]

કેટલાક અભિલેખોમાં દેવાલયો તથા જિનાલયોના નિર્માણ કે જીર્ણોદ્ધારની હકીકત આપેલી છે.[૭૫] એમાં કેટલાક લેખ ખાસ નોંધપાત્ર છે; જેમકે ખંભાતના ચિંતામણિ પાર્શ્વનાથ મંદિરનો વિ સં ૧૬૬૧(ઈ સ. ૧૬૦૫)નો લેખ, શત્રુંજય પર્વત પરનો વિ સં ૧૫૮૭(ઈ.સ ૧૫૩૧)નો લેખ, આરાસણના નેમિનાથ મંદિરનો વિ.સં. ૧૬૭૫ (ઈ.સ ૧૬૧૯)નો લેખ, શત્રુંજય પર્વત પરનો એ વર્ષનો લેખ, જામનગરનો વિ સ. ૧૬૭૬( ઈ.સ. ૧૬૨૦ )નો લેખ અને ભાવનગરનો વિ.સં. ૧૭૬૮(ઈ.સ. ૧૭૧૨)નો લેખ.

સલ્તનત કાલની જેમ મુઘલ કાલના પ્રતિમાલેખો પરથી અનેક જૈનપ્રતિમાઓના નિર્માણ વિશે તેમજ એની પ્રતિષ્ઠા વિશે માહિતી મળે છે. એમાં આપેલી સમયનિર્દેશની તેમજ ગચ્છ સૂરિ જ્ઞાતિ વગેરેની વિગત ધાર્મિક તથા સામાજિક દૃષ્ટિએ ખાસ ઉપયોગી નીવડે છે.

સમયનિર્દેશમાં લગભગ હમેશાં વિક્રમ સંવતનો જ ઉપયોગ જોવા મળે છે એનાં વર્ષ મોટે ભાગે કાર્તિકાદિ અને એના માસ અમાંત ગણાતા હોવાનું માલૂમ પડે છે.[૭૬] કયારેક બાર્હસ્પત્ય સંવત્સરચક્રમાંના સંવત્સરનો પણ નિર્દેશ આવે છે, જેમકે મૂળી (જિ. સુરેંદ્રનગર) ના વિ.સં. ૧૬૮૫(ઈ સ.૧૬૨૯)ના લેખમાં.[૭૭] કેટલીક વાર વિક્રમ સંવતની સાથે શક સંવતનું વર્ષ પણ આપવામાં આવતું, જેમકે અમદાવાદની અમૃતવર્ષિણી વાવના લેખમાં વિ સં ૧૭૭૯ અને શ સં. ૧૬૪૪(ઈ.સ. ૧૭૨૩) [૭૮] આ કાલના પ્રકાશિત સંસ્કૃત-ગુજરાતી અભિલેખોમાં હિજરી સનના વર્ષનો નિર્દેશ થયો નથી, પરંતુ થોડા અભિલેખોમાં વિક્રમ સંવતના વર્ષની સાથે ઇલાહી સનનું વર્ષ આપવામાં આવ્યું છે[૭૯] આ સન મુઘલ બાદશાહ અકબરે 'દીન-ઇ-ઇલાહી'ની સ્થાપના કર્યા પછી શરૂ કરી હતી (ઈ.સ ૧૫૮૪) ને હિજરી સનની જગ્યાએ એ નવી સન પ્રચલિત કરી હતી. એનો આરંભ એના રાજ્યારોહણના વર્ષ ૧ (ઈ સ. ૧૫૫૬)થી ગણવામાં આવતો. એનાં વર્ષ હિજરી સનની જેમ ચાંદ્ર નહિ, પણ જરથોસ્તી સનની જેમ સૌર ગણવામાં આવતાં. એમાં અમુક મહિના ૨૯ દિવસના, અમુક ૩૦ દિવસના, અમુક ૩૧ દિવસના અને એક મહિનો ૩૨ દિવસનો ગણાતો. એ રીતે વર્ષ કુલ ૩૬૫ દિવસનું થતું. વળી દર ચોથે વર્ષે એક દિવસ ઉમેરવામાં આવતો. ઇલાહી સનના બાર મહિનાઓના નામ જરથોસ્તી સનના મહિનાઓ પ્રમાણે રાખવામાં આવ્યાં હતાં એવી રીતે મહિનાના દરેક રોજનું પણ અલગ અલગ નામ પ્રયોજાતું આ સનના વર્ષમાં ૧૫૫૫-૧૫૫૬ ઉમેરવાથી ઈ સ.નું વર્ષ આવે છે. ઇલાહી સન અકબરના તથા જહાંગીરના રાજ્યકાલ દરમ્યાન પ્રચલિત રહી, પરંતુ શાહજહાંએ એને બદલે પાછી હિજરી સન ચાલુ કરી ને ઇલાહી સનનો લોપ થયો[૮૦]

મુઘલ કાલના આ અભિલેખો પૈકી ઘણા સંસ્કૃત ભાષામાં લખાયા છે, કેટલાક લેખ અંશતઃ સંસ્કૃતમાં અને ગુજરાતીમાં લખાયા છે,[૮૧] તો કેટલાક લેખ એ કાલની ગુજરાતી ભાષામાં છે.[૮૨] શંખોદ્ધાર બેટમાનો એક લેખ મરાઠીમાં છે.[૮૩] આ લેખોમાંના ગુજરાતી લખાણ પરથી એ ભાષાનું તત્કાલીન સ્વરૂપ જાણવા મળે છે

ઘણા અભિલેખ ટૂંકા અને મુદ્દાસર હોઈ સાદા ગદ્યમાં લખાયા છે, તો કેટલાક લેખ લાંબા અને વિગતવાર હોઈ સુંદર પદ્યમાં રચાયા છે પદ્યબદ્ધ પ્રશસ્તિઓમાં શત્રુંજયનો વિ.સં. ૧૬૫૦ નો લેખ[૮૪] તથા વિ.સ. ૧૬૭૫ નો લેખ[૮૫] તેમજ કોંઢ (જિ સુરેન્દ્રનગર)નો વિ.સ. ૧૬૬૩ નો લેખ[૮૬] નોંધપાત્ર છે. ક્યારેક ગદ્યમાં પણ વિગતવાર લખાણ અપાતુ, જેમકે ઊનાના વિ.સ. ૧૬૫૨ ના લેખમાં[૮૭] તથા ઘોઘા(જિ. ભાવનગર)ના વિ સં. ૧૬૭૨ ના લેખમાં.[૮૮] ઘણી વાર લેખ અંશત: પદ્યમાં અને અંશત: ગદ્યમા લખાતા, જેમકે મૂળી(જિ. સુરેંદ્રનગર)નો વિ.સ. ૧૬૮૫ નો લેખ[૮૯] આ વિવિધ લેખન-પ્રકારો પરથી એ કાલની લેખનશૈલીનો તથા પદ્યરચનામા પ્રચલિત છંદોનો ખ્યાલ આવે છે સાહિત્યિક દૃષ્ટિએ ઉચ્ચ છાપ પાડે તેવા લેખ હવે જવલ્લે જોવા મળે છે.

આ અભિલેખો પરથી ભાષાની જેમ લિપિના તત્કાલીન સ્વરૂપનો પણ પરિચય થાય છે. વર્ણમાલાના લગભગ સર્વ મૂળાક્ષરોમાં તથા અંતર્ગત સ્વર-ચિહ્નોમા અર્વાચીન મરોડ ઘડાયો લાગે છે, જ્યારે કેટલાક સંયુક્તાક્ષરોમાં હજી જૂનો મરોડ જળવાઈ રહ્યો છે.[૯૦] વર્ષાદિની સંખ્યાઓ સામાન્યત અંક-ચિહ્નો દ્વારા દર્શાવાતી. છતા ક્યારેક, ખાસ કરીને પદ્યરચનામાં, એ અંગે શબ્દસંકેત પણ પ્રયોજાતા. દા ત. ગગન-બાણ-કલા-મિતે અબ્દે(વર્ષ ૧૬૫૦)[૯૧] અને સંવત્ નેત્રગજેરસેંદુસહિતે (વર્ષ ૧૬૮૨)[૯૨] જિહ્વામૂલીય તથા ઉપધ્માનીય ચિહ્નનો ઉપયોગ ક્વચિત્ થતો; જેમકે શત્રુંજયના વિ.સં. ૧૬૫૦ના લેખમાં.[૯૩]

આમ સંસ્કૃત-ગુજરાતી અભિલેખો પરથી આ કાલના રાજકીય તથા સાંસ્કૃતિક ઇતિહાસમાં ઉપયોગી નીવડે તેવી કેટલીક માહિતી પ્રાપ્ત થાય છે. તત્કાલીન ભાષા લિપિ પૂર્તકાર્યો કાલગણના વગેરે અંગે આ માહિતી ઘણી મહત્ત્વની નીવડી છે.

## ૫. ખતપત્રો અને ફરમાનો

ખતપત્રો અને ફરમાનો ઇતિહાસનાં લિખિત સાધનોમાં મહત્ત્વનું સ્થાન ધરાવે છે રાજ્યતંત્રનાં અધિકરણોમા અગાઉ અક્ષપટલનુ અધિકરણ હતુ ને એ અધિકરણનો વડો ઉચ્ચ કોટિનો અધિકારી ગણાતો, પરંતુ ગ્રંથોની જેમ ખતપત્રો તથા શાસનપત્રોની હસ્તલિખિત પ્રતો કાલબળે નષ્ટ થતી હોઈ, ગુજરાતમા સોલંકી કાલ સુધીના ખતપત્રો કે શાસનપત્રો મોજૂદ રહ્યા નથી, જ્યારે ગુજરાતની સલ્તનતના કાલના જૂજ દસ્તાવેજ ઉપલબ્ધ છે.[૯૪]

સલ્તનત કાલ દરમ્યાન વિ.સં. ૧૫૩૩(ઈ.સ. ૧૪૭૬–૭૭)માં તૈયાર કરાયેલ લેખપદ્ધતિ ગ્રંથમાં ગુજરાતનાં ચાવડા તથા સોલંકી રાજ્યનાં તથા સલ્તનત કાલનાં પચાસેક પ્રકારનાં ખતપત્ર આપવામાં આવ્યાં છે, પરંતુ એ ઘણે અંશે એ પ્રકારના ખતપત્રોના દસ્તાવેજી સ્વરૂપના નમૂનારૂપે જ છે.

સલ્તનતમાં ખતપત્રને 'દફતર' કહેતા ને દફતરખાતાના વડા અમલદારને 'દફતરદાર' કહેતા. શાહી શાસનના લખતને 'ફરમાન' કહેતા. મુઘલ કાલના જે ખતપત્ર પ્રકાશિત થયાં છે તે મુખ્યત્વે શાહી ફરમાનો છે ને એ ફરમાન ફારસી ભાષામાં લખાયેલાં છે, પરંતુ ખાનગી મિલકતના વેચાણ કે ગીરોને લગતા દસ્તાવેજ મુખ્યત્વે પરંપરાગત સંસ્કૃત–ગુજરાતી ભાષામાં લખાયા છે. આવા દસ્તાવેજોના સંગ્રહ પ્રકાશિત થયા નથી.[૯૫]

પરંતુ અમદાવાદની ગુજરાત વિદ્યાસભાના હસ્તપ્રત-સંગ્રહમાં આ કાલના ૪૯ દસ્તાવેજ છે તેનો ઉલ્લેખ અહીં ઉપકારક છે. એ પૈકી ૨૨ વેચાણખત અને ૨૪ ગીરોખત છે. વેચાણખતો પૈકી ૧૬ ખત ઘરને લગતાં, ૪ ખત હાટને લગતાં અને ૨ ખત જમીનને લગતાં છે, જ્યારે ગીરોખતો પૈકી ૧૭ ઘરને લગતાં અને ૭ ખત હાટને લગતા છે. ૨ દસ્તાવેજ મિલકતના ભાગ પાડયાને લગતા છે ને એક દસ્તાવેજ પલ્લાની ફારગતીને લગતો છે. ખતપત્રોમાં આપેલી માહિતી વિવિધ ઉપયોગિતા ધરાવે છે: આ ખતો પૈકી ફક્ત બે ખત ફારસીમાં છે, બાકીનાં બધા સંસ્કૃત–ગુજરાતીમાં છે દરેક ખતમાં આરંભે તે તે સમયે રાજ્ય કરતા બાદશાહનો તથા એના સૂબા અને દીવાન તેમજ તે તે સ્થળના કાજી કોટવાળ વગેરે સ્થાનિક અમલદારોનો નામનિર્દેશ આવે છે તે રાજકીય તથા વહીવટી ઇતિહાસ માટે ઉપયોગી છે. સંસ્કૃત-ગુજરાતી ખતપત્રોમાં સમય-નિર્દેશ વિક્રમ સંવતના વર્ષમાં માસ પક્ષ તિથિ અને વાર સાથે આપવામાં આવે છે ઘણી વાર વિક્રમ સંવતની સાથે શક સંવતનું વર્ષ પણ આપ્યું હોય છે. ફારસી ખતપત્રોમાં હિજરી સન અને/અથવા ઇલાહી સનનું વર્ષ મહિનો તથા રોજ સાથે આપવામાં આવે છે. મિલકતના ગ્રાહક (લેનાર) અને દાયક(દેનાર)ને લગતી વિગતોમાં એ કાલની જ્ઞાતિઓ, ધંધાદારી વર્ગો તથા મનુષ્યનામોની કેટલીક વિગતવાર માહિતી મળે છે ઘર હાટ વગેરેના સ્થાનનિર્દેશની વિગતો પરથી એ નગર કે ગામના એ સમયનાં દરવાજા ચકલા પોળો વગેરેનાં પ્રચલિત નામ જાણવા મળે છે, જ્યારે ઘર હાટ વગેરેના વર્ણનની વિગતો પરથી એના સ્થાપત્યકીય સ્વરૂપની તથા એના અંગ–ઉપાંગોની માહિતી મળે છે. વેચાણ ને ગીરોને લગતી રકમ પરથી એ સમયનાં પ્રચલિત નાણાંનો તથા ઘર હાટ બેનર

વગેરેની કિંમતનો ખ્યાલ આવે છે. વળી દસ્તાવેજો તે તે સમયની પ્રચલિત ભાષાના તથા લિપિના પ્રત્યક્ષ નમૂના પૂરા પાડે છે. દસ્તાવેજી ખતોમા વપરાતા વિવિધ પારિભાષિક શબ્દ પણ જાણવા મળે છે મતુ અને સાખના હસ્તાક્ષરોમાં નામોનું તથા અક્ષરોના મરોડનુ વૈવિધ્ય વરતાય છે.

'મિરાતે અહમદી' (ઈ સ ૧૭૪૭–૬૧)ના લેખક અલી મુહમ્મદખાન જે મુઘલ હકૂમત નીચેના ગુજરાતના છેલ્લા દીવાન હતા, તેમણે પોતાના એ ગ્રંથમાં અમદાવાદના દફ્તરખાનામાંના ઘણા શાહી ફરમાન ઉતાર્યા છે, જે સર્વે મુઘલ હકૂમતના કાલના છે. આ ફરમાન વિવિધ બાબતોને લગતાં છે, જેમકે કાલગણના માટે તારીખે ઇલાહી અપનાવવા માટેનું અકબરનુ ફરમાન,[૯૬] અમુક ચીજો પર જકાત ન લેવા માટેનું અકબરનુ ફરમાન,[૯૭] મિરઝા ઇસાતરખાનને સૂબેદારી સોંપવા માટે બાદશાહ શાહજહાએ સૂબેદાર આઝમખાનને ફરમાવેલું ફરમાન,[૯૮] બાદશાહ મુરાદબક્ષનુ શાંતિદાસના પુત્રો પાસેથી ઉછીની લીધેલી રકમ ચૂકવવા અંગેનું મુતમીદખાનને ફરમાન,[૯૯] બાદશાહ ઔરંગઝેબનુ રાજ્યમાં ભાંગનુ વાવેતર ન કરવા વિશે દીવાન રહેમતખાનને ફરમાન,[૧૦૦] જમીન–મહેસૂલને લગતું ઔરંગઝેબનું ફરમાન,[૧૦૧] ૩૩ કલમોનુ ન્યાયને લગતુ એનું ફરમાન,[૧૦૨] માફ કરેલી જકાત નહિ લેવા માટેનુ એનું ફરમાન[૧૦૩] અને સૂબેદાર તરીકે ઇબ્રાહીમખાનની નિમણૂક કરતું અને ફરમાન,[૧૦૪] બાદશાહ મુહમ્મદ ફરુખશિયરનું તખ્તનશીનીને લગતું સૂબેદાર શુજાઅતખાનને ફરમાન,[૧૦૫] બાદશાહ મુહમ્મદ રફીનું જજિયાવેરાની નાબૂદી અંગેનુ ફરમાન,[૧૦૬] બાદશાહ મુહમ્મદશાહ તરફથી ખુશાલચંદની નગરશેઠ તરીકે થયેલી નિમણૂક અંગેનો પરવાનો,[૧૦૭] જવાંમર્દખાન સાથેનો બાલાજીરાવનો કરાર[૧૦૮] વગેરે.

પ્રો. કોમિસરિયેતે મુઘલ શહેનશાહોનાં ગુજરાતને લગતાં ૨૧ ફરમાનોનો સંગ્રહ પ્રકાશિત કર્યો છે ને એની પ્રસ્તાવનામાં એ પ્રકારના બીજાં ૨૦ ફરમાનોનો સાર આપ્યો છે. એમાંનાં કેટલાંક રાજકીય ઇતિહાસની દૃષ્ટિએ પણ ઉપયોગી છે. દા.ત. અકબરે પર્યુષણના પર્વદિનોમાં પ્રાણી-વધની મનાઈ અંગે હીરવિજયસૂરિને હિ સ. ૯૯૨(ઈ.સ. ૧૫૮૪)મા આપેલુ ફરમાન,[૧૦૯] અકબરે ઇલાહી સન ૩૫ (ઈ સ. ૧૫૯૦)માં હીરવિજયસૂરિને આપેલુ ફરમાન,[૧૧૦] અકબરે ઇલાહી સન ૩૭(ઈ.સ. ૧૫૯૨)માં જૈન શ્વેતાંબર તીર્થો અંગે હીરવિજયસૂરિને આપેલું ફરમાન,[૧૧૧] અકબરે ઇલાહી સન ૪૬(ઈ.સ. ૧૬૦૧)માં વિજયસેનસૂરિને આપેલું ફરમાન,[૧૧૨] જહાંગીરે પં. વિવેકહર્ષને ઈ.સ. ૧૬૦૮ મા આપેલુ ફરમાન,[૧૧૩] જહાંગીરે ઈ.સ ૧૬૧૦માં પં વિવેકહર્ષને પર્યુષણપર્વ અંગે આપેલું ફરમાન[૧૧૪] જહાંગીરે ઈ.સ. ૧૬૧૬મા

વિવેકહર્ષને આપેલું ફરમાન,[૧૧૫] અને જહાંગીરે આપેલા એવાં બીજા ત્રણ ફરમાન[૧૧૬] શાહજહાએ અમદાવાદના ચિંતામણિ પાર્શ્વનાથના મંદિરનું પુનર્નિર્માણ કરવા ઈ.સ. ૧૬૪૮ મા ફરમાવેલું ફરમાન[૧૧૭] પણ મહત્ત્વનું છે. જહાંગીર શાહજહાં અને ઔરંગઝેબના બીજા કેટલાંક ફરમાન પણ જૈનધર્મને લગતાં છે.[૧૧૮] મુરાદબક્ષે અમદાવાદના શાંતિદાસ ઝવેરીના કુટુંબ પાસેથી લીધેલી રકમ અંગેનાં મુરાદબક્ષના તથા ઔરંગઝેબના ફરમાન[૧૧૯] ઐતિહાસિક દૃષ્ટિએ અગત્યનાં છે. શાંતિદાસ ઝવેરીના ધંધાને લગતાં તથા એમની માલમિલકતને લગતાં ફરમાન[૧૨૦] એમના અંગત ઇતિહાસ પર પ્રકાશ પાડે છે.

અકબરે તથા જહાંગીરે નવસારીના પારસી દસ્તૂરોને[૧૨૧] તથા જીસસના અનુયાયીઓના ત્રીજા મંડળના પાદરીઓને[૧૨૨] આપેલાં ફરમાન તે તે સંપ્રદાયને મળેલા રાજ-પ્રોત્સાહન પર પ્રકાશ પાડે છે.

મુઘલ હકૂમતના અંતભાગમા ગુજરાતમા મરાઠાઓ તથા અંગ્રેજોની સત્તા પણ જામતી જતી હતી, તેથી પેશ્વાઓ તથા ગાયકવાડોનો પત્રવ્યવહાર[૧૨૩] તેમજ અંગ્રેજ અમલદારોનો પત્રવ્યવહાર[૧૨૪] પણ આ બાબતમા કેટલીક પ્રમાણિત માહિતી પૂરી પાડે છે.

## ૬. પુરાવસ્તુકીય સાધનો

મુઘલ કાલ દરમ્યાન ગુજરાતમા થોડાક નવાં નગરોનું નિર્માણ થયું હતું. કડી રાણપુર આઝમાબાદ અને અલીલાબાદના કોટ તથા સુરતનો બહારનો કોટ આ કાલમા બંધાયા. વળી આ કાલના અંતભાગમાં ગોહિલવાડમા ભાવનગરનું નિર્માણ થયું. આ નગરોના ખંડેરોનું વ્યવસ્થિત પુરાવસ્તુકીય ઉત્ખનન ભાગ્યેજ થયું છે. ગુજરાતના પ્રાચીન તથા મધ્યકાલીન નગરોના ખોદકામમાં મુઘલકાલીન સ્તરોના પુરાવશેષોનું અન્વેષણ તથા અધ્યયન નહિવત્ થયું હોઈ પુરાવસ્તુકીય ઉત્ખનનનું આ સાધન આ કાલના દટાયેલા અવશેષો અંગે હજી ખાસ ઉપયોગી નીવડયું નથી. નગર આયોજન તથા દુર્ગ-વિધાનની દૃષ્ટિએ આ કાલનાં વિદ્યમાન નગરો તથા દુર્ગોનો પણ વિશિષ્ટ અભ્યાસ થયો નથી.

ભૂતલ પર મોજૂદ રહેલાં સ્થાપત્યકીય સ્મારકોમા કેટલાંક સારી હાલતમાં જળવાઈ રહ્યાં છે. મુઘલ કાલ દરમ્યાન ગુજરાતમાં કેટલાક સુંદર બાગ કરાયા હતા; જેમકે સરખેજ પાસેનો ફતેહબાગ, અમદાવાદનો રુસ્તમ બાગ તથા શાહીબાગ, જેતલપુર પાસેનો જીતબાગ, જૂનાગઢનો સરદાર બાગ, ખંભાતનો લાલ બાગ

અને પાલણપુરનો દિલખુશ બાગ. એમાં બાગ તરીકેની એની જૂની જાહોજલાલી હાલ જળવાઈ રહી હોય કે ન હોય, પણ એમાંના ઘણા બાગમાં એ સમયની મહેલાતો મોજૂદ રહી છે. એના પરથી એ કાલની વાસ્તુકલા તથા શિલ્પકલાની ઝાંખી થાય છે. આ કાલનાં જળાશયોમાં પાટણનું ખાન સરોવર અને પેટલાદની વાવ નોંધપાત્ર છે. નાગરિક સ્થાપત્યનાં અન્ય સ્મારકોમાં આઝમખાનની સરાઈ અને વલંદાઓની કબરો નોંધપાત્ર ગણાય.

ધાર્મિક સ્થાપત્યમાં સલ્તનત કાલથી હિંદુ તથા જૈન મંદિરોમાં વાસ્તુકલાની જાહોજલાલી ઓસરવા લાગી હતી. આ કાલ દરમ્યાન બંધાયેલાં હિંદુ મંદિરોમાં દ્વારકાનું દ્વારકાધીશ મંદિર ગણનાપાત્ર છે. માંડવી ગેડી જામનગર રામપર વગેરે સ્થળોએ પણ સુંદર મંદિર બંધાયાં. ગિરનાર તથા શત્રુંજય પર્વત પર તેમજ ખંભાત પાટણ અને અમદાવાદ જેવાં નગરોમાં સુંદર જૈન દેરાસર બંધાયાં. આ હિંદુ તથા જૈન મંદિરોમાં શિલ્પકલાની અનેક દર્શનીય કૃતિઓ નજરે પડે છે.

ઇસ્લામી સ્થાપત્યમાં સલ્તનત-કાલની પ્રશિષ્ટ કલા ઓસરી ગઈ હતી. અમદાવાદ વડોદરા ભરૂચ દાહોદ વગેરે સ્થળોએ અનેક સુંદર મસ્જિદો તથા રોજાઓનું નિર્માણ થયું. એમાં ફૂલવેલના તથા ભૌમિતિક આકૃતિઓના રૂપાંકનોમાં નકસી કામની કારીગીરી જોવા મળે છે.

આ કાલ દરમ્યાન ખંભાતમાં ખ્રિસ્તી દેવળ બંધાયું.

ચિત્રકલામાં મુઘલશૈલી વિકસી ને એની વ્યાપક અસર દેશભરમાં પ્રવર્તી. આ અસર ગુજરાતમાં આ કાલની મુખાકૃતિઓમાં તેમજ વેશભૂષામાં વરતાય છે. હસ્તપ્રતોમાંનાં લઘુચિત્રો ઉપરાંત જૈન સંઘના વિજ્ઞપ્તિપત્રોમાં તેમજ બ્રાહ્મણોની જન્મપત્રિકાઓમાં સુંદર રંગબેરંગી ચિત્રો જોવા મળે છે. તદુપરાંત જામનગરના દરબારગઢ જેવાં સ્થળોએ કેટલાંક યુદ્ધોને લગતાં મનોહર ભિત્તિચિત્ર આલેખાયાં છે; જેમકે ભૂચર મોરીમાં જામ સત્રસાલ અને મુઘલ સૂબા અઝીઝ કોકાનાં સૈન્યો વચ્ચે ખેલાયેલું યુદ્ધ, હળવદ પર જામ જસાજીના સૈન્યની ચડાઈ અને સ્ત્રીઓના સ્વાંગમાં પ્રવેશ કરી કુમાર રાયસિંહજી અને એના સાથીદારોએ જામનગરના દરબારગઢ પર કરેલો હુમલો.

શિલ્પકલા તથા ચિત્રકલાની આ વિવિધ કૃતિઓનું સૂક્ષ્મ અધ્યયન કરવામાં આવે તો મુઘલકાલીન ગુજરાતના રાજકીય ધાર્મિક તથા સામાજિક જીવન વિશે વિપુલ માહિતી સાંપડે તેમ છે.

## પાદટીપ

૧. અહીં સમાવિષ્ટ અભિલેખોના પ્રકારાનાદિની વિગતો માટે, જુઓ છોટુભાઈ નાયક, 'ગુજરાતના ઇતિહાસ માટેની અરબી-ફારસીમાં ઉપલબ્ધ સામગ્રી', "બુદ્ધિપ્રકાશ", પુ. ૧૦૭, પૃ. ૨૬૫-૬૬, ૩૦૫-૩૦૭, ૩૧૩, ૩૪૪, R C. Majumdar (Ed.), *The Mughal Empire*, pp 129, ff

૨ *Annual Report on India Epigraphy (ARIE), 1960–61*, No D, 64

૩. *Ibid*, *1952–53*, No. E. 36 ૪. *Indian Antiquary*, Vol. IV, p 7

૫. ARIE, *1959–60*, No D, 104 ૬. *Ibid*, *1954–55*, No. D, 154–155

૭. *Ibid*, *Epigraphia Indo-Moslemica* (*EIM*), *1925–26*, pp. 11–12

૮. *ARIE*, *1961–62*, No D, 4 ૯. *Ibid*, *1954–55*, No D, p 156

૧૦. *Ibid*, *1960-61*, No. D, 68 ૧૧. *Ibid.*, *1964-65*. No. D. 36

૧૨. *Ibid.*, *1956-57*, No. D, 104 ૧૩ *Ibid*, *1956–57*, No. D, 87

૧૪. *Ibid*, *1954-55*, No. D, 52-62 ૧૫ *Ibid.*, No. D, 134

૧૬. *Ibid.*, *1968-69*, No D, 216 ૧૭ *Ibid*, *1962-63*, D, 47

૧૮. *Ibid*, *1968-69*, No. D, 192 ૧૯. *Ibid*, *1954-55*, No D, 145

૨૦. *Epigraphia India, Arabic and Persian Supplement (EIAPS)*, pp. 70-71

૨૧. *ARIE*, *1954-55*, No E, 101 ૨૨ *Ibid*, *1954–55*, No. D, 116

૨૩. *EIAPS*, *1955* and *1956*, P 99 and f. n. 3

૨૪. *AIRE*, *1954-55*, No D, 46

૨૫ *Ibid.*, *1969-68*, No. D, 90, *1968-69*, No D, 165

૨૬. *Ibid.*, *1954-65*, No. D, 61 ૨૭. *EIM*, *1933-34*, Supplement, p 40

૨૮. *ARIE*, *1964-65*, No. D, 66 ૨૯ *Ibid*, *1956-57*, No D, 89

૩૦ *ARIE*, No D, No 87 ૩૧. *Ibid*, *1964-65*, No D, 26

૩૨ *Ibid*, *1969-70*, No 53–54

33 R. B Whitehead, *Catalogue of Coins in the Punjab Museum, Lahore*, Vol II p CV

૩૪ 'હીરસૌભાગ્ય કાવ્ય'ની રચના સં. ૧૬૭૨ અને સં ૧૬૮૫ની વચ્ચે (એટલે કે ઈ.સ ૧૬૧૬ અને ઈ સ ૧૬૨૯ની વચ્ચે) થઈ જણાય છે (દેસાઈ, 'જૈન સાહિત્યનો સંક્ષિપ્ત ઇતિહાસ', પૃ ૫૯૮) 'હીરસૌભાગ્ય કાવ્ય'નો ગુજરાતી અનુવાદ સાધ્વી સુલોચનાશ્રીજીએ કર્યો છે અને એ મૂલ સંસ્કૃત કાવ્ય અને એની ટીકા સહિત પ્રગટ થયો છે, ભાગ ૧, અમદાવાદ, ૧૯૭૨.

૩૫ એના એકાદ-બે ઉદાહરણ અહીં જોઈએ તે તે રાજાના નામથી પ્રચલિત 'વીસલપ્રિય', 'ભીમપ્રિય' 'વીસલપુરી', 'ભીમપુરી' આદિ દ્રમ્મોના ઉલ્લેખ સોલંકી કાલમા તો મળે છે, પણ 'હીરસૌભાગ્ય કાવ્ય' વર્ણવે છે કે (સર્ગ ૧, શ્લો ૭૭) હીરવિજયસૂરિની જન્મભૂમિ પાલનપુરના પાર્શ્વનાથના મંદિરમા દરરોજ પાંચસો 'વીસલપુરી' દ્રમ્મનો ખર્ચ પૂજાવિધિમા થતો હતો

એ બતાવે છે કે સોલંકી કાલના નિદાન અમુક સિક્કા મુઘલ કાલ સુધી પણ ચલણમા પ્રચલિત હતા સર્ગ ૧, શ્લોક ૮૦ મા કહ્યું છે કે પાલનપુરના ધનાઢ્યો 'શીકરી' તરીકે ઓળખાતા વાહનમા બેસી ( श्रितशीकरीका· ) ઉપર્યુક્ત મંદિરમાં દર્શને જતા હતા 'શ્રીકરી' અથવા 'શીકરી' એ સુખપાલ કે વાહિનીથી ભિન્ન પ્રકારનો છત્રયુક્ત વાહનવિશેષ હોય એમ અનેક પ્રાચીન ઉલ્લેખોથી અનુમાન થાય છે (ભોગીલાલ સાંડેસરા, 'શ્રીકરી શીકરી', "બુદ્ધિપ્રકાશ", પુ, ૯૬, પૃ. ૩૯૪–૯૬ વળી જુઓ 'શબ્દ અને અર્થ', પૃ. ૩૯–૪૧), પણ 'હીરસૌભાગ્ય કાવ્ય'ની ટીકામાં शीकर्यो.. फिरङ्गदेशप्रसिद्धा. એમ કહ્યુ છે, સંભવ છે કે ૧૬મા ૧૭મા શતકમા ગુજરાતમા ઠીક ઠીક પ્રસરેલા ફિરંગીઓ અથવા બીજા યુરોપવાસીઓ 'શ્રીકરી–શીકરી'–ને મળતું કોઈ વાહન કે આસન વાપરતા હોય,

૩૬. મુદ્રિત 'આનંદ કાવ્યમહોદધિ', મૌક્તિક ૫ માં

૩૭ મોહનલાલ દેસાઈ, 'જૈન ગુર્જર કવિઓ', ભાગ ૧, પૃ. ૩૧૧–૧૩

૩૮. એજન, પૃ. ૧૭૧

૩૯. મુદ્રિત. 'જૈન ઐતિહાસિક ગુર્જરકાવ્યસંચય', (સં. જિનવિજયજી), ભાવનગર, ૧૯૨૬

૪૦. મોહનલાલ દેસાઈ, ઉપર્યુક્ત, પૃ. ૪૩૯–૪૦. બાર બોલ વિશે જુઓ, 'જૈન શ્વેતાંબર કોન્ફરન્સ હેરલ્ડ', ઐતિહાસિક અંક, સને ૧૯૧૫ (સંયુક્ત અંક ૭–૯)

૪૧. મુદ્રિત 'યશોવિજય જૈન ગ્રંથમાળા', બનારસ, સં. પંડિત હરગોવિંદદાસ અને પંડિત બેચરદાસ

૪૨ મુદ્રિત સં. મુનિ જિનવિજયજી, ભાવનગર, ૧૯૧૭

૪૩ મુદ્રિત 'સિંઘી જૈન ગ્રંથમાલા', ગ્રંથ ૧૫, સં મોહનલાલ દલીચંદ દેસાઈ, અમદાવાદ–કલકત્તા, ૧૯૪૧

૪૪ કાદંબરી' ટીકાની અંતિમ પ્રશસ્તિમા તથા કાદંબરી-કથાના જૂની ગુજરાતી ગદ્યમાં કરેલા સંક્ષેપને અંતે ('પુરાતત્ત્વ', પુસ્તક ૫, અંક ૪) સિદ્ધિચંદ્રે પોતાના ગુરુ ભાનુચંદ્ર વિશે पातसाहश्रीअक्बरजल्लालदीनसूर्यसहस्रनामाध्यापक: એવું વિશેષણ પ્રયોજ્યું છે. ફારસી ઇતિહાસકાર બદાઊની આ હકીકતને ટેકો આપે છે.

૪૫. મુદ્રિત 'યશોવિજય જૈન ગ્રંથમાલા', ગ્રંથ ૨૩ (સંપાદકો-પં હરગોવિંદદાસ અને પં બેચરદાસ), બનારસ, વીર સં ૨૪૩૭

૪૬. મુદ્રિત સં જિનવિજયજી, અમદાવાદ, ૧૯૨૮

૪૭. મુદ્રિત શ્રી મોહનલાલ દેસાઈ સંપાદિત 'જૈન ઐતિહાસિક રાસમાળા', ભાગ ૧, પૃ. ૧૦૩-૧૦૭

૪૮ મુદ્રિત 'સિંઘી જૈન ગ્રંથમાલા', ગ્રંથ ૭ (સં પં. બેચરદાસ), અમદાવાદ-કલકત્તા, ૧૯૩૭

૪૯. મુદ્રિત 'સિંઘી જૈન ગ્રંથમાલા', ગ્રંથ ૧૪, સં. પંડિત અંબાલાલ પ્રેમચંદ શાહ, મુંબઈ, ૧૯૮૫

૫૦ મોહનલાલ દેસાઈ, 'જૈન સાહિત્યનો સંક્ષિપ્ત ઇતિહાસ', પૃ ૫૭૫

૫૧ મુદ્રિત 'જૈન ઐતિહાસિક ગુર્જર કાવ્યસંચય', સં જિનવિજયજી, પૃ ૧૦૬-૧૩૩

૫૨. મુદ્રિત, 'જૈન ઐતિહાસિક રાસમાળા', ભાગ ૧, સં મોહનલાલ દેસાઈ, પૃ. ૧-૧૦૨

૫૩ 'મુદ્રિતજૈન ઐતિહાસિક ગુર્જર કાવ્ય સંચય', સં. જિનવિજયજી, પૃ. ૪૫-૬૭

૫૪. મુદ્રિત સં મોહનલાલ દેસાઈ, અમદાવાદ, ૧૯૩૪

ઐતિહાસિક વ્યક્તિવિશેષો પરત્વે રચાયેલી અન્ય કૃતિઓ માટે જુઓ દેસાઈ-સંપાદિત 'જૈન ઐતિહાસિક રાસમાળા', જિનવિજયજી-સંપાદિત 'જૈન ઐતિહાસિક ગુર્જરકાવ્યસંચય', નાહટા-સંપાદિત, 'ઐતિહાસિક જૈન કાવ્યસંગ્રહ', 'વિજયધર્મસૂરિ-સંપાદિત ઐતિહાસિક રાસસંગ્રહ', ભાગ ૧-૪, ભોગીલાલ સાંડેસરા અને સોમાભાઈ પારેખ-સંપાદિત 'પ્રાચીન ફાગુ-સંગ્રહ', ઇત્યાદિ આ પ્રકારની અનેક કૃતિઓ હજી અપ્રગટ છે; જુઓ, દેસાઈ 'જૈન સાહિત્યનો સંક્ષિપ્ત ઇતિહાસ', પૃ. ૬૧૩-૧૪, ૬૬૮-૬૯

૫૫ વિજ્ઞપ્તિપત્રોના પ્રમાણભૂત પરિચય માટે જુઓ, શ્રી જિનવિજયજી-સંપાદિત 'વિજ્ઞપ્તિ ત્રિવેણિ' (પ્રસ્તાવના) ભાવનગર, ૧૯૧૬, વિજ્ઞપ્તિપત્રોમાંના ચિત્રાદિના નમૂના માટે જુઓ હીરાનંદ શાસ્ત્રી, *Ancient Vijnaptipatras*, વડોદરા, ૧૯૪૨.

૫૬ ભોગીલાલ સાંડેસરા, 'ગુજરાત મિત્ર અને ગુજરાત દર્પણ', દીપોત્સવી અંક, સં. ૨૦૧૦, 'ઉપાધ્યાય વિનયવિજયકૃત ઇન્દુદૂતમાંનું સુરતનું વર્ણન' એ લેખ

૫૭ પોતાના ગચ્છના સાધુઓને વિવિધ સ્થાનોમાં ચાતુર્માસ કરવાનું સૂચવતા આદેશ આચાર્ય તરફથી નીકળતા, જેને 'ક્ષેત્રાદેશપટ્ટક' કહેતા આવા કેટલાક ક્ષેત્ર દેશપટ્ટકો મળ્યા છે ઐતિહાસિક ભૂગોળની દૃષ્ટિએ એ અભ્યાસપાત્ર છે

૫૮. જિનવિજયજી, 'વિજ્ઞપ્તિ ત્રિવેણિ', પ્રસ્તાવના

૫૯ હીરાનંદ શાસ્ત્રી, *Ancient Vijnaptipatras*, પૃ. ૪૨ થી આગળ

૬૦. કેશવરામ કા શાસ્ત્રી, 'કવિચરિત', ભાગ ૨, પૃ. ૩૪૨–૪૫

૬૧ એજન, પૃ ૪૯૪–૯૭ ૬૨ એજન, પૃ ૪૯૮–૯૯ ૬૩. એજન, પૃ. ૫૦૦–૫૦૧

૬૪ અંબાલાલ જાની, 'શ્રી ફાર્બસ ગુજરાતી સભાના હસ્તલિખિત પુસ્તકોની સવિસ્તર નામાવલિ', ભાગ ૧, મુંબઈ, ૧૯૨૩

૬૫. મુદ્રિત 'બુદ્ધિપ્રકાશ', પુ. ૧, સને ૧૮૫૪. આ શલોકાની ૧૧૯ કડીઓ એમા છપાઈ છે વળી જુઓ રત્નમણિરાવ, 'ગુજરાતનું પાટનગર–અમદાવાદ', પૃ ૧૨૮–૩૩.

૬૬. અંબાલાલ જાની, ઉપર્યુક્ત પૃ. ૩૦ ૬૭ એજન, પૃ. ૧૬૭ અને આગળ

૬૮. ક્રિ અ. દેસાઈ, ગુજરાત ઇતિહાસ સંદર્ભસૂચિ, ખંડ ૬, લેખ ૩૨૧ થી ૫૧૮

૬૯ ઇ વિ ત્રિવેદી, ગુજરાત ઇતિહાસ સંદર્ભસૂચિ, ખંડ ૪ લેખ ૨૯૫ થી ૪૪૨

૭૦. એજન ખંડ ૫, લેખ ૩૩૭૩ થી ૩૩૯૫

૭૧. ઇ વિ ત્રિવેદી, 'ગુજરાતના મુસ્લિમકાલના સંસ્કૃત અભિલેખોમાથી મળતી માહિતી'. પૃ. ૫૬ થી ૯૨

૭૨. એજન. પૃ ૯૩ થી ૧૬૫ ૭૩ એજન, પૃ. ૨૯૨ થી ૨૯૭

૭૪ એજન, પૃ. ૨૯૭ થી ૩૦૫ ૭૫ એજન, પૃ. ૩૩૬ થી ૩૬૩

૭૬. એજન, પૃ ૪૫૮ થી ૪૮૪

૭૭ Diskalkar, *Inscriptions of Kathiawad*, No. 125

૭૮. 'કુમાર', અંક ૩૮૭, પૃ. ૨૮૬–૨૮૮

૭૯. ઇ વિ. ત્રિવેદી, ઉપર્યુક્ત, પૃ. ૫૬૦

૮૦ गौ. ही. ओझा, भारतीय प्राचीन लिपिमाला, पृ. १९२, D C Sircar, *Indian Epigraphy*, p 30

૮૧ દા ત, Diskalkar, *op. cit*, Nos 103, 175

૮૨ દા ત, *Ibid*, Nos 140, 154, 156, 157, 173, 174

૮૩ *Ibid*, No 172 ૮૪ *Ibid*, No 106 ૮૫ *Ibid*, No 171

૮૬ *Ibid*, No 111 ૮૭ *Ibid*, No 107 ૮૮ *Ibid*, No 115

૮૯ *Ibid*, No 125 ૯૦. ઇ વિ. ત્રિવેદી, પૃ ૫૮૪

૯૧ Diskalkar, *op cit*, No 106 ૯૨ *Ibid*, No 121

૯૩ *Ibid*, No 106

૯૪ દા ત પાટણમાથી મહ્મૂદશાહ ૧ના સમયનો એક દસ્તાવેજ વિ સં. ૧૫૪૭નો અને એક બીજો વિ. સં. ૧૫૬૨ નો મળ્યો છે (જિનવિજયજી, 'પાટણના બે જૂના દસ્તાવેજો', "પુરાતત્ત્વ", પુ. ૪, પૃ ૧–૯). બીજા કેટલાક દસ્તાવેજો માટે જુઓ ભો. જ 'સાંડેસરા, 'ગુજરાતના જૂના ખતપત્રો અને દસ્તાવેજો', "ગ્રંથ અને ગ્રંથકાર", પુ ૬, પૃ ૪૩–૪૭.

૯૫. ભો જ સાંડેસરા, એજન, પૃ ૪૭–૫૪. આ કાલના અન્યત્ર પ્રકાશિત થયેલા બીજા કેટલાક દસ્તાવેજો માટે જુઓ એજન, પૃ ૪૨ અને P. C Divanji, 'Three Gujarati Legal Documents of the Moghul Period', *Journal of Gujarat Research Society*, Vol IV, pp 18 ff,

૯૬ *Mirat-i-Ahmadi*, (Eng tran) pp 136 ff

૯૭. *Ibid*, pp 148 ff    ૯૮ *Ibid*, pp 191 ff    ૯૯ *Ibid*, p 211

૧૦૦ *Ibid* p 219    ૧૦૧. *Ibid*, pp 240 ff    ૧૦૨ *Ibid*, 248 ff.

૧૦૩ *Ibid*, pp 256 f    ૧૦૪ *Ibid*, p 331    ૧૦૫. *Ibid.*, p. 352

૧૦૬. *Ibid*, pp 388 f, 'મિરાતે અહમદી', વો ૨ (ગુજ અનુ), પૃ ૩૧–૩૨

૧૦૭ *Iibd*, p 505, એજન, પૃ ૧૯૩-૧૯૪

૧૦૮. *Ibid*, p 745; એજન, પૃ ૫૦૮–૫૦૯

૧૦૯ M S Commissariat, *Imperial Mughal Farmans in Gujarat*, Intr, p 9

૧૧૦ મુનિરાજ વિદ્યાવિજય, 'સૂરીશ્વર અને સમ્રાટ', પરિશિષ્ટ क

૧૧૧ M. S Commissariat, *op cit*, p 10

૧૧૨ મુનિરાજ વિદ્યાવિજય, ઉપર્યુક્ત, પરિશિષ્ટ ख

૧૧૩. M S Commissariat, *op cit*, pp 10–11

૧૧૪ N C Mehta, *Studies in Indian Painting*, pp 69 ff

૧૧૫ M S Commissariat, op cit, pp. 26 ff (plate I)

૧૧૬ મુનિરાજ વિદ્યાવિજય, ઉપર્યુક્ત, પરિશિષ્ટ ग, घ, અને ङ.

૧૧૭ M S Commissariat, *op cit*, pp 39 ff

૧૧૮ *Ibid*, Plates II, VII, XIII, XIV and XX; M. S Commissariat, *Studies in the History of Gujarat*, pp. 64 ff

૧૧૯ *Ibid*, pp 47 ff (plates XV–XVIII) આમાંનું પહેલું 'મિરાતે અહમદી'માં ઉતારેલું છે

૧૨૦ *Ibid*, Plates IV, V, VI, VIII, X, XI, XII and XIXમાનું ફરમાન આ પ્રકારનું છે

૧૨૧. Comissariat, *Imperial Mughal Farmans in Gujarat*, p 21

૧૨૨. *Ibid*, pp 22 f

૧૨૩. 'पेशवे दफ्तरातून निवडलेले कागद' (સં ગો. સ સરદેસાઈ) ગ્રંથમાળાનો ગ્રંથ ૧૨ ડાભાડેઓ અને ગુજરાતની છતને લગતો છે વળી જુઓ લાટચે મરાઠી ઐતિહાસિક લેખ, ભા ૧–૨ તથા *The Gaikwads of Baroda : English Documents*, Vol I (Ed by Gense and Banaji)

૧૨૪. *A Collection of Treaties, Engagements and Sunnuds relating to India and Neighbouring Countries* (Ed by C W Aitchison), Vol VI

# ખંડ ૨

# રાજકીય ઇતિહાસ

## પ્રકરણ ૨

## મુઘલ બાદશાહોના પૂર્વસંપર્ક અને ગુજરાતમાં મુઘલાઈની સ્થાપના

મુઘલ બાદશાહ અકબરે ઈ.સ. ૧૫૭૨–૭૩ માં ગુજરાત જીતી લઈ ત્યાં મુઘલાઈ હકૂમત સ્થાપી તે પહેલાં પણ મુઘલ બાદશાહોને ગુજરાત સાથે કઈ ને કંઈ સંપર્ક થયા હતા.

**બાબર અને ગુજરાત**

બાબરે ઈ.સ. ૧૫૨૬ માં હિંદ પર આક્રમણ કર્યું તે સમયે ગુજરાતમાં સુલતાન મુઝફ્ફરશાહ ૨ જાનુ શાસન (ઈ.સ. ૧૫૧૧–૨૬) ચાલતું હતુ.

મુઝફ્ફરશાહના શાહજાદાઓમા સૌથી વધુ શક્તિશાળી દ્વિતીય શાહજાદો બહાદુરખાન પિતા તરફથી મળેલી નાની જાગીરથી અસંતુષ્ટ બની મોટા ભાઈની પોતાની સામેની ખટપટોથી બચવા ગુજરાત છોડી દિલ્હી ગયો હતો (ઈ.સ.૧૫૨૫). દિલ્હીનો સુલતાન ઇબ્રાહીમ લોદી (ઈ.સ. ૧૫૧૮–૧૫૨૬) આવા સમયે ઝહિરુદ્દીન બાબરનો દિલ્હી પાસે પાણીપતના મેદાનમા સામનો કરવાની તૈયારીમાં હતો એમ છતાં એણે બહાદુરખાનને આવકાર આપી ત્યા આદર સહિત રાખ્યો. બહાદુરખાન દિલ્હી પહોચ્યો ત્યાં સુધીમા સુલતાન ઇબ્રાહીમ અને બાબર વચ્ચે કેટલીક વાર અથડામણુ થઈ હતી. બહાદુરખાનની દિલ્હીના અફઘાન અમીરો અને લોકોમાં વધેલી લોકપ્રિયતા અને શૂરવીરતા અંગે એક રસપ્રદ નોંધ જોવા મળે છે. એક વાર સુલતાન ઇબ્રાહીમ અને બાબરની એક ટુકડી વચ્ચે અથડામણુ થતાં એમાં હારી ગયેલી સુલતાનની ટુકડીને યુદ્ધમેદાનમાંથી કેદ પકડી લઈ જવામાં આવી રહી હતી ત્યારે સુલતાન પોતે અને એના વીર યોદ્ધાઓ હાજર હોવા

છતાં કોઈ કશું કરી શકયા નહિ ત્યારે બહાદુરખાનથી આ સહન ન થતાં એણે ખુલ્લી તલવારે મુઘલ સૈનિકો પર ધસી જઈ એમને હંફાવ્યા અને અફઘાન કેદીઓને મુક્ત કરાવ્યા. સુલતાનનો વિજય થયો. બહાદુરખાનની આ વીરતાથી પ્રભાવિત થયેલા અમીરો, જે ત્યાં હાજર હતા અને સુલતાન ઇબ્રાહીમના શાસનથી અસંતુષ્ટ હતા, તેમણે સુલતાનને પદભ્રષ્ટ કરી, દિલ્હીની ગાદી પર બહાદુરખાનને બેસાડવાનું વિચાર્યું. અમીરોની આવી વૃત્તિની સુલતાનને ખબર પડતાં શાહજાદો બહાદુરખાન એની નજરમાં હલકો પડી ગયો. બહાદુરખાન આ બધું પામી જતાં, સુલતાનની પરવાનગી મેળવ્યા વગર, દિલ્હી છોડી ગુજરાત જતો રહ્યો.[1]

મુઘલ બાદશાહ બાબરે 'બાબરનામા'મા એક રસપ્રદ નોંધ કરી છે. એ જણાવે છે કે પિતા સાથે અણબનાવ થવાથી શાહજાદો બહાદુરખાન દિલ્હીના સુલતાન ઇબ્રાહીમ પાસે ગયો હતો. ત્યાથી એણે પાણીપતના મેદાનમા લડતા બાબરને મદદ માટે વિનંતીભર્યો પત્ર લખ્યા હતા, જેના બાબરે પ્રોત્સાહક અને ઉદાર ભાવે જવાબ આપ્યા હતા અને પોતાની સાથે જોડાવા બહાદુરખાનને નિમંત્રણ પણ આપ્યુ હતુ. પહેલા બહાદુરખાને પાણીપતથી બાબરના આવવાની રાહ જોઈ, પણ પછીથી યોજના બદલીને સુલતાન ઇબ્રાહીમ પાસેથી છૂટો પડી એ ગુજરાત જતો રહ્યો. બહાદુરખાનને બાબરે 'લોહી તરસ્યો અને ઉદ્ધત' તરીકે ઓળખાવ્યો છે.[2] ગુજરાતના ઇમાદ્-ઉલ્-મુલ્કે એક પત્ર લખીને ગુજરાતના આંતર સંઘર્ષમાં બાબરની સહાય માગી હતી[3] અને બાબર જો પોતાના લશ્કરના એક ભાગને મોકલી એને સહકાર આપશે તો ઇમાદ્-ઉલ્-મુલ્ક એને દીપ(દીવ ?)નું બંદર અને એક કરોડ ટંકા આપશે એવી તૈયારી બતાવી હતી, પરંતુ એનો પત્ર બાબરને કયારેય પહોંચ્યો ન હતો.[4]

## હુમાયૂંની ગુજરાત પર ચડાઈ

સુલતાન મુઝફ્ફરશાહ ૨ જાના અવસાન પછી થોડા સમય બાદ બહાદુરશાહ (ઈ.સ. ૧૫૨૬-૧૫૩૭) સત્તાધીશ બન્યો. એના સમયમા ગુજરાતનુ રાજ્ય સમૃદ્ધ બનવા લાગ્યુ. આ સુલતાને ગુજરાતની પૂર્વે માળવા, ઉત્તરે મેવાડ અને છેક બયાના સુધી વિજય મેળવ્યા, આથી એ મુઘલ બાદશાહ હુમાયૂં સાથે ઘર્ષણમાં આવ્યો.

ઈ.સ.૧૫૨૬ મા દિલ્હીમાં મુઘલ સત્તા સ્થપાયા પછી લોદી વંશના ઘણા શાહજાદા ગુજરાતમાં આવ્યા અને સુલતાન બહાદુરશાહે એમને પોતાના દરબારમાં રાખ્યા. સુલતાન બહલૂલ લોદીનો પૌત્ર અને અલાઉદ્દીન લોદીનો પુત્ર તાતારખાન

ગુજરાતના દરબારમા પોતાની દિલ્હીની ગાદી પુનઃ પ્રાપ્ત કરવા મદદ મેળવવા આવ્યો. બહાદુરશાહે એને પણ આવકાર્યો અને લશ્કરનો સેનાપતિ નીમ્યો.[૫] આ ઉપરાંત ફત્હખાન કુત્બખાન અને ઉમરખાન જેવા લોદી અફઘાનોને પણ બહાદુરશાહે આશ્રય આપ્યો હતો. બહાદુરશાહના આ કાર્યથી દિલ્હીના મુઘલ દરબારમા એવી છાપ પડી કે આ સુલતાન દિલ્હી સામે મુખ્ય કેંદ્ર બની મોરચો ઊભો કરવા માગે છે. ઈ.સ. ૧૫૩૩મા હુમાયૂંનો બનેવી મુહમ્મદ ઝમાન મીરઝા, જે ભારે ઝઘડાખોર હતો અને આગ્રા નજીક બયાનાના કિલ્લામાંની કેદમાંથી નાસી છૂટયો હતો તે, બહાદુરશાહને આશ્રયે આવતાં એને સુલતાને આશ્રય આપ્યો. આ બધા કારણોથી હુમાયૂં રોષે ભરાયો અને એણે ઈસ ૧૫૩૪ના નવેમ્બરની મધ્યમા ગુજરાત પર આક્રમણ કરવા જંગી તૈયારી સાથે કૂચ કરીને માળવામા સારંગપુર ખાતે પડાવ નાખ્યો.

હુમાયૂંના આક્રમણ વખતે બહાદુરશાહ ચિત્તોડ પર બીજી વાર ઘેરો નાખવાની તૈયારીમાં હતો. હુમાયૂએ બહાદુરશાહના ચિત્તોડ-વિજય સુધી સબૂરી રાખી હતી, પણ એ પછી એણે એની પૂઠ પકડી ગુજરાતના એક અસતુષ્ટ સેનાપતિ રૂમીખાનની સલાહ અનુસાર બહાદુરશાહનો પીછો કર્યો. બહાદુરશાહ ખંભાત થઈ દીવ તરફ નીકળી ગયો. હુમાયૂંએ ગુજરાતનું પાટનગર મુહમ્મદાબાદ (ચાંપાનેર) સર કરી લીધું ને બહાદુરશાહનુ મહી નદી સુધીનું આખું રાજ્ય હુમાયૂના તાબા નીચે આવી ગયું. આ સમયે હુમાયૂંનો સામનો કરવા માટે અમદાવાદમાં સુલતાન બહાદુરશાહ તરફી દીવાન ઇમાદુલ્‌-મુલ્ક અને મુજાહિદખાન ૨૨,૦૦૦ ની સેના સાથે તૈયાર થયા.

હુમાયૂંને આ સમાચાર મળતા પાવાગઢનો કિલ્લો તરદીબેગખાનને સોપ્યો અને પોતે લશ્કર લઈ અમદાવાદ તરફ જવા નીકળ્યો. પોતાના ભાઈ મીરઝા અસ્કરી અને મીરઝા યાદગાર નઝીર અને મીર હિંદુ બેગને એક દિવસ અગાઉ રવાના કર્યાં

નડિયાદ અને મહેમદાવાદ વચ્ચે બંને લશ્કરો વચ્ચે ઝપાઝપી થઈ, જેમાં ગુજરાતનુ લશ્કર હાર્યું. હુમાયૂના લશ્કરે અમદાવાદ તરફ કૂચ કરી અને એ કબજે કર્યું. પાછળથી હુમાયૂ પણ અમદાવાદ આવી પહોચ્યો.

હુમાયૂ હવે સૌરાષ્ટ્ર સિવાય માળવા અને ગુજરાત પ્રદેશનો સ્વામી બન્યો. એણે અહીં વહીવટીતંત્ર સ્થાપવાનુ કાર્ય શરૂ કર્યું. પોતાના ભાઈ મીરઝા અસ્કરીને ગુજરાતનો નાઝિમ નીમ્યો ને એનુ વડુ મથક અમદાવાદ રાખ્યુ. અસ્કરીના તાબા નીચે હિંદુ બેગની પ્રધાન અને સરસેનાપતિ તરીકે નિમણૂક

કરી. તરદીબેગને ચાપાનેર અને નાસિર મીરઝાને પાટણ–નહરવાલાનો હવાલો સોંપવામા આવ્યો. અન્ય અધિકારીઓને ખંભાત મહેમદાવાદ વડોદરા ભરૂચ અને સુરતના હવાલા સોંપવામાં આવ્યા

ત્યાર બાદ હુમાયૂ બહાદુરશાહની શોધમા દીવ જવા નીકળ્યો, પરંતુ ધંધુકા પહોંચતાં જ એને મુઘલ સામ્રાજ્યમા શેરખાન અફઘાને બંડ કર્યું હોવાના સમાચાર મળ્યા, આથી હુમાયૂને ગુજરાતમાંથી પાછા ફરવાની ફરજ પડી.

હુમાયૂએ જેવું ગુજરાત છોડયું કે તરત જ એની પાછળ ગુજરાતમા બહાદુરશાહ તરફી ક્રાંતિ થઈ. સુલતાન બહાદુરશાહ પોતાના દીવના રહેઠાણમાથી બહાર આવ્યો અને એણે મુઘલો સામેની લડતનો હવાલો સંભાળી લીધો. બહાદુરશાહ તરફથી દબાણ આવતાં મુઘલોએ ગુજરાતમાંથી પીછેહઠ કરી. બહાદુરશાહે ફરી વાર પોતાના રાજ્ય પર કબજો જમાવી દીધો.[૬] આમ હુમાયૂની ગુજરાત પરની હકૂમત એપ્રિલ ૨૫, ૧૫૩૫ થી મે ૨૪, ૧૫૩૬ સુધી અર્થાત્ તેર મહિના સુધી રહી.[૭]

## અકબરની ગુજરાત પર પહેલી ચડાઈ

સુલતાન બહાદુરશાહના અવસાન (ઈ.સ ૧૫૩૭) પછી ગુજરાતની સલ્તનત નબળી પડી. જે જુવાન અને નબળા સુલતાન ગાદીએ આવ્યા તે મહત્ત્વાકાંક્ષી અને લગભગ અર્ધ-સ્વતંત્ર જેવા અમીર-ઉમરાવોના હાથમા પૂતળા સમાન બની ગયા. સમગ્ર રાજ્યમાં વિખવાદો અને આંતરિક વિગ્રહોનુ જોર વ્યાપી ગયુ. આવા કપરા કાલમાં ગુજરાતમા એક વધુ અનિષ્ટ તત્ત્વનો ઉમેરો થયો. વિદ્રોહી સ્વભાવના તીમૂરના વંશના મીરઝાઓને અકબરે ઉત્તર હિંદુસ્તાનમાંથી હાંકી કાઢતાં તેઓ ગુજરાતમા નાસી આવ્યા (ઈ.સ ૧૫૬૬) અને ભરૂચ જઈ ત્યાના ચિંગીઝખાનના આશ્રયે રહ્યા. આ મીરઝાઓએ ગુજરાતની સલ્તનતની કથળતી જતી સ્થિતિમા પોતાની સત્તા જમાવવા માંડી.

સુલતાન મુઝફ્ફરશાહ ૩ જો (ઈ સ ૧૫૬૧–૧૫૭૩), જે ઇતિમાદખાન નામના અગ્રણી અને ખટપટી રાજનીતિજ્ઞના રક્ષણ નીચે હતો, તેના સમયમાં અમીરોની અંદરોઅંદરની ખટપટ વધી પડી. ઉત્તર ગુજરાતમાં અફઘાન અમીર શેરખાન ફુલાદી, અમદાવાદ સહિત મધ્ય ગુજરાતમા જહૂજહારખાન અને અન્ય હબસીઓ તથા દક્ષિણ ગુજરાતમાં ચિંગીઝખાનની સરદારી નીચે મીરઝા ખૂબ જોરમા આવ્યા. આ આંતર સંઘર્ષમા ઇતિમાદખાન ફાવી નહિ શકતાં એણે મુઘલ બાદશાહ અકબરને ગુજરાતમા પ્રવર્તતી રાજકીય અસ્થિરતાનો ખ્યાલ આપી ગુજરાત

પર ચડાઈ કરવા અને એ જીતી લેવા વિનંતી કરી. એણે વધુમાં જણાવ્યું હતુ કે ગુજરાત જીતી લેવામા નહિ આવે ને અફઘાનોને ત્યાથી કાઢવામાં નહિ આવે તો એ પ્રદેશ મીરઝાઓના હાથમાં પડશે[૮]

અકબરને પોતાના સામ્રાજ્યના વિસ્તરણ માટે ગુજરાત પ્રદેશ ઘણો અગત્યનો લાગ્યો. ફળદ્રુપ જમીન, વિસ્તૃત દરિયાકાંઠા પર આવેલાં બંદરો અને સદીઓથી વિદેશી વેપારથી સમૃદ્ધ બનેલા આ પ્રદેશની ગણના હિંદભરમાં સમૃદ્ધ ગણાતા પ્રાંતોમા થતી હતી. હિંદમા સર્વોપરિ બનવાની મહેચ્છા સેવતા અકબરે આથી ગુજરાત પર ચડાઈ કરવા તૈયારી કરી. રાજધાની ફત્તેહપુર સીકરીમાંથી રાજસ્થાન થઈ ગુજરાત આવવા પ્રયાણ કર્યું (જુલાઈ ૨, ૧૫૭૨). ગુજરાતની સરહદમા પ્રવેશી એ નહરવાલા–પાટણ આવ્યો અને પોતાના એક સમયના રક્ષક અને વાલી બહેરામખાનના ૧૬ વર્ષના પુત્ર અબ્દુર્રહીમખાનને બોલાવી, પાટણની જાગીર આપી એનો વહીવટ સૈયદ અહમદખાન બર્હાને સોંપ્યો. ત્યાંથી એ જોટાણા ગયો. ત્યાં સમાચાર મળ્યા કે સુલતાન મુઝફ્ફરશાહ શેરખાન ફુલાદીનું શરણુ છોડી દઈ સોરઠ જતો રહ્યો છે. એને પકડવા અકબરે મીરખાન અને પેસાવલ નામના મુઘલ સરદારોને મોકલ્યા છેવટે તેઓ મુઝફ્ફરને પકડી શાહ અકબર પાસે લઈ આવ્યા (નવેમ્બર, ૧૫). અકબરે સુલતાન મુઝફ્ફરશાહને બીજી કોઈ શિક્ષા ન કરતાં કરમલખાનને સોંપ્યો અને કેદીની જેમ રાખવા ફરમાવ્યું.[૯] આ સ્થળે ગુજરાતના કેટલાક નામાંકિત અમીર અકબરને શરણે આવ્યા, જેમાં ગુજરાતના મુખ્ય સલાહકાર મીર અબુ તુરાબ અલી, સૈયદ હમીદ બુખારી, સીદી અમીરોમા ઉલુઘખાન, જૂહૂજહારખાન ઇખ્તિયાર-ઉલ્ મુલ્ક તેમજ સ્થાનિક અમીરો વજિહ્-ઉલ્-મુલ્ક અને મુજાહિદખાન જેવાઓનો સમાવેશ થતો હતો.

સમ્રાટ અકબરે ગુજરાતમાં અમીરો પર વર્ચસ ધરાવનાર અને ખ્યાતનામ બનેલા ઇતિમાદખાનનો ટેકો મેળવવા એને કડી પાસે હાજીપુર મુકામે આવકાર્યો અને જાહેરાત કરી કે ગુજરાતનો વહીવટ ઇતિમાદખાનને સોંપવામા આવશે અને એ જે જે અમીરોની સેવા માગશે તે બધાને એની સત્તા નીચે મૂકવામાં આવશે. વિચક્ષણ અકબરનું આ પગલુ ગુજરાતના અમીરોની શુભ ભાવના તેમ ટેકો મેળવવાની દૃષ્ટિવાળુ હતુ. એ પછી અકબરે અમદાવાદ આવી (નવેમ્બર ૨૦. ૧૫૭૨), પંદરેક દિવસ રોકાઈ અમદાવાદની પ્રજા તરફથી આવકાર મેળવ્યો, કારણ કે લોકોનો લાંબા સમયથી ચાલુ રહેલા ત્રાસના વાતાવરણમાંથી છુટકારો થયો હતો. જૂનાગઢ(સોરઠ)ના હાકેમ અમીનખાન ઘોરીએ પણ અકબરને ભેટ-નજરાણાં મોકલાવી મુઘલ સત્તા તરફ આદરભાવના દર્શાવી.[૧૦]

અમદાવાદના પોતાના વસવાટ દરમ્યાન અકબરે ગુજરાતની વહીવટી વ્યવસ્થા ગોઠવી, અમદાવાદ તથા મહી નદીના ઉત્તર ભાગની ગુજરાત સરકારનો વહીવટ પોતાના દૂધભાઈ મીરઝા અઝીઝ કોકા ખાન-ઇ આઝમને અને મહી નદીની દક્ષિણે આવેલો પ્રદેશ (દક્ષિણ ગુજરાત), જે બંડખોર મીરઝા અમીરોએ પચાવી પાડયો હતો, તેનો વહીવટ ઇતિમાદખાન અને ગુજરાતી અમીરોની સામાન્ય દેખરેખ નીચે સોંપ્યો, ઇતિમાદખાનને મુખ્ય અમીરની કામગીરી સોંપવામાં આવી.

પછી અકબરે ખંભાતની મુલાકાત લીધી, પ્રથમ વાર દરિયાનું દર્શન કરી ઘણો આનંદ અનુભવ્યો અને દરિયાની સહેલગાહ કરી ખંભાતમા રહેતા રૂમ સિરિયા ઈરાન અને તુરાનના તથા ફિરંગી જેવા વેપારીઓએ અકબરનુ સ્વાગત કર્યું.[11]

અકબર અમદાવાદથી ખંભાત જવા નીકળી ગયા બાદ એને માર્ગમાં જ સમાચાર આપવામા આવ્યા કે અમદાવાદમા જે અમીરોને રહેવાની પરવાનગી આપવામાં આવી હતી તેઓ હવે બાદશાહ પ્રત્યેની વફાદારી ફગાવી દઈ, મીરઝાઓ સાથે મળી જઈ ખટપટ કરવાની તૈયારીમા છે મીર અબુ તુરાબ સિવાયના ઇતિમાદખાન સહિત ઘણા અમીર વફાદારી ફગાવી દેવા તત્પર બન્યા હતા. અકબરે ખંભાત પહોંચ્યા બાદ તરત જ મીરબક્ષી શાહબાજખાનને અમદાવાદ જઈ, વફાદારીમા ડગમગી રહેલા અમીરોને કેદ કરી પોતાની સમક્ષ હાજર કરવા ફરમાન કર્યું. અકબરના આ હુકમનું પાલન કરવામા આવ્યું ઇતિમાદખાનને શિક્ષા ન કરતાં શાહબાજખાનના જાપતામાં સોપવામા આવ્યો. અકબર મીરઝાઓને હરાવી એમને તાબે લાવવા મક્કમ હતો. ખંભાતથી અકબરે પ્રયાણ કર્યાના સમાચાર જાણી, મીરઝાઓ ચાપાનેર વડોદરા જેવા મહત્ત્વનાં સ્થળ છોડી સુરત પહોચી ગયા અને ત્યાં બાદશાહ અકબરનો પ્રબળ સામનો કરવા જંગી તૈયારી કરવા લાગ્યા હતા.

આ અરસામાં મીરઝા ઇબ્રાહીમ હુસેને ભરૂચનો ગઢ જીતી લઈ અકબરની છાવણીથી આઠ કોસ દૂર પડાવ નાખ્યો મુઘલ સેનાએ કાસરાની પૂર્વે પાચ માઈલ દૂર આવેલા સરનાલ નજીકમા મીરઝાને સખ્ત પરાજય આપ્યો (ડિસેમ્બર ૨૩) અને એ ત્યાથી આગ્રા તરફ નાસી છૂટયો[12]

ત્યાર બાદ અકબરે સુરત પહોંચી (જાન્યુઆરી ૧૧, ૧૫૭૩), ગોપી-તળાવ કાઠે પડાવ નાખી કિલ્લાને ઘેરો ઘાલ્યો. આરંભમા બંને પક્ષો વચ્ચે જોરશોરથી આક્રમણ અને બચાવની રમઝટ ચાલતી રહી. ઘેરો કડક બનાવાયો. છેવટે ગઢના સરદાર હમઝાબાને શરણાગતિ માગી. સંપૂર્ણ વિજય મળવાની ખાતરી હોવા છતાં અકબરે લડાઈ બંધ કરી, સરદાર હમઝાબાન અને બીજા થોડાકને કેદ કરી, બીજાઓને માફી આપી છોડી મૂકયા આમ એક માસ અને ૧૭ દિવસ સુધી ચાલેલા ઘેરાનો અંત આવ્યો (ફેબ્રુઆરી ૨૬, ૧૫૭૩)

અકબરે સુરતના કિલ્લાની મુલાકાત લેતા, ત્યાંની 'સુલેમાની' નામથી ઓળખાતી તોપો પસંદ પડતાં, કેટલીક આગ્રા મોકલી આપી. પોતાના સુરતના નિવાસ દરમ્યાન એ ત્યાં રહેતા પારસીઓના સંપર્કમાં આવ્યો લાગે છે. સુરતમાં જરથોસ્તી ધર્મનો કોઈ ઊંડો જ્ઞાની ન મળતાં નવસારીથી દસ્તૂર મહેરજી રાણાને બોલાવવામાં આવ્યા હતા. દસ્તૂર મહેરજી રાણાને અકબરે ફત્તેહપુર સીકરીમા યોજેલ ધર્મ-પરિષદમા યાદ કરી, નિમંત્રણ આપી તેડાવ્યા હતા (ઈ.સ.૧૫૭૬–૭૯).[૧૩] સુરતમા બાદશાહ અકબરને ફિરંગીઓ પણ આવીને મળ્યા હતા. ગુજરાતની ખળભળી ઊઠેલી રાજકીય પરિસ્થિતિનો તેઓ લાભ લેવા આતુર હતા, પરંતુ અકબરની સમર્થ તાકાત જોઈ તેઓએ પોતાની યોજના બદલી નાખી અને અકબરના દરબારમાં ભેટસોગાદ સાથે પ્રતિનિધિમંડળ મોકલ્યું. અકબરે ભેટસોગાદોનો સ્વીકાર કરી ફિરંગીઓ સાથે સારા સંબંધ રાખવાની તૈયારી બતાવી હતી. આની પાછળ એ પણ કારણ હોઈ શકે કે ફિરંગીઓ પરદેશીઓ હતા અને એમનું વર્ચસ પશ્ચિમ હિંદના દરિયા પર હતુ દીવના યુદ્ધ પછી ગુજરાતનું કોઈ પણ વહાણ એમની પરવાનગી લીધા વગર દરિયાઈ સફર ખેડી શકતુ નહિ. અકબરની સાથે જનાનખાનુ પણ હતુ તેમાંની કેટલીક સ્ત્રીઓ, જેમાં અકબરની માતા હમીદાબાનુ બેગમ અને ફોઈ ગુલબદનબાનુનો સમાવેશ થતો હતો, તેમને મક્કાની હજ કરવા જવું હતું. ગુજરાતથી દરિયાઈ રસ્તે મક્કા જવા ફિરંગીઓ તરફથી કનડગત ન થાય એ પણ જરૂરી હતું, આથી અકબરે ફિરંગીઓ સાથે સારા સબંધ બાધ્યાનું અને ફિરંગીઓએ પરવાનો આપ્યાનુ જણાય છે[૧૪] બ ને સત્તાઓ વચ્ચે એલચી-સંબ ધ એ પછી સ્થપાયા હશે.

જે સમયે અકબર સુરતના કિલ્લાના ઘેરામા રોકાયેલો હતો તે દરમ્યાન ઉત્તર ગુજરાતમાં મુહમ્મદ હુસેન અને શાહ મીરઝાએ અફઘાન અમીર શેરખાન ફુલાદી સાથે મળી જઈ પાટણ શહેરને ઘેરો ઘાલ્યો, પરંતુ અમદાવાદથી અઝીઝે તાબડતોબ આવીને માળવા તથા ચંદેરીથી આવેલી લશ્કરી સહાયથી બળવાખોરોને પાટણથી પાચ કોસ દૂર લડાઈમા સખત પરાજય આપ્યો (જાન્યુઆરી ૨૨, ૧૫૭૩). પરિણામે બળવાખોર નાસભાગ કરી વેરવિખેર થઈ ગયા સુરતમાં અકબરને આના સમાચાર મળતા બળવાખોરોનો પીછો કરવા હુકમ કર્યો.

અકબરે સુરતથી અમદાવાદ આવી ( એપ્રિલ ૩ ), ૧૦ દિવસ રોકાઈ ગુજરાતની પાકી વહીવટી વ્યવસ્થા કરી: મીરઝા અઝીઝ કોકાને ગુજરાતનો સૂબેદાર નીમી એને આખા સૂબા( પ્રાંત )નો વહીવટદાર બનાવ્યો. 'ખાન-ઇ-કલન' મીર મુહમ્મદખાનને પાટણ અને એના નાના ભાઈ કુત્બુદ્દીન મુહમ્મદખાનને ભરૂચ સોંપવામા આવ્યું. નૌરંગખાનને વડોદરા સોંપવામાં આવ્યું.

સૈયદ હમીદ બુખારીને ધોળકા અને ધંધુકાની જાગીર આપવામા આવી. અકબરે અમદાવાદમા ઈદનો તહેવાર ઊજવી અમદાવાદથી પ્રયાણ કર્યું (એપ્રિલ ૧૩, ૧૫૭૩) અને પાટણ-જાલોરના માર્ગે એ ફત્તેહપુર સીકરી જઈ પહોંચ્યો.

### બીજી ચડાઈ અને હકૂમતની દૃઢ સ્થાપના

ગુજરાતમા હજુ મીરઝાઓની તાકાતને સંપૂર્ણપણે કચડી નાખવામાં આવી ન હતી. કેદી બનેલો ગુજરાતનો માજી સુલતાન મુઝફ્ફર ૩ જો કેદમાંથી નાસી છૂટી, પોતાનુ રાજ્ય પાછું મેળવવાનો ભગીરથ પ્રયાસ કરવાની તૈયારીમાં હતો. સૌરાષ્ટ્રનો વિભાગ હજુ જીતવાનો બાકી હતો જૂનાગઢમાં અમીનખાન ઘોરીની સત્તા સર્વોપરિ હતી શેરખાન ફુલાદીના જૂના સાથીદાર અફઘાનો, મીરઝાઓ અને અસંતોષી હબસી અમીરોએ ભેગા મળી બંડ ઉઠાવવાનો નિશ્ચય કર્યો હતો સૌરાષ્ટ્રમાં જામનગર અને કચ્છના રાજાઓ તથા બીજા રાજપૂત ઠાકોર ગુજરાતની એ ડામાડોળ રાજકીય સ્થિતિમા જે પક્ષ લાભદાયક સ્થિતિમા આવી પડે તેની સાથે જોડાઈને લાભ ઉઠાવવાની રમત ખેલી રહ્યા હતા. બીજી બાજુએ ગુજરાતમાં મુઘલ સત્તાવાળા પ્રદેશની પ્રજા અકબરની ઉદાર અને ધર્મસહિષ્ણુ નીતિને લીધે શાંતિનો અનુભવ કરી રહી હતી આવી સ્થિતિમાં અશાંતિ ઊભી થઈ.

આવા વાતાવરણમાં મીરઝા મુહમ્મદ હુસેન, જે દૌલતાબાદ જઈને આશ્રય પામ્યો હતો તે, ઝડપથી સુરત આવ્યો અને એની આગેવાની નીચે બંડ શરૂ થયું. મુઘલ ફોજદાર કુલીઝખાન સુરતના કિલ્લામા સપડાઈ ગયો, આથી મુહમ્મદ હુસેને ભરૂચ અને ખંભાત જીતી લીધા અને અમદાવાદ તરફ કૂચ કરી. આ સમયે સૂબેદાર અઝીઝ કોકા ઈડર પ્રદેશમાં એક બંડખોર સીદી અમીરનો સામનો કરી રહ્યો હતો તે મુહમ્મદ હુસેનના અમદાવાદ આવી રહ્યાના સમાચાર સાંભળી ઝડપથી અમદાવાદ આવી પહોચ્યો અને એણે આક્રમણખોરનો મજબૂત સામનો કરવાની તૈયારી કરી. ટૂંક સમયમા જ બળવાખોરોના લશ્કર અમદાવાદ આવી પહોંચ્યાં, જેમા ઈડરથી આવેલ ઇખ્તિયાર-ઉલ્-મુલ્ક, જૂહૂજ્હારખાનનો પુત્ર વલીખાન, શેરખાન ફુલાદીના પુત્રો, રાજપૂતો, અસંતોષી મુસલમાનો વગેરેનો સમાવેશ થતો હતો અમદાવાદમા ઘેરાઈ રહેલા અઝીઝ કોકાએ બળવાખોરોનો સામનો ખુલ્લા મેદાનમાં આવીને કરવાનુ ટાળ્યું. બીજી બાજુએ સમ્રાટ અકબરને આ સમાચાર મળતા સમય ગુમાવ્યા વગર એ પોતે વીજળીવેગે કૂચ કરી માત્ર નવ દિવસમાં ૬૦૦ માઇલનું અંતર કાપી અમદાવાદ આવી પહોચ્યો.[૧૫] એણે બળવાખોરો પર પ્રબળ હુમલો કરી એમને સહુને ભયંકર પરાજય

આપ્યો (સપ્ટેમ્બર ૨, ૧૫૭૩). બંડખોરોના નેતા મુહમ્મદ હુસેનને કેદ પકડી પાછળથી એની હત્યા કરવામાં આવી. સીદી ઉમરાવ ઇખ્તિયાર-ઉલ્-મુલ્ક માર્યો ગયો. નાસી ગયેલા બળવાખોરોને કેદ કરવા વિશ્વાસુ અમલદારોને મોકલવામા આવ્યા. ઈડરના રાવે બળવાખોરોને મદદ કરેલી તેથી એને શિક્ષા કરવા અને બીજા રાજપૂતોને મનાવી લઈ એમની વફાદારી મેળવવા પણ આદેશ આપ્યા.

વિજય મેળવ્યા બાદ ૧૧ દિવસમાં જ અકબરે ગુજરાતની વ્યવસ્થા નક્કી કરી. અઝીઝ કોકાના કાકા ખાન-ઇ-કલાન પાસે પાટણની જાગીર ચાલુ રહેવા દેવામાં આવી. વઝીરખાનને ધોળકા અને ધંધુકાની જાગીર આપવામાં આવી. ખ્વાજા ઘિયાસુદ્દીનઅલીને 'અસફખાન'નો ખિતાબ આપી દીવાન અને બક્ષી નીમ્યો. આમ અસફખાન ગુજરાતના સૂબેદારનો પહેલો દીવાન બન્યો. જૂનાગઢ પર કબજો જમાવી બેઠેલા અમીનખાન ઘોરીને હરાવી એની પાસેથી એ પ્રદેશ લઈ લેવા આદેશ આપ્યો. એ પછી અકબર કડી સિદ્ધપુર શિરોહી અને અજમેરના માર્ગે આગ્રા પહોંચ્યો (ઑક્ટોબર ૫, ૧૫૭૩). આમ આ ચડાઈમા ઝડપી કૂચ કરવી, વિજય મેળવવો, વહીવટી વ્યવસ્થા કરવી – એ બધું ૪૩ દિવસમાં આટોપી લેવા બદલ અકબરની કાર્યદક્ષતા અને કુનેહશક્તિની પ્રશંસા કરવામાં આવે છે ને આથી એ ચડાઈ 'ઝડપી ચડાઈ' તરીકે ઓળખાય છે.

ગુજરાતમાથી પસાર થતાં સિદ્ધપુર ખાતે અકબરને વડનગરનો કિલ્લો જીતી લેવાયાના સમાચાર અપાયા. જયપુર રાજ્યમાં સંગનેર ખાતે મળવા આવેલા ટોડરમલને અકબરે ગુજરાતના જિતાયેલા પ્રાંતની જમીન-મહેસૂલની જમાબંધીનુ કામ કરવા અને એની વિગતો પોતાની પાસે રજૂ કરવા ફરમાન કર્યું. આગ્રા પહોંચ્યા પછી અકબરને ઈડરના રાવ નારણદાસે અને ઉદેપુરના રાણાએ શરણાગતિ સ્વીકાર્યાના સમાચાર અપાયા. ટોડરમલે પણ ગુજરાતમા જમાબંધીનું કાર્ય પતાવી, આગ્રા આવી બધી વિગત શાહી દફતરખાનામાં પેશ કરી.[૧૬]

આમ ગુજરાત સલ્તનતનો સત્તાવાર અંત ૧૫૭૩ આખરમા આવી ગયો અને ગુજરાત મુઘલ સામ્રાજ્યનો સૂબો (પ્રાંત) બની ગયું.

## પાદટીપ

૨ E C Baylay, *History of Gujarat*, p. 278 and note,-cited by M S Commissariat, *History of Gujarat*, Vol. I, p. 281

૨. Cited by Commissariat, *op. cit.*, p. 319

૩. Cited by Baylay, *op. cit*, p. 319. ૪. *Ibid* p. 319 & note

૫ E Denison Ross, (Trans.), *An Arabic History of Gujarat* (जफरुल्वालिह वे मुजफ्फर व आलिह'), Vol. I, p 229

૬. *Akbarnama*, (अबुल्फज्लकृत अकबरनामा) ( Eng tran by H. Beveridge), Vol I, p 320 f. જુઓ ગ્રં. ૫, પૃ. ૨૧૮—૨૨૦.

૭. Denison Ross, *op. cit.*, Vol. I, p. 260

૮. ર, ભી. જોટ, 'ગુજરાતનો સાંસ્કૃતિક ઇતિહાસ : ઇસ્લામ યુગ', ખંડ ૪, પૃ. ૯૨૭

૯. *Akbarnama*, Vol III, pp. 8 f, *Tabakat-i-Akbari*, Trans. by H. M. Elliot and J Dowson, *History of India*, Vol. V, p 342માં કહેવામાં આવ્યું છે કે સુલતાન મુઝફ્ફરશાહ ૩ જો અકબર પાસે ખૂબ વિનયપૂર્વક ગયો હતો અને અકબરે એના પ્રત્યે માયાળુ વર્તન બતાવ્યું હતુ.

૧૦ *Akbarnama*, Vol. III, pp. 11 f, Elliot & Dowson, *op cit.*, Vol. V, p 343, 'મીરાતે એહમદી' (ગુજ અનુ) ભા ૧, પૃ ૪

૧૧. *Akbarnama*, Vol. III, pp 13 f.

૧૨. *Ibid*, pp 32 f, 'મીરાતે એહમદી' (ગુજ અનુ), ભા. ૧, પૃ ૧૧૧-૧૧૨

૧૩. J J. Modi, *The Parsis at the Court of Akbar and Dastur Meherji Rana*, pp. 185 f.–cited by Commissariat, *op. cit*, Vol. I p. 514 n.

૧૪. *Akbarnama*, Vol III, p. 37 F. C Danvers, *The Portuguese in India*, Vol II, p 4

૧૫. *Akbarnama*, Vol III, pp. 73 f; Elliot and Dowson, *op cit*, Vol. V, pp 365 f, 'મીરાતે એહમદી' (ગુજ. અનુ), ભા. ૧, પૃ ૧૨૦-૧૨૧

૧૬ *Akbarnama*, Vol III, pp 10 ff

## પ્રકરણ ૩

# અકબરથી ઔરંગઝેબ

### (૧) અકબરનો રાજ્યઅમલ (ઈ.સ ૧૫૭૨-૭૩ થી ઈ.સ. ૧૬૦૫)

મુઘલ શહેનશાહ અકબરે એક વર્ષના ગાળામા ગુજરાત પર બે વાર ચડાઈ કરી, જીત મેળવી છેવટે ગુજરાતને મુઘલ સામ્રાજ્યનો એક પ્રાંત બનાવ્યો (ઈ.સ. ૧૫૭૨-૭૩) ને ઈ સ. ૧૬૦૫ સુધીમા આઠ જેટલા મુઘલ સૂબેદારો દ્વારા ગુજરાતનો વહીવટ ચલાવ્યો.

**મીરઝા અઝીઝ કોકા (ઈ સ. ૧૫૭૩-૭૫)**

ગુજરાત પર બીજી વાર જીત મેળવ્યા બાદ અકબરે તળ-ગુજરાતની પાકી વ્યવસ્થા ગોઠવી મીરઝા અઝીઝ કોકા, જે 'ખાન આઝમ' તરીકે જાણીતો હતો, તેની સૂબેદાર તરીકે નિમણૂક કરી. 'મિરાતે અહમદી'નો લેખક કહે છે તે મુજબ ગુજરાતમાં જ્યારે મુસ્લિમ સુલતાનોની સત્તા સર્વોપરિ હતી ત્યારે એમના અંકુશ નીચે ૨૫ સરકાર અથવા જિલ્લા હતા. અકબરે જ્યારે ગુજરાત પર કાબૂ મેળવ્યો ત્યારે એમાના ૧૬ જિલ્લાઓ પર મુઘલ સત્તા સ્થપાઈ હતી.[૧]

અઝીઝ કોકાની સૂબાગીરી દરમ્યાન જે સૌથી મહત્ત્વનો બનાવ બન્યો તે ગુજરાતમા રાજા ટોડરમલના આગમનનો હતો. રાજા ટોડરમલે ગુજરાતમાં ૭ મહિના રહી, ૧૦ વર્ષ માટે મહેસૂલ-પદ્ધતિ નક્કી કરી. 'તબકાતે અકબરી'માં જણાવ્યા પ્રમાણે[૨] ગુજરાતમાં ઈ.સ ૧૫૭૪-૭૫ દરમ્યાન ભારે દુકાળ અને પ્રાણઘાતક ચેપી રોગનો ઉપદ્રવ ફેલાયેલો હતો. ૭ માસ સુધી રહેલી આવી આપત્તિમા ચીજોની અસહ્ય મોંઘવારી થઈ હતી. શ્રીમત તેમજ ગરીબ લોક પોતાના મકાન છોડીને પરદેશ જતા રહ્યા હતા આ દુકાળ અને રોગચાળા અંગે આ સમયના બીજા ઇતિહાસલેખકોએ કંઈ નિર્દેશ કર્યો નથી.

મીરઝા અઝીઝ કોકાને ગુજરાતમાંથી પરત બોલાવવાની અકબરને ફરજ પડી હતી. એ સમયમાં એવી પદ્ધતિ હતી કે મનસબદારો પાસે રાજ્યની માલિકીના ઘોડા હોય તેઓના શરીર પર 'દાગ' (ડાઘ–નિશાન) પાડવા, જેથી કરીને ખોટી રીતે નોંધણી અને ગોટાળા અટકાવી શકાય. અકબરે આ 'દાગ ધારો' ગુજરાતમાં લાગુ કરવા ખાન આઝમને ફરમાન મોકલાવ્યુ, પણ ગુજરાતના અમીરો, જેમના વિશેષાધિકારો અને હક્કોને આ ધારાથી અવળી અસર થતી હતી, તેઓએ એ ફરમાનનો સખત વિરોધ કર્યો. આઝમખાનને રૂબરૂમાં બોલાવીને પણ આનો અમલ કરવાનુ કહેવામાં આવ્યું હતું, પરંતુ ફરમાનનો અમલ કરવાનો એ વિરોધી હતો તેથી અકબરે એને સૂબેદારપદેથી દૂર કર્યો [3]

**મીરઝા અબ્દુર્રહીમખાન (ઈ સ. ૧૫૭૫-૭૮)**

અકબરે અઝીઝ કોકાની જગ્યાએ બહેરામખાનના પુત્ર અબ્દુર્રહીમખાનની સૂબેદાર તરીકે નિમણૂક કરી, પરંતુ એ કેવળ ૨૨ વર્ષનો હોવાથી એને રાજ્ય-વહીવટમા મદદ કરવા નાયબ તરીકે વઝીરખાનને મોકલવામાં આવ્યો ને પ્રાગદાસ નામના એક અનુભવી હિંદુને દીવાન તરીકે નીમવામાં આવ્યો.

મીરઝા અબ્દુર્રહીમખાનના વહીવટ દરમ્યાન કેટલાક બનાવ બન્યા.

ઈ.સ ૧૫૭૫ માં અકબરની માતા હમીદાબાનુ અને જનાનાની બીજી સ્ત્રીઓ મક્કા હજ જવા માટે નીકળી ને સુરત આવી તે વખતે ગુજરાતના દરિયાઈ જળ-વિસ્તાર પર ફિરંગીઓનું વર્ચસ હોવાથી સફર માટે એમનો પરવાનો લેવો પડ્યો.

ઈ સ. ૧૫૭૬ સુધીમા ગુજરાતમાં મુઘલો વિરુદ્ધ શિરોહી, ઈડર અને નાંદોદમા થયેલા બંડ સમાવી દેવામા આવ્યાં ને વિરોધી હિંદુ રાજાઓને તાબે-દાર બનાવવામાં આવ્યા. ગુજરાતની વહીવટી વ્યવસ્થા વઝીરખાન બરાબર ગોઠવી શક્યો ન હતો તેથી અકબરે ઈ.સ. ૧૫૭૭ માં રાજા ટોડરમલને મોકલ્યો. એણે ગુજરાતમા આવી શિરોહી, ડુંગરપુર અને દક્ષિણ ગુજરાતના રામનગર(ધરમપુર) રાજ્યના રાજપૂત રાજાઓને મુત્સદ્દીગીરીથી વશ કરી, એમને મનસબદારોની વિવિધ કક્ષાઓ આપી મુઘલ સામ્રાજ્યના ટેકેદાર બનાવ્યા. ટોડરમલ ગુજરાતમાં હતો ત્યારે અહીં એક બંડ થયું. ૧૫૭૨ મા ડાસરાની લડાઈમાં હારી ગયેલા અને પંજાબ નાસી ગયેલા ઇબ્રાહીમ હુસેન મીરઝાની પત્ની ગુલરૂખ બેગમે પોતાના કિશોર વયના પુત્ર મુઝફ્ફરહુસેન સાથે ગુજરાતમાં પ્રવેશી બંડ કર્યું. રાજા ટોડરમલ, બાઝ બહાદુર, દીવાન પ્રાગદાસ વગેરેએ મળીને એ બળવાખોરોને

હરાવ્યા (ઈ.સ. ૧૫૭૭). મીરઝા કુટુંબે અવારનવાર મુઘલ સત્તાને પડકારી હતી છતાં અકબરે એ કુટુંબના સભ્યોને માફી આપી.

નાયબ સૂબેદાર વઝીરખાનનો વહીવટ અસંતોષકારક હોવાથી અકબરે હવે શિહાબુદ્દીન અહમદખાન(શિહાબખાન)ને સૂબેદાર તરીકે મોકલ્યો (ઈ.સ.૧૫૭૮).

### શિહાબુદ્દીન અહમદખાન (ઈ.સ. ૧૫૭૮–૮૩)

શિહાબુદ્દીન અહમદખાને મોડાસા પ્રદેશમાં સાબરમતી અને મહી નદી વચ્ચેના કેટલાક ભાગોમાં તોફાની તત્ત્વોને લીધે પ્રજાની થતી કનડગત ધ્યાનમાં લઈ બંદોબસ્ત કરવા કિલ્લા બંધાવ્યા અને એમાં ઘોડેસવાર ટુકડીઓ સાથે થાણાં સ્થાપ્યાં. કેટલીક જગ્યાએ જમીનની માપણીથી લોકોમાં અસંતોષ વ્યાપ્યો હતો ત્યાં બીજી વાર માપણી કરાવી.

સૌરાષ્ટ્ર વિભાગમાં ઈ.સ. ૧૫૭૩ પછી અને લગભગ ત્યારથી ૨૦ વર્ષ સુધી મુઘલ સત્તા પૂરેપૂરી સ્થપાઈ ન હતી. ત્યાં અગ્રગણ્ય ગણાતા જૂનાગઢમાંની સલ્તનત વખતની સૂબાગીરી અને નવાનગર(જામનગર)નું રાજ્ય હજુ સુધી સ્વતંત્ર હતાં. જૂનાગઢ બથાવી પડેલા અમીનખાન ઘોરીને તાબે કરવામાં વઝીરખાનનો પ્રયાસ નિષ્ફળ ગયો હતો. ઈ.સ. ૧૫૮૨ માં શિહાબુદ્દીન ગુજરાતનો સૂબો બનતાં અમીનખાનના એક સેનાપતિ ફત્તેહખાન શેરવાનીએ જૂનાગઢ કબજે કરીને મુઘલ સમ્રાટની સત્તા નીચે લાવવામાં મદદ કરવાની તૈયારી બતાવી. એની સાથે શિહાબુદ્દીને પોતાના ભત્રીજા મીરઝા જાનને ચાર હજારના લશ્કર સાથે મોકલ્યો. અમીનખાને નવાનગરના જામ શત્રુશલ્યની મદદ મેળવી સખત સામનો કર્યો. વળી આ સમયે ફત્તેહખાનનું અવસાન થતાં મીરઝા જાનને ઘેરો ઉઠાવી લેવાની ફરજ પડી. એ પછી એણે માગરોળને ઘેરો ઘાલ્યો, પરંતુ છેવટે અમીનખાન અને જામના લશ્કરોએ એને કોડીનાર પાસે હરાવ્યો, જેમાં એ પોતે ઘવાયો અને ભારે મુશ્કેલીથી અમદાવાદ સુધી જઈ શક્યો.

### ઇતિમાદખાન (ઈ.સ. ૧૫૮૩)

શિહાબુદ્દીખાનને પરત બોલાવ્યા પછી ગુજરાતના જૂના અને સૌથી વધુ વગદાર અમીર ઇતિમાદખાનની ગુજરાતના સૂબેદાર તરીકે નિમણૂક કરવામાં આવી (ઈ.સ ૧૫૮૩). નિમણૂક સમયે ઇતિમાદખાન પાસે જાગીર તરીકે પાટણ જિલ્લો હતો અને ગુજરાતમાં શાહી જમીનોનો એ રખેવાળ હતો[૪] એની દરમ્યાન

અકબરે પોતાના ખાસ વિશ્વાસુ અમીર અબુ તુરાબને સૂબેદારના અમીન તરીકે, અબૂલ્કાસીમ નામના અધિકારીને દીવાન તરીકે અને 'તબકાતે અકબરી'ના લેખક ખ્વાજા નિઝામુદ્દીન અહમદને બક્ષી તરીકે નીમ્યો. વળી મીર માસૂમ ભક્કરી નામના એક બીજા દરબારીને ઇતિમાદખાનની મદદમા મૂકવામાં આવ્યો. આ બધી નિમણૂક સ્પષ્ટ બતાવી આપે છે કે અકબરને ઇતિમાદખાનની વહીવટી શક્તિમા શ્રદ્ધા ન હતી અથવા તો એને એની વફાદારી વિશે શંકા હતી. ગમે તે કારણ હોઈ શકે, પરંતુ ઇતિમાદખાનની નિમણૂક થતા અને એનુ અમદાવાદમા આગમન થતાં જ માજી સુલતાન મુઝફ્ફર ૩ જાના બંડનો આરંભ થયાના સંકેત શરૂ થયા.

અકબરે ૧૫૭૩ મા ગુજરાત જીત્યા બાદ સુલતાન મુઝફ્ફરને માનસહિત રાખ્યો હતો અને નાની જાગીર આપી ખ્વાજા શાહ મનસૂર નામના અધિકારીના જાપ્તા નીચે મૂકયો હતો, પરંતુ ઈ.સ. ૧૫૭૮ માં લાગ જોઈને મુઝફ્ફર એ કેદમાંથી નાસી છૂટયો અને પહેલાં રાજપીપળા(જિલ્લો ભરૂચ)ના હિંદુ રાજા પાસે ને પછી રાજકોટ પાસે આવેલા ખેરડીના કાઠી મુખી લોમા ખુમાણના આશ્રયે ગયો. લગભગ ઈ સ ૧૫૮૩ સુધી મુઝફ્ફર ગુપ્ત વાસમાં રહ્યો અકબરના અધિકારીઓ પણ એની અવગણના કરતા રહ્યા. મુઝફ્ફર ગાદી પુનઃ મેળવવાની યોગ્ય તકની રાહ જોતો હતો. ઇતિમાદખાનની નિમણૂક ગુજરાતના સૂબેદાર તરીકે થતાં બનાવોની પરંપરા શરૂ થઈ મુઝફ્ફરે મુઘલ સત્તા સામે બંડ પોકાર્યું અને લશ્કરી તાકાત સંગઠિત કરવા માંડી.

બીજી બાજુએ બંડના સમાચાર સાભળી ઇતિમાદખાને ગુજરાતમાંથી નિવૃત્ત થઈ, દિલ્હી તરફ જવા નીકળેલા શિહાબુદ્દીનનો સહકાર મેળવી એ બંડનો સામનો કરવા વિચાર્યું અને કડી (જિલ્લો મહેસાણા) જઈ એની સાથે સમાધાન કર્યું. આ અરસામા મુઝફ્ફરે અમદાવાદનો કબજો કરી લીધો. ઇતિમાદખાન અને શિહાબુદ્દીન પૂરઝડપે અમદાવાદ ધસી આવ્યા, પરંતુ મુઝફ્ફરે એ બંનેનાં લશ્કરોને હરાવ્યા ને વેરવિખેર કરી નાખ્યા. એ પછી મુઝફ્ફરે ૧૧ વર્ષના ગાળા બાદ ગુજરાતના સુલતાનનું પદ ફરી ગ્રહણ કર્યું (સપ્ટેમ્બર ૪, ૧૫૮૩). એણે અમદાવાદની ઉત્તરે તથા દક્ષિણે આવેલાં શહેર અને જિલ્લા કબજે કરવા ખૂબ ઝડપી પગલાં લીધાં. બળ વાપરીને, ધાકધમકી આપીને કે કપટથી મુઝફ્ફરશાહે ખંભાત ભરૂચ અને વડોદરા જેવા સમૃદ્ધ અને ધનવાન શહેર કબજે કર્યાં.

ગુજરાતમાં સર્જાયેલી કટોકટીના સમાચાર સાભળી, અકબરે પાટણ નાસી ગયેલા ઇતિમાદખાનને ગુજરાતમાથી પાછો બોલાવી ગુજરાત પુન કબજે કરવા માટે મીરઝા અબ્દુર્રહીમખાનની સૂબેદાર તરીકે નિમણૂક કરી.

**અબ્દુર્રહીમ ખાન ઉર્ફે 'મીરઝાખાન'** (ઈ સ ૧૫૮૩–૮૯)

અબ્દુર્રહીમખાન 'મીરઝાખાન' તરીકે જાણીતો છે. મીરઝાખાનની મદદમાં માળવા અને અજમેરના મુઘલ સેનાપતિઓને પણ લશ્કર સહિત મોકલવામાં આવ્યા. મીરઝાખાને ગુજરાતમાં આવી અમદાવાદ પાસે સરખેજ નજીક મુઝફ્ફરશાહને હરાવ્યો (૧૫૮૪, જાન્યુઆરી ૧૬) ને એને પહેલાં મહેમદાવાદ અને પછી ખભાત જવાની ફરજ પડી ખંભાત જઈ એણે પોતાની લશ્કરી તાકાત સગઠિત કરી. એનો પીછો કરતા મીરઝાખાને એને ફરી વાર રાજપીપળાના ડુગરોમાં નાંદોદ (જિ. ભરૂચ) પાસે હરાવ્યો (માર્ચ ૧૦, ૧૫૮૪). મુઝફ્ફર ત્યાંથી નાસી જઈ છેવટે ઈડરના રાજાના આશ્રયે ગયો. અકબરે અબ્દુર્રહીમખાનના વિજય મેળવ્યાના સમાચાર જાણી ખુશાલી વ્યક્ત કરી એને 'ખાન-ઇ-ખાન' (ઉમરાવોનો ઉમરાવ) બિરુદ આપ્યું, જે અબ્દુર્રહીમખાનના પિતાને પણ અપાયું હતુ.

ગુજરાતમાં બળવો શમ્યાનુ જણાતાં બીજા શાહી અધિકારીઓ અમદાવાદ પરત આવ્યા. મીરઝાખાને ગુજરાતની વહીવટી વ્યવસ્થા ગોઠવવામાં મન પરોવ્યું, સાથોસાથ મુઝફ્ફરનો પીછો કરવાનુ ચાલુ રાખ્યુ.

મુઝફ્ફરનો એક જગ્યાએથી બીજી જગ્યાએ પીછો કરવાનુ કાર્ય મુઘલ અધિકારીઓ માટે ઘણુ ત્રાસદાયક અને દસ વર્ષ જેટલા લાંબા ગાળાનું રહ્યુ

મુઝફ્ફર ગુજરાતથી સૌરાષ્ટ્રમાં અને ત્યા ન ફાવતાં પાછો ગુજરાતમાં નાસભાગ કરતો રહ્યો અને મુઘલ ટુકડીઓ એની પૂઠ પકડતી રહી. મીરઝાખાનની તાકીદ અને ધમકીઓથી સ્થાનિક શાસકો મુઝફ્ફરને મદદ કરતાં ડરતા રહ્યા.[૫]

૧૫૮૯ મા મીરઝાખાનને દિલ્હી પાછો બોલાવામાં આવ્યો. ટૂક સમય માટે ઇસ્માઈલ કુલીખાનની સૂબેદાર તરીકે નિમણૂક કરવામા આવી. એ પછી મીરઝા અઝીઝ કોકા ખાન આઝમની આ હોદ્દા પર બીજી વાર નિમણૂક થઈ.

**મીરઝા અઝીઝ કોકા (બીજી વાર)** (ઈ.સ. ૧૫૯૦–૧૫૯૩)

ખાન આઝમ ગુજરાતમાં આવ્યો ત્યારે ગુજરાતની સ્થિતિ અશાંત હતી. લશ્કરી સત્તા કુલીખાન અને શેખ નિઝામુદ્દીન પાસે હતી. એમણે વાર વાર મુઝફ્ફરનો

પીછો કરી એને કોઈ જગ્યાએ સ્થિરતાથી રહેવા દીધો ન હતો. નિઝામુદ્દીને કચ્છના રાવને નમાવીને માફી મગાવી હતી. સામાજિક ક્ષેત્રે જોઈએ તો રાજા ટોડરમલે નક્કી કરેલું જમીન–મહેસૂલ દફતરોમા નોંધાયેલું હતું, પરંતુ એનો અમલ ખાસ કરાયો ન હતો. રાજપૂતો અને કોળી ઠાકોરો, જેમને લશ્કરી વ્યવસ્થા માટે સલ્તનત કાલમાં સરકારી ભાગની જમીનો અપાઈ હતી, તેમણે આ સમય સુધીમાં જમીનો પચાવી પાડી હતી. મોટા જમીનદારોએ પણ જે હાથ લાગે તે જમીનો પચાવી પાડવાનું શરૂ કર્યું હતું. મુઘલ અમલદાર પણ મન ફાવે તેવી રીતે લાગા ઉઘરાવતા આમ ગુજરાતની રાજકીય અને સામાજિક સ્થિતિ મુઝફ્ફરના છેલ્લી વારના બંડ માટે અનુકૂળ આવે એવી હતી. મુઘલ અધિકારીઓ અને વહીવટકારો લડાઈ–યુદ્ધોની દોડાદોડીમાં વહીવટી વ્યવસ્થા બરાબર જાળવી શકચા ન હતા એ હકીકત નોંધપાત્ર હતી.

મીરઝા અઝીઝ કોકાની નિમણૂક થતા એ જૂન, ૧૫૯૦માં ગુજરાત આવી પહોંચ્યો. એની મહેચ્છા સૌરાષ્ટ્રમા આશ્રય મેળવી રહેલા મુઝફ્ફરને અને એને ટેકો આપી રહેલા એના સાથીઓને નમાવી, વશ કરી, કાયમ માટે શાંતિ સ્થાપી, સૌરાષ્ટ્રને મુઘલ સામ્રાજ્યનો ભાગ બનાવવાની હતી. એ માટે એણે જંગી તૈયારી કરી. એને ખબર મળ્યા કે સુલતાન મુઝફ્ફરની સેના સાથે એના ટેકેદારોની સેના મળી ગઈ છે અને એક મોટું સમવાયી મિત્રોનું લશ્કર મોટી સંખ્યમાં રચાઈ ગયું છે, જેમાં નવાનગરનો જામ, જૂનાગઢના સદ્ગત અમીનખાન ઘોરીનો પુત્ર દૌલતખાન અને કાઠી લોમા ખુમાણ હતા. આથી અઝીઝ કોકાએ પોતે જ મુઘલ સૈન્યની આગેવાની લીધી ને ભર ચોમાસુ હોવા છતાં નવાનગર તરફ કૂચ કરી. મુઝફ્ફર સહિતના બળવાખોરોનું લશ્કર લગભગ ત્રીસ હજારનું હતુ. જ્યારે અઝીઝ કોકાનું લગભગ દસ હજારનુ હતું. ચોમાસાને લીધે વાતાવરણ પ્રતિકૂળ હતુ અને મુઘલ સૈન્ય અનેક હાડમારી ભોગવતુ હતુ છતાં બંને પક્ષો વચ્ચે ધ્રોળ પાસે 'ભૂચર મોરી' નામે ઓળખાતા સ્થળે ભારે લડાઈ થઈ (જુલાઈ ૧૮, ૧૫૯૧), જેમા રાજપૂતો એમની પ્રણાલિકાગત રીતે વીરતાપૂર્વક લડચા. જામનો મોટો પુત્ર અજોજી અને પ્રધાન જસાજી એમાં ખપી ગયા ધવાયેલો દૌલતખાન ઘોરી પોતાની સેના સાથે રણમેદાન છોડી જૂનાગઢ તરફ જતો રહ્યો. કાઠીઓ તો પહેલેથી જ જતા રહ્યા હતા. સુલતાન મુઝફ્ફરે અને જામે બરડાના ડુંગરોમાં આશ્રય લીધો. આમ ભૂચર મોરીની લડાઈમા મુઘલોનો જ્વલંત વિજય થયો. સૌરાષ્ટ્રની ભૂમિ પર લડાયેલી કેટલીક લડાઈઓ પૈકી

ભૂચર મોરીની લડાઈ ભારે સ્પર્ધાત્મક, લશ્કરી દૃષ્ટિએ નિર્ણાયક અને જંગી પાયા પર લડાયેલી મોટી છેલ્લી લડાઈ હતી, તેથી એની યાદ લોકકથાઓ અને લોકસાહિત્યમાં સચવાયેલી રહી છે

મીરઝા અઝીઝ કોકાએ ભૂચર મોરીની લડાઈના બીજે દિવસે નવાનગર પર કૂચ કરી એ શહેર લૂંટયું. જૂનાગઢ કબજે કરવાનો પણ પ્રયત્ન કર્યો, પણ પ્રતિકૂળ સંજોગોના કારણે એ પ્રયાસ પડતો મૂક્યો, પરંતુ બીજે વર્ષે ૧૫૯૨ માં એ સમગ્ર સૌરાષ્ટ્ર જીતવાના નિર્ણય સાથે પૂરતી તૈયારી કરીને આવ્યો. ટૂંક સમયમાં જ ઘોઘા માગરોળ સોમનાથ વગેરે સોરઠ તાબાનાં બંદર જીતી લીધાં. જૂનાગઢનો કિલ્લો ત્રણ મહિનાના ઘેરા બાદ કબજે કર્યો (ઑગસ્ટ ૨૭, ૧૫૯૨). જૂનાગઢના ઘેરા દરમ્યાન દોલતખાન અવસાન પામ્યો હતો, તેથી અઝીઝ કોકાએ ઉદારતા બતાવી એના બે સગીર પુત્રો અને બીજા ૫૦ આગેવાનોને જીવતદાન આપ્યું.[૬] એ પછી સમગ્ર સૌરાષ્ટ્રમાં મુઘલ સત્તા દૃઢપણે સ્થપાઈ. ઘણા રાજપૂત ઠાકોર મુઘલ સત્તાને અધીન થયા જૂનાગઢ સહિત દક્ષિણ અને પશ્ચિમ સૌરાષ્ટ્રનો સમગ્ર દરિયાકાંઠો 'ખાલસા જમીન' તરીકે મુઘલ સામ્રાજ્યમાં જોડી દેવામાં આવ્યો નવાનગરના જામે રાજ્ય ગુમાવ્યું હતું, તેથી એણે અઝીઝ કોકા સાથે વાટાઘાટો કરી, સમાધાન કરી, મુઘલ સત્તાના તાબેદાર બનવાનું સ્વીકારી, રાજ્ય પાછું મેળવ્યું. સૌરાષ્ટ્રના રક્ષણ માટે જૂનાગઢમાં ફોજદારની નિમણૂક થવા લાગી. જામનગર સૌરાષ્ટ્રમાં હોવા છતાં એને અલગ જમીનદારી રાજ્ય ગણવામાં આવ્યું ને એની ખંડણી નક્કી કરાઈ. જામનગર અને કચ્છનાં રાજ્ય મુઘલ સામ્રાજ્યમાં ખંડિયા રાજ્યોનું સ્થાન ભોગવતાં રહ્યાં.

ભૂચર મોરીના મેદાનમાંથી નાસી છૂટેલા અને સંતાતા ફરતા મુઝફ્ફરનો પીછો કરી અઝીઝ કોકાએ એને કેદ કરવા શક્ય તેટલા પ્રયાસ કર્યા. મુઝફ્ફર દ્વારકા થઈ દરિયા-માર્ગે કચ્છ પહોંચી ગયો. કચ્છના રાવ ભારમલે એને આશ્રય આપ્યો, પણ અઝીઝ કોકાએ કચ્છ પર કૂચ કરવાની ધમકી આપતાં,રાવ ભારમલે મોરબી પરગણું પોતાને આપવામાં આવે તો મુઝફ્ફર સોંપી દેવાની તૈયારી બતાવી, જેનો અઝીઝ કોકાએ સ્વીકાર કર્યો છેવટે મુઝફ્ફરને કેદી તરીકે પકડવામાં આવ્યો (ડિસેમ્બર ૨૩, ૧૫૯૨) અને મોરબી તરફ લઈ જવામાં આવ્યો માર્ગમાં મુઝફ્ફરે ધમડકા ગામે આપઘાત કર્યો.[૭] મુઝફ્ફરના મોતની ખાતરી કરાવવા એનું શિર નિઝામુદ્દીન બક્ષી મારફતે અકબરના દરબારમાં મોકલી આપવામાં આવ્યું

મીરઝા અઝીઝ કોકાએ ગુજરાતમા મુઘલ સત્તા સ્થાપવાની અને બંડખોર મુઝફ્ફરનો અંત લાવવાની જે યશસ્વી કામગીરી કરી તેની અકબરના દરબારમાં ભારે પ્રશંસા કરવામા આવી. એને સન્માન માટે દરબારમાં બોલાવવામા આવ્યો, પણ એણે આગ્રા નહિ જતા વેરાવળ બંદરે થઈને મક્કા હજ જવાનું પસંદ કર્યું (માર્ચ ૨૫, ૧૫૯૩) અકબરને એનું વલણ ગમ્યુ નહિ છતાં એણે એને ક્ષમ્ય ગણ્યું

**શાહજાદો મુરાદ (ઈ સ ૧૫૯૩–૯૯)**

મીરઝા અઝીઝ કોકા મક્કાની હજે જતા અકબરે પોતાના બીજા શાહજાદા મુરાદને ગુજરાતના સૂબેદાર તરીકે નીમ્યો. એને સ્પષ્ટ આદેશ આપવામા આવ્યો હતો કે દખ્ખણના અહમદનગર રાજ્ય સામે ચડાઈ કરવા તારે ગુજરાત અને માળવામાથી લશ્કર એકત્ર કરવા. દખ્ખણની ચડાઈ માટે ૧૫૯૪ ના ડિસેમ્બરમાં મુરાદે અમદાવાદ છોડયુ અને એ સુરત જવા નીકળ્યો મુરાદ અમદાવાદ છોડે એ અગાઉ અકબરે ગુજરાતમા વહીવટ ચલાવવા સૂબેદારના નાયબ તરીકે રાજા સૂરજસિંહની નિમણૂક કરી હતી. દખ્ખણની ચડાઈના કારણે મુઘલ અધિકારીઓની ગુજરાતમા ગેરહાજરી થવાથી મરહૂમ સુલતાન મુઝફ્ફરના શાહજાદા બહાદુરે ૧૫૯૬ મા બંડ કર્યું એનો લાભ લૂટફાટ કરનારા તત્ત્વોએ લીધો અને એમણે ગામડા લૂંટ્યા, પરતુ રાજા સૂરજસિંહે બંડખોર બહાદુર સામે જઈને એને ખુલ્લી લડાઈમા હરાવી નાસી જવા ફરજ પાડી[૯] અને બંડ શમાવી દીધું

દખ્ખણમાં ગયેલા શાહજાદા મુરાદનુ ૩૦ વર્ષની વયે ૧૫૯૯મા અકાળ અવસાન થતા ગુજરાતના સૂબેદાર તરીકે ફરી વાર મીરઝા અઝીઝ કોકાને નીમવામા આવ્યો.

**મીરઝા અઝીઝ કોકા (ત્રીજી વાર) (ઈ સ. ૧૬૦૦–૧૬૦૫)**

એની ત્રીજી વારની સૂબેદારી દરમ્યાન એણે ગુજરાતનો વહીવટ આગ્રા રહીને ચલાવ્યો. એ માટે એણે વારાફરતી પોતાના નાયબ તરીકે શમ્સુદ્દીન અને શાદમાન નામના પોતાના પુત્રોને નીમ્યા હતા. એના વહીવટ દરમ્યાન ગુજરાતમા કોઈ ખાસ નોંધપાત્ર બનાવ બન્યો ન હતો.

ગુજરાતમાં અકબરના અમલ દરમ્યાન ફિરંગીઓનુ સ્થાન ગુજરાતના દરિયાઈ જળવિસ્તારમાં કેવુ હતુ એની ખાસ નોંધ લેવી જોઈએ. અકબરે ગુજરાત પર જીત મેળવી (૧૫૭૨–૭૩) ત્યા સુધીમા ફિરંગીઓ દરિયાઈ જળવિસ્તાર પર બિનહરીફ વર્ચસ ભોગવતા થઈ ગયા હતા. ગુજરાતનાં બંદરોએથી હંકારાતાં

વેપારીઓના કે પ્રવાસીઓનાં જહાજોને એમની પાસેથી અમુક રકમ (લાગો) આપી પરવાનો લેવો પડતો. મુઘલ સમ્રાટના વેપારી જહાજોને કે શાહી કુટુંબનાં યાત્રાએ જતા પ્રવાસી જહાજોને પણ એમના તરફથી મુક્તિ અપાઈ ન હતી. એ સમયમાં દીવ દમણ અને વસઈ ફિરંગી તાબાના વેપારથી ધીકતાં બંદર હતાં. દમણ બંદર ૧૫૫૯મા ફિરંગીઓએ ગુજરાતના સુલતાન પાસેથી મેળવ્યુ હતુ 'અકબર-નામા'માં જણાવ્યું છે તે મુજબ અકબરે ફેબ્રુઆરી ૧૫૮૦માં મીરઝા અઝીઝ કોકાના કાકા કુત્બુદ્દીનખાન, જેને ભરૂચની જાગીર અપાઈ હતી, તેને દમણ પર આક્રમણ કરવા હુકમ આપ્યો હતો. હજ કરવા જતાં યાત્રીઓના માર્ગમાં અવરોધ ઊભા કરતા ફિરંગીઓને હાંકી કાઢવા માટેના શાહી લશ્કરને ગુજરાત અને માળવાના સૂબેદારોની તથા દખ્ખણના હાકેમોની પણ સહાય મળી.[૯] દમણ પર મુઘલોની ચડાઈનુ પરિણામ શુ આવ્યું એનો ઉલ્લેખ અબુલ ફઝલે કર્યો નથી, પરંતુ ફિરંગી આધારો પરથી જાણવા મળે છે કે મુઘલોના એ આક્રમણને ફિરંગી કપ્તાન માર્ટિન આલ્ફોન્સો-દ-મેલોએ નિષ્ફળ બનાવી દીધું હતુ ને મુઘલ સેનાપતિને ઘેરો ઉઠાવી લેવાની ફરજ પડી હતી.[૧૦] એ નોંધપાત્ર વિજયની યાદગીરી દમણના કિલ્લાના દરવાજા પરની ફિરંગી ભાષામા લખાયેલી તકતી પર જોવા મળે છે એ પરથી સ્પષ્ટ જણાય છે કે અકબરને ફિરંગીઓ પાસેથી દમણ લેવામાં નિષ્ફળતા મળી હતી.

ગુજરાતમા અકબરના અમલની એક નોંધપાત્ર ઘટના એ છે કે હિ સ ૯૮૦ (૧૫૭૨-૭૩)થી અમદાવાદની શાહી ટંકશાળમા મુઘલ શહેનશાહોના સિક્કા પાડવાનો આરંભ થયો. આ સિક્કા હિ. સ. ૯૮૦ થી મુઘલ સત્તા ગુજરાતમા ટકી ત્યાં-સુધી પાડવામા આવ્યા હતા.

## (૨) જહાંગીરનો રાજ્ય-અમલ (ઈ સ. ૧૬૦૫-૨૭)

મુઘલ બાદશાહ જહાંગીરના રાજ્ય-અમલ દરમ્યાન ગુજરાતમા આઠ જેટલા મુઘલ સૂબેદાર આવી ગયા.

**કુલીઝખાન અને રાજા વિક્રમજિત** (ઈ સ. ૧૬૦૫-૦૬)

જહાંગીરે પોતાના શાસનના આરંભમા મોકલેલા સૂબેદારોમાં પ્રથમ સૂબેદાર કુલીઝખાન હતો, જે ઉચ્ચ ઉમરાવ હતો અને અકબરના સમયથી ગુજરાત પ્રાંતની સેવામા હતો. કુલીઝખાનની સૂબાગીરીનો સમય સામાન્ય રહ્યો. એમાં રાજા વિક્રમજિતે પણ કામગીરી બજાવી હતી ૧૬૦૬ માં કુલીઝખાનને પંજાબમાં રૌશની નામના ધર્મઝનૂની લોકો સામે લડવા મોકલવામાં આવ્યો. એ

વખતે ગુજરાતમાં માજી સુલતાન મુઝફ્ફરશાહ ૩ જાના શાહજાદા બહાદુરે અમદાવાદની આસપાસના વિસ્તાર પર હલ્લા કરી, લૂંટફાટ ચલાવી અને ઘણા શાહી અધિકારીઓની હત્યા કરી સનસનાટી મચાવી દીધી, આથી જહાંગીરે રાજા વિક્રમજિત અને અન્ય મનસબદારોને છ થી સાત હજારના હયદળ સાથે ગુજરાતમાં શાંતિ સ્થાપવા મોકલ્યા. રાજા વિક્રમજિતે ગુજરાતમાં આવી બહાદુરના હુલ્લડને શમાવી દીધું અને વ્યવસ્થા સ્થાપી. જોકે કુલીઝખાનની જેમ રાજા વિક્રમજિત પણ અમદાવાદ ખાતે થોડા સમય માટે જ સૂબેદારપદે રહ્યો.

**મુર્તઝાખાન બુખારી** (ઈ સ ૧૬૦૬-૦૯)

રાજા વિક્રમજિતની વિદાય પછી શેખ ફરીદ બુખારી, જેનું બહુમાન 'મુર્તઝાખાન' ખિતાબ આપીને કરવામાં આવ્યું હતું, તેને સૂબેદાર તરીકે મોકલવામાં આવ્યો શેખ ફરીદે જહાંગીરને ગાદી પર લાવવામાં નોંધપાત્ર ભાગ ભજવ્યો હતો, તેથી એની કદરરૂપે જહાંગીરે ગુજરાતનું સૂબેદારપદ એને આપ્યું હતું. શેખ ફરીદે પોતાના અમલ દરમ્યાન અમદાવાદમાં ત્રણ દરવાજા પાસે બુખારી મહોલ્લો વસાવ્યો કડી(જિ મહેસાણા)નું વ્યૂહાત્મક મહત્ત્વ જણાતાં એણે ત્યાં કિલ્લો બંધાવ્યો (૧૬૦૯) [૧૧] એ કિલ્લાના દરવાજાની દીવાલ પરના લેખમાં મુર્તઝાખાનને લશ્કરી વીરતા અને વિદ્વાનોની સંગત એ બંનેમાં પ્રવીણ કહ્યો છે અને "એના ન્યાયી વહીવટથી ગુજરાત બુખારા જેવું બન્યું" હોવાની નોંધ છે. એણે અમદાવાદમાં ખાનપુર વિસ્તારમાં શાહ વજિહુદ્દીનની કબર પર રોજો બંધાવ્યો હતો અને ભરૂચમાં એક મસ્જિદ બંધાવી હતી (૧૬૦૯)

૧૬૦૮ના અંતમાં જહાંગીરે મુર્તઝાખાનને પરત બોલાવવા નક્કી કર્યું, કારણ કે મુર્તઝાખાનના સંબંધીઓ અને આશ્રિતોએ અમદાવાદની પ્રજાને રંજાડવાનું ચાલુ રાખ્યું હતું અને મુર્તઝાખાન પોતે એમને અટકાવી શકતો ન હતો. હવે જહાંગીરે ફરી વાર ગુજરાતની સૂબેદારી મીરઝા અઝીઝ કોકા-ખાનઆઝમને સોંપી.

**મીરઝા અઝીઝ કોકા** (૪થી વાર) (૧૬૦૯-૧૬૧૧)

નક્કી એ રીતે કરાયું હતું કે ખાન આઝમે મુઘલ રાજધાનીમાં રહેવું અને એના મોટા પુત્ર જહાંગીર કુલીખાને (મીરઝા શમ્સુદ્દીને) પિતાના નાયબ તરીકે ગુજરાતમાં જવું (નવેમ્બર ૧૩, ૧૬૦૮) [૧૨] જહાંગીર કુલીખાને ટૂંકા સમય માટે નાયબ સૂબેદાર તરીકે વહીવટ ચલાવ્યો. ૧૬૦૯માં ખાન આઝમના બીજા પુત્ર મીરઝા ખુર્રમને સોરઠ વિસ્તાર માટે જૂનાગઢ ખાતેની સરકારનો વહીવટ ચલાવવા મોકલવામાં આવ્યો

૧૬૦૯ મા ગુજરાતની પૂર્વ સરહદે કેટલાક હિંદુ રાજાઓની બળવાખોર પ્રવૃત્તિઓને ડામી દેવા રાજા ટોડરમલના પુત્ર રાય ગોપીનાથને તથા જોધપુરના રાજા સૂરસિંહ અને બીજાઓને ગુજરાત મોકલવામાં આવ્યા. રાય ગોપીનાથે માળવા દ્વારા ગુજરાત આવી, સુરત જિલ્લામાં પ્રવેશી સ્થાનિક જમીનદારો પાસેથી ખંડણી ઉઘરાવી અને રેવાકાંઠામાં બીલપાડ( તા બોરસદ, જિ. ખેડા)ના ઠાકોરને હરાવી કેદ કર્યો. બીજી બાજુએ ઘણા હિંદુ સરદારોએ કોળી લોકોને એકત્ર કરી, મોટું દળ જમાવી, રાજા સૂરસિંહ પર હલ્લો કરી, એના ઘણા રજપૂત સૈનિકોને કાપી નાખ્યા. રાય ગોપીનાથે અમદાવાદ આવી, વધુ લશ્કર લઈ માડવા( તા ખેરાળુ, જિ. મહેસાણા)ના સરદારને હરાવી કેદ કર્યો. બીજી એક લડાઈમા કાંકરેજ( જિ. બનાસકાંઠા)ના કોળીઓના ઠાકોરને પણ હરાવી કેદ કર્યો એ ત્રણે કેદ પકડાયેલા ઠાકોરોને બાદશાહ જહાંગીરની આજ્ઞાથી કેટલોક વખત ગ્વાલિયરના કિલ્લામા કેદ રખાયા, પરંતુ ભવિષ્યમાં સારો વ્યવહાર રાખવાનું વચન આપતા એમને મુક્ત કરવામા આવ્યા.[૧૩]

૧૬૦૯-૧૦ ના સમયમાં ગુજરાત પર દખ્ખણમાંથી આક્રમણ થયું. દખ્ખણ નિઝામશાહી સુલતાનના પ્રખ્યાત સેનાપતિ અને મંત્રી મલિક અંબર, જે એ સમયે દૌલતાબાદનો સૂબેદાર હતો, તેણે ૫૦ હજાર ઘોડેસવારના દળ સાથે આવીને સુરત અને વડોદરા જિલ્લાનાં ગામોમા લૂટફાટ મચાવી જેવી ઝડપથી આવ્યો હતો તેવી ઝડપે, એ જતો રહ્યો

મલિક અંબરના આક્રમણથી દક્ષિણ ગુજરાતના સંરક્ષણ અને સલામતી માટે પ્રાંતની પૂર્વ સરહદે રામનગર (ધરમપુર) ખાતે લગભગ ૨૫ હજારનુ ઘોડેસવાર દળ રાખવામા આવ્યુ એ દળ ઉપરાંત જરૂર પડે તો મુઘલ સૂબેદારને મદદ કરવા માટે ખંડિયા હિંદુ રાજાઓને પણ આદેશ અપાયો એ દળમા કોના તરફથી કેટલી સંખ્યામા ઘોડેસવાર ટુકડીઓ મોકલવામાં આવી એની વિગત 'મિરાતે અહમદી'[૧૩અ]મા આપવામા આવી છે હિંદુ રાજાઓમાં કચ્છ નવાનગર ઈડર ડુંગરપુર વાંસવાડા રામનગર રાજપીપળા અલીરાજપુર તથા અલીમોહન (છોટાઉદેપુર)નો સમાવેશ થતો હતો

**અબ્દુલ્લાખાન ફીરોઝ જંગ (ઈ સ ૧૬૧૧-૧૬)**

૧૬૧૧ મ મીરઝા અઝીઝ કોકાના સ્થાને ગુજરાતના સૂબામાં અબ્દુલ્લાખાન બહાદુર ફીરોઝ જંગ નામના વિશ્વાસુ અને છ હજારનુ ઘોડેસવારદળ ધરાવતા મનસબદારની નિમણૂક સૂબેદાર તરીકે કરવામા આવી, પરંતુ અબ્દુલ્લાખાનનો મોટા ભાગનો સમય નિઝામશાહી સેનાપતિ મલિક અંબરને કચડી નાખવાની

કામગીરી બજાવતા મુઘલ સેનાપતિઓ સાથે વીત્યો અબ્દુલ્લાખાનની સૂબેદારીના છેલ્લા વર્ષમા અમદાવાદ ખાતેની અગ્રેજોની વેપારી કોઠી સાથેના નવા સ્થપાયેલા સબધ કેવા હતા એની ટેટલીક વિગત સર ટૉમસ રોની નોધમાથી જાણવા મળે છે. એ મુજબ સૂબેદાર અબ્દુલ્લાખાને દખ્ખણની સવારીએથી પાછા આવ્યા બાદ, કોઠીના અધિકારીઓએ પોતાના ૫૦૦ રૂપિયા પાછા આપવા માગણી કરી ત્યારે એમના મકાનનો કબજો લશ્કરી બળથી લેવા એણે કોટવાલને મોકલ્યો. એ વખતે તેઓએ એનો સામનો કર્યો સર ટૉમસ રોની વિનંતીથી દિલ્હીના દીવાન આસફખાને અબ્દુલ્લાખાન પર પત્ર લખી અગ્રેજોને એમના નિવાસસ્થાનમા સ્વતંત્રતાથી રહેવા દેવાની અને વેપાર કરવા દેવાની નીતિ અપનાવવાનો આદેશ આપ્યો.[૧૪]

૧૬૧૬ ના જ વર્ષમા અબ્દુલ્લાખાનને એની કડક શાસનનીતિના કારણે જહાગીરે પરત બોલાવી લીધો.

અબ્દુલ્લાખાનના સમયમા અમદાવાદ કેવુ હતું એનો હેવાલ વિલિયમ ફિન્ચ નામનો એક અગ્રેજ પ્રવાસી, જે ૧૬૧૧ મા અમદાવાદ આવીને ટૂક સમય માટે રહ્યો હતો, તેની નોધ પરથી અને ૧૬૧૩ મા અમદાવાદમા ટૂક સમય માટે રહેવા આવેલ અગ્રેજ વેપારી નિકોલસ વિથિંગ્ટનની રોજનીશી દ્વારા જાણવા મળે છે.[૧૫] અબ્દુલ્લાખાનના સમયમાં ઈ.સ. ૧૬૧૬ મા અમદાવાદમા શાહ સોમપાલના પુત્ર રૂપચદની ત્રણે પત્નીઓ રૂપશ્રી કમા અને કેસર પતિ સાથે અગ્નિસ્નાન કરી સતી થઈ (એપ્રિલ, ૧૬૧૬). આ પ્રસંગની નોંધ એક કૂવાની દીવાલ પર જડેલી તકતીના લેખમા જોવા મળે છે[૧૬]

**મુકર્રબખાન (ઈ.સ ૧૬૧૬–૧૬૧૮)**

અબ્દુલ્લાખાનના અનુગામી તરીકે મુકર્રબખાન નામના અમીરને પસદ કરવામા આવ્યો. મુકર્રબખાને સુરત અને ખભાતનાં બંદરોના મુત્સદ્દી (ફોજદાર) તરીકે કામગીરી (૧૬૦૮–૧૫) બજાવી હતી અને એ કેટલાય સમયથી પોતાને ગુજરાતના સૂબેદાર તરીકે નીમવા વારવાર આગ્રહભરી માગણી કરી રહ્યો હતો. બદરોના સૂબેદાર તરીકેના વહીવટ દરમ્યાન મુકર્રબખાને જહાંગીરને યુરોપીય બનાવટની કિમતી નાનીમોટી ભેટસોગાદો મોકલીને અને વૈદકીય સારવાર કરીને ખુશ કર્યો હતો ૧૬૧૩ મા જહાગીરે એને ફિરગીઓ સામે લડીને બદલો લેવા હુકમ કર્યો હતો અને ૧૬૧૫ મા એનો મનસબનો હોદ્દો વધારી પાચ હજાર ઘોડેસવાર દળનો કર્યો હતો બીજા વર્ષે એટલે કે ૧૬૧૬ મા એને સૂબેદારપદ આપવામા આવ્યુ, પરતુ એને વહીવટમા રસ ન હતો અને યુદ્ધની કામગીરીનો પણ અનુભવ ન હતો એ માત્ર જહાગીરની કૃપાથી સૂબેદાર-પદે

આવ્યો હતો, તેથી એને મદદ કરવા મુહમ્મદ સાફીખાનને દીવાન અને બક્ષી તરીકે નીમવામાં આવ્યો ૧૬૧૮ ના આરંભમા સમ્રાટ જહાંગીરે અમદાવાદની મુલાકાત લીધી ત્યારે મુકરબખાન અમદાવાદમાં હતો અને એણે જહાંગીરના લાબા સમય સુધીના અમદાવાદના નિવાસની તમામ વ્યવસ્થા કરી હતી

મુઘલ બાદશાહ જહાંગીરે પૂરાં પાચ વર્ષ અને ચાર મહિના (સપ્ટેમ્બર ૧૬૧૩ થી જાન્યુઆરી, ૧૬૧૯) સુધી રાજધાની આગ્રા છોડી અજમેર તેમ માળવા અને ગુજરાતના પ્રાતોનો પ્રવાસ કર્યો, જે નોધપાત્ર છે પ્રવાસ દરમ્યાન એણે અજમેર માડુ અને અમદાવાદમા લાબા સમય સુધી રહી જે પ્રવૃત્તિઓ કરી તેનો હેવાલ સર ટૉમસ રોની નોધપોથીમાથી મળી આવે છે સર રોને ઇગ્લેન્ડના રાજા જેમ્સ ૧ લાએ પોતાના એલચી તરીકે મુઘલ બાદશાહ પાસે મોકલ્યો હતો. સર રો જહાંગીરને ૧૬૧૫ ના અતમાં અજમેર ખાતે મળ્યો હતો અને પોતાના રસાલા સાથે એ જહાગીરની સાથે સાથે સપ્ટેમ્બર ૧૬૧૮ સુધી ફર્યો હતો.

ગુજરાતનો પ્રવાસ કરવા જહાગીર માડૂથી નીકળી દાહોદ આવી પહોચ્યો (ડિસેમ્બર ૧, ૧૬૧૭) ગુજરાતના પ્રવાસ માટે જહાંગીરે એના સંસ્મરણ ગ્રંથમાં નોધ્યુ છે કે પોતાને ગુજરાત પ્રાંતની મુલાકાત લેવાની તીવ્ર ઇચ્છા હતી. હાથીનો શિકાર જે પોતે કદી કર્યો ન હતો તે કરવો હતો અને ખારો સમુદ્ર જાતે જોવો હતો.[૧૭] જહાગીર નડિયાદ અને પેટલાદ થઈ ખભાત પહોચ્યો (ડિસેમ્બર ૧૯, ૧૬૧૭), જયા એ દસ દિવસ રહ્યો અને એણે દરિયાઈ સફરની મોજ માણી. ખભાતથી નીકળી (ડિસેમ્બર ૩૦, ૧૬૧૭) જહાગીરે પોતાના રસાલા સાથે માતર પરગણા અને બારેજા ગામ થઈને અમદાવાદ શહેર બહાર કાકરિયા તળાવ પર મુકામ કર્યો. જહાંગીરે રાજધાની અમદાવાદમા પ્રવેશ કર્યો તે દિવસે શાહજાદા શાહજહાંની એ ૨૩ મી વર્ષગાઠ હતી. હમેશની જેમ શાહજાદાને સુવર્ણ અને અન્ય ચીજો સામે જોખવામા આવ્યો. એ પ્રસગે જહાંગીરે શાહજહાને ગુજરાતની જાગીર બક્ષિસ આપી અને એના સૂબેદાર તરીકે નીમ્યો (જાન્યુઆરી ૫, ૧૬૧૮).

**શાહજાદો શાહજહાં (ઈ.સ ૧૬૧૮–૨૩)**

જો કે ૧૬૧૮ થી ૧૬૨૨ મા આતરવિગ્રહ ફાટી નીકળતા સુધી શાહજહાં ગુજરાતના સૂબેદાર તરીકે ઔપચારિક રીતે જ રહ્યો એ એના પિતાની સાથે જ ગુજરાત છોડી ગયો હતો અને વહીવટી તત્ર એના નાયબ તરીકે રુસ્તમખાને (૧૬૧૮–૨૨) અને પછીથી રાજા વિક્રમજિતે (૧૬૨૨–૨૩) ચલાવ્યુ હતુ.

દાહોદનાં જંગલોમા હાથીઓના શિકારની મોજ માણીને આગ્રા પાછા ફરવાના નિર્ધાર સાથે જહાંગીરે અમદાવાદથી પ્રયાણ કર્યું (ફેબ્રુઆરી ૧૦,

૧૬૧૮). વટવા મહેમદાવાદ બાલાસિનોર થઈને મહી નદીના કાંઠે મુકામ કર્યો, જ્યાં નવાનગરના ખડિયા રાજા જામે આવીને ૫૦ ઘોડાઓની ભેટ ધરી પોતાની વફાદારી બતાવી. એ પછી દાહોદ આવી (માર્ચ ૧૦, ૧૬૧૮), ત્યાં મુકામ કરી પંચમહાલના જંગલોમાં હાથીઓનો શિકાર કર્યો. અમદાવાદથી નીકળ્યા બાદ બાલાસિનોરમાં આવી પહોંચતાં જ એને સમાચાર મળ્યા કે કાશ્મીરમાં મરકીનો રોગ નીકળ્યો છે. દાહોદમાં એને સમાચાર આપવામાં આવ્યા કે એ રોગ આગ્રામાં પણ શરૂ થયો છે, આથી જહાંગીરે આગ્રા જવાનું માંડી વાળી, અમદાવાદ પાછા ફરવાનું નક્કી કર્યું અને એ પ્રમાણે પ્રયાણ કર્યું (માર્ચ ૩૦, ૧૬૧૮). જહાંગીરે અમદાવાદમાં પુનઃ પ્રવેશ કર્યો (એપ્રિલ ૧૫, ૧૬૧૮), પરંતુ જે ડરથી તે આગ્રા ન ગયો તે જ ભય અમદાવાદમાં ઊભો થયો. અમદાવાદમાં પણ મરકીનો રોગ દેખાયો અને જહાંગીર તથા શાહજહાં સહિત તમામને એની અસર થઈ. આ વખતે એનું રોકાણ લગભગ છ મહિના (એપ્રિલ-સપ્ટેમ્બર ૧૬૧૮) સુધી રહ્યું, પરંતુ એ સમય ખૂબ ગરમી અને વરસાદનો હતો. અમદાવાદમાં ધૂળથી ત્રાસી જઈ, મે મહિનાની સખત લૂ અને તાવથી નબળા પડી તથા રોગચાળાથી કંટાળી જઈ જહાંગીર શહેરની બીજી મુલાકાતનો આનંદ લઈ શક્યો નહિ અને એણે એને "ગર્દાબાદ" જેવું ઉપનામ આપ્યું. શહેરથી એ કંટાળ્યો હતો એમ છતાં એણે બાદશાહ તરીકેની સામાન્ય ફરજો બજાવી હતી. ગુજરાતમાં રહીને જહાંગીરે પડાવેલા રાશિવાળા સિક્કા એના શાસન દરમ્યાન બહાર પડાયેલા તમામ સિક્કાઓમાં ખૂબ સુંદર છે અને પ્રખ્યાત છે. ગુજરાતમાંથી બહાર પાડવામાં આવેલા જહાંગીર અને નૂરજહાંનું નામ ધરાવતા સિક્કા પણ એટલા જ મહત્ત્વના છે.

જહાંગીરના દરબારમાં અંગ્રેજ એલચી સર ટોમસ રો લગભગ ત્રણ વર્ષ (ડિસેમ્બર ૨૩, ૧૬૧૫ થી સપ્ટેમ્બર ૨૪, ૧૬૧૮) રહ્યો. જોકે જહાંગીરે એની પાસેથી બધા પ્રકારની કિંમતી ભેટો સ્વીકારી અને કેટલીક માગી પણ ખરી, છતાં સર રોની ઇચ્છા મુઘલ બાદશાહ અને ઇંગ્લૅન્ડના રાજા વચ્ચે વિધિસર કરાર કરવાની હતી, એ પ્રત્યે જહાંગીરે ઓછું ધ્યાન આપ્યું હતું. સુરતની જાગીર ધરાવતા શાહજાદા શાહજહાંએ તો સર ટોમસ રોને વખતોવખત નિરાશ કર્યો હતો.[૧૮] જહાંગીરનું આવું વલણ હતું છતાં એણે ઇંગ્લૅન્ડના રાજાને પહોંચાડવા એક પત્ર સર ટોમસ રોને આપ્યો હતો. જહાંગીરે આગ્રા પાછા ફરવા માટે અમદાવાદથી પ્રયાણ કર્યું (સપ્ટેમ્બર ૨, ૧૬૧૮) અને મહેમદાવાદ દાહોદ થઈ એ ઉજ્જન તરફ ગયો.

ઉપર જણાવ્યું છે તેમ સૂબેદાર શાહજાદા શાહજહાએ પોતાના વતી ગુજરાતનો વહીવટ ચલાવવા નાયબ તરીકે અનુક્રમે રુસ્તમખાન (૧૬૧૮–૨૨) અને રાજા વિક્રમજિત(૧૬૨૨–૨૩)ને નીમ્યા હતા.

રુસ્તમખાનનો વહીવટ લોકપ્રિય નહોતો એની છાપ અમદાવાદમાં રહેતા અંગ્રેજ વેપારીઓ, જે એના વહીવટથી અસંતુષ્ટ હતા, તેમની નોંધ પરથી જોવા મળે છે. ૧૬૨૨ માં રુસ્તમખાનને પરત બોલાવવામાં આવ્યો ત્યારે તેઓ ખુશ થયા હતા.[૧૯] રુસ્તમખાનની જગ્યાએ શાહજહાંએ પોતાના વિશ્વાસપાત્ર અને કાર્યદક્ષ અધિકારીઓ પૈકીના એક અધિકારી રાજા વિક્રમજિતને નાયબ તરીકે નીમ્યો. પોતાના ટૂંકા વહીવટ દરમ્યાન વિક્રમજિતે ઉત્તર ગુજરાતમાં પ્રવાસીઓને ત્રાસ આપતા અને માથાભારે બનેલ કોળી લોકોના ઉપદ્રવને ડામી દેવા ચડાઈઓ કરી હતી. એણે પ્રાંતમાં ગાય અને ભેંસની કતલ કરવા પર પ્રતિબંધ ફરમાવ્યો હતો. એ પ્રતિબંધનો અમલ એટલો કડકાઈથી થયેલો લાગે છે કે વેપારી–માલને ઢાંકવા કે પૅક કરીને મોકલવામાં વપરાતા ચામડાની ભારે તંગી ઊભી થઈ હતી. શાહજહાએ પિતા જહાંગીર સામે બંડ ઉઠાવ્યું ત્યારે મદદરૂપ થવા રાજા વિક્રમજિતને ગુજરાતમાંથી પાછો બોલાવવામાં આવ્યો ત્યારે પણ અંગ્રેજો ખુશ થયા હતા. ૧૬૨૨ ના વર્ષમાં અમદાવાદના અંગ્રેજ વેપારીઓને હેરાનગત થયેલી હતી. ત્યાંની કોઠીના અધ્યક્ષ નેથેનિયલ હોલ્સ્ટીડનું અવસાન થતાં અમદાવાદના કોટવાલે કોઠીનો બધો માલસામાન તથા કોઠીમાં રહેતા અંગ્રેજ વેપારીઓ અને અધિકારીઓની અંગત ચીજો વગેરે કબજે કર્યાં હતાં અને એમને સતાવ્યા હતા.

શાહજહાંની સૂબેદારી દરમ્યાન અમદાવાદમાં સાબરમતીને કાંઠે મહેલ સહિત ભવ્ય 'શાહીબાગ' નામનો બગીચો બાંધવામાં આવ્યો.[૨૦]

### શાહજહાંનું બંડ અને ગુજરાત

શાહજહાં બાદશાહ જહાંગીરનો પ્રિય પુત્ર હતો અને બધા એને ગાદીવારસ ગણતા હતા, પરંતુ બેગમ નૂરજહાંની ખટપટોને લીધે એને ગાદી ન મળે એવી સ્થિતિ સર્જાઈ હતી, એથી શાહજહાએ વયોવૃદ્ધ સરસેનાપતિ અબ્દુર્રહીમખાન અને બાદશાહતના ઘણા અગ્રગણ્ય અમીર–ઉમરાવોના સાથ પર તથા પોતાના તાબા નીચેના ગુજરાત માળવા ખાનદેશ અને દખ્ખણના પ્રાંતોની સાધનસંપત્તિ પર આધાર રાખી પિતા સામે બંડ કર્યું. દિલ્હીની દક્ષિણે ૪૦ માઈલ દૂર બલુચપુરની જે લડાઈ થઈ (માર્ચ ૧૬૨૩) તેમાં જહાંગીર અને શાહજાદા સામસામે આવ્યા હતા. ગુજરાતનો માજી સૂબેદાર અબ્દુલ્લાખાન, જે બાદશાહના પક્ષે હતો તે,

પોતાની ટુકડીઓ સાથે શાહજહાને પક્ષે આવતો રહ્યો હતો, એથી જહાંગીરના પક્ષે ભંગાણ પડ્યું હતું. એમ છતાં લડાઈમાં રાજા વિક્રમજિત, જેને ગુજરાતમાંથી ખાસ બોલાવવામાં આવ્યો હતો અને શાહજહાંનું આખું લશ્કર જેની આગેવાની નીચે હતું, તેને આકસ્મિક ઘા વાગતાં એ અવસાન પામ્યો તેથી શાહજહાનો પક્ષ હતાશ બની હારી ગયો.

ગાદી માટે થયેલા આંતરવિગ્રહની અસર ગુજરાત પર પડી. અમદાવાદમાં કેવા પ્રકારના નિયંત્રણ મૂકવામાં આવ્યા હતાં એનો ખ્યાલ ઇટાલિયન પ્રવાસી પિએટ્રો ડેલ્લા વેલ્લની નોંધ પરથી આવે છે ૧૬૨૩માં એ જ્યારે અમદાવાદ છોડી (ફેબ્રુઆરી ૨૮) ખંભાત જવા નીકળ્યો ત્યારે એને અમદાવાદમાંથી બહાર નીકળતાં ભારે તપાસ લેવાના કારણે ઘણી તકલીફ પડી હતી. શાહજહાએ જ પોતાના લશ્કરના સૈનિકો પક્ષાંતર કરી બાદશાહ–પક્ષે ન જાય એ માટે સૈનિકોની પત્નીઓ અને કુટુંબીજનોને અમદાવાદમાંથી બહાર જતા અટકાવવા માટે અમદાવાદના દરવાજા બંધ કરાવ્યા હતા. બહાર જનાર વ્યક્તિઓને પરવાના મેળવવા પડતા.[21] અમદાવાદથી અંગ્રેજ કોઠીના અધિકારીઓએ એમની સુરતની કોઠીના અધિકારીઓ પર લખેલા પત્રોમાંથી એ આંતરવિગ્રહ અને અમદાવાદમાં પડેલા એના પ્રત્યાઘાત વિશે જાણવા મળે છે આને જહાંગીરની આત્મકથામાંથી પણ સમર્થન મળે છે 'તુઝૂકે જહાંગીરી' અનુસાર શાહજહાએ પોતાની થયેલી હારથી અને કરવી પડેલી પીછેહઠથી ગુજરાત પર સંદેશો મોકલાવ્યો, જેમાં રાજા વિક્રમજિતના ભાઈ કાન્હડદેવ અને પ્રાંતના દીવાન સાફીખાનને પોતાના માંડૂના દરબારમાં આવવા અને એમની સાથે અમદાવાદ ખાતેનો બધો શાહી ખજાનો લાવવા આદેશ આપ્યો હતો એમાં પાંચ લાખ રૂપિયાનું જવાહીર જડિત તખ્ત અને બે લાખ રૂપિયાની કિંમતનો પટો, જે એણે પોતે બાદશાહ જહાંગીરને ભેટ ધરવા અમદાવાદમાં જ બનાવડાવ્યા હતાં, તેનો સમાવેશ થાય છે સાફીખાન શાહજહાનો સાઢુ થતો હતો તેથી શાહજહાને લાગતું હતું કે એ મંગ પક્ષે આવશે, પરંતુ સાફીખાને બાદશાહ પ્રત્યે વફાદારી રાખી ગુજરાતમાં વફાદાર રહેલા મુઘલ ફોજદારોને એકત્ર કર્યા અને અમદાવાદ પર હલ્લો કરી એ કબજે કર્યું તેમજ શાહજહા પ્રત્યે વફાદારી ધરાવનાર સર્વેને કેદ કર્યા જવાહીર-જડિત તખ્ત ભાંગી નાખવામાં આવ્યું. બે લાખ રૂપિયા તથા શાહજહાની મિલકત વગેરે બાદશાહ પ્રત્યેના વફાદાર સૈનિકોને વહેંચવામાં આવ્યાં. ઈડરના રાજા કલ્યાણ સહિત બધા ખંડિયા રાજાઓને અમદાવાદમાં આવવા અને બાદશાહ-પક્ષે રહી ગુજરાત પ્રાંતનું રક્ષણ કરવા આદેશ આપ્યો. બીજી બાજુએ માંડૂ ખાતે શાહજહાએ અમદાવાદ

વિરોધીઓના અંકુશ નીચે આવી ગયાનું સાંભળી એને પુન. કબજે કરવા વિશ્વાસુ અધિકારી અબ્દુલ્લાખાનને મોકલ્યો, પરંતુ એ અમદાવાદ પાસે જેતલપુર નજીક થયેલી લડાઈમાં હારી ગયો (જૂન ૧૪, ૧૬૨૩) અને એને નાસી જવુ પડ્યુ. એણે સુરત પહોંચીને સ્થાનિક અમલદારો પાસેથી ચાર લાખ જેટલી મહમૂદી વસૂલ લીધી અને બુરહાનપુર ખાતે શાહજહાંને જઈને મળ્યો. દીવાન સાફીખાને મેળવેલા વિજયથી અમદાવાદની સમગ્ર પ્રજાએ જાણે ગુલામીમાંથી મુક્તિ મળી હોય તેવો આનંદ અનુભવ્યો.

## શાહજાદા દાવરબક્ષ (ઈ.સ ૧૬૨૩–૧૬૨૪)

બલુચપુરના વિજય પછી બાદશાહ જહાંગીરે અજમેર પહોંચી પોતાના મર્હૂમ શાહજાદા ખુશરૂના પુત્ર શાહજાદા દાવરબક્ષની ગુજરાતના સૂબેદાર તરીકે નિમણૂક કરી (મે ૯, ૧૬૨૩) એ સાથે એને ૮૦૦૦ જાટ અને ૩૦૦૦ના અશ્વદળની મનસબ આપી અને લશ્કરી ખર્ચ માટે બે લાખ રૂપિયા પણ આપ્યા, પરંતુ દાવરબક્ષની વય ફક્ત ૧૫ વર્ષની હોવાથી એના વાલી તરીકે એના માતામહ વયોવૃદ્ધ મીરઝા અઝીઝ કોકાને (ખાનઆઝમને) નીમવામાં આવ્યો. મીરઝાને શાહજહાના અધિકારીઓ પાસેથી ગુજરાત પુન મેળવવાની કામગીરી સોંપવામા આવી, પરંતુ એ શાહી લશ્કર સાથે આવે એ પહેલાં સાફીખાને વિજય મેળવી લીધો હતો તેથી ખાનઆઝમે શાહજાદા દાવરબક્ષને સાથે રાખી અમદાવાદમાં પ્રવેશ કર્યો (જુલાઈ ૩). અમદાવાદમા આવ્યા પછી શાહજહાંના ટેકેદારો પાસેથી સુરત અને ભરૂચ જેવાં મુખ્ય અને મહત્ત્વનાં શહેર કબજે લેવાનુ કામ પાર પાડવામા આવ્યુ ગુજરાતમા શાહજહાનો બળવો દબાવી દેવામાં સફળતા મેળવનાર વફાદાર અને શૂરવીર મુહમ્મદ સાફીખાનને "નવાબ સૈફખાન જહાંગીરશાહી" નો ખિતાબ આપવામાં આવ્યો અને સહાયભૂત નીવડનાર અન્ય અધિકારીઓને યોગ્ય બદલો આપવામાં આવ્યો. નવાબ સૈફખાને જેતલપુરમાં "જિત બાગ" બનાવડાવ્યો અને ભદ્ર વિસ્તાર નજીક એક મદરેસા મસ્જિદ અને દવાખાનુ પોતાના નામે બંધાવ્યા, આમ ગુજરાતમા શાહજહાંનો બળવો તૂટી પડયો, જો કે બાદશાહતના અન્ય ભાગોમા એ ત્રણ વર્ષ સુધી ચાલુ રહ્યો.

ગુજરાતમા દાવરબક્ષનું ઔપચારિક શાસન વધુ ન ચાલ્યુ, કારણ કે ૧૬૨૪ મા ૮૦ વર્ષના ખાનઆઝમનું અમદાવાદ ખાતે અવસાન થતાં શાહજાદા દાવરબક્ષને પાછો બોલાવાયો અને એની જગ્યાએ દૌલતખાન લોદીના પુત્ર ખાનજહાં લોદીને નીમવામાં આવ્યો.

### ખાનજહાં લોદી (ઈ.સ. ૧૬૨૪–૨૭)

ખાનજહાનુ મૂળ નામ પીરખાન હતું. જહાંગીરે પહેલાં એને 'સલાબતખાન'નો અને પાછળથી 'ખાનજહાં'નો ખિતાબ આપ્યો હતો.

## (૩) શાહજહાંનો રાજ્ય-અમલ (ઈ.સ. ૧૬૨૭–૫૮)

### ખાનજહાં લોદી (ચાલુ) (ઈ.સ. ૧૬૨૭–૨૮)

બાદશાહ જહાંગીરનુ અવસાન થતાં (ઑક્ટોબર, ૧૬૨૭) ખાનજહાં લોદી ગુજરાતના સૂબેદાર તરીકે ચાલુ રહ્યો, પરંતુ વહીવટ સૈફખાન દ્વારા ચાલતો રહ્યો. જહાંગીરના અવસાનના સમાચાર મળતાં મહારાષ્ટ્રમાં જુન્નર ખાતે રહેલા શાહજહાંએ તુરત જ કૂચ કરવા નક્કી કર્યું અને ગુજરાતમાંથી ટેકેદારો તેમજ ધન મેળવવાના હેતુથી ગુજરાત થઈ આગ્રા જવા નક્કી કર્યું અને ગુજરાતમાં સુરત બાજુએથી પ્રવેશ કર્યો (ડિસેમ્બર ૨, ૧૬૨૭). એ પછી એની મુઘલ બાદશાહ તરીકે જાહેરાત થઈ. અમદાવાદ પાસે આવતાં ગુજરાત સરકારનો વહીવટ સૈફખાન પાસેથી લઈ નાહિરખાન નામના વિશ્વાસુ અધિકારીને સોંપવા હુકમ કર્યો અને ખિદમત પરસ્તખાન નામના બીજા અધિકારીને સૈફખાનને કેદ કરી હાજર કરવા મોકલ્યો. અંગ્રેજ વેપારી કોઠીના દફ્તરોની નોંધ પ્રમાણે એ સમયે સૈફખાને પથરીનું ઑપરેશન કરાવેલું હોવાથી એ સખત માંદો હતો તેથી એ શાહજહાંને આવકાર આપતો કોઈ સંદેશો મોકલી શક્યો ન હતો, આથી શાહજહાંએ એને કેદ કરવા હુકમ કર્યો હતો. શાહજહાંની બેગમ મુમતાઝમહલની મોટી બહેનનું લગ્ન નવાબ સૈફખાન સાથે થયેલું હતું અને મુમતાઝમહલને મોટી બહેન પ્રત્યે ઘણો અનુરાગ હોવાથી એણે દરમ્યાનગીરી કરતાં શાહજહાંનો નવાબ સૈફખાનને કેદ કરવાનો હુકમ રદ કરવામાં આવ્યો.

બાદશાહ બનેલો શાહજહાં અમદાવાદમાં થોડો વખત રોકાયો અને નવાબ સૈફખાનના ખજાનામાંથી જે ગમ્યું તે લઈ હાથી ઘોડા નોકરો વગેરે સાથે ઉત્તરમાં રવાના થયો. શાહજહાંની બાદશાહ તરીકે વિધિસર તાજપોશી થતાં પહેલાં સુરત ખાતેના એના ટેકેદારોએ ઉત્સાહમાં આવી જઈ એના નામની સોનાની મહોરો સુરતની ટંકશાળમાં પાડી હતી.

બાદશાહ શાહજહાંનાં આરંભના આઠ વર્ષોમાં ગુજરાતમાં પાંચ જેટલા સૂબેદાર બદલાયા. શાહી દરબારનો જે કોઈ ઉમરાવ મુઘલ બાદશાહને વધુ ઊંચા ઉપહાર ભેટ ધરે તેને સૂબેદારપદ આપવાની પ્રથા પડી હતી એ રીતે નાહિરખાન અથવા શેરખાન તૂર પહેલો સૂબેદાર બન્યો.

**નાહિરખાન ઉર્ફે શેરખાન તુર (૧૬૨૯–૩૧)**

ઈ.સ. ૧૬૨૮ માં શાહી ફરમાનથી સામ્રાજ્યના તમામ સૂબાઓમાં સૌર પચાંગને બદલે ચાંદ્રમાસી હિજરી સંવત પ્રમાણેનું પંચાંગ દાખલ કરવામાં આવ્યું.

૧૬૨૯ માં શેરખાન તૂરે શાહી હુકમ અનુસાર નાસિક અને સંગેમનેર જિલ્લાઓ પર આક્રમણ કર્યું. એના જ સમયમાં જમાલખાન નામના એક અધિકારીએ ૧૬૩૦ માં ગુજરાતના સુલતાનપુર અને રાજપીપળાના જંગલોમાંથી ૧૩૦ જેટલા નર-માદા હાથીઓને પકડ્યા, પણ એમાંથી માત્ર ૭૦ જ બાદશાહ પાસે ભેટ તરીકે પહોંચ્યા ૧૬૩૦–૩૧ માં ગુજરાતમાં "સત્યાસીઓ કાળ" નામનો ભયંકર દુકાળ પડ્યો એ દુકાળમાં અસંખ્ય માણસો અને ઢોરઢાંખર મૃત્યુ પામ્યા. શાહી ફરમાન પ્રમાણે રાહત કાર્ય શરૂ કરવામાં આવ્યાં. ૧૬૩૧ માં હિસાબ-કિતાબમાં કુશળ એવા દિયાનતરાય મુનશી નામના નાગર બ્રાહ્મણની શાહી જમીન (ખાલસા)ના દફતરદાર તરીકે નિમણૂક કરવામાં આવી. દખ્ખણની ચડાઈમાં મદદે ગયેલા સૂબા શેરખાન તૂરનું નાસિક જિલ્લામાં અવસાન થતાં (૧૬૩૧) એની જગ્યાએ ઇસ્લામખાનને ગુજરાતનો સૂબેદાર નીમવામાં આવ્યો

**ઇસ્લામખાન (૧૬૩૧–૩૨), બકીરખાન (૧૬૩૨–૩૪), સિપહદારખાન (૧૬૩૪–૩૫)**

આ ત્રણેય સૂબેદારોના સમયમાં કોઈ નોંધપાત્ર રાજકીય બનાવ બન્યો નથી. એ સમયમાં મુઘલ બાદશાહને કિંમતી ભેટો મોકલાતી રહી

**સૈફખાન (૧૬૩૫–૩૬)**

ફરી એક વાર શાહજહાએ એના સાઢુ અને ભૂતપૂર્વ સૂબેદાર સૈફખાનને ગુજરાતના સૂબેદાર તરીકે નીમ્યો, પરંતુ એ હોદ્દા પર ભાગ્યે જ એક વર્ષ રહ્યો.

**આઝમખાન (૧૬૩૬–૪૨)**

એની જગ્યાએ નામાંકિત બનેલા આઝમખાનને મોકલવામાં આવ્યો. આઝમખાન મૂળ ઇરાકના સૈયદ કુલનો હતો અને એનું મૂળ નામ મીર મુહમ્મદ બકીર હતું. એને ૧૬૦૬ માં 'ઈરાદતખાન' અને ૧૬૩૦ માં 'આઝમખાન'ના ખિતાબ અપાયા હતા.

આ સમયે ગુજરાતમાં કોળી લોકો અને કાઠી લોકોએ ધાડો પાડી ભારે ઉપદ્રવ મચાવ્યો હતો અને સૌરાષ્ટ્રમાં કેટલાક ખંડિયા રાજાઓએ શાહી સત્તા સામે ઝઘડાખોર વલણ અપનાવ્યું હતું એથી ગુજરાતમાં કોઈ શક્તિશાળી અને કાબેલ સૂબેદારની જરૂર હતી, એથી શાહજહાએ સૈફખાનની જગ્યાએ ખાનઆઝમની સૂબેદાર તરીકે પસંદગી કરી.

આઝમખાને એની ૭ વર્ષની સૂબેદારી દરમ્યાન ગુજરાતભરમાં શાંતિ અને વ્યવસ્થા સ્થાપ્યાં. એણે સિદ્ધપુર વિસ્તારના કોળીઓને નમાવી ભવિષ્યમાં સારી ચાલચલગત રાખવામાં આવશે એવી એમની પાસેથી જામીનગીરી લીધી.[૨૧અ] આવાં કડક પગલાંથી આઝમખાને પોતાની ધાક બેસાડી દીધી ધંધુકા વિભાગમાં ખેડૂતોને રંજાડતા કાઠીઓનો ઉપદ્રવ ડામી દેવા અને એમને શિક્ષા કરવા એણે પગલાં લીધાં. એણે પોતે આઠ હજારનું ઘોડેસવારનું દળ લઈ લૂંટારાઓનો પીછો કર્યો. ગીચ જંગલોમાં ભરાઈ ગયેલા લૂંટારાઓને શોધી કાઢવા એણે જંગલનાં ઝાડ કાપી રસ્તા કરવાનુ કામ શરૂ કરાવ્યુ. છેવટે એનો કાઠીઓ સાથે મુકાબલો થયો, જેમા એને વિજય મળ્યો એણે વિજયના સ્થળે ગુજરાત–સૌરાષ્ટ્રની સરહદે રાણપુર (તા. ધંધુકા) ખાતે મજબૂત લશ્કરી થાણું સ્થાપ્યું (૧૬૪૦–૪૧) અને એને 'શાહપુર' નામ આપ્યું.

આઝમખાનને બાંધકામનો ખૂબ શોખ હતો તેથી એની કીર્તિ એ રીતે પણ ફેલાઈ. એણે અમદાવાદમા ભદ્રના અગ્નિખૂણે ૧૬૩૭ માં એક સુંદર મુસાફરખાનુ બંધાવ્યું. એની બાંધણી અને મનોહર દેખાવને લીધે એની તુલના શાહીબાગનાં મકાનો સાથે કરવામા આવતી હતી.

આઝમખાન સામાન્ય રીતે વર્ષાઋતુમા સૂબાની સરહદે બંડખોર અને લડાયક કોળીઓ અને કાઠીઓનો પીછો કરવામા સમય ગાળતો એ લૂંટફાટ કરનારાઓના પ્રદેશમાં જેમ જેમ આગળ વધતો ગયો તેમ તેમ જંગલો સાફ કરાવતો અને એમનાં ખેતરો અને પાકને આગ લગાડી નાનાજ કરતો. જરૂર જણાય ત્યા ગઢ અને લશ્કરી થાણા સ્થાપતો. આઝમખાને અપનાવેલી આ નીતિને લીધે એને બધા "આઝમ ઊધઈ" કહેતા,[૨૨] કારણ કે ઊધઈની જેમ એ વિનાશ સર્જતો એના આ પ્રયત્નોનું પરિણામ એ આવ્યુ કે ઉત્તરમાં છેક જાલોરથી માંડીને દક્ષિણમાં સૌરાષ્ટ્રની છેલ્લી હદ સુધી શાંતિ અને વ્યવસ્થા સ્થપાયાં, ધોરી માર્ગો ફરી પાછા વેપારીઓ અને પ્રવાસીઓ માટે સલામત બન્યા. એણે બંડખોર કોળીઓને અંકુશમાં રાખવા વાત્રક નદીના કાંઠે કપડવંજની પશ્ચિમે આઠેક માઈલ દૂર પોતાના નામ પરથી "આઝમાબાદ" નામે કિલ્લો બાંધ્યો અને ત્યા એક કિલ્લેદાર અને ૫૦૦ નું અશ્વદળ ફોજદાર સાથે રાખવામાં આવ્યાં. આઝમખાને બીજો પણ એક સુંદર કિલ્લો અમદાવાદની ઉત્તરે સાત માઇલ પર અડાલજ જવાના માર્ગે કાળી ગામે બાંધ્યો. કડક દાબ અને સખતાઈ એની રાજનીતિના સૂત્ર હતાં, જેની પ્રતીતિ બે દૃષ્ટાંત પરથી થાય છે. ૧૬૩૮ મા અમદાવાદની મુલાકાતે ગયેલા પ્રવાસી મેન્ડેલસ્લોએ નોંધ્યું

છે કે અંગ્રેજ અને વલંદા કંપનીઓના ડિરેક્ટરોના માનમા આઝમખાને ગોઠવેલી મિજબાનીના સમારંભમા નૃત્ય કરવાનો ઇનકાર કરવા બદલ એને ગુનો ગણી, મહેમાનોની હાજરીમાં જ નૃત્યાંગનાઓનો ઘાતકી રીતે શિરચ્છેદ કરાવવામાં આવ્યો હતો. સરખેજના ગળી–ઉત્પાદકો ગળીમાં તેલ અને રેતીનું મિશ્રણ કરતા હોવાની બાબત પ્રત્યે અંગ્રેજ વેપારીઓએ ૧૬૪૦ માં આઝમખાનનું ધ્યાન દોરતાં, આઝમખાને બધા જ ઉત્પાદકોને બોલાવી રૂબરૂમા સખત ઠપકો આપ્યો અને ચેતવણી આપી કે તમે એ પદ્ધતિ ચાલુ રાખશો તો હું તમને મોતની સજા કરતાં અચકાઈશ નહિ. આઝમખાનના સમયમાં જૂનાગઢમાં શાહજહાંના હુકમથી એક નવી ટંકશાળ સ્થાપવામાં આવી

સૌરાષ્ટ્રમાં મુઘલ સત્તા સર્વોચ્ચ બની હતી જૂનાગઢમા મુઘલ સત્તાનો પ્રતિનિધિ ફોજદાર તરીકે રહેતો એ અધિકારી અમદાવાદના તાબા નીચે હતો, પરંતુ જૂનાગઢના ફોજદારોના નબળા વહીવટથી ખંડિયા રાજપૂત ઠાકોરોનુ વલણ મુઘલ સત્તાની અવગણના કરવાનુ અને ખંડણીની રકમની ચુકવણી વિલંબમાં નાંખવાનુ રહેવા લાગ્યુ. ૧૬૪૦–૪૧ મા નવાનગરના જામ લાખાજીએ ખંડણીની રકમ ચૂકવી નહિ અને શાહી ફરમાન વિરુદ્ધ પોતાના નામની કોરી (મહમૂદી) પાડવાની અને એને ચલણમા મૂકવાની નીતિ અખત્યાર કરી આ બધાં કારણોસર આઝમખાને બધાને પાઠ શીખવવાનુ નક્કી કર્યું અને લશ્કર સાથે એ નવાનગરથી સાત માઇલ નજીક આવી પહોંચ્યો. જામની પોતાના રક્ષણ માટેની બિલકુલ તૈયારી નહોતી એથી એણે શરણે આવી સમાધાન કર્યું. એણે સૂબેદારને એકસો કચ્છી ઘોડા અને ત્રણ લાખ મહમૂદી આપવાનુ તથા સિક્કા (કોરી) પાડવાનુ બંધ કરવાનુ સ્વીકાર્યું [૨૩] વધુમા જામે ગુજરાતના સરહદી જિલ્લાઓમાથી જે નિરાશ્રિતોએ આવીને જામના રાજ્યમાં આશ્રય લીધો હોય તેઓને પરત કરવાનુ અને સૂબેદાર જ્યારે સૌરાષ્ટ્રના બંડખોર ગરાસિયાઓનો પીછો કરવા આવે ત્યારે પોતાના પુત્રને એક લશ્કરી ટુકડી સાથે સૂબેદાર પાસે મોકલવાનું સ્વીકાર્યું

આઝમખાનનુ શાસન લશ્કરી દૃષ્ટિએ તોફાની તત્ત્વોને ડામી દેવામાં સફળ હોવા છતાં એમાં બિનસહાનુભૂતિ અને જોરજુલમના તત્ત્વ વિશેષ હતા. એનાથી ડરીને લોકો આજુબાજુના વિસ્તારોમા જતા રહેતા. લોકોનો ઉગ્ર અસંતોષ બાદશાહ પાસે રજૂ કરવાની કોઈ હિંમત કરી શકતું નહિ. વળી ખાનઆઝમની પુત્રીનુ લગ્ન શાહજહાંના બીજા પુત્ર શાહજાદા શુજા સાથે કરવામા આવ્યું હતુ તેથી દિલ્હી દરબારમા ખાનઆઝમનાં સ્થાન અને પ્રતિષ્ઠામા ભારે વધારો થયો

હતો. એ સ્થિતિમા સત શાહઆલમના વઝીર સૈયદ જલાલ બુખારીએ શાહજહા સમક્ષ સાચી પરિસ્થિતિની રજૂઆત કરતા શાહજહાએ આઝમખાનને પાછો બોલાવી લીધો.

ઇસાતુરૂખાન (ઈસ ૧૬૪૨-૧૬૪૫)

શાહજહાએ આઝમખાનની જગ્યાએ જૂનાગઢના લોકપ્રિય ફોજદાર અને પ્રજાકલ્યાણનાં કાર્ય કરનાર મીરઝા ઇસાતુરૂખાનની નિમણૂક કરી. પોતાના હુકમનુ સત્વર પાલન થાય એ માટે શાહજહાએ જાતે હુકમ લખીને (એપ્રિલ ૨, ૧૬૪૨) મોકલાવ્યો, જેમા મીરઝા ઇસાતુરૂખાન જેવો અમદાવાદ આવે કે તરત જ એને સૂબાના વહીવટનો હવાલો સોપીને દિલ્હી દરબારમા હાજર થવા આઝમખાનને ફરમાવવામા આવ્યુ હતુ એ ફરમાન સોરઠનો ફોજદાર મીરઝા ઇસાતુરૂખાન પોતાની સાથે લઈને પોતાના લશ્કર સહિત અમદાવાદ આવી પહોંચ્યો. આઝમખાને એને સૂબાનો વહીવટ સોપી દીધો મીરઝા ઇસાતુરૂખાને પોતાની સૂબેદારી દરમ્યાન જે સારા પગલા લીધા તેમાં મહેસૂલમાં ‘ભાગબટાઈ’ પદ્ધતિ એટલે કે ચીજવસ્તુમાં મહેસૂલ નક્કી કરવાની પદ્ધતિ દાખલ કરવામાં આવી તેનો સમાવેશ થતો હતો.

શાહજાદો ઔરંગઝેબ (ઈસ ૧૬૪૫-૪૬)

શાહજહાએ ૧૬૪૫ મા મીરઝા ઇસાતુરૂખાનની જગ્યાએ શાહજાદા ઔરગઝેબને ગુજરાતના સૂબેદાર તરીકે મોકલ્યો ત્યારે ઔરગઝેબની વય ૨૭ વર્ષની હતી. એના અમલના ટૂકા ગાળા દરમ્યાન અમદાવાદમાં ધાર્મિક ઝઘડાના જે બે બનાવ બન્યા તેમાં એની પરધર્મ પ્રત્યેની અસહિષ્ણુતા જોવા મળે છે. ‘મિરાતે અહમદી’ના લેખકના કહેવા મુજબ અમદાવાદના સરસપુર વિસ્તારમાં આવેલા ચિતામણિ-મદિરને “કુવ્વત-ઉલ્ ઇસ્લામ” નામની મસ્જિદમાં ફેરવી નાખવા ઔરગઝેબે હુકમ કર્યો હતો અને એનો અમલ કરવામાં આવ્યો હતો. એ મદિર જૈન શ્રેષ્ઠી શાતિદાસ ઝવેરીએ ૧૬૨૫ મા બધાવ્યું હતુ. ઔરગઝેબના બીજા એક ધાર્મિક કૃત્યમા બને પક્ષ મુસ્લિમોના જ હતા એ ઉલ્લેખનીય છે. એક પક્ષ અમદાવાદનો ધર્મચુસ્ત મુલ્લાઓનો અને બીજો પાલનપુરના મહેદવી પથનો હતો. મહેદવી પથના સ્થાપક સૈયદ મુહમ્મદ જૈનપુરી સુલતાન મહમૂદ બેગડાના સમયમાં ગુજરાતમાં આવ્યા હતા અને તેઓને ઘણા મુસ્લિમોએ ઇમામ મહેદી તરીકે સ્વીકાર્યા હતા એમના અનુયાયીઓ ઉત્તર ગુજરાતમા વસેલા હતા. એક વાર ઔરંગઝેબના કેટલાક હજૂરિયાઓ અને મહેદવી પથના કેટલાક વેપારીઓ વચ્ચે ઝઘડો થયો. આ તકનો લાભ લઈ મહેદવી પથના વડા સૈયદ રાજુને પાલનપુરથી અમદાવાદ

બોલાવી મગાવ્યા. થોડા દિવસ પછી સૈયદ રાજુ અને મૌલવીઓ વચ્ચે ધર્મવિવાદ થયો, જેમા સ્વાભાવિક રીતે મૌલવીઓને સંતોષ થયો નહિ. એમણે સૈયદની શહેરમાંથી હકાલપટી કરવાનો 'ફતવો' બહાર પાડ્યો, એટલુ જ નહિ, પણ ઔરંગઝેબ પાસેથી સૈયદનો વધ કરવાની પરવાનગી મેળવી. આ અરસામા કોટવાલના હુકમથી સૈયદ રાજુએ શહેર છોડીને શાહીબાગની બાજુમા આવેલા રુસ્તમબાગમા મુકામ કર્યો અમદાવાદના મૌલવીઓની ચડવણીથી કોટવાલે રુસ્તમબાગમાં આવી સૈયદ રાજુ અને એમના અનુયાયીઓ સાથે ધીંગાણું કર્યું, જેમાં સૈયદ રાજુ એમના ૨૨ અનુયાયીઓ સાથે માર્યા ગયા એમનાં શબોને ત્યાં જ દફનાવવામા આવ્યાં.[૨૪]

આઝમખાનના સમયમાં ગળી બનાવવામાં ભેળસેળની જેવી ફરિયાદ થવા પામી હતી તેવી ફરિયાદ ઔરંગઝેબના સમયમાં પણ થવા લાગી હતી, આથી ઔરંગઝેબે ગળીની શુદ્ધતા જાળવવા કડક હુકમ બહાર પાડ્યો હતો

ઔરંગઝેબે પોતાની સૂબેદારીના ટૂંકા ગાળા દરમ્યાન સૂબામાં કોળી ધાડપાડુઓનો ત્રાસ દૂર કરવા પોતાના ખર્ચે લશ્કરી ટુકડીઓ રચી. સૂબાની આવક કરતાં ખર્ચ વધુ થતુ હોવાથી કરકસરના પગલા તરીકે ઔરંગઝેબે એમ કર્યું હતું. એની એ કામગીરીથી પ્રસન્ન થઈ શાહજહાંએ એની મનસબદારીનો દરજ્જો એક હજાર ઘોડેસવાર જેટલો વધારી એનુ બહુમાન કર્યું. મધ્ય એશિયામા બલ્ખ અને બદક્ષન જીતી લેવાની કામગીરી કરવા લશ્કરની આગેવાની લેવા માટે શાહજહાએ ઔરંગઝેબને પરત બોલાવ્યો અને ગુજરાતની સૂબેદારી અમીર શાઇસ્તખાનને સોંપી (સપ્ટેમ્બર, ૧૬૪૬). ઔરંગઝેબની વિદાયથી અમદાવાદ ખાતેના અંગ્રેજ વેપારીઓ આનંદ પામ્યા હતા.

**શાઇસ્તખાન** (ઈ સ. ૧૬૪૬–૪૮)

શાઇસ્તખાનનો અમલ કેટલીક બાબતોમા નોંધપાત્ર બન્યો આઝમખાને જેમના ઉપદ્રવને ક્રૂરતાથી ડામી દીધો હતો તે કોળીઓએ ફરી પાછી પોતાની ત્રાસજનક પ્રવૃત્તિઓ શરૂ કરી. ગુજરાતના બંદરો તરફ જતો ધોરી માર્ગ ઈડરના સરહદી ડુંગરાળ પ્રદેશમા થઈને જતો, ત્યા લૂંટારાઓનો ભય વધી ગયો શાઇસ્તખાને માથાભારે લૂંટારાઓને શિક્ષા કરવા કડક હાથે કામ લીધુ. અમદાવાદ ખાતેની અંગ્રેજ કોઠીના અધ્યક્ષે સુરત લખેલા પત્રમાં જણાવ્યુ હતુ કે ચોર અને ઠગારાઓને આશ્રય આપ્યાના બહાના નીચે સૂબેદારે ગરીબ અને રાંક પ્રજાવાળા ગામડા ખાલી કરાવવા જે જોરજુલમ કર્યા તેવા અગાઉ કદી સાંભળવામા આવ્યા ન હતા. શાઇસ્તખાને અમદાવાદના વેપારીઓ અને કારીગરો પ્રત્યે જુલમી

વલણ દાખવ્યુ હતુ. એ દુકાનદારો પાસેથી ઠરાવેલા ભાવે ગળી અને બીજો માલ ખરીદતો અને વેપાર કરવાનો ઇજારો પોતાના હસ્તક રહે એવી પેરવી કરતો તેથી એની પકડમાથી બચવા એને લાંચ આપવાની વેપારીઓને ફરજ પડતી. શાઇસ્તખાન એકમાત્ર વેપારી બની રહે એવી એની પેરવીથી અંગ્રેજો પણ ભડકી ગયા હતા શાઇસ્તખાનની બદલી ૧૬૪૮ ના જુલાઈમાં માળવાના સૂબદાર તરીકે કરવામાં આવી.

**શાહજાદો દારા શુકોહ (ઈ સ ૧૬૪૮–૫૨)**

શાહજહાંએ પોતાના વડા શાહજાદા દારા શુકોહને ગુજરાતના સૂબેદાર તરીકે નીમ્યો, પરંતુ દારા શુકોહ માત્ર નામનો જ સૂબેદાર હતો. એણે એના વિશ્વાસુ અધિકારી બકીર બેગને પોતાના નાયબ તરીકે કામ કરવા “ઘેરતખાન”નો ખિતાબ આપી ગુજરાત મોકલ્યો

ઘેરતખાન દશેરાના તહેવારને દિવસે (સપ્ટેમ્બર ૧૮, ૧૬૪૮) અમદાવાદ આવી પહોચ્યો એનુ નામ મુઘલ બાદશાહના એક શાહી ફરમાન (જુલાઈ ૩, ૧૬૪૮) સાથે જોડાયેલું છે. એ ફરમાનમાં જે જૈન મંદિર શાંતિદાસ ઝવેરીએ બંધાવેલ હતુ અને ૧૬૪૫ મા શાહજાદા ઔરંગઝેબે તોડી નખાવી મસ્જિદમાં ફેરવ્યું હતુ તે એના મૂળ માલિક શાંતિદાસ ઝવેરીને પાછુ સોપવા અંગેનો હુકમ હતો. એ ફરમાન પર “શાહ–ઈ–બુલંદ ઇકબાલ મુહમ્મદ દારા શુકોહ”ની મહોર અંકિત કરવામા આવી હતી. અત્રે એ નોંધવુ રસપ્રદ થઈ પડશે કે જે દિવસે શાહજહાંએ દારા શુકોહને ગુજરાતનો સૂબેદાર નીમ્યો તે જ દિવસે એ ફરમાન બહાર પડાયું હતુ. ફરમાનમાં અપાયેલા આદેશ મુજબ ઇમારતમાં કરવામાં આવેલ મિહરાબો (ગોખલા) રહેવા દેવાના હતા અને મંદિરથી એને જુદા પાડવા ત્યાં દીવાલ ચણી લેવાની હતી એ ઇમારતમાં જે ફકીરો અને ભિખારીઓ રહેતા હતા તેમને માટે અને મંદિરમાંથી માલસામાનની ચોરી કરી ગયેલા વહોરાઓ માટે કેટલાક આદેશ આપવામાં આવ્યા હતા. મુઘલ દરબારમા શાંતિદાસ ઝવેરીની પ્રતિષ્ઠાને લીધે આવું ફરમાન બહાર પડાયુ હશે એમ માની શકાય.[૨૫]

**શાઇસ્તખાન (બીજી વાર) (ઈ સ ૧૬૫૨–૫૪)**

ઈ.સ. ૧૬૫૨ ના અંતમા શાહજાદા દારા શુકોહને ગુજરાતના સૂબેદારપદની જવાબદારીમાથી મુક્ત કરી એને સ્થાને શાઇસ્તખાનને ફરી વાર નીમવામા આવ્યો.

શાઇસ્તખાને અમદાવાદ આવી હવેલી પરગણામાં તથા ધોળકા કડી અને વિરમગામ પરગણામાં ભારે રંજાડપ્રવૃત્તિ કરતા કોળીઓ સામે કડક હાથે કામ

લેવા માંડ્યું. આ વખતે એના સરદાર કહાનજીને ચૂંવાળના વિસ્તારોમાંથી હાંકી કાઢવામા આવ્યો અને એની જાગીર-જમીનો સાણંદ(અમદાવાદ જિલ્લો)ના ગરાસિયા મુખી જગમલને સોંપવામાં આવી કહાનજીએ ૧૬૫૪ મા અમદાવાદ આવી શાહજાદા મુરાદબક્ષની તાબેદારી સ્વીકારી અને વાર્ષિક દસ હજાર રૂપિયાની ખંડણી આપવાનું કબૂલ કરતા એને એની જમીનો પાછી આપવામાં આવી. ૧૬૫૩ મા શાઇસ્તખાને બાદશાહને જણાવેલું હતું કે અમદાવાદ શહેરની દીવાલો ઘણી જગ્યાએ તૂટી પડેલી હોવાથી એની દુરસ્તી કરાવી લેવાનું જરૂરી છે એ પરથી બાદશાહે પ્રાંતના દીવાન પર હુકમ મોકલ્યો, જેમાં સ્થાનિક સરકારી તિજોરીમાંથી ૨૦ હજાર રૂપિયાનો ખર્ચ મંજૂર કરી, દીવાલો દુરસ્ત કરાવી લેવા જણાવવામાં આવ્યું હતું.

**શાહજાદો મુરાદબક્ષ** (ઈ સ ૧૬૫૪-૫૮)

૧૬૫૪ મા શાહજહાંએ શાઇસ્તખાનને પાછો બોલાવ્યો ને એને સ્થાને પોતાના નાના શાહજાદા મુરાદબક્ષને નીમ્યો. ૧૬૫૭ ના સપ્ટેમ્બરના આરંભમાં શાહજહાં દિલ્હીમાં ગંભીરપણે માંદા પડતા અને સૌથી મોટા શાહજાદા દારા શુકોહની તથા કેટલાક અમીરોની વધુ પડતી તકેદારીને લીધે સામ્રાજ્યમા ઉગ્ર સ્વરૂપના પ્રત્યાઘાત પડ્યા અને બાદશાહ અવસાન પામ્યાની અફવાઓ ફેલાવા પામી; જોકે શાહજહાં ગંભીર માંદગીમાંથી સાજો થયો છતાં પહેલાંની જેમ એ શાસન કરવા અશક્ત રહ્યો. બંગાળના સૂબેદાર તરીકે રહેલા શાહજાદા શુજાએ પોતાને મુઘલ બાદશાહ તરીકે જાહેર કર્યો. બીજી બાજુ ગુજરાતમા મુરાદબક્ષે અતિ ઉતાવળાં પગલાં લઈ લશ્કર એકત્ર કર્યાં અને દખ્ખણમાં પોતાના મોટા ભાઈ ઔરંગઝેબ, જે ત્યાં સૂબેદારપદે હતો, તેની સાથે સહકાર સાધી પોતાનો હક્કદાવો આગળ ધરવા તત્પર બન્યો.

પોતાના ભાઈઓ સાથે મુકાબલો અનિવાર્ય છે એમ માની મુરાદબક્ષે પોતાનાં જરૂરી સાધન ઊભા કરવા અને એકત્ર કરવા શાહબાઝખાનની આગેવાની હેઠળ સુરતના સમૃદ્ધ બંદરનો કબજો લેવા તથા સુરતના પ્રખ્યાત કિલ્લામાં રાખવામાં આવેલ શાહી ખજાનાનો કબજો લેવા છ હજારનું અશ્વદળ મોકલ્યું. સુરતનો કિલ્લેદાર સૈયદ તૈય્યબ મુઘલ બાદશાહ પ્રત્યે વફાદાર હતો તેથી શાહબાઝખાનને નમતું ન આપતા એનો પ્રબળ સામનો કર્યો. શાહબાઝખાને વલંદા અને અંગ્રેજ કોઠીના પ્રમુખોને, જકાતમા અડધી માફી આપવાનું અને બીજા લાભો આપવાનું પ્રલોભન આપી, મદદ આપવા માટે એમની સાથે વાટાઘાટો ચલાવી, પણ બંને પ્રમુખોને મુરાદનો પક્ષ નબળો લાગતો હોવાથી તેઓએ એના પક્ષે

આવી દરમ્યાનગીરી કરવા સ્પષ્ટ ઇન્કાર કર્યો. એમ છતાં શાહબાઝખાને કોઠીના જ અધ્યક્ષ રેવિંગ્ટન પાસેથી ખાનગી રીતે કેટલીક બ દૂકો વેચાતી લીધી, જે ઇંગ્લિશ ક પનીની માલિકીની ન હતી કિલ્લેદાર સૈયદ તૈયબે શાહબાઝખાનના ૪૦ દિવસના ઘેરાનો સામનો કર્યો, પણ છેવટે એને શાહબાઝખાનના શરણે આવવાની ફરજ પડી (ડિસેમ્બર, ૧૬૫૭) કિલ્લામાં રાખવામા આવેલો સરકારી તેમજ ખાનગી ખજાનો લઈ લેવામાં આવ્યો. ઉપરાંત શાહબાઝખાને સુરતના ધનાઢ્ય વેપારીઓ પાસેથી પાચ લાખ રૂપિયાની લોન ફરજિયાત લીધી. એ રકમની ચુકવણી બધા વેપારીઓ વતી હાજી મુહમ્મદ ઝહીદબેગ અને વીરજી વોરાએ કરી જેના બદલામા મુરાદની મહોરવાળુ ઋણપત્ર (બૉન્ડ) આપવામાં આવ્યુ.[२६]

#### મુરાદબક્ષની તાજપોશી

દરમ્યાનમા શાહજાદા મુરાદબક્ષે સુરત તરફના સમાચારની રાહ જોયા વગર પોતાને મુઘલ બાદશાહ તરીકે જાહેર કર્યો અને અમદાવાદ ખાતે પોતાની જાહેર તાજપોશી કરી (ડિસેમ્બર ૫, ૧૬૫૭) એણે 'બાદશાહ ગાઝી'નુ નામ અને 'મુરાવજુદ્દીન' ખિતાબ ધારણ કર્યાં. વધુમાં એણે પોતાના નામના સિક્કા પડાવી ખુત્બામાં નામ પણ વ ચાવ્યુ. એના સિક્કા અમદાવાદ સુરત અને ખ ભાતની ટંકશાળમાંથી બહાર પડાયા હતા.

સુરતથી વિજયી બનેલા લશ્કર આવી પહોંચતા (જાન્યુઆરી ૧૯, ૧૬૫૮) મુરાદબક્ષે બધી તૈયારી કરી લીધી અને ઔરગઝેબની તરફના સમાચારની રાહ જોવા લાગ્યો. ઔરંગઝેબની સાથે પોતે જોડાઈને ઉત્તર તરફ જાય એ પહેલા એણે પોતાના પત્નીઓ સંતાનો અને મિલકતની સલામતીની વ્યવસ્થા કરી સર્વને ચાંપાનેરના મજબૂત કિલ્લામાં ખસેડવાનુ નક્કી કર્યું. પોતે અમદાવાદથી વિદાય લે તે પહેલા એણે અમદાવાદની નિ.સહાય પ્રજા પાસેથી ૫૦ લાખ રૂપિયા પડાવ્યાનું મનાય છે. એમા ઝવેરી શાંતિદાસના પુત્ર માણેકચદ અને એના બીજા પુત્રો પાસેથી જ સાડા પાચ લાખ રૂપિયા ઉછીના લીધા હતા.

મુરાદબક્ષ અને ઔરગઝેબની બંડખોર પ્રવૃત્તિઓના સમાચાર આગ્રા આવતાં અશક્ત અને નિર્બળ બનેલા શાહજહાએ શાહજાદા દારાની મદદથી પુત્રોનો એ બળવો દબાવી દેવા પગલાં લીધાં. જોધપુરના મહારાજા જશવંતસિંહને માળવાના અને કાસીમખાનને ગુજરાતના સૂબેદારપદે નીમ્યા મુરાદબક્ષને વરાડ પ્રાતમા જવા હુકમ કર્યો જશવંતસિંહ અને કાસીમખાનને ઉજ્જન સુધી જઈને અટકી જવા અને મુરાદબક્ષ હુકમને તાબે થઈ ગુજરાત છોડી ન જાય તો એ બંનેએ આગળ

વધી એને ગુજરાનમાંથી બહાર હાંકી કાઢવાનુ કહેવામાં આવ્યું. ઔરંગઝેબ અને મુરાદબક્ષ વચ્ચે સયુક્ત પગલાં લેવા માટેનો સદેશવ્યવહાર એ અગાઉથી શરૂ થઈ ગયો હતો (ઑક્ટોબર, ૧૬૫૭). મુરાદબક્ષ અતિ ઉતાવળો બન્યો હતો અને એ શાહજાદા દારા સામે ચડાઈ કરવાના નિર્ણયનો હતો, પરંતુ વિચક્ષણ અને દીર્ઘદૃષ્ટિવાળા ઔરંગઝેબે એને સાવધાની રાખવા અને રાહ જોવા સલાહ આપી. એની સાથે સાથે એ બંને ભાઈઓએ વિજય મેળવ્યા બાદ એ મુઘલ સામ્રાજ્ય કેવી રીતે વહેચવુ એની ઔપચારિક વ્યવસ્થા પણ વિચારી રાખી. પૂરતી લશ્કરી તૈયારીઓ કર્યા બાદ ઔરંગઝેબે ઔરંગાબાદથી કૂચ કરી (ફેબ્રુઆરી, ૧૬૫૮) અને મુરાદબક્ષને સાથે જોડાવા સદેશ મોકલાવ્યો. મુરાદબક્ષે અમદાવાદ છોડયું અને માળવા આવ્યો. એ પછી બંનેના લશ્કર દીપાલપુર ખાતે એક થઈ ગયા (એપ્રિલ) એ બંને ભાઈઓનાં લશ્કરોએ જશવંતસિંહ અને કાસીમખાનને ઉજ્જન નજીક ધરમત ખાતે હરાવ્યાં (એપ્રિલ ૧૫, ૧૬૫૮) અને આગ્રા તરફ કૂચ કરી, આગ્રાના કિલ્લાથી આઠ માઇલ દૂર સામુગઢ ખાતે શાહજાદા દારાને સજ્જડ હાર આપી (મે, ૨૯) એ પછી ઔરંગઝેબે આગ્રા જઈ કિલ્લાનો કબજો લીધો અને પિતા શાહજહાને મહેલમા જ નજરકેદમાં રાખ્યો એણે મુરાદબક્ષને બેત્રણ અઠવાડિયામા જ મથુરા પાસેની છાવણીમાં કેદી બનાવ્યો અને અંતે ગ્વાલિયરના કિલ્લામા કેદી રાખ્યો, જ્યાં ત્રણેક વર્ષ બાદ એનો વધ કરવામાં આવ્યો (ડિસેમ્બર, ૧૬૬૧).

મિરાતે અહમદીના જણાવ્યા મુજબ અમદાવાદ છોડતા અગાઉ મુરાદબક્ષે મુતામદખાનને પોતાના નાયબ તરીકે નીમ્યો હતો અને પોતાના કુટુંબની સંભાળ સોંપી હતી. મુરાદબક્ષને ઔરંગઝેબનો કેદી બનાવાયો તે પહેલાં જ ચાર દિવસ અગાઉ મુરાદે પોતાની શાહી મુદ્રાથી અંકિત કરેલુ એક ફરમાન તૈયાર કર્યું (જૂન ૨૨, ૧૬૫૮) હતુ, જેમાં શાતિદાસના પુત્ર માણેકચંદ અને બીજાઓ પાસેથી લીધેલી સાડા પાચ લાખની લોનની રકમ પરત કરવા હુકમ અપાયો હતો અને એ મુતામદખાન પર મોકલી આપવામા આવ્યુ હતુ. ફરમાન એ નકલમાં હતુ.

### (૪) ઔરંગઝેબનો રાજ્ય અમલ (ઈ.સ. ૧૬૫૮–૧૭૦૭)

ઔરંગઝેબે પોતાની પ્રથમ તાજપોશી દિલ્હીમાં કરાવી (જુલાઈ ૨૧, ૧૬૫૮). થોડા સમય બાદ એણે પોતાના સસગા શાહનવાઝખાન સફવીને ગુજરાતના પ્રથમ સૂબેદાર તરીકે નીમ્યો.

શાહનવાઝખાન (ઈ સ ૧૬૫૮-૫૯)

શાહનવાઝખાન દખ્ખણમાં ઔરંગઝેબ સાથે હતો. એ શાહજહાં પ્રત્યે વફાદાર હતો તેથી જ્યારે બંડખોર ઔરંગઝેબે ઉત્તર તરફ જવા કૂચ કરી ત્યારે એણે બુરહાનપુરથી આગળ જવા અનિચ્છા બતાવી, તેથી ઔરંગઝેબે એને કેદ કરીને બુરહાનપુરમા જ રાખ્યો હતો. ઔરંગઝેબે બાદશાહ-પદ ધારણ કર્યા બાદ એને મુક્ત કર્યો અને ગુજરાતની સૂબેદારી આપી

શાહનવાઝખાનના અમદાવાદ આવ્યા પછી થોડા સમયમા પરાજિત થયેલો શાહજાદો દારા શુકોહ ઔરંગઝેબનાં પાછળ પડેલા લશ્કરોને ભુલથાપ આપતો આપતો આગ્રા દિલ્હી લાહોર મુલતાન વગેરે સ્થળોએ ભારે હાડમારીઓ વેઠી છેવટે કચ્છમા આવ્યો કચ્છના મહારાવ જામ તમાચી(૧૬૫૪-૬૨)એ દારાનાં સાલસતા અને વ્યક્તિત્વ તથા એણે આપેલી ઉદાર ભેટોથી પ્રસન્ન થઈ, એનું ઉષ્માભર્યું સ્વાગત કર્યું. દારાના બીજા પુત્ર સિપ્હિર-શુકોહની શાદી રાવની પુત્રી વેરે કરવામા આવી કચ્છના મહારાવ પાસેથી મદદ મેળવી દારાએ સૌરાષ્ટ્રમા પ્રવેશ કર્યો. નવાનગરના જામે એને જરૂરી ચીજવસ્તુઓ અને વાહનો પૂરા પાડ્યાં એ પછી દારા અમદાવાદ આવ્યો (જાન્યુઆરી ૮, ૧૬૫૯).

અમદાવાદમા સૂબેદાર શાહનવાઝખાન ભારે વિટંબણામાં મુકાયો એણે પૂરતો વિચાર કર્યા બાદ દારાના પક્ષે ભળી જવાનુ પસંદ કર્યુ અને એને આવકારવા સરખેજ ગયો. શાહનવાઝખાન સાથે દીવાન રહમતખાન અને અન્ય અધિકારીઓ પણ હતા. દારાએ અમદાવાદમા એક મહિનો સાત દિવસ રોકાઈ, પોતાના ટેકેદારો અને સાધન એકત્ર કર્યા શહેરમાં રાખેલી મુરાદબક્ષની તમામ માલમિલકત તથા એની તિજોરીમાથી દસ લાખ રૂપિયા લઈ એનો ઉપયોગ એ લશ્કરની જમાવટ માટે કર્યો. દારાએ ગુજરાત પ્રાતના ગૌણ કક્ષાના અધિકારીઓને પણ લાંચ આપી પોતાના પક્ષે લીધા એ પછી અમીના નામના વફાદાર અધિકારી, જેણે શાહજહાની સૂબેદારી દરમ્યાન ગુજરાતમાં કામ કર્યું હતું, તેને સુરત મોકલવામા આવ્યો. એ અધિકારીએ સુરત જઈ શાહી તિજોરીમાંથી નાણાં કઢાવ્યાં અને લગભગ ૪૦ જેટલી તોપ અમદાવાદ મોકલી આપી. સુરતના ફોજદારે એના એ કાર્યમા કોઈ અવરોધ ઊભો કર્યો ન હતો.

અમદાવાદથી દારા શુકોહે અજમેર જવા વિચાર્યુ, પણ એ પહેલા દખ્ખણ બિજાપુર અને ગોવળકોંડાના સુલતાનોનો ટેકો મેળવવા નક્કી કર્યું. રાજપૂતોનો સહકાર પોતાને મળી રહેશે એવી ખોટી આશાથી પ્રેરાઈને અને બંગાળમાથી કૂચ કરતા શાહજાદા શુજાએ ઔરંગઝેબનાં લશ્કરોને હરાવ્યાના ખોટા સમાચારથી

ઉત્સાહિત બનીને એ દખ્ખણમા જવાને બદલે અજમેર તરફ જવા નીકળ્યો (ફેબ્રુઆરી ૧૪, ૧૬૫૯). એની સાથે શાહનવાઝખાન અને દીવાન રહમતખાન ઉપરાંત ૨૨ હજારનુ અશ્વદળ તથા શક્તિશાળી તોપખાનુ હતા મુરાદબક્ષની પત્ની તથા કુટુંબીજનો, જેને અમદાવાદમા ગખવામાં આવ્યા હતા, તેમને પણ સાથે લેવામાં આવ્યાં દારાએ પોતાના વતી ગુજરાતના સૂબેદાર તરીકે સૈયદ જલાલના ભાઈ સૈયદ અહમદ બુખારીને નીમ્યો.[૨૭]

અજમેરની દક્ષિણે દેવરાઈના ઘાટમા થયેલી ભીષણ લડાઈમાં દારાની હાર થઈ, જેમાં શાહનવાઝખાન સહિત ઘણા ઉમરાવ માર્યા ગયા દારા રણ-મેદાનમાંથી નાસી જઈ ગુજરાતમા આવી પહોંચ્યો (માર્ચ ૧૯, ૧૬૫૯).

અમદાવાદ તરફ જઈ રહેલા ભગ્નાશ દારાનો પીછો ઉત્તર ગુજરાતના કોળીઓ દિવસરાત કરતા રહ્યા અને લૂંટફાટ કરી એના માણસોની હત્યા કરતા રહ્યા. દારાના પરાજયના સમાચાર અમદાવાદ પહોચતા ઔરંગઝેબ તરફી સરદારખાન અને એના ટેકેદારોએ દારા તરફથી અમદાવાદમા વહીવટ માટે મૂકેલા સૈયદ અહમદ બુખારીને કેદ કરી લીધો અને અમદાવાદ તરફ આવતા દારા સામે શહેરનુ રક્ષણ કરવા વ્યવસ્થા ગોઠવી દારાએ અને એની છાવણીના સર્વેએ એ સમાચાર ઘણા સંતાપ અને દુ:ખથી સાભળ્યા અને અમદાવાદથી દૂર જતા રહી કચ્છના રાજાના આશ્રયે જવાનુ નક્કી કર્યું એ પાટડી અને હળવદ થઈ કચ્છમા પ્રવેશ્યો. કચ્છના મહારાવે બાદશાહ ઔરંગઝેબની તાકાતથી ડરી જઈ, મુઘલ સૈન્યોને એના પ્રદેશોમાથી પસાર થવા દીધા, એટલુ જ નહિ, ઔરંગઝેબે દારાનો પીછો કરવા મોકલેલા જયસિંહ અને બહાદુરખાનની મહેમાનગીરી પણ કરી જયસિંહ અને બહાદુરખાન દારાનો પીછો કરી છેવટે એને બોલનઘાટ પાસે બલૂચ પ્રદેશમાથી કેદ કરી દિલ્હી લઈ આવ્યા, જ્યાં એને ક્રૂરતા ભરી રીતે મારી નખાયો. હવે ઔરંગઝેબે ગુજરાતની સૂબેદારી જોધપુરના મહારાજા જશવંતસિંહને સોંપી. રહમતખાનને પ્રાંતના દીવાન તરીકે અને કુતુબુદ્દીનખાન ખેશગીને સોરઠ (સૌરાષ્ટ્ર) પ્રદેશના ફોજદાર તરીકે નીમવામા આવ્યા. બીજે વર્ષે સરદારખાનને ભરૂચનો ફોજદાર નીમવામાં આવ્યો.

**મહારાજા જશવંતસિંહ (ઈ સ ૧૬૫૯-૬૨)**

ઈ.સ. ૧૬૫૮ મા શાહજાદો મુરાદબક્ષ, જે ગુજરાતનો સૂબેદાર હતો, તેના પતન પછી શાંતિદાસ ઝવેરીએ મથુરાથી ઉત્તરમા કૂચ કરતા ઔરંગઝેબના એ દરબારમા હાજર થઈ એની કૃપા મેળવી અને એની પાસેથી બે ફરમાન મેળવ્યા હતા (ઑગસ્ટ ૧૦, ૧૬૫૮) દારા શુકોહની શોધમાં લાહોર જતા માર્ગમા

સતલજ કાંઠે ઔરંગઝેબનો મુકામ એ વખતે હતો. એમાંના એક ફરમાનમાં તો શાંતિદાસ ઝવેરીને શાહી છાવણી છોડી અમદાવાદ એમના વતનમાં જવા પરવાનગી અપાઈ હતી અને એમાં ગુજરાત જેવા મહત્ત્વના પ્રાંતની પ્રજાની સુખાકારી અંગે ઔરંગઝેબે પોતાની લાગણી વ્યક્ત કરી હતી. બીજું ફરમાન ગુજરાતના દીવાન રહમતખાન પર લખાયું હતું, જેમાં મુરાદબક્ષને આપવામાં આવેલી લોનના બદલામાં શાહી તિજોરીમાંથી એક લાખ રૂપિયા શાંતિદાસને ચૂકવવા આદેશ અપાયો હતો.

ઔરંગઝેબની બીજી વારની વિધિસરની તાજપોશી થઈ (જૂન, ૧૬૫૯) તે પહેલાં કેટલાક દિવસ અગાઉ ઔરંગઝેબે કેટલાંક ફરમાન બહાર પાડયાં હતાં, જેમાં એ પોતાના નવા શાસનની શરૂઆત કેવી રીતે કરવા માગે છે એ જોવા મળે છે. મુઘલ બાદશાહતના બધા પ્રાંતો પર એ ફરમાન મોકલાયા હતા. એવું એક ફરમાન ગુજરાતના દીવાન રહમતખાન પર મોકલાયું હતું તેમાં ભાંગ જેવા કેફી પદાર્થો અને ચીજોનું ઉત્પાદન થાય તેવા તમામ જાતના છોડોનું વાવેતર બંધ કરી અન્ય ખેતીવિષયક ચીજોની ખેતી કરવાનો આદેશ આપ્યો હતો. મુઘલ બાદશાહની (શાહી) જમીનોમા આવેલાં પરગણાંના અધિકારીઓને (કરોડીઓને) અને જાગીરદારોને પણ એ ફરમાનની જાણ કરી ચેતવણી આપવાની હતી કે ફરમાનનો ભંગ કરનાર સજાને પાત્ર થશે.[૨૮]

ગુજરાતના સૂબેદાર મહારાજા જશવંતસિંહને દખ્ખણમા જઈ શિવાજી સામે કામગીરી કરી રહેલા શાઇસ્તખાનને મદદે જવા અને સોરઠના ફોજદાર કુત્બુદ્દીનને નવો સૂબેદાર મોકલાતા સુધી ગુજરાતની સૂબેદારીનો કામચલાઉ હવાલો સંભાળવાના આદેશ અપાયા. કુત્બુદ્દીનની ટૂંકી સૂબેદારી દરમ્યાન કેટલાક મહત્ત્વના બનાવ બન્યા, જેમા નવાનગરનો આતરિક ઇતિહાસ મોખરે રહ્યો. નવાનગરનો જામ મુઘલ બાદશાહનો ખંડિયો રાજા હતો, એ ગુજરાતના સૂબેદારને વશવર્તી હતો. ૧૬૬૦મા જામ રણમલજીનુ અવસાન થતા ગાદીવારસાના પ્રશ્નને લીધે જે સમસ્યાઓ સર્જાઈ તેના પરિણામે લગભગ અડધી સદી સુધી નવાનગર મુસ્લિમ વહીવટ નીચે રહ્યું.

રણમલજીના અવસાન પછી એના નાના ભાઈ રાયસિંહે ચતુરાઈપૂર્વક રાજગાદી હાથ કરી, તેથી રણમલજીની રાણીએ જામના (કહેવાતા) પુત્ર સતાજીનો ગાદીવારસ તરીકેનો હક્ક આગળ કરી ગુજરાતના સૂબેદાર કુત્બુદ્દીનને ફરિયાદ-અરજી કરી, જેણે નિકાલ માટે બાદશાહ પાસે રજૂઆત કરી ઔરંગઝેબે રાયસિંહને ગાદીએથી ઉઠાડી મૂકવા અને એના નાના ભત્રીજા સતાજીને ગાદીએ બેસાડવા

હુકમ કરતાં કુત્બુદ્દીને મોટા લશ્કર સાથે નવાનગર પર ચડાઈ કરી. નવાનગરથી લગભગ બાર માઇલ દૂર શેખપાટ ગામે બને પક્ષો વચ્ચે લડાઈ થઈ, જેમાં જામ રાયસિંહ માર્યો ગયો (ફેબ્રુઆરી, ૧૬૬૩). કુત્બુદ્દીને સતાજીને ગાદી પર આરૂઢ કર્યો. સાથોસાથ શાહી ફરમાન હેઠળ નવાનગરને 'ઇસ્લામનગર' નામ આપવામા આવ્યું અને એ રાજ્ય તથા હાલાર પ્રદેશમા આવેલા એના તાબાના પ્રદેશ સહિત એને સૌરાષ્ટ્રમાં આવેલા શાહી પ્રદેશના ભાગરૂપ બનાવવામા આવ્યું.

૧૬૬૨મા મહારાજા જશવંતસિંહને પરત બોલાવવામાં આવ્યો અને નવા સૂબેદાર તરીકે મહાબતખાનને મોકલવામા આવ્યો

**મહાબતખાન (ઈ સ. ૧૬૬૨–૬૮)**

મહાબતખાનના સમયમા ઈડર પરગણામાં માથાભારે કોળીઓ અને બહારવટિયા લોકોએ મોટો ઉપદ્રવ મચાવ્યો, તેથી એને ડામી દેવા ભરૂચના ફોજદાર સરદારખાનની ઈડર બદલી કરવામાં આવી. એ સમયે ઉત્તર ગુજરાતમા એક સાહસિક બલૂચે પોતાને દારા શુકોહ તરીકે ઓળખાવી વિરમગામ અને ચૂંવાળની આજુબાજુના જિલ્લામાં પોતાના ટેકેદારોનો વર્ગ ઊભો કર્યો. આ પ્રદેશમાં માથાભારે કોળીઓ બલૂચની સાથે જોડાયા અને એને રક્ષણ આપ્યુ, તેથી જ મહાબતખાને જાતે કૂચ કરી બલૂચને નસાડી મૂકયો, અને કોળીઓ અને એમના સરદારનો પીછો કર્યો.[૨૯] ઉત્તર ગુજરાતની આ ભયંકર વિદ્રોહી સ્વભાવની જાતિઓને અંકુશમા રાખવા નવા ફોજદાર તરીકે બહાદુરખાનના પુત્ર શેરખાન બાબીની ચૂંવાળના ફોજદાર તરીકે નિમણૂક કરવામા આવી અને એને ૭૦૦ નું અશ્વદળ આપવામાં આવ્યું.

૧૬૬૪ના જાન્યુઆરીમાં શિવાજીએ સુરત પર પ્રથમ વાર ચડાઈ કરીને સુરતનુ સમૃદ્ધ બંદર લૂંટયું. શિવાજીના ગયા બાદ મહાબતખાન પોતાના તાબા નીચેની સરકારોના ફોજદાર અને એમની સેનાઓ સાથે સુરત આવી પહોચ્યો, પણ એ શિવાજીનો પીછો કરી શકે એમ ન હતુ. ત્રણ મહિના સુરતમાં રોકાઈ, એ બાજુના હિંદુ જમીનદારો પાસેથી ત્રણ લાખ રૂપિયાની પેશકશ ઉઘરાવી મહાબતખાન અમદાવાદ પાછો ફર્યો

સૌરાષ્ટ્રના લોકોની કુત્બુદ્દીનખાન વિરુદ્ધ ઘણી ફરિયાદો દિલ્હી પહોચી હોવાથી એને દૂર કરી એને સ્થાને સરદારખાનને મૂકવામા આવ્યો સરદારખાનના કુશળ વહીવટ અને વફાદારી માટે ઔરંગઝેબને ભારે માન હતુ નવેમ્બર, ૧૬૬૪ મા સરદારખાનને એક ફરમાન મોકલવામા આવ્યુ હતું, જેમા એને એના

તાબાના પ્રદેશની સ્થિતિ સુધારવા બનતા બધા જ પ્રયત્ન કરવા અને એકસરખો ન્યાય આપી લોકોમાં વિશ્વાસ પુનઃ સ્થાપિત કરવા તેમજ વહીવટની આકરી પદ્ધતિથી બચવા જમીનો ત્યજી દઈ નાસી જતા લોકોને રોકવા એને અનુરોધ કરવામાં આવ્યો. સરદારખાને ૧૬૮૪માં પોતાનું અવસાન થતા સુધી એ પદ સંભાળ્યું.

ઔરંગઝેબે મુઘલ સામ્રાજ્યના વહીવટ માટે ઘણાં ફરમાન બાહર પાડ્યાં હતાં તેમાંના બારેકથી વધુ શાહી ફરમાન 'મિરાતે અહમદી'માં પૂર્ણ વિગતે આપવામાં આવ્યાં છે, જે ગુજરાતને લગતાં હોવાથી વિશેષ ધ્યાનપાત્ર બની રહે છે એક ફરમાન (નવેમ્બર ૨૦, ૧૬૬૫)માં સંખ્યાબંધ ગેરકાનૂની વેરા વર્ણવી એની નાબૂદી માટે આદેશ આપવામાં આવ્યો છે એ વેરા શાહી સૂચના વિરુદ્ધ સૂબાના અધિકારીઓએ નાખેલા હતા એમ એમાં સ્પષ્ટ કહેવામાં આવ્યું છે. એ વેરા શહેર અને ગામની પ્રજા માટે ભારે બોજારૂપ હોવા જોઈએ.

ઔરંગઝેબે ગુજરાતની પ્રજાના સામાજિક અને ધાર્મિક ઉત્સવો સામે મનાઈ ફરમાવી હતી પાચમ અમાસ અને એકાદશીના દિવસે હિંદુઓ પોતાની દુકાનો બંધ રાખે છે તે ખોટું છે, કારણ કે એનાથી વસ્તુઓની ખરીદ-વેચાણીમાં અગવડ પડે છે, એથી દુકાનો બધો વખત ખુલ્લી રહે એ માટે અધિકારીઓને તકેદારી રાખવા ફરમાવ્યું. અમદાવાદ શહેર અને એનાં પરગણાંમાં દિવાળીની રાતે કરવામાં આવતી રોશની અને હોળીના તહેવારમાં પ્રગટાવવામાં આવતી હોળી અટકાવવા ખાસ અનુરોધ કરાયો હતો. શાહી અધિકારીઓને હુકમ કરાયો હતો કે જે કેટલાક કારીગરો હાથી-ઘોડા જેવાં પૂતળાં બનાવી ઈદ અને શબેબરાત જેવા પ્રસંગોએ વેચે છે તે અટકાવવું અને એ બનાવવાની મનાઈ કરવી. ૧૬૬૫માં એક ફરમાનથી બાદશાહતમાં ચીજવસ્તુઓના વેચાણ પર લેવાતી આબકારી જકાત એકસરખા ધોરણે દાખલ કરવામાં આવી

૧૬૬૮માં મહાબતખાનને પરત બોલાવાયો અને એની જગ્યાએ ઔરંગઝેબે પોતાના વિશ્વાસુ સેનાપતિઓમાંના એક બહાદુરખાન (ખાનજહાં કોકા), જે અલ્લાહાબાદનો સૂબેદાર હતો, તેને નીમ્યો

બહાદુરખાન (ઈ સ ૧૬૬૮–૭૦)

બહાદુરખાનનો વહીવટ લગભગ અઢી વર્ષ ચાલ્યો. ૧૬૬૯–૭૦માં પશ્ચિમ કાંઠાના જંજિરાના સીદી યાકૂતને સુરત ખાતેના મુઘલ નૌકાદળનો કપ્તાન નીમવામાં આવ્યો. આમ સુરત શહેર અને સીદીઓના સંબંધ ચાલુ થયા, જે ૧૭૫૯ સુધી ચાલુ રહ્યા

૧૬૬૮ થી ૧૬૭૦ દરમ્યાન કેટલાક વહીવટી પગલાં લેવામાં આવ્યાં. અમદાવાદ જિલ્લાના હવેલી પરગણામાં આવેલી અડાલજની વાવને પ્રાંતીય તિજોરીમાંથી બે હજાર રૂપિયા ખર્ચી દુરસ્ત કરાવવામાં આવી એક હુકમમાં ઢોર પરની જકાત રાબેતા મુજબ એટલે કે દર વર્ષે મૂળ કિંમત પર મુસ્લિમો પાસેથી અઢી ટકા અને હિંદુ પાસેથી પાંચ ટકા પ્રમાણે લેવાનું જણાવવામાં આવ્યું હતું. ગામડાંના લોકોએ શાહી સૈનિકો અને પાયદળના સૈનિકોને ખાધાખોરાકી કેવા પ્રમાણમાં પૂરી પાડવી એની વિગતો આપવામાં આવી હતી અને એ લોકોએ કરેલો ખર્ચ એમની પાસેના શાહી લહેણામાંથી મજરે કાપી આપવા કરોડી અધિકારીઓને સૂચના આપવામાં આવી હતી અમદાવાદ ખાતે રાજ્યના કામે બોલાવવામાં આવતા કડિયા સુતાર અને બીજા કારીગરોને નીચાં વેતન મળતાં હોવાની ફરિયાદ પરથી એમને શહેરના અન્ય કારીગરોને જે દરે વેતન મળે છે તે દરથી વેતન આપવા હુકમ કરાયો હતો. ઔરંગઝેબ રાજ્યનાં જાહેર કાર્યોને ભારે મહત્વ આપતો એને સમાચાર મળ્યા કે ગુજરાતના અદાલતી અધિકારીઓ અદાલતમાં માત્ર બે દિવસ અને સૂબેદારના દરબારમાં પણ માત્ર બે દિવસ હાજર રહે છે અને અન્ય દિવસો રજાના દિવસો તરીકે ગાળે છે, એ જાણીને એને ભારે નવાઈ લાગી, તેથી એણે ગુજરાતના દીવાન પર હુકમ મોકલી જણાવ્યું કે હવેથી ન્યાયાધીશોએ અઠવાડિયામાં પાંચ દિવસ અદાલતમાં હાજર રહેવું, એક દિવસ સૂબેદારના દરબારમાં હાજર રહેવું અને શુક્રવારે રજા પાળવી.

૧૬૭૦ માં બહાદુરખાનને દખ્ખણના યુદ્ધનો હવાલો સંભાળી લેવા જવાનો હુકમ કરાયો અને એની જગ્યાએ મહારાજા જશવંતસિંહ, જે એ વખતે બુરહાનપુરની છાવણીમાં હતો, તેને નીમવામાં આવ્યો જશવંતસિંહ આવે ત્યાં સુધી કુત્બુદ્દીનખાનને વહીવટ ચલાવવા આદેશ અપાયો હતો.

**મહારાજા જશવંતસિંહ (બીજી વાર ઈ સ ૧૬૭૦-૭૨)**

જશવંતસિંહની સૂબેદારીના સમયમાં નવાનગરની ગાદી પર જામ તમાચીને પુનઃસ્થાપિત કરવામાં આવ્યો અન્ય નોંધપાત્ર બનાવોમાં એક શાહી ફરમાન (જૂન ૧૨, ૧૬૭૨) વિશેષ ધ્યાનપાત્ર છે એ દીવાન મુહમ્મદ હાશીમખાનને સંબોધીને લખાયું હતું. એ ફરમાનમાં ૩૩ પ્રકારના ગુનાઓ અને એને માટેની સજાઓ વર્ણવવામાં આવી છે એ ફરમાનને ઔરંગઝેબના શાસનનો 'લઘુ ફોજદારી ધારો' કહી શકાય.

સૌરાષ્ટ્રમાં હળવદ રાજ્યની બાબતોમાં મુઘલ દરમ્યાનગીરી કરવામાં આવી

એ આ કાલનો નોંધપાત્ર બનાવ છે. જશવંતસિંહને ધંધુકા અને પેટલાદનું મહેસૂલ આપવામાં આવ્યું હતુ. ધંધુકાને લીધે જશવંતસિંહને ઝાલાવાડ પ્રદેશના ગાઢ સંપર્કમાં આવવાનું થયું એ સમયે તમામ ઝાલા ઠકરાતોનો વડો જશવંતસિંહ ઝાલા હતો. એની રાજધાની હળવદ હતી. ૧૬૭૨માં પિતાના અવસાન પછી મોટા ભાઈ ચંદ્રસિંહની હત્યા કરાવી એ ગાદીએ આવ્યો હોવાની શંકા પ્રવર્તતી હતી. ચંદ્રસિંહની કુંવરી જોધપુરના રાઠોડ કુળના કુંવર સાથે પરણી હતી. એની ચડવણીથી સૂબેદાર જશવંતસિંહે હળવદ પર આક્રમણ કર્યું, જેમાં હળવદના જશવંતસિંહનો પરાજય થયો અને તે કચ્છમાં નાસી ગયો.

હળવદ નજરઅલીખાન બાબીને જાગીર તરીકે અપાયું, જે ૭ વર્ષ સુધી એના કબજે રહ્યું. એની પાસેથી વાંકાનેરના ઝાલા રાજાએ પડાવી લીધું, પણ ૧૬૮૦ના અરસામાં રાજા જશવંતસિંહે પોતાની હળવદની ગાદી પુનઃ પ્રાપ્ત કરી ઔરંગઝેબે પણ એક ફરમાનથી (ઑક્ટોબર ૨૯, ૧૬૮૦) એનું નૃપપદ માન્ય રાખ્યું.

સૂબેદાર મહારાજા જશવંતસિંહના સમયમાં ખંભાતના બંદરની પડતી થઈ. વેપારીઓ અને શાહસોદાગરોએ એને ત્યજી દીધું, કારણ કે ખંભાતનો અખાત છીછરો બનતો જતો હતો અને જહાજોને ધસી આવતી ભરતીથી ભારે નુકસાન થતું હતું.

મુઘલ દરબારના શ્રેષ્ઠ મનસબદારોમાંના એક મનસબદાર મુહમ્મદ અમીનખાનની ગુજરાતના સૂબેદાર તરીકે નિમણૂક થતાં એ અમદાવાદ નજીક આવી પહોંચ્યો (જુલાઈ ૨૮, ૧૬૭૨) અને મહારાજા જશવંતસિંહ પાસેથી સૂબેદારીનો હવાલો લીધો.

મુહમ્મદ અમીનખાન (ઈ.સ. ૧૬૭૨-૮૨)

ગુજરાતમાં મુહમ્મદ અમીનખાનનો વહીવટ એના મૃત્યુ સુધી સળંગ દસ વર્ષ જેટલા લાંબા સમય સુધી ચાલ્યો એ નોંધપાત્ર છે.

ઔરંગઝેબે ૧૬૭૯માં મારવાડ કબજે કર્યું અને ત્યાર બાદ સિસોદિયા રાજપૂતોના વડા રાણા રાજસિંહના મેવાડ રાજ્ય પર એણે આક્રમણ કર્યું અને એ જીતી લીધું. એ રાણાનો યુવરાજ ભીમસિંહ એનો બદલો લેવા ઉત્તર ગુજરાતમાં આવેલાં મુઘલ પરગણાંઓ પર ધસી આવ્યો અને વડનગર તથા વીસલનગર (વિસનગર) જેવાં પ્રાચીન નગરોમાં વિનાશ સર્જી, ભારે લૂંટફાટ કરી ચાલ્યો ગયો.

૧૬૭૯ માં ઈડરનો રાજા રાવ ગોપીનાથ, જે બહારવટે ચડેલો હતો, તેણે પોતાના ગુમાવેલા પ્રદેશ પાછા મેળવવા હિલચાલ કરી અને ઈડર કબજે કરી ત્યા રહેવા લાગ્યો. સૂબેદાર મુહમ્મદ અમીનખાને એની સામે પોતાના એક અધિકારી મુહમ્મદ બહલોલ શેરવાનીને મોકલ્યો, જેથી રાવ ગોપીનાથ ઈડરનો ત્યાગ કરી પોતાની સલામતી માટે ડુંગર પર આવેલા ગઢમા ભરાયો જ્યારે શેરવાનીએ એ ગઢને ઘેરો ઘાલી લેવાનો પ્રયાસ કર્યો ત્યારે એ ટકી ન શકવાથી જંગલમાં નાસી ગયો, પણ અતિશય અફીણ લેવાથી એનુ જંગલમાં અવસાન થતાં એનું મસ્તક ઉતારી લઈ દિલ્હી ઔરંગઝેબ પાસે વિસ્તૃત અહેવાલ સાથે મોકલી અપાયું. ઔરંગઝેબે શેરવાનીના કાર્યની કદર કરી, એની મનસબ વધારી એને ઈડરના ફોજદાર તરીકે નીમ્યો.

૧૬૮૧ માં અમદાવાદમાં રોટી-રમખાણ થયુ. આગલા વર્ષે વરસાદ ન આવવાથી ખાદ્ય ચીજોના ભાવ અતિશય વધી જતા લોકોના દુખનો પાર રહ્યો નહિ, તેથી ગુસ્સે ભરાયેલા લોકો ઈદના તહેવારના દિવસે ઈદગાહમાંથી પ્રાર્થના કરીને ભદ્રમા પાછા ફરી રહેલા મહમ્મદ અમીનખાનને બજારમાં ઘેરી વળ્યા અને એની પાલખી પર પથરા અને કચરો નાખવા લાગ્યા. તરત જ આખા શહેરમાં રમખાણુ થયા. મુહમ્મદ અમીનખાને ગુસ્સે ન થતા ટોળાને શાત પાડ્યુ અને પછી ભદ્રમાં જતો રહ્યો.

મુહમ્મદ અમીનખાને તોફાન માટે જવાબદાર એવા શેખ અબુબકરને એક મિજબાનીમાં આમંત્રી, ઝેર ભેળવેલું તડબૂચ ખવડાવી કુનેહપૂર્વક મારી નાખ્યો. એણે સિફતથી બળવો શાત પાડ્યો અને લોકો પર જુલમ ન કર્યો.

મુલ્લાં હસન મુહમ્મદ ગુજરાતીની વિનંતી પરથી ઔરંગઝેબે ૧૬૭૩–૭૪ માં વિજાપુર કડી અને પાટણ પરગણામાંથી ૨૧ ગામડા બદલીને વીસલનગર-(વિસનગર)મા જોડી દેવા મંજૂરી આપતો હુકમ આપ્યો હતો. ચાર વર્ષ બાદ એ પરગણાને 'રસૂલનગર' નામ આપવામા આવ્યુ. ૧૬૭૮ મા દીવાનને આદેશ આપવામાં આવ્યો હતો કે ગુનાની સજા માટે મુસ્લિમ કાયદા પ્રમાણે દંડ તરીકે નાણાં લેવાં નહિ. જો કોઈ અમીર અથવા જાગીરદાર ગુનો કરે તો એને નોકરીમાથી કાઢી મૂકવો કે કેદની સજા કરવી, પણ કોઈ રકમ દંડ તરીકે લેવી નહિ.

ઔરંગઝેબે ૧૬૭૯ મા વહીવટી તંત્રને કુરાનના આદર્શો પ્રમાણે ગોઠવવાની નીતિ અપનાવી. એણે એક શાહી ફરમાન દ્વારા સામ્રાજ્યના તમામ બિન-મુસ્લિમો (હિંદુઓ) પર જજિયાવેરો ફરી નાખ્યો અને એનો અમલ કરવાનુ

કાર્ય ઇનાયતુલ્લાખાનને સોંપ્યું. જજિયાવેરો અકબરે ૧૫૬૪ માં કાઢી નાખ્યો હતો. મિરાતે અહમદીમા જણાવ્યા પ્રમાણે એકલા ગુજરાતમાંથી જ એ કરની આવક વર્ષે પાંચ લાખ રૂપિયાની થતી હતી. જે હિંદુ અથવા અન્યધર્મી (ખ્રિસ્તી યહૂદી પારસી વગેરે) ઇસ્લામધર્મ સ્વીકારે તેને તુરત જ જજિયામાથી મુક્તિ આપવા ફરમાન કરાયું હતુ.

મુહમ્મદ અમીનખાનની સૂબેદારી દરમ્યાન જાહેર બાંધકામોની જાળવણી માટે તથા કિલ્લાઓની દુરસ્તી માટે ભારે કાળજી લેવામાં આવી. લગભગ રૂા ૮,૨૫૦ ના ખર્ચે વાત્રક નદી પર આવેલ આઝમાબાદનો ગઢ સમરાવવામાં આવ્યો. જૂનાગઢનો 'ઉપરકોટ' નામથી ઓળખાતો કિલ્લો પણ દુરસ્ત કરાવવામા આવ્યો. ૧૬૭૬માં રૂા. ૨,૯૦૦ના ખર્ચે અમદાવાદ ફરતી દીવાલો અને ભદ્ર કિલ્લાનાં શાહી નિવાસસ્થાન દુરસ્ત કરવામાં આવ્યાં. દાહોદમાં એક મસ્જિદ અને મુસાફરખાનું બાંધવા ૧૬૭૬ મા રૂા. ૭૬,૩૦૦ મંજૂર કરવામાં આવ્યા હતા

મુહમ્મદ અમીનખાનનુ અવસાન અમદાવાદમા થતા (જૂન, ૧૬૮૨) બાદશાહ ઔરંગઝેબે એની જગ્યાએ મુખતારખાનને સૂબેદાર તરીકે નીમ્યો.

**મુખતારખાન (ઈ સ ૧૬૮૨-૮૫)**

મુખતારખાનની સૂબેદારી દરમ્યાન અમદાવાદમાં પાણીનાં પૂર અને દુષ્કાળ એવી બે આફત આવી પડી હતી મુખતારખાનનુ અવસાન થતાં (એપ્રિલ ૨૪, ૧૬૮૫) સુરતના સૂબા કારતલબખાનને ગુજરાતના સૂબા તરીકે નીમ્યો.

**કારતલબખાન ઉર્ફે શુજાતખાન (ઈ સ ૧૬૮૫-૧૭૦૧)**

આ સૂબેદારે સોળ વર્ષ સુધી કામગીરી કરી. એના પુરોગામી મુહમ્મદ અમીનખાનનો સમય પણ લગભગ દસ વર્ષ જેટલો લાંબો રહ્યો હતો. આ સૂચવે છે કે બાદશાહ ઔરંગઝેબે ૧૬૮૧ પછી પોતાનુ વડું મથક દખ્ખણમાં રાખ્યુ હતું અને ત્યાં મરાઠાઓ સામે લશ્કરી ચડાઈઓમાં રોકાયેલો હોવાથી એનુ ધ્યાન વહીવટમાં એકાગ્ર રહેતું નહિ હોય એટલે સૂબેદારોને બદલી કર્યાં વગર એમના સ્થાને લાંબા સમય સુધી ચાલુ રાખ્યા હતા વળી મારવાડમાં રાઠોડ સરદાર દુર્ગાદાસની ગેરીલા પ્રવૃત્તિઓ ખતરનાક બનતી હોવાથી ૧૬૮૭ માં ઔરંગઝેબે ગુજરાતની સૂબેદારી અને જોધપુરની ફોજદારીને સંયુક્ત કરવાનો નિર્ણય કર્યો અને કારતલબખાનને 'શુજાતખાન'નો ખિતાબ આપી એ બંને કામગીરી સોંપી.

વર્ષમાં છ મહિના શુજાતખાન મારવાડમાં રહેતો અને બાકીનો સમય ગુજરાતમાં રહેતો આ ક્રમ એણે પોતાના અવસાન સુધી ચાલુ રાખ્યો. દુર્ગાદાસ અને શુજાતખાન વચ્ચે છૂટીછવાઈ લડાઈઓ લગભગ દસ વર્ષ સુધી ચાલતી રહી.

શુજાતખાનને ગુજરાતમાં મોમના અને મતિયા લોકોના રમખાણોનો સામનો કરવો પડયો મોમના અને મતિયા લોકો ઇમામશાહી પંથના હતા. આ સમયે એમના ઇમામ તરીકે સૈયદ શાહજી હતા સૈયદ શાહજીની કીર્તિ ઘણે દૂર દૂર સુધી ફેલાયેલી હતી તેથી એમના નિવાસસ્થાન પીરાણામાં હજારો લોકો એમના ચરણે ભેટ ધરવા અને અંગૂઠા પર ચુંબન કરવા આવતા. ગુજરાતના પ્રાંતના કેટલાક મુઘલ અધિકારીઓએ એમના ધર્મચુસ્ત બાદશાહ ઔરંગઝેબની કૃપાઓ મેળવવા, એ સંપ્રદાયની રીતિનીતિ મૂર્તિપૂજક પ્રકારની હોવાનું, બાદશાહને જણાવ્યું, તેથી ઔરંગઝેબે સૂબેદાર શુજાતખાનને હુકમ કર્યો અને સૈયદ શાહજીને પોતાના દરબારમાં હાજર કરવા જણાવ્યું. શુજાતખાને સૈયદ શાહજીને અમદાવાદ તેડી લાવવા એક ટુકડી પીરાણા મોકલી અમદાવાદના માર્ગે આવતાં સૈયદ શાહજીએ ઝેર લઈને આત્મહત્યા કરી, આથી ઉશ્કેરાયેલા મતિયા અને મોમના લોકોએ બળવો કર્યો એમણે ભરૂચના ફોજદારને મારી નાખી ભરૂચ કબજે કર્યું, વડોદરાનો ફોજદાર પણ એમને દબાવી શકયો નહિ, આથી શુજાતખાને નઝરઅલીખાન અને મુબારીઝખાન બાબીની આગેવાની નીચે લશ્કર મોકલ્યા. ભરૂચનો કિલ્લો પુનઃ કબજે કરાયો બળવાખોરો પાસે કોઈ પીઢ લશ્કરી નેતા ન હોવાથી તથા લડાઈનો અનુભવ નહિ હોવાથી તેઓ મુઘલ સેનાનો સામનો કરી શકયા નહિ. જોકે મોમના વીરતા અને ઝનૂનથી લડયા છતાં તેઓમાંના ઘણાની કતલ થઈ અને ઘણા નર્મદા નદીમા ડૂબી મર્યા.[30]

શુજાતખાનના સમયમા શાહવર્દીખાનને વહીવટી સુધારણા માટે મોકલવામાં આવ્યો. પ્રભાસપાટણ અને માંગરોળમાથી મળી આવેલા ૧૬૮૬ ની સાલના બે અભિલેખોમાં દર્શાવવામાં આવ્યું છે તે પ્રમાણે શાહવર્દીખાને બે સુધારા કર્યા. અગાઉ એવી પ્રથા પ્રચલિત હતી કે પુરોગામીઓ એમની જાગીરોમાં પાકતા અનાજને બળજબરીથી વેપારીઓ પાસેથી ઉચ્ચક રકમ લઈ વેચી નાખતા તેમજ તેઓ બાદશાહે મનાઈ ફરમાવેલા વેરા ઉઘરાવતા હતા શાહવર્દીખાને આ બંને પ્રથા કાઢી નાખ્યાની જાહેરાત કરી હતી.[31]

પોતાના તાબા નીચેના પરગણાંઓમાં ખાચર અને કાઠી લોકોની વારંવાર ધાડો પડતાં ૧૬૯૨ માં શુજાતખાને મોટા સૈન્ય સાથે ઝાલાવાડ પ્રદેશમા પ્રવેશ

કર્યો, ત્યાં બાકી રહેલી ખંડણી વસૂલ લીધી, અને કાઠીઓના વડા મથક થાનગઢ પર હલ્લો કરી એ કબજે કર્યો અને પ્રાચીન સમયનુ સૂર્યમંદિર જમીનદોસ્ત કર્યું કાઠીઓ એનો સામનો ન કરી શકતાં વિખેરાઈ ગયા, પરંતુ ૧૬૯૮ માં કાઠીઓએ ધંધુકા પરગણામા વળી પાછી ત્રાસજનક પ્રવૃત્તિઓ શરૂ કરી. એ સમયે આ પરગણું દુર્ગાદાસ રાઠોડના હસ્તક હતુ. એ પરગણાના દુર્ગાદાસના પ્રતિનિધિએ શુજાતખાનને મદદ માટે વિનતી કરતા, જૂનાગઢના ફોજદારને એની મદદે જવા આદેશ આપવામા આવ્યો. જૂનાગઢના ફોજદારોની કામગીરી ૧૭ મી સદીના અંતથી સૌરાષ્ટ્રમાં શાહી જમીનો પર સત્તા ટકાવી રાખવાની જ રહી. તેઓ સૌરાષ્ટ્રના રાજપૂત અને અન્ય રાજાઓ સરદારો વગેરે પાસેથી ખંડણી ઉઘરાવવામા અસફળ રહેતા, આથી ખંડણી ઉઘરાવવા વર્ષે વર્ષે લશ્કર સાથે સવારીઓ કરવી પડતી, જે 'મુલકગીરી' નામથી ઓળખાઈ

ગુજરાતમાં ૧૬૮૫ અને ૧૬૮૬ મા વરસાદની સતત તંગી અને દુકાળને લીધે અનાજની ભારે ખેંચ પડી અને ખાદ્ય ચીજોના ભાવ ઘણા વધ્યા. આ ગાળામાં સરકાર તરફથી અનાજ પરના વેરા માફ કરવામા આવ્યા ૧૬૯૪-૯૫ માં પણ સુરત ભરૂચ અમદાવાદ અને બીજા સ્થળોએ દરિદ્રતા પૂર અને રોગચાળાને લીધે મોટી સંખ્યામાં મરણ નોંધાયા અનાજની કિંમત એટલી બધી વધી ગઈ કે શુજાતખાને વિવિધ પરગણાંઓના મુત્સદ્દીઓને વેપારીઓની અનાજ સંગ્રહખોરી અટકાવવા અને સરકારનો ઉત્પાદનમાં રહેલો હિસ્સો અમદાવાદ મોકલી આપવા હુકમ મોકલાવ્યા હતા. એ અનાજ ત્યા રાજ્યના અંકુશ નીચે વાજબી ભાવે વેચવાનુ હતુ. ઔરંગઝેબના સમયમા ગુજરાતમા છેલ્લો દુકાળ ૧૬૯૬-૯૭ માં પડયો હતો.

ઔરંગઝેબે શાસનના ૩૮ મા વર્ષે એટલે કે ૧૬૯૪ માં સૂબા શુજાતખાનને વડનગરનુ હિંદુ મંદિર, જે ઘણુ કરીને હાટકેશ્વર મહાદેવનું હતુ, તેનો નાશ કરવા હુકમ કર્યો, જેનો અમલ કરવા ફોજદાર મુહમ્મદ મુબારિઝ બાબીને મોકલવામાં આવ્યો.

શુજાતખાનનો લાંબો શાસન-સમય એકંદરે ઘણી શાંતિ અને સારા વહીવટનો રહ્યો, વહીવટમા જે ઊણપો હતી તે દૂર કરવામા આવી અને પ્રજાકલ્યાણ અને કાર્યક્ષમ વહીવટ પર ભાર અપાયો. આ સમયમા ઘણી ઇમારતો દુરસ્ત કરાવાઈ. ૧૬૯૦ મા વાત્રકકાંઠે આઝમાબાદનો ગઢ બંધાયો અને ૧૬૯૨ માં જૂનાગઢના ફોજદાર શેરઅફઘાનખાનની ભલામણ પરથી દ્વારકાના કિલ્લાની દીવાલનુ સમારકામ થયું. અમદાવાદ શહેરની દીવાલો અને કાંકરિયા તળાવના બગીચામા આવેલ મકાનોની

દુરસ્તી માટે ૪,૨૫૪ રૂપિયા વપરાયા પાટણમા બાબા અહમદે બધાવેલ જામી મસ્જિદનો પુનરુદ્ધાર કરવા ૧,૨૦૦ રૂપિયા મજૂર કરવામાં આવ્યા હતા દાહોદની મસ્જિદ, અમદાવાદમા મુઆઝમપુર પરાની મસ્જિદ અને અસાવલ ખાતેનો અબુતુરાબનો રોજો આ સમયે સમારકામ પામ્યા.

શુજાતખાનના સમયમા સરકારી કચેરીના ઘણા પટાવાળાઓને પગાર અપાતા નહિ હોવાથી તેઓ નાગરિકોને શેરીઓ અને ગલીઓમા રોકતા અને એમની પાસેથી પૈસા પડાવતા, આથી ૧૬૮૮ મા બાદશાહે અધિકારીઓને પગાર વગર પટાવાળાઓને નોકરીમા નહિ લેવા માટે અને જે પટાવાળાઓ નોકરીમાં હોય તેઓએ એવી રીતે નાણા નહિ લેવા માટેનો હુકમ કર્યો. મોરઠ સૂબામા અધિકારીઓ તરફથી અદાલતની સનદો રજૂ કરવા માટે લોકોને હેરાનગતિઓ કરવામા આવતી અને એમની જમીનો પણ જપ્ત થતી. દીવાનને પ્રસ્તુત બાબતમા યોગ્ય રીતે તપાસ કરવા અને જપ્ત કરાયેલી જમીનો પુન. સોપવા હુકમ અપાયો શરાફો જે ઓછા વજનવાળા સિક્કા ચલણમા હતા તે લેતી વખતે ભારે વટાવ લેતા હતા એ પ્રથા બધ કરાવવામા આવી. સિનોર પરગણા(વડોદરા જિલ્લો)મા ફોજદાર અને બીજા અમલદારો બ્રાહ્મણોને ટપાલીનું કામ કરવાની ફરજ પાડતા હતા એવી બાતમી મળતા શુજાતખાને અધિકારીઓને તેમ ન કરવા હુકમ મોકલાવ્યો (૧૬૯૬–૯૭).

શુજાતખાનના સમયમાં કેટલાક અગત્યના બાવકામ થયા. એમા ખભાતમાં ૧૬૯૫માં બધાયેલો લાલબાગ, અમદાવાદમા ૧૬૯૭ મા બાદશાહના વડા કાઝી મુહમ્મદ અકરામે બધાવેલ મદરેસા ને મસ્જિદ અને પેટલાદમાં ૧૬૯૮–૯૯મા બધાયેલી વાવ નોધપાત્ર છે શુજાતખાને પોતે પણ અમદાવાદમા મદરેસા બધાવી શિક્ષણને ઉત્તેજન આપવા પ્રયાસ કર્યો હતો. શુજાતખાનનુ અવસાન થતા (૧૭૦૧) ઔરગઝેબે પોતાના ત્રીજા પુત્ર શાહજાદા આઝમશાહને ગુજરાત અને જોધપુરનો સૂબેદાર બનાવ્યો

**શાહજાદો આઝમશાહ (ઈ સ ૧૭૦૧–૧૭૦૫)**

શાહજાદા મુહમ્મદ આઝમશાહની સૂબેદારી દરમ્યાન કેટલાક નોધપાત્ર બનાવ બન્યા. અગાઉ કહ્યા મુજબ દુર્ગાદાસની આગેવાની નીચે બાદશાહ ઔરગઝેબે રાઠોડો સાથે સમાધાન સ્વીકાર્યું હતુ. પરતુ અજિતસિહને પોતાને મળેલી જાગીરોથી સતોષ ન હતો. એ મારવાડનું સમગ્ર રાજ્ય જીતી લેવા આતુર હતો શુજાતખાનના અવસાનથી (૧૭૦૧) એના પર રહેલો અકુશ જતો રહ્યો.

અજિતસિંહના એ વલણથી નાખુશ બનેલા બાદશાહ ઔરંગઝેબે શાહજાદા આઝમ-શાહને હુકમ કર્યો કે અજિતસિંહની સારી વર્તણૂક અને વફાદારી માટે ખાતરી આપનાર દુર્ગાદાસને મુઘલ દરબારમાં હાજર થવા કહેવું અને જો દુર્ગાદાસ એ હુકમનું પાલન ન કરે તો એને મારી નાખવો એ સમયે દુર્ગાદાસ પાટણના ફોજદાર તરીકે હતો શાહજાદા આઝમશાહે એને અમદાવાદમા હાજર થવાનુ ફરમાવતાં, એણે પોતાની લશ્કરી ટુકડી સાથે અમદાવાદ આવી પહોચી વાડજમાં મુકામ કર્યો.

પણ સૂબેદાર એની સાથે મેલી રમત રમવા માગે છે એવો વહેમ પડતા દુર્ગાદાસે પોતાના તંબુઓને આગ ચાંપી ઝડપથી પાટણ તરફ કૂચ કરી. સૂબેદાર આઝમશાહે એનો પીછો કરવા સફદરખાન બાબી સહિત કેટલાક અધિકારીઓને લશ્કર સાથે પાટણ તરફ મોકલ્યા. જ્યારે બાબીનુ લશ્કર ત્યા પહોચવા આવ્યુ ત્યારે દુર્ગાદાસનો વીર પૌત્ર એનો પ્રબળતાથી સામનો કરવા તત્પર બન્યો અને એણે ત્યારે પિતામહને ગુજરાત છોડી મારવાડ તરફ જવા અનુરોધ કર્યો ઘણી નારાજીથી દુર્ગાદાસે પાટણ છોડયું અને એ ઊંઝા આવ્યો. દરમ્યાનમાં એનો પૌત્ર મુઘલ સૈન્ય સાથે થયેલા મુકાબલામા મરાયો. દુર્ગાદાસે પોતાના કુટુંબને એકત્ર કરી, છેવટે થરાદની ઉત્તરે થઈ મારવાડ તરફ કૂચ કરી. થાકેલુ અને નિરાશ થયેલુ મુઘલ સૈન્ય પાટણ પાછુ ફર્યું અને ત્યાં નિમાયેલા દુર્ગાદાસના કોટવાળને મારી નાખી પાટણ પર કબજો મેળવ્યો અને અમદાવાદ ખાલી હાથે પાછુ ફર્યું. ત્યાર બાદ બીજા ચાર વર્ષ (૧૭૦૨–૧૭૦૫) સુધી અજિતસિંહ અને દુર્ગાદાસ મારવાડમા મુઘલોને પરેશાન કરતા રહ્યા, પણ છેવટે ઔરંગઝેબ સાથે દુર્ગાદાસે સમાધાન કર્યું અને એને ત્રણ હજારની મનસબ અને ગુજરાતમાંની એની જગ્યા પાછી આપવામા આવી.

શાહજાદા આઝમશાહને જોધપુરની પણ સૂબાગીરી આપવામા આવી હતી. ત્યાં એણે પોતાના નાયબ તરીકે જાફરકુલીને નીમ્યો હતો. આઝમશાહે અમદાવાદમાં આવ્યા બાદ જોયુ હતુ કે ભદ્રના શાહી નિવાસસ્થાન સલ્તનતના સમયથી બંધાયેલાં હતા. એ એને રુચિકર લાગ્યાં નહિ, તેથી રુસ્તમબાગ અને ગુલાબ-બાગ ખાતે નવાં શાહી રહેઠાણ બાંધવા હુકમ આપ્યો અને એ બંધાતા સુધી પોતે તંબુઓમા રહ્યો !

આઝમશાહના સમયમાં ઔરંગઝેબ જે એના ૮૪ મા વર્ષમા હતો, તેના તરફથી કેટલાક ફરમાન આવ્યાં, જે અગાઉની જેમ એની ધાર્મિક અસહિષ્ણુતાની નીતિ દર્શાવતા હતાં. ૧૭૦૨ માં જ્યોતિષીઓને પંચાંગ

બનાવવા પર પ્રતિબંધ ફરમાવ્યો. એ જ વર્ષમાં આવેલા બીજા એક ફરમાનમા સોમનાથ મંદિરમા જો હિંદુઓએ પૂજાપાઠ કરવાનું ચાલુ રાખ્યું હોય તો એ મંદિરનો સંપૂર્ણ નાશ કરવાનું ફરમાવવામાં આવ્યું.[૩૨] ઔરંગઝેબની સુન્ની–પરસ્ત નીતિનો શિયાપંથી વહોરા પણ ભોગ બન્યા. ૧૭૦૩ મા ઈસા અને તાજ નામના બે વહોરાઓને પોતાના પંથનો પ્રચાર કરવા સબબ બંનેને કેદ પકડીને મુઘલ દરબારમાં મોકલવામાં આવ્યા. એમને છોડાવવા માટે વહોરાઓના વડા મુલ્લા ખાનજીએ પ્રયત્ન કર્યા અને એ માટે અમદાવાદમા ૧,૧૪,૦૦૦ જેટલા રૂપિયા એકત્ર કર્યા, જેની માહિતી ઔરંગઝેબને મળતાં એણે પ્રાંતના દીવાન પર હુકમ મોકલાવ્યો. એમા મુલ્લાંને અને એમના સાથીઓને કેદ કરી એકત્ર કરેલ ભંડોળ અને એમના ધર્મપ્રચાર માટેના તમામ પુસ્તકો સાથે મોકલી આપવા હુકમ કર્યો. વધુમા એ પણ કહ્યુ કે અમદાવાદ અને પરગણાના વહોરા લોકોનાં સંતાનોને અને એમની જાતિના પુખ્તવયના લોકોને સુન્ની પંથનાં ધર્મવચનોનું શિક્ષણ આપવા પ્રબંધ કરવો અને એ માટેનો ખર્ચ એમની પાસેથી વસૂલ લેવો.

અમદાવાદમા શાહી કારખાનામાં જે સુંદર કલામય કામગીરીવાળાં રેશમ-ભરતવાળાં પોશાક કાપડ વગેરે તૈયાર થતા હતાં તેને ગુજરાતની ભવ્ય કલા-સિદ્ધિ ગણાવી એને જાળવવા માટે ઔરંગઝેબે ૧૭૦૨–૧૭૦૩ મા શાહજાદા આઝમશાહ પર આદેશ મોકલાવ્યો હતો. ઔરંગઝેબે પોતાના ૮૬ મા વર્ષે પોતાની જન્મભૂમિ દાહોદને યાદ કરી એના રહેવાસીઓનુ કલ્યાણ કરવા અને ત્યાના જૂના ફોજદારને ચાલુ રાખવા આઝમશાહ પર એક ફરમાન મોકલાવ્યુ હતું. દાહોદમા બાદશાહના જન્મવાળા સ્થળે એક મસ્જિદ પણ બાંધવામા આવી હતી.

૧૭૦૩ મા મરાઠાઓનો ભય સુરત પર પાછો ઊભો થયો હતો.

શાહજાદા આઝમશાહને અમદાવાદની આબોહવા માફક આવતી ન હતી તેથી એની વિનંતીથી એને ઔરંગઝેબે પાછો બોલાવી લીધો (૧૭૦૫) અને એની જગ્યાએ કાશ્મીરના સૂબા ઇબ્રાહીમખાન આવે ત્યાસુધી યોગ્ય અધિકારીને હવાલો સોંપવાનું કહેવામાં આવેલું એટલે શાહજાદાએ દીવાન અબ્દુલ હમીદને હવાલો સોંપ્યો અને એ પોતાની લશ્કરી ટુકડીઓ સાથે બુરહાનપુર જવા વિદાય થયો. એની વિદાય બાદ ત્રણેક મહિનામા ધનાજી જાદવની આગેવાની નીચે પંદર હજારનુ બળવાન મરાઠા લશ્કર દક્ષિણ ગુજરાત પર ચડી આવ્યુ. દીવાન અબ્દુલ હમીદખાનમાં મરાઠાઓને પહોચી વળવાની લશ્કરી કુનેહ ન હતી. સુરતથી મરાઠાઓના આગમનના સમાચાર મળતા એણે નજરઅલીખાન અને સફદરખાન

બાબીને મરાઠાઓને હાંકી કાઢવા સૂચના આપી અને વડોદરા તેમજ બીજા સ્થળોના ફોજદારોને સાથે જોડાઈને સુરત જવા કહેવામાં આવ્યું. એકત્રિત થયેલ એ મુઘલ લશ્કરે ભરૂચની પૂર્વે નર્મદા કાંઠે આવેલ રતનપુર પાસે પડાવ નાખ્યો હતો ત્યાં મરાઠાઓએ એકાએક આવીને એના પર હલ્લો કર્યો. એ વખત થયેલા મુકાબલામાં મુઘલ લશ્કરનો કરુણ રકાસ થયો સફદરખાન બાબી ઘવાયો અને એને કેદી બનાવાયો નજરઅલીખાનને પોતાના રક્ષણ માટે નાસવું પડ્યુ મરાઠા રતનપુરની લડાઈ ( માર્ચ ૪, ૧૭૦૬ )થી ઉત્સાહિત બની આગળ વધ્યા અને એમણે નર્મદા નદી ઓળગી. આ વખતે નજરઅલીખાનને મદદ કરવા માટે મોટી સેના લઈને આવેલા દીવાન અબ્દુલ હમીદખાન સાથે એમને મુકાબલો થયો, જેમાં મરાઠાઓને જ્વલંત વિજય મળ્યો. અબ્દુલ હમીદખાનના લશ્કરે નાસભાગ કરી મૂકી એ પોતે તથા નજરઅલીખાન મરાઠાઓના કેદી બન્યા મરાઠાઓએ મુઘલોનો શસ્ત્રસરંજામ અને અન્ય માલસામાન કબજે કર્યા અને આજુબાજુનાં નગરોમાંથી અને ગામોમાંથી ખંડણી વસૂલ લીધી.

એ મુઘલ લશ્કરોના પરાજયના સમાચારથી અમદાવાદમાં ભારે ગભરાટ ફેલાયો. સોરઠના ફોજદાર મુહમ્મદ બેગખાને અમદાવાદ આવી નવી રક્ષણ-વ્યવસ્થા ઊભી કરી અને મહી નદીનાં કોતરો સુધી રક્ષણ-હરોળ સ્થાપી મરાઠાઓએ જે મુઘલ ઉમરાવોને કેદ પકડેલા તેમનાં પ્રતિષ્ઠા અને સ્થાન જાણી લીધાં હતા તેથી એમના છુટકારા માટેની રકમ લઈને એમને જવા દેવાની નીતિ અપનાવી. અબ્દુલ હમીદખાન, સફદરખાન બાબી અને નજરઅલીખાને નિયત મોટી રકમ ભરીને પોતાનો છુટકારો મેળવ્યો.

ઔરંગઝેબને ગુજરાતમાં ગંભીર પરિસ્થિતિ જણાતાં શાહજાદા મુહમ્મદ આઝમનો મોટો પુત્ર શાહજાદો બીદર બખ્ત, જે એ સમયે બુરહાનપુરનો સૂબેદાર હતો, તેને સત્વર ગુજરાત પહોંચી જવા અને નિયુક્ત થયેલા સૂબેદાર ઇબ્રાહીમખાનના આવતા સુધી પ્રાંતની સલામતી જાળવવા હુકમ આપ્યો. જે ફોજદાર માર્યા ગયા અથવા કેદ પકડાયા હોય તેમને સ્થાને નવા ફોજદારોને નીમવાની સત્તા એને અપાઈ હતી. શાહજાદા બીદર બખ્તની નિમણૂક થયાના સમાચાર જાણી મરાઠા ગુજરાતમાંથી ઘણા ગામડા તથા સુરતની આસપાસના પ્રદેશોમા લૂંટફાટ કરી તારાજી વેરતા રવાના થયા.

**શાહજાદો મુહમ્મદ બીદર બખ્ત (ઈ સ ૧૭૦૬–૦૭)**

શાહજાદા મુહમ્મદ બીદર બખ્તે અમદાવાદ આવી (જુલાઈ ૧, ૧૭૦૬) શાહીબાગમાં મુકામ કર્યો અને વહીવટ ચલાવવાનુ શરૂ કર્યું. એવામાં જ સમાચાર

આવ્યા કે દ્વારકાના મુઘલ થાણા પર હલ્લો થયો છે અને એનો થાણેદાર માર્યો ગયો છે. ઔરંગઝેબને એ સમાચાર મળતા દ્વારકાના સુવિખ્યાત મંદિરને તોડી પાડવાનો હુકમ કર્યો, પરંતુ એના હુકમનું પાલન થયુ હતુ કે કેમ એ જાણી શકાતુ નથી. મરાઠાઓના સંભવિત હુમલાઓનો પ્રતીકાર કરવા ગાઝીઉદ્દીનખાન ફીરોઝજંગ જેવા બાહોશ સેનાપતિને મોકલવા અને વધારે લશ્કરી કુમક મોકલવા શાહજાદાએ ઔરંગઝેબને મોકલાવેલા સંદેશાના જવાબમાં ગુજરાત સૈનિકોની ખાણ હોવાથી ત્યાથી નવી ભરતી કરી પાંચ હજારનુ અશ્વદળ રાખવા બાદશાહે ફરમાન કર્યું.

સાત મહિનાના વહીવટ બાદ શાહજાદા મુહમ્મદ બીદર બખ્તે, નિયુક્ત થયેલો સૂબેદાર ઇબ્રાહીમખાન કાશ્મીરથી અમદાવાદ આવતાં (ફેબ્રુઆરી ૮, ૧૭૦૭) વહીવટનો હવાલો એને સોંપી દીધો.

**ઇબ્રાહીમખાન (૧૭૦૭)**

ઇબ્રાહીમખાને વહીવટ સંભાળ્યા બાદ થોડા દિવસમા બાદશાહ ઔરંગઝેબનુ અવસાન (માર્ચ ૩, ૧૭૦૭) થયાના સમાચાર આવ્યા.

## પાદટીપ

૧ *Supplement to the Mirat-i-Ahmadi* (Eng Trans by Nawab Ali and C N Seddon), p 162

અબુલ્ ફઝલ શાહી સૂબાઓ (પ્રાંતો)મા તળ ગુજરાતમા પાટણ, અમદાવાદ (ઝાલાવાડ સહિતનુ), વડોદરા, ગોધરા, ચાંપાનેર, નાદોદ, ભરૂચ અને સુરતનો તથા સોરઠ (સૌરાષ્ટ્ર)નો સમાવેશ કરે છે, જ્યારે બાકીના પ્રદેશ હિંદુ રાજાઓ અથવા તાબેદાર કે ખંડિયા રાજાઓના હતા

૨ Elliot and Dowson, *History of India*, Vol V, p 384

૩ *Akbarnama*, Vol III pp 277–79

૪ James Bird, *History of Gujarat*, p 354

૫ 'મિરાતે અહમદી' (ગુજરાતી ભા), વૉ. ૧, ખંડ ૧ પૃ ૧૫૬–૧૫૭

૬ *Akbarnama*, Vol III, pp 948–49

૭ 'મિરાતે સિકંદરી' (ગુજરાતી ભા), પૃ. ૪૭૪

૮ *Mirat-i-Ahmadi*, Vol. III, pp 182–83

૯. *Akbarnama*, Vol. III, p 410

૧૦. M. S Commissariat, '*History of Gujarat*' Vol. II, p. 38

૧૧ *Mirat-i-Ahmadi*, Vol. 1, p. 188

૧૨ મુર્તઝાખાને કડીમા તથા ભરૂચમાં કરાવેલાં બાંધકામોનો સમય એના શિલાલેખોમાં હિ.સ. ૧૦૧૮ (ઈ સ ૧૬૦૯–૧૦) આપ્યો હોઈ ઈ.સ.૧૬૦૮ની આ તારીખ બાદશાહે પોતાના પાયતખ્તમા લીધેલા નિર્ણયની સમજવી ઘટે અને મુર્તઝાખાનની કામગીરીનો હવાલો જહાગીર કુલીખાને ઈ.સ. ૧૬૦૯મા સંભાળ્યો હોવાનું ગણવુ જોઈએ.—સં.

૧૩. *Bombay Gazetteer*, Vol 1, Part 1, p 273

૧૩–અ. 'મિરાતે અહમદી', (ગુજરાતી ભા ) વો ૧, ખંડ ૧, પૃ ૧૯૪

૧૪. W. Foster (Ed ), *The Embassy of Sir Thomas Roe to India*, Vol. I, pp. 170–73

૧૫. W. Foster, *Early Travels in India*, pp. 178, 206

૧૬. ર. ભી જોટ, 'ગુજરાતનું પાટનગર : અમદાવાદ', પૃ. ૬૬૮–૬૭૦

૧૭. *Tuzuk-i-Jahangiri*, Vol. I, p. 401

૧૮. W. Foster (ed ), *The Embassy of Sir Thomas Roe to India*, Vol II, p 424

૧૯ W. Foster, (ed ), *English Factories in India 1622–25*, p. 87

૨૦. ગાહીબાગની મુલાકાત જર્મન પ્રવાસી મેન્ડેલસ્લોએ ૧૬૩૮મા અને ફ્રેન્ચ પ્રવાસી થિવેનોએ ૧૬૬૬મા લઈ એનાં વખાણ કર્યા છે ૧૮ મી સદીની મધ્યમાં લખાયેલ 'મિરાતે અહમદી'મા શાહીબાગની બિસ્માર હાલતનું વર્ણન આપવામા આવ્યુ છે ડભોઈના કલેક્ટર જેમ્સ ફૉર્બ્સે પણ ૧૭૮૧મા એની મુલાકાત લઈ વિસ્તૃત હેવાલ લખ્યો છે.

૨૧. Edward Grey (trans ), *The Travels of Pietro Della Valle*, Vol. I, p. 102

૨૧–અ *Mirat-i-Ahmadi*, Vol I, pp 210–11

૨૨ *Ibid.*, p. 213

૨૩. ગુજરાતના સુલતાન મુઝફ્ફર ૩ જાએ નવાનગરના રાજાઓને મહમૂદી સિક્કા પાડવાનો અધિકાર આપ્યો હતો. મહમૂદી સિક્કા નવાનગર રાજ્યમા 'કોરી' નામે ઓળખાતા. જામે સિક્કા પાડવાનુ બંધ કરવા સ્વીકાર્યું, પણ પછીના સમયમા એ ફરી શરૂ થયું. 'મિરાતે અહમદી' ગ્રંથ જ્યારે લખાયો ત્યારે નવાનગરની ટંકશાળમા પાડવામાં આવેલા સિક્કા ચલણમાં હતા

૨૪ M. S Commissariat, *History of Gujarat*, Vol. II, p 132

૨૫ M. S. Commissariat, 'Imperial Mughal Farmans in Gujarat' *Journal of the University of Bombay*, Vol IX, Part I, pp 39-41

૨૬. J. N. Sarkar, *History of Aurangzeb*, Vol. I, p. 322

૨૭ *Ibid*, Vol II, pp 164-65

૨૮. *Mirat-i-Ahmadi*, Vol. I, p. 247

૨૯. *Ibid*, Vol. I, p. 255

૩૦. J. N. Sarkar, *op. cit.*, Vol. II, p. 305

૩૧ *Corpus Inscriptionum Bhavnagari*, pp. 47-49

૩૨. *Mirat-i-Ahmadi*, Vol I, pp 352-53; J. N. Sarkar, *op cit*, Vol. III, p. 320

## પ્રકરણ ૪

# મુઘલ હકૂમતની પડતી અને એનો અંત

**ઇબ્રાહીમખાન (ઈ સ ૧૭૦૭-૧૭૦૮)**

ઔરંગઝેબના અવસાન પછી પાયતખ્ત માટે ઝઘડા થવા લાગ્યા એ અરસામાં ગુજરાતમા મરાઠાઓનાં આક્રમણ થયા.

મરાઠા રાજા છત્રપતિ શાહુના સેનાપતિ ધનાજી જાદવે ગુજરાત પર બીજી વાર આક્રમણ કરી ખાસ કરીને ઉત્તર ગુજરાતના કેટલાક જિલ્લાઓમાં વિનાશ સર્જ્યો થોડા વખત પછી સેનાપતિ બાલાજી વિશ્વનાથે માળવામાં થઈ પૂર્વ ગુજરાતમા વિશાળ લશ્કર સાથે પ્રવેશ કર્યો મરાઠા લૂટફાટ કરતા અને આગ લગાડતા, ગોધરા અને મહુધા થઈ મહેમદાવાદ સુધી, આવી પહોંચ્યા. સૂબેદાર ઇબ્રાહીમખાને આકસ્મિક આવી પડેલા ભયનો સામનો કરવા તાબડતોબ પગલાં લીધાં અને ત્રણ દિવસમા સાબરમતીની ઉત્તરે રહેતી મુસ્લિમ પ્રજામાંથી ૮,૦૦૦ નું અશ્વદળ અને ૩,૦૦૦નુ ભૂમિદળ તૈયાર કર્યું અને એમાં આજુબાજુના વિસ્તારોમાથી કોળીઓ અને રાજપૂતોએ બીજા ૪,૦૦૦ માણસ પૂરા પાડયા. ઇબ્રાહીમખાનની મદદમા અબ્દુલ હમીદખાન, મુહમ્મદ બેગખાન, નજરઅલીખાન, સફદરખાન બાબી અને બીજા મનસબદારો અને ફોજદારો પોતપોતાના રસાલા તેમ તોપખાનાં સાથે સામેલ થયા. અમદાવાદ શહેર બહાર કાકરિયા તળાવ પર એ બધાએ પડાવ નાખી મરાઠાઓની રાહ જોવા માંડી

આટલી બધી મોટી સંખ્યામા મુઘલ સેના તૈયાર હતી છતાં અમદાવાદની પરાં-વિસ્તારની અને નજીક આવેલા ગામડાઓની પ્રજાને પોતાની સલામતી માટે વિશ્વાસ બેસતો ન હતો તેથી ભયગ્રસ્ત બનેલા સ્ત્રી-પુરુષોએ પોતાનાથી લેવાય તેટલુ ગચરચીલુ લઈને અમદાવાદ શહેરની મજબૂત રક્ષણ-વ્યવસ્થા તળે જવા ધસારો કર્યો.

દરમ્યાનમા કૂચ કરીને મહેમદાવાદ સુધી આવી પહોચેલા મરાઠા સેનાના કેટલાક સાહસિકોએ તો વટવા ગામ સુધી આવી પહોચી લૂટ ચલાવી. બીજી બાજુએ મુઘલ સેનાના નિરીક્ષણ માટે નીકળેલા સૂબેદાર ઇબ્રાહીમખાને સૈનિકોમાં

વ્યાપેલી હતાશા જોઈ અને આગેકૂચ કરતા મરાઠાઓ સામે સફળતા નહિ મળે એની એને ખાતરી થઈ તેથી એણે મરાઠાઓ સાથે સુલેહ કરવા વાટાઘાટો ચલાવી. ગુજરાતમાં મુઘલ શાસન માટે એ દિવસ સૌથી વધુ કમનસીબ અને માનભંગ કરનાર પુરવાર થયો ! સાધનસંપત્તિ હોવા છતાં ભારે રકમ આપી શત્રુને વિદાય કરવાનો સમય આવે એ પણ વિચિત્રતા હતી. મરાઠા સરદાર બાલાજી વિશ્વનાથ, જે ટૂંક સમયમાં પેશવા બનવાનો હતો તેણે મરાઠાઓની વિદાય માટે બે લાખ અને દશ હજાર રૂપિયાની માગણી મૂકતાં, એ રકમ શાહી તિજોરીમાંથી ચૂકવવામાં આવી. મરાઠાઓની વિદાય પછી મુઘલ સેના અને અધિકારીઓ અમદાવાદ પાછા આવતાં (મે ૮, ૧૭૦૭) રાજધાનીની અને પરાવિસ્તારની પ્રજાએ રાહત અનુભવી

## શાહઆલમ (૧ લો) બહાદુરશાહનો રાજ્ય અમલ (૧૭૦૭–૧૭૧૨)

ઔરંગઝેબના અવસાન પછી મુઘલ બાદશાહ-પદ માટે જામેલા સંઘર્ષમાં ઔરંગઝેબનો બીજો શાહજાદો મુહમ્મદ મુઆઝમ વિજયી બનતાં (જૂન ૧૭૦૭) એ 'શાહઆલમ બહાદુરશાહ' ખિતાબ ધારણ કરી તખ્ત પર બેઠો. બાદશાહ બન્યા પછી એનુ પ્રથમ ફરમાન જે મોકલાયુ તેમાં ઇબ્રાહીમખાનને ગુજરાતના સૂબેદાર તરીકે ચાલુ રાખવાની મંજૂરી આપવામાં આવી. નવો બાદશાહ ગાદીએ બેઠા પછી પોતાના સૂબેદારને પ્રજાની સ્થિતિ સુધારવા, રાજ્યનું મહેસૂલ લેવા અને ચોર તથા લૂંટારાઓના ઉપદ્રવને ડામી દેવા કેવા સૂચન આપતો એ આ ફરમાનમાંથી જોવા મળે છે. એ ફરમાન 'મિરાતે અહમદી'માં છાપવામાં આવ્યુ છે. પરંતુ ઇબ્રાહીમખાનને હવે સૂબેદારપદ માટે ઇચ્છા રહી ન હોવાથી માત્ર સાત જ મહિનાની કામગીરી કર્યા બાદ પોતાની જગ્યાનું રાજીનામુ આપી, પ્રાંતનો હવાલો પોતાના નાયબ તરીકે મુહમ્મદ બેગખાનને આપી એ દિલ્હી જવા વિદાય થયો (સપ્ટેમ્બર, ૨૫, ૧૭૦૮)

### ગાઝીઉદ્દીનખાન બહાદુર ફીરોઝજંગ (ઈ સ ૧૭૦૮-૧૦)

બાદશાહ શાહઆલમે ગુજરાતના સૂબેદાર તરીકે ગાઝીઉદ્દીન ખાન બહાદુર ફીરોઝજંગને મોકલ્યો. ગાઝીઉદ્દીનખાને વહીવટને વ્યવસ્થિત કરવા ફોજદારો અને થાણેદારોની નવી નિમણૂક કરી, ખંડણીની વસૂલાત કડકાઈથી કરી, એકત્ર કરેલી રકમ બાદશાહને નજરાણા તરીકે અર્પણ કરી એની મહેરબાની મેળવી ખંભાત બંદરની આવકમાં પણ સુધારો કર્યો વિશ્વાસુ સરદારોને મહત્ત્વની જગ્યાઓ આપી, જેમાં મીર અબુલ કાસિમ, મુહમ્મદ કાસિમ વગેરેનો

સમાવેશ થતો હતો. જાસૂસી ખાતાને પણ એણે વ્યવસ્થિત કર્યું, કારણ કે મરાઠાઓની પ્રવૃત્તિઓની દિલ્હી દરબાર સુધી ખબર મળતી રહે એ જરૂરી હતું. ગાઝીઉદ્દીનખાને ભદ્રના કિલ્લા નજીક મુસાફરખાનુ મસ્જિદ મદરેસા વગેરે બંધાવ્યા. અમદાવાદમા આવેલ શાહીબાગ, કાંકરિયાનો બાગ, રુસ્તમ બાગ વગેરે બાગોનું સમારકામ કરાવ્યું. એના સમયમાં જામી મસ્જિદમાં શિયાપથી ધર્મવચનો વાંચવા સંબધી ભારે વિરોધ થયો. નવો બાદશાહ શાહઆલમ ૧ લો શિયાપથી હતો તેથી એણે શુક્રવારની નમાજમાં શિયાપથી ધર્મ-વચનો વાચવા ફરમાન કરેલું હતુ. અમદાવાદમા જામી મસ્જિદમા એનો અમલ કરવા જતાં ત્યાના ખતીબની હત્યા કરવામાં આવી બનાસકાંઠા જિલ્લામાં દાંતાના રાજા પાસેથી ખંડણી ઉઘરાવીને અમદાવાદ આવતાં ગાઝીઉદ્દીનખાનનુ અવસાન થયુ (નવેમ્બર ૨૮, ૧૭૧૦). એણે બરાબર રીતે હિસાબ રજૂ કરેલો ન હોવાથી બાદશાહના હુકમથી એની સમગ્ર મિલકત જપ્ત કરવામા આવી. સુરતના ફોજદાર અમાનતખાનને 'શાહમતખાન'નો ખિતાબ આપી ગુજરાતની સૂબેદારી સંભાળવાનુ ફરમાવવામા આવ્યું.

**શાહમતખાન** (ઈ સ ૧૭૧૦-૧૨)

શાહમતખાને અમદાવાદ પહોંચી હુકમ પ્રમાણે અગાઉના સૂબેદાર ગાઝીઉદ્દીનખાનની મિલકત જપ્ત કરી. ગુજરાતમા મરાઠાઓનો નવો ભય પ્રસર્યો રહ્યો હોવાથી એનો પ્રતીકાર કરવા ભૂમિદળની અને તોપખાનાની રચના કરવા દર મહિને સરકારી તિજોરીમાથી એક લાખ રૂપિયાનો ખર્ચ કરવા દેવાની વિનતી કરતાં બાદશાહે એ મજૂર રાખી. ૧૭૧૧ મા ખંડેરાવ દાભાડેની આગેવાની નીચે મરાઠા છેક ભરૂચ સુધી ધસી આવ્યા, પરંતુ શાહમતખાને એમને અંકલેશ્વર પાસે સજ્જડ હાર ખવડાવી

બાદશાહ શાહઆલમ ૧ લાના સમયમાં સામ્રાજ્યના વઝીર અસફ-ઉદ્-દૌલા આસફખાનની મુદ્રાવાળા પાચ ફરમાન બાદશાહના નામે બહાર પડ્યાં હતાં. આ ફરમાન મારવાડના મહારાજા અજિતસિંહની તરફેણમા હતા. છેલ્લા ફરમાન (નવેમ્બર ૧૨, ૧૭૧૧) મુજબ સોરઠની ફોજદારી મહારાજા અજિત સિંહને બક્ષવામાં આવી હતી ઈ સ ૧૭૧૨ મા બાદશાહ શાહઆલમ ૧ લાનુ અવસાન થતાં એનો શાહજાદો જહાંદરશાહ ગાદીએ આવ્યો.

## બાદશાહ જહાંદરશાહનો રાજ્ય-અમલ (૧૭૧૨-૧૩)

જહાંદરશાહે પોતાના માનીતા સરદાર અસફઉદ્દૌલાને ગુજરાતની સૂબેદારી આપી અને મુહમ્મદ બેગખાનને નાયબ સૂબેદાર બનાવ્યો.

**અસફઉદ્દૌલા (ઈ.સ ૧૭૧૨-૧૩)**

અસફઉદ્દૌલાના સમયમાં યોગ્ય ફોજદારો તથા થાણદારોની પસંદગી કરવામાં આવી. મુહમ્મદ બેગખાનને સુરત બંદરનો વહીવટ આપવામા આવ્યો. નાયબ સૂબેદાર તરીકે સર બુલંદખાનને દિલ્હીથી મૂકવામા આવ્યો. સર બુલંદખાને વહીવટમા સ્થિરતા લાવવા પ્રયાસ કર્યા. ચુવાળના કોળીઓએ ફરી ત્રાસ ફેલાવવાનુ શરૂ કરતાં એમની સામે અબ્દુર્રરહેમાન અને અબ્દુર્રરહીમને મોકલવામા આવ્યા. એ સરદારોએ કોળીઓના કેટલાક ગામ બાળ્યા અને લૂટયા અંતે કોળીઓને હરાવી તેઓ ફરીથી મુઘલ સત્તા સામે માથું નહિ ઊંચકે એવું કરારનામું કરાવી દીધુ આ સમયમા સરદાર મહેરઅલીખાને પ્રજા પર ત્રાસ ગુજારી બળજબરીથી જજિયાવેરો વસૂલ કરવાનુ શરૂ કર્યું. સુરતમાં મુહમ્મદખાનનું મૃત્યુ થતા, એની જગ્યાએ સરબુલંદખાને પોતાના સાળાના દીકરાને નીમ્યો.

બાદશાહ બન્યા બાદ દસ મહિના પછી જહાંદરશાહને પદભ્રષ્ટ કરી એનો ભત્રીજો ફર્રુખસિયર ગાદીએ આવ્યો (ડિસેમ્બર ૩૧, ૧૭૧૨).

## બાદશાહ ફર્રુખસિયરનો રાજ્ય-અમલ (૧૭૧૩-૧૭૧૯)

ફર્રુખસિયરે માળવાના સૂબેદાર શાહમતખાનને ગુજરાતનો સૂબેદાર નીમતા, શાહમતખાન અમદાવાદ આવ્યો (જૂન ૩, ૧૭૧૩).

**શાહમતખાન (ફરી વાર) (ઈ સ. ૧૭૧૩)**

દરેક સૂબેદારને ઇસ્લામી કાનૂન પ્રમાણે પ્રજાનુ રક્ષણ કરવા અને સ્વચ્છ તથા ન્યાયી વહીવટ કરવા રાબેતા મુજબ જે ફરમાન મોકલાતા તેવુ ફરમાન શાહમતખાનને પણ મોકલાયું. દિલ્હીની સલાહ મુજબ શાહમતખાને વહીવટ ચલાવ્યો, પરંતુ એને થોડા સમયમા સૂબેદારપદેથી દૂર કરવામા આવ્યો અને એની જગ્યાએ ઔરંગઝેબના સમયમાં બહાદુર સેનાપતિ તરીકે નામના મેળવેલ દાઊદખાન પન્ની નામના અધિકારીને મૂકવામા આવ્યો.

**દાઊદખાન (ઈ.સ ૧૭૧૩-૧૫)**

દાઊદખાને અમદાવાદ આવી (ઑક્ટોબર, ૧૭૧૩) વહીવટ સંભાળ્યો. એ પોતે કડક શિસ્ત પળાવવાનો આગ્રહી હતો અને એ માટે જાણીતો પણ હતો એણે અમદાવાદમાં આવી ભદ્રના શાહી મહેલમા રહેવા કરતા શહેર બહાર

સાબરમતી નદીના કાંઠે તંબુમાં રહી સૈનિક જીવન ગાળવાનું પસંદ કર્યું. એણે વહીવટની તમામ દીવાની બાબતો દક્ષ્ખણી બ્રાહ્મણોને સોંપી દીધી અને પોતે જાનવરોની સાઠમારી અને શિકારમાં સમય વિતાવવા લાગ્યો. એના સમયમાં અમદાવાદમાં હિંદુ–મુસલમાનો વચ્ચે કોમી હુલ્લડ થયેલું (ઈ.સ. ૧૪૧૩), જે અંગે 'મિરાતે અહમદી' અને 'સિયર-ઉલ્-મુતખેરિન'માં[1] ભિન્ન ભિન્ન હેવાલ આપવામાં આવ્યા છે.

એ હુલ્લડનું કેંદ્ર ઝવેરીવાડ જ્યાં મદનગોપાળ અને કપૂરચંદ ભણસાળી જેવા ધનાઢ્ય શરાફો અને ઝવેરીઓની હવેલીઓ આવી હતી ત્યાં હતું. મદનગોપાળના ગુમાસ્તા હરિરામે હોળીના દિવસે પોતાના મોટા મિત્રવર્તુળને પોતાને ત્યાં હોળી ખેલવા બોલાવ્યું હતું. હોળી ખેલતી વખતે ત્યાંથી પસાર થતા એક મુસ્લિમ પર ગુલાલ નાખી રંગ છાંટવામાં આવ્યો. એ મુસ્લિમે અને એના મિત્રોએ, શહેરના જોરદાર વક્તા તરીકે નામના મેળવેલા, મુહમ્મદઅલી નામના સંતને વાત કરી અને એ પછી મોટું ખુમરાણ મચી રહેતાં ઉશ્કેરાટનું વાતાવરણ ફેલાયું. જામી મસ્જિદ ખાતે જે ટોળું એકત્ર થયું તેમાં સુન્ની વહોરાના વડા મુલ્લા અબ્દુલ અઝીઝ પોતાની કોમના લોકો અને દાઊદખાન પન્નીના અફઘાન સૈનિકો આવી જોડાતાં બધા લોકો શહેરના કાઝી ખેરુલ્લાહખાનના મકાન તરફ ગયા, પણ કાઝી દાઊદખાન પન્નીનું વલણ હિંદુઓ તરફી હોવાનું જાણતા હોવાથી દરમ્યાનગીરી કરવા ડરતા પોતે મકાનમાં છુપાઈ ગયા, પરંતુ ગુસ્સે ભરાયેલા ટોળાએ એમના મકાનને ભારે નુકસાન કરી, કાઝીને સાથે લઈને હિંદુઓની દુકાનો લૂંટવા અને એમના મકાન બાળી નાખવાનું શરૂ કર્યું. છેવટે એમને નગરશેઠ કપૂરચંદ ભણસાળીના શસ્ત્રધારીઓએ અટકાવ્યા. અંતે હુલ્લડ શાંત પડી જતાં દુભાયેલા અને ઉગ્ર બનેલા મુસ્લિમોએ મુહમ્મદઅલી અને મુલ્લા અબ્દુલ અઝીઝને બાદશાહ પાસે ફરિયાદ કરવા મોકલ્યા. બીજી બાજુએ સૂબેદાર દાઊદખાને હુલ્લડના આખા બનાવનો વૃત્તાંત પોતાના હાથે લખીને શેઠ કપૂરચંદને બાદશાહ પાસે મોકલ્યા. એ વૃત્તાંત પર સૂબેદારની પોતાની, કાઝીની, શાહી અધિકારીઓની અને લશ્કરી દળોના સેનાપતિની સહીઓ હતી. એમાં એવું પ્રમાણિત કરવામાં આવ્યું હતું કે એ બનાવમાં હિંદુ દોષિત નહોતા.

આ સમયમાં મોમીનખાન નામના એક ઈરાનીને સુરત વડોદરા પેટલાદ નડિયાદ અને ધોળકાની ફોજદારી આપવામાં આવી હતી. મોમીનખાને ચારેય સ્થળે પોતાના નાયબ નીમ્યા અને પોતે સુરત ગયો. સુરતમાં ફોજદાર મોમીનખાન અને કિલ્લેદાર ઝિયાખાન વચ્ચે મનભેદ થતાં ઝઘડો એટલો ઉગ્ર બન્યો કે

બને પક્ષોએ પોતપોતાના મિત્રોને લશ્કરો સહિત બોલાવ્યા અને વચ્ચે ભરૂચ નજીક સશસ્ત્ર ઘર્ષણ થયું અને કિલ્લેદાર ઝિયાખાનને નમતું જોખવું પડયું.

ભૂતપૂર્વ સૂબેદાર શાહમતખાને એના અમલ દરમ્યાન વસૂલ લીધેલી કેટલીક મહેસૂલી રકમ શાહી તિજોરીમાં જમા કરાવી ન હતી તેથી દાઊદખાનના સમયમા રાજ્યના હુકમ પ્રમાણે એની મિલકત જપ્ત કરવામા આવી. પ્રાંતમા કરવેરાની વસૂલાતમા બાદશાહે કેટલાક સુધારા કર્યા ભારે વરસાદ પડતાં સાબરમતી નદીમાં ભયંકર પૂર આવ્યાં ને તેથી ઘણી ઇમારત નાશ પામી એ સંકટમા પ્રજાને રાહત આપવા બાદશાહની મંજૂરી મેળવીને ખર્ચ કરવામા આવ્યો. આ સમયમાં આટનો વેપાર વધી પડતા પ્રજાનો સામાન્ય નાણાવહેવાર બંધ પડી ગયો હતો તેથી કપૂરચંદ ભણસાળી વગેરે શરાફોને બોલાવી એ પ્રકારનો વેપાર ઓછો કરવા સૂચનાઓ આપવામા આવી. આટનો વહેવાર ઘટાડવાના પ્રશ્નને લઈને મદનગોપાળ અને કપૂરચંદના બે શરાફી જૂથ વચ્ચે ઝઘડો થયો આ મામલો બાદશાહ પાસે જતા કપૂરચંદ વગેરેને ગુનેગાર ગણી કેદ કરવામા આવ્યા અને એમની મિલકત જપ્ત કરવામાં આવી

દાઊદખાનના સમયમા ગુજરાતમા ઘણી અરાજકતા ફેલાઈ કોળીઓ અને લૂંટારાઓનો ત્રાસ ચાલુ જ હતો એ બધી માહિતી દિલ્હી મોકલાતા દાઊદખાનને દખ્ખણમા મોકલવામાં આવ્યો (૧૭૧૫) અને એની જગ્યાએ મહારાજા અજિતસિંહને નીમવામા આવ્યા.

**મહારાજા અજિતસિંહ** (ઈ સ ૧૭૧૫–૧૭)

અજિતસિંહને ગુજરાતનો સૂબેદાર અને એના સૌથી મોટા પુત્ર અભયસિંહને સોરઠનો ફોજદાર નીમવામા આવ્યા, પરંતુ એ બંને પિતાપુત્રે રૂબરૂ ન આવતા પોતાના નાયબ તરીકે અનુક્રમે વિજયરાય ભંડારી અને ફતેસિંહ કાયસ્થને મોકલ્યા (જુલાઈ, ૧૭૧૫). ગુજરાતના દીવાન તરીકે હૈદર કુલીખાનને નીમવામાં આવ્યો હૈદર કુલીખાનનું નામ પછીના ઘણા વર્ષ સુધી ગુજરાતના રાજકીય ઇતિહાસ સાથે જોડાયેલું રહ્યું.

પોતાની નિમણૂક પછી થોડા મહિના બાદ અજિતસિંહે અમદાવાદ આવી (ફેબ્રુઆરી ૨૨, ૧૭૧૬) પહેલાં શાહીબાગમા અને પછીથી ભદ્રના કિલ્લામા નિવાસ કર્યો. એની સાથે નાહરખાન નામનો બાહોશ મુસ્લિમ સલાહકાર અને મંત્રી હતો. મારવાડથી આવેલા અમલદારો જુલમી હોવાથી અજિતસિંહનો વહીવટ અપ્રિય બન્યો હતો

અમદાવાદમાં બીજો એક કોમી ગંભીર બનાવ અજિતસિંહના સમયમાં બન્યો (૧૭૧૬) બકરી ઈદના દિવસે કાલુપુર વિસ્તારના સુન્ની વહોરાઓએ કુરબાની આપવા મોટી સંખ્યામાં ગાયો અને ભેંસો એકત્ર કરી હતી ફરજ પરના મુસ્લિમ હવાલદારે દયાથી પ્રેરાઈને કે હિંદુ સૂબેદાર અજિતસિંહની કૃપા મેળવવાના ઇરાદાથી બળ વાપરી કુરબાની માટેની એક ગાય છોડાવી તેથી વહોરાઓમાં ભારે ઉશ્કેરાટ વ્યાપ્યો અને તેઓ શહેરના કાઝી ખેરુલ્લાહખાન પાસે ફરિયાદ કરવા ગયા, પરંતુ સૂબેદારના અધિકારીઓએ કોઈ હુકમ ન કરતાં લૂંટ અને હુલ્લડની એંધાણીઓ વરતાવા લાગી. બગડેલું વાતાવરણ અટકાવવા કેટલીક શાંતિચાહક વ્યક્તિઓએ સૂબેદારને સમજાવ્યો તેથી એમના તરફથી કાઝીને ખાતરી આપતો સંદેશો મોકલાવ્યો, જેમાં મુસ્લિમોને એમના ધર્મ પ્રમાણે ઉત્સવો ઊજવવાની છૂટ આપવાનું જાહેર કરવામાં આવ્યું હતું.[૨]

આ સમયમાં લાહોરના સેનાપતિ તરીકે પંકાયેલો હૈદર કુલીખાન, જેને પ્રાંતનો દીવાન બનાવવામાં આવ્યો હતો, તેને ખંભાત અને સુરતના મુત્સદ્દી તરીકે નીમવામાં આવ્યો વળી એને વડોદરા ભરૂચ નાંદોદ અને અરહર–માતરનો ફોજદાર પણ બનાવવામાં આવ્યો. એણે સુરત રહેવાનું પસંદ કર્યું અને બાકીની બધી જગ્યાઓ પર પોતાના નાયબોને નીમ્યા. મહારાજા અજિતસિંહના કુંવર અભયસિંહની બદલી કરાતાં ૧૭૧૬ માં સોરઠની ફોજદારી પણ હૈદર કુલીખાનને આપવામાં આવી.

બાદશાહ ફર્રુખસિયરનું શાસન સુરત ખાતેની ઈસ્ટ ઇન્ડિયા કંપનીની બાબતમાં નોંધપાત્ર છે. ૧૭૧૬ માં સુરતની કોઠીના અધ્યક્ષે એક શાહી ફરમાન મેળવ્યું, જેમાં સુરતના બંદરે આયાત થતા માલ પર અંગ્રેજોને જકાત કરમાંથી માફી આપવામાં આવી હતી અને એને બદલે બાદશાહને વાર્ષિક દસ હજાર રૂપિયાની પેશકશ આપવાનું ઠરાવવામાં આવ્યું હતું એ ફરમાનનું અંગ્રેજી ભાષાંતર સુરતની નોંધપોથીમાં સચવાયેલું છે[૩] એ ફરમાન અમદાવાદ સુરત અને ખંભાતના અધિકારીઓ તથા જાગીરદારો અને ફોજદારોને સંબોધીને લખાયેલું છે ને એમાં છેલ્લે કહેવામાં આવ્યું છે કે જો લૂંટારાઓ અંગ્રેજોનો માલ લૂંટી લે તો લૂંટારાઓને કેદ પકડી, માલ છોડાવી પરત કરવો અને જ્યાં જ્યાં અંગ્રેજોએ કોઠીઓ નાખી છે ત્યાં ત્યાં એમને સવલત આપવી અને માલના ખરીદ-વેચાણમાં એમને મદદ કરવી.

૧૭૧૭ માં મહારાજા અજિતસિંહ સૌરાષ્ટ્રમાં વ્યવસ્થા સ્થાપવા અને સરદારો તથા મુખીઓ પાસે રાબેતા મુજબની ખંડણી વસૂલ લેવા લશ્કર સાથે

નીકળ્યા એમની ખંડણીની માગણી વધુ પડતી હતી તેથી નવાનગર તરફથી સશસ્ત્ર સામનો થયો, પરંતુ અજિતસિંહે પોતાના હુકમનો કરાવી કડકાઈથી કરાવ્યો. એ પછી એ દ્વારકાની યાત્રાએ ગયા. દરમ્યાનમા બાદશાહ પાસે ગુજરાતમાના મારવાડી અધિકારીઓની જુલમી નીતિ વિશે ફરિયાદો થતા બાદશાહે અજિતસિંહની જગ્યાએ ખાન દૌરાન સમસુદ્દૌલાની ગુજરાતના સૂબેદાર તરીકે અને અબ્દુલ હમીદખાનની એના નાયબ તરીકે નિમણૂક કરી. અજિતસિંહને આ સમાચાર ખંડણી વસૂલ લઈ પાછા ફરતી વખતે સરખેજ પાસે મળ્યા. અજિતસિંહ આ ફેરફારનો મુકાબલો કરવા આવશે એમ માની અબ્દુલ હમીદખાને શહેરની રક્ષણ વ્યવસ્થા તૈયાર કરી લીધી. અજિતસિંહે સરખેજથી આગળ વધી શાહીબાગ ખાતે પડાવ નાખ્યો, પણ પોતાના વિશ્વાસુ સલાહકાર નહરખાનની સલાહ માની કોઈ પણ અથડામણ કે સંઘર્ષમા આવ્યા વગર એ જોધપુર જવા વિદાય થઈ ગયા (જૂન ૧૦, ૧૭૧૭).

**ખાન દૌરાન** (ઈ.સ ૧૭૧૭-૧૮)

નવો નિમાયેલો સૂબેદાર ખાન દૌરાન દિલ્હી દરબારમાં ભારે શક્તિશાળી અને નોંધપાત્ર ઉમરાવ હતો તેથી એ દિલ્હી છોડવા તૈયાર ન હતો. આથી એણે પોતાના નાયબ અધિકારીઓ નીચે વહીવટ ચલાવ્યો. ખાન દૌરાને સુરતના મુત્સદ્દી હૈદર કુલીખાનને ગુજરાતમા પોતાના નાયબ તરીકે નીમ્યો (ડિસેમ્બર, ૧૭૧૭). સુરતથી અમદાવાદ આવતા રસ્તે વટવા નજીક સફદરખાન બાબી નામના સ્થાનિક શક્તિશાળી ઉમરાવ સાથે એને ઘર્ષણમા ઊતરવું પડયુ, પરંતુ એના કેળવાયેલા સૈનિકો આગળ સફદરખાનનુ લશ્કર ટકી શકયું નહિ અને એને વિખરાઈ જવા ફરજ પડી ગુજરાતમા મુસ્લિમ ઉમરાવો વચ્ચેના લાબા ઘર્ષણની શરૂઆત આ રીતે અહીં થી થઈ. પાલનપુરના રાજવી દીવાન ફીરોઝખાન જાલોરીની દરમ્યાનગીરીથી આ બને ઉમરાવો વચ્ચે પાછળથી સમાધાન થયુ હતુ. કૂચ કરીને અમદાવાદ આવ્યા પછી હૈદર કુલીખાને વડોદરા પરગણામા અને મહી પ્રદેશમા ઉપદ્રવ કરતા કોળીઓને નમાવવાની કામગીરી બજાવી.

હૈદર કુલીખાનના ટૂંકા નાયબપદના સમયમા ચુમોતેરિયો (સં. ૧૭૭૪ નો) દુકાળ પડયો (૧૭૧૮) તેની રાજધાની અમદાવાદ અને ગુજરાત પ્રદેશમા ગંભીર અસર થઈ અનાજના ભાવ ઊંચા ગયા. ચાર શેર બાજરીનો ભાવ એક રૂપિયો હતો છતા બાજરી મળતી ન હતી હૈદર કુલીખાનના હુકમ પ્રમાણે બધું અનાજ રાજધાનીમાં લાવવામા આવ્યુ અને દીવાન રઘુનાથદાસને ત્યાં એકત્ર કરાયું, જ્યાથી એનુ વેચાણ અંકુશિત રીતે કરવામાં આવ્યું થોડા વરસાદથી

જે કંઈ લીલોતરી ઊગી હતી તે ભૂખ્યા લોક રાંધીને ખાતા તેથી રોગચાળો અને મરડીનો રોગ ફાટી નીકળ્યો આમા મોટી સંખ્યામા માણસોનાં મોત થયા કેટલાક માબાપોને એક કે બે રૂપિયામા પોતાના બાળક વેચવા પડ્યાં[૪]

આ સાલમા સુરતમા ગોપીતળાવવાળી જગ્યાના એક ખૂણામાં એક સુંદર વાવ બાંધવામા આવી, જેની વિગતો એમાં મુકાયેલા બે ફારસી શિલાલેખોમા જોવા મળે છે.

હૈદર કુલીખાન કોળીઓ સામે ગયો હતો તેવામા એને સમાચાર મળ્યા કે ખાનદૌરાન પાસેથી ગુજરાતની સૂબેદારી લઈ લેવામા આવી છે. ત્યારે એ પણ થોડા સમય બાદ દિલ્હી તરફ ઊપડયો (જૂન, ૧૭૧૮).

## બાદશાહ રફી ઉદ્-દરજાતનો રાજ્ય-અમલ (૧૭૧૯)

દિલ્હીમાં સર્વશક્તિશાળી બનેલા સૈયદ ભાઈઓએ ફર્રુખસિયરને ૭ વર્ષ સુધી નભાવી છેવટે પદભ્રષ્ટ કરી મારી નંખાવ્યો (૧૭૧૯) અને રફી ઉદ્-દરજાતને બાદશાહ બનાવ્યો. મહારાજા અજિતસિંહે પોતાની પુત્રી ફર્રુખસિયર સાથે પરણાવી હતી અને ફર્રુખસિયરે અજિતસિંહને પોતાની મદદે બોલાવ્યા હોવા છતા એ ગયા ન હતા અને સૈયદ ભાઈઓને વફાદાર રહ્યા હતા આ વફાદારી બદલ અજિતસિંહને ગુજરાતની સૂબેદારી અપાઈ.

### મહારાજા અજિતસિંહ (બીજી વાર) (ઈ સ ૧૭૧૯-૨૧)

અજિતસિંહ ગુજરાત જાય ત્યા સુધી એમના નાયબ તરીકે કામ કરવા મહેરઅલીખાનને અમદાવાદ મોકલવામા આવ્યો. આગળ જતા મહારાજા અજિતસિંહના સલાહકાર નહરખાનને ગુજરાતના દીવાન તરીકે નીમવામા આવ્યો હતો (માર્ચ ૨૦, ૧૭૧૯)

બાદશાહ રફી ઉદ્દરજાતનાં બે ફરમાન નોંધપાત્ર છે. પ્રથમ ફરમાન (ફેબ્રુઆરી ૧૮, ૧૭૧૯) નાયબ મહેરઅલીખાનને સંબોધીને લખાયેલું છે, જેમાં નવા બાદશાહની પ્રાંતની પ્રજાના કલ્યાણ માટેની ચિંતા વ્યક્ત કરી પ્રાંતના સૂબેદાર, દીવાન અને એમના અધિકારીઓને એમની ફરજોનુ વફાદારીથી પાલન કરવા અનુરોધ કરવામા આવ્યો છે. 'મિરાતે અહમદી'ના લેખકના જણાવ્યા પ્રમાણે અમદાવાદની ટંકશાળમા બાદશાહ રફી ઉદદરજાતના સિક્કા પાડવામા આવ્યા હતા. બીજુ ફરમાન નહરખાનને સંબોધીને બહાર પડાયુ છે એમાં મહારાજા અજિતસિંહની વિનંતીથી જજિયાવેરો નાબૂદ કર્યાનું લખ્યું છે.

બાદશાહ રફીઉદ્દરજાતનું અવસાન થતા (મે ૨૮, ૧૭૧૯) સૈયદ ભાઈઓએ એની ઇચ્છા પ્રમાણે એના મોટા ભાઈ શાહજાદા રફીઉદ્દૌલ્લાને બાદશાહ બનાવ્યો.

**બાદશાહ રફી-ઉદ્દૌલા ઉર્ફે શાહજહાં ૨ જાનો રાજ્ય-અમલ**
(ઈ.સ. ૧૧૭૯)

નવા બાદશાહના નામથી બહાર પડાયેલાં ફરમાનો બધા પ્રાંતોમાં મોકલી આપવામાં આવ્યાં તેમાંનુ એક દીવાન નહરખાનને પણ મળ્યુ. એ ફરમાનમા પ્રજાકલ્યાણ માટેની ઇચ્છા વ્યક્ત કરતું રાબેતા મુજબનું લખાણ હતુ. ઉપરાંત મુઘલ બાદશાહે ધારણ કરેલ નવું નામ અને ખિતાબ–'શાહજહાં બાદશાહ ગાઝી'–દર્શાવતા સિક્કા બહાર પાડવાનુ કહેવામા આવ્યું હતું. એના સમયમા નહરખાનને ગુજરાતના દીવાનપદે ચાલુ રહેવાનો અને એ ઉપરાંત એને ધોળકા તથા સોરઠની ફોજદારી આપવાનો હુકમ કરવામા આવ્યો હતો. ઝવેરી કપૂરચંદ ભણસાળી, જેના સબંધ પ્રાંતના સૂબેદાર કે એના મદદનીશો સાથે સારા ન હતા, તેની હવેલી જપ્ત કરવા માટે એક હુકમ મોકલવામાં આવ્યો હતો

થોડા માસમાં બાદશાહ રફીઉદ્દૌલાનું અવસાન થતા સૈયદ ભાઈઓએ બહાદુરશાહના પૌત્ર શાહજાદા રોશનઅખ્તરને 'મુહમ્મદશાહ' નામ આપી, બાદશાહ જાહેર કરી ગાદીએ બેસાડયો (સપ્ટેમ્બર ૧૮, ૧૭૧૯)

**બાદશાહ મુહમ્મદશાહનો રાજ્ય-અમલ** (ઈ.સ. ૧૭૧૯–૪૮)

મુહમ્મદશાહે ૧૭૪૮ માં પોતાનું અવસાન થતા સુધી શાસન કર્યુ. એના 'મુહમ્મદશાહ બાદશાહ ગાઝી' નામના સિક્કા બહાર પડયા હતા. મુહમ્મદ-શાહના ગાદીએ બેઠા બાદ પણ મહારાજા અજિતસિંહની ગુજરાતના સૂબેદાર તરીકેની જગ્યા ચાલુ રહી મહેરઅલીખાને એના નાયબ તરીકે કાર્ય કર્યુ, પરંતુ અજિતસિંહે નવા નાયબ તરીકે અનુપસિંહ ભંડારીની નિમણૂક કરતા અનુપ-સિંહ ભંડારી નહરખાન અને બીજા અધિકારીઓ સાથે અમદાવાદ આવ્યો. અનુપસિંહ ભંડારીએ જુલમી અને શોષણનીતિ અપનાવી અને લોકો પર ખોટા આરોપ મૂકી એમની પાસેથી નાણાં કઢાવ્યા આ વખતે નગરશેઠ કપૂરચંદ ભણસાળી શોષિતોના રક્ષણહાર તરીકે આગળ આવ્યા અને ભંડારીને જુલમી નીતિ છોડી દેવા સમજાવ્યો, પરંતુ ભંડારીએ પોતાના મહારાજા અજિતસિંહ અને સૈયદ ભાઈઓ વચ્ચેની મિત્રાચારી પર મદાર રાખી પોતાની નીતિ–રીતિ ચાલુ રાખી એ સલાહની અવગણના કરી. કપૂરચંદને પોતાનો જાન જોખમમાં લાગતા પોતાનુ ૫૦૦ નુ અંગરક્ષક દળ તૈયાર કરાવ્યુ અને એના રક્ષણ નીચે

બહાર આવવા-જવાનુ રાખ્યું. કપૂરચંદે અનુપસિંહ અને એના મારવાડી અધિકારીઓના જુલમ અને ત્રાસનો ભોગ બનેલા નિર્દોષ નાગરિકોને જેલમાંથી મુક્ત કરાવ્યા, પરંતુ છેવટે અનુપસિંહે એક મુસ્લિમને સાધી કપૂરચંદનુ ખૂન કરાવ્યું (૧૭૨૦).

ગુજરાતમા મુઘલ સત્તાનો પ્રભાવ ઓસરી રહ્યો હતો એ સમયે મરાઠાઓએ સમગ્ર ગુજરાતભરમાં ઘૂમીને લૂંટફાટ ચલાવવા માડી તેમાં દાભાડે અને ગાયકવાડ કુટુંબના સભ્યોએ અગ્રગણ્ય ભાગ ભજવ્યો. પિલાજીરાવ ગાયકવાડે ૧૭૧૯ માં દક્ષિણ ગુજરાતમાં સોનગઢ જીતી લઈ ત્યાં પોતાનું વડુ મથક સ્થાપ્યું. ગુજરાતમાં ગાયકવાડની સત્તાનો પ્રારંભ ત્યાંથી થયો કહેવો હોય તો કહી શકાય. સોનગઢ મરાઠાઓના હુમલાઓ અને સવારીઓ માટેની તૈયારીનું કેંદ્ર બન્યું. બીજી બાજુએ દિલ્હીના સર્વશક્તિમાન સૈયદ ભાઈઓનું દખ્ખણના ભૂતપૂર્વ સૂબેદાર નિઝામ-ઉલ્-મુલ્કે નિકંદન કઢાવી નાખી પોતે બાદશાહતનો વજીર બન્યો.

સામાન્ય રીતે દિલ્હીમાં થયેલા આ રાજકીય ફેરફારની અસર ગુજરાતમાં પણ થઈ. સૈયદ ભાઈઓના ટેકેદાર અજિતસિંહ પાસેથી ગુજરાતની સૂબેદારી લઈ લેવામાં આવી અને સૈયદ બંધુઓની સત્તાના પતનમા કિંમતી સેવાઓ આપનાર હૈદરકુલીખાનને 'મુઇઝ્ઝુદ્-દૌલા'નો ખિતાબ આપી ગુજરાતનો સૂબેદાર બનાવવામા આવ્યો (મે, ૧૭૨૧).

**હૈદરકુલીખાન (ઈ.સ ૧૭૨૧-૨૨)**

હૈદરકુલીખાન દિલ્હીમા રહ્યો અને પોતાના વતી ગુજરાતનો વહીવટ કરવા ગુજરાતના ઉમરાવ માસૂમ કુલીખાન નામના પોતાના આશ્રિતને 'શુજાતખાન' ખિતાબ આપી નાયબ તરીકે મોકલ્યો. અનુપસિંહ ભંડારી અને દીવાન નહરખાનને કેદ પકડી દિલ્હી મોકલવા પણ હુકમ આપ્યા હતા. એ સમાચાર પ્રસરતાં અમદાવાદમા અનુપસિંહના વિરોધીઓ અને શત્રુઓએ મારવાડી અધિકારીઓ સામે દેખાવો કરતા, એ બધા પોતાના પર હુમલો થાય એ પહેલા અમદાવાદ છોડી ગયા. રોષે ભરાયેલા ટોળાઓએ અનુપસિંહના મહેલમાં બાકી રહેલ માલસામાનને લૂંટી લીધો અને ભારે ભાગફોડ કરી. શુજાતખાન, જે ખભાતથી આવી રહ્યો હતો, તેણે અમદાવાદ આવ્યા પછી દીવાન નહરખાન તરફ હુમલાખોરોને વાળ્યા, જ્યાં બંને પક્ષો વચ્ચે ઘર્ષણ થયું, જેમા બંદૂકો છૂટથી વપરાઈ. શુભેચ્છક મિત્રોએ બંને વચ્ચે દરમ્યાનગીરી કરી, જેમા નહરખાન પાસેથી એક લાખ રૂપિયા લીધા બાદ શહેર છોડી જવા દેવાનું કબૂલ કરાયું. એ મુજબ નહરખાન અમદાવાદ છોડી જઈ સિદ્ધપુર ખાતે અનુપસિંહ સાથે જોડાઈ ગયો.

રાજધાની અમદાવાદમા અને અન્યત્ર પણ મુઘલ સૂબેદારની સત્તાની આમન્યા ઓછી થઈ ગઈ હતી. ઉચ્ચ અધિકારીઓની હાજરીમા પણ સશસ્ત્ર અથડામણો થતી, જેમા બ દૂકોનો છૂટથી ઉપયોગ થતો. ગુજરાતમા મુઘલ સત્તાની પડતીમા ગુજરાતના જ ઉમરાવોએ એકબીજા સામે સત્તાસ્પર્ધામાં ઊતરી મહત્ત્વનો ભાગ ભજવ્યો.

ગુજરાતમાં મુઘલ શાસનના અ ંત સુધી સ્થાનિક બાબી ઉમરાવ કુટુ બે રાજકારણમા અગ્રગણ્ય ભાગ ભજવ્યો. શુજાતખાનને બાબી કુટુ બના ગોધરાના નાયબ સફ્દરખાન સાથે સારા સ બ ધ ન હતા ૧૭૧૮ મા સફદરખાન બાબી વટવા આગળ હૈદરકુલીખાનના લશ્કરો સાથે અથડામણમાં ઊતર્યો હતો. શુજાતખાને અમદાવાદ પહોચ્યા પછી હૈદરકુલીખાનને લખ્યું કે સફ્દરખાન અને એના બે પુત્રો સલાબત મુહમ્મદખાન અને જવાંમર્દખાન(મોટો)ની જાગીરોની પોતાને અને પોતાના ભાઈઓના નામે ફેરબદલી કરવી જોઈએ. બીજી બાજુ ૧૭૨૧ માં શુજાતખાને એક મુલુકગીરીની ચડાઈમાં સલાબત મુહમ્મદખાનના પુત્ર મુહમ્મદ બાબીના તાબાના ખેડા ગામમાંથી દસ હજાર રૂપિયા કઢાવ્યા હતા. શુજાતખાને દિલ્હી મોકલેલી ભલામણોની ખબર સલાબત મુહમ્મદખાનને પડતાં એ પોતે પોતાના મામલાની રજૂઆત બાદશાહ અને સૂબેદાર હૈદરકુલીખાન સમક્ષ કરવા ગયો હૈદરકુલીખાને બાબીને વિવેકથી આવકાર્યો અને સ્થાનિક ઉમરાવો સાથે સારા સ બ ંધ રાખવાની ઇચ્છાથી એની અને એના પિતા તથા ભાઈઓની જાગીરો માન્ય કરી ચાલુ રાખી. આ ઘટના ૧૭૨૧ માં બની. વળી આ સાલમાં સૂબેદારની ભલામણ પરથી સલાબતખાનના પુત્ર મુહમ્મદ બહાદુર બાબીને સાદરા અને વીરપુરની થાણાદારી આપવામા આવી તથા ૫૦૦ની મનસબ અને 'શેરખાન'નો ખિતાબ આપવામા આવ્યા. શેરખાને પછીના વર્ષોમાં ગુજરાત–સૌરાષ્ટ્રમાં રાજકીય ક્ષેત્રે મહત્ત્વનો ભાગ ભજવ્યો.

વજીર તરીકે નિયુક્તિ પામેલા નિઝામ–ઉલ્ મુલ્કે દિલ્હીમાં આવી પોતાનો હોદ્દો સ ભાળી લેતાં, હૈદરકુલીખાન, જેણે વજીરપદની આશા બાદશાહ મુહમ્મદશાહ પાસેથી રાખી હતી તે, નિરાશ બની, પોતાના પ્રાંત ગુજરાતમાં જવા વિદાય થયો (એપ્રિલ ૧૭૨૨). માળવા થઈ એ ખેડા (જિલ્લા)ના ઠાસરા પરગણામાં આવ્યો જ્યા ડભાલી ગામે સ્થાનિક મુસ્લિમ રહેવાસીઓ અને એના લશ્કરના સૈનિકો વચ્ચે ઝઘડો થતા એણે આખા ગામને આગ ચાંપી એનો નાશ કર્યો અને ગામના બધા લોકોની એવી ઘાતકી કતલ કરી કે એક પણ માણસ એમાથી છટકી શકયુ નહિ. આગળ વધતાં ચૂ વાળના કોળીઓ સામે પગલાં લઈ એ

અમદાવાદ આવ્યો (જુલાઈ ૩, ૧૭૨૨); તે જ વખતે સૌરાષ્ટ્રમાંથી ખ ડણી વસૂલ કરી શુજાતખાન આવ્યો.

હૈદરકુલીખાન અમદાવાદમા પાચેક મહિનાથી વધુ રહ્યો નહિ, પરંતુ એ સમય દરમ્યાન પોતે જાણે એક સ્વતંત્ર શાસક હોય તેવી રીતે વહીવટ ચલાવતો રહ્યો. શાહી ફરમાનથી મનસબદારોને અને અન્ય અધિકારીઓને આપવામા આવેલી જાગીરો એણે જપ્ત કરી અને પોતાની પસંદગીવાળી વ્યક્તિઓમા એની વહેંચણી કરી. મુઘલ બાદશાહને એ બાબતની ફરિયાદ જતાં બાદશાહે હૈદરકુલીખાનને જાગીરોની બાબતમા દરમ્યાનગીરી ન કરવા આદેશ આપ્યો, પરંતુ એ તરફ સૂબેદારે ધ્યાન આપ્યુ નહિ, જ્યારે એની દિલ્હી પાસે આવેલી જમીનો ટાંચમાં લેવામા આવી ત્યારે એણે નમતુ આપ્યું

હૈદરકુલીખાને મુઘલ બાદશાહના કેટલાક વિશેષાધિકાર ભોગવવાનુ શરૂ કર્યું. શાહી તબેલા માટે સુરતથી ખરીદવામાં આવેલા અરબી ઘોડા દિલ્હીના માર્ગે જતા અમદાવાદ આવ્યા ત્યારે એણે પોતાના માટે કેટલાક રાખ્યા અને બીજા ઘોડા પોતાના મિત્રોને આપ્યા. પ્રાંતમાં એણે પોતાના કેટલાક અધિકારીઓને ‘પાલખી’માં બેસીને ફરવાનો અધિકાર આપ્યો, જે માત્ર શાહીવંશના સભ્યને કે ઉચ્ચ ઉમરાવને જ હતો. એણે જાહેરમા ફરિયાદો સાંભળવાનું શરૂ કર્યું અને એ જ્યારે બહાર નીકળતો ત્યારે બાદશાહ જેવો દમામ–ભપકો રાખી નીકળતો. પોતાનું સ્થાન મજબૂત કરવા એણે ઘણી સંખ્યામાં આરબો સીદીઓ અને ફિરંગી(ફ્રેન્ચ–યુરોપિયનો)ને બોલાવી પોતાની નોકરીમાં રાખ્યા. લુણાવાડા અને ડુંગરપુરના રાજાઓ તથા સાબરકાંઠાના સરદારો પાસેથી પેશકશી ઉઘરાવવા પ્રયાણ કર્યું (ઑક્ટોબર, ૧૭૨૨) અને એ ઉઘરાવી પાછળથી પાટણ આવતા એને પોતાના વિશે બાદશાહને પહોચેલી ફરિયાદોની જાણ થઈ. બાદશાહ ભારે નાખુશ થયાના સમાચાર મળ્યા તેથી એણે અમદાવાદ આવી, પોતાના ઘણા જુલમી પગલાં પાછાં ખેંચી લીધા અને શાહીબાગમા રહી દિલ્હીના સમાચારની રાહ જોવા લાગ્યો, પરંતુ એને પાછો બોલાવવાના પગલા લેવાઈ ચૂક્યાં હતાં.

### નિઝામ-ઉલ્-મુલ્ક (ઈ.સ ૧૭૨૨–૨૫)

હૈદરકુલીખાનની જગ્યાએ સૂબેદાર તરીકે વજીર નિઝામ-ઉલ-મુલ્કને નીમવામા આવ્યો ( ઑકટોબર ૧૪, ૧૭૨૨ ). હૈદરકુલીખાને પોતાના પક્ષે રજૂઆત કરવા પોતાના પુત્રને બાદશાહ પાસે મોકલ્યો અને દિલ્હીથી આવી રહેલા નિઝામ-ઉલ્-મુલ્કનો સશસ્ત્ર સામનો કરવા પ્રયાસો કર્યા, પરંતુ એણે જે જે ઉમરાવો અને અધિકારીઓને લાભ કરી આપ્યા તેમણે એને સાથ અને મદદ આપવાની

ના પાડતાં એણે પોતાને ચિત્તભ્રમ થયો છે એવો ઢોંગ કર્યો. એના દીવાન રાજા રઘુનાથરાવ અને અન્ય શુભેચ્છકોએ એને ઉદેપુરના માર્ગે રવાના કરી દીધો[5] જો-કે એ દિલ્હીમા ગયો (૧૩૨૩) ત્યારે એને બાદશાહે સારો આવકાર આપ્યો અને મારવાડના મહારાજા અજિતસિંહ, જેણે બંડ કરેલું, તેની સામે યુદ્ધનું સંચાલન કરવા અજમેરના સૂબેદાર તરીકે નીમ્યો.

હૈદરકુલીખાન પાસેથી સૂબાનો હવાલો રૂબરૂમાં લેવા માટે આવી રહેલા નિઝામ ઉલ્‌મુલ્કને માળવામાં ધાર ખાતે સમાચાર મળ્યા (ફેબ્રુઆરી ૧૩, ૧૭૨૩) કે હૈદરકુલીખાન અમદાવાદ છોડી જતો રહ્યો છે, તેથી એણે આગળ ન વધતાં પોતાના નાયબ તરીકે પોતાના કાકા હમીદખાનને નીમ્યો અને પોતે દિલ્હી પાછો ફર્યો (જુલાઈ ૧૭૨૩), પરંતુ દિલ્હીમાં એના વિરોધીઓ હોવાથી અને ત્યાં બહુ માફક ન આવે એવું હોવાથી વજીરપદેથી રાજીનામું આપી એ દખ્ખણના ૭ સૂબાઓની સૂબેદારી મેળવી સંતોષ પામ્યો.

નિઝામ ઉલ્‌-મુલ્કે દિલ્હી પાછા ફરતી વખતે હમીદખાનને ભરૂચ જંબુસર આમોદ અને ધોળકાનાં ફળદ્રુપ પરગણા પોતાની જાગીર તરીકે લઈ લેવા હુકમ કર્યો હતો હમીદખાને અમદાવાદ આવી વહીવટ સંભાળી લીધો (૧૭૨૩–૨૪) એને શુજાતખાન અને રુસ્તમઅલીખાન નામના બે ઉમરાવ ભાઈઓનો ટેકો મળી રહ્યો. એણે સુરતના મુત્સદ્દી તરીકે મોમીનખાનને ચાલુ રાખ્યો.

નિઝામ-ઉલ્‌મુલ્કને દખ્ખણના સૂબેદાર તરીકે મોકલાતા કાબુલના સૂબેદાર મુબારીઝ-ઉલ્‌-મુલ્ક સરબુલંદખાન બહાદુરની ગુજરાતના સૂબેદાર તરીકે બદલી કરવામાં આવી (ઈ સ ૧૭૨૫).

**સરબુલંદખાન** (ઈ.સ ૧૭૨૫–૩૦)

સરબુલંદખાને પોતાના નાયબ તરીકે ગુજરાતી ઉમરાવ શુજાતખાનને નીમ્યો. શુજાતખાનના ભાઈ રુસ્તમઅલીખાનને મોમીનખાનની જગ્યાએ સુરતના ફોજદાર તરીકે નીમવામા આવ્યો. અમદાવાદમાથી નિઝામના કાકા હમીદખાનને હાંકી કાઢવામાં આવ્યો, જે સમજાવટ બાદ દાહોદ જઈ રહ્યો એ પછી એક વર્ષ સુધી ગુજરાત આંતરવિગ્રહમાં ફસાયેલું રહ્યું.

હમીદખાને પોતાના સાથી તરીકે મરાઠાઓની મદદ લીધી અને શુજાતખાન અને એના ભાઈઓ તથા બળવાન અમીરોને વારાફરતી હરાવ્યા. મરાઠાઓની મદદથી હમીદખાને રાજધાની પર કબજો જમાવ્યો મદદના બદલામા હમીદખાને નક્કી કર્યા પ્રમાણે મરાઠા સરદાર કંથાજી કદમને મહી નદીની ઉત્તરે આવેલાં પરગણાઓની ચોથ અને પિલાજીરાવ ગાયકવાડને મહી નદીની દક્ષિણે સુરત સુધી

આવેલાં પરગણાઓની ચોથ આપી, આથી ગુજરાતમાં મુઘલ સત્તાને ભયંકર ફટકો પડ્યો. હમીદખાને હવે દિલ્હીની હકૂમતની અવગણના કરી પોતે જાણે સ્વતંત્ર સુલતાન હોય એવી નીતિ અપનાવી. એણે શાહી તિજોરીમાથી બળપૂર્વક આઠ લાખ રૂપિયા કઢાવ્યા. શાહી કારખાનામા બાદશાહ માટે તૈયાર કરવામાં આવેલા રાજપોશાક જપ્ત કર્યા. શહેરના શ્રીમંત લોકો પાસેથી ક્રૂરતાપૂર્વક નાણાં કઢાવ્યાં, શુજાતખાનના બે પુત્રોને ઝેર આપી મારી નખાવ્યા અને મુરલીધર નામના ગુજરાતી હિંદુને દીવાન નીમ્યો

એ સમયે મરાઠાઓની સવારીઓ ગુજરાતમાં જુદા જુદા ભાગોમાં ચાલુ હતી. તેઓએ ખંભાતને લૂંટયું હતું (એપ્રિલ ૧૭૨૫). હમીદખાને પણ મરાઠાઓના ગયા પછી ખંભાત પહોંચી ચરદીઠ રકમ ઉઘરાવી.[૬] હમીદખાને ખંભાતથી અમદાવાદ પાછા ફર્યા બાદ (ફેબ્રુઆરી ૧૯, ૧૭૨૫) પ્રાંતમાં ' ત્રાસનું રાજ્ય ' ફેલાવ્યુ. અમદાવાદ શહેરને હમીદખાનના મિત્રો તરીકે આવેલા મરાઠાઓની લૂટમાંથી બચાવવાનું કાર્ય એ સમયના નગરશેઠ અને શાંતિદાસ ઝવેરીના પૌત્ર ખુશાલચંદે કર્યું હતુ. ખુશાલચંદે પોતાના પૈસે અને જીવના જોખમે મરાઠાઓ સાથે વાટાવાટો કરી, એમને મોટી રકમ આપી વિદાય કર્યા હતા. ખુશાલચંદે કટોકટીની પળે બજાવેલી સેવાની કદરરૂપે અમદાવાદના વેપારી મહાજને એક કરારનામું કરી, અમદાવાદ શહેરમાં આવતા અને જતા માલની કિંમત પર દર સો રૂપિયે ચાર આના લેખે લાગો આપવાનું ઠરાવ્યુ હતું. એ લાગાની રકમ શેઠની હયાતીમાં એમને અને એ પછી એમના કુટુંબને અને એમના પુત્રો તથા વારસોને આપવાનો સ્પષ્ટ ઉલ્લેખ કરાયો હતો. એ રકમ આપવાનુ અમદાવાદમાં રહેતા ડચ અંગ્રેજ અને ફ્રેન્ચ વેપારીઓને બંધનકર્તા હતું. એ કરારનામુ નગરશેઠને આપવામાં આવ્યુ હતુ (ઑક્ટોબર ૮, ૧૭૨૫)

૧૭૨૫ માં મુઘલ બાદશાહે સરબુલંદખાનને ગુજરાતમાથી બંડખોર ઉમરાવ હમીદખાન અને મરાઠાઓને હાંકી કાઢવા રૂબરૂ જવા હુકમ કર્યો. સરબુલંદખાન લશ્કર સહિત ગુજરાતમાં આવ્યો. એના આવવાના સમાચાર સાંભળી હમીદખાને ગુજરાતમાંથી કાયમ માટે વિદાય લીધી મુઘલ લશ્કરોને હરાવ્યાં, જેમા ત્રણ એક ગુજરાતી ઉમરાવોનો ભોગ લેવાયો હતો. આ દૃષ્ટિએ ગુજરાતના સૂબેદાર તરીકે નીમતી વખતે એને જાતે જઈને પ્રાંતનો વહીવટ ચલાવવાનું અને મરાઠાઓને ગુજરાતમાથી હાંકી કાઢવાનું સ્પષ્ટ કહેવામા આવ્યું હતું. એ માટે બળવાન લશ્કર તૈયાર કરવા શાહી તિજોરીમાથી એક કરોડ રૂપિયા ખર્ચ તરીકે આપવાનું નક્કી કરવામાં આવ્યુ. પંદર લાખ રૂપિયાની રકમ તાત્કાલિક

આપવામાં આવી, જ્યારે બાકીની રકમ દર મહિને ત્રણ લાખના હપતે ચૂકવવાની હતી સરબુલંદખાને અમદાવાદ આવી ( ડિસેમ્બર ૧, ૧૭૨૫ ) મરાઠાઓ સામે લશ્કરી ટુકડીઓ રવાના કરી. એના પુત્ર ખાન આઝાદખાને મરાઠાઓને પેટલાદ પરગણાના સોજિત્રા ગામે હરાવ્યા (જાન્યુઆરી, ૧૭૨૬) બીજી વાર મરાઠાઓને એણે કપડવંજ ખાતે મારી હઠાવ્યા ને મહી નદી ઓળંગી જતાં સુધી એમનો પીછો કર્યો. મરાઠાઓએ છોટાઉદેપુરના ડુંગરાળ પ્રદેશનો આશરો લીધો. મરાઠાઓ સામે મુઘલ સેનાનો એ છેલ્લો વિજય હતો. જે વખતે ખાન આઝાદખાન મરાઠાઓનો પીછો કરી રહ્યો હતો તે સમયે ઉત્તર ગુજરાતમાં અંતાજી અને ભાસ્કરની આગેવાની નીચે પેશવાના લશ્કર ઈડર બાજુ ધસી આવ્યાં. ઈડરના નાગરિકોએ એમને ચાર લાખ રૂપિયા આપી વિદાય કર્યા, પરંતુ થોડા સમય બાદ કંથાજી કદમ બાંડેએ આવીને વડનગરમાં ભારે લૂંટ ચલાવી. ગુજરાતમાં સરબુલંદખાન સૂબા તરીકે લગભગ પાંચ વર્ષ સુધી રહ્યો, પરંતુ એને મરાઠાઓની વારંવાર આવતી સવારીઓને મારી હઠાવવાની જે અગત્યની કામગીરી સોંપવામાં આવી હતી તેમાં એ નિષ્ફળ ગયો, કારણ કે મરાઠા ઉત્તર ગુજરાતમાં ફરી વળ્યા હતા અને ત્યાં લૂંટ ચલાવી વિનાશ સર્જ્યો હતો. સરબુલંદખાન મરાઠાઓ સાથે લાંબા ઘર્ષણમાં ઊતરવા માગતો ન હતો તેથી એણે કંથાજી કદમ બાંડે સાથે કરાર કર્યો, જેમાં મહી નદીની ઉત્તરે આવેલા ( અમદાવાદ અને પોતાના હવેલી પરગણા સિવાયના) તમામ પરગણાની ચોથ આપવા કબૂલ્યું (૧૭૨૬). એ કરાર થતાં દિલ્હીથી મોકલાતી નાણાકીય મદદ બંધ થઈ બીજી બાજુએ મરાઠાઓમાં પણ બે પક્ષ પડ્યા, જેમાં એક પક્ષ સેનાપતિ દાભાડેનો હતો અને એનો ટેકેદાર કંથાજી કદમ બાંડે હતો, બીજા પક્ષે પેશવા બાજીરાવ ૧ લો હતો. બાજીરાવ પણ ગુજરાતના અંધાધૂંધીવાળા રાજકારણમાં ઝંપલાવી દાભાડેની સત્તા નાબૂદ કરી ગુજરાત પર પોતાનો ચોથ ઉઘરાવવાનો હક્ક સ્થાપિત કરવા માગતો હતો તેથી એના પ્રતિનિધિઓ ૧૭૨૬ થી પ્રવૃત્તિશીલ બન્યા હતા. પેશવાએ ૧૭૨૯ માં પોતાના ભાઈ ચીમણાજી આપ્પાને મોકલી આપતાં ચીમણાજીએ પાવાગઢ, પેટલાદ ધોળકા ખંભાત જેવાં સ્થળ આક્રમણ કરી લૂંટયાં હતાં.

સરબુલંદખાન પાસે ૧૭૨૫ ના સમય જેવું લશ્કર ન હતું. એ લશ્કર વિખેરાઈ જવા પામ્યું હતું અને એને નવું લશ્કર રચવા દિલ્હીથી મદદ મળવા શકયતા ન હતી. કંથાજી અને પિલાજીરાવની વિનાશકારી પ્રવૃત્તિઓમાં પેશવા તરફથી ઉમેરો થતાં હવે એને લાગ્યું કે પેશવા સાથે સમાધાન કરવાથી પેશવા દાભાડેના પ્રતિનિધિઓને અંકુશમાં રાખશે. એવી નિષ્ફળ આશા સાથે એણે

પેશવા સાથે કરાર કર્યા (માર્ચ ૨૩, ૧૭૩૦). એમા અમુક અપવાદ સાથે પ્રાતના સમગ્ર મહેસૂલમાંથી ચોથ અને સરદેશમુખી આપવા કબૂલ્યુ. પેશવા ૨૫ હજારનું અશ્વદળ રાખી શાંતિ સ્થાપે, એ પોતે છત્રપતિ શાહુ વતી સત્તા ભોગવે અને પિલાજીરાવ વગેરે મરાઠા સરદારોની લડાયક પ્રવૃત્તિઓ અટકાવે એવી અપેક્ષા રાખવામાં આવી હતી.

સરબુલંદખાનને દિલ્હીથી મદદ મળવાની બંધ થઈ હતી પોતે ઉડાઉ હતો અને ખર્ચ કરવામાં બેદરકાર હતો વળી મોટુ લશ્કર પણ એને નિભાવવુ પડતુ આથી એ એક વર્ષમા બે વખત પણ અમદાવાદના વેપારીઓ અને દુકાનદારો પર ગેરકાયદે વેરા નાખી રકમ ઉઘરાવતો. એનું વહીવટીતંત્ર ઘણુ જુલમી હતુ. એણે નગરશેઠ ખુશાલચંદના દુશ્મનોની સ્વાર્થી નીતિથી દોરવાઈને ખુશાલચંદને કેદ કર્યા અને રેશમના વેપારીઓના મહાજનના મુખી શેઠ રંગદાસને એની જગ્યાએ નીમ્યા. છેવટે ૬૦ હજાર રૂપિયા લઈ ખુશાલચંદને છોડી મૂકવામાં આવ્યા, જોકે સૌરાષ્ટ્રમા મુઘલ સત્તાને ગંભીર ફટકો પડ્યો ન હતો. સૌરાષ્ટ્રના જે હિંદુ રાજાઓ ખંડણી આપવામા આનાકાની કરતા અથવા મુઘલ સત્તાનો સામનો કરવા તૈયાર થતા તેમને સરબુલંદખાને અને એના પ્રતિનિધિઓએ નમાવીને ખંડણી વસૂલ લીધી સરબુલંદખાન જ્યારે કચ્છમાં ભૂજને ઘેરો ઘાલી રહ્યો હતો ત્યારે એને સૂબેદાર-પદેથી બરતરફ કરાયાના અને એની જગ્યાએ મારવાડના મહારાજા અભયસિંહ નિમાયાના સમાચાર મળ્યા, તેથી એ ઘેરો ઉઠાવી લઈ ટૂંકા રસ્તે અમદાવાદ આવ્યો.[૭] પોતાના લશ્કરનો પગાર ચડી ગયો હતો તેથી એની ચુકવણી માટે અમદાવાદ શહેરમાંથી રકમ ઉઘરાવવાનુ નક્કી કર્યું. હિંદુઓ પાસેથી બે-તૃતીયાંશ અને વહોરાઓ (જેમાંના ઘણા સુન્ની હતા અને શ્રીમંત હતા) પાસેથી એક તૃતીયાંશ ભાગ ઉઘરાવવાનુ પ્રમાણ રાખ્યુ, પરંતુ વહોરાઓએ સરબુલંદખાનની માગણીનો વિરોધ કરવાનું નક્કી કર્યું. એમને શેખ અબ્દુલા નામના સંતે દોરવણી આપી. સરબુલંદખાને સમયસૂચકતા વાપરી રોષે ભરાયેલા મુસ્લિમોને શાંત કરવા સમાધાનકારી નીતિ અપનાવી એમની પાસે રકમ લેવાનુ માંડી વાળ્યું, પરંતુ શેખ અબ્દુલ્લાએ ઉગ્ર બની હિંદુઓ પાસેની રકમ પણ માફ કરાવવા આગ્રહ રાખતાં સરબુલંદખાને લશ્કર મોકલી બંડખોરોને કેદ કર્યા અને અગાઉની માગણી બેગણી કરી (જુલાઈ ૧૯, ૧૭૩૦) આ બનાવ સૂબેદારે ગુજરાત છોડતા પહેલાં ત્રણેક મહિના અગાઉ બન્યા હતા

**મહારાજા અભયસિંહ (૧૭૩૦-૩૭)**

નવા સૂબેદાર અભયસિંહે પોતાના રસાલા સાથે ગુજરાત તરફ લશ્કર સહિત કૂચ કરી. સરબુલંદખાને એનો મક્કમતાથી સામનો કરવા નિર્ધાર કરી પોતાનો પડાવ અડાલજ પાસે કર્યો. બંને પક્ષો વચ્ચે ભારે લડાઈ થતા સરબુલંદખાન હાર્યો, પરંતુ મિત્રોની દરમ્યાનગીરીથી બંને વચ્ચે સમાધાન થયું. સરબુલંદખાનને દિલ્હી જવાના એના પ્રવાસખર્ચ માટે એક લાખ રૂપિયા આપવામાં આવ્યા (ઑક્ટોબર ૧૭૩૦). અભયસિંહે અમદાવાદ પહોંચતાં અગાઉ દિલ્હી દરબારમા રાખેલા પોતાના પ્રતિનિધિ ( વકીલ ) અમરસિંહ ભંડારીને એક લાંબો પત્ર ( ઑક્ટોબર ૧૯ ) લખ્યો, જેમાં સરબુલંદખાનના પ્રકરણ અને ખાનની હાર સંબંધી તથા પોતાને મુઘલ બાદશાહ તરફથી માનપાન મળે અને વિશિષ્ટ બદલો મળે એ માટે ખાસ તજવીજ કરવા જણાવ્યું હતું.

બાદશાહ ઔરંગઝેબના સમયમા ૧૬૮૬ મા જૂનાગઢમાથી ફોજદાર સરદારખાને વિદાય લીધા બાદ સોરઠ સરકારના ફોજદારોના સત્તા અને અધિકાર સમય જતા ક્ષીણ બનતા ગયા. ત્યાના ફોજદારની હકૂમત 'નવા સોરઠ' પૂરતી તથા દરિયાકાંઠા વિસ્તારમા આવેલા અને અન્ય ચોકી-થાણાઓ પૂરતી સીમિત બની હતી. મરાઠાઓએ ગુજરાતમા અને સૌરાષ્ટ્રમા પ્રવેશ કરીને ઊભી કરેલી મુશ્કેલી હિંદુ રાજાઓ અને સરદારો માટે લાભદાયી નીવડી. સૌરાષ્ટ્રમા નવાનગર પોતાનું અગાઉનું સ્વાતંત્ર્ય પુનઃ મેળવવા આતુર હતું. છાયાના જેઠવા રાજાઓએ પોરબંદરમા પોતાની સત્તા દૃઢ કરી હતી, સિહોરના ગોહિલ રાજાએ પોતાના રાજ્યનું વિસ્તરણ કર્યું હતું, ભાવનગર રાજ્ય પણ વિકસતું જતું હતું, ૧૭૨૩ મા ભાવનગર શહેરની સ્થાપના થઈ હતી. ઝાલાવાડની રાજધાની હળવદને બદલે ધ્રાંગધ્રામાં રાખવામાં આવી (૧૭૩૦) આમ મહારાજા અભયસિંહની સૂબેદારી વખતે ગુજરાત સૌરાષ્ટ્રની રાજકીય સ્થિતિ પ્રવાહી સ્વરૂપમાં હતી.

મહારાજા અભયસિંહે સરબુલંદખાનને અમદાવાદમાથી વિદાય કર્યા બાદ અમદાવાદમા પ્રવેશ કર્યો (ઑક્ટોબર ૨૮, ૧૭૩૦). એણે સૂબેદાર તરીકે સાત વર્ષ સુધી વહીવટ ચલાવ્યો જેમાં એ પોતે ૧૭૩૩ સુધી પ્રત્યક્ષ હાજર રહ્યો અને પછીના ચાર વર્ષ દરમ્યાન એણે પોતાના નાયબ રતનસિંહ ભંડારી દ્વારા વહીવટ ચલાવ્યો. દિલ્હીથી અભયસિંહના રસાલામા મીરઝા મુહમ્મદ-નજમ-ઈ-સની આવેલો હતો. તે પેટલાદનો માજી ફોજદાર હતો અને એણે ૧૭૨૯ માં 'મોમીનખાન' નામનો ખિતાબ મેળવ્યો હતો. એને હવે ખંભાતના ફોજદાર તરીકે નીમવામા આવ્યો. એ જ મોમીનખાને ગુજરાતના ખળભળી ઊઠેલા રાજકીય

વાતાવરણમાં ઘણા વર્ષો સુધી મહત્ત્વનો ભાગ ભજવ્યો. ૧૭૩૭ મા અભય-સિંહના નાયબ રતનસિંહ ભંડારીને હાંકી કાઢયા પછી એને ગુજરાતનો સૂબેદાર નીમવામાં આવ્યો હતો.

ગુજરાતમાં મરાઠાઓની દમનકારી પ્રવૃત્તિઓને મુઘલોનો કોઈ રાજપૂત ખંડિયો રાજા ડામી શકશે એવા ખ્યાલથી અભયસિંહને સૂબેદાર બનાવવામા આવ્યો હતો. આ સમયે મરાઠાઓમા દાભાડે અને પેશવા વચ્ચે ગુજરાતમા પોતપોતાના અધિકારો સબંધમાં તીવ્ર સ્પર્ધા ચાલતી હતી.[૮] સેનાપતિ દાભાડેએ દખ્ખણના નિઝામ સાથે પેશવા સામે સંઘ રચ્યો, તો પ્રતિપક્ષે પેશવા બાજીરાવે અભયસિંહ સાથે સમજૂતી કરી (ફેબ્રુઆરી ૧૭૩૧), પરિણામે દાભાડે અને પેશવા વચ્ચે ઉગ્ર લડાઈ થઈ (એપ્રિલ ૧, ૧૭૩૧), જેમા પેશવા વિજયી બન્યો ત્રિબંકરાવ દાભાડે માર્યો ગયો અને પિલાજીરાવ ગાયકવાડ ઘવાયેલી સ્થિતિમાં લડાઈના મેદાનમાથી નાસી છૂટયો. મહારાજા અભયસિંહે પેશવા–દાભાડેની એ બાબતમા પોતે ભજવેલા ભાગની અને મરાઠા રાજકારણ વિશેની માહિતી દિલ્હીમા પોતાના વકીલ અમરસિંહ ભંડારીને પત્રમા લખી મોકલાવી (એપ્રિલ ૧૦, ૧૭૩૧). ડભોઈની લડાઈ પછી પેશવા બાજીરાવની સમાધાન અને સમજાવટ-ની નીતિના ફલસ્વરૂપે ત્રિબંકરાવ દાભાડેના સગીરપુત્ર યશવંતરાવને સેનાપતિ તરીકે અને પિલાજીરાવને 'સેના-ખાસખેલ'નો ખિતાબ આપી યશવંતરાવના મુતાલિક તરીકે નીમવામા આવ્યા, પણ પિલાજીરાવ મુઘલોના માર્ગમા કાંટારૂપ હોવાથી સૂબેદાર અભયસિંહે કાવતરું યોજી પિલાજીરાવનું ડાકોરમાં ખૂન કરાવ્યું અને પોતાના કાર્યની જાણ દિલ્હી કરી (માર્ચ ૨૬, ૧૭૩૨).

અભયસિંહે પિલાજીરાવના કબજા નીચેનું વડોદરા કબજે કર્યું અને ત્યાં શેરખાન બાબીને ફોજદાર તરીકે નીમ્યો, પરંતુ પિલાજીરાવના પુત્ર દામાજીરાવ બીજો (૧૭૩૨–૬૮), જેણે એની ૩૬ વર્ષની જ્વલંત લશ્કરી કારકિર્દી દરમ્યાન વડોદરા રાજ્યની ભવ્ય ઇમારતના પાયા નાખ્યા. તેણે ૧૭૩૪ મા શેરખાન બાબી પાસેથી વડોદરા જીતી લીધુ. ૧૭૩૩ મા ખંડેરાવ દભાડેની વિધવા ઉમાબાઈએ ૩૦,૦૦૦ ના લશ્કર સાથે અમદાવાદ પર ચડાઈ કરી મહારાજા અભયસિંહ એનો સામનો કરી શકવા અસમર્થ રહ્યો અને ૮૦,૦૦૦ રૂપિયા તથા પ્રાંતની ચોથ અને સરદેશમુખી આપવાનુ કબૂલ કરી, સમાધાન કરી મરાઠાઓને વિદાય કર્યાં. અભયસિંહને હતાશા આવતા અને હવે ગુજરાત પ્રાંત મરાઠાઓના તાબામાં જશે એવું માની એ અમદાવાદ છોડી દિલ્હી ગયો અને પોતાના નાયબ તરીકે રતનસિંહ ભંડારીને મૂકતો ગયો (૧૭૩૩).

રતનસિંહ ભંડારીના નાયબ સૂબેદારપદ દરમ્યાન કેટલાક બનાવ બન્યા. અભયસિંહે આનંદસિંહ અને રાયસિંહને આપી દીધેલ ઈડર પરગણાને પુનઃ પ્રાપ્ત કરવા વિરમગામના ફોજદાર જવાંમર્દખાને ઈ.સ. ૧૭૩૪ માં નિષ્ફળ પ્રયત્ન કર્યો, કારણ કે એ રાજપૂત ભાઈઓને મરાઠાઓની મદદ મળી હતી. એ રીતે ઈડરમાં રાઠોડ વંશની સત્તા ચાલુ રહી.

સુરતના ફોજદાર રુસ્તમઅલીખાનના અવસાન (૧૭૨૫) પછી એનો પુત્ર સોહરાબખાન ફોજદાર તરીકે હતો. ૧૭૩૨ માં તેગબેગખાન અને મુલ્લા મુહમ્મદઅલીના સંયુક્ત દળો, જેમને અંગ્રેજ કોઠીના અધ્યક્ષ હેન્રી લોથરે સહાય કરી હતી, તેમના આક્રમણથી સોહરાબખાનને નાસી જવું પડ્યું. સોહરાબખાને એ પછીથી જાગીર તરીકે ઘોઘાનું બંદર મેળવ્યું અને પછીથી એ જૂનાગઢનો નાયબ ફોજદાર પણ બન્યો. વિરમગામનું પરગણું મેળવવા જતાં સોહરાબખાન ધંધુકા પાસે માર્યો ગયો (૧૭૩૪). વિરમગામમાં અભયસિંહના પ્રતિનિધિ તરીકે મારવાડી ફોજદાર હતો. દામાજીરાવ ગાયકવાડે વિરમગામ કબજે કર્યું (૧૭૩૫) એ લેવા માટે રતનસિંહ ભંડારીએ વિરમગામને ઘાલેલો ઘેરો ઉઠાવીને છેવટે જતા રહેવું પડ્યું, કેમકે એ વખતે દામાજીરાવનો ભાઈ પ્રતાપરાવ મોટું લશ્કર લઈને ગુજરાતમાં આવ્યો હતો. ૧૭૩૬ સુધીમાં મરાઠાઓની સવારીઓ વારંવાર આવવાનો ક્રમ થઈ પડયો હતો અને એમણે ઉત્તર ગુજરાતમાંથી લાગો ઉઘરાવવાનો હક્ક સ્થાપિત કરી દીધો હતો, એ ઉપરાંત એમણે મહી નદીની ઉત્તરે અને દક્ષિણે ગુજરાત પ્રાંતનાં બધા પરગણાઓની ચોથનો હક્ક મેળવ્યો હતો.

મહારાજા અભયસિંહની અને એના નાયબ રતનસિંહ ભંડારીની આંતરિક નીતિ નોંધપાત્ર છે. સરબુલંદખાનની વિદાય પછી અને અભયસિંહના આવતાં, લોકોએ એ રીતે સંતોષ અનુભવ્યો હતો કે છેવટે એમના શાસક તરીકે તેમના જ ધર્મનો એક હિંદુ આવ્યો છે. 'મિરાતે અહમદી'માં કહેવામાં આવ્યું છે કે એ સમયમાં ઇસ્લામની પ્રતિષ્ઠા ઝાંખી બની, ગોહત્યા પર પ્રતિબંધ મુકાયો, હિંદુઓના દેવમંદિર પાછાં આદરપાત્ર બન્યાં, હોળીનો ઉત્સવ ફરી શરૂ થયો. અભયસિંહના મારવાડી અમલદારો ગરીબ કે શ્રીમંત હિંદુ કે મુસ્લિમ પ્રજા પાસેથી રકમ કઢાવવામાં ઓછા ઊતરે તેવા નથી એવી બધાંને ખાતરી થઈ. અમદાવાદમાં ઘણાં મુલકી ખાતાઓમાંથી મુસ્લિમ અધિકારીઓના સ્થાને મારવાડી અધિકારીઓ નિમાયા. એમની જુલમી અને શોષણખોર નીતિના પરિણામે ઘણા પ્રતિષ્ઠિત કુટુંબ શહેર છોડી અન્યત્ર જતા રહ્યાં. અમદાવાદની ટંકશાળ પર

નિયંત્રણ રાખવામાં આવ્યું. મિશ્રિત ધાતુના સિક્કા બહાર પડાયા, જેથી સોના-મહોર અને ચાંદીના રૂપિયાની આંટ વધી ગઈ. અભયસિંહની લોભવૃત્તિ અને શોષણનીતિના પરિણામે અમદાવાદના સમૃદ્ધ રેશમ ઉદ્યોગને ગંભીર ફટકો પડયો. ૧૭૩૨ મા ગુજરાતમાં ભયંકર દુકાળ પડતાં, લોકોની હાડમારી વધી. રોગચાળો ફેલાતા હજારોની સંખ્યામા માણસો મોતને શરણ થયાં. એ વિકટ પરિસ્થિતિમાં પણ વહીવટીતંત્રે શોષણગીરી ચાલુ રહી. શેઠ ખુશાલચંદ ઝવેરી ઘણાં વર્ષ દિલ્હી રહ્યા બાદ પોતાની તરફેણમા શાહી ફરમાનો (સપ્ટેમ્બર ૧૪, ૧૭૩૨) લઈ અમદાવાદમા પાછા આવ્યા. ફરમાનમા સૂબેદાર અભયસિંહ પર આદેશ હતો કે શેઠને એમના વેપારધંધાનાં અને લોકકલ્યાણનાં કાર્ય વિના અવરોધે કરવા દેવાં, પરંતુ એ જ વર્ષમા અભયસિંહ અને શેઠ વચ્ચેના સંબંધ બગડયા. પરિણામે શેઠને અમદાવાદ છોડી જતા રહેવું પડ્યું. તેઓ ફરી ૧૭૩૬ મા જ પાછા આવી શકયા.

ગુજરાતમાં પોતાના જાતિભાઈઓને થતી કનડગત અને શોષણ અટકાવવા માટે દિલ્હીમા રહેતા શ્રીમંત અને અત્યંત વગદાર ગુજરાતી શરાફો અને વેપારીઓએ હડતાલનો માર્ગ લઈ મુઘલ સત્તાવાળાઓનુ ધ્યાન ખેંચ્યું. વળી એ જ સમયે ખંભાતના મોમીનખાન તરફથી રતનસિંહની જુલમી નીતિ બાબતમાં વજીર પર પત્ર આવ્યો. વજીરે વસ્તુસ્થિતિ પામી જઈ મોમીનખાનને પુછાવ્યું કે એ પ્રાંતનો વહીવટ ચલાવવા તૈયાર છો કે કેમ ? મોમીનખાને જવાંમર્દખાનની સલાહ લઈ એ માટેની સંમતિ આપતા એ અંગેનું ફરમાન મોકલવામાં આવ્યું (મે ૧૦, ૧૭૩૬). ફરમાનમાં મહારાજા અભયસિંહની બદલી કરવામાં આવી હોવાનું અને નવો સૂબેદાર આવતા સુધી મોમીનખાનને પ્રાંતનો વહીવટ ચલવવાનું અને રતનસિંહ ભંડારીને રાજધાનીમાથી દૂર કરવાનું જણાવવામાં આવ્યું હતું.

મોમીનખાને એ ફરમાનની નકલો દીવાન કાજી વગેરે શાહી અધિકારીઓને મોકલાવી લશ્કર એકત્ર કર્યું અને મરાઠાઓની લશ્કરી મદદ મેળવી. એ સમયે દામાજીરાવનો સેનાપતિ રંગોજી પેટલાદ પાસે હતો. રંગોજી સાથે જે કરાર થયો તેમાં મોમીનખાને ગાયકવાડને સમગ્ર ગુજરાત પ્રાંતનું અડધું મહેસૂલ આપવા કબૂલ્યું; પરંતુ એમાથી અમદાવાદ શહેર, હવેલી પરગણુ અને ખંભાતનું શહેર તેમ બંદર બાકાત રાખવામા આવ્યાં હતાં મોમીનખાન અને રંગોજીના સંયુક્ત લશ્કરોએ અમદાવાદને ઘેરો ઘાલ્યો, જે નવ મહિના ચાલ્યો (ઑગસ્ટ ૧૭૩૬-મે ૧૭૩૭). ઘેરા દરમ્યાન દામાજીરાવ પોતાના લશ્કર સાથે આવ્યો. મોમીનખાને એની મુલાકાત લીધી અને પોતાના પક્ષે રહેવા અનુરોધ કર્યો. બીજી બાજુએ મુશ્કેલીમા

મુકાયેલા રતનસિંહ ભંડારીએ ગાયકવાડ પર સંદેશો મોકલ્યો, જેમાં પક્ષ છોડીને એને મદદ આપવાના બદલામાં અમદાવાદ, હવેલી પરગણું અને ખંભાત શહેર–બંદર સહિત આખા પ્રાંતનું અડધું મહેસૂલ આપવાની તૈયારી બતાવવામાં આવી. દામાજીરાવે આ સમાચારની જાણ મોમીનખાનને કરી ગુજરાતનો સૂબેદાર બનવાની ઇચ્છા રાખતા મોમીનખાને પણ એવી શરતો કબૂલ રાખી. વિરમગામ પરગણાનો આખો કબજો સોંપી ખંભાતનું અડધું મહેસૂલ પોતાની પાસે રહે એવી માગણી કરી, જે દામાજીરાવે સ્વીકારી. અડધું અમદાવાદ મરાઠાઓને આપવાનું હતું. પરિણામે અમદાવાદ પરનો ઘેરો સખત બનાવાયો અને રતનસિંહ ભંડારીને શરણે આવવું પડ્યું (મે ૧૮, ૧૭૩૭). અઠવાડિયા પછી રતનસિંહે અમદાવાદમાંથી વિદાય લીધા બાદ મોમીનખાન અને રંગોજીએ અમદાવાદનો કબજો લીધો. બંને વચ્ચે શહેર વહેંચાયું. મોમીનખાને વિગતવાર અહેવાલ દિલ્હી મોકલાવ્યો.[૯] સલામતીની ખાતરી થતાં અમદાવાદમાંથી નાસી ગયેલા લોક શહેરમાં પાછા આવ્યા.

**મોમીનખાન** (ઈ સ ૧૭૩૭–૪૩)

રતનસિંહની વિદાય પછી મોમીનખાન બિનસત્તાવાર છતાં હકીકતમાં ગુજરાતનો સૂબેદાર બન્યો પોતાનું મૃત્યુ (ફેબ્રુઆરી, ૧૭૪૩) થતા સુધી એણે કુનેહતાપૂર્વક વહીવટ ચલાવ્યો. થયેલા કરાર પ્રમાણે અમદાવાદ શહેર બે ભાગમાં વહેંચાયું હતુ : શહેરનો દક્ષિણ ભાગ છ દરવાજાઓ સહિત રંગોજીના તાબામાં અને ઉત્તર ભાગ મોમીનખાનના તાબામા આવ્યો આ પ્રકારનું દ્વિશાસન ૧૭૫૩ સુધી રહ્યું.

મોમીનખાને પાટણના જવાંમર્દખાન અને બાલાસિનોરના શેરખાન બાબી સાથે રહીને ઉત્તર ગુજરાતમાંથી વાર્ષિક ખંડણી ઉઘરાવવા મુલુકગીરી ચડાઈ કરી (૧૭૩૭). એને દિલ્હી દરબારમાંથી વજીરની મુદ્રાવાળું ફરમાન મળ્યું (એપ્રિલ, ૧૭૩૮), જેમા એને અમદાવાદ પુન: કબજે કર્યા બદલ અભિનંદન આપવામા આવ્યા અને એની મનસબ વધારવામાં આવી અને 'બહાદુર'નો ખિતાબ આપવામા આવ્યો. મોમીનખાને અમદાવાદમાં ફરી પાછો ધિક્કારપાત્ર બનેલો વેરો દાખલ કર્યો અને લોકો પાસેથી એક લાખ રૂપિયા સખતાઈથી વસૂલ કર્યા. મરાઠાઓને એમાથી અડધો ભાગ આપવાના પ્રશ્ને પર તંગદીલી થતાં વીસ દિવસ સુધી ત્રાસ અને ભાંગફોડનું વાતાવરણ રહ્યું. ભવિષ્યમાં આવા ઝઘડા ઉપસ્થિત ન થાય એ માટે રંગોજીએ મોમીનખાન પાસેથી મરાઠાઓના એવા હક્કો વિશે લિખિત કરાર કરાવી લીધો.

૧૭૩૯ નુ વર્ષ હિંદમા મુઘલ સામ્રાજ્ય માટે ભારે કમનસીબ નીવડયુ. ઈરાનના શહેનશાહ નાદિરશાહે હિંદ પર ચડાઈ કરી દિલ્હી કબજે કર્યું અને એ ત્યા લગભગ બે મહિના સુધી રહી દેશનો વાસ્તવિક સમ્રાટ ( શાહ–ઇન–શાહ ) બની ગયો. એના નામવાળા સિક્કા પડચા અને ખુત્બામાં નામ પણ વંચાયું. એ સિક્કા અમદાવાદની ટંકશાળમાથી પણ પડાયા હતા, બીજી બાજુએ ૧૭૩૮–૩૯ દરમ્યાન પેશવા બાજીરાવ ૧ લા અને એના ભાઈએ દક્ષિણ ગુજરાતના અને ઉત્તર કોંકણના દરિયાકાંઠાના વિસ્તારોમા આવેલા ફિરંગી હકૂમતવાળા પ્રદેશ કબજે કરી લીધા હતા તેમા વસઈ દમણુ અને દીવનો સમાવેશ થતો હતો. મોમીનખાને સૂબેદાર-પદ ધારણ કર્યા બાદ ૧૭૩૭ મા સોરઠ જિલ્લાના નાયબ ફોજદાર તરીકે શેરખાન બાબીની નિમણૂક કરી હતી. શેરખાને લગભગ છ વર્ષ સુધી જૂનાગઢ ખાતે પોતાની સત્તા દૃઢ કરી, સમજાવટ તથા સમાધાનભરી નીતિ અપનાવી રંગોજી અને મરાઠાઓના હુમલાઓ અટકાવ્યા, પરંતુ મોમીનખાનના અવસાન પછી ૧૭૪૩ થી ૧૭૪૮ સુધી એ ઉત્તર ગુજરાતના અશાંત વાતાવરણમા સક્રિય ભાગ લેતો રહ્યો.

મોમીનખાનના કાર્યદક્ષ વહીવટથી ખુશ થઈ મુઘલ બાદશાહ તરફથી એને 'નજમુદ્દૌલા' અને 'દિલાવરજંગ' એવા બે ખિતાબ આપવામાં આવ્યા તથા એને ૬,૦૦૦ સવારનો મનસબદાર બનાવવામા આવ્યો ( જૂન ૪, ૧૭૪૨ ). મોમીનખાને એ સમયે રંગોજી સાથે મળી બંને પક્ષે જે ઘર્ષણના મુદ્દા હતા તેઓનુ નિવારણ કર્યું અને નિખાલસ વાતાવણ સર્જ્યું. એણે રંગોજી સાથે સૌરાષ્ટ્રમાં આવી બાકી રહેલી જમાબંધી ઉઘરાવી. અમદાવાદ પાછા આવ્યા બાદ તેનુ અવસાન થયુ (ફેબ્રુઆરી ૨૦, ૧૭૪૩). એણે પોતાના પ્રભાવશાળી અને શક્તિશાળી વ્યક્તિત્વથી ગુજરાત પ્રાંતમાં થોડીઘણી રહેલી મુઘલ સત્તાને ટકાવી રાખવા સફળ પ્રયાસ કર્યો. એણે રંગોજી સાથે મહેસૂલ વહેંચવાના પ્રશ્ન પર ઝઘડા નિવારવા સમાધાનભરી નીતિ અપનાવી હતી. એ બધું એની કાર્ય-દક્ષતાને આભારી હતું.

મોમીનખાનના મૃત્યુના સમાચાર દિલ્હી પહોચતાં નવો સૂબેદાર નિમાતાં સુધી કામ કરવા માટે એના ભત્રીજા ફિદાઉદ્દીનખાન અને પુત્ર મુફ્તખીરખાનને સંયુક્તપણે વહીવટ ચલાવવાનો આદેશ આપવામાં આવ્યો. ફિદાઉદ્દીનખાન મોટો હોવાથી એણે સત્તાસૂત્રો હાથમા લીધાં, પરંતુ એ નબળો અને અસમર્થ હતો. મોમીન-ખાનના સમયથી લશ્કરનો પગાર ચડી ગયો હતો તેથી નાણાંની ભારે ખેંચ હતી, તેથી એણે ગેરકાયદે લાગા ઉઘરાવવાનું શરૂ કરતાં એ ભારે અપ્રિય બન્યો.[10]

ફિદાઉદ્દીનખાને ખંભાત જઈ ફરજિયાત રકમ ઉઘરાવી. એની અમદાવાદમાં ગેરહાજરી દરમ્યાન રંગોજીએ અમદાવાદ કબજે કરવા હલ્લો કર્યો (મે ૧૬, ૧૭૪૩), પણ ફિદાઉદ્દીનખાનના પક્ષે શેરખાન બાબીએ આવીને મદદ કરતાં અંતે રંગોજીને ભારે નિષ્ફળતા મળી અને એની નાલેશી થઈ. રંગોજીએ શાંત સમાધાન માટે માગણી કરતા ઘણી સમજાવટ બાદ ફિદાઉદ્દીનખાને સમાધાન કર્યું અને વિરમગામ તથા બોરસદના કિલ્લા મરાઠાઓ પાસેથી લઈ લીધા, અને રંગોજીની માનહાનિ થાય તેવા કાર્ય કર્યાં.[૧૧] ફિદાઉદ્દીનખાને એ પછી અમદાવાદ પર પોતાનો પૂરેપૂરો અંકુશ સ્થાપ્યો અને મરાઠાઓને ત્યાંથી દૂર કર્યાં.

**જવાંમર્દખાન (ઈ.સ. ૧૭૪૩–૫૩)**

મોમીનખાનના અવસાન પછી ગુજરાતના ત્રાસદાયક અને અશાંત બનેલા રાજકારણમાં સૌથી વધુ શક્તિશાળી ઉમરાવ તરીકે પાટણનો ફોજદાર જવાંમર્દખાન આગળ આવ્યો. ફિદાઉદ્દીન અને મુફતખીરખાન વચ્ચે પરસ્પર વહેમ અને શંકા ઉપસ્થિત થતા બંને વચ્ચેનુ અંતર વધતુ ગયુ. મુફતખીરખાને પોતાના પિતા મોમીનખાનના એક સમયના સૌથી માનીતા જવામર્દખાન પર વિશ્વાસ રાખી એને અમદાવાદ બોલાવ્યો. જવામર્દખાને આવીને ફિદાઉદ્દીનખાનને સત્તા પરથી દૂર કર્યો, એટલું જ નહિ, પણ પોતે સત્તાધીશ બની ગયો (૧૭૪૩) અને દસ વર્ષ સુધી અગ્રસ્થાને રહી મહત્ત્વપૂર્ણ ભાગ ભજવ્યો. એ જ સમયે દામાજીરાવે અને રંગોજીએ સંયુક્ત રીતે મુઘલ તાબાનુ પેટલાદ કબજે કર્યું. રાજકીય બનાવ નાટ્યાત્મક રીતે બનતા ગયા. જુન્નર (પૂના પાસે) કિલ્લાના સૂબેદાર અબ્દુલ અઝીઝખાન(મકબૂલ આલમ)ને ગુજરાતના સૂબેદાર તરીકે નિમાયાની બનાવટ થઈ, પણ મરાઠાઓ સાથેની લડાઈમા એ ભરૂચ પાસે નર્મદા નદીમા માર્યો ગયો (ડિસેમ્બર, ૧૭૪૩) રંગોજીએ ખંભાત જઈ લૂંટ ચલાવી (ફેબ્રુઆરી ૧૭૪૪). ત્યાના મુસ્લિમ ફોજદારે પણ જુલમી કાર્યો વડે પ્રજાની મુસીબતો વધારી. જવામર્દખાને અમદાવાદ પર સંપૂર્ણ અંકુશ સ્થાપ્યો અને ગુજરાતમા મુઘલ પ્રદેશ તરીકે બાકી રહેલા વિસ્તાર પરનો વાસ્તવિક શાસક બન્યો. દિલ્હીથી સૂબેદાર તરીકે નિમાયેલા ફખરુદ્દૌલાહખાન બહાદુર શુજાતજંગને બદલે પોતે સૂબેદાર તરીકે નિમાયેલો છે એવી બનાવટ પણ એણે કરી (જાન્યુઆરી ૨૮, ૧૭૪૪). અમદાવાદની ત્રસ્ત પ્રજાએ એવી આશા રાખી કે જવાંમર્દખાન સૂબેદાર બનવાથી એમની મુસીબતોનો અંત આવશે, પણ જવાંમર્દખાને જુલમી નીતિ અપનાવી ગેરકાયદેસર કરવેરા વસૂલ લીધા. નવો નિમાયેલો સૂબેદાર ફખરુદ્દૌલાહ અમદાવાદ તરફ આવતા એનો સામનો કરવામાં

આવ્યો અને અંતે સૂબેદાર મરાઠાઓનો કેદી બન્યો. અમદાવાદ સુરત અને ખંભાતમાં સ્થાનિક મુસ્લિમ ઉમરાવો વચ્ચે સત્તા માટે થઈ રહેલા સંઘર્ષોમાં મરાઠા પોતાને લાભ થાય તેવા પક્ષે જોડાતા રહ્યા અને ગુજરાત પરનો પોતાનો અંકુશ મજબૂત બનાવતા ગયા અને પ્રદેશો વધારતા ગયા (૧૭૪૫–૪૮) ગુજરાતમાં ૧૭૪૭ માં ચોમાસું તદ્દન નિષ્ફળ જતાં પાકનો નાશ થયો અને પરિણામે ભયંકર દુકાળ પડ્યો, વસ્તીનું સ્થળાંતર અન્ય જગ્યાએ થયું.

ગુજરાતના પલટાતા રાજકારણમાં સક્રિય બની ભાગ લેનાર શેરખાન બાબીને ૧૭૪૮ માં સમજાઈ ગયું કે હવે પોતાને આગળ વધવા માટે કોઈ શક્યતા રહેલી નથી, તેથી એણે બાલાસિનોરની પોતાની જાગીર પોતાના પુત્ર સરદાર મુહમ્મદખાનને સોંપી અને પોતે જૂનાગઢ જતો રહ્યો. એણે ગુજરાતના રાજકારણમાંથી નિવૃત્તિ લીધી અને 'બહાદુરખાન' તથા 'નવાબ'નું બિરુદ રાખી જૂનાગઢમાં પોતાનું સ્વતંત્ર શાસન સ્થાપ્યું. ૧૭૫૮ માં એનું અવસાન થતાં એનો પુત્ર મહોબતખાન નવાબ બન્યો.

દિલ્હીમાં મુઘલ બાદશાહ મુહમ્મદશાહનું અવસાન થયું (એપ્રિલ ૧૪, ૧૭૪૮) એની જગ્યાએ એનો શાહજાદો અહમદશાહ બાદશાહ બન્યો.

### બાદશાહ અહમદશાહનો રાજ્ય-અમલ (૧૭૪૮–૧૭૫૬)

અહમદશાહનું નબળું શાસન એને પદભ્રષ્ટ કરાતાં સુધી ચાલુ (૧૭૫૬) રહ્યું. એ સમયમાં ગુજરાતમાં મરાઠાઓ ઉપરાંત ઉત્તર ગુજરાતમાં જવાંમર્દખાન, ખંભાતમાં મોમીનખાન ૨ જો, જૂનાગઢ અને બાલાસિનોરમાં શેરખાન બાબી, સુરતમાં તેગબેગખાન અને ભરૂચમાં નેકઆલમખાન એમ પાંચ ઉમરાવ શક્તિશાળી હતા. નવા મુઘલ બાદશાહે જોધપુરના મહારાજા વખતસિંહની જોરદાર રજૂઆત પરથી એની પાસેથી અમુક શરતો કબૂલ કરાવી ગુજરાતના સૂબેદાર તરીકે ફખરુદ્દૌલાહની જગ્યાએ એને નિમણૂક આપી (મે ૧, ૧૭૪૮), પરંતુ મહારાજા વખતસિંહે ગુજરાત પ્રાંતમાં મરાઠાઓની તાકાત અને પ્રગતિ વિશેની તપાસ કરાવી લઈ એની વિઘટન પામેલી સ્થિતિ જોઈ, સૂબેદારના હોદ્દાનો હવાલો લેવા આવવાનો વિચાર પડતો મૂક્યો. બીજી બાજુ મહારાજા વખતસિંહ સૂબેદાર તરીકે ન આવે એ માટે જવાંમર્દખાને અમદાવાદના નાગરિકો પાસે એક મોટી વિરોધી અરજી કરાવી, મહારાજાની નિમણૂકને રદબાતલ ઠરાવવા જોરદાર હિલચાલ કરી; પરંતુ મહારાજાએ પોતે જ આવવાનો વિચાર ત્યજી દેતાં કોઈ પરિણામ ન આવ્યું જવાંમર્દખાન સૂબેદાર તરીકે ગુજરાતમાં મુઘલ પ્રદેશો પર અંકુશ ધરાવતો

હતો છતાય એની નિમણૂક સત્તાવાર રીતે થઈ ન હતી. એ માટે જવાંમર્દખાને પ્રયાસો કરતાં, એ અંગેનું ફરમાન દિલ્હીથી બહાર પાડવાની તજવીજ શરૂ થઈ

જવાંમર્દખાનને ૧૭૫૩ ના આરંભમાં પોતાની સત્તાની સલામતી લાગતાં અમદાવાદ છોડી સાબરકાંઠા અને બનાસકાંઠાના જમીનદારો પાસેથી એ ખંડણી ઉઘરાવવા ગયો. એની અમદાવાદમાંની ગેરહાજરીનો લાભ લઈ રઘુનાથરાવ અને દામાજીરાવ ગાયકવાડે ભેગા મળી અમદાવાદને ઘેરો ઘાલ્યો (ફેબ્રુઆરી ૧૨, ૧૭૫૩), એ બાદ જવાંમર્દખાન સાથે જે શરણાગતિવાળું સમાધાન થયું (માર્ચ ૩૦, ૧૭૫૩) તેમા જવાંમર્દખાનને જાગીર તરીકે પાટણ શહેર અને દસ મહાલો (પાટણ વડનગર વિજાપુર વિસલનગર થરાદ ખેરાળુ સમી મુજપુર રાધનપુર અને થેરવાડા) આપવામા આવ્યાં અમદાવાદ શહેરમાથી એ નીકળી જાય એમ નક્કી થયું. એ પછી અમદાવાદ શહેર શરણે આવ્યુ (એપ્રિલ ૧, ૧૭૫૩). અમદાવાદ શહેર પર મરાઠાઓનો પૂરો કબજો આવી જતાં, હવે પ્રાંતમાં મુઘલ સત્તાનો લગભગ અંત આવી ગયો, છતા એ તે પછી પણ પાચ વર્ષ સુધી નામની અસ્તિત્વમાં રહી. દરમ્યાનમા જવાંમર્દખાનનુ ખૂન થયુ (સપ્ટેમ્બર ૨૭, ૧૭૫૩).

## બાદશાહ આલમગીર ૨ જાનો રાજ્ય-અમલ (ઈ સ. ૧૭૫૪–૫૯)

દિલ્હીમા ૧૭૫૪ ના મધ્ય ભાગમાં મુઘલ બાદશાહ અહમદશાહને પદભ્રષ્ટ કરાયો અને એની જગ્યાએ આલમગીર ૨ જાને બાદશાહ બનાવવામાં આવ્યો. આલમગીરના નામવાળા રૂપિયા અને સુહર અમદાવાદની ટંકશાળમાથી બહાર પાડવામાં આવ્યાં. મરાઠાઓનો અમદાવાદ પર પૂરો કબજો હોવા છતાં જૂની પ્રણાલિકા પ્રમાણે બાદશાહના પદારોહણના ફરમાનને આવકારાયું અને એની જાહેરાત પણ થવા દેવામાં આવી.

૧૭૫૪–૫૫ દરમ્યાન મરાઠાઓએ મોમીનખાન ૨ જા પાસેથી ખંભાત જીતી લેવા પ્રયાસ કર્યા, પરંતુ એમાં એમને નિષ્ફળતા મળી. ૧૭૫૬ માં મોમીનખાનને નાણાની ભારે ખેંચ પડી. સૈનિકોનો ચડી ગયેલો પગાર ચૂકવવાનો બાકી હતો. આથી એણે આસપાસના મરાઠાઓ સહિતના પ્રદેશોમાથી લૂંટની રકમ મેળવી. એ વર્ષે અમદાવાદની રક્ષણ-દીવાલોને ભારે વરસાદથી નુકસાન થયું અને મરાઠાઓનું મોટું લશ્કર અન્યત્ર હતુ તેથી મોમીનખાને અમદાવાદ પુનઃ કબજે કરવાનુ નક્કી કર્યું. એણે મરાઠાઓના વિરોધીઓ અને શત્રુઓનો સહકાર મેળવ્યો, વળી કેટલાક મરાઠા લશ્કરી અધિકારીઓને પોતાના પક્ષે લીધા, અને

વ્યવસ્થિત કાવતરુ યોજ્યુ. મરાઠા સૂબેદાર રઘુનુ ખૂન કરવામાં આવ્યું (સપ્ટેમ્બર ૬, ૧૭૫૬) અને એ પછી અમદાવાદ પર આક્રમણ કરવામાં આવ્યું. એ સમયે મરાઠા લશ્કર ઓછી સંખ્યામા હતુ તેથી શહેરનો બચાવ ઝાઝો સમય થઈ શકયો નહિ અમદાવાદ પર કબજો મેળવાયો (ઑક્ટોબર ૧૬, ૧૭૫૬)[૧૨]. ગુજરાતના નાગર બ્રાહ્મણ શંભુરામની કામગીરી અમદાવાદની લશ્કરી ક્રાંતિમાં મહત્ત્વપૂર્ણ રહી એથી એને નાયબ સૂબેદાર બનાવવામા આવ્યો અને પૂર્ણ સત્તાઓ સાથે મુખ્ય મંત્રી નીમવામા આવ્યો[૧૩]

**મોમીનખાન (ઈ સ ૧૭૫૬-૫૮)**

મોમીનખાને રાજધાની પર કબજો મેળવી, ગુજરાતના છેલ્લા મુસ્લિમ સૂબેદાર તરીકે સ્થાન મેળવ્યું, પણ એ સમયે દિલ્હીમા કેંદ્રીય મુઘલ સરકાર ભાંગી પડી હતી. ત્યાથી સ્વીકૃતિ મગાવતાં મોમીનખાનને સંદેશો મોકલવામાં આવ્યો કે મુઘલ સમ્રાટ તરફથી જે માનપાન અને બક્ષિસ જોઈએ તો આપવામા આવશે, પણ પોતાના સ્થાનના રક્ષણ માટે તમારે તમારાં સાધનો પર જ આધાર ગખવો પડશે.

બીજી બાજુએ પેશવા બાલાજી બાજીરાવ, જે આ વખતે હિંદમાં સર્વોચ્ચ લશ્કરી તાકાત ધરાવનાર તરીકે ખ્યાતનામ બન્યો હતો, તેને ગુજરાતના બનાવોની જાણ થતાં તરત જ પોતાના નાયબ સદાશિવ રામચંદ્રને પૂરી સત્તા સાથેનું સુસજ્જ લશ્કર આપી મોકલ્યો, દામાજીરાવ ગાયકવાડ તથા એના ભાઈ ખંડેરાવ પણ સદાશિવને સહકાર આપી મદદે જાય એવી સૂચના આપી. એ રીતે સંયુક્ત મરાઠા લશ્કરનુ આક્રમણ અમદાવાદ પર થયુ. મોમીનખાને બચાવ માટે પ્રયાસ કર્યા. લગભગ ૧૪ માસ (જાન્યુઆરી ૭, ૧૭૫૭ થી ફેબ્રુઆરી ૨૭, ૧૭૫૮) સુધી ઘેરો ચાલ્યો.[૧૪] ઘેરાના સમય દરમ્યાન મોમીનખાનની મુશ્કેલીઓ વધી. મોટા લશ્કરનો પગાર ચૂકવવા બાબતમા નાણાંની તંગી હતી તેથી અમદાવાદની હિંદુ તેમજ મુસ્લિમ પ્રજા પાસેથી ગેરકાયદે કરવેરા ફરજિયાત ઉઘરાવવામાં આવ્યા. ડભોડા અને એની આસપાસ રહેતા કોળીઓ ભારે સાહસ અને હિંમત બતાવી, શહેરને અનાજ સામગ્રી ત્રીસગણી કિંમતે વેચી જતા. મરાઠાઓના ઘેરા દરમ્યાન સૌથી વધુ ખરાબ દશા તો પ્રજાની થઈ વેપારધંધામા ભારે નુકસાન, આકરા વેરા, માલમિલકતને થતુ નુકસાન, જરૂરી ખાદ્ય ચીજોના અભાવથી ભૂખમરાની સ્થિતિ, મરાઠાઓનો શહેર ફરતો કડક ચોકીપહેરો, વગેરે હાડમારીઓથી પ્રજા ત્રાસી ગઈ તેથી ગરીબ અને ભૂખ્યા પ્રજાજનોએ શહેર-માંથી અન્યત્ર સ્થળાંતર કરવા ધસારો કર્યો. કરની વસૂલાત, દંડ અને જપ્તી

જેવાં આકરાં પગલાં લીધાં છતાં મોમીનખાનને નાણાંની તંગી જ રહી. લશ્કરને પગાર નિયમિત ચૂકવાતો નહિ પરિણામે ઘણી સંખ્યામાં લશ્કરી સૈનિકોએ મોમીનખાનનો પક્ષ છોડચો અને દામાજીરાવે અસંતોષાયેલાઓને નોકરી આપવાની જાહેરાત કરતાં તેઓ મરાઠા પક્ષે જોડાયા (ઑક્ટોબર, ૧૭૫૭). ૧૭૫૭ ના અંત સુધીમાં મરાઠાઓએ અમદાવાદ શહેર ફરતો ઘેરો વધુ કડક બનાવી ભીંસ વધારી. ૧૭૫૮ ના આરંભમાં સૂફી ઉમરાવ શાહ નૂરે (મૂળ નામ હસનકુલીખાન) મોમીનખાનને કરુણ સ્થિતિમાંથી ઉગારી લેવા પેશવા સાથે સમાધાન કરાવી આપવાનો પ્રયત્ન કરી જોયો. પેશવા પાસેથી લાવેલી શરતો શાહ નૂરે મોમીનખાનને જણાવી, પરંતુ મોમીનખાને એ સ્વીકારી નહિ શાહ નૂરે તેથી પ્રયાસ છોડી દીધા (જાન્યુઆરી ૧૫), પરંતુ એક જ મહિનામાં મોમીન-ખાને સમગ્ર પરિસ્થિતિથી તંગ આવી જતાં સમાધાન માટે તૈયારી બતાવી દામાજીરાવ ગાયકવાડની મધ્યસ્થી સ્વીકારી. જે સમાધાન થયું તેમાં મોમીનખાને સિત્તોર હજાર (મૂળ એક લાખની રકમ હતી) રૂપિયા આપવાનું, ખંભાત બંદર એની પાસે રહેવા દેવાયું, પણ એની અડધી જકાત પેશવાને આપવાનું, ઘોઘા સોંપી દેવાનું અને મુખ્ય મંત્રી શંભુરામનો કબજો સોંપી દેવાનું કબૂલ્યું. એ પછી અમદાવાદ મરાઠાઓના કબજામાં આવ્યું (ફેબ્રુઆરી ૨૭, ૧૭૫૮)[૧૫] અને એની સાથે મુઘલ સત્તાનો ગુજરાતમાં અંત આવી ગયો.

## પાદટીપ

૧ *Siyar-ul-Mutakherin*, trans by J Briggs, Vol I, pp 98-101

૨ 'મિરાતે અહમદી', (ગુજ. અનુ કૃ. મો ઝવેરી), વો. ૨, ખંડ ૧, પૃ. ૭-૮

૩. Gense and Banaji, *The Gaikwads of Baroda*, Vol I, pp 21-22

૪ 'મિરાતે અહમદી', વો ૨, ખંડ ૧, પૃ. ૨૩

૫. એજન, પૃ ૫૯-૬૦

૬. Gense and Banaji, *op cit*, pp 5-7

૭ W. Irwine, *Later Mughals*, Vol II, pp. 193-94, 196, 200-01, 'મિરાતે અહમદી', વો ૨, ખંડ ૧, પૃ ૧૧૬, ૧૨૧-૧૨૨, ૧૩૬-૧૩૮

૮ V. G Dighe, *Peshwa Baji Rao I and Maratha Expansion*, pp 33-36

૯. 'મિરાતે અહમદી', વૉ. ૨, ખંડ ૨, પૃ. ૨૮૮–૨૯૦

૧૦. Gense and Banaji, *op. cit*, p 45

૧૧. 'મિરાતે અહમદી', વૉ. ૨, ખંડ ૨, પૃ. ૩૫૯–૩૬૧

૧૨ એજન, ખંડ ૩, પૃ. ૫૭૪–૭૮; Gense and Banaji, *op. cit*, Vol. I, p. 113

૧૩. 'મિરાતે અહમદી', વૉ. ૨, ખંડ ૩, પૃ. ૫૮૦–૮૩

૧૪. એજન, ખંડ ૪, પૃ. ૫૯૦–૬૫૦

૧૫. M. S. Commissariat, *The History of Gujarat*, Vol. II, pp. 540–42

*

## પ્રકરણ ૫

# સમકાલીન રાજ્યો

### ૧. જાડેજા વંશ

કચ્છના જાડેજાઓની એક શાખા જામ રાવળના સમયથી નવાનગરની સ્થાપના સાથે ઉત્તર સૌરાષ્ટ્રમાં શરૂ થઈ, તો બીજી શાખા ઈસ ૧૫૭૪–૧૭૫૭ ના ગાળાના અંતભાગમા મોરબીમા શરૂ થઈ. આમ કચ્છ નવાનગર અને મોરબી એમ ત્રણ મુખ્ય શાખા વિકસી.

**(૧) કચ્છના જાડેજા**

આ પૂર્વેના ગ્રંથ(પૃ ૧૫૪)મા કચ્છની ગાદીએ ખેંગારજી (૧ લા)ને જોયો. નવાનગરના જામ રાવળે એનો વિનાશ કરવા કરેલા પ્રયત્ન નિષ્ફળ ગયા. સિંધ તરફની સરહદના રક્ષણ નિમિત્તે સિંધના શાહ હુસેન સાથે અથડામણો થતી ઝારાના યુદ્ધમાં રાવને પરાજય પણ મળ્યો, પણ હુસેન કચ્છને કશું નુકસાન કરી શક્યો નહિ. ૯૦ વર્ષની ઉંમરે ઈ સ. ૧૫૮૫ માં ખેંગારજીનુ અવસાન થતા કચ્છનો સ્વતંત્ર સત્તા તરીકે અંત આવ્યો, છતા અમદાવાદી સત્તાની પકડ ઢીલા પ્રકારની જ હતી : માત્ર કચ્છના રાવે જરૂર પડતા ૫,૦૦૦ ઘોડેસવાર લશ્કરથી સહાયમાં જવાનુ હતુ

ખેંગારજી ઈ.સ ૧૫૮૫ માં અવસાન પામ્યો એની પૂર્વે જ મોટો પુત્ર ભોજરાજજી હળવદના રાયધર ઝાલાની મદદે જતાં કામ આવી ગયેલો અને એનો પુત્ર અસિયોજી તદ્દન બાળક હોવાથી ભોજરાજજીનો ભાઈ ભારમલજી (૧ લો) સત્તા ઉપર આવ્યો.[1] મુઝફ્ફર ૩ જો હાલારમાંથી નાસી ભારમલજી પાસે ગયેલો ત્યારે રાવે એને મુઘલ સૈન્યને હવાલે કર્યો હતો વગેરે વિગત આ પૂર્વે સૂચિત થઈ છે ભારમલજી ગુજરાતના સત્તાધારીઓને અધીન હતો. એણે બેએક વાર માથુ ઊંચકેલુ, પણ નિષ્ફળતા મળેલી. જહાંગીર જ્યારે ઈ સ ૧૬૧૭ મા અમદાવાદ આવેલો ત્યારે ભારમલજીને એની સલામીએ જવુ પડ્યુ હતુ, જ્યાં સારુ નજરાણુ ધરતાં જહાંગીરે પણ એની સારી કદર કરી એને ટંકશાળ સ્થાપવાની અને એમાં કચ્છી કોરીનું નાણુ છાપવાની સત્તા આપી હતી. ભત્રીજો

અલિયોજી ઉંમરલાયક થતા એને કોઠા પરગણું ભેટ આપવામાં આવ્યું હતું, જે એના અવસાને ખાલસા કરવામાં આવ્યુ હતું.

ભારમલજીનુ ઈ.સ. ૧૬૩૧ માં અવસાન થતા અને પાટવી જેહાજી નાની ઉમરે મરણ પામેલો હાઈ નાના પુત્ર ભોજરાજજીને સત્તા મળી. એના સમયમાં શાહ વર્ધમાને મુદ્રાની વસાહત કરી [૨]

ભોજરાજજી અપુત્ર મરણ પામતાં એના ભાઈ મેઘજીનો કુમાર ખેગારજી દત્તક પુત્ર તરીકે ઈ.સ ૧૬૪૫ માં ગાદીએ આવ્યો. એના અવસાને સુમરીને પેટે જન્મેલા હમીરજીને સત્તા સોપવામાં આવી, પણ ખેંગારજીનો ભાઈ તમાચી સત્તરમે દિવસે આવ્યો ને હમીરજીને ગાદીએથી ઉઠાડી મૂકી એણે ઈ.સ. ૧૬૫૪ મા કચ્છની સત્તા હાસલ કરી આ રાવ તમાચીના સમયમા દારા શુકોહ નામી કચ્છમાં પાછળથી જાણીતા થયેલા દારાવાડી નામક સ્થાનમાં આવી વસ્યો હતો. એણે નવાનગરના જામ અને કચ્છના રાવ પાસે સૈન્યની સહાય માગી, પણ એમા નિષ્ફળતા મળતા એ કચ્છ છોડી ગયો રાવ તમાચી ઈ.સ. ૧૬૬૨ મા અવસાન પામતા એનો પુત્ર રાયધણજી (૧ લો) સત્તા ઉપર આવ્યો [૩] કચ્છની ખંડણી જહાંગીરના સમયથી માફ હતી, પણ અમદાવાદના સૂબેદારે મોટું સૈન્ય મોકલી મોઆઝિમબેગને ખંડણી ઉઘરાવવા મોકલ્યો ત્યારે રાવે પણ મારી એવી તૈયારી કરતાં મુઘલ સેનાપતિ પરવાનો આપી પરત થઈ ગયો.[૩અ]

રાયધણજીનું ઈ.સ ૧૬૯૭ માં અવસાન થતાં, મોટા બે પુત્રો પિતાના જીવતા જ મરણ પામેલા એટલે ત્રીજો પુત્ર પ્રાગમલજી ગાદીએ આવ્યો એ વખતે નોઘણજીના પુત્ર હાલોજી અને રવોજીના પુત્ર કાંયોજીએ જુદા જુદાં થાણાં કબજે કરી ત્યા ત્યા સત્તા જમાવેલી. આમાં હાલોજીએ મુદ્રા કાંઠી અને કોઠારા-(તા. અબડાસા)ના પ્રદેશ અને કાયોજીએ સરહદ પરનુ અદરનુ કટારિયા (તા ભચાઉ) અને સૌરાષ્ટ્રની હદમાનુ મોરબી કબજે કરી લીધાં હતાં રાયધણજીના કુમાર ગોડજીએ આ તકે હાલોજી પર ચડાઈ કરી એક જ દિવસમા એની પાસેથી મુંદ્રા વગેરે કાંઠીનાં બાવન ગામ કબજે કરી લીધા હતાં પ્રાગમલજી (૧ લા)ના સમયમા નવાનગરની ગાદીએ નબળા જામ એક પછી એક આવવાથી લૂટારા પ્રબળ થઈ ગયા હતા જામ રાયસગજીના અવસાને કુમાર તમાચી નાનો હોઈ રાવ પ્રાગમલજીને શરણે જઈ રહેલો. એ ઉમરલાયક થતા રાવે પોતાના કુમાર ગોડજીને એની સાથે મોકલી નવાનગર એને સોપ્યુ. આના બદલામા જામે કચ્છને બાલંભાનો કિલ્લો ભેટ આપ્યો ત્યારથી પ્રાગજીમલજી 'મહારાવ' બન્યો.

પ્રાગજીમલના ઈ સ. ૧૭૧૫ મા થયેલા અવસાને કુમાર ગોડજી(૧ લો) સત્તા ઉપર આવ્યો, પણ એ ત્રણ જ વર્ષમા અવસાન પામતાં ઈ.સ. ૧૭૧૮ મા એનો પુત્ર દેસળજી (૧ લો) સત્તા ઉપર આવ્યો.

દેસળજી સત્તા ઉપર આવ્યો ત્યારે કચ્છમાં તો બધુ સૂતરું ચાલતુ હતું, પણ મોરબીનો કાયોજી ખટપટ કરતો હતો, સારી ખ ડણી આપવાની લાલચે અમદાવાદથી સરબુલંદખાનને ૫૦ હજારના સૈન્ય સાથે ભૂજ ઉપર એ લઈ આવ્યો. તાજા ગાદીએ આવેલા દેસળજીથી પહોચાય એમ નહોતું ત્યારે પટરાણી બાઈ રાજબા વાઘેલીએ પોતાની ખાનગી મિલકત કાઢી આપી અને દેવકરણ શેઠ નામના લુહાણાએ સમગ્ર સ ચાલનની જવાબદારી ઉઠાવી લીધી. દેવકરણે ભાયાતો અને ગરાસિયાઓને એકઠા કરી મોટુ સૈન્ય જમાવ્યું અને સૂબેદારના સૈન્યને એક પછી એક અનેક સ્થળે ખરાબી વહોરવી પડી. કાયોજી સરબુલ દખાનને છોડી નાસી ગયો. આ અરસામાં સરબુલ દખાનને સૂબેદાર-પદેથી દૂર કરાતા એ ઘેરો ઉઠાવી અમદાવાદ તરફ ચાલ્યો ગયો. વિઘ્નોમાંથી મુક્ત થતાં દેસળજીએ ભૂજિયો કિલ્લો તેમ અ જાર મુ દ્રા અને રાપરના ગઢ પણ તૈયાર કરાવ્યા. ચાંચિયાઓથી રક્ષણ આપવા કચ્છીગઢ તેમ રાયમાઓના રક્ષણ માટે જ સિંધમાં રાયમાગઢ પણ બ ધાવ્યો.

દેસળજીની ઉત્તરાવસ્થામા કુમાર લખપતજીની તૃષ્ણા જોર પકડવા માંડી એણે દેવકરણ શેઠનુ ખૂન કરાવ્યુ અને પિતાને પણ અટકમાં લઈ (ઈ.સ. ૧૭૪૧) ગાદી હસ્તગત કરી. દસ વર્ષ કેદમાં રહ્યા પછી ઈ સ. ૧૭૫૨ માં દેસળજીનું અવસાન થતા કુમાર લખપતજી સર્વસત્તાધીશ બન્યો. લખપતજીનો આર ભનો સમય આતરિક કલહોમાં પસાર થયો.

લખપતજીના સમયના બે નોધપાત્ર બનાવ તે રામસિંહ માલમની વિદ્યા-કલાને આપેલો પ્રબળ વેગ અને ભૂજમા વ્રજભાષાની પાઠશાળાની સ્થાપના કરી તે લખપતજી પોતે પણ ઉચ્ચ કોટિનો કવિ હતો. અને કેટલાક કાવ્ય ગ્ર થ પણ લખેલા. એ ખૂબ એશઆરામી હતો અને એને કારણે રોગનો ભોગ બની માત્ર ૪૪ વર્ષની વયે ઈ સ. ૧૭૬૦ મા મરણ પામ્યો [૪]

**(૨) નવાનગરના જામ જાડેજા**

આ પૂર્વે (ગ્ર થ ૫. પૃ. ૧૫૭) આપણે જોયુ છે કે ઈ સ. ૧૫૬૯ માં વિભોજી જામ પછી એનો પુત્ર સત્રસાલ ગાદીએ આવ્યો હતો, જેને સુલતાન મુઝફ્ફર ૩ જાની સાથે સારો સ બ ધ હતો. એ સુલતાને સત્રસાલને કોરી પાડવાની

સત્તા આપી હતી. ઈ.સ. ૧૫૯૧ માં નાસભાગ કરીને મુઝફ્ફર સૌરાષ્ટ્રમાં આવ્યો ત્યારે જામ સત્રસાલ, દૌલતખાન ઘોરી અને લોમા ખુમાણને મળ્યો. ગુજરાતમા અકબરનો દૂધભાઈ મીરઝા અઝીઝ કોકા સૂબેદાર હતો. તે મોટા સૈન્ય સાથે મુઝફ્ફર પાછળ ધસ્યો આવતો હતો. સૂબેદારનુ અને સત્રસાલ વગેરે સાથીદારોનુ એ સૈન્ય ધ્રોળ (જિ. જામનગર) પાસે ભૂચર મોરી નામક સ્થળ પાસે એકબીજાની સામે આવી મળ્યાં ને યુદ્ધ થયું. તેમા સત્રસાલનો પરાજય થતાં એ નવાનગર તરફ ચાલ્યો ગયો ને લોમો ખુમાણ તટસ્થ રહી ચાલ્યો ગયો. બીજે દિવસે સત્રસાલના કુમાર અજોજી[5] અને જામના પ્રધાનમંત્રી જસોજીએ આવી યુદ્ધ ચાલુ રાખ્યું. પણ એમાં બેઉ માર્યા ગયા. મુઝફ્ફર દૌલતખાન ઘોરી સાથે જૂનાગઢ ગયો. વળતે દિવસે અઝીઝ કોકા નવાનગર ગયો અને ત્યાથી સત્રસાલને નસાડી નગરને પોતાની સત્તા નીચે લીધુ અને એને પોતાની છાવણીનુ મુખ્ય મથક બનાવ્યું.[6]

સત્રસાલ બરડાના ડુંગરોમા આશ્રય કરી રહ્યો, જૂનાગઢ ઉપર મુઘલ લશ્કરની ભીસ વધતા મુઝફ્ફર પણ સત્રસાલ પાસે જઈ રહ્યો. સંયોગવશાત્ કોકાને છાવણી ઉઠાવી અમદાવાદ જવુ પડયું, પરંતુ એ એક હાકેમને નવાનગરમાં રાખતો ગયો સત્રસાલ બરડાના ડુંગરોમાં આશ્રય લઈ રહ્યો હતો; એની આ કરુણ દશાનો અંત એના નાના ભાઈ જસોજીએ દિલ્હી જઈ બાદશાહની કૃપાથી આણ્યો.[7] બીજો મત એવો છે કે અઝીઝ કોકા સાથે પોતાના વકીલ દ્વારા સમાધાન કરી નવાનગરનો સત્રસાલે ફરી કબજો મેળવ્યો,[8] પણ સત્રસાલ હવે મુઘલ સત્તાના ખંડિયા તરીકે રાજ્ય કરી રહ્યો હતો

એનુ ઈ.સ. ૧૬૦૮ મા અવસાન થતાં ભૂચર મોરીના યુદ્ધમા માર્યા ગયેલા અજોજીનો કુમાર લાખો તદ્દન બાળક હોઈ સત્રસાલના ભાઈ જસોજીએ રાજ-કારભાર સભાળ્યો.[9]

જામ જસોજીના સમયનો એક નોંધપાત્ર બનાવ એ સિંધના દેવચંદજીએ ઈ સ. ૧૬૧૯ આસપાસમાં નવાનગરમા નિજાનંદ કિવા પ્રણામી સંપ્રદાયની સ્થાપના કરી એ છે[10]

જસોજી ઈ સ ૧૬૪૨ માં ગૃહકલેશમાં ઝાલી રાણીને હાથે માર્યો ગયો. એ અપુત્ર હોવાથી અજોજીનો કુમાર લાખો ૧ લો નવાનગરની ગાદીએ આવ્યો.

લાખો સત્તા ઉપર આવતાં[11] એણે મુઘલ સત્તાની ચૂડમાથી નીકળવા લશ્કર વધાર્યું અને બહોળા પ્રમાણમા કોરી પડાવવા માડી. ઈ.સ ૧૬૨૭ મા શાહજહાં દિલ્હીની ગાદીએ આવ્યો ત્યારે કાકરેજના કોળીઓએ બંડ કર્યું. હવે જામે ખંડણી

આપવાનુ બધ કર્યું, આ કારણે ઈ.સ. ૧૬૪૦-૪૧ માં ગુજરાતના સૂબેદાર આઝમખાને નવાનગર ઉપર ચડાઈ કરી જામ પાસેથી ખડણી વસૂલ કરી અને કોરીઓ ન પાડવા બાબતનુ વચન લીધુ. ઈ.સ. ૧૬૪૫ માં જામ લાખાજી મરણ પામતા એનો પુત્ર રણમલજી નવાનગરની ગાદીએ આવ્યો એ નિસંતાન હતો, પરંતુ જોધપુરની એની રાઠોડ રાણીએ પોતાને પુત્ર થયેલો છે એવી વાત ફેલાવી, એક છોકરાનુ નામ સતોજી રાખી એને વારસ તરીકે જાહેર કર્યો, પરંતુ રણમલનો ભાઈ રાયસિંહ રાજકારોબાર જોતો હતો તેણે રણમલજી પાસે જ જાહેર કરાવ્યું કે એ પુત્ર પોતાનો નથી, એટલામા રણમલજીનો દેહાત થયો અને રાઠોડ રાણીએ સતોજીના નામનો પડો વગડાવ્યો, પરંતુ રાયસિંહે ધ્રોળના જૂનોજી અને નવાનગરના જમાદાર ગોપાલદાસની મદદથી સત્તા હાંસલ કરી,[12] આથી રાઠોડ રાણીએ ગુજરાતના એ સમયના સૂબેદાર કુત્બુદ્દીનની મદદ માગી. એ સૈન્ય લઈને આવ્યો ને શેખપાટ પાસે યુદ્ધ થયુ તેમા રાયસિંહજી માર્યો ગયો (ઈ સ. ૧૬૬૩) અને કુત્બુદ્દીને નવાનગરનો કબજો લઈ સતોજીને નામનો રાજા રાખી, નગરનુ 'ઇસ્લામાબાદ' નામ સ્થાપી સમગ્ર મુલક પાદશાહત સાથે ભેળવી દીધો. રાયસિંહનો કુમાર તમાચી નાની ઉંમરનો હતો તેણે કચ્છમા જઈ આશ્રય લીધો. થોડા સમય પછી તમાચી ઓખામડળમા આવ્યો ને નવાનગરના મુલકને ઉજજડ કરવા લાગ્યો જોધપુરના મહારાજા જસવતસિંહજી બીજી વાર ગુજરાતના સૂબેદાર બન્યા ત્યારે એમણે તમાચી ૧ લાને નવાનગરની સત્તા સોંપી, પણ આમ છતા ઔરંગઝેબ જીવતો હતો ત્યાસુધી તો જામ જામખંભાળિયામાં રહેતો હતો

ઈ સ ૧૬૯૦ મા તમાચીનુ અવસાન થતા એનો કુમાર લાખો ૨ જો, જેણે પોરબદર સુધીનો પ્રદેશ દબાવ્યો હતો,[13] એના અવસાને ઈ.સ ૧૭૦૯ મા એનો કુમાર રાયસિંહ ૨ જો ગાદીએ આવ્યો. આ રાયસિંહે નવાનગરમાના મુસલમાન ફોજદારને હાંકી કાઢ્યો ને નવાનગરમા આવી સપૂર્ણ સત્તા હાથ કરી. એના સમયમા ગુજરાતના સૂબેદાર દાઊદખાન પન્નીએ ઈ સ. ૧૭૧૪-૧૫ માં નવાનગર આવીને ખડણી વસૂલ કરી અને ઈ.સ. ૧૭૧૭ મા સૂબેદાર અજિતસિંહ ખડણી વસૂલ લેવા જામનગર આવ્યો ત્યા જામ રાયસિંહે પ્રબળ સામનો આપ્યો, પણ અતે ત્રણ લાખ રૂપિયા ખડણીના અને કચ્છી ૨૫ ઘોડા આપી સમાધાન કરવુ પડ્યુ.

ઈ સ ૧૭૧૮ મા રાયસિંહના નાના ભાઈ હરધોળજીએ એને મારી નાખ્યો અને પોતે સત્તાસૂત્ર ધારણ કર્યાં. રાયસિંહનો પુત્ર તમાચી કચ્છના આશ્રયે રહ્યો હતો. કચ્છમાંની એની માસી રતનાજીની યુક્તિથી ગુજરાતના સૂબેદાર સરબુલંદખાન અને જૂનાગઢના સલાબત મુહમ્મદખાનની મદદથી હરધોળજીને દૂર કરી જામ

તમાચી ૨ જો નવાનગરની સત્તા ઉપર આવ્યો ત્યારે સૂબેદાર સરબુલંદખાને નવાનગર પાસેથી ત્રણ લાખ રૂપિયા ખંડણીના માગ્યા. બીજે વર્ષે જૂનાગઢનો સલાબત મુહમ્મખાન વચ્ચે પડયો અને એક લાખે પતાવટ કરી ઈ.સ. ૧૭૪૨ માં ગુજરાતનો સૂબેદાર મોમીનખાન નવાનગર ઉપર ચડી આવ્યો, જામ એની સામે થયો ને ખંડણી આપવાનો ઇન્કાર કર્યો, પરંતુ પછી ૫૦ હજાર રૂપિયા આપી મોમીનખાનને પાછો વાળ્યો.

તમાચી સત્તા ઉપર આવ્યા પછી ભાયાતોને સૌને પોતપોતાના સ્થાનમા મોકલી આપ્યા હતા આમાંના પડધરીના હાલાજીએ સત્તા મેળવવામા તમાચીને સહાય કરેલી હોઈ એને ખોટુ લાગ્યું તેથી વઢવાણના ભાયાત કરણસિંગને તમાચીને મળવા જવાના બહાને લશ્કર લઈ મોકલ્યો. કરણસિંગે લાગ સાધી તમાચીનું ખૂન કર્યું, પણ રાણીએ જામને જીવતો હોય એ રીતે લોકોને બતાવતા લોકોએ કરણસિંગને હાંકી કાઢયો

બંને રાણીઓ અપુત્ર હતી એટલે એક–એક છોકરાને બનેએ દત્તક લીધો, એમા મોટી રાણીએ લીધેલો લાખોજી ૩ જો નવાનગરની સત્તાનો હક્કદાર બની ઈ સ ૧૭૪૩ મા ગાદીએ આવ્યો

લાખોજીની હળવદવાળી ઝાલી રાણી સાથે ત્રણ ખવાસ ભાઈઓ હળવદથી આવ્યા હતા તેમાનો મેરામણ બુદ્ધિશાળી હતો. જામ નબળો હોઈ ધીમે ધીમે મેરામણનું ચલણ વધતું જતુ હતું. આ વાત ઝાલી રાણીને ગમતી નહોતી તેથી એક દિવસે મેરામણના ભાઈ નાનજીને મરાવી નાખ્યો, આથી મેરામણે પોતાના માણસ ભેળાં કરી મહેલ ઉપર આક્રમણ કર્યું ને ઝાલી રાણીને કેદ કરી અને રાજકારોબાર પોતાના હાથમાં લીધો. જામ લાખોજી ઈ.સ ૧૭૬૮મા અવસાન પામ્યો ત્યાસુધી આ પ્રમાણે ચાલ્યું.[૧૪]

### (૩) ધ્રોળના જાડેજા

નવાનગરના સંસ્થાપક જામ રાવળના નાના ભાઈ હરધોળજીથી ધ્રોળના જાડેજા વંશનો આરંભ થાય છે. ધ્રોળમા રાજ્ય શરૂ કર્યું ત્યારે હરધોળજીએ ૧૪૦ ગામ કબજે કર્યાં હતાં (ઈ.સ ૧૫૧૯) એ નોંધપાત્ર છે કે જામ રાવળનો બધો આધાર હરધોળજી ઉપર હતો. જેઠવાઓ સાથેના વિગ્રહમાં હરધોળજીને દગાથી મારી નાખવામા આવ્યો. હરધોળજી પછી એનો મોટો કુમાર જસોજી ગાદીએ આવ્યો (ઈ સ ૧૫૫૦). આ જસોજીએ મહેમાન તરીકે બોલાવીને પોતાના સમકાલીન જેઠવા રાણા ભાણજીનો માર્યો કહેવાય છે. આ જસોજી ઉપર હળવદનો

ઝાલો રાયસિંહજી ચડસાચડસીમાં ચડી આવતા યુદ્ધમા જસોજી મરાઈ ગયો જસોજીના ઈ.સ. ૧૫૯૬ મા થયેલા અવસાને એનો કુમાર બામણિયોજી ગાદીએ આવ્યો એનું અવસાન થતા એનો મોટો કુમાર હળધોળજી ર જો (ઈ.સ. ૧૬૩૬), અને એના અવસાને મોટો કુમાર મોડજી (ઈ.સ. ૧૬૪૭) ગાદીએ આવ્યો. એના અવસાને એનાથી નાના કાકા પચાણજીએ ગાદી કબજે કરી લીધી. એના અવસાને એનો કુમાર કલોજી (ઈ.સ.૧૬૬૬) સત્તા ઉપર આવ્યો એનો કાઠીઓ સાથેનો વિગ્રહ જાણવામાં આવ્યો છે એના અવસાને એનો મોટો કુમાર સાગોજી સત્તા પર આવ્યો એના સમયમાં મુસ્લિમ સૈન્ય નવાનગર ઉપર ચડી આવેલુ ત્યારે જામની મદદે ગયેલ સાંગોજી યુદ્ધમા અવસાન પામતા એનો પુત્ર જુણોજી ગાદીએ આવ્યો અને એના અવસાને એનો મોટો કુમાર ખેતોજી સત્તાધારી બન્યો [૧૫] ખેતોજીના અવસાને એનો કુમાર કલોજી અને એના અવસાને એનો નાનો ભાઈ વાઘજી સત્તા ઉપર આવ્યો, જેણે ઈ.સ ૧૭૮૦ સુધી સત્તા ભોગવી હતી

**(૪) રાજકોટના જાડેજા**

જામ સતોજીના, ભૂચર મોરીના યુદ્ધમાં ખપી ગયેલા કુમાર અજોજીનો નાનો કુમાર વિભોજી રાજકોટના જાડેજા–કુળનો સ્થાપક હતો. આ વિભોજીને કાલાવડ (જિ. જામનગર) જિવાઈમા મળ્યુ હતુ એ સરધાર(તા. રાજકોટ)ના વાઘેલા ઠાકોરની કુવરીને પરણ્યો હતો, જેને બાપ તરફથી ચીભડા ગામ, (લોધીકા મહાલ, જિ. રાજકોટ) દાયજામા મળ્યુ હતુ એ વખતે સરધારના વાઘેલા જોરમાં હતા ને ગોંડળ સુધી એમની સત્તા હતી. આ વાઘેલા ધાડપાડુ હોઈ મુઘલ સત્તા પણ વાજ આવી ગઈ હતી અને એમને સાફ કરવા માટે સમય જોતી હતી શાહજહા અમદાવાદનો સૂબેદાર થઈને આવ્યો ત્યારે વિભોજીએ શાહી લશ્કરની મદદથી વાઘેલા ઠાકોર કાનોજીને હણી સરધાર જીતી લીધુ અને ત્યાં પાદશાહી થાણુ નાખ્યુ. વિભોજીએ મુઘલ સત્તાને કરેલી સહાય અને દોરવણીને કારણે એને અરડોઈ (કોટડા સાગાણી મહાલ, જિ. રાજકોટ), રીબ (તા. ગોંડળ), રીબડા (તા ગોંડળ) અને કાળીપાટ (તા. રાજકોટ) વગેરે ગામ જાગીરમા મળ્યા હતા.

વિભોજી ઈ સ. ૧૬૩૫ માં અવસાન પામતાં એનો કુમાર મહેરામણજી અનુગામી બન્યો એ પણ સરધારમા રહી મુસલમાન થાણદારો નીચે રહી કામકાજ કર્યે જતો હતો. ઈસ ૧૬૪૦ મા કાઠીઓને સીધા કરવા આઝમખાન સૌરાષ્ટ્રમા આવ્યો ત્યારે મહેરામણજી સરધારના મુસ્લિમ થાણદારને લઈ એને મળ્યો, આથી આઝમખાને વધુ એકબે ગામ આપી એના પ્રદેશ ઉપર સત્તા ભોગવવાની બહાલી આપી.

મહેરામણજીના અવસાને એના પાટવીકુમાર સાહેબજીને સત્તા મળી. સરધારમા રહીને જ એ થાણદારની નોકરી બજાવતો હતો. સાહેબજીને એના નાના ભાઈ કુંભોજી સાથે મેળ નહોતો. એ સમયના સૌરાષ્ટ્રના ફોજદાર કુત્બુદ્દીને વચમાં પડી કુંભોજીને અરદોઈ અને રીબ આપી સમાધાન કરી આપ્યું. ઈ.સ. ૧૬૭૫ માં સાહેબજીના અવસાને એનો કુમાર બામણિયોજી અનુગામી બન્યો. બામણિયોજી સરધાર સાથોસાથ રાજકોટમાં પણ રહી પોતાના ગામોનો વહીવટ કરતો હતો થાણદારની નોકરીથી એણે કેટલાંક વધુ ગામ પણ મેળવ્યા ને કેટલાંક ઇજારે પણ રાખ્યાં. મિયાણાઓ સાથેની એક અથડામણમા એ માર્યો જતા ઈ સ. ૧૬૯૪ માં એનો કુમાર મહેરામણજી ૨ જો અનુગામી બન્યો

ઈ.સ ૧૭૦૭ મા ઔરંગઝેબના અવસાને સૌરાષ્ટ્રમા રાજકારભાર ઢીલો થતાં, દક્ષિણ ગુજરાત તરફ મરાઠાઓની ભીંસ વધતા સૌરાષ્ટ્રના મુઘલ સૈન્યોને એ બાજુ બોલાવી લેવામા આવ્યા. આ તકે મહેરામણજીએ રાજકોટ પોતાની નીચે સંપૂર્ણપણે લઈ આસપાસના બીજા ગામ પણ કબજે કર્યાં, પછી ઈ સ ૧૭૨૦ માં જૂનાગઢનો નાયબ ફોજદાર માસૂમખાન મહેરામણજી પર ચડી આવ્યો એને જ રણમાં ખતમ કરી રાજકોટનો કબજો કરી રાજકોટ અને સરધારની ફોજદારી સ્વીકારી લીધી. રાજકોટ નીચે એ વખતે જસદણ (તા જસદણ), ભાડલા (તા. જસદણ) વગેરે ગામ હતા. મુઘલ બાદશાહ મુહમ્મદશાહે ઈ સ ૧૭૨૦ માં રાજકોટનો મહાલ માસૂમખાનને જાગીરમાં આપ્યો ને ઈ સ. ૧૭૨૨ મા માસૂમખાને રાજકોટનો કિલ્લો બંધાવી એનું નામ જ ‘માસૂમાબાદ’ આપ્યું. એણે ઈ.સ ૧૭૩૨ સુધી ફોજદાર તરીકે આ મહાલ પર સત્તા ભોગવી. પછી મહેરામણજીના પાટવી કુમાર રણમલજીએ રાજકોટ જીતી લીધું અને બીજા ૭ ભાઈઓને એક–એક ગામ ગરાસમા આપી પોતાનું બળ જમાવ્યું. આગળ જતા કાઠીઓએ કબજે કરેલા સરધારનો પણ કબજો મેળવી લીધો હતો ઈ.સ. ૧૭૪૬ માં એનું અવસાન થતાં એનો પાટવીકુમાર લાખોજી એનો અનુગામી બન્યો. પોતે ઢીલોપોચો હોઈ પોતાની હયાતીમા જ એણે પોતાના પાટવી મહેરામણજીનો રાજ્યાભિષેક કર્યો.

(૫) ગોંડળના જાડેજા

સરધારમા અને રાજકોટમાં રહી થાણદારની સેવા બજાવતા મહેરામણજીની પછી અનુગામી બનેલા મોટા પુત્ર સાહેબજી અને નાના પુત્ર કુંભોજી વચ્ચેના ઝઘડાનું સૌરાષ્ટ્રના ફોજદાર કુત્બુદ્દીને સમાધાન કરી આપ્યું ત્યારે કુંભોજીને અરદોઈ અને રીબ એ બે ગામ આપવામાં આવેલાં આ કુંભોજીએ ગોંડળની પોતાની અલગ

શાખા સ્થાપી. કુંભોજીના અવસાને એના અનુગામી તરીકે આવેલા સગ્રામજીએ પોતાનું વહીવટી-મથક ગોંડળમા રાખ્યુ ત્યારથી એ એ શાખાની રાજધાની બન્યું. સગ્રામજી પછી આવેલા હાલોજીએ જૂનાગઢમા વસતરાય પુરબિયાએ બહાદુર-ખાનને હટાવી સત્તા હાંસલ કરી ત્યારે દીવાન દલપતિરામને અનેક રીતે સહાય કરી, પોતે અને પુત્રે જાતે પોતાના સૈન્યોને લઈ જૂનાગઢ હસ્તગત કરવામાં સહાય કરી, જેને અતે ધોરાજીનુ પરગણુ ગીરો મેળવ્યુ.[૧૬] એ પછી ભાયાવદર મેળવ્યું અને એના અનુગામી કુંભોજી ર જાએ ધોરાજી ઉપલેટા વગેરે સમૃદ્ધ પરગણાં હાથ કર્યાં.

(૬) મોરબીના જાડેજા

ઈ.સ. ૧૬૯૭મા કચ્છના રાવ રાયધણજીનુ અવસાન થતાં પ્રાગમલજી સત્તા ઉપર આવ્યો ત્યારે ભાઈ નોધણજીના પુત્ર હાલોજીએ કાઠીનો પ્રદેશ થોડો હાથ કરી લીધો હતો અને રવોજીની વિધવા રાણી બાળ કુમાર કાયોજીને લઈ મોરબી તરફ નાસી આવી હતી. અહી કાયોજી ઉમરે આવતાં એણે કચ્છની સરહદની અદરના કટારિયાનો તેમજ વાગડનો મુલક હાથ કરી યુક્તિપૂર્વક મોરબીનો પ્રદેશ પણ કબજે કરી લીધો હતો. પોતાના અવસાન પહેલા મોરબીનો પંથક પોતાના કુમારો તેજમાલજી અને અલિયોજીને સોપ્યો ને વાગડનો પથક બીજા કુમારોને સોપ્યો. તેજમાલજી ઈ.સ. ૧૭૨૯મા અવસાન પામતા પિતાની હયાતીમાં જ અલિયોજીના હાથમા મોરબીની ઠકરાત અને કચ્છમાના આધોઈ તેમ કટારિયા તાબાનાં બીજા ચોવીસ ગામ આવ્યાં. કાયોજીનુ અવસાન ઈ.સ. ૧૭૩૪ માં થયુ.

અલિયોજી મોટે ભાગે કચ્છના આધોઈ (તા. ભચાઉ)મા રહેતો હતો.[૧૭] કચ્છના અખાતનું વવાણિયા બદર એણે શરૂ કર્યું. એક વાર દ્વારકાની યાત્રાથી પાછો આવતો હતો ત્યા પડધરી ગામમા ત્યાંના હાલોજી નામના ગરાસિયાએ એને મારી નાખતાં એના અનુગામી તરીકે એનો કુમાર રવોજી આવ્યો સત્તા પર આવતા જ એણે પડધરી પર ચડી આવી એને ઉજ્જડ કરી નાખ્યુ અને નવાનગરના જામ પાસેથી સાત ગામ બદલામા લીધા પાછળથી નવાનગરના જામે ૭ ગામ પાછા લઈ લીધા. ને એકલું ધુનડા (તા મોરબી) મોરબી પાસે રહ્યુ. રવોજીએ મોરબીનો વિસ્તાર વધાર્યો અને મોરબીને ફરતો મજબૂત કિલ્લો બાંધ્યો માળિયા( મિયાણા )ના ડાકોર સાથેની અનેક અથડામણોમાં એને સફળતા મળી નહોતી કચ્છનો કુમાર લખપતજી રિસાઈને મોરબી આવેલો ત્યારે રવોજીએ એની સારી ખાતર-બરદાસ્ત કરેલી.

## ૨. જેઠવા વંશ

મુઘલ સત્તાનો ગુજરાતમા આરંભ થયો ત્યારે રામદેવજી ૪ થો (૧૬૭), ભાણજી ૭ મો (૧૬૮) ખીમોજી ૩ જો (સગીર) (૧૬૯) એક પછી એક સત્તા પર આવ્યા, ખીમોજી ૩ જો સગીર હોવાથી એની માતા કલાબાઈ વાલી તરીકે સત્તા ભોગવતી હતી જામની સત્તાએ બરડાનો બધો પ્રદેશ કબજે કરી લીધો હતો. આ કટોકટીના સમયે રાજ્યનેનિમકહલાલ મેર અને રબારી લોકોએ સારી હૂંફ આપી. સદ્‌ભાગ્યે પોરબંદરના દરિયામા સમુદ્રના તોફાને ભાગેલું કોઈ વહાણ તણાઈ આવ્યું તેમાથી ઘણુ દ્રવ્ય મળ્યું, આનાથી મેર અને રબારી લોકોનુ એક પ્રબળ સૈન્ય કલાબાઈએ ઊભુ કર્યું આ અરસામા અકબરના સૈન્યોએ મુઝફ્ફરશાહ ૩ જાને પકડવા સૌરાષ્ટ્રને ખૂંદ્યું એમા નવાનગરના જામ સતાજીને ભારે માર પડ્યો. આ તકનો લાભ રાજમાતાએ ઉઠાવ્યો અને ભાદર નદીથી લઈ છેક વરતુ નદી સુધીનો પોતાનો ઉત્તરનો પ્રદેશ હસ્તગત કરી લીધો. મેર પ્રજાએ બતાવેલી વફાદારીનો બદલો રાજમાતાએ ૧૬ જેટલાં ગામ પસાયતા કરી વાળી આપ્યો.

ઉંમરે આવતાં ખીમોજીએ પોતાનો લાંબો સમય પ્રજાની ઉન્નતિને માટે ગાળ્યો, સંખ્યાબંધ ગામોને કિલ્લા બંધાવ્યા. છાયાનો વર્તમાન કિલ્લો આ ખીમોજીએ બંધાવેલો છે.[૧૮]

એના ઈ.સ. ૧૬૩૫ મા થયેલા અવસાને[૧૯] એનો કુમાર વિક્રમાતજી (૧૭૦) અને ઈસ ૧૬૭૧ માં એનો પુત્ર સરતાનજી ૧ લો (૧૭૧) ક્રમે રાજા થયા આ રાણાના સમયમા મુઘલ સત્તાનાં મૂળિયાં હચમચવા લાગ્યા, પણ રાણાના પ્રદેશ સુધી કોઈની નજર નહોતી. આ રાણાનું મહત્ત્વનુ કાર્ય તે ઈ સ. ૧૬૭૧-૧૬૮૬ માં પોરબંદરને બંદરીય દૃષ્ટિએ આબાદ બનાવવા નાણાનો સારો વ્યય કરી શહેરને ફરતો મજબૂત કિલ્લો બંધાવ્યો એ વખતે છાયામા મુઘલ સત્તાના અવશેષ તરીકે મુસ્લિમ થાણદાર હતો તેને પણ દૂર કરવામા આવ્યો.

સરતાનજીનું ઈ.સ ૧૬૯૯ માં અવસાન થતાં એનો પુત્ર ભાણજી ૮ મો ૧૭૨) સત્તા ઉપર આવ્યો. એનું બે વર્ષમાં જ અવસાન થતાં એનો પુત્ર ખીમોજી ૪ થો (૧૭૩) સત્તા પર આવ્યો. ઈ સ. ૧૭૨૭ પહેલાં સરબુલંદખાને ખંડણી ઉઘરાવવા છાયા પર ચડાઈ કરી હતી માગરોળના શ્રીમાળી વણિક દેસાઈઓ એ સમયે જૂનાગઢના પ્રદેશમાં જૂનાગઢના ફોજદાર વતી દેસાઈગીરી કરતા હતા માધવપુર-ઘેડની દેસાઈગીરી પણ એમના હાથમાં હતી. જૂનાગઢ અને માગરોળ પર મુસ્લિમ પકડ હોઈ આ તીર્થધામને બચાવી લેવા ઈ.સ.

૧૭૨૬ માં રાણા ખીમોજીએ માધવપુર–ઘેડનો કિલ્લો દેસાઈઓ પાસેથી ખરીદી લીધો અને પોતાની હદ દક્ષિણમાં ઘેડના દક્ષિણ–પશ્ચિમ નાકે આવેલા માધવપુર–ઘેડ સુધી સ્થિર કરી લીધી. ઈ.સ. ૧૭૨૫ માં સરબુલંદખાન ગુજરાતનો સૂબેદાર બન્યો એ પછી પેશકશી ઉઘરાવવા આવ્યો ત્યારે શેરખાન બાબીએ એને માધવપુર–ઘેડનો કબજો લેવામાં મદદ કરી. ત્યાંનો થાણદાર રણછોડદાસ એ સમયે માર્યો ગયો એ સમયે શ્રી માધવરાયજી ત્રિકમરાયજીની મૂર્તિઓના બચાવ માટે ૪૦,૦૦૦ કોરી આપવામાં આવી હતી.

સરબુલંદખાન ત્યાંથી આગળ વધી છાયા ઉપર ચડાઈ લઈ ગયો ત્યારે રાણો પ્રથમ સમુદ્રમાર્ગે સલામત સ્થળે નીકળી ગયો અને એણે એક લાખ કોરીનો દંડ ભરી છાયાનો કિલ્લો મેળવ્યો, માધવપુર પણ મળી ગયું.

ખીમોજી ૪ થો ઈ સ. ૧૭૩૪ માં અવસાન પામતાં એનો પુત્ર વિક્રમાતજી ૫ મો (૧૭૪) સત્તા ઉપર આવ્યો આ રાણાએ ઈ સ. ૧૭૪૮ માં કુતિયાણાના કસ્બાતીને હરાવી ત્યાંનો કિલ્લો કબજે કર્યો એના અવસાને ઈ.સ ૧૭૫૭ માં સરતાનજી ૨ જો સત્તા પર આવ્યો [૨૦]

## ૩. ઝાલા વંશ

### (૧) હળવદ–ધ્રાંગધ્રાના ઝાલા

અકબરે ઈ સ. ૧૫૭૩ માં ગુજરાત કબજે કર્યું ત્યારે માનસિંહજી (ગ્રંથ ૫, પૃ. ૧૭૫) નહિ, પણ ઈ સ ૧૫૬૪ માં જ માનસિંહજીના અવસાને સત્તા પર આવેલો રાયસિંહજી હળવદમાં હતો. રાયસિંહજીનું મૃત્યુ ધાટલીના રણક્ષેત્રમાં ઈ સ ૧૫૮૪ માં થયું અને કુમાર ચંદ્રસિંહજી સત્તા ઉપર આવ્યો [૨૧] રાયસિંહજીના અવસાન પછી વાંકાનેર વઢવાણ લખતર ચૂડા અને સાયલાની ઝાલા-શાખાઓ અસ્તિત્વમાં આવી.

મુઘલ સૂબેદાર સાથે વાંધો પડતાં શિયાણીનો અદોજી ચંદ્રસિંહને આશરે આવી રહ્યો, પણ યુવરાજ પૃથ્વીરાજ અને અદોજી વચ્ચે સંઘર્ષ જાગતાં, ચંદ્રસિંહ વચ્ચે પડતાં યુવરાજ વઢવાણ જઈ રહ્યો. એણે વઢવાણ નજીકથી પસાર થતો શાહી ખજાનો લૂંટ્યો અને પરિણામે મુઘલ સત્તાનો કેદી બન્યો, પણ એણે જ મુસ્લિમ સત્તાને ખંડણી વસૂલ કરવામાં મદદ કરી આવા એક સંઘર્ષમાં અદોજી માર્યો ગયો પૃથ્વીરાજને રાજ્ય ન મળે અને નાના આસકરણજીને મળે એ માટે પૃથ્વીરાજને દિલ્હી પકડી લઈ જવામાં આવ્યો, જ્યાં એનું મૃત્યુ થયું.[૨૨]

રાજા ચંદ્રસિંહજીના અવસાને ઈ.સ. ૧૬૨૬ માં આસકરણજી સત્તા પર આવ્યો. નાના ભાઈ અભેસિંહજીને થાન ગરાસમાં મળતાં થાન–લખતરનું ઝાલા

રાજ્ય અસ્તિત્વમા આવ્યું. નાના ભાઈ અમરસિહજીએ આસકરણજીનુ ઈ.સ. ૧૬૩૪ મા ખૂન કરી સત્તા હાસલ કરી. એના અવસાને યુવરાજ મેઘપાલજી ઈ સ. ૧૬૪૫ મા સત્તા પર આવ્યો. એના અવસાને ઈ.સ. ૧૬૬૧ મા યુવરાજ ગજસિહજી સત્તા ઉપર આવ્યો.[૨૩] આ સમયે વાંકાનેરના રાજા રાયસિંહજીએ બહારવટું ખેડેલુ, જેમા ગોહેલ અસોજી હળવદ પાસે ઈ.સ. ૧૬૬૬ મા માર્યો ગયો. ગજસિહજીના બંને કુમાર મરણ પામેલા એટલે એના પછી ફટાયો કુમાર જશવંતસિંહજી ઈ સ ૧૬૭૨ માં સત્તા પર આવ્યો.[૨૪] એ સાલમાં મુઘલ સૂબેદાર જોધપુરના મહારાજા જશવતસિહજી ખંડણી ઉઘરાવવા હળવદ ઉપર ચડી આવેલા એમા હળવદ પડયુ ને હળવદની જાગીર ખાલસા કરી નજરઅલી-ખાન બાબી નામના એક સરદારને બક્ષિસ આપવામાં આવી[૨૪અ] આ સમયે હળવદનુ 'મુહમ્મદાબાદ' નામ શરૂ કરવામાં આવેલુ (ઈ.સ. ૧૬૭૩-૭૮). આ પછી બે વર્ષ સુધી વાકાનેરના ચંદ્રસિહજી ૧ લાની સત્તા રહી, પરંતુ ઈ સ. ૧૬૮૦ મા જશવતસિંહ ઝાલાએ ઔરંગઝેબ પાસેથી સનદ મેળવી હળવદ તેમ કૂડાના મીઠાના અગરો પરનો કાયમી હક્ક મેળવ્યો.

જશવતસિંહજીનું જોધપુરના મારાઓ દ્વારા ઈ સ. ૧૭૨૩ માં ખૂન થયું એટલે કુમાર પ્રતાપસિહજી સત્તા ઉપર આવ્યો. એના અવસાને યુવરાજ રાય-સિહજી ઈ.સ. ૧૭૩૦ માં સત્તા પર આવ્યો.[૨૫] એણે રાજ્યનો વિસ્તાર વધારતા હવે રાજધાની ધ્રાંગધ્રામાં લાવવામા આવી આમ છતા રાજ્યાભિષેક તો હળવદની ટીલા-મેડીમા જ થવાનુ અવિચ્છિન્ન રહ્યુ. એના પછી કુમાર રાજસિહજી ઈ.સ. ૧૭૫૬-૫૭ મા સત્તા પર આવ્યો.

**(૨) શિયાણી-લીંબડીના ઝાલા**

પૂર્વે (ગ્રંથ ૫, પૃ. ૧૭૫) જણાવ્યા પ્રમાણે મુઘલ સત્તાના હુમલાઓથી બચવા આસકરણે જાંબુ છોડી શિયાણીમાં રાજધાની સ્થાપી હતી (ઈ.સ. ૧૫૮૩). એનુ ઈ.સ. ૧૫૮૪ મા અવસાન થતા એનો પુત્ર અદોજી ૧ લો સત્તા ઉપર આવ્યો, પણ મુઘલ આક્રમણ આવતા એને શિયાણી છોડી હળવદ જઈ રહેવું પડયુ. પછીથી એણે શિયાણી પાછું કબજે કર્યું. એ ઈ.સ. ૧૬૩૪ માં અવસાન પામતાં એના પછી વહેરોજી ૧ લો, કરણસિહજી અને ભોજરાજજી શિયાણીમાં એક પછી એક આવ્યા. ભોજરાજજીનું ઈ.સ. ૧૭૦૬ માં અવસાન થતાં એનો પુત્ર અદોજી ૨ જો સત્તા ઉપર આવ્યો.[૨૬] વઢવાણમાં કોટાથી આવી અર્જુન-સિંહજી અને અભેસિહજીએ ભગતસિહજીનુ ખૂન કરી સત્તા હાંસલ કરી ત્યારે મોરબીના કાયોજીની મધ્યસ્થીએ નિમાયેલા ઝાલા રાજવીઓના પંચમાં શિયાણીનો

આ અદોજી ૨ જો પણ હતો એના પછી વહેરોજી ૨ જો ઈ.સ. ૧૭૨૮ માં[27] અને હરભમજી ઈ.સ. ૧૭૫૨ મા ક્રમે આવ્યા હતા. આ હરભમજીએ પોતાના રાજ્યકાલમા લીંબડીની વસાહત ખીલવી ત્યા રાજધાની કરી. આ પૂર્વે કુમાર વહેરોજીનો સ. ૧૭૯૩(ઈ.સ ૧૭૩૭)નો અને કુમાર અમરસિંહજીનો સ ૧૭૯૪(ઈ.સ. ૧૭૩૮)નો, એવા બે પાળિયા લીબડીના તળાવને કાઠે આવેલી છતરડીઓમા છે તે અદોજી ૨ જાના પુત્ર કુમારાવસ્થામા જ કાઠીઓના અને બજાણાના જતો સાથેના યુદ્ધમા મરાયાના જણાય છે અદોજી ૨ જા, વહેરોજી અને અમરસિંહજીની દેરીઓ કરાઈ હતી (તા. ૧૬-૫-૧૭૭૪) એના ત્યાના જ લેખમાં અદોજીને શ્રીમહારાજાધિરાજ કહેલ છે એ નોધપાત્ર છે[28] વહેરોજીનો કુમાર તરીકે નિર્દેશ હોઈ ઈ સ. ૧૭૩૭ સુધી જીવત હોય.

(૩) વાંકાનેરના ઝાલા

વાકાનેરના ઝાલાકુળનો સ્થાપક સરતાનજી હળવદના રાજવી ચદ્રસિંહજીના યુવરાજ પૃથ્વીરાજનો કુમાર હતો[29] પૃથ્વીરાજ દિલ્હીમા મરણ પામતા સરતાનજી નવાનગર ગયો અને ત્યાના જામની મદદથી વાકાનેરની આસપાસના ડુગરોમાં રહેતા બાબરિયા અને મહિયાઓને વશ કરી ગઢિયા ડુગર પર થાણુ જમાવી રહ્યો અને ઈ સ. ૧૬૧૦ મા વાકાનેર વસાવી ત્યાથી પોતાની સત્તા નીચેના પ્રદેશ ઉપર વહીવટ કરવા લાગ્યો. એણે હળવદ પર ઘણા હુમલા કર્યા, પણ ફાવ્યો નહિ આખરે ઈ સ. ૧૬૨૩ મા હળવદના લશ્કરે વાકાનેરની ગાયો વાળી જતા થયેલા સંઘર્ષમા સરતાનજીએ પ્રાણ ખોયા

એનો કુમાર માનસિંહજી સગીર હોઈ ભાઈ અજોજી વાલીપદ સભાળી રહ્યો, પણ ફાવતું આવ્યુ નહિ તેથી પ્રથમ રાતી દેવલી અને પછી ખોડુ ગામ જઈ રહ્યો, જ્યાં ઈ સ ૧૬૩૦ વઢવાણની શાખાનો આરભ કર્યો. બીજો ભાઈ અભેસિંહજી ઈ સ. ૧૬૨૮ મા થાન-લખતરમાં ગાદી સ્થાપીને રહ્યો. માનસિંહજીએ પણ હળવદ પર અનેક હલ્લા કર્યા હતા, પણ બધા નિષ્ફળ ગયા હતા. એનું ઈ.સ ૧૬૫૩ મા અવસાન થતા એનો પુત્ર પાટવી કુમાર રાયસિંહજી ૧ લો સત્તા પર આવ્યો[30] ૨૬ વર્ષના એના શાતિમય કારોબાર પછી ઈ.સ. ૧૬૭૯ મા એનું અવસાન થતાં એનો કુમાર ચદ્રસિંહજી ૧ લો સત્તા પર આવ્યો. એના સમયમા મિયાણા અને કાઠીઓના ઉપદ્રવ થયેલા આ જ ચદ્રસિંહજીએ[31] થોડા સમય માટે મુઘલ થાણેદાર પાસેથી બે વર્ષ (ઈ સ. ૧૬૭૮, ૧૬૭૯)મા હળવદ કબજે લઈ પોતાની આણ વરતાવી હતી. ચદ્રસિંહજી ઈ.સ. ૧૭૨૧ માં અવસાન

પામતા એનો કુમાર પૃથ્વીરાજજી સત્તા ઉપર આવ્યો. એ ઈ.સ ૧૭૨૮ માં અપુત્ર મરણ પામતા એનો ભાઈ કેસરીસિંહજી સત્તા ઉપર આવ્યો આ વખતે જામની ઇચ્છા નાના ભાઈ વરસોજીને વાંકાનેરની ગાદી પર લાવવાની હતી. પણ વઢવાણના અર્જુનસિંહજીનુ પીઠબળ મળવાને કારણે નિષ્ફળતા મળી. ઈ સ. ૧૭૪૯ મા કેસરીસિંહજીનુ અવસાન થતાં યુવરાજ ભારોજી સત્તા ઉપર આવ્યો. એણે સાયલાના શેખોજીની મદદથી ધ્રાગધ્રાનો કબજો જાળવી રાખેલો શેખોજીએ બાવળીના કલોજીની મદદથી હળવદ તો લીધું, પણ ધ્રાગધ્રા મેળવી નહોતો શક્યો.

**(૪) વઢવાણના ઝાલા**

આ પૂર્વે જોયું કે રાજોજીએ ઈ સ. ૧૬૩૦ માં વઢવાણમા ઝાલા શાખા સ્થાપી એનું ઈ સ. ૧૬૪૨ માં અવસાન થતાં[૩૨] એનો કુમાર સબલસિંહજી ૧ લો સત્તા પર આવ્યો ઈ.સ. ૧૬૬૪ મા શિવાજીએ સુરત લૂટયુ ત્યારે ગુજરાતના મુઘલ સૂબેદાર મહાબતખાને આ સબલસિંહજીને સાથે લડવા લઈ જઈ ગૌરવ વધાર્યું હતું. આ સબલસિહજીનુ[૩૩] ઈ.સ. ૧૬૬૬ મા એના નાના ભાઈ ઉદયસિંહજીએ ખૂન કર્યું અને સત્તા હાંસલ કરી. ઉદયસિંહજી ઈ સ. ૧૬૮૧ માં મરણ પામતા એનો કુમાર ભગતસિંહજી સત્તા પર આવ્યો.

આ વંશના સ્થાપનાર રાજોજીના પૌત્ર માધવસિહજી (કોટામા) ૧૭૦૭–૧૭૦૮ મા થઈ ગયેલા એના કુમાર અર્જુનસિહજી તથા અભયસિંહજીએ કોટાથી લશ્કર લાવી વઢવાણના દરબારમાં ભગતસિંહજીનું ખૂન કર્યું અને એના તાબાનો પ્રદેશ બંને જણાએ વહેચી લીધો. ઈ સ ૧૭૦૭ માં અર્જુનસિહજીએ વઢવાણ કબજે કરી રહેતા મુઘલ થાણદારને હાંકી કાઢયો. અભયસિહજીએ ચૂડા પરગણું લીધુ[૩૪]

અર્જુનસિહજીના રાજ્યકાલમા ભગતસિંહજીની વિધવા રાણી સંગ્રામજી અને અમરસિહજીને લઈ મોરબીના કાયોજી (ઈસ ૧૬૯૮–૧૭૩૦) પાસે આશ્રય માટે ગઈ અને સહાયરૂપ બનવા કાયોજીએ વઢવાણ પર ચડાઈ કરી ત્યારે હળવદથી જસોજી(ઈ.સ. ૧૬૭૩–૧૭૨૩), વાંકાનેરથી ચંદ્રસિહજી(ઈસ. ૧૬૧૯–૧૭૨૧), શિયાણીથી અદોજી ૨ જો (ઈ.સ ૧૭૦૬–૧૭૨૮) અને લખતરથી ગોપાલસિંહજી (ઈ.સ. ૧૬૯૬–૧૭૧૪) પંચ તરીકે ભેળા થયા અને એમાં કાંયોજીની મધ્યસ્થીથી અર્જુનસિહ અને અભયસિહને વઢવાણ માટે માન્ય રાખવામાં આવ્યા.

અર્જુનસિહના રાજ્ય-અમલ દરમ્યાન અમદાવાદનો સૂબેદાર સરબુલંદખાન ખંડણી ઉઘરાવવા આવ્યો ત્યારે યુદ્ધ થયું હતું, પણ અંતે સમાધાન થતાં

ત્રણ લાખ રૂપિયા આપી છુટકારો મેળવ્યો હતો. વાંકાનેરમા કેસરીસિંહને સત્તા ઉપર લાવવામા અર્જુનસિંહજીએ કરેલી મદદ બદલ વાંકાનેર તરફથી વઢવાણને નાગનેશ પરગણુ ભેટ મળ્યુ હતુ.

અર્જુનસિંહજીનો પુત્ર સબલસિંહજી નાગનેશમા રહેતો હતો ત્યારે ઈ.સ. ૧૭૩૪મા એણે રાણપુર પર આક્રમણ કરેલુ એની ફરિયાદ દામાજી ગાયકવાડને[૩૫] જતા એણે નાગનેશ પર આક્રમણ કરેલુ અને સબળસિંહજીને કેદ કરી વડોદરે લઈ જવામાં આવેલો, પરંતુ ઈ.સ ૧૭૪૧ મા અર્જુનસિંહજીનુ અવસાન[૩૬] થતા વઢવાણનં અગ્રગણ્ય નાગરિકો વડોદરા ગયા ને કેદમાંથી મુક્ત કરાવી લાવી એને સબલસિંહજી ૨ જા તરીકે રાજગાદીએ બેસાડ્યો.

એક વિગ્રહમા બજાણાના મલેક તાજખાને સબલસિંહજીને હરાવેલો.

## (૫) લખતરના ઝાલા

હળવદના ચંદ્રસિંહના કુમાર અભયસિંહજીને થાન–લખતર જિવાઈમાં મળ્યાં હતાં બેશક એનો નિવાસ હળવદમા હતો. પછી ઈ.સ. ૧૬૨૮ માં ત્યાં સ્વતંત્રપણે રાજ્ય કરવાનો એણે આરંભ કર્યો એણે બાબરિયાઓ પાસેથી થાન–લખતરની આસપાસનો પ્રદેશ હાથ નીચે કરી લીધો હતો ઈ સ ૧૬૩૯ માં એનુ અવસાન થતા એનો કુમાર વજેપાલસિંહજી સત્તા ઉપર આવ્યો. આ રાજવીના સમયમાં એના મામાને ત્યાથી વાગડના ડુંગરપુરથી શ્રીરણછોડરાયની મૂર્તિ લાવવામાં આવી ને ત્યારથી એ કુળ પુષ્ટિમાર્ગીય વૈષ્ણવ બન્યુ. ઈ.સ. ૧૬૬૫ મા એનુ અવસાન થતાં યુવરાજ શેષમલજી અને ઈ સ. ૧૬૯૬માં એના અવસાને યુવરાજ ગોપાલસિંહજી સત્તા પર આવ્યા.[૩૭] વઢવાણનો કબજો કોટાથી આવી અર્જુનસિંહજીએ લીધો ત્યારે મોરબીના કાંયોજીની મધ્યસ્થીએ બનેલા પંચમા ગોપાલસિંહજી પણ હતો. એના ઈ સ ૧૭૧૪ મા થયેલા અવસાને કુમાર કરણસિંહજી સત્તા ઉપર આવ્યો એણે પોતાની હદ વધારી, નવાનગરના જામ તમાચીને સત્તા પર લાવવામાં હળવદના રાજવીના પ્રયત્નને સાથ આપી હળવદના એ ભાણેજને માટે ગાદીનો હક્ક કરાવી આપ્યો હતો એના ઈ.સ ૧૭૪૧ માં થયેલા અવસાને યુવરાજ અભયસિંહજી સત્તા ઉપર આવ્યો.

## (૬) ચૂડાના ઝાલા

કોટાથી આવી અર્જુનસિંહજી અને અભયસિંહજી એ બે ભાઈઓએ વઢવાણના દરબારમા ભગતસિંહજીનો ઘાત કરી સત્તા કબજે કરી ત્યારે મોરબીના કાયોજીની

મધ્યસ્થીએ બાકીના ઝાલા રાજવીઓના પંચથી અર્જુનસિંહ અને અભયસિંહને વઢવાણ સોંપ્યું ત્યારે અભયસિંહજીને ચૂડા જાગીર મળી હતી. ત્યારથી આ કુળનું ચૂડાના પ્રદેશમા શાસન શરૂ થયેલુ (ઈ.સ. ૧૭૦૭) એના અવસાને એનો કુમાર રાયસિંહજી ઈ.સ. ૧૭૪૭ મા સત્તા ઉપર આવ્યો.

### (૭) સાયલાના ઝાલા

ઈ સ. ૧૭૫૦ મા સાયલાનો પ્રદેશ કમ્પડા અને ખવડ કાઠીઓના હાથમા હતો. એ સમયે હળવદમા રાયસિંહજી સત્તા ઉપર હતો રાયસિંહજીનુ અવસાન થતા ઈ સ. ૧૭૫૬–૫૭ મા ગજસિંહજી સત્તા ઉપર આવ્યો અને એણે નાના ભાઈ શેખોજી અને એનાથી નાના મેરુજીને સાત ગામો સાથે માથકનો ગરાસ આપ્યો હતો, કારણવશાત્ શેખોજીએ પોતાનો હિસ્સો આપી ભાઈ સામે બહારવટુ ખેડી ધ્રાગધ્રાનું નારીચાણા (તા ધ્રાંગધ્રા) કબજે કર્યું, ને પછી ધ્રાંગધ્રા પણ દબાવી લીધું. આ અરસામાં પેશવાનો સેનાપતિ ભગવંતરાય ઝાલાવાડમાં ખંડણી ઉઘરાવવા આવતા એની અને રાધનપુરના બાબીની મદદથી ધ્રાંગધ્રા લઈ લીધુ. એટલે શેખોજી નારીચાણા ચાલ્યો ગયો આ જ ગમા સાયલાના કાઠીઓ શેખોજીની વિરુદ્ધ લડેલા એટલે ઈ.સ. ૧૭૫૭ માં છાપો મારી એણે સાયલા અને આસપાસનો પ્રદેશ કબજે કરી સાયલામા ઝાલાકુળની શાખા સ્થાપી.

## ૪. પરમાર વંશ

### (૧) મૂળીના પરમાર

સોઢા શાખાના પરમારો લખધીરજીની આગેવાની નીચે ઈ સ. ૧૪૭૦–૧૪૭૫ દરમ્યાન સૌરાષ્ટ્રમા આવ્યાનુ જાણવામા આવ્યું છે મૂળ એ થરપારકર તરફના હતા, અને થાન થઈ ચોટીલા આવ્યા અને ત્યાથી લખધીરજીએ વઢવાણમાં આશ્રય લીધો. લખધીરજીએ એ પછી મૂળી થાન ચોબારી અને ચોટીલા એ ચાર પરગણાં મેળવી રાજ્ય કરવાનો આરંભ કર્યો. એના અવસાને એનો પુત્ર ગમોજી[૩૮] અને એના પછી ભોજરાજ સામંતસિંહ અને લખધીરજી ૨ જો ક્રમે સત્તાધારી બન્યા, અને એનો ભાઈ હાલોજી એને મદદરૂપ બની રાજકારોબાર ચલાવવા લાગ્યો એને સિંધના કોઈક મુસ્લિમ શાસક સાથે એક જત કન્યાના રક્ષણ વિષયમાં વિગ્રહ થયેલો, જેમાં ગુજરાતના સૂબેદારે (મહાબતખાને?) દરમ્યાનગીરી કરી સિંધી શાસકના કેદી બનેલા હાલોજીને છોડાવ્યો હતો. હાલોજીએ ઇસ્લામ સ્વીકાર્યો હોવાથી સૂબેદારે એને રાણપુરનુ પરગણું ઇનામમાં આપેલું. ત્યાં હાલોજીના વંશજ લાબા સમય સુધી રાજ્ય કરતા રહ્યા.

બીજી એક બ્રાહ્મણ કન્યાના બચાવમા લખધીરજીએ પ્રાણ ખોયા પછી એનો પુત્ર ભોજરાજ ૨ જો,[૩૯] પછી ઓચોજી અને રતનજી ક્રમે સત્તાધારી બન્યા રતનજીના વખતમા અમીનખાન ઘોરી ખંડણી ઉઘરાવવા આવ્યો ત્યારે રતનજીએ લાચારી બતાવી એ પરથી અમીનખાને મૂળીમા થાણુ જમાવ્યું. આ કારણે રતનજીને બહારવટુ ખેડવુ પડેલુ, જેમા એણે પ્રાણ ખોયા. આ ગાળામા કાઠીઓએ થાન અને પછી ચોટીલા પડાવી લીધા

રતનજી પછી મૂળીની ગાદીએ કરણજી જગદેવ રામસિહ રાયસિહ રતનજી( ૨ જો ) કલ્યાણસિહ મૂંજોજી રતનજી( ૩ જો ) એક પછી એક સત્તા પર આવ્યા [૪૦]

**(૨) દાંતાના પરમાર**

ગુજરાતની પૂર્વોત્તર સીમાએ આવેલુ દાંતા રાજ્ય પરમારોનુ રાજ્ય હતું. આ રાજ્યનો પૂર્વ ઇતિહાસ દતકથાઓના જાળાઓમા અટવાઈ પડેલો હોઈ સાચો ઇતિહાસ તારવવો ખૂબ જ મુશ્કેલ છે સિદ્ધરાજના સમકાલીન કહેવાતા કોઈ જગદેવ પરમાર સાથે એનો ઇતિહાસ જોડવામા આવે છે. એના પછી જગધવલ મેઘરાજ બીજભાણ હસરાજ રવપાળ અનુક્રમે થયા. રવપાળે નગરઠઠ્ઠા બામનવા અને એલ્લા (કચ્છ) એ ત્રણે સ્થળે રાજ્ય સ્થાપેલુ કહેવાય છે. એના પછી નગરાજ અબરાજ વિજયરાજ બાગરાજ બરિઅચરાય અને ભાણ નામના રાજવીઓ એક પછી એક થયા. આ વંશમા પછીથી દામોજી અને જસરાજ થયા. જસરાજનો પુત્ર કેદારસિહ ઉર્ફે કેસરીસિંહ અબાજીના ધામ નજીકના ગબ્બર-ગઢમાં રહેતો તેણે તરસગમા સત્તા ભોગવતા તરસંગિયા ભીલને મારી ત્યાં ગાદી સ્થાપી (ઈ સ ૧૨૬૯). એના પછી જગતપાલ વીરસેન સોઢદેવ સિદ્ધરાજ ભાણ જગમાલ કાનડદેવ અને કલ્યાણદેવ અનુક્રમે સત્તા પર આવ્યા. આ કલ્યાણદેવના સમયમા બે વાર મુસ્લિમ આક્રમણ થયાં હતા. એના પછી મહીપાલદેવ ગોવિદ-રાય લક્ષ્મણદેવ રામદેવ કહાનદેવ મેઘરાજ અર્જુનદેવ અને આશકરણ અનુક્રમે રાજા થયા હતા મુઘલ બાદશાહ અકબરે આશકરણને 'મહારાણા'ની પદવી આપી હોવાનુ કહેવાય છે.

આશકરણ પછી વાઘ ગાદીએ આવેલો એને ઈડરના રાવ કલ્યાણમલની સાથે થયેલા અણબનાવને કારણે થયેલા વિગ્રહમા કેદ પકડાવ'તું થયુ ત્યારે વાઘનો નાનો ભાઈ જયમલ કલ્યાણમલને ત્યા હતો તે નાસી છૂટયો ને રાવના માણસોએ કબજે કરેલા તરસંગમનો કબજો લઈ લીધો. આની જાણ થતાં રાવ કલ્યાણમલ તરસગમ ઉપર ચડી આવ્યો, પણ યુદ્ધમા પરાજય પામી ઈડર ચાલ્યો ગયો.

એ પછી મોટી તૈયારી સાથે રાવ કરી તરસંગમ ઉપર ચડી આવ્યો. આવા વિગ્રહમા સલામતી નહિ જણાતાં જાયમલ કુટુંબકબીલા સાથે તરસંગમમાથી ખસી ગયો અને દાંતામાં જઈ રહ્યો

દાંતામાં સ્થિર થયેલા મહારાણા જાયમલના અવસાને એનો પુત્ર જેઠમલ ગાદીએ આવ્યો રાવે દબાવેલો પ્રદેશ છોડાવવા માટે જેઠમલ અમદાવાદ ગયો. આ વખતે કલ્યાણમલના અવસાને આવેલો એનો પુત્ર રાવ જગન્નાથ ઈડરનો સત્તાધીશ હતો જેઠમલની ચડવણીથી સૂબેદારે ઈડર પર ચડાઈ કરી, આથી જગન્નાથ ગભરાઈ ઈડર છોડી નાસી ગયો, ત્યારે મુઘલ ફોજે ઈડરનો કબજો કરી લીધો.

રાણા જેઠમલ પછી પૂંજો માનસિંહ અને ગજસિંહ ક્રમે સત્તા પર આવ્યા. રાણા ગજસિંહનુ ઈ.સ. ૧૬૮૭ માં અવસાન થતા એનો કુમાર પૃથ્વીસિંહ ગાદીએ આવ્યો. આના સમયમા દામાજી ગાયકવાડનું સૈન્ય દાંતા સુધી આવી પહોચ્યુ હતું. થોડા સામના પછી ખંડણી આપવાનુ સ્વીકાર્યાથી દામાજી ચાલ્યો ગયો. એ પછી અમદાવાદનો સૂબેદાર હૈદરકુલીખાન પણ દાંતા ઉપર ચડી આવેલો. પૃથ્વીસિંહનું ઈ.સ ૧૭૪૩ માં અવસાન થયુ તેથી એના ભાઈ વીરમદેવના પુત્ર કરણસિંહને ગાદી મળી[૪૧]

### (૩) સૂંથના પરમાર

પંચમહાલ જિલ્લાના પૂર્વ વિભાગના ડુંગરો વચ્ચે સૂંથનુ નાનુ પરમાર વંશનું રાજ્ય આવેલુ. આ વંશનો મહિપાવત શાખાનો જાલમસિંહ ઈ સ. ૧૬ મી સદીમાં પંચમહાલની પૂર્વ સરહદે આવેલા એક સ્થળે ઝાલોદ નામનુ ગામ વસાવી ત્યાં સ્થિર થયો. એના પછી જાહાજસિંહ વિક્રમસિંહ ઉદયસિંહ પ્રતાપસિંહ અને જાલમસિંહ(૨ જો) એક પછી એક ગાદીએ આવ્યા. ઈ સ. ૧૨૪૭ ના એક મુસ્લિમ આક્રમણમાં જાલમસિંહ(૨ જા)નું મરણ થતાં એનો સંત નામનો કુમાર ભીલી પ્રદેશમા વસી ગયો અને ઈ.સ ૧૨૫૫ મા ત્યા "સૂંથ" નામનું ગામ વસાવી રાજ્ય કરવા લાગ્યો ને એના કાકા લીમદેવે કડાણામા રાજ્ય સ્થાપ્યુ. સંત પછી નવઘણ નાપો પ્રથીસિંહ સૂરો અને જયસિંહ એક પછી એક સત્તા પર આવ્યા જયસિંહના અખેરાજ ગર્જાસિંહ અને કુંભા એ ત્રણ પુત્રોએ એક પછી એક રાજ્ય કર્યું. ઈ સ. ૧૪૧૪ થી ૧૪૪૩ સુધીમા ગુજરાતના સુલતાન અહમદશાહે કરેલી ચઢાઈઓને કારણે આ રાજવીઓ ત્યારથી સુલતાનના ખંડિયા બન્યા.

કુંભા પછી રામસિંહ રાયમલ અને મંડલિક એક પછી એક ગાદીએ આવ્યા. છેલ્લા મંડલિકની સત્તા ઈ.સ ૧૫૩૬ થી ૧૫૬૫ સુધી હતી. એના પછી સૂરજમલ, પછી એનો પુત્ર રતનસિંહ અને એના પછી એના ભાઈ વાઘજીનો પુત્ર પ્રથીસિંહ ગાદીએ આવ્યો એના અવસાને એનો કુમાર સબલસિંહ આવ્યો, જેનું ઈ.સ. ૧૬૩૫મા અવસાન થતા ગજસિંહ અને માહાવસિંહ એક પછી એક ગાદીએ આવ્યા માહાવસિંહનું ઈ.સ ૧૭૦૪ માં અવસાન થતા પ્રથીસિંહે ઈ સ ૧૭૩૫ સુધી અને એની પછી રતનસિંહ ઈ સ. ૧૭૫૩ સુધી રાજ્ય કર્યું. એના અવસાને એનો બનેવી વાસવાડાનો સિસોદિયા રાજવી લૌકિકે આવ્યો તેણે બાળ પાટવી કુમાર અને એનાથી નાના બે ભાઈઓને મારી નાખી સૂથનું રાજ્ય કબજે કરી લીધું. ચોથો કુમાર બદનસિંહ બચી ગયો તેને ખાટ અવટંકના કોળીઓએ આશ્રય આપ્યો ને અનુકૂળતા જોઈ, સૂથ પર હલ્લો કરી વાસવાડાવાળાઓને હાંકી કાઢયા અને બદનસિંહને ગાદીએ બેસાડયો[૪૨]

## ૫ ગૂહિલ વંશ

### (૧) શિહોર(પછીથી ભાવનગર)ના ગૂહિલો

ઈ.સ. ૧૫૭૩ મા મુઘલ સત્તા ગુજરાતમાં આવી ત્યારે શિહોરમા ગૂહિલ વંશનો વિસોજી ( ઈ.સ. ૧૫૭૦–૧૬૦૦ )[૪૩] સત્તા ઉપર હતો એના ઈ.સ ૧૬૦૦ માં થયેલા અવસાને એનો મોટો કુમાર ધુનોજી સત્તા ઉપર આવ્યો એના સમયમાં ગારિયાધારના ઠાકોર નોઘણજીને ખેરડીના લોમા કાઠી સાથે શત્રુતા થતા લોમાએ નોંઘણજી પર ચડી આવી ગારિયાધારનો કબજો કર્યો ને નોઘણજીને હાંકી કાઢયો, આથી નોઘણજીએ ધુનોજીની મદદ માગી ધુનોજી સૈન્ય એકત્રિત કરવામાં મચ્યો હતો ત્યારે ઈ.સ. ૧૬૧૯ મા કાઠીઓ ચડી આવ્યા અને વેળાવદર ( તા ગારિયાધાર ) પાસે થયેલી અથડામણમા ધુનોજીને હરાવીને મારી નાખ્યો.[૪૩અ] ધુનોજી પછી એનો કુમાર રતનજી ગાદીએ આવ્યો. પહેલે જ વર્ષે ખુમાણ ખસિયા અને સરવૈયાએ કનડ (તા. શિહોર) ઉપર હલ્લો કર્યો ત્યારે રતનજી જાતે સૈન્ય લઈને ગયો. યુદ્ધમાં એનો વિજય થયો, પણ એ મરણ પામ્યો એટલે એનો કુમાર હરભમજી સત્તા ઉપર આવ્યો એ જ વર્ષમા રાજ્ય કરી એ ઈ.સ. ૧૬૨૨માં અવસાન પામતા એના નાના ભાઈ ગોવિંદજીએ રાજ્ય કબજે કર્યું. હરભમજીનો કુમાર અખેરાજજી સગીર હોઈ રાજમાતા એને કચ્છ–ભૂજમાં લઈ ગઈ અખેરાજજીના પક્ષકારોએ ગોવિંદજી સામે માથું ઊંચકયું એટલે ગોવિંદજીએ જૂનાગઢના ફોજદાર મીરઝા ઇસાતરખાનની મદદ માગી ધોધાનો

હક્ક સોંપ્યો, પણ થોડા જ સમયમાં ગોવિંદજીનું અવસાન થતાં એનો કુમાર સતરસાલજી શિહોરની ગાદીએ બેઠો. એક દિવસે અખેરાજજીના મળતિયા સતરસાલજીને મહેલમાંથી ઊંઘતો જ ઉઠાવી ગયા અને કાઠીઓની મદદ મળી જતાં અખેરાજજીને ગાદીએ બેસાડી દીધો. અખેરાજજીએ સતરસાલને ભંડારિયાનો ટપ્પો જાગીરમાં આપી એના મનનું સમાધાન કરી આપ્યું. અખેરાજજી શક્તિશાળી પુરવાર થયો. અખેરાજજીના અવસાને ઈ.સ. ૧૬૬૦માં એનો કુમાર રતનજી અને એના અવસાને ઈ.સ. ૧૭૦૩માં એનો કુમાર ભાવસિંહજી ગાદીએ આવ્યો. ઈ.સ. ૧૭૨૨–૨૩માં કંથાજી કદમ બાંડે અને પિલાજી ગાયકવાડે શિહોર પર હુમલો કરેલો, પણ ભાવસિંહજીએ એમને પાછા હઠાવ્યા. ભાવસિંહજીને શિહોરમાં સલામતી ન લાગતાં ખંભાતના અખાતની સૌરાષ્ટ્ર બાજુની વડવાની ખાડીને કાંઠે આવેલા એક નાના ગામને પસંદ કરી ત્યાં ભાવનગરની વસાહત ઈ.સ. ૧૭૨૩માં વિકસાવવાનો આરંભ કર્યો. એણે મુસ્લિમ પકડમાંથી ઘોઘા પણ ઝૂંટવી લીધું અને રાજ્યની સીમા વધારી. એણે સુરતના સિદી કિલ્લેદાર સાથે ભાવનગરના વેપારના રક્ષણ માટે કરાર કર્યા, જેમાં ભાવનગરના બંદરની જકાતનો સેંકડે એકચતુર્થાંશ ટકો સિદી કિલ્લેદારને આપવો, સુરતના વેપારીઓની થોડી જકાત માફ કરવી, બદલામાં ભાવનગરથી સુરતમાં જતા માલની જકાત ન લેવી, વગેરે મુખ્ય કલમો હતી. સુરતના સિદી કિલ્લેદાર અને ભાવસિંહજીએ સૌરાષ્ટ્રના કિનારાના ચાંચિયાઓને કચડવાનો ઠરાવ કર્યો હતો. ભાવસિંહજીએ બ્રિટિશ ઈસ્ટ ઇન્ડિયા કંપની સાથે વેપારી સંધિ કરી સરળતા કરી આપી હતી. એણે ભાવનગર શિહોર અને ઉમરાળા આસપાસનાં ગામ પોતાની સત્તામાં લઈ પાલીતાણાના ભાયાત પાસેથી ત્રાપજ અને ચાંચિયા કોળીઓ પાસેથી સુલતાનપુર પણ મેળવી રાજ્યની સીમા વિસ્તારવાળી કરી સ્થિર કરવાનો પ્રયત્ન કર્યો હતો.

### (૨) લાઠીના ગૂહિલો

લાઠીમાં ગૂહિલોની શાખા ગોહિલવાડના ગૂહિલોના આદ્ય પુરુષ સેજકજી (ઈ.સ. ૧૨૪૦–૧૨૯૦)ના બીજા કુમાર સારંગજીથી શરૂ થઈ હતી. સારંગજીની બહેન વાલમકુંવર જૂનાગઢના ચૂડાસમા રા' ખેંગારને પરણી ત્યારે રાવે સારંગજી અને એના ભાઈ શાહજીને અર્થીલા ચોવીસી જાગીરમાં આપી હતી. સારંગજીએ શાહજીને માંડવીનો ટપ્પો આપી પોતે અર્થીલામાં મથક રાખ્યું હતું. જૂનાગઢના રા' માંડલિકે અર્થીલાનો નાશ કર્યો ત્યારે સારંગજીની ચોથી પેઢીએ થયેલા રાજવીએ લાઠી આવી ત્યાં રાજધાની કરી.૪૪ લાઠીના એક ઠાકોરે દામાજી ગાયકવાડને પોતાની કુંવરી પરણાવી ત્યારે ચભારિયા તાલુકો એને પહેરામણીમાં આપેલો.

એ ચમારિયા દામાજીના નામથી દામનગર (તા લાઠી–દામનગર) તરીકે જાણીતું થયું. ત્યાર બાદ ગાયકવાડે લાઠીના રક્ષણની જવાબદારી ઉઠાવી લીધેલી

(૩) પાલીતાણાના ગૂહિલો

પાલીતાણાના ગૂહિલોની શાખા ગોહિલવાડના ગૂહિલોના આદ્ય પુરુષ સેજકજી (ઈ.સ ૧૨૪૦–૧૨૯૦)ના ત્રીજા કુમાર શાહજીથી શરૂ થઈ હતી. શાહજીની બહેન વાલમકુંવર જૂનાગઢના ચૂડાસમા રા' ખેંગારને પરણી ત્યારે રાવે સારંગજી અને નાના ભાઈ શાહજીને અથીલા ચોવીસી જાગીરમા આપેલી તેમાથી સારંગજીને માંડવીનો ટપ્પો કાઢી આપેલો ત્યાર પછી શાહાજીએ ગારિયાધાર જીતી લઈ ત્યાં રાજધાની કરી હતી. શાહાજી પછી કુમાર સરજનજી, એના પછી અર્જુનજી, એના પછી નોઘણજી, એના પછી ભારોજી, એના પછી અનોજી, પછી શવોજી હાડોજી અને કાંધોજી ૧ લો, પછી નોઘણજી ૨ જો સત્તા ઉપર અનુક્રમે આવેલા. નોઘણજીને ખેરડીના લોમા ખુમાણ સાથે ઝઘડો થતાં લોમાએ ગારિયાધાર લઈ લીધેલુ, પણ શિહોરના અખેરાજજીની મદદથી પાછુ હસ્તગત કર્યું. બદલામા લોમાને નોઘણજીએ રાણીગામ (તા ગારિયાધાર) આપી સમાધાન કરેલુ આ નોઘણજી ૨ જા પછી અર્જુનજી ૨ જો, કાંધોજી ૨ જો અને શવોજી ૨ જો અનુક્રમે સત્તા પર આવેલા શવોજીને કાઠીઓ સાથે થયેલી અથડામણમા પરાજય મળ્યો અને એણે જાન ગુમાવ્યો. એના પછી સરતાનજી, કાંધોજી ૩ જો, પૃથ્વીરાજજી, નોઘણજી ૩ જો અને સરતાનજી ૨ જો અનુક્રમે સત્તા ઉપર આવ્યા

(૪) રાજપીપળાના ગૂહિલો

ગોહિલવાડના ગૂહિલોની ૧ લી શાખા વિશે આ પૂર્વેના ગ્રંથ ૫ મા (પૃ. ૧૭૭મા) જણાવ્યા પ્રમાણે મોખડાજીનો નાનો કુમાર સેમરસિંગજી રાજપીપળા ચાલ્યો ગયો અને ત્યા પોતાની માતાના પિતાની ગાદીએ બેઠો એણે 'અમરસિંહજી' નામ ધારણ કરી રાજપીપળા(તા નાંદોદ)ની ગાદી સંભાળી ત્યાં ગૂહિલોની જુદી શાખા શરૂ કરેલી. એના મરણે એનો નાનો કુમાર ભાણસિંહજી, એના પછી એનો કુમાર ગેમલસિંહજી સત્તા ઉપર આવેલો એના સમયમાં ગુજરાતના સુલતાન અહમદશાહે ચડાઈ લઈ જઈ રાજપીપળા હસ્તગત કરી લીધું (ઈ સ ૧૪૧૩). એ પછી થોડા જ સમયમાં (ઈ સ ૧૪૨૧મા) ગેમલસિંહજીનું અવસાન થતા એનો નાનો કુમાર વિજયપાલ વારસ થયો. તેણે રાજપીપળાનું રાજ્ય ફરી હસ્તગત કર્યું. એના પછી એનો કુમાર હરિસિંહ સત્તા પર આવ્યો. પણ અહમદશાહ ફરી ચડી આવતાં એને રાજપીપળા છોડી દેવુ પડ્યુ એણે બાર વર્ષ બહારવટુ ખેડ્યા પછી ઈ સ ૧૪૪૩ માં ફરી સત્તા હાસલ કરી. એના

પછી અનુક્રમે પૃથુરાજ દીપો કરણજી અજેરાજ સૂજનસિંહ અને ભૈરવસિંહ એક પછી એક સત્તા ઉપર આવ્યા. ચિત્તોડનો રાણો ઉદયસિંહ આપત્તિમાં આવ્યો ત્યારે ભૈરવસિંહને આશ્રયે આવી રહ્યો હતો. ઈ.સ. ૧૫૪૩થી ૧૫૮૩ સુધી રાજપીપળાના રાજવીઓએ સ્વતંત્ર રીતે રાજ્ય કર્યું હતું. ભૈરવસિંહના અવસાને એનો પુત્ર પૃથુરાજ સત્તા ઉપર આવ્યો ઈ.સ. ૧૫૭૩મા અકબરે ગુજરાત હસ્તગત કર્યું ત્યારે રાજપીપળાના રાજવીને કાબૂમા રાખવા ત્યા મુઘલ થાણુ બેસાડવામા આવ્યુ હતું. આ અરસામાં ઈ.સ. ૧૫૮૩થી ૧૫૯૩ સુધીનાં ૧૦ વર્ષ પૃથુરાજને ત્રણ વાર જંગલોમા આશ્રય લેવાનુ થયુ હતું

પૃથુરાજના મરણ પછી દીપસિંહ દુર્ગશાહ મોહરાજ રાયસાલ ચંદ્રસેન ગંભીરસિંહ સુભેરાજ જયસિંહ મૂલરાજ સુરમાલ ઉદેકરણ ચંદ્રબા છત્રસાલ અને વેરીસાલ અનુક્રમે સત્તા પર આવ્યા. ઈ.સ. ૧૭૦૫માં ગુજરાતના દક્ષિણ ભાગ પર મરાઠાઓએ સવારી કરી પ્રદેશને ઉજ્જડ કરવાનો આરંભ કર્યો ત્યારે એમને દબાવવા ઔરંગઝેબે નજરઅલી વગેરે સરદારોને મોકલ્યા હતા. આ સરદારોને વેરીસાલની સહાય કશે કામ આવી જણાતી નથી. ઈ.સ. ૧૭૧૫માં એના અવસાને એનો મોટો કુમાર જિતસિંહ સત્તા ઉપર આવ્યો તેણે તકનો લાભ લઈ નાંદોદ પરગણુ સ્વતંત્ર રીતે કબજે કરી લીધું ને મુઘલ થાણાને ઉઠાડી મૂક્યું. આ સમયે (ઈ.સ. ૧૭૩૦મા) જિતસિંહે રાજપીપળા(જૂનારાજ)માંથી ગાદી ખસેડી નાંદોદ(હાલનુ રાજપીપળા)માં સ્થાપી. એનું ઈ.સ. ૧૭૫૪માં અવસાન થતા એનો બીજો પુત્ર પ્રતાપસિંહ સત્તા ઉપર આવ્યો.[૪૫]

## ૬. ઓખામંડળનો વાઢેર વંશ

આશરે ૧૩મી સદીમા મારવાડમાંથી વેરાવળજી અને વીજલજી નામના રાઠોડ રાજપૂત ભાઈઓ દ્વારકામા આવી ચડયા હતા. એ પ્રદેશમા હેરોલ રાજપૂતો અને ચાવડા રાજપૂતો વચ્ચે વિગ્રહ ચાલુ હતા એ વિગ્રહને અંતે રાઠોડ ફાવ્યા અને આ પ્રદેશમાંથી ચાવડાઓનુ નિકંદન કાઢી, આસપાસનો પ્રદેશ તાબે કરી એમણે એક નાની પણ પ્રબળ સત્તાની સ્થાપના કરી. હવે એ રાઠોડોએ 'વાઢેર' કે 'વાઢેલ' એવી અટક શરૂ કરી. વેરાવળજીએ હવે આગળ વધી કચ્છના નાના રણ નજીકની વેદમતી નદી સુધીનો પ્રદેશ પણ હાથ કરી લીધો એણે પોતાની રાજધાની દ્વારકાની ઉત્તરે અખાતના કાંઠે આરંભડા ગામની નવી વસાહત કરી ત્યાં ખસેડી લીધી. એના અવસાને એનો પુત્ર વિક્રમસી સત્તા ઉપર આવેલો આ વિક્રમસીની પછી નવ રાણા થયા ને એમણે બધા મળી ૧૨૦ વર્ષ રાજ્ય કીધુ વિક્રમસીની ૧૧મી પેઢીએ સાંગણજી થયો તેણે પોતાનુ રાજ્ય જામખભાળિયા સુધી વધાર્યુ

હતું એ સૌરાષ્ટ્રના પશ્ચિમકાંઠે ચાંચિયાગીરી ચલાવતો તેથી રા' માંડલિક ૩ જાએ બેટ-શંખોદ્ધારના રાજવી સાંગણના પ્રદેશ પર ચડાઈ કરી જેને હરાવેલો તે આ સાંગણજી (ગ્રંથ ૫, પૃ. ૧૬૩) એને માણેક અવટંકના વાઘેરો સાથે અથડામણ થયા કરતી, તેથી એણે ઓખામંડળ ઉપર વાઢેરોની સત્તા અને દ્વારકા પર વાઘેરોની સત્તા રહે એવી સંધિ કરી વળી બંનેએ મિત્રાચારીથી રહેવું કે જેથી બહારના શત્રુ આવી એઉનો વિનાશ ન કરી શકે એમ પણ સમજૂતી થઈ ત્યારથી આ બંને જાતિ સંપીને રહેવા લાગી. સાંગણજી પછી એનો કુમાર ભીમજી સત્તા ઉપર આવેલો. ભીમજીના સમયમાં દ્વારકાના દરિયા વિસ્તારમાં થતી ચાંચિયાગીરીને દાબવા મહમૂદ બેગડો ચડી આવેલો અને ભીમજીને નસાડી સમગ્ર પ્રદેશ ઉપર મુસ્લિમ સત્તાની આણ વર્તાવેલી, પણ પછી પાછળથી વાઢેરોએ પ્રબળ સૈન્ય એકઠું કરી સમગ્ર પ્રદેશ હસ્તગત કરી લીધો હતો.[૪૬]

આશરે ઈ.સ. ૧૫૯૨ માં અકબરની ભીંસથી મુઝફ્ફર નાસીપાસ થઈને આરંભડાના વાઢેર રાણા શિવ(સવજી)ને આશરે આવેલો ત્યારે ચડી આવેલી મુઘલ સત્તાની સાથેના યુદ્ધમાં શિવ રાણાએ પ્રાણ ખોયેલા પરિણામે ઓખામંડળનો પ્રદેશ ફરી મુસ્લિમ સત્તા નીચે (એ સમયે મુઘલ સત્તા નીચે) આવી ગયો આ વખતે શિવ રાણાનો કુમાર સાંગણજી સિંધ તરફ ભાગી છૂટયો, પરંતુ મલ્લ નામના માણેકે મુસ્લિમ શાસકોને કાયર કાયર કરી નાખ્યા સાંગણજીને સિંધમાં ખોળવા ગયેલો સામળો માણેક સાંગણજીને લઈ પાછો આવ્યો ત્યારે થયેલા ભારે યુદ્ધમાં મુસ્લિમ સૈન્ય હારી ગયું ને સાંગણજીનો આરંભડાની ગાદી ઉપર અભિષેક કરવામાં આવ્યો.

સાંગણજી પછી અખેરાજજી સત્તા પર આવ્યો. એ હજી કુમાર હતો ત્યારે એના બનેવી નવાનગરના જામે એને કેદ કરી લીધેલો, પણ દ્વારકાના રાણા માણેકના પુત્ર પતરામેલે વાઘેરોની ફોજ લઈ જઈ એને છોડાવ્યો હતો. અખેરાજજી ઈ સ. ૧૬૬૪ માં અવસાન પામતાં[૪૭] એનો પુત્ર ભોજરાજજી ગાદીએ બેઠો. એના પાટવી કુમાર વજેરાજજીને બાકીના ૭ ભાઈઓ સાથે અણબનાવ થતાં ભોજરાજજીએ એને પોશીતરાની જાગીર વંશપરંપરા આપી ત્યાંનો વહીવટ સોંપી દીધો

ઈ સ. ૧૭૧૫ અને ૧૭૧૮ ના ગાળામાં આરંભડા અને પોશીતરાના વાઢેર સરદારોએ દ્વારકાવાળા વાઘેરોની મદદથી સૌરાષ્ટ્રમાં કેટલેક સ્થળે ધાડ પાડી હતી ત્યારે નવાનગર ગોંડળ અને પોરબંદરની ફોજોએ ચડી આવી એમને ભીંસમાં લીધેલા. આ પ્રસંગે નવાનગરનો જે પ્રદેશ અગાઉ વાઘેરોએ બથાવી પાડેલો તે એમણે જતો કરવો પડયો ને ઓખામંડળના પ્રદેશમાં જ એમની સત્તા મર્યાદિત બની ગઈ.

વજેરાજજીને પોશીતરાની જાગીર અપાતા આર ભડાના આમ બે ભાગ થયા તો વાઘેરોના પણ દ્વારકા અને વસઈના બે ભાગ પડચા. આ ચારે પોતપોતાને રાજા કહેવડાવતા હતા, આમ છતાં બહારના શત્રુઓ સાથે એ એકરૂપ હતા.

## ૭. જસદણનો ખાચર-કાઠી વંશ

ખાચર વંશનો સગડ મેળવતા પૂર્વ પુરુષ તરીકે વીકો ખાચર જાણવામાં આવે છે, જેણે ઈ.સ. ૧૬૬૫ મા જસા ખુમાણ નામના કાઠીની સત્તામાંથી જસદણ ઝૂટવી લઈ ત્યા પોતાની સત્તા સ્થાપી. આ વીકાના પિતાનુ નામ માણસિયો અને દાદાનુ નામ લખો જાણવામા આવેલ છે, તેથી એના વંશજો "લખાણી" શાખાના કહેવાય છે.

વીકો ખાચર ઈ.સ. ૧૬૮૫ માં અવસાન પામતા એનો બીજો પુત્ર માણસિયો જસદણની ગાદીએ આવ્યો. એ ખુમાણ શાખાના કાઠી લોકો સાથેના એક યુદ્ધનાં માર્યો જતા એનો ઓરમાન ભાઈ ચલો ગાદીએ આવ્યો એ મરણ પામતાં એનો પુત્ર ઓઢો અને એના પછી વાજસૂર ગાદીએ આવ્યો. ગાદીએ આવ્યો ત્યારે સગીર એ હોઈ એનો કાકો જેઠસૂર વાલી તરીકે રાજ્ય કરતો હતો. જેઠસૂરના અવસાને વાજસૂરે સત્તા હાથ ધરી અને એ રાજ્ય કરવા લાગ્યો(ઈ.સ ૧૭૮૮ પહેલાં) [૪૮]

## ૮. ઈડરના રાઠોડ વંશ

### (૧) જૂનો રાઠોડ વંશ

**રાવ નારાયણદાસ**

ઈ સ. ૧૫૭૩ મા સ્થપાયેલી મુઘલાઈમાં મુઘલાઈનો એ તાબેદાર જમીનદાર તરીકે ચાલુ તો રહ્યો, પછીથી એણે એ તાબેદારી ફગાવી દઈ બંડ કર્યું. કુલીઝખાન વગેરે અધિકારીઓએ ડુંગરમાળામાં એનો પીછો કર્યો અને છેવટે રાવને હગાવ્યો, ને ઈડર મુઘલાઈ સત્તા નીચે સીધુ આવી પડયું ( ઈ.સ. ૧૫૭૬ ) આખરે કંટાળી રાવ પોતાના પુત્ર વીરમદેવને લઈ દિલ્હી પહોચ્યો અને અકબરને નમી પડ્યો [૪૮અ] અકબરે ઈડરની સત્તા નારાયણદાસને પરત કરી (ઈ.સ. ૧૫૭૮).

**રાવ વીરમદેવ**

નારાયણદાસ ઈ.સ ૧૫૭૯માં અવસાન પામતા એનો શૂરવીર પુત્ર વીરમદેવ ઈડરની ગાદીએ આવ્યો. પડોશી ડુંગરપુર રાજ્યના રાવળ તરફથી થયેલા કોઈ અપમાનના કારણે વીરમદેવે ડુંગરપુર લૂટયુ હતુ એણે હાથમતીના કાઠે આવેલા અહમદનગર(આજના હિંમતનગર)નો કિલ્લો સર કરવા એના ઉપર હલ્લો કરી

ત્યાંના મુઘલ લશ્કરને ભગાડયુ ને ત્યાં પોતાનુ થાણું બેસાડયુ. પેથાપુરનો વાઘેલો ઠાકોર આ વખતે વીરમદેવ પાસે હતો તેથી નાસતા મુઘલ લશ્કરે પેથાપુરમાં આવી લૂ ટફાટ કરી. એની માહિતી મળતા પેથાપુરના ઠાકોરની વિનતીથી વીરમદેવે પેથાપુર આવી મુઘલો પાસેથી એનો કબજો લઈ વાઘેલા ઠાકોરને સોંપ્યો. વીરમદેવ સામે ગુજરાતના સૂબેદારે એક ફોજ મોકલી, આથી વીરમદેવ ઈડર છોડી પોળો ચાલ્યો ગયો છેવટે એણે મુઘલોની અધીનતા સ્વીકારી અને ઈડરનો કબજો પુન. પ્રાપ્ત કર્યો. એનુ દગાથી અવસાન થયુ હોવાનુ મનાય છે આ રાજા વિશે અનેક કથાઓ પ્રચલિત થઈ છે એની પાછળ એની પાંચ રાણીઓ સતી થઈ હોવાની અનુશ્રુતિ છે.

### રાવ કલ્યાણમલ

વીરમદેવના અવસાને (ઈ.સ. ૧૫૯૭) એને સતાન ન હોવાથી એનો નાનો ભાઈ કલ્યાણમલ ઈડરની ગાદીએ આવ્યો. શરૂઆતમાની થોડી અવ્યવસ્થાનો લાભ લઈ ઉદેપુરના રાણાએ સરહદનો કેટલોક પ્રદેશ કબજે કરી લીધેલો તે બધો પ્રદેશ કલ્યાણમલે ફરી હસ્તગત કરી ઈડરને મજબૂત કરવામાં સફળતા મેળવી. એના જીવન દરમ્યાન પડોશના ગરાસદારો સાથે વાર વાર અથડામણ થયા કરતી. એનો ૪૭ વર્ષોનો રાજ્યકાલ અશાતિમા જ ગયો હતો.

### રાવ જગન્નાથ

ઈ સ. ૧૬૪૪ મા રાવ કલ્યાણમલનુ અવસાન થતાં એનો પુત્ર જગન્નાથ ઈડરની ગાદીએ આવ્યો. એના સમયમાં પણ ગુજરાતનો સૂબેદાર ઈડર ઉપર ચડી આવ્યો, જેને કારણે રાવ કુટુબકબીલા સાથે પોળો ચાલ્યો ગયો રાવ ચારિત્ર્યનો સારો નહોતો એટલે એના ચાલ્યા જવાથી પ્રજાએ પણ રાહતનો દમ ખેંચ્યો હતો પોળોમાં જગન્નાથ બીમારીમા સપડાયો અને ઈ.સ. ૧૬૭૫ માં અવસાન પામ્યો.

### રાવ પૂંજો ૩ જો

પિતાના અવસાને રાવ પૂંજો દિલ્હીમા પહોચ્યો અને ત્યાં બાદશાહની નોકરી કરવા માડી. એણે બાદશાહની સારી કૃપા મેળવી. બાદશાહે જ્યારે એને ઈડર આપવાની ઇચ્છા કરી ત્યારે જયપુરના રાજવીએ જૂના વેરને કારણે એમા વિઘ્ન નાખ્યુ ને પૂજાને બાદશાહ તારા પર ગુસ્સે થયા છે એવુ કહી એને દિલ્હીથી નસાડી મૂકયો. ત્યાથી એ ઉદેપુર ગયો અને રાણાની મદદથી એણે ઈડર પર ચડી આવી મુઘલ ફોજદાર પાસેથી ઈ.સ ૧૬૮૫ મા ઈડરનો કબજો કરી લીધો થોડા સમય પછી એના નાના ભાઈ અર્જુનદાસે ઝેર આપી દગાથી એનો ઘાત કર્યો.

### રાવ અર્જુનદાસ

હવે ઈડરના રાવ તરીકે અર્જુનદાસે સત્તાસૂત્ર ધારણ કર્યાં. એના સમયમાં ઈડરમાંથી હારીને નાસી ગયેલા ફોજદારે ફરીથી મોટી ફોજ સાથે ઈડર ઉપર ચડાઈ કરી અને રાવને ગાદીએથી ઉઠાડી મૂકી ઈડરનો સંપૂર્ણ કબજો કરી લીધો. રાવ નાસી ધામોદની નાળમાં જઈ ભરાયો. અહીં એણે દેવલિયા પ્રતાપગઢના, વાસવાડાના, લુણાવાડાના અને ડુંગરપુરના રાજકુમારોની મદદ માગતાં તેઓએ રણાસણ(તા. ઈડર)નો કબજો કરી ત્યાંથી ઈડર તેમજ અમદાવાદનાં પરગણાં લૂંટવાની સલાહ આપી. એ ચારે કુમારો સાથે રાવ રણાસણ ઉપર ચડાઈ લઈ ગયો, જ્યાં થયેલા યુદ્ધમાં એ પાંચે માર્યા ગયા (ઈ.સ. ૧૬૫૯).

### રાવ ગોપીનાથ

રાવ અર્જુનદાસના અવસાને રાવ જગન્નાથનો ભાઈ ગોપીનાથ મુઘલ સત્તા સામે બહારવટે નીકળ્યો અને ઈડર તેમજ અમદાવાદના પરગણા લૂંટવા લાગ્યો. ઈડરના હાકેમ સૈયદ હાથાએ એની જિવાઈની વ્યવસ્થા કરી આપતાં સૈયદના સત્તા-કાલમાં એ શાંત રહ્યો. સૈયદ હાથાને સ્થાને કમાલખાન નામનો ફોજદાર ઈડરમાં સત્તા પર આવ્યો ત્યારે ગોપીનાથે પહેલાંની જેમ લૂંટફાટ જારી કરી. કમાલખાન કમજોર અને કમ-અક્કલ આદમી હતો અને કામકાજમાં બહુ ઓછું ધ્યાન આપતો એને કારણે પડોશી જાગીરદારો ઈડરના પોતપોતાને લગતાં ગામ કબજે કરવામાં પડ્યા. આ તકનો લાભ લઈ ગોપીનાથ સારી એવી ફોજ એકઠી કરી ઈડર ઉપર ચડી આવ્યો અને કમાલખાનને હાંકી કાઢી ઈડરની ગાદી પોતાને કબજે કરી આસપાસનો મોટા ભાગનો પ્રદેશ પોતાની સત્તા નીચે લઈ લીધો. રણાસણના ઠાકોરને એનો ભય હોવાથી એણે અમદાવાદ જઈ બાદશાહી ફોજને ઈડર ઉપર હલ્લો કરવા માગણી કરી, આથી સૂબેદાર મુહમ્મદ અમીનખાને મુહમ્મદ બહલોલ શેરવાનીને મોટી ફોજ સાથે ઈડર મોકલ્યો. ફોજ આવી લાગતાં યુદ્ધ તો આપ્યું, પણ ટકી શકાય એમ નહિ લાગતાં રાવ ડુંગર પરના ગઢમાં આશ્રય કરી રહ્યો. અહીં દગો થતાં એ રાણીઓને કિલ્લામાં રાખી પછવાડેના ભાગમાંથી નીકળી ગયો. કિલ્લામાં રાવને નહિ જોતાં એની બંને રાણીઓએ ફાટા તળાવમાં આત્મત્યાગ કર્યો. જંગલમાં રાવ અફીણની બૂરી લતને લઈને મરણ પામ્યો (ઈ.સ. ૧૬૭૯)[૪૮]. એને કરણસિંહ નામે કુમાર હતો, પણ એણે ઈડરનું રાજ્ય મેળવવા કશો પ્રયત્ન કર્યો નહિ. એ પોતાના જીવનપર્યંત સરહદના શરવાણ ગામમાં જ રહ્યો.

### રાવ ચંદ્રસિંહ

કરણસિંહનો મોટો કુમાર ચંદ્રસિંહ શરવાણમાં જ રહેતો હતો. એણે મેવાડમાંના પોતાના સંબંધીઓની મદદ મેળવી ઈડરનો કબજો લેવાના વિષયમાં બહારવટાનો આશ્રય લીધો. એની પજવણીથી ઈડરના સ્થાનિક વહીવટદારો કંટાળ્યા અને છેવટે ચંદ્રસિંહને ગાદીએ બેસાડવા કબૂલ થયા. એમણે બાદશાહી ફોજદારને હાંકી કાઢી ચંદ્રસિંહને ઈ.સ. ૧૭૧૮માં ઈડરની ગાદીએ બેસાડયો. એનામાં રાજ્ય ચલાવવાની કાબેલિયત નહોતી તેથી પડોશના જાગીરદાર ઠાકોરો એક પછી એક નજીકના ગામ દબાવવા લાગ્યા હતા. રાવ ચંદ્રસિંહ કંટાળી ગયેલો એટલે મોકો જોઈ પોતાના સસરા, પોળોના પઢિયાર, ઠાકોરને ત્યાં ગયો અને દગાથી સસરાને મારી પોળોની ગાદી હસ્તગત કરી (ઈ.સ. ૧૭૨૭).

### ઈડરમાં ઊથલપાથલ

રાવ ચંદ્રસિંહ ઈડર છોડી ચાલ્યો જતાં ઈડરનો કારભાર કોઈ સરદારસિંહ નામનો સરદાર ચલાવતો હતો. થોડા સમય પછી સ્થાનિક સરદારો અને દેસાઈઓને પોતાના પક્ષમાં લઈ એ ઈડરની ગાદીએ બેઠો અને સ્વતંત્રપણે કારભાર કરવા લાગ્યો. એના પ્રધાન, એના એક ભાયાત સામળાજીની મદદથી ગયેલાં ગામ ઠાકોરો પાસેથી પાછાં મેળવી ઈડરને મજબૂત કરવામાં સફળતા મેળવી. એણે કોઈ કારણે શંકા જતાં સામળાજીને દૂર કર્યો અને વડોદરાના એક બચ્છો પંડિતને બોલાવી એને પ્રધાન-પદ આપ્યું, પણ આ બચ્છો પંડિત કાવતરાબાજ નીવડયો અને કસ્બાતીઓ અને સરદારસિંહ વચ્ચે અણબનાવ કરાવવામાં સફળ થયો. એણે કસ્બાતીઓને દબાવવા પ્રયત્ન કરતાં કસ્બાતીઓએ સરદારસિંહને મારી નાખવા નિશ્ચય કર્યો. આની જાણ થતાં બે વર્ષના અમલ પછી ડરનો માર્યો સરદારસિંહ વલાસણ નાસી ગયો. આ તકનો લાભ લઈ, બચ્છો પંડિત અમદાવાદમાંના મુઘલ સૂબેદારને ભારે નજરાણું આપી ઈડરનો કારોબાર પોતાના નામથી ચલાવવા લાગ્યો (ઈ.સ. ૧૭૨૯).

## (૨) નવો રાઠોડ વંશ

### રાવ આણંદસિંહજી

બચ્છો પંડિતને કસ્બાતીઓ સલાહકારક થઈ પડયા. વડાલીના મોતીચંદ શાહ અને રણાસણના ઠાકોર અદેસિંહજી પ્રધાનપદે એ બંને સ્થાનિક દેસાઈઓનો રાજ્યકારોબારમાંથી પગ કાઢી નાખવા કાવતરાં કરવા લાગ્યા. એવામાં જોધપુરના મહારાજા અજિતસિંહનો પુત્ર આણંદસિંહ ગૃહકંકાસને લઈ પોશીનાની નાળમાં આવ્યો હતો તેને દેસાઈએ મળી જતાં એ ઈડર પર ચડી આવ્યો અને બચ્છો

પંડિતને હાંકી કાઢી ઈ.સ. ૧૭૩૦–૩૧ ના અરસામાં ઈડરની ગાદીએ "રાવ" તરીકે બેઠો. આમ રાઠોડ ફરીથી ઈડરના સત્તાધીશ બન્યા. ઈડર પ્રદેશનો પટ્ટો મહારાજા અજિતસિંહના ખૂન પછી જોધપુરની ગાદીએ આવેલા અભયસિંહને બાદશાહ તરફથી મળ્યો હતો તે એણે નાના ભાઈ આણંદસિંહજીના લાભમાં કરી આપ્યો એટલે આણંદસિંહજીને ઈડરમાથી દૂર કરવાની પરિસ્થિતિ રહી નહોતી. દેસાઈઓને પણ એ કારણે સ્વીકાર કરી લેવામાં ખૂબ અનુકૂળતા થઈ પડી.

આ અરસામા અમદાવાદમાં નવા નિમાયેલા મુઘલ સૂબેદાર જોધપુરના મહારાજા અભયસિંહે ઈડરની સત્તા સ્થિર કરવામા આણંદસિંહજીને સારી સહાય કરી. અભયસિંહ અમદાવાદમાં સૂબેદાર હતો ત્યાસુધી આણંદસિંહજીને કોઈ ખંડણી આપવી પડી નહોતી. એણે ઈડર અહમદનગર મોડાસા બાયડ હરસોલ પ્રાતીજ અને વિજાપુર એ સાત મહાલોથી સમૃદ્ધ રાજ્ય સ્થિર કરવામા સફળતા મેળવી હતી.

કેટલાક સમય પછી ઈડરમાં જોધપુરના સૈનિક હતા તેમને રાવે જોધપુર જવા રજા આપી અને કસ્બાતી સિપાઈઓને પગારથી રોકયા. રાજ્યની આર્થિક સ્થિતિ નબળી હતી તેથી પગારો ચૂકવી શકાતા નહોતા. કસ્બાતીઓએ એ માટે કોઈ ગામ લૂંટવાની પરવાનગી માગી. નાછૂટકે રાવે રેહેવર રાજપૂતોનુ દેશોતર ગામ લૂંટવા રજા આપી. એમ થતા રેહેવરો રાવથી રિસાઈને જુદા પડયા. પરિણામે રાજ્ય અને રહેવરો વચ્ચે ઘમસાણ જાગ્યું. રહેવરો ઈડર પર ચડી આવ્યા. કિલ્લામાં સલામતી ન જળવાતાં રાવ આણંદસિંહજી ભાગી છૂટયા. માર્ગમા થોડો મરણ પામતાં એ રહેવરોના સકંજામાં અચાનક આવી ગયા ને માર્યા ગયા (ઈ સ. ૧૭૩૯). રહેવરોએ ઈડરનો કબજો કરી લીધો. આ વખતે રાવનો ભાઈ રાયસિંહજી ઓગસદમાં હતો સમાચાર મળતા એ ઈડરના પ્રદેશમા આવ્યો અને જુદે જુદે સ્થળે મુકામ કરતાં કરતાં ઈડર લેવાના પ્રયત્નમાં પડયો. કેટલાય ડાકોરો અને ભીલો તેમ મરાઠાઓની સારી એવી ફોજ એકઠી કરી એણે ઈડર પર હલ્લો કરી કિલ્લો કબજે લીધો. રહેવરો નાસી પોળો જતા રહ્યા.

### શિવસિંહ

ઈડરનો કબજો કર્યા બાદ રાવ આણંદસિંહજીના ૭ વર્ષના બાળકુમાર શિવસિંહને ઈડરની ગાદીએ બેસાડી રાયસિંહજી ઈડર પ્રદેશનો કારભાર કરવા લાગ્યો (ઈ સ. ૧૭૪૦). રાયસિંહજીએ પહેલું કામ કર્યું તે રહેવરોનું રણાસણ કબજે કર્યાનું. એ ગામ પાચ વર્ષ સુધી ઈડરને કબજે રહ્યું હતું. દરમ્યાન રહેવરો બહારવટે ચડેલા તેથી અતે સમાધાન કરી, દેશોતર વગેરે ૧૨ ગામ ઈડર નીચે

રાખી બાકીનાં ૧૨ ગામ રહેવરોને આપ્યા ને ઝઘડો શાંત કર્યો ફરી રહેવરોએ માથું ઊંચકેલું, પણ મહારાજા અભયસિંહ બીજી વાર અમદાવાદમાં સૂબેદાર તરીકે આવી રહેલા એટલે એમણે રહેવરોનો બળવો દબાવી દીધો.

થોડા સમય પછી શિવસિંહજીને ઈડરમાં મૂકી કાકો રાયસિંહ મોડાસા ગયો ને ત્યાં કિલ્લો કરી ત્યાં જ રહેવાનું રાખ્યું. ઈ.સ. ૧૭૪૬ માં પૂનાથી આવેલી મરાઠા ફોજ ખંડણી માટે મોડાસા ઉપર ચડી આવી, પણ રાયસિંહે તો ખંડણી આપવાનો ઇન્કાર કરતાં મામલો તંગ થયો. મોડાસાનો કિલ્લો પડ્યો અને રાયસિંહ નવા વસાવેલા રાયગઢમાં થઈ ઈડર ચાલ્યો આવ્યો. ઉપરના જંગમાં રાયસિંહજીનો સાથીદાર ચંપાવત જીવણદાસ અને એનો ભાઈ પ્રતાપસિંહ ઘાયલ થયા હતા. પ્રતાપસિંહને રાયસિંહ સમજી, પાલખીમાં નાખી, કેદ કરી મરાઠા અમદાવાદ લઈ ગયેલા, અને જાહેરાત કરી કે દંડના ૮૦,૦૦૦ રૂપિયા આપવામાં આવે તો છોડવામાં આવશે રાયસિંહે ગમે તે રીતે ૮૦,૦૦૦ રૂપિયા એકઠા કરી પ્રતાપસિંહને છોડાવવા પોઠ રવાના કરી, પણ ત્યાં તો યુક્તિથી પ્રતાપસિંહ કેદમાંથી છટક્યો ને પેથાપુર આવતાં ત્યાં પોઠ સામે મળી એને પાછી વાળી પ્રતાપસિંહ ઈડર આવ્યો ને રાયસિંહને મળ્યો.

ઈડરનું રાજ્ય જમાવવામાં જે રાજપૂત સરદારોએ આણંદસિંહજીના સમયથી સહાય કરી હતી તે બધાને ગામગરાસ આપીને સંતુષ્ટ કરી શિવસિંહજીએ પોતાનું સારું એવું બળ જમાવવામાં સફળતા મેળવી

ઈ સ. ૧૭૫૫ માં અમદાવાદની મુઘલ રાજ્યસત્તાને નાબૂદ કરવા પેશવા અને ગાયકવાડની ફોજ અમદાવાદ ઉપર ચડી આવી ત્યારે પેશવાના સેનાપતિ રાઘોબાએ ઈડરની મદદ માગતાં શિવસિંહ મદદે ગયેલો[૪૯]

## ૯. ખીચી ચૌહાણ વંશ

### (૧) છોટાઉદેપુરના ખીચી ચૌહાણ

ચાંપાનેરના ખીચી ચૌહાણ જયસિંહ ઉર્ફે પતાઈ રાવળનો ઈ સ. ૧૪૮૫ માં ઉચ્છેદ થયો અને મહમૂદ બેગડાએ એ રાજ્ય પોતાના રાજ્યમાં સર્વાંશે ભેળવી દીધું ત્યારે જયસિંહના બીજા પુત્ર પૃથ્વીરાજે નર્મદા-કિનારાના મોહન નામના સ્થળમાં પહોંચી ત્યાં નાનું રાજ્ય સ્થાપ્યું, જે ભવિષ્યમાં છોટાઉદેપુરના રાજ્ય તરીકે વિકસ્યું. પૃથુરાજ પછી કરણસિંહ વજેસિંહ ગુમાનસિંહ રાયસિંહ તેજસિંહ અને જસવંતસિંહ રાજા થયા. આ છેલ્લો જસવંતસિંહ એ 'બાજી રાવળ' હોવાની

શક્યતા છે. ઈ.સ.ના ૧૮મા સૈકામાં થયેલા બાજી રાવળે મોહનથી બદલી છોટા-ઉદેપુરમા ગાદી સ્થાપી. એના સમયમાં મુઘલ સત્તાની પડતી અને મરાઠાઓની સત્તાનો ઉદય શરૂ થયો, જેમા છોટાઉદેપુરના રાજ્યનો કેટલોક ભાગ મરાઠાઓએ દબાવી લીધો હતો.[૫૦]

## (૨) બારિયાના ખીચી ચૌહાણ

ચાપાનેરના ખીચી ચૌહાણ જયસિંહ ઉર્ફે પતાઈ રાવળનો ઈ.સ. ૧૪૮૫ માં ઉચ્છેદ થયો અને મહમૂદ બેગડાએ એ રાજ્ય પોતાના રાજ્યમા સર્વાંશે મેળવી દીધુ ત્યારે જયસિંહનો નાનો પુત્ર ડુંગરસી દેવગઢબારિયામા જઈ વસ્યો અને ત્યા એણે પણ નાનું રાજ્ય સ્થાપ્યુ. રાવળ ડુંગરસીના મરણ પછી ઉદયસિંહ રાયસિંહ વજેસિંહ અને માનસિંહ એક પછી એક સત્તા ઉપર આવ્યા. ઈ.સ. ૧૭૨૦ મા માનસિંહનું અવસાન થતાં એક બલૂચ સરદારે રાજ્ય કબજે કરી લીધેલુ ત્યારે વિધવા રાણી કુમાર પૃથુરાજને લઈ ડુંગરપુરના રાવળને ત્યા આશરે જઈ રહી. ઈ.સ. ૧૭૩૬ મા ડુંગરપુરના રાવળની મદદથી રાણીએ પેલા સરદાર પાસેથી રાજ્યનો કબજો લઈ એને ત્યાથી હાંકી કાઢયો. એ પછી ઉદાજી પવાર, મલ્હારરાવ હોલ્કર વગેરેની સરદારી નીચે મરાઠા બારિયાના પ્રદેશમાં આવ્યા ત્યારે પૃથુરાજ પાસે ખંડણી નહિ લેતા એને બારિયાના રાજા તરીકે કબૂલ રાખ્યો. પૃથુરાજના અવસાને એનો મોટો કુમાર રાયધર સત્તા ઉપર આવ્યો એના અવસાને એનો પુત્ર ગંભીરસિંહ સત્તા ઉપર આવ્યો.[૫૧]

## (૩) માંડવાના ખીચી ચૌહાણ

વડોદરા જિલ્લામાં ડભોઈથી ઉત્તરે આવેલુ માડવાનુ રજવાડુ પણ જૂનું છે. ખીચી ચૌહાણોએ ચાંપાનેર સુધી આવી ત્યાં રાજગાદી સ્થાપી ત્યારે પાલાન-દેવની સાથે એનો ભાઈ પ્રતાપસિંહ પણ મારવાડમાથી આવ્યો હતો. આ જ પ્રતાપસિંહે કારવણમા જઈ ૩૦૦ ગામનું રાજ્ય સ્થાપ્યુ. એના વંશમાં થયેલા નાહારસિંહજી ઉપર મહમૂદ બેગડાએ ચડાઈ કરેલી તેથી એ નાસી નંદેરિયા ચાલ્યો ગયો. ત્યાંના રાજવીની કુંવરી સાથે લગ્ન થયુ અને એને ત્યાનુ રાજ્ય મળ્યું એના અવસાને એના પછી આવેલા એના કુમાર માલસિંહજીએ નંદેરિયાથી ચાણોદમાં રાજધાની બદલી એના વંશમા થયેલા વાઘસિંહજીએ ત્યાંથી બદલાવી જૂના માંડવામા રાજધાની કરી. એના વંશમા થયેલા કાનજીનો પાટવી કુમાર વાઘજી સત્તા ઉપર આવ્યો ત્યારે ઈ.સ ૧૬૬૯ માં જૂના માંડવા છોડી હાલ જ્યાં માંડવા ગામ છે ત્યાં રાજધાની બદલાવી વાઘજી પછી રાણો સંગરામસિંહ

કાનજી વાઘ ખુમાનસિંહ જિતસિંહ અને ભીમસિંહ સત્તા ઉપર એક પછી એક એક આવ્યા[૫૨]

## ૧૦. સોલંકી વંશ

### (૧) લુણાવાડાના સોલંકી

પાટણના મૂળરાજ સોલંકીના વંશમાં ધવલદેવ નામે થયેલ એક રાજવીએ ઈ.સ. ૧૧૦૪માં ધોળકામાં અને પછી ઈ.સ. ૧૧૩૪મા ચૂંવાળમા આવેલા કાલરીગઢ[૫૩]મા સત્તા સ્થાપી. એનો પ્રપૌત્ર વીરભદ્ર એ સ્થાન છોડી વીરપુર (વાડાસિનોર રાજ્યમા) આવ્યો અને ત્યાના ઠાકોર વીરા બારિયાનો વિનાશ કરી ઈ સ. ૧૨૨૫ મા ત્યા ગાદી સ્થાપી. ત્યાં વીરભદ્ર પછી કીકો માનસિહ માહાવસિહ ગમસિહ પૃથીપાલકસિહ વિક્રમસિંહ અને વિઠ્ઠલસિહ એક પછી એક સત્તા ઉપર આવ્યા. આ છેલ્લા વિઠ્ઠલસિહે વીરપુરથી લુણાવાડાની નજીકમાં આવેલા ડીહિયા ગામમા ગાદી ખસેડી. એના વંશમાં થયેલા ભીમસિહે ઈ.સ. ૧૪૩૪માં ત્યાથી ખસી લુણાવાડામાં ગાદી સ્થાપી. એના પછી ગંગદાસ ઉદો રાઘવરાણસિંહ (વાઘસિહ) અને માલો રાણો (ઈ.સ. ૧૫૭૫માં હયાત) થયા. એના પછી આવેલા વનવારજીનો ઈ સ. ૧૫૯૪મા દેહાત થતાં એની પછી અખેરાજ સત્તા પર આવ્યો. એના અવસાને કુભો રાણો સત્તા ઉપર આવ્યો. ઈ સ. ૧૭ મા સૈકાના આરંભમાં એ હતો. એના પછી ગાદીએ આવેલો જિતસિહ ઈ.સ. ૧૬૧૮ મા અવસાન પામ્યો અને એના પછી ત્રિલોકસિંહ અને દયાલદાસ આવ્યા, જે છેલ્લાનું અવસાન ઈસ. ૧૬૩૭મા થતા ચદ્રસિહ સત્તા પર આવ્યો. એનુ ઈ.સ ૧૬૭૪મા અવસાન થતા કુવરસિહ અને એના ઈ.સ. ૧૭૧૧ માં થયેલા અવસાનને લીધે નાહારસિહ સત્તા ઉપર આવ્યો, જેણે ઈ.સ. ૧૭૧૮ મા લુણાવાડાના કિલ્લાનો પાયો નાખેલો એના સમયમાં હૈદર કુલીખાને ચડાઈ કરી એની પાસેથી ફોજખદી તરીકે મોટી રકમ લીધી હતી એના ઈ.સ. ૧૭૩૫માં થયેલા અવસાને એના મોટા કુમાર જિતસિહનો પુત્ર વખતસિહ ગાદીએ આવ્યો. એના સમયમાં અમદાવાદના મુઘલ સૂબેદારે ચડાઈ કરી દડ વસૂલ કર્યો હતો. ઈ.સ. ૧૭૫૭મા વખતસિહનું અવસાન થતા મોટો કુમાર દીપસિહ સત્તા પર આવ્યો[૫૪]

### (૨) વાંસદાના સોલંકી

કાલરીગઢમા રાજ્ય કરતા ધવલદેવ સોલકીના વંશમાના કોઈ મૂલદેવે ઈ સ. ના ૧૫મા સૈકાના અંતભાગમા વાસદા(જિ. વલસાડ)માં સોલંકી સત્તાની સ્થાપના કરી. એના પછી ખંદલદેવ બલદેવ કરણદેવ ઉદયસિહ મોલકરણ અને

ઉદયસિંહ ૨ જો, એક પછી એક સત્તા ઉપર આવ્યા છેલ્લા ઉદયસિંહ ૨ જાના ઈ સ ૧૭૦૧ માં થયેલા અવસાને એનો કુમાર વીરસિંહ અને ઈ.સ. ૧૭૧૬ માં થયેલા એના અવસાને કુમાર રાયભાણુ સત્તા ઉપર આવ્યો એના બે કુમાર–ગુલાબસિંહ અને જોરાવરસિંહે ગાદી માટે દામાજી ગાયકવાડ પાસે દાવા દાખલ કર્યો. દામાજીએ રાજ્યના બે ટુકડા કરી આપી વાસદાની સત્તા ગુલાબસિંહને અને બિસનપુરની સત્તા અલગ કરી જોરાવરસિંહને આપી. ઈ.સ. ૧૭૬૨ થી ગાયકવાડોની સત્તામાં આવી જતા બીજી શાખા બંધ થઈ. ઈ સ ૧૭૫૩ માં ગુલાબસિંહનુ અવસાન થતાં, એ અપુત્ર હોઈ, એના પિતરાઈ ભાઈ ઉદયસિંહને કારભારીએ અભિષેક કરી ગાદીએ બેસાડ્યો, આથી જોરાવરસિંહે પેશવા સમક્ષ દાવો દાખલ કર્યો ત્યારે પેશવાએ વાસદામાથી પાંચ ગામ અપાવી પતાવટ કરી આપી.[૫૫]

## ૧૧ ધરમપુરના સિસોદિયા[૫૬]

ઈ.સ ૧૨૬૨ મા સિસોદિયા રાણાના એક વંશજ રામ રાજાએ દક્ષિણ ગુજરાતમાં પોતાની સત્તા, ત્યાના સ્થાનિક ચોરાત વંશના ભીલ રાજવીને મારી, રામનગર વસાવી સ્થાપી ઈ.સ. ૧૨૯૫ માં એનુ અવસાન થતા સોમ સત્તા ઉપર આવ્યો, જેના ઈ.સ. ૧૩૩૫ માં થયેલા અવસાને પુરંદર, એના ઈ.સ. ૧૩૬૦માં થયેલા અવસાને ધરમ, એના ઈ.સ. ૧૩૯૧ મા થયેલા અવસાને ગોપુ, એના અવસાને ઈ.સ ૧૪૩૨ થી ૧૪૭૦ સુધી જગત, ઈ સ ૧૫૦૦ સુધી નારણ, ઈ.સ. ૧૫૦૧ સુધી ધરમ ૨ જો અને ઈ.સ ૧૫૬૬ સુધી જગત ૩ જો–એક પછી એક ગાદીધર બન્યા. એના ઉપર સુલતાન મુઝફ્ફર ૩ જાની ખંડણી થયેલી. આના અવસાને ઈ સ. ૧૫૬૬ મા એનો કુમાર લક્ષ્મણદેવ સત્તા ઉપર આવ્યો. ઈ.સ ૧૫૭૬ માં મુઘલોએ લક્ષ્મણદેવ પાસેથી ખંડણી વસૂલ કરી એને ખંડિયો બનાવ્યો. એના અવસાને ઈ.સ ૧૬૦૦ મા સોમદેવ સત્તા ઉપર આવ્યો ઈ.સ ૧૬૦૯–૧૦ માં અહમદનગરના વજીર મલિક અંબરે ગુજરાત પર સવારી કરી વડોદરા–સુરત લૂટ્યાં ત્યારે ગુજરાતના સૂબેદાર મીરઝા અઝીઝ કોકાના પુત્ર અને નાયબ સૂબેદાર જહાંગીર કુલીખાને ગુજરાતના રક્ષણ માટે રામનગરમા ઘોડેસવારી લશ્કરી થાણું સ્થાપ્યું. સોમદેવના ઈ.સ. ૧૬૩૫ માં થયેલા અવસાને રામદેવ સત્તા ઉપર આવ્યો, જેણે રામનગરમાંથી ગાદી બદલી આસરમેતામાં સ્થાપી, પણ પછી ઈ.સ. ૧૬૫૪ માં ફતેપુરમાં ખસેડી લીધી હતી. ઈ સ. ૧૬૬૪ મા અને ૧૬૭૯ મા શિવાજીએ સુરત લૂટ્યું ત્યારે આ રામદેવે શિવાજીને સારી સહાય કરી હતી. એના ઈ સ ૧૬૮૦ માં થયેલા અવસાને સોહદેવ સત્તા પર આવ્યો, જેનુ ઈ.સ. ૧૭૦૧ માં અવસાન થતાં રામદેવ ૨ જો રાજવી બન્યો. આના સમયમાં ઈ.સ.

૧૭૨૭ માં મરાઠાઓએ રાજ્યમાં પ્રવેશ કરી દખલ શરૂ કરી. રામદેવ પાસે નગર-હવેલી તાલુકાનાં નગર અને ફતેપુર તથા એને લગતા દસ ગામ રહેવા દઈ બાકીનાં બોતેર ગામ મરાઠાઓએ બથાવી લીધા અને જકાતમા ચોથો ભાગ વસૂલ કરવા લાગ્યા.[૫૭]

## ૧૨ પાટડીના કણબી દેસાઈ

પાટડીના દેસાઈઓનો જાણવામા આવેલો પૂર્વપુરુષ વરસિંહ મહમૂદ બેગડાના સમયમા હતો અને વીરમગામના વાઘેલા ઠાકોરે માથું ઊંચકતા બેગડાએ એને વીરમગામ મોકલ્યો હતો, ત્યા યુદ્ધમાં વાઘેલો ઠાકોર મરાતાં બેગડાએ વીરમગામ પરગણું વરસિંહને બક્ષિસ આપ્યુ એના અવસાન પછી કિશોરદાસ રામદાસ ગંગાદાસ કરસનદાસ મલકોજી સોમાજી રણમલજી નાથોજી અને વેણીદાસ એક પછી એક સત્તા પર આવ્યા. આ વેણીદાસને જહાંગીરે 'દેસાઈ'નો હોદ્દો આપી આસપાસના પ્રદેશની દેસાઈગીરી સોંપી હતી વેણીદાસ પછી મકનદાસ મોહતસી ત્રીકમદાસ અને ભાણજી અનુક્રમે સત્તાધારી બન્યા આ ભાણજીએ દસાડાના ઉજડ થયેલા પરગણાને આબાદ કર્યું એ ઉપરથી ઔરંગઝેબે એની જાગીર ઉપરાત પાંચ ગામ વધુ આપ્યા

ભાણજી પછી ઉદેકરણ અને એના પછી ભાવસિંહજી થયો. અમદાવાદના સૂબેદાર સરબુલંદખાને વીરમગામ ઉપર આક્રમણ કરી જીતી લીધુ, પણ પાછળથી કોળીઓની મદદથી ભાવસિંહજીએ વીરમગામ હસ્તગત કરી લીધુ. થોડા સમય પછી અમદાવાદના સૂબેદારે વીરમગામને ઘેરો ઘાલ્યો ત્યારે એણે દામાજી ગાયકવાડની મદદથી મુઘલ સૈન્યને હાંકી કાઢવામા સફળતા મેળવી. પછી બંનેના મળેલાં સૈન્યોએ પેશ્વાઈ પ્રતિનિધિ માધવરાવ પંડિતને હરાવ્યો અને પેશકશી ઉઘરાવી ઝાલાવાડના બીજા યુદ્ધો પછી ભાવસિંહજીએ વીરમગામ પરગણું દામાજીને આપ્યુ અને પોતે વીસ ગામડાં રાખી પાટડીમા રાજધાની બનાવી[૫૮]

## ૧૩. બાબી વંશ

### (૧) જૂનાગઢના બાબી

અફઘાનિસ્તાનના મૂળ રહીશ બાબી વંશનો કોઈ આદિલખાન ઈરાનમા આશરો લઈ રહેલા હુમાયૂની સાથે ભારતવર્ષમા આવ્યો તેના પુત્ર ઉસ્માન-ખાનના પુત્ર બહાદુરખાનને અકબરના સમયમાં શિરોહીની જાગીર મળેલી આ બહાદુરખાને શાહજહાના સમયમાં શાહી દરબારમાં ઊંચુ સ્થાન મેળવ્યુ હતું. આ બહાદુરખાનનો ત્રીજો પુત્ર જાફરખાન વચલા પુત્ર મુઝફ્ફરખાનના અવસાને

એની જગ્યાએ પાટણ(ઉ. ગુજરાત)ના નાયબ ફોજદાર-પદે નિમાયેલો, ઈ.સ. ૧૬૯૪ આસપાસ એને બાદશાહે 'સફદરખાન'નો ઇલકાબ અને ફોજદારનું પદ આપ્યુ, પણ ૧૬૯૮ મા ગુજરાતના સૂબેદાર શુજાતખાન સાથે મતભેદ થતા એ માળવા ચાલ્યો ગયો ઈ.સ. ૧૭૦૩ માં વીર દુર્ગાદાસ રાઠોડે શાહી હકૂમતને ભારે રજાડ પહોચાડી ત્યારે ઔરંગઝેબે એની સામે સફદરખાનને મોકલેલો. એની કામગીરી બદલ એને રાધનપુર સમી મુજપુર અને તેરવાડાની જાગીરો મળી હતી.

ઈ.સ ૧૭૦૫ મા મરાઠા ગુજરાત પર ચડી આવ્યા ને સફદરખાન સરદાર નજરઅલીખાનની મદદમાં રહી લડયો ત્યારે હાર મળતાં મરાઠાઓનો કેદી બનેલો. આ વખતે એની સાથે આવેલા એના પુત્ર સલાબત મુહમ્મદખાન અને શેરખાન નાસી છૂટયા પાછળથી સલાબતખાને મરાઠા સરદાર ધાનાજીને મોટો દંડ ભરી આપી પિતાને મુક્ત કરાવ્યા. સફદરખાન ફરીથી પાટણ(ઉ ગુજરાત)નો ફોજદાર બન્યો પણ ઈ.સ ૧૭૨૫ મા અવસાન પામ્યો ત્યારે સલાબતખાનને વીરમગામની ફોજદારી અને ધોધાની જાગીર મળી. સલાબત સૌરાષ્ટ્રમા આવતાં એણે નવાનગર તેમજ હળવદના રાજવીઓ સાથે સબંધ વધાર્યા. ઈ સ ૧૭૨૮ માં જૂનાગઢના ફોજદારની જગ્યા શેરખાનને આપવામા આવી, પણ દિલ્હીથી એ જગ્યા ઉપર મોહ્યુદ્દીનને મોકલવામા આવતાં શેરખાનને નાયબ ફોજદારના સ્થાને ઊતરવુ પડયું. મોહ્યુદ્દીને પોતે ન આવતાં કોઈ મીર ઇસ્માઈલને પોતા વતી ફોજદારી સોપી. તેણે શેરખાનના કામકાજમાં દખલ કરતાં શેરખાન રાજીનામુ આપી પોતાની જાગીર ધોધામા ચાલ્યો ગયો, પણ એ નિષ્ફળ બેસી રહે તેવો નહોતો, એણે ગુજરાતના સૂબેદાર–જોધપુરના મહારાજા અભયસિંહની મહેરબાની મેળવી ફોજદારનો હોદ્દો ફરી મેળવવા પ્રયત્ન કર્યો. અભયસિંહે એને 'બહાદુર'નો ઇલ્કાબ આપ્યો અને વડોદરામાં સરબુલંદખાન નામનો ફોજદાર હતો છતા એના ઉપરાંત શેરખાનને પણ એ હોદ્દે નીમ્યો સરબુલંદખાને વિરોધ કર્યો, પણ મરાઠાઓના વધતા જતા જોરને ખાળવા મક્કમ છાતીના શેરખાનની જરૂર એને સમજાવી. શેરખાને સરબુલંદખાન સાથે પૂરા સહકારથી કામ કર્યું તેથી સરબુલંદખાને એને 'ખાન'નો ઇલ્કાબ આપ્યો, અને આમ શેરખાન હવે 'બહાદુરખાન' બન્યો

દિલ્હીની ડગમગતી પાદશાહીમા કોઈ સોરાબખાને સોરઠની ફોજદારી મેળવી અને શેરખાનની ધોધાની જાગીર પણ એને મળી શેરખાનના માણસોને એણે હાંકી કાઢયા. શેરખાન કાંઈ પ્રયત્ન કરે તે પહેલા જ સોરાબખાન અને મહારાજ અભયસિંહના નાયબ રતનસિંહ ભંડારી વચ્ચે વાંધો પડતા ધંધુકા

પાસે અથડામણ થઈ અને સોરાબખાન માર્યો ગયો. શેરખાન ખેડા ગયો ને રતનસિંહે એને પોરબંદરની ફોજદારી આપી, પણ શેરખાન એ ન લેતાં વાડાસિનોર ચાલ્યો ગયો.

ઈ.સ. ૧૭૩૭ માં અભયસિંહ નિવૃત્ત થતાં મોમીનખાન ગુજરાતનો સૂબેદાર બની આવ્યો. સમય ઓળખી લઈ, એણે પોતાના વિરોધી મોમીનખાન સાથે સમાધાન કરી જૂનાગઢની ફોજદારી સ્વીકારી. શેરખાન શાણો હોઈ એણે મરાઠા સરદાર રંગોજી સાથે મૈત્રી કરી એની સલાહથી જૂનાગઢના નાયબ ફોજદારનો હોદ્દો સંભાળી લીધો.

ઈ.સ. ૧૭૪૩ માં મોમીનખાનનું અવસાન થતાં શેરખાને રંગોજીનો પક્ષ સાધી ખંભાત પરગણામાં મોમીનખાનની જાગીરના ગામ લૂંટી લીધાં.

મરાઠાઓનું જોર ખાળવા દિલ્હીથી ખુદાઉદ્દીન અને મુફતઉદ્દીન નામના સરદારો મોટી સેના સાથે આવ્યા. રંગોજીને મહારાષ્ટ્રમાંથી કુમક ન મળતાં શેરખાને વચ્ચે પડી સમાધાન કરાવ્યું, એવી રીતે કે મરાઠા વીરમગામ અને બોરસદનો કબજો છોડી દે અને મુઘલ સેના અમદાવાદમાં રહે. રંગોજીની હત્યા કરવાની મુઘલ સેનાપતિઓએ ચાલબાજી કરી, પણ શેરખાનની કુનેહથી રંગોજી બચી ગયો અને બંને વાડાસિનોર ચાલ્યા ગયા.

આ સમયે કોઈ જવાંમર્દખાન બાબીએ બનાવટી ફરમાન દ્વારા ગુજરાતની સૂબાગીરી બથાવી લીધી એટલે શેરખાને ગાયકવાડને બોરસદ લઈ લેવા સલાહ આપી. આ થતાં જવાંમર્દખાને શેરખાનને ઠપકો આપતાં શેરખાન જૂનાગઢ જવાને બદલે વાડાસિનોર ચાલ્યો ગયો.

આ સમયે જૂનાગઢમાં દિલ્હીથી મીર દોસ્તઅલી અને હિમ્મતઅલી ફોજદાર થઈ આવ્યા, પણ તેઓ નબળા અને ઐયાશી હોઈ જૂનાગઢનું તંત્ર ખખડી પડયું તેથી જૂનાગઢની પ્રજાએ અને દેસાઈઓએ દલપતિરામ નામના નાગર મુત્સદ્દીને વાડાસિનોર શેરખાનને નિમંત્રવા મોકલ્યો. આ તક મળતાં શેરખાન પોતાના સાથીદારોને લઈ જૂનાગઢ આવી પહોંચ્યો અને ઈ.સ. ૧૭૪૭ ના એ વર્ષમાં એણે જૂનાગઢના પ્રદેશની સર્વસત્તા કબજે કરી લીધી. જયારે ખંડેરાવ ગાયકવાડની વિધવા ઉમાબાઈનું સૈન્ય ખંડણી લેવા સોરઠ આવ્યું ત્યારે શેરખાને કિંમતી નજરાણું આપી સૈન્યને પાછું વાળ્યું. એ જ વર્ષે કાનાજી તાકપોરે નામનો મરાઠા સરદાર અમદાવાદના એક અમીરની મદદ મેળવી સોરઠ ઉપર ચડી આવ્યો, પણ શેરખાને–બહાદુરખાને હરાવી એને પાછો કાઢયો.

ચારે બાજુથી પરિસ્થિતિ સાનુકૂળ થતાં હવે ઈ.સ ૧૭૪૮ મા દિલ્હીની સત્તાએ આપેલો 'દીવાન' હોદ્દો ધારણ કરી આ બહાદુરખાને પાદશાહના નામે સ્વતંત્ર રાજ્ય કરવાનો આરંભ કર્યો. આમ જૂનાગઢમાં બાબી વંશની સ્થાપના થઈ. એ ચતુર નવાબે પોતાની સમગ્ર જવાબદારી દલપતિરામ નાગરને સોંપી.

આ સમયે વસંતરાય નામના પુરબિયાએ માથું ઊંચક્યુ અને ઉપરકોટમા ચડી જઈ બહાદુરખાનની સત્તાને પડકાર કર્યો. દલપતિરામનું એ અરસામાં અમદાવાદ જવાનુ થયુ અને રાજ્યનો હવાલો જગન્નાથ ઝાલા નામના નાગર ગૃહસ્થ પાસે હતો. એ કાંઈ પગલાં ભરવા જાય તેટલામાં તો વસંતરાયે બહાદુરખાનને કેદ કરી લીધો અને જૂનાગઢની સત્તા હસ્તગત કરી લીધી, પરંતુ જગન્નાથ ઝાલાની યુક્તિથી બહાદુરખાન વસંતરાયની પકડમાંથી છટકી અમદાવાદ પહોચ્યો અને દલપતિરામને કિંમતી બાજુબંધ વેચવા આપી, એનાં નાણાંમાથી પ્રબળ સૈન્ય ઊભું કરવા સત્તા આપી.

આ બાજુ આવેલી તક ઝડપી વસંતરાય જૂનાગઢના સીમાડાના ધોરાજી સુપેડી પિપળિયા વગેરે ગામો કબજે કરી ગોંડળનાં ગામ દબાવવા મંડચો, આથી ગોંડળનો ઠાકોર હાલોજી સચિંત બન્યો. દરમ્યાન મરાઠા સરદાર ત્ર્યંબકરાવ ઉદ્ધવ સૌરાષ્ટ્રમાં પેશકશી ઉઘરાવવા આવ્યો ને ગોંડળ પાસેથી મોટી રકમ વસૂલ આપવા તાકીદનું કહેણ મોકલ્યુ. એની સામે હાલોજીએ ખોખરી ગામ આગળ છાવણી નાખી ત્યાં દીવાન દલપતિરામ જેતપુર પાસેથી પસાર થતો હતો તેની પાસે પોતાના કારભારીને મોકલી સંધિ કરી કે વસંતરાયને જૂનાગઢથી ખસેડવાના કામમા ગોંડળની સહાય લેવી પડે તો જૂનાગઢ ધોરાજીનુ પરગણું ગોંડળને આપે અને ત્ર્યંબકરાવને ગોંડળમાંથી હાંકી કાઢવાના કામમા દલપતિરામ મદદ આપે તો ફોજ અને દારૂગોળાનો ખર્ચ ગોંડળ પાસેથી લે નહિ. વળતે દિવસે દલપતિરામ અને હાલોજીના સૈન્યોએ મળી ત્ર્યંબકરાવની સેના ઉપર હલ્લો કર્યો. ત્ર્યંબકરાવ પરાજય પામી, સાથીદારોને ગુમાવી પાછો ચાલ્યો ગયો.

દલપતિરામે બુદ્ધિ વાપરી આરબ જમાદાર શેખ જુબૈદીને એના ૪૦૦ આરબો સાથે નોકરીમા રાખી લીધો અને જૂનાગઢ પર ચડાઈ કરી. વસંતરાયને ખસી જવાનું કહેતાં એ ન ખસ્યો, તેથી શરત પ્રમાણે હાલોજીને કહેણ મોકલ્યુ. હાલોજી જૂનાગઢ તરફ ચડી આવે છે એ જાણી વસંતરાયે સાંબલપુર પાસે છાવણી નાખી ને ત્યાં પ્રબળ યુદ્ધ થયું તેમાં વસંતરાયનું સૈન્ય વેરવિખેર થઈ ગયુ, વસંતરાય જૂનાગઢ તરફ નાસી આવ્યો. હાલોજી અને એનો યુવરાજ કુંભોજી જૂનાગઢમા છેક ઘૂસી આવ્યા તેથી વસંતરાય બીલખા તરફ નાસી ગયો. હાલોજી

અને દલપતિરામે કબજો મેળવી ફરી જૂનાગઢ ઉપર બહાદુરખાનની આણ પ્રવર્તાવી, પરંતુ થોડા જ દિવસોમાં વસંતરાય ફરીથી અણુશિયા ખાંટના ૮ થી ૧૦ હજાર સૈનિકો સાથે ગિરનાર દરવાજેથી દાખલ થઈ, લૂંટ ચલાવી ઉપરકોટ ઉપર ચડી જઈ, દરવાજા બંધ કરી બેઠો. આઠ માસ સુધી ચાલુ રહેલા ઘેરામાં પુરવઠો ન પહોંચતાં વસંતરાય ઉપરકોટના કિલ્લામાંથી નાસી છૂટયો. બહાદુરખાન મોરબી સુધી આવેલો ત્યાંથી માનસહિત એને ફરી જૂનાગઢમાં લાવવામાં આવ્યો.

હવે બહાદુરખાને જૂનાગઢની ગાદીએ બેસી, દિલ્હીની મહમૂદીનું ચલણ બંધ કરી, સ્વતંત્ર સત્તા ધારણ કરી પોતાના નામની ચાંદીની કોરીઓ પાડી. આ કોરી બહાદુરખાન પોતે દિલ્હીના દીવાન તરીકે નવાબ બન્યો હોઈ 'દીવાનશાહી કોરી' તરીકે જાણીતી થઈ.

ઈ.સ. ૧૭૫૦-માં દીવાન દલપતિરામનું અવસાન થતાં જગન્નાથ ઝાલા દીવાનપદે આવ્યા. આ સમયે અરબોના પગાર ચડી જતાં તેઓ ઉપરકોટનો કબજો કરી બેઠેલા, પણ જગન્નાથની મદદથી બહાદુરખાને ઉપરકોટને ઘેરો ઘાલ્યો. અરબોને તો પગાર જ જોઈતો હતો એટલે હાલોજીના પુત્ર કુંભોજીએ વચ્ચે પડી પગાર ચૂકવી આપ્યો અને ધોરાજી ગીરો તરીકે મેળવ્યું.

ઈ.સ. ૧૭૫૭માં દિલ્હીની સત્તાને સદંતર ફગાવી દઈ બહાદુરખાન જૂનાગઢ સોરઠનો પહેલો સ્વતંત્ર નવાબ બન્યો.[૫૯]

**(૨) રાધનપુરના બાબી**

આ પૂર્વે બહાદુરખાન અને એના પુત્ર શેરખાન બાબી વિશે સૂચન થયેલું છે. શેરખાનને ગુજરાતના સૂબેદાર તરીકે કામ કરતા શાહજાદા મુરાદબક્ષને સહાય કરવા મોકલવામાં આવેલો (ઈ.સ. ૧૬૫૪–૧૬૫૭) અને ૧૬૬૩માં ચૂંવાળ પ્રદેશના થાણદાર તરીકે નીમવામાં આવેલો. એના પુત્ર જાફરખાનની શક્તિઓની કદર તરીકે એને બાદશાહ તરફથી ઈ.સ. ૧૬૯૦માં ચૂંવાળનો હાકેમ બનાવ્યો. ત્યાંની નોકરી સારી બજાવતાં એને બાદશાહ તરફથી 'સફદરખાન'નો ઇલ્કાબ મળેલો. વળી રાધનપુર સમી મુંજપુર અને મેરવાડા મળ્યા હતા. ઉપરાંત એ ઈ.સ. ૧૭૦૩માં પાટણનો સહાયક હાકેમ બનેલો. ઈ.સ. ૧૭૦૪માં એને વિજાપુરનો અને ૧૭૦૬માં પાટણનો હાકેમ બનાવવામાં આવેલો. ૧૭૦૫માં ગુજરાતના દક્ષિણ ભાગ ઉપર મરાઠા ચડી આવ્યા ત્યારે બાદશાહના હુકમથી નજરઅલીખાન અને સફદરખાનને એમનો સામનો કરવા જવાનો હુકમ થતાં રાજપીપળાના પ્રદેશમાં ગયા, જ્યાં થયેલી અથડામણમાં સફદરખાન કેદ પકડાયો. પણ મરાઠા સરદાર ધનાજી જાદવે એની પાસેથી મોટો દંડ લઈ એને મુક્ત કર્યો.

એ પાછો પાટણ આવી ગયો. આ સમયે ત્યાં ફોજદારના સ્થાને રહેલા દુર્ગાદાસ રાઠોડે બંડ કરતાં સફદરખાને એને પરાજય આપી દૂર કર્યો,[60] જેને કારણે સફદરખાનને ફોજદારી મળી. એને મળેલી સર્વોત્કૃષ્ટતાને કારણે એના પુત્રોને પણ મોટા હોદ્દા મળ્યા. એના પુત્ર ખાનજહાં જવાંમર્દખાનને ૧૭૧૬ માં રાધનપુરની હાકેમી મળી, જેમાં ૧૭૨૩ માં પડોશના બીજાં કેટલાક પરગણાં પણ ઉમેરાયાં. ૧૭૪૩ માં એને ગુજરાતની સૂબેદારી મળી. ૧૭૫૩ માં એના અવસાને એના મોટા પુત્ર કમાલુદ્દીનખાનને ગુજરાતની નાયબ સૂબેદારી મળી. કોઈ પ્રસંગને કારણે એ જ્યારે પાલણપુર તરફ ગયેલો ત્યારે મરાઠા સરદાર રઘુનાથરાવ (રાઘોબા) અને દામાજી ગાયકવાડ ગુજરાતમાં ખંડણી ઉઘરાવવા અમદાવાદ સુધી આવી પહોંચ્યા. આવી ખબર મળતાં કમાલુદ્દીનખાન એકદમ અમદાવાદ પહોંચ્યો, પણ ટાંચાં સાધનોને કારણે લડાઈમાં જય ન મળ્યો. એટલે ૧૭૫૭ માં એને મરાઠાઓ સાથે સુલેહ કરવી પડી. આ સમયે મરાઠાઓએ કમાલુદ્દીનખાનને રાધનપુર સમી મુંજપુર પાટણ વડનગર વિસનગર અને વિજાપુર વગેરે પરગણાં જાગીર તરીકે જુદાં કાઢી આપ્યાં આ રીતે એ રાધનપુર વગેરે પરગણાંનો ખંડિયો રાજવી બન્યો.[61]

## ૧૪ માંગરોળ(સોરઠ)ના કાઝી શેખ

આ પૂર્વે (ગ્રંથ ૫, પૃ ૧૭૨) જણાવ્યા પ્રમાણે સૈયદ સિકંદર સાથે કોઈ જલાલુદ્દીન કાઝી માંગરોળમાં આવી રહેલો. ઈ.સ. ૧૩૭૫ માં ઈઝ્ઝુદ્-દીન અને સૈયદ સિકંદરે માંગરોળનો કબજો લીધો ત્યારથી અકબરના ગુજરાત-વિજયના ઈ.સ. ૧૫૭૩ સુધીના વર્ષમાં માંગરોળમાં મુસ્લિમ સત્તા ચાલુ રહી હતી, જે મુઘલાઈમાં પણ ચાલુ હતી. મુઘલ સત્તાના અંત નજીક જમાલખાન લોહાણી નામના સરદારના હાથમાં માંગરોળની સત્તા હતી. પેશવાની સૌરાષ્ટ્રમાં સત્તા આગળ વધતાં જાદવ જસવંત નામના મરાઠાઓના પ્રતિનિધિના હાથમાં માંગરોળ આવ્યું હતું, જે ૧૨ વર્ષ લગી ટક્યું હતું. ઈ.સ. ૧૭૪૮ માં શેખ ફકરૂદ્દીનના પુત્ર શેખમિયાંએ અને મલિક શાહબુદ્દીને મળી માંગરોળનો કિલ્લો હસ્તગત કર્યો, અને આમ સ્થાનિક મુસ્લિમ સત્તાનો સ્વતંત્ર ઉગમ થયો.[62]

## ૧૫. પાલણપુરનો હેતાણી વંશ

જાલોરના માલદેવ ચૌહાણના વંશમાં થયેલા વીસલદેવ ચૌહાણની અથવા બીજે મતે શામલદેવ ચૌહાણની કતલ થયા પછી હેતમખાનના વંશમાં કોઈ મલેક ખુરમાન હેતાણીએ યા એના પુત્ર મલેક યૂસુફખાને જાલોરમાં ગાદી સ્થાપી

હતી (ઈ.સ. ૧૩૯૪–૯૫). પિતા પછી આવેલો યૂસુફખાન (ઈ.સ ૧૩૯૫–૧૪૧૯), એના પછી એનો પુત્ર હસનખાન (ઈ.સ. ૧૪૧૯–૧૪૩૯), એનો પુત્ર સાલારખાન (ઈ.સ ૧૪૩૯–૧૪૬૧), ભાઈઓમાંના કલહથી એ નાસી જતા એનો નાનો ભાઈ ઝુબ્દ–તુલ્–મુલ્ક દીવાન ઉસ્માનખાન (ઈ.સ. ૧૪૬૧–૧૪૮૪), એના પછી એનો પુત્ર બુઢનખાન (ઈ.સ. ૧૪૮૪–૧૫૦૬), બાદ એનો પુત્ર મુઝાહિદખાન ૧ લો ઉર્ફે મુઝા મલેક (ઈ.સ. ૧૫૦૬–૧૫૧૦), એ પછી ત્રણ વર્ષે એનો નાનો ભાઈ મલેક અલીશેરખાન (ઈ.સ. ૧૫૧૩–૧૫૨૫), અલીશેરખાન પછી એનો પુત્ર સિકંદરખાન (ઈ.સ ૧૫૨૬–૧૫૩૧), એના પછી એના કાકાનો પુત્ર ગઝનીખાન (ઈ.સ. ૧૫૩૧–૧૫૩૩), એના પછી ૨૦ વર્ષે નાનો ભાઈ મલેકખાન (ઈ.સ ૧૫૫૩–૧૫૭૬) એક પછી એક મારવાડમા આવેલા જાલોરમાં સત્તાધીશ થતા રહ્યા હતા. મલેકખાને એકથી વધુ વાર જાલોરનુ રાજ્ય મેળવ્યુ હતું એ જ્યારે અમદાવાદમા આશ્રય લઈ રહ્યો હતો ત્યારે ઈડરના રાવ નારાયણદાસે પોતાના પાટવી વીરમદેવે કરેલુ તોફાન દબાવવા મલેકખાનને પોતાની મદદે બોલાવ્યો હતો એના પુત્ર ગઝનીખાને જાલોર ફરી પ્રાપ્ત કર્યું ને એના પિતાના અવસાને એ જાલોરની ગાદીએ ગઝનીખાન ૨ જા તરીકે આવ્યો (ઈ.સ. ૧૫૭૬–૧૬૧૬). ગઝનીખાન પછી એનો પુત્ર દીવાન પહાડખાન ૧ લો (ઈ.સ. ૧૬૧૬–૧૬૧૮) સત્તા ઉપર આવ્યો. ગઠોડોના ઉપદ્રવથી બિહારી પઠાણો નાસી છૂટી ઈ.સ ૧૬૧૯ મા પાલણપુર પાસેના કરઝા ગામમા આવી રહ્યા. પહાડખાનનો કાકો ફીરોઝખાન બાલાપુરનો હાકેમ હતો તે બિહારીઓને આવી મળ્યો અને સયોગની અનુકૂળતા જોઈને એણે પાલણપુરમા પણ સ્વતત્ર રાજ્ય સ્થાપ્યું. અહીથી ગુજરાતમા મલેકોની એક રિયાસત શરૂ થઈ, જેની જાલોર ઉપર પણ સત્તા ચાલુ હતી.

**દીવાન ફીરોઝખાન ૧ લો ઉર્ફે કમાલખાન** (ઈ.સ ૧૬૩૫–૧૬૩૮)

ફીરોઝખાને સત્તાસૂત્ર ધારણ કર્યાં ત્યારે પ્રદેશોનો કેટલોક ભાગ નાગોરીઓના હાથમા હતો, પણ અકબરે દીવાન ગઝનીખાનને પાલણપુર અને ડીસાની સનદ આપેલી હોઈ એના પુત્ર તરીકે એનો હક્ક મળ્યો એના સમયમા કોળીઓને દબાવવામાં ફીરોઝખાનના કુમાર મુઝાહીતખાને સફળતા મેળવતાં ગુજરાતના સૂબેદારની પ્રશસા પ્રાપ્ત કરી. દિલ્હી આ સમાચાર મોકલવામાં આવતાં ફીરોઝખાનની હયાતીમાં મુઝાહીતખાનને પાલણપુરની તખ્તનશીનીનો પરવાનો મળ્યો.

**દીવાન મુઝાહીતખાન ૨ જો** (ઈ.સ. ૧૬૩૮–૧૬૬૩)

ઈ.સ ૧૬૩૮ માં ફીરોઝખાનના દેહાતે મુઝાહીતખાન તખ્તનશીન થયો. આ સમયે મહેદવી પંથના સૈયદ રાજુ પાલણપુરમા રહેતા હતા. ધર્મચર્ચાના

વિષયમાં એમને ઔરંગઝેબના હુકમથી અમદાવાદમાં બોલાવવામાં આવ્યા. ધર્મ-ચર્ચામાં એમનો મત આરૂઢ ઇસ્લામીઓથી જુદો પડતાં પ્રથમ એમને અમદાવાદ છોડી દેવાનો અને પછી શાહીબાગના એમના પ્રયાણ વખતના મુકામે કતલ કરવાનો સૂબેદારનો હુકમ થતાં એમની કતલ કરવામાં આવી.

મુઝાહીતખાનના વખતમાં દાંતીવાડાની જાગીરમાં પાલણપુર રાજ્યનો હિસ્સો શરૂ થયો. પોતાને સંતાન ન હોઈ મુઝાહીતખાને પોતાના ભાઈ સલેમખાનના પુત્ર કમાલખાનને દત્તક લીધો હતો.

**દીવાન કમાલખાન ઉર્ફે કર્ણકમાલ (ઈ.સ. ૧૬૬૩-૧૭૦૬)**

ઈ.સ. ૧૬૬૩ માં મુઝાહીતખાનનું અવસાન થતાં એનો દત્તક પુત્ર કમાલખાન ગાદીએ આવ્યો. એના સમયમાં એનો ભત્રીજો ફતેહખાન (ઈ.સ. ૧૬૭૨-૧૬૮૮) જાલોરમાં સત્તા પર હતો. કમાલખાનના અમલ દરમ્યાન ઈ.સ. ૧૬૭૦ માં જોધપુરના જસવંતસિંહ રાઠોડે ગુજરાતની પોતાની સૂબેદારી દરમ્યાન કમાલખાનને પાલણપુરની ગાદીથી દૂર કર્યો હતો, પણ જસવંતસિંહ જતાં એને ફરી પાછી ગાદી મળી હતી. દોઢ વર્ષના ખાલી ગાળામાં જાલોરવાળા ફતેહખાનના હાથમાં પાલણપુરનાં સત્તાસૂત્ર ગયાં હતાં. કમાલખાનના લાંબા સમય દરમ્યાન ઔરંગઝેબના હુકમથી કમાલખાનના પુત્ર ફીરોઝખાને પાલણપુર રાજ્યમાંથી જજિયાવેરો એકઠો કર્યો હતો. કમાલખાન ભાટ, ચારણો અને બ્રાહ્મણોને ૮૪ ગામ દાનમાં આપ્યાં હોવાથી એ લોકોમાં 'કર્ણકમાલ' તરીકે ઓળખાયો હતો.

આ દરમ્યાન જોધપુરના રાઠોડો મુઘલ સત્તા સામે થયા હતા. સમાધાન થતાં જાલોર પરગણું હંમેશને માટે જોધપુર સાથે જોડાઈ જતાં હવે હેતાણી સત્તા પાલણપુરના રાજ્ય પૂરતી મર્યાદિત રહી.

**દીવાન ફીરોઝખાન ૨ જો ઉર્ફે ગઝનીખાન (ઈ.સ. ૧૭૦૭-૧૭૧૯)**

ઈ.સ. ૧૭૦૬ માં કમાલખાનનું અવસાન થતાં એનો પુત્ર ફીરોઝખાન સત્તા ઉપર આવ્યો. આ સમયે જાલોરવાળા દીવાન ફતેહખાનના પુત્ર પીરખાને પણ ગાદી માટે દાવો કર્યો હતો, પણ ઔરંગઝેબનું અવસાન થવાથી એની મુરાદ બર આવી નહિ. એણે એના સમયમાં થરાદ પર ચડાઈ કરી એ સત્તા નીચે લીધું હતું. પોતાના સમયમાં ફીરોઝખાને કાંકોસી અને કાંકરેજ જીતી ત્યાંના જાગીરદારો પાસેથી નજરાણું લીધું હતું.

**દીવાન કરીમદાદખાન (ઈ.સ. ૧૭૧૯-૧૭૩૫)**

પિતાનું મરણ થતાં મોટો પુત્ર કરીમદાદખાન ગાદીનશીન થયો. આના રાજ્ય-અમલ દરમ્યાન મરાઠાઓની પજવણી વધી પડતાં વડનગર વિસનગર

વિજાપુર વગેરેની પ્રજા વતનો છોડી પાલણપુરને આશ્રયે આવતા પાલણપુરની પૂર્વે ૧૬ કિ મી. પર પહાડો વચ્ચે કરીમાબાદ વસાવી ત્યા રક્ષણ આપ્યુ હતુ, ગુજરાતના સૂબેદાર સરબુલંદખાને બાદશાહી સત્તાને અવગણી ને જોધપુરના અભયસિંહ રાઠોડને સૂબેદારી સોંપી સરબુલંદખાનને તાબે કરવા મોકલ્યો ત્યારે કરીમદાદખાને રાઠોડોને મદદ આપી હતી.

**દીવાન પહાડખાન ૨ જો** (ઈ.સ. ૧૭૩૫-૧૭૪૪)

ઈ.સ. ૧૭૩૫ મા કરીમખાનના અવસાને એનો પુત્ર પહાડખાન ૨ જો સત્તા ઉપર આવ્યો. ઈ.સ. ૧૭૩૫ માં દામાજી ગાયકવાડે મંત્રી કંથાજી કદમને ગુજરાતમાંથી હાંકી કાઢ્યો ત્યારે એણે પોતાની હારનું કલંક ધોવા મલ્હારરાવ હોલ્કરની મદદ લઈ ગુજરાત પર ચડાઈ કરી, એમાં પહાડખાન પણ એના હાથે ઝડપાઈ ગયો હતો, જેની પાસેથી કદમે એક લાખની ખંડણી વસૂલ કરી હતી (ઈ સ. ૧૭૩૬). પહાડખાનના ભોળપણથી પિતાને સાચવવા મળેલું એની સત્તા નીચેનું પાટણનું પરગણું જવાંમર્દખાન ઉર્ફે કમાલુદ્દીન બાબીએ પડાવી લીધું (ઈ.સ. ૧૭૪૦). પહાડખાને શિરોહી તરફ વસેલા ભોમિયા જમીનદારોને તાબે કરી પાલણપુરના રાજ્યમા વધારો કર્યો હતો.

**દીવાન બહાદુરખાન** (ઈ સ. ૧૭૪૪-૧૭૮૨)

પહાડખાનના અવસાને ઈ.સ. ૧૭૪૪ માં એનો કાકો બહાદુરખાન પોતાના મોટા ભાઈ ઉસ્માનખાનની ગેરહાજરીનો લાભ લઈ તખ્તનશીન થયો. પાછળથી સમાધાન થતાં ઉસ્માનખાનને પણ રાજ્યમાથી કેટલોક ભાગ કાઢી આપવામા આવ્યો હતો[13]

## ૧૬. ખંભાતનો નવાબી વંશ

ખંભાતનો રાજવંશ શરૂ કરનારા મીરઝા જાફર નઝમુદ્દૌલાના પૂર્વજ ઈરાનના નજમ ઈ શની કુટુંબના અને શિયા સંપ્રદાયના હતા. એમનો એક પૂર્વજ ઈરાનના શાહ ઇસ્માઇલ સફવીના સાત પ્રધાનોમાંનો એક હતો (ઈ.સ. ૧૫૦૦). ઈસ. ૧૭૨૩-૩૦ મા જ્યારે સરબુલંદખાન ગુજરાતનો સૂબેદાર હતો ત્યારે મીરઝા જાફરની શક્તિ જોઈ સૂબેદારે એને પેટલાદનો વહીવટ સોંપેલો. એ અરસામા એનું લગ્ન ઈરાનના દહેલમી રાજવીઓના એક વંશજ મોમીનખાન દહેલમીની પુત્રી સાથે થયું આ પછી સરબુલંદખાને એને ગુજરાતની બક્ષીગીરી સોંપી હતી

આ અગાઉ મોમીનખાનને સરબુલંદખાનની લાગવગથી ઈ સ. ૧૭૧૪ મા સુરત અને ખંભાતની મુત્સદ્દીગીરી અને વડોદરા ભરૂચ ધોળકા પેટલાદ તથા

નડિયાદનો વહીવટ મળ્યો હતો. આ બધાં સ્થળોમાં પોતાના પ્રતિનિધિ મૂકી મોમીનખાન સુરતમાં રહેતો. ઈ.સ. ૧૭૧૫–૧૬ માં અજિતસિંહ સૂબેદાર બનતાં મોમીનખાનને છૂટા થવું પડયું હતું, પરંતુ ત્રણ વર્ષમાં એને પોતાની સત્તા પાછી મળી. આવા વખતે મરાઠાઓના હુમલા શરૂ થતાં, એ તકનો લાભ લેવા મોમીનખાનને સ્વતંત્ર થઈ જવાનું મન થયેલું. અજિતસિંહના ગયા પછી મોમીનખાનને ફરી સત્તા ગુમાવવાનું થયું હતું, પરંતુ ઈ.સ. ૧૭૨૨ માં આસફજહાં નિઝામુલ્‌મુલ્કની સૂબેદારીના સમયમાં ફરી સુરતની સત્તા મળી હતી. આ ગાળામાં પીલાજી ગાયકવાડ સુરત ઉપર ચડી આવેલો, જેના સામનામાં મોમીનખાનને સફળતા મળી નહોતી આસફજહાંએ મોમીનખાનને સુરતની દીવાનગીરી ઉપરાંત એની સાથોસાથ ખંભાતનો પણ બે વર્ષ માટે વહીવટ સોંપ્યો હતો. મીરઝા જાફરના લગ્ન ઈ.સ. ૧૭૨૫ માં થતાં સસરો–જમાઈ વધુ નિકટમાં આવ્યા. મોમીનખાનનું અવસાન ઈ.સ. ૧૭૨૮ માં ખંભાતમાં થયું તે સમયે મીરઝા જાફર બક્ષીગીરી સંભાળી રહેલો હોઈ ખંભાતનો વહીવટ પણ એના હાથમાં આવ્યો. આમ ઈ.સ. ૧૭૨૦ થી ૧૭૨૮ વચ્ચે સ્વતંત્ર થવા માટે ચાલેલાં મોમીનખાનનાં ચક્ર એના અવસાન પછી બે વર્ષના ગાળામાં સફળ થયાં અને ખંભાતમાં સ્વતંત્ર મુસ્લિમ સત્તાના બીજ રોપાયા (ઈ.સ. ૧૭૩૦).

**મીરઝા ઝાફર નઝમુદ્દૌલા (મોમીનખાન ૧ લો) (ઈ.સ. ૧૭૩૦–૪૩)**

ઈ.સ. ૧૭૩૦ માં બાજીરાવ પેશવાના ભાઈ ચિમનાજી આપાએ ખંભાતની ચોથની માગણી કરી, ફરી ૧૭૩૩ માં પણ કરી આ વખતે પ્રજા તંગ આવી જતાં ખંભાતમાંથી ઘણા શરાફો અને વેપારીઓ દુકાનો બંધ કરી ચાલ્યા ગયા અને વેપારને ભારે હાનિ પહોંચી.

ઈ.સ. ૧૭૩૦ માં મીરઝા જાફર નજમુદ્દૌલાને સૂબેદાર સાથેની કોઈ ગેર-સમજથી દિલ્હી જવું પડયું હતું. ત્યાં એને સારું માન મળ્યું અને જોધપુરનો અભયસિંહ રાઠોડ ગુજરાતનો સૂબેદાર નિમાતાં એની સાથે અહીં આવવાનું થયું અને ગુજરાતની બક્ષીગીરી તથા ખંભાતનો વહીવટ એને પાછાં મળ્યાં. એ ખંભાતનો વહીવટ પોતાના પિતરાઈ ભાઈ ફિદાઉદ્દીનખાનને સોંપી પેટલાદ રહેતો, પણ સૂબેદાર સાથે કાંઈક વાંધો પડતાં એને પેટલાદ છોડવું પડયું. ઈ.સ. ૧૭૪૩ માં મુલ્લાં મુહમ્મદઅલીના તોફાનને કારણે મીરઝા જાફરને સુરત જવાનો હુકમ આવ્યો. ખંભાતનો વહીવટ એ વખતે તેગબેગખાનને સોંપવામાં આવ્યો, પરંતુ આ વખતે મીરઝા જાફરના હાથમાં ખંભાત લગભગ સ્વતંત્ર જેવું થઈ ચૂક્યું હતું.[૬૪]

જોધપુરના મહારાજા અભયસિંહે ગુજરાતની પોતાની સૂબેદારી પોતાના પ્રતિનિધિ રતનસિંહ ભંડારીને સોંપેલી હતી. પણ એનો કારભાર પ્રજાને ફાવતો નહોતો. મીરઝા જાફરને આવા કારણોએ ભંડારી સાથે મેળ નહોતો રહ્યો બંને વચ્ચે ખટરાગમાં બીજા પણ કારણ વિકસ્યા હતા. આમ વૈમનસ્ય ઈ.સ. ૧૭૩૭ સુધી ચાલ્યું. આ વર્ષમાં દિલ્હીમાં અભયસિંહ રાઠોડ અપ્રિય થતો ચાલ્યો એ કારણે એની સૂબેદારી ગઈ આનો લાભ મીરઝા જાફરને મળ્યો અને એની 'નજમુદ્દૌલા મોમીનખાન બહાદુર ફીરોઝજંગ'ના ખિતાબ સાથે ગુજરાતના સૂબેદાર તરીકે નિમણૂક થઈ, તેથી પછી રતનસિંહ ભંડારીને અમદાવાદમાંથી દૂર કરવાની કામગીરીમાં મીરઝાને સમય આપવો પડ્યો. ખંભાતથી એ પોતાના લશ્કર સાથે કાંકરિયાની પાળે પડાવ નાખી યુદ્ધની તૈયારીમાં પડ્યો, ત્યાં તો બાદશાહ તરફથી નવું ફરમાન આવ્યું અને અભયસિંહ રાઠોડને સૂબેદાર તરીકે ચાલુ રાખી રતન-સિંહ ભંડારીને સ્થાને અભયકરણ પઠાવતને કામચલાઉ પ્રતિનિધિ નીમવામાં આવ્યો. આ અરસામાં મીરઝા જાફરને સુરત અને જૂનાગઢથી પણ મદદ મળી. દામાજી ગાયકવાડ પણ એને આવી મળ્યો ભંડારીએ હજી અમદાવાદ છોડયું નહોતું. એણે દામાજીને જણાવ્યું કે મીરઝા જાફરનો પક્ષ છોડો તો ખંભાત અને અમદાવાદ સહિત ગુજરાતનો અડધો ભાગ આપું. આ વાત દામાજીએ મીરઝા જાફરને કહેતાં જાફરે અમદાવાદ હવેલી પરગણાનાં કેટલાક ગામ અને વીરમગામ પરગણું આપવાના કહી દામાજીના મનનું સમાધાન કર્યું. અંતે ભંડારી અમદાવાદ છોડી ચાલ્યો ગયો મીરઝા જાફરે અમદાવાદમાં વિજયપ્રવેશ કર્યો આ સમાચારથી બાદશાહ તરફથી એના મનસબમાં વધારો કરવામાં આવ્યો. મીરઝાએ અમદાવાદનો અડધો ભાગ મરાઠાઓને આપેલો તેથી અથડામણો થયા કરતી હતી, પણ એની હોશિયારીથી એ એમાંથી પાર ઊતરી આવતો હતો, આથી પ્રસન્ન થઈ બાદશાહે એની મનસબદારીમાં બીજો પણ સારો વધારો કરી આપ્યો હતો આ પછી એની તબિયત બગડી અને એનું ઈ.સ. ૧૭૪૩ માં અવસાન થયું.

### સત્તા માટેની સાઠમારી

મીરઝા જાફરના અવસાને એની બેગમને શંકા પડી કે મીરઝા જાફરનો પિતરાઈ ફિદાઉદ્દીનખાન અને મુફ્તખીરખાન ખંભાતની જાગીર પડાવી લેશે એ માટે એણે રંગોજીનું રક્ષણ માગ્યું બીજી બાજુથી એ બે હાકેમોને ગુજરાતની સૂબાગીરી કામચલાઉ સંભાળી લેવાનો બાદશાહી હુકમ આવ્યો, અને એ બેઉએ અમદાવાદનો હવાલો લીધો રંગોજી એ બેઉનું કાસળ કાઢી નાખવા માગતો હતો, પણ એમાં એ સફળ ન થયો દરમ્યાન ફિદાઉદ્દીનખાનને ખંભાત જવું પડ્યું,

એટલે મુફ્તખીરખાનને મારી નાખવા પ્રયત્ન કર્યો, પણ મુફ્તખીરખાનને આની ગંધ આવી જતા એ સાવચેત બની ગયો. રંગોજીને દંડ આપવા શેરખાન બાબી ખંભાતથી કેટલાક ગામડા લૂંટવા લાગ્યો. મુફ્તખીરખાને ફિદાઉદ્દીનને ખંભાતથી બોલાવી લીધો, દરમ્યાન શેરખાને રંગોજીને સહાય આપવાનુ બંધ કર્યું.

ઈ.સ. ૧૭૪૩ ના ઉત્તરાર્ધમાં બાદશાહના જાણવામાં આવ્યું કે જુન્નરનો અબ્દુલ અઝીઝખાન ખોટી રીતે ગુજરાતનો સૂબેદાર થઈ બેઠો છે, તેથી બાદશાહે ફરમાન મોકલી મુફ્તખીરખાનને ગુજરાતનો સૂબેદાર નીમી સત્તા આપી, પણ અમદાવાદ જવાંમર્દખાન બાબીના કબજામાં હોઈ મુફ્તખીરખાનને સફળતા ન મળી અને ખંભાત ચાલ્યા જવુ પડયુ, જ્યાંથી એને રંગોજીની સહાય માગવી પડી. રંગોજીને રૂપિયા એક લાખની જરૂર હતી. મુફ્તખીરખાને રૂપિયા એંસી હજાર એકઠા કરી આપ્યા, પણ રંગોજીએ બાકીના રૂપિયા ૨૦ હજાર મળ્યા પછી મદદ કરવા જણાવ્યુ. આને કારણે મુફ્તખીરખાનને ખંભાતમા પાંચ વર્ષ પડયા રહેવું પડયું. આ સમય દરમ્યાન સૂબેદારી મેળવવા અમદાવાદ જઈ એણે અનેક વાર પ્રયત્ન કર્યો, પણ સફળતા ન મળી.

ઈ.સ. ૧૭૩૭ થી ૧૭૪૮ સુધી ખંભાતનો વહીવટ તો નજમખાન નામના અમલદારના હાથમાં રહ્યો હતો અને એકંદરે ખંભાતમાં શાંતિ રહી હતી. અમદાવાદની સૂબાગીરી મેળવવામા સફળતા ન મળતા હવે મુફ્તખીરખાને ખંભાતમા તદ્દન સ્વતંત્ર થવા વિચાર્યું અને નજમખાનને મરાવી નાખ્યો. આ વાતની બાદશાહને જાણ કરી, બાદશાહે અગાઉ આપેલો 'મોમીનખાન'નો ખિતાબ ધારણ કરી ખંભાતની મુત્સદ્દીગીરી લીધી, જેને બાદશાહે બહાલી આપી.

**મોમીનખાન ૨ જો** (ઈ.સ. ૧૭૪૮–૧૭૮૩)

બાદશાહ તરફથી 'નુરુદ્દીન મુહમ્મદખાન મોમીનખાન બહાદુર'નો ખિતાબ મળ્યો તે ધારણ કરી એણે ખંભાતનાં સત્તાસૂત્ર હાથમા લીધાં નજમખાનના મૃત્યુના સમાચાર સાંભળી ફિદાઉદ્દીનખાન એના કુટુંબને દિલાસો આપવા ખંભાત આવ્યો, પણ મુફ્તખીરખાને ખંભાતમાં એને પ્રવેશ કરવા ન દીધો.

આ સમયે મુફ્તખીરખાન – મોમીનખાનની સત્તા માત્ર ખંભાત ઉપર હતી અને બહાર એનુ પદ માત્ર ખંભાતના મુત્સદ્દી તરીકે ગણાતું. ગાયકવાડના પ્રતિનિધિ સાથે એને હવે અણબનાવ થયેલો. પેશવા અને ગાયકવાડે ગુજરાતની વહેંચણી કરી લીધેલી તેમાં ખંભાત પેશવાના ભાગમાં આવ્યું હતુ આ કારણે પેશવાનો પ્રતિનિધિ રઘુનાથરાવ ચોથ ઉઘરાવતો ધોળકા અને તારાપુર થઈ ખંભાત આવ્યો અને મોમીનખાન પાસેથી ૧૦ હજારની ચોથ માગી (ઈ.સ. ૧૭૫૨).

એ ઉઘરાવવા પાંડુરંગ પંડિત આવ્યો ત્યારે શરૂમાં તો બચાવના સાધન તૈયાર કર્યાં, પણ અથડામણ થાય એ પહેલાં સલાહ થઈ અને મોમીનખાને ઘાસદાણાના રૂપિયા સાત હજાર તેમ ચાર તોપ આપી.

ઈ.સ. ૧૭૫૩નું ચોમાસું આવતા ખંભાતના કોટનો કેટલોક ભાગ પડી ગયો. આની જાણ અમદાવાદના પેશવાઈ સૂબેદાર શ્રીપતરાવને થતાં એ ખંભાત ઉપર ચડી આવ્યો, પણ સફળતા ન મળી, એટલે ખંભાતના ગામડા લૂટવાની શરૂઆત કરી. આની અસર મોમીનખાન ઉપર થઈ અને છેવટે એને સમાધાન કરવું પડયું. મરાઠા સાથેના વિગ્રહમાં ખંભાતને ઘણું નુકસાન થયું હતું. સમાધાન તો થયું, પણ મોમીનખાનને એનો વિશ્વાસ નહોતો તેથી તૈયારી ચાલુ રાખેલી.

ઈ.સ. ૧૭૫૪માં ખંભાતનો પેશકાર વજેરામ શ્રીપતરાવના જુલમની ફરિયાદ કરવા પૂના પેશવાના દરબારમાં ગયો. બીજી બાજુ ખંભાતની જકાતનો ભાગ લેવા શ્રીપતરાવે પોતાના નાયબ ભગવંતરાવને મોકલ્યો. ઓછી આવક અને વધુ ખર્ચ હોઈ ભગવંતરાવે ખંભાત લઈ લેવા પેશવાને સમજાવ્યું. અગાઉથી માહિતી મળી જવાથી, ભગવંતરાવ ખંભાત નજીક આવ્યો ત્યારે મોમીનખાને એનું સન્માન કરી અકબરપુરામાં ઉતારો આપ્યો. ભગવંતરાવે અમદાવાદથી જવાંમર્દખાન બાબીને તેડાવવા પત્ર લખેલો તે મોમીનખાનના હાથમાં આવી ગયો. તેથી મોમીનખાને ભગવંતરાવ ઊતરેલો તે મકાનને ઘેરો ઘાલ્યો, એને પકડ્યો અને કેદ કર્યો, તેમ ખંભાતના બંદરની જકાતમાં કોઈનો ભાગ હવે નથી એવું પણ જાહેર કરી દીધું. બાજીરાવને ખબર પડતા ભગવંતરાવને છોડાવવા બાર હજારની સેના ખંભાત તરફ રવાના કરી. ખંભાતને ઘેરો ઘલાયો ને યુદ્ધ શરૂ પણ થયું, પણ પછી 'મિરાતે અહમદી'ના લેખક અલી મુહમ્મદખાનની મસલતથી સુલેહ થઈ અને મોમીનખાન નુકસાનમાંથી ઊગરી ગયો. ભગવંતરાવે એનું વેર વાળવા ખંભાતનાં ગામ લૂટવા માંડયા. નાના નાનાં યુદ્ધ પણ કેટલોક સમય ચાલ્યા. અંતે સુલેહ થઈ. મોમીનખાને રૂ. ૧૦,૦૦૦ આપવાના ઠર્યા. રકમ હાજર નહિ એટલે તૂકોજી નામનો પેશવાઈ સરદાર મોમીનખાનનો જામીન બન્યો. આમ મોમીનખાન ઈ.સ. ૧૭૫૫ સુધી ખંભાતમાંનો કબજો જેમ તેમ કરી સાચવી રાખી શક્યો.[૬૫]

## પાદટીપ

૧. D B Diskalkar, *Inscriptions of Kathiawad*, No 110 ધ્રાંગધ્રાની હજૂર ઓફિસમાં(તા ૨૮–૪–૧૬૦૧)નો લેખ, જેમાં રાવ ભારમલજીનો નિર્દેશ થયો છે

૨ *Ibid*, No 129 · વવાણિયા બંદર નજીકના દહીસરા ગામના ઉત્તર દરવાજે આવેલા એક પાળિયામા ત્યાં 'માહાશય શ્રી. ભોજરાજજી'ની સત્તા કહી છે (તા. ૧૯–૧૦–૧૬૩૧ નો લેખ).

૩ *Ibid*, No 146: વાકાનેરના ચંદ્રસિંહજીની સામે લડતા મરાયેલો રવોજી આ માળિયા–મિયાણી પાસે તા. ૧૨–૧૧–૧૬૮૩ ના દિવસે મરાયેલો.

૩–અ Sir Campbell, *Gazetteer of the Bombay Presidency*, Vol V, p 138

૪ કચ્છની વિગતનો આધાર : આત્મારામ કેશવજી દ્વિવેદી, 'કચ્છ દેશનો ઇતિહાસ', તથા *Gujarat State Gazetteer* . Kutch District

૫ D. B Diskalkar, *op cit.*, No. 105 : ખાન આઝમ (મીરઝા અઝીઝ કોકા) સાથેના યુદ્ધમા કુમાર અજ મરાયા (તા ૧–૮–૧૫૯૧ નો ભૂચર મોરીના સ્થાન નજીક ભૂતનાથ મહાદેવના મંદિરની ઉત્તરે આવેલો પાળિયો).

૬ 'કાઠિયાવાડ સર્વસંગ્રહ' (કા. સ સ.), પૃ ૪૫૪, આ યુદ્ધની વિગતો માટે જુઓ ઉપર પૃષ્ઠ ૪૮–૪૯

૭ માવદાસજી ભીમજી રતનુ, 'શ્રીયદુવંશપ્રકાશ અને જામનગરનો ઇતિહાસ', પૃ ૨૨૮

૮ કા સ. સં, પૃ ૪૫૫

૯ D B. Diskalkar, *op. cit*, No. 112 · 'મહારાજા શ્રી જામ શ્રી છત્રસાલના પુત્ર શ્રી જસવંત'નું શાસન (તા. ૧૮–૪–૧૬૧૦ નો નાગેશ્વર મહાદેવ મંદિરમાનો લેખ), આમ છતાં *op. cit*, No 114 માં 'પાતસાહ શ્રી શલમશાહના માહામંડલીક જામશ્રી છત્રસાલજી'નું રાજ્ય (તા. ૧૨–૨–૧૬૧૩ નો નવાનગરના દાદર ગામનો લેખ) કહ્યુ છે, પરંતુ શત્રુંજયની વિમલવસહીની ટૂંક ઉપરની હાથીપોળ પાસેના દેરાસરની દીવાલના તા ૭–૪–૧૬૧૯ ના લેખમાં હાલારમાં આવેલા નવીનપુર-(નવાનગર)માં શ્રી જસવંત નામનો જામ સત્તા ઉપર હોવાનું નિર્દેશાયુ છે, એટલે હવે શત્રુશલ્ય જીવતો નહિ હોય

૧૦ વિગતો માટે જુઓ પ્ર ચિ. પરીખ, 'નિજાનંદ સંપ્રદાય અને સંત પ્રાણનાથ', "ઊર્મિ–નવરચના", વર્ષ ૪૪, પૃ ૫૪૩–૫૪૮.

૧૧. D B Diskalkar, *op cit*, No 121 : કાલાવડ(જિ જામનગર)ના શીતળા મંદિરની નજીકના શિવાલયની દીવાલનો લેખ, જેમા 'શ્રી યદુવંશના મહા જામ લાખાજી'નું રાજ્ય કહ્યું છે અને એના ભાઈ વિભાજીને કુમારપદે કહ્યો છે (તા ૧૦-૯-૧૬૨૫નો લેખ) *Op cit*, No 134 : તા ૧૪-૨-૧૬૪૦ ના જામનગરના ચોમુખા જૈન દેરાસરમાંશાંભવનાથજીની બેસાણીના લેખમા યદુવંશના જામ લાખાજીની સત્તા કહી છે.

૧૨. D B Diskalkar, *op cit*, No 139 તા. ૧૬-૨-૧૬૬૩ ના જામનગર રાજ્યના શેખપાટ ગામની ડેરીમાંના એક પાળિયામાં જામશ્રી ૭ રાજસિંધજી યુદ્ધમા મરાયાનુ નોધાયું છે આ 'રાજસિંહજી'ના પુત્ર ફૂલજીના પુત્ર વિભાજીનો પાળિયો તા ૨૦-૧૦-૧૬૯૪ નો જામખંભાળિયામા છે, જુઓ *ibid*, No, 153.

૧૩ રાવલ (તા કલ્યાણપુર, જિ જામનગર) ગામનો કોટ લાખાએ ચણાવ્યો હતો (તા ૧૫-૫-૧૬૯૭) ત્યાના લેખમા યાદવ વંશના જામ રાજસિંધજીના પુત્ર જામ તમાચીના નૃતનનગરમા 'જામ લાખાજી'ને રાજ્ય કરતો વર્ણવ્યો છે, *Ibid*, No, 155

૧૪ મુખ્યત્વે કા સ સં, પૃ ૪૫૬-૪૫૯ માંથી વિગતો લીધી છે.

૧૫. D B Diskalkar, *op, cit.*, No 138 ધ્રોળ નજીકના ખારવા ગામના તા. ૮-૫-૧૬૫૯ ના એ લેખમા જાડેજા શ્રી જણજીનું રાજ્ય કહ્યુ છે.

૧૬. શ. હ. દેશાઈ, 'જૂનાગઢ અને ગિરનાર', પૃ ૭૨-૭૩

૧૭ મોરબીના ઉત્તર દિશાએ આવેલા સ્મશાનમાના તા ૨૧-૧૧-૧૭૪૦ ના પાળિયામાં 'ઠાકરશ્રી કાહીંઆજી'ના પુત્ર જાડેજા 'અલઈઆજી'ની ડેરી કર્યાનુ અને એ જ દિવસના બીજા પાળિયામા 'જારુજા સાહેબ ભારાજીના પુત્ર વીસાજી'નો પાળિયો ઊભો કર્યાનું લખ્યુ છે, જુઓ D B Diskalkar, *op cit.*, No 170

૧૮ દરવાજામા પ્રવેશ કરતાં ડાબી બાજુની દીવાલમાનો લેખ

૧૯ પોરબંદરના શાતિનાથના દેરાસરના સં ૧૬૯૧(ઈ સ ૧૬૩૫)ના લેખમા વિક્રમાતજીને યુવરાજ કહેલો હોઈ ઈ સ ૧૬૩૫ મા કે નજીકના વર્ષમા એનું અવસાન થયું હશે. જુઓ ત્રિ એ શાહ, મણિભાઈ વોરા, મધુસૂદન ઢાંકી, 'પોરબંદરના શાતિનાથ-જિનાલયના બે શિલાલેખો', 'ફાર્બસ ત્રૈમાસિક", વર્ષ ૩૦, પૃ. ૧૭૨-૧૭૬

૨૦ કે કા શાસ્ત્રી, 'પશ્ચિમ સૌરાષ્ટ્ર : ઇતિહાસની આરસીમા', "ગુજરાતી સાહિત્ય પરિષદ-અધિવેશન-પોરબંદર-સ્મરણિકા", પૃ ૩૯-૪૦

૨૧ D B Diskalkar, *op cit*, No 109 મહારાણા ચંદ્રસિંહના રાજ્યકાલમા હામપોર ગામમા શિવમંદિર બંધાયુ (તા ૮-૨-૧૫૯૯ નો લેખ), No. 113 : 'પાતશાહ સેલિમશાહના વિજયરાજ્યમા નૃપતિ શ્રી ચંદ્રસેનજી'નો ઉલ્લેખ છે (ધ્રાંગધ્રા નજીકના ગાળાના જૈન મંદિરનો તા. ૨૩-૨-૧૬૧૨ નો લેખ)

૨૨. આચાર્ય ઈ.સ ૧૬૨૮ કહે છે, પણ એ સં ૧૬૨૬ જોઈએ નીચે D B. Diskalkar, *op cit*, No. 124 પરની નોંધ જુઓ.

(૧) *Ibid*, No. 111 . તા. ૧-૫-૧૬૦૭ ના કોંઢાના કોઢેશ્વર મહાદેવના મંદિરના લેખમાં રણમલ્લ શત્રુશલ્ય જિતરાજજી રણવીર ભીમ વાઘ રાજધર રણ વરસિંહ ભીમ વરસિંહદેવ અને ઉદયસિંહ અને ઉદયસિંહનો કલ્યાણ એવો ક્રમ છે. આમાના રણ(રાણીંગદે) પછીના ચાર ધ્રાગધ્રાની સમાંતર શાખાના જણાય છે, કારણ કે આ સમયે તો ચંદ્રસિંહજી હતા.

(૨) *Ibid*, No 119 · ધ્રાગધ્રાના ચરડવા મહાલમાંના માવકની વાયવ્ય ખૂણામાં આવેલી દેરીના તા ૪-૬-૧૬૨૧ ના લેખમાં 'મહારાણા શ્રી ચંદ્રસેનજીના રાજ્યમા કુમાર ભોજરાજ'ના નિધનના ઉલ્લેખવાળો પાળિયો.

(૩) *Ibid*, No 124 હળવદની ભવાની માતાના મંદિરની પૂર્વ બાજુ આવેલી દેરીનો તા ૧૨-૫-૧૬૨૬ નો લેખ, જેમાં એ દિવસે શ્રી ચંદ્રસેનજીનુ મરણ થતાં, પાછળથી મહારાણા અમરસિંહજીએ એ દેરી કરાવ્યાનું લખ્યું છે

(૪) *Ibid*, No 132 તા ૩૦-૩-૧૬૩૪ ના હળવદની ભવાની માતાના મંદિરના લેખ પરથી હજી મહારાણા શ્રી આસકરણજી રાજ્ય કરતો હોવાનુ જણાય છે.

(૫) *Ibid*, No. 136 : તા ૨૫-૬-૧૬૪૪ના રાજસીતાપુરમા આવેલા લક્ષ્મીનારાયણના મંદિર પાસેના ગિવાલયના લેખમા ઝાલાવાડના હળવદમા 'મહારાણા શ્રી ચંદ્રસેનના પુત્ર અમરસ ઘજી'ની સત્તા કહી છે

૨૩. D B. Diskalkar, *op. cit*, No 142 તા ૨૯-૧-૧૬૬૬ ના હળવદની એક દેરીમાંના આ લેખમાં મહારાણા ગજસ ઘજીની સત્તા કહી છે.

૨૪. *Ibid.*, No. 150 : તા ૫-૫-૧૬૯૩ ના હળવદની ૩૬ ગ્ત ભવાળી દેરીના આ લેખમાં મહારાણા જસવંતસંઘજીનું શાસન કહ્યુ છે. *Ibid*, No. 164 મા તા ૧-૪-૧૭૨૩ના પાળિયામા પણ એનુ શાસન કહ્યું છે.

૨૪-અ જુઓ ઉપર પૃષ્ઠ ૭૬.

૨૫. D. B Diskalkar, *op. cit*, No 176. તા ૯-૫-૧૭૫૯ ના ધ્રાગધ્રાના મણિનાગેશ્વર મંદિરમાના આ લેખમાં કોઈ આવરદાસે તા ૬-૮-૧૭૫૩ ના દિવસે શિવમંદિર ચણાવવાનો આરંભ કર્યો ત્યારે રાજય અહમદશાહનું હતુ ને ઝાલાવાડમાં 'દેસપતિ મહારાણા શ્રી રાએસંઘજી'નુ રાજ્ય હતુ' એ મંદિર તા. ૯-૫-૧૭૫૯માં પૂરું થયું ત્યારે રાજા તરીકે શ્રી ગજસંઘજી હતા અને એને પટધર કુમાર જસવંતસંઘજી હતો.

૨૬. *Ibid*, No. 165 અદાજીએ પોતાના પિતા ભોજરાજજીની દેરી શિયાણીના તળાવની પાળે કર્યાનુ તા. ૧૫-૭-૧૭૨૪ના આ લેખમાં સૂચન છે.

૨૭. *Ibid*, No 167 : લીંબડીના તળાવની પાળે ઊભેલા પાળિયામા તા. ૨૮–૩–૧૭૩૭ ને દિવસે કુમાર વેહરાજીના અવસાનની નોધ છે

૨૮ *Ibid*, Nos 167, 169, 180

૨૯ *Ibid*, No, 120 વાકાનેરના મહાલક્ષ્મી મંદિર પાસેના પાળિયાનો તા ૩૧–૩–૧૯૨૩ નો લેખ એમા મહારાણા શ્રી માનજીના પુત્ર મહારાણા શ્રી રાયશંઘજીના પુત્ર મહારાણા શ્રી ચંદ્રસેનજીના પુત્ર મહાકુમાર શ્રી પ્રથીરાજના પુત્ર મહાકુમાર શ્રી શરતાનજીના અવસાનની નોધ છે એની પાછળ ઈડરના રાયનારાયણદાસના પુત્ર રાય કલ્યાણમલજીની પુત્રી પ્રાણાવતી સતી થઈ હતી.

૩૦ *Ibid*, No 131 ઢુવા(તા વાંકાનેર)ના લક્ષ્મીનારાયણ મદિરના તા ૯–૬–૧૬૩૨ ના મૂળ લેખમા વાકાનેર પ્રગણે રાણાશ્રી માનસંઘજી અને એના પુત્ર રાયસ વજી એમ બેઉ નામ મળે છે

૩૧. *Ibid*, No 146 માળિયા–મિયાણીના પ્રદેશ ઉપર ચડી આવેલા ચદ્રસિંહજી સામે લડતા કચ્છના રાવ રાયધણજીનો પુત્ર રવોજી મરાયાનુ તા ૧૩–૧૧–૧૬૮૩ ના આ પાળિયા પર નોધાયુ છે

૩૨ *Ibid*, No 135 તા ૨૧–૪–૧૬૮૨ ના વઢવાણના પાળિયામા મહારાણા ચદ્રસેનજીના પુત્ર પૃથ્વીરાજજીનો પુત્ર રાજોજી મરણ પામતા રાઠોડ રાણી સતી થયાનું કહ્યુ છે

૩૩ કા સ સ , પૃ ૫૬૯

૩૪. અહી સુધીનું કા. સ સ , પૃ ૫૬૯ ના આધારે

૩૫ આ દામાજી ગાયકવાડે શિવમદિર લોલિયાણા(વલભીપુર મહાલ)મા તા. ૯–૫–૧૭૩૮ ને દિવસે પૂરું કરેલું, જુઓ D. B Diskalkar, *op cit*, No 168.

૩૬ *Ibid*. No 171 : તા ૨૦–૮–૧૭૪૧ના વઢવાણની હાડીમાની જગ્યાના લેખમાં મહારાણા શ્રી અરજનસિહજી સાથે હાડા શ્રી અમરસિહજીની પુત્રી બાઈ શ્રી દેવકુવરે સહગમન કર્યું એનો પ્રાસાદ પરમાર કુટુંબની આછાબાના પુત્ર મહારાણા શ્રી સબલસિહજીએ કરાવ્યાનુ નોધાયું છે

૩૭ *Ibid*, No 154 · તા ૨૨–૪–૧૬૯૬ ના દિવસે વજેરાજજીના પુત્ર શેષમલના પુત્ર ગોપાલસિહજીનો પુત્ર કચ્છના સૈન્યો સાથે લડતા મરાયેલો એની થાનના પાધરમાના આ પાળિયાલેખમા નોધ છે, જ્યારે *ibid*, No. 158 મા થાનના તા ૧૯–૯–૧૭૦૧ ના એક અન્ય પાળિયામા મહારાણા અભિરાજજીના સુત વજેરાજજીના સુત શેષમલજીના સુત 'સગ્રામસંઘજી' નોધાયા છે *Ibid*, No 163 ના તા. ૩૧–૮–૧૭૨૦ ના પાળિયા-લેખમા પણ આ ક્રમ મળે છે

૩૮ *Ibid*, No. 125 માં પાતશાહ શ્રી શાહજહાનના રાજ્યમાં પરમાર શ્રી રામજીનું વિજયરાજ્ય કહ્યું છે (મૂળીના માંડવરાય મંદિરનો તા ૨૫-૧-૧૬૨૯ નો આ લેખ છે)

૩૯ *Ibid*, No 143 તા ૧૪-૮-૧૬૭૯ના મૂળીના પાધરના પાળિયામાં પરમાર વિસોજી મરણ પામતાં કોઈ બ્રાહ્મણે આપઘાત કર્યાનું લખ્યું છે. આ વિસોજી મૂળીના ભોજરાજજી ૨ જાનો સૌથી નાનો ભાઈ હતો.

૪૦. ભારત રાજ્યમંડલ (ભા રા. મ ), ભાગ ૧, પૃ ૨૦૧-૨૦૨

૪૧. એજન, ભાગ ૨, પૃ ૧૨૮ (૨૮)-૧૨૮ (૪૭)

૪૨ એજન, ભાગ. ૧, પ. ૨૩૬-૨૩૭

૪૩ D B. Diskalkar, *op cit*, No 103 : તા ૧૩-૧૦-૧૫૭૭ ના ગાયંતી વાવના આ લેખમા અકબરના રાજ્યમા વિસાજીની સત્તા હેવાનો ઉલ્લેખ છે

૪૩-અ તા ૨૫-૧૦-૧૬૧૭ ના વરતેજના પાળિયા-લેખમાં ધુનાજીની સત્તાનો નિર્દેશ છે; જુઓ *ibid*, No. 116

૪૪. *Ibid*, No 175 તા ૬-૯-૧૭૫૨ ના લાઠીના ભીડભંજન મહાદેવના મંદિરમાંના લેખમા લાઠીમા ગોહેલ સંઘજીનું રાજ્ય કહ્યુ છે.

૪૫ ભા રા મં. ભાગ ૧, પૃ ૨૧૦-૨૧૩

૪૬. D B Diskalkar, *op cit*, No. 144 · તા ૩૧-૫-૧૬૮૨ ના બેટ શંખોદ્ધારમાંના લક્ષ્મીજીની વખાર નામક સ્થાન નજીક ઊભેલા પાળિયામાં રાણા શ્રી ભીમજીનો ઉલ્લેખ છે.

૪૭ *Ibid*, No 140 : તા ૯-૧-૧૬૬૪ ના બેટ શંખોદ્ધારમાના નવા શંખનારાયણ મંદિર પાસેના પાળિયામાં સંગ્રામજીનો પુત્ર રાણો અખેરાજજી મરણ પામ્યાનો નિર્દેશ છે.

૪૮ ભા રા. મં, ભાગ ૨, પૃ. ૮૨

૪૮-અ M s Commissariat, *History of Gujarat*, Vol II, p 10

૪૮-આ *Ibid*, p 178, વળી જુઓ ઉપર પૃ ૭૭.

૪૯. ઈડર રાજ્યનો ઇતિહાસ, ભા ૧. પૃ. ૧૩૩-૩૦૭

૫૦. ભા. રા. મં., ભાગ ૧, પૃ. ૨૨૨-૨૨૩

૫૧. એજન, ભાગ ૧, પૃ ૨૨૪-૨૨૫

૫૨. એજન, ભાગ ૧, પૃ. ૧૯૪-૧૯૫

૫૩ આ સ્થળ પાલનપુર તાલુકામા કાકરેજ વિભાગમાં બહેચરાજીથી ઉત્તરે ૫ કિમી. ઉપર છે

૫૪ ભા. રા મં., ભાગ ૧, પૃ. ૨૨૯
૫૫ એજન, ભાગ ૧, પૃ. ૨૯૧–૨૯૨
૫૬ ધરમપુર તો રામદેવની પછી આવેલા ધરમદેવે ઈ.સ ૧૭૬૬ મા વસાવ્યું ત્યા સુધી ગાદી નગર(રામનગર)મા હતી
૫૭ ભા. રા મ, ભાગ. ૧, પૃ ૨૮૧–૨૮૩
૫૮. એજન, ભાગ ૨, પૃ ૧૩૮–૧૩૯
૫૯. ગ. હ, દેસાઈ, 'સૌરાષ્ટ્રનો ઇતિહાસ,' પૃ ૫૯૧–૯૯
૬૦. આ બનાવ ૧૭૦૩ માં જાફરખાનની નાયબ-હાકેમી વખતે બન્યાનું આ જ ગ્રંથમાં નોંધાયું છે
૬૧ ભા. ગ. મ, ભાગ ૧, પૃ ૧૯૧–૧૯૨
૬૨ કે કા. શાસ્ત્રી, 'સૌરાષ્ટ્રની ઐતિહાસિક નગરીઓ–૧, માગરોળ–સોરઠ', પૃ. ૫૯–૬૬
૬૩ પાલનપુર રાજ્યની વિગત 'પાલણપુર રાજ્યનો ઈતિહાસ', ભાગ ૧, પૃ ૧ થી ૨૦૦ માંથી તારવી છે.
૬૪. મીરઝા જાફરનું આખું નામ મીરઝા જાફર નજમુદ્દૌલા મોમીનખાન હતું, એટલે એના અવસાન સુધીના હેવાલમાં ર. ભી જોટેએ મોમીનખાન નામ પ્રયોજ્યું છે ('ખંભાતનો ઇતિહાસ', પૃ. ૬૨–૬૭).
૬૫ ખંભાતના ઇતિહાસની વિગતો શ્રી રત્નમણિરાવ ભીમરાવના 'ખંભાતનો ઇતિહાસ'ના પૃ. ૬૦–૭૮ માથી સંક્ષેપમા લેવામાં આવી છે.

*

# પરિશિષ્ટ ૧

# ગુજરાતમાં વિદેશી વસાહતો

## ૧. પોર્ટુગીઝ વસાહતો

મહમૂદ બેગડાના મરણ બાદ ગુજરાતના કિનારા પર ફિરંગીઓનો પ્રભાવ વધ્યો.[૧] મુઘલ બાદશાહ હૂમાયુંની વિરુદ્ધ લડવામાં ગુજરાતના સુલતાન બહાદુરશાહે ફિરંગીઓની મદદ લીધી હતી તેથી દીવ અને દમણ પર ફિરંગી–વર્ચસ્વ સ્થપાયું. પોર્ટુગીઝોએ દમણ ગુજરાતના એક અમીર પાસેથી મેળવ્યું હતું એમની વસાહતોમાં ખ્રિસ્તી ધર્મપ્રચારપ્રવૃત્તિઓ ચાલતી તેથી દમણમા પણ જેસુઈટ ચર્ચ ઉપરાંત ડોમિનિકન, ફ્રાંસિસ્કન અને ઑગસ્ટિયન ચર્ચ પણ હતાં દીવના કિલ્લાને ફરતી બેવડી ખાઈ હતી. બહારની ખાઈની ઊંડાઈ વધુ હોવાથી એમાં વહાણ પણ આવી શકતા. કિલ્લા પર મોટી તોપો રાખવામાં આવતી આમ દીવ પોર્ટુગીઝો માટે સુરક્ષિત સ્થળ હતું અને વેપારી મથક હતુ

અકબરના દરબારમા જેસુઈટ મિશન વારંવાર જતાં બાદશાહે એમને ધર્મ બાબત અમુક છૂટછાટો આપી હતી. અકબર તથા જહાંગીરના સમયમા પોર્ટુગીઝોને ખંભાતમા ખ્રિસ્તી ધર્મનો પ્રચાર કરવાનો તથા ચચ બાંધવાનો પરવાનો મળ્યો હતો પોર્ટુગીઝોની સંખ્યા પણ એ સ્થળે મોટી હતી. ઈ.સ. ૧૬૦૫ મા ત્યાં ૮૦ પોર્ટુગીઝ કુટુંબ વસતાં હોવાનું નોધાયું છે. દરિયાકિનારે પોર્ટુગીઝોએ વિશાળ આવાસગૃહ બંધાવ્યા હતાં. મુસાફર ટેવેર્નિયરે એના પ્રવાસ (ઈ.સ. ૧૬૬૨–૬૬) દરમ્યાન એના ભગ્નાવશેષ નિહાળ્યા હતા.[૨] ખંભાતનો વેપાર બહોળો હતો એક સમયે ફિરંગીઓ( વિદેશીઓ )નાં ૨૦૦ વહાણ બારામાં નાગરેલાં હોવાનો ઉલ્લેખ છે ૧૬૧૬ પછી અંગ્રેજોની વેપારી જમાવટ ખંભાત બંદરે થતા ફિરંગીઓનું જોર ઓછુ થયું. સુરત મુકામે પણ પોર્ટુગીઝોના વળતાં પાણી થવાં.

## ૨. વલંદા(ડચ) વસાહતો

વેપારી અને વહાણવટી તરીકે વલંદા પંકાતા. ઈ.સ. ૧૬૦૨ મા પૂર્વમાં વેપાર કરતી વિવિધ કંપનીઓનુ એકત્રીકરણ કરી ડચ યુનાઇટેડ કંપનીની સ્થાપના થઈ. ડચ સરકારે વેપારી કંપનીને કેટલાક હક્ક આપ્યા હતા, જેમાં યુદ્ધ

કે સંધિ કરવાના તથા ભૂમિ કબજે કરી એ સ્થળે કિલ્લેબંદી કરવાના અધિકાર નોંધપાત્ર છે.

અંગ્રેજો વલંદાઓ અને ફ્રેંચોના આગમન સમયે હિંદના દરિયાકિનારા પર પોર્ટુગીઝોનું વર્ચસ હતુ. મુઘલોની નૌકાશક્તિના અભાવમાં પોર્ટુગીઝોને પડકારનાર કોઈ બીજી સત્તા ન હતી વલંદા ઉત્તમ પ્રકારના ખલાસી હોવાથી એમણે પોર્ટુગીઝોની દરિયાઈ શક્તિને પડકારી હિંદના પશ્ચિમ કિનારા પર વેપારની શરૂઆત કરવાના પ્રયત્ન ન્યુઝીલેંડના બે વેપારીઓએ કર્યા હતા, પરંતુ ગોવાના પોર્ટુગીઝોએ તેઓને મારી નાખ્યા.

વલંદાઓનો મુખ્ય વેપાર તેજાનાના ટાપુઓ સાથે હતો તેથી હિંદના કોરોમાંડલ કિનારા પર એમની વેપારી કોઠીઓ હતી, પરંતુ અમુક સમય પછી ગુજરાત સાથે વેપારની જરૂરત વલંદાઓને લાગી. પહેલાં અરબો પણ ગુજરાતના કાપડની સાટે ટાપુઓના નિવાસીઓ પાસેથી તેજાના ખરીદતા હતા એ કારણે ગુજરાતમાં વસાહત સ્થાપવાની જરૂરત ઊભી થઈ. ઈ.સ ૧૬૦૧ મા વલંદા સુરત આવ્યા હતા અને ૧૬૦૬ મા એમણે એ સ્થળે કોઠી સ્થાપી હતી એ સમયે પોર્ટુગીઝો એમના હરીફ હતા. બુરહાનપુર ખાતે મુઘલોના વડા ખાનખાનાના કાન પોર્ટુગીઝો વલંદાઓ વિરુદ્ધ ભભેરી રહ્યા છે એ બાકે સુરતમા વાન ડેનિસ નામે એક વલંદાએ આત્મહત્યા કરી અને ત્યાર બાદ સુરતની કોઠી બંધ કરી. હવે નવેસરથી ગુજરાતમા વેપાર અર્થે વલંદાઓએ ઈ.સ. ૧૬૧૫ મા પ્રયત્ન કર્યા. એ જ વર્ષે ડચ પ્રતિનિધિ તરીકે વાન રેવિમ્ટનને જહાંગીરના દરબારમાં વેપારી સવલતો મેળવવાના કારણે મોકલવામા આવ્યો. એ જ ગાળામાં અંગ્રેજ પ્રતિનિધિ ટોમસ રો જહાંગીર પાસે વેપારી સવલતો મેળવવાના આશયથી બુરહાનપુર જઈને રહ્યો હતો. રેવિમ્ટનને બાદશાહ પાસેથી વેપારી સવલતો મેળવવી દુર્લભ લાગી. વળી રો પણ વલંદા વિરુદ્ધ પ્રવૃત્તિઓ કરતો હતો. રેવિમ્ટનને જણાયુ કે વલંદાઓ માટે એ વેપારને અનુકૂળ રાજકીય વાતાવરણ નથી, પરંતુ એનો રિપૉર્ટ આવે એ પહેલા એક ડચ પ્રતિનિધિ બોકેને સુરત ખાતે કોઠી સ્થાપવા મોકલવામાં આવ્યો ઈ.સ ૧૬૧૬ ના ઑગસ્ટમા એણે સુરત આવી સત્તાવાળાઓ પાસેથી પરવાનો મેળવ્યો સત્તાવાળાઓને કામચલાઉ પરવાનગી આપવી પડી, કારણ કે વલંદા ગુજરાતનાં વહાણોને નુકસાન કરવાની શક્તિ ધરવતા હતા. ઈ.સ. ૧૬૧૮ મા શાહજાદા ખુર્રમ પાસેથી વલંદા વેપારી સંધિ મેળવી શક્યા. શરૂઆતના વર્ષોમા અંગ્રેજો સાથે સશસ્ત્ર અથડામણો થતી હોવા છતાં વલંદા ગુજરાત સાથે એમનો વેપાર વિકસાવી શક્યા. શરૂઆતમા બટેવિયાથી વર્ષમા ત્રણ

કે ચાર વહાણ ગુજરાત અને અરબસ્તાન તરફ જતાં. વેપાર વધતાં અમદાવાદ અને ભરૂચ સ્થળે પણ વલંદાઓની વેપારી કોઠીઓ સ્થાપવામાં આવી

સુરતમાં વલંદાઓની વસાહત હતી અને તેઓ ત્યાં ઠાઠથી રહેતા. એમના ડાયરેક્ટરનો આવાસ વિશાળ હતો. ઈ.સ. ૧૬૩૭ માં ટૉમસ હર્બર્ટે સુરતનું વર્ણન કર્યું છે: એ વલંદાઓના અને અંગ્રેજોના આવાસ તેમજ ફર્નિચર ઉત્તમ પ્રકારનાં હોવાનું જણાવે છે. મેન્ડેલસ્લોના કહેવા પ્રમાણે સુરત પાસે નદીને પેલે પાર રાંદેર ખાતે વલંદાઓની વખાર હતી. વલંદાઓનું વેપારી થાણું અમદાવાદમાં મુખ્ય ચાર રસ્તાઓ પર હોવાનું મુસાફર થેવનો (ઈ.સ. ૧૬૬૬) જણાવે છે.

શાહજહાં પોર્ટુગીઝોને હરાવવા વલંદાઓની મદદ લેવા ઇચ્છતો હતો, એણે બદલામાં વેપારમાં અમુક છૂટછાટો આપવાની તૈયારી બતાવી, પણ બટેવિયાના ગવર્નરે એ દરખાસ્ત નામંજૂર કરી.

૧૭ મી સદીની છેલ્લી પચીસીમાં વેપારના પ્રમાણમાં અતિશય વધારો થયો. એના લાભ વલંદાઓએ મેળવ્યા વલંદા ૧૦૦ રૂપિયાના માલ પર ૫૦૦ રૂપિયા નફો રાખતા. એ જ સૈકાના અંતભાગમાં સત્તાવાળાઓના ત્રાસના કારણે વલંદાઓને સુરતનો વેપાર બંધ કરવો પડ્યો ઈ.સ. ૧૬૯૮ માં મુઘલ અમીરોનાં વહાણ યુરોપના ચાંચિયાઓએ લૂટ્યાં. પરિણામે ફ્રેંચ વલંદાઓની કોઠીઓ પર નિયંત્રણ મુકાયાં. અંતે સુલેહ થતાં ઔરંગઝેબે એ ઉઠાવી લીધાં. અંગ્રેજો અને ફ્રેંચોની માફક વલંદાઓને પણ મુઘલોનાં વહાણ લૂંટવા બદલ નુકસાની પેટે રકમ ભરવાની હતી વલંદાઓએ ૭૦ હજાર રૂપિયા ચૂકવ્યા અને મક્કા જતાં વહાણોના રક્ષણની બાંયધરી આપી

૧૮ મા સૈકાના ઉત્તરાર્ધમાં મુઘલોની સત્તાના અન્ત સમયે અંગ્રેજોનું વર્ચસ સુરત પર વધ્યું. પરિણામે વલંદાઓને સહન કરવું પડ્યું ૧૭૬૨ માં સુરતના નવાબે વલંદાઓની કોઠી જપ્ત કરી. વલંદાઓએ શહેરમાંથી કોઠી ખસેડી અને નવી જગ્યાએ ખોલી. આ જગ્યા વલંદાવાડ તરીકે ઓળખાઈ અંતે ઈ.સ. ૧૭૮૮ માં વલંદા સુરતની કોઠી છોડી જતા રહ્યા.

### ૩. અંગ્રેજ-વસાહતો

વલંદાઓને નફાકારક વેપાર કરતા જોઈ અંગ્રેજોએ હિંદનો વેપાર શરૂ કર્યો ૧૬ મા સૈકાની છેલ્લી પચીસીમાં ઇંગ્લૅન્ડની રાણી ઇલિઝાબેથે 'ખંભાતના શહેનશાહ' (મુઘલ બાદશાહ)ને વેપારી સગવડો આપવા અર્થે પત્ર લખ્યો હતો,૩ પરંતુ અંગ્રેજોને વેપારી સવલતો તરત પ્રાપ્ત ન થઈ, કારણ કે મુઘલ દરબારમાં

પોર્ટુગીઝ પાદરીઓ અંગ્રેજોને ફાવવા દે એમ નહોતું સુરત બંદરે ૧૬૦૮મા અંગ્રેજ વહાણ 'હેક્ટર' નાગર્યું. જહાંગીર પાસેથી વિલિયમ હૉકિન્સે વેપારી સગવડો મેળવી, પરંતુ મુઘલ અમીરો અને પોર્ટુગીઝોની ખટપટને લીધે એ રદ કરવામાં આવી. હૉકિન્સ પછી ૧૬૧૧ માં હેન્રી મિડલ્ટન સુરત આવ્યો. એ સમયે પોર્ટુગીઝો અવરોધરૂપ હતા. પોર્ટુગીઝોનાં નાના વહાણ ચોકી કરતા હોવાથી સુરત બંદર અંગ્રેજો માટે બંધ હતું તેથી મિડલ્ટને પાસેના સુવાળી બંદરે વહાણ નાગર્યાં ને વેપાર પણ શરૂ કર્યો પોર્ટુગીઝોના દબાણને કારણે મુઘલ સત્તાવાળાઓએ અંગ્રેજોને સુવાળી છોડવાનો હુકમ કર્યો મિડલ્ટને રાતા સમુદ્ર પર અંગ્રેજ શક્તિનો પરચો બતાવ્યો, સુરત અને દીવના વહાણ અટકાવ્યા. એ છોડાવવા લાગતા વળગતાને સારી એવી રકમ ભરપાઈ કરવી પડી. ત્યાર પછી ૧૬૧૨ માં કૅપ્ટન બેસ્ટે સુંવાળી ખાતે પોર્ટુગીઝોને હરાવ્યા તેથી સુરતના અમલદાર પર અંગ્રેજો વિશે સારી છાપ પડી. બેસ્ટને આવકાર મળ્યો અને સત્તાવાળાઓએ કરાર પણ કર્યા ૧૩ મી ઑક્ટોબર ૧૬૧૩ના રોજ શાહી ફરમાન પણ આવ્યું. સુરત ખાતે વેપારી કોઠી ખોલવામાં આવી. એનો વડો ટૉમસ એલ્ડવર્થ હતો અંગ્રેજોનો વેપાર બરોબર ન ચાલ્યો, કારણ કે સ્થાનિક વેપારીઓને પોર્ટુગીઝો પ્રતિ પક્ષપાત હતો. બીજી તરફ પોર્ટુગીઝો અંગ્રેજોને મળેલા વેપારી હક્કોથી ચિડાયેલા હતા તેથી તેઓએ મુઘલોનાં વહાણોને રંજાડવાનું શરૂ કર્યું. મુઘલોએ ઇંગ્લૅન્ડથી આવેલા ડાઉન્ટન પાસે પોર્ટુગીઝો વિરુદ્ધ સહાયની માગણી કરી પોતાના દેશની પરવાનગી વિના ડાઉન્ટને એમ કરવાની અશક્તિ દર્શાવી તેથી મુઘલ સત્તા રોષે ભરાઈ ગોવાનો પોર્ટુગીઝ ગવર્નર અંગ્રેજ વહાણોને ખતમ કરવા સુરત આવ્યો. એ બંને વચ્ચે સુવાળી બારા પાસે લડાઈ થઈ પોર્ટુગીઝોને દીવ ભાગી જવું પડ્યું. અંગ્રેજોની જીતને પરિણામે દરિયાઈ વેપારમા થોડી રાહત થઈ.

ઇંગ્લૅન્ડના રાજા જેમ્સ પહેલાના પ્રથમ અધિકૃત એલચી તરીકે ટૉમસ રો ૧૬૧૫ના સપ્ટેમ્બરમા હિંદ આવ્યો. ડિસેમ્બરમાં જહાંગીર પાસે પોતાના ઓળખપત્ર રજૂ કર્યાં. એ ત્રણ વર્ષ લગી બાદશાહની છાવણીઓમા સાથે ને સાથે રહ્યો. અંતે એણે ગુજરાતમા વેપાર કરવાનો પરવાનો મેળવ્યો. શાહજાદા ખુર્રમ પાસેથી અંગ્રેજોને જે કરાર મળ્યા તે પ્રમાણે અંગ્રેજોને હથિયાર રાખવાની, પોતાનો ધર્મ પાળવાની અને પોતાના ઝઘડાઓનો નિવેડો લાવવાની છૂટ હતી, પરંતુ એમને ઘર બાંધવાની મનાઈ હતી ૧૬૧૩ માં સુરતની કોઠીની સ્થાપના બાદ ૧૬૧૫ થી ૧૬૧૮ ના ગાળામાં ખંભાત ભરૂચ વડોદરા અને અમદાવાદમાં એની શાખાઓ સ્થાપવામા આવી હતી.

હિંદમાં બધા અંગ્રેજી વેપારી થાણાંઓના વડા મથક તરીકે સુરતની કોઠી કામ કરતી તેથી એ હિંદમાં અંગ્રેજી સામ્રાજ્યનો મુખ્ય આધાર કહેવાઈ છે. અન્ય કોઠીઓના વડાઓએ ફેક્ટરીઓના અહેવાલ આપવા વર્ષમાં એક વાર સુરત જવાનું થતું. શરૂઆતના આગેવાનો બેસ્ટ ડાઉન્ટન ઍલ્ડવર્થ કેરિજ વગેરે સાહસિક પુરુષ હતા તેઓએ પોર્ટુગીઝોની તીવ્ર હરીફાઈ દુશ્મનાવટ રોગચાળો ઇત્યાદિ મુશ્કેલીઓનો સામનો કરી સુરતમાં અંગ્રેજોનું વેપારી મથક મજબૂત કર્યું. સુરતની કોઠીના વહીવટ અર્થે પ્રેસિડેન્ટ હતો; એનો વાર્ષિક પગાર ૫૦૦ પૌંડ હતો. અન્ય ચાર અધિકારી હતા એકાઉન્ટન્ટ–ખજાનચી, વખારનો અધિકારી, પર્સર–મેરિનર અને સેક્રેટરી. યુરોપથી આવતા મુસાફર કેટલીક વાર વિદેશીઓના વેપારી કોઠીમાં રહેતા. ફ્રાયર અને ઑવિંગ્ટનનાં લખાણો પ્રમાણે બ્રિટનની વેપારી કંપની સુરતમાં મકાનનું ભાડું વર્ષે ૬૦ પૌંડ ચૂકવતી. એ માળવાળા મકાનનો ઉપલો ભાગ નિવાસ અર્થે અને નીચલો ભાગ ધંધા અર્થે વપરાતો. પ્રેસિડેન્ટનો આવાસ વધુ સગવડવાળો હતો ડૉ. જ્હોન ફ્રાયરે કરેલા વર્ણન પ્રમાણે પથ્થર અને લાકડાથી બાંધેલું મકાન દેશી કારીગરીથી સુશોભિત હતું. આનંદ–પ્રમોદ અર્થે અલાયદી વ્યવસ્થા હતી. વળી એક સાદું દેવળ પણ હતું. એનો પાદરી હિંદમાં અંગ્રેજ કોઠીઓના રહેવાસીઓની ધાર્મિક વિધિઓ સંપન્ન કરતો[4] ૧૬૯૮ના સનદી ધારાથી બ્રિટિશ પાર્લામેન્ટે કંપનીના કિલ્લાઓ અને અગત્યની કોઠીઓમાં પાદરી રાખવાની વ્યવસ્થા કરી આપી હતી. હિંદ આવ્યા પછી પાદરીએ એક વર્ષમાં પોર્ટુગીઝ તેમજ દેશી ભાષા શીખી લેવાની રહેતી.[5] ૧૭૦૦માં પ્રાર્થનાનું એક ચોક્કસ સ્વરૂપ ડાયરેક્ટરોએ મોકલી આપ્યું

હિંદીઓને પ્રભાવિત કરવા અંગ્રેજો ઠાઠથી રહેતા રવિવારે અને રજાના દિવસે ધાર્મિક પ્રવચન સાંભળ્યા પછી શહેર બહાર ઉદ્યાનમાં ફરવા કે તરવા જતા શિકાર કરીને કે અન્ય રીતે દિલ બહેલાવતા. સ્વાદિષ્ટ વાનગીઓ બનાવવા હિંદી અંગ્રેજી અને પોર્ટુગીઝ રસોઇયાઓને રોકવામાં આવતા વાનગીઓમાં માખણ, બદામ તેમજ અનેક જાતનાં માંસ અને ફળનો ઉપયોગ થતો. એ સમયે અંગ્રેજો ચાંદીના વાસણોમાં ભોજન કરતા, કારણ કે ચીનાઈ માટીનાં કે કાચનાં વાસણ મોંઘાં પડતાં માંસ અને દારૂના અતિસેવન અને નવી આબોહવાને કારણે માંદગી અને મૃત્યુનું પ્રમાણ વધુ હતું. એ લોકોમાં એક કહેવત શરૂ થઈ કે "વ્યક્તિનું આયુષ એ ચોમાસાં" અંગ્રેજો સવારે બન્ટ વાઇન લેતા. સવારના ૭ વાગ્યે દેવળમાં એમની હાજરી ફરજિયાત હતી. ગેરહાજર વ્યક્તિ અર્ધો ક્રાઉનનો દંડપાત્ર બનતી. પ્રાર્થના પૂરી થયા બાદ કોઠીના દરવાજા ખૂલતા,

વેપાર અર્થે વેપારીઓ આવતા. હિંદમાં કામ કરતા અંગ્રેજો માટે દેશી ભાષાનું જ્ઞાન મેળવવું ફરજિયાત હતું દિવાળી પ્રસંગે કંપનીના નોકરોને વેપારીઓ ભેટ-સોગાદ આપતા. રાત્રિ-ભોજન પહેલાની પ્રાર્થના વેળાએ પ્રેસિડેન્ટ હાજર રહેતો. રાતે બહાર નીકળવા પ્રેસિડેન્ટની પરવાનગી જરૂરી હતી નવા વાતાવરણની માઠી અસર કંપનીના જુવાન નોકરો પર ન પડે એ હેતુથી સુરતની કોઠીમાં કડક નિયંત્રણ હતા. હિંદી સ્ત્રીઓ સાથેના સંબંધ પર પ્રતિબંધ હતો. જહોન-લિચર્લેન્ડ નામે કંપનીના નોકરને હિંદી સ્ત્રી સાથેના સંબંધને કારણે છૂટા થવું પડ્યું હતું. પોર્ટુગીઝોએ કરેલી ભૂલો અંગ્રેજો ટાળવા માગતા હતા કંપનીનો આંગિયાર નામે નોકર પત્ની સાથે હિંદ આવનાર પ્રથમ અંગ્રેજ હતો પ્રેસિડેન્ટ જેરેમી બ્લેકમેન (૧૬૪૦) પત્ની સાથે હિંદ આવ્યો હિંદીઓ સાથે ઝઘડો કરનાર અંગ્રેજ શિક્ષાપાત્ર બનતો ઇંગ્લૅન્ડ દેશને અને ધર્મને લાંછનરૂપ વર્તન કરનાર અંગ્રેજ દંડપાત્ર બનતો

અંગ્રેજો ભપકાથી હિંદીઓને આંજી નાખવાનો પણ પ્રયત્ન કરતા પ્રેસિડેન્ટ તથા અન્ય અધિકારીઓના ઘોડા, પાલખી શણગારવામાં આવતા સૈનિકો સાંજ–સવાર પ્રેસિડેન્ટને સલામી આપતા. એમના અધિકારીઓની કબરો પણ ભવ્ય બંધાતી. સુરત ખાતે અંગ્રેજોનું કબ્રસ્તાન મુખ્યત્વે પોર્ટુગીઝ શૈલીથી બાંધેલું હતું તેમાં હિંદુ અને મુસ્લિમ શૈલીની અસરો હતી ફ્રાંસિસ બ્રેટન, ઑક્સિ-ડન્સ અને આંગિયારની કબરો ભવ્ય હતી [૬]

સુરત પાસે આવેલા સુંવાળી બંદરે યુરોપની પ્રજાઓના વહાણ નાંગરતાં. એ બંદરનો ઉપયોગ અંગ્રેજોએ શરૂ કર્યો હતો. ૧૬૧૫ થી ૧૬૨૯ માં કંપનીનાં ૨૭ વહાણ સુંવાળી બંદરથી લંડન જવા રવાના થયેલાં. શરૂઆતમાં સુતરાઉ કાપડ તેમજ સરખેજ અને બિયાના(આગ્રા પાસે)ની ગળીની નિકાસ થતી થોડા સમય પછી સુરોખાર મરી કરિયાણું લાખ ગાલીચા અને ખાંડ પણ મોકલવામાં આવતા. કંપનીના વહાણ પહોળા પનાનું કાપડ બંદૂક સીસું કલાઈ ઇત્યાદિ વસ્તુઓ હિંદના કિનારે ઠાલવતાં હિંદના કાપડનો ઉપાડ ઇંગ્લૅન્ડમાં હતો હોલૅન્ડ અને જર્મનીના મોંઘા લિનનને સ્થાને ઘરવપરાશ માટે હિંદનું કાપડ સસ્તુ પડતું તેથી કંપનીના ગુમાસ્તા હિંદમાં કાપડના મુખ્ય મથકો પર જતા અને દલાલ તેમજ વણકર સાથે કરાર કરતા એ કરાર પ્રમાણે અમુક મુદતમાં અમુક ચોક્કસ માલ કંપનીને પૂરો પાડવા બંધાતા

૧૬૩૦ ના ભયંકર દુષ્કાળની માઠી અસર કંપનીના વેપાર પર પડી સુરતની કોઠીના ૨૧ માણસોમાંથી ૧૪ મરણાધીન થયા પરિસ્થિતિમાં પોર્ટુગીઝો સાથે

સમાધાનકારી વલણ અખત્યાર કરવાની જરૂર હતી તેથી મેથ્વોલ્ડ કાઉન્સિલ સાથે ગોવા ગયો ને સંધિ કરી. બીજી દિશામાંથી પણ કંપનીને માઠાં પરિણામ ભોગવવાં પડયાં ઇંગ્લૅન્ડના રાજાએ કોર્ટીન સામે કંપનીને પરવાનો આપ્યો. એણે શરૂ કરેલી ચાંચિયાગીરીને લીધે સુરતની કંપનીની આબરૂને ધક્કો પહોંચ્યો.

૧૬૭૦ થી શિવાજીની સુરત–લૂંટને પરિણામે અને ત્યાર બાદ એના ભયને કારણે સુરત–કોઠીના વેપારને નુકસાન થતું રહ્યું, એનું દેવું વધતું ગયું. માલના ભરાવાને કારણે એના રક્ષણનો પ્રશ્ન ઊભો થતો. સુરતના રક્ષણ અર્થે મુઘલ સૈન્ય પર્યાપ્ત નહોતું. પરિણામે અંગ્રેજો અને ફ્રેંચોને સ્વરક્ષણ કરવાનું રહેતું. મુઘલ સૂબેદારો અને અમલદારો કંપની પાસેથી નજરાણા અને ભેટોની આશા રાખતા. આમ સુરક્ષા અને મુક્ત વેપારની દૃષ્ટિએ સુરત અયોગ્ય બનતું ગયું. મુઘલોના નિયંત્રણોથી મુક્ત રીતે વેપાર થઈ શકે એવા સ્થળ તરીકે મુંબઈની પસંદગી કંપનીના ડાયરેક્ટર જોશિયા ચાઇલ્ડે કરી. ૧૬૬૭માં ઇંગ્લૅન્ડના રાજાએ મુંબઈ બેટ વહીવટ માટે કંપનીને સોંપ્યો. અંગ્રેજોએ એ સ્થળની કિલ્લેબંદી કરી મુંબઈને સ્વતંત્ર વેપારી વસાહત તરીકે વિકસાવી. ૧૬૮૭મા અંગ્રેજ કોઠીઓના વડા મથક તરીકે સુરતની કોઠી કામ કરતી બંધ થઈ એની ઑફિસ મુંબઈ ખસેડવામા આવી

૧૬૧૮ માં મુઘલ બાદશાહ જહાંગીરે વેપાર અને વસવાટની ખાતરી આપતા એ પત્ર લખ્યા. ૧૮૧૮ મા–બરાબર ૨૦૦ વર્ષ પછી અમદાવાદના ભદ્ર કિલ્લા પર યુનિયન જૅક લહેરાતો થયો. બ્રિટિશ સામ્રાજ્યની ભાવી શક્યતાઓ પણ ગુજરાતમા સુરત ખાતે શરૂ થઈ કહેવાય: "સુરતના એ ભાડૂતી ઘરમા અંગ્રેજોએ તદ્દન અજાણ્યે એક મહાન સામ્રાજ્યના પાયા નાખ્યા"[૭]

**૪. ફ્રેંચ વસાહત**

ફિરંગી વલંદા અને અંગ્રેજ પ્રજાઓની સરખામણીએ ફ્રેંચો હિંદના વેપારમા મોડા દાખલ થયા ઈ.સ ૧૬૬૪ મા ફ્રેંચ વેપારી કંપની રાજા લુઈ ૧૪ માના પરવાનગીથી સ્થપાઈ. એ જ વર્ષે પૂર્વ-તૈયારી કરવા બેબર નામે ફ્રેંચ સુરત આવ્યો ઔરંગઝેબના ફરમાનથી ફ્રેંચોને સુરત ખાતે વેપાર કરવાની અને સુંવાળી ખાતે કોઠી રાખવાની પરવાનગી મળી ત્યાર પછી ઈ.સ. ૧૬૬૮ મા ફ્રેંચોએ વેપાર શરૂ કર્યો. બેબરની કુશળતાને કારણે ફ્રેંચોનો વેપાર જામ્યો હતો, પરંતુ પછીના સમયમા કંપનીના અંદરોઅંદરના વિખવાદને લીધે વેપાર પડી ભાંગ્યો.

સુરતમા કોઈ વાર ફ્રેંચો અફવાઓ ફેલાવી અન્ય હરીફ કંપનીઓના વેપારને તોડવાનો પ્રયત્ન કરતા, જેમકે ૧૬૭૭ મા એમણે વલંદા અને અંગ્રેજ વચ્ચે

યુદ્ધ થયુ હોવાની અફવા વહેતી મૂકી હતી. ૧૭૧૯ મા ફ્રેંચોએ સુરતની કોઠી બધ કરી વિદેશી કાપડની મોટી માગ હોવાથી ફ્રાંસના વણકરોનો અસતોષ વધી ગયો, તેથી ત્યાના લોકોએ હિદના કાપડનો વપરાશ બધ કર્યો.

### ૫. ઑસ્ટેડ વસાહત

ઑસ્ટ્રિયાની એક વેપારી કપની પણ ૧૭૧૭ માં સુરત આવી હતી એ દેશના શહેનશાહના આશ્રય તળે ઑસ્ટેડ કપની ઊભી થઈ એ કપની વિરુદ્ધ પ્રવૃત્તિઓ ડચો અને અગ્રેજોએ શરૂ કરી, છતાં શાહી પરવાનો એને મળ્યો. પરતુ નફાકારક વેપાર ન થવાથી ૧૭૩૦ મા ઑસ્ટેડ કપની બધ થઈ.

## પાદટીપ

૧. રત્નમણિરાવ ભી જોટ, 'ખંભાતનો ઇતિહાસ', પૃ ૪૪

૨. એજન, પૃ ૫૮

૩. પશ્ચિમી જગત માટે ભારતનુ પ્રવેશદ્વાર ખભાત હતું તેથી યુરોપની પ્રજાઓ મુઘલોને 'ખભાતના શહેનશાહ' તરીકે ઓળખતી

૪ H G Rawlinson, *British Beginnings in Western India, 1579–1657*, p 18

૫ Charles Fawcet, *English Factories in India* (Western Presidency), Vol I, p 270

૬ H G. Rawlinson, *op cit*, p. 134. વળી જુઓ ઈશ્વરલાલ ર. દેસાઈ, 'સૂરત સોનાની મૂરત', પૃ ૪૨

૭ H G. Rawlinson, *op cit*, p 134

*

## પરિશિષ્ટ ૨

# ગુજરાતમાં મરાઠા સત્તાનો પ્રારંભ અને પ્રસાર

ભારતમાં ૧૭ મી સદીનો ઉત્તરાર્ધ અને અઢારમી સદીનો પૂર્વાર્ધ ભારે અરાજકતાવાળા હતા. મુઘલ સામ્રાજ્ય એટલું બધું વિસ્તરેલું હતું કે એના દૂર દૂર આવેલા ભાગો પર દિલ્હીથી અંકુશ રાખવાનું મુશ્કેલ બની ગયું હતું. ઘણા થોડા મુઘલ સૂબેદાર પોતપોતાના તાબા નીચેના પ્રદેશો પર મહામુશ્કેલીએ અંકુશ રાખી શકતા. આવા રાજકીય વાતાવરણમાં ૧૭ મી સદીના ઉત્તરાર્ધમાં મરાઠા એક રાજ્યબળ તરીકે મુઘલો સામે આવ્યા. ધીમે ધીમે મરાઠા શક્તિ વધતાં તેઓ મુઘલો સાથે સંઘર્ષમાં આવવા લાગ્યા. તેઓ મહારાષ્ટ્રમાંથી અન્ય પ્રાંતો તરફ ધીમે ધીમે આગળ વધ્યા અને એક સદીના ગાળામાં મુઘલોને હઠાવી એમની સત્તાના સ્થાને પોતાની સત્તા સ્થાપવા સમર્થ બની ગયા.

ગુજરાતમાં મરાઠાઓના આગમનની શરૂઆત શિવાજીએ સુરત શહેર પર કરેલી ચડાઈ (જાન્યુઆરી ૬, ૧૬૬૪)થી ગણાવી શકાય. પૂના પર મુઘલોની સેના વારંવાર હલ્લા કરતી હોવાથી એનો બદલો લેવાના હેતુથી તથા લૂંટ મેળવવાના પ્રલોભનથી શિવાજીએ આ ચડાઈ કરી હતી. એ સમયની અને ત્યાર પછી મરાઠા ચડાઈઓ પાછળનો મૂળભૂત હેતુ ગુજરાતમાં મરાઠી સત્તા સ્થાપી રાજ્ય ઊભું કરવાનો ન હતો એ સ્પષ્ટ જણાય છે.[1] શિવાજીએ સુરત પર કરેલી પ્રથમ ચડાઈનું આયોજન ખૂબ વિચારપૂર્વક અને ગુપ્તપણે કરવામાં આવ્યું હતું. એનો અમલ પણ કુનેહપૂર્વક કરવામાં આવ્યો હતો.[2] ચડાઈ સમયે સુરત રક્ષણ વગરનું હતું, એને રક્ષણ-દીવાલ પણ ન હતી. સુરતને બદસુરત બનાવીને શિવાજી ગયો. એ પછી ગુજરાતનો સૂબેદાર મહાબત-ખાન પોતાની સેના સાથે આવી પહોંચ્યો. એણે સુરતની રક્ષણ-વ્યવસ્થા મજબૂત બનાવવાને બદલે ત્રણ લાખ જેટલી પેશકશ (બક્ષિસ) ઉઘરાવીને એ જતો રહ્યો.

શિવાજીની આવી પ્રવૃત્તિથી ઔરંગઝેબની ધાર્મિક અને રાજકીય ભાવના ઉશ્કેરાઈ અને એને શિક્ષા કરવા દખ્ખણમાં વિશાળ સેના મોકલવાનું શરૂ થયું. આમ કરવામાં એનો મૂળભૂત હેતુ મરાઠાઓને ગુજરાતમાં આવતા અટકાવવાનો હતો. આમ છતાં શિવાજીએ બીજી વાર સુરત પર ચડાઈ કરી

(ઑક્ટોબર ૩, ૧૬૭૦) અને શહેરને ત્રણ દિવસ સુધી લૂટયુ. સુરતની દક્ષિણે આવેલા પારનેરા અને બાગલાણ જેવા નાના કિલ્લા પણ ૧૬૭૨ મા કબજે કર્યા એ પછીના સમયમાં ગુજરાતમા મરાઠાઓનો પ્રવેશ ખૂબ સરળ બન્યો એમને અટકાવવા માટે ગુજરાતનો સૂબેદાર કે સુરતનો ફોજદાર સમર્થ ન હતો, ૧૬૭૫ મા મરાઠાઓએ પ્રથમ વાર જ નર્મદા ઓળગી. ટૂક સમયમા તેઓએ ગુજરાત અને દખ્ખણ સરહદે અને અન્ય મહત્ત્વના માર્ગો પર એવો અંકુશ સ્થાપી દીધો કે તેઓ ત્યાથી પોતાની સેનાને સહીસલામત રીતે ગુજરાતના જુદા જુદા પ્રદેશો પર હલ્લા કરવા મોકલી શકતા તેઓએ આ રીતે ઘણા હલ્લા કરાવ્યા. આમ છતા ૧૬૯૯ સુધી એમનો ગુજરાત સાથેનો સંબધ વ્યવસ્થિત ધોરણે સ્થપાયો ન હતો

૧૬૯૯ મા સતારાના છત્રપતિ મહારાજા રાજારામે (૧૬૮૯–૧૭૦૦) પોતાના વિશ્વાસુ અધિકારીઓમાના એક ખડેરાવ દાભાડેને બાગલાણમા ચોથ અને સરદેશમુખી ઉઘરાવવા માટે નીમ્યો. દાભાડેએ બાગલાણ ઉપરાંત સુરત જિલ્લામાથી પણ આ કર વસૂલ કર્યો ૧૭૦૩ મા મરાઠાઓએ સુરત પર ચડાઈ કરી ભારે લૂંટ મેળવી, એની માહિતી સુરતની અગ્રેજ કોઠીના અધ્યક્ષના હેવાલમાં જોવા મળે છે[૪] ૧૭૦૫ માં ખડેરાવ દાભાડેએ મોટી ફોજ સાથે નર્મદા પાર કરી અને બે મુઘલ સૈન્યોને હરાવ્યાં એ પછી એણે બુરહાનપુરમાં પોતાની ટુકડી કાયમ માટે રાખી અને સૌરાષ્ટ્રમા સોરઠ સુધી ચડાઈ કરી એને દામાજીરાવ ગાયકવાડની મુખ્ય મદદ મળી હતી.[૫]

૧૭૦૬ માં ધનાજી જાદવની આગેવાની નીચે મરાઠાઓનુ મોટુ લશ્કર દક્ષિણ ગુજરાત પર ચડી આવ્યુ. એ સમયે ગુજરાતનો સૂબેદાર શાહજાદો આઝમશાહ (૧૭૦૧–૧૭૦૫) ઔરગઝેબની માંદગીના સમાચાર મળતા એકાએક દિલ્હી ગયો હતો અને ગુજરાતના રક્ષણની જવાબદારી એના નાયબ સૂબેદાર હમીદખાનને સોપતો ગયો હતો. મરાઠાઓનો સામનો કરવાના હમીદખાનના પ્રયાસ નિષ્ફળ ગયા, એટલુ જ નહિ, પણ એ પોતે તથા સફદરખાન બાબી નઝરઅલીખાન વગેરે પણ મરાઠાઓના કેદી બન્યા. એમને છોડાવવા માટે મોટી રકમ મરાઠાઓને આપવામા આવી હતી.[૬]

ઔરગઝેબના અવસાન (૧૭૦૭) પછી થોડા સમયમા જ મરાઠાઓએ ઉત્તર ગુજરાત પર આક્રમણ કર્યું. ધનાજી જાદવ એક વર્ષ સુધી અન્યત્ર ગુજરાત બહાર રોકાયેલો હતો તે દરમ્યાન બાલાજી વિશ્વનાથે માળવામા થઈને પૂર્વ

ગુજરાતમાં પ્રવેશ કર્યો. એણે ગોધરા અને મહુધા લૂંટ્યા. મરાઠા છેક નડિયાદ અને મહેમદાવાદ સુધી આવી પહોંચ્યા હતા. મરાઠાઓની આગેકૂચના સમાચારથી અમદાવાદની આજુબાજુના પરાં-વિસ્તારના લોકોએ ભયભીત બની રક્ષણ માટે અમદાવાદમાં કેવો ધસારો કર્યો હતો એનું વર્ણન 'મિરાતે અહમદી'ના લેખક અલી મુહમ્મદખાન, જે પોતે એ વખતે ત્યાં હતો, તેણે આપેલું છે. મરાઠાઓનો સામનો કરવા માટે અમદાવાદમાં ઘણી મોટી તૈયારી કરવામાં આવી હતી, પણ ફેલાયેલી હતાશાથી છેવટે મુઘલ સૂબેદાર ઇબ્રાહીમખાને મરાઠા સેનાપતિ વિશ્વનાથની માગણી મુજબ બે લાખ અને દસ હજાર રૂપિયા આપ્યા ત્યારે મરાઠા વિદાય થયા.[૭]

૧૭૧૧ માં ખંડેરાવ દાભાડેએ ભરૂચ સુધી કૂચ કરી, પરંતુ ગુજરાતના સૂબેદાર શાહમતખાને મરાઠાઓને અંકલેશ્વર આગળ સજ્જડ હાર આપી અને ખાનદેશની સરહદો પર પાછા જતા રહેવાની ફરજ પાડી, પણ થોડા વખતમાં (૧૭૧૬ સુધીમાં) દાભાડેએ બુરહાનપુરથી સુરત સુધીના વેપારી માર્ગો પર પોતાનો અંકુશ સ્થાપી દીધો અને ઘણી જગ્યાએ જકાતનાકાં સ્થાપી વણઝારાઓ પાસેથી રકમો ઉઘરાવી. ખંડેરાવની આ પ્રકારની સેવાઓની કદર કરી મહારાજા શાહુએ એને ૧૭૧૭ માં માનસિંહ મોરેની જગ્યાએ મરાઠી સેનાનો સેનાપતિ નીમ્યો. દાભાડેની આ નિમણૂક પછી એને દખ્ખણમાં ભારે કામગીરી રહેતી હોવાથી એણે ગુજરાતમાં પોતાના વિશ્વાસુ અધિકારીઓ કંથાજી કદમ બાંડે અને દામાજીરાવ (પહેલા) ગાયકવાડ અને દામાજીરાવના ભત્રીજા અને દત્તક પુત્ર પિલાજીરાવને પ્રતિવર્ષ મોકલીને ચોથ જેવી રકમ ઉઘરાવવાની કામગીરી સોંપી. ૧૭૨૧ માં દામાજીરાવનું અવસાન થતાં પિલાજીરાવ એનો ઉત્તરાધિકારી બન્યો.

પિલાજીરાવે, ૧૭૩૨ માં પોતાનું અવસાન થતાં સુધીના સમયમાં ગુજરાતમાં આક્રમણકારી પ્રવૃત્તિઓ કરી અને પોતાના કુલની સર્વોપરી સત્તા સ્થાપવાનો આરંભ કર્યો. સેનાપતિ દાભાડેએ એને શરૂઆતમાં ખાનદેશમાં નવાપુર ખાતે ઘોડેસવાર ટુકડી સાથે નીમ્યો, પરંતુ કંથાજી કદમ બાંડેએ એ સ્થળ પોતાના અધિકાર હેઠળ આવે છે એવી રજૂઆત છત્રપતિ શાહુ પાસે કરતાં પિલાજીરાવને ત્યાંથી જતા રહેવાની ફરજ પડી. એ પછી પિલાજીરાવે ખાનદેશ અને સુરત વચ્ચે સીધો વ્યવહાર રાખી શકાય એ હેતુથી સોનગઢની બાજુમાં ડુંગરાળ પ્રદેશમાં પોતાનું મથક સ્થાપ્યું અને ત્યાં સેનાપતિ દાભાડેના પ્રતિનિધિ તરીકે એ રહ્યો. ત્યાં રહીને એણે રાજપીપળાના રાજાની મિત્રતા કરી નાંદોદ અને સાગબારા (જિ. ભરૂચ) વચ્ચે નાના નાના કિલ્લા સ્થાપવાની પરવાનગી મેળવી

લીધી. આ ઉપરાત એણે પડોશમા રહેતા ભીલ અને કોળી લોકોનો પક્ષ લઈ એમના માટે કાર્ય કર્યું, અને સાથે સાથે સુરત પર હલ્લા કરવાનુ પણ ચાલુ રાખ્યું. ૧૭૧૯ મા ભીલો પાસેથી સોનગઢનો કિલ્લો મેળવી લઈ ત્યા પિલાજીરાવે પોતાનુ વડુ મથક સ્થાપ્યુ.[૮] ૧૭૬૬ સુધી એ એમનુ મુખ્ય મથક રહ્યુ [૯]

૧૭૧૯ થી ૧૭૨૩ સુધીના ગાળામા પિલાજીરાવે સુરત અઠ્ઠાવીસીમાથી ખંડણી ઉઘરાવવાનું કાર્ય કર્યું અને વડોદરા જિલ્લાના પાદરા છાણી અને ભાયલી ગામોના હિંદુ દેસાઈઓ સાથે મિત્રતા બાંધી ૧૭૨૪ માં સુરતના મુત્સદ્દી મોમીનખાને મોકલેલી લશ્કરી ટુકડીને પિલાજીરાવે હરાવી.

એ સમયે કંથાજી કદમ બાંડેએ ગોધરા અને દાહોદના ગામડા તારાજ કરી ખંડણી વસૂલ લીધી હતી.

૧૭૨૫ મા સરબુલંદખાન સૂબેદાર તરીકે નિમાયો ત્યારે એણે પોતાના નાયબ તરીકે સુજાતખાનને મૂકચો અને એને ગુજરાત મોકલવામા આવ્યો. ગુજરાતમાથી બદલી પામેલા સૂબેદાર નિઝામુલ્-મુલ્કનો નાયબ હમીદખાન પોતાની સત્તા છોડવા તૈયાર ન હતો તેથી આ બને પક્ષો વચ્ચે એક વર્ષ સુધી આંતર-વિગ્રહ ચાલ્યો હમીદખાને મરાઠાઓની મદદ મેળવી સુજાતખાન અને એના ભાઈઓને ક્રમશ હરાવ્યા અને એમની હત્યા કરી. આ સમય દરમ્યાન કંથાજી કદમ બાંડેએ વીરમગામ પર ચડાઈ કરી, કારણ કે મહી નદીની ઉત્તરે આવેલા તમામ પરગણાંઓની ચોથ એને આપવાનુ વચન મુઘલ સૂબેદારે આપ્યુ હતુ, પરતુ એનુ પાલન કરવામા આવ્યુ ન હતુ વીરમગામના નિવાસી ઉદયકરણ દેસાઈએ દીર્ઘદૃષ્ટિ વાપરી સાડા ત્રણ લાખ રૂપિયા જેટલી ખાનદાની ઉઘરાવી ને બાડેને આપી અને જે રકમ વધી તેમાંથી એણે ફરતી રક્ષણ દીવાલ પછીના સમયમા બધાવી લીધી [૧૦]

સુરતનો ફોજદાર રુસ્તમઅલીખાન, જે વડોદરા અને પેટલાદનો ફોજદાર પણ હતો, તેણે પિલાજીરાવના હલ્લાઓનો સામનો કરવા પ્રયાસ કર્યો, પરતુ એમાં સફળતા ન મળવાથી એને પિલાજીરાવ સાથે સમાધાન કરવાની ફરજ પડી હતી. રુસ્તમઅલીખાનને હમીદખાન સામે પિલાજીરાવની મદદ જોઈતી હતી. પિલાજીરાવે એને મદદ આપવાનુ વચન આપી મદદ આપવાનો દેખાવ કર્યો અને અડાસ સુધી સાથે ગયો સામી બાજુએ હમીદખાનના પક્ષે કંથાજી કદમ બાડે હતો. બને પક્ષે સામસામા રહેલા પિલાજીરાવ અને કંથાજી અડાસની લડાઈમા ભાગ ન લેતા પ્રેક્ષક બની રહ્યા. હમીદખાન અને રુસ્તમઅલીખાન

એકબીજા સામે લડયા, જેના અંતે હમીદખાનને કંથાજીનું શરણું લેવાની ફરજ પડી હતી નડિયાદ પાસે વસો આગળ થયેલી લડાઈમાં (ફેબ્રુઆરી ૧૦, ૧૭૨૫) રુસ્તમઅલીખાન માર્યો ગયો. વિજેતા બનેલા હમીદખાને કંથાજી અને પિલાજી-રાવને યોગ્ય બદલો આપ્યો. જે કરાર થયા તે અનુસાર મહી નદીની ઉત્તરે આવેલાં પરગણાઓની ચોથ કંથાજીને અને મહી નદીની દક્ષિણે આવેલા પરગણાઓની ચોથ પિલાજીરાવને આપવામાં આવી આ કરારથી ગુજરાતમાં મુઘલ સત્તાને ભયંકર ફટકો પડ્યો. આ પછી હમીદખાને અમદાવાદ પર પોતાનો કાબૂ જમાવી દીધો. બીજી બાજુ મરાઠાઓએ પોતપોતાના અધિકાર નીચેના પ્રદેશોમાં ઘૂમી વળી લૂંટફાટ ચલાવી અને ખંડણી ઉઘરાવી.

આ બધા સમાચાર દિલ્હી પહોંચતાં મુઘલ બાદશાહે સરબુલંદખાનને ગુજરાત મોકલ્યો. એણે આવી, સફદરખાન બાબી અને જોધપુરના મહારાજા અભયસિંહ સાથે સંગઠન કરી મરાઠાઓને પહેલાં સોજિત્રા અને પછી કપડવંજ ખાતે હરાવ્યા. મરાઠાઓના પક્ષમાં હમીદખાન પિલાજીરાવ અને કંથાજી કદમ હતા. આ સમયે પરિસ્થિતિ એવી ગંભીર બની હતી કે મરાઠાઓને ગુજરાતમાંથી નીકળી જવું પડશે એવું લાગતું હતું, પરંતુ આ અરસામાં જ પેશવાના લશ્કરોએ ઉત્તર ગુજરાતમાં ઈડર બાજુથી પ્રવેશ કરી, વડનગર પહોંચી ત્યાં લૂંટફાટ કરી અને એ સમૃદ્ધ નગરને બરબાદ કર્યું.[૧૧]

સરબુલંદખાન ગુજરાતમાં લગભગ પાંચ વર્ષ (૧૭૨૬–૩૦) રહ્યો, પણ એ ગુજરાતમાંથી મરાઠાઓને હાંકી કાઢવાની એની મુખ્ય કામગીરી પાર પાડી શક્યો નહિ, ઊલટું, એમની સાથે સમાધાન કરવું પડ્યું. ૧૭૨૬ માં એણે કંથાજીને અમદાવાદ અને હવેલી પરગણા સિવાય મહી નદીની ઉત્તરે આવેલાં તમામ પરગણાઓની ચોથ આપવા કરાર કરી આપ્યો

આ સમયે શાહુ રાજાના દરબારમાં પેશવા બાજીરાવ પહેલો સેનાપતિ દાભાડેનો કટ્ટો હરીફ બન્યો હતો અને એની મહેચ્છા સેનાપતિની પ્રતિષ્ઠાને ધૂળમાં મેળવી દઈ ગુજરાતની મબલક આવક આપતો ચોથનો અધિકારપોતાને માટે લઈ લેવાની હતી, તેથી એ પ્રમાણે પેરવી કરી રહ્યો હતો ૧૭૨૬ માં જ એણે પોતાના પ્રતિનિધિ ઉદાજી પવારને માળવામાંથી ગુજરાતમાં મોકલ્યો, પણ પિલાજીરાવે અને કંથાજીએ સંયુક્ત બની એને ગુજરાત છોડી જવા ફરજ પાડી. આ વખતે કંથાજીના દત્તક પુત્ર કૃષ્ણે પાવાગઢનો કિલ્લો કબજે કર્યો અને ત્યાં પોતાનું મથક સ્થાપ્યું.[૧૨] બીજા વર્ષે પેશવાએ પોતાના ભાઈ ચિમણાજીને

ગુજરાતમા મોકલ્યો ચિમણાજીએ ચોથ માટે વાટાઘાટો ચલાવી, પણ એની શરતો નક્કી થઈ શકી નહિ[13] ૧૭૨૯ મા ચિમણાજી ફરી ગુજરાતમા આવ્યો અને કંથાજીના લશ્કર પાસેથી પાવાગઢ જીતી લઈ (૧૭૩૦), એણે પેટલાદ ખંભાત અને ધોળકા જઈ લૂંટફાટ કરી.

ગુજરાતનો સૂબેદાર સરબુલંદખાન મરાઠાઓના આક્રમણોનો સામનો કરવા અસમર્થ બની ગયો હતો દિલ્હી તરફથી પણ કાંઈ મદદ આવતી ન હતી. એક બાજુથી પેશવાનો, તો બીજી બાજુએ પિલાજીરાવ અને કંથાજીનો ઉપદ્રવ વધતો જતો હતો, સેનાપતિ દાભાડેના પ્રતિનિધિઓ(કંથાજી અને પિલાજી-રાવ)ના વર્ષે વર્ષે થતાં આક્રમણ ખાળવા માટે પેશવા સાથે-કરાર કરવાનુ યોગ્ય માની એણે પેશવા સાથે વિધિસર કરાર કર્યા (માર્ચ ૨૩, ૧૭૩૦) આ કરારથી એણે પેશવાને જમીન અને બંદરી જકાતોના આખા મહેસૂલ પર સરદેશમુખી આપી; એમાંથી માત્ર સુરત અને સુરત જિલ્લાને બાકાત રાખવામાં આવ્યા. વળી ઉપરની મહેસૂલી આવકમાંથી ચોથ અને અમદાવાદના મહેસૂલમાંથી પાચ ટકા કર આપવાનુ સ્વીકાર્યું. આના બદલામા પેશવા પોતાનુ ૨૫૦૦ જેટલુ હયદળ ગુજરાતમા રાખે, ખંડણીની વસૂલાત સરળતાથી અને રંજાડ કર્યા વગર કરે, અને ગુજરાતમા મુઘલ સત્તા ટકાવી રાખવા છત્રપતિ શાહુ (એટલે કે પિલાજીરાવ જેવા મરાઠા સરદારો) ગુજરાતની બંડખોર પ્રજા ( અર્થાત્ દેસાઈઓ, જમીનદારો વગેરે )ને મદદ આપે તો પેશવા એને અટકાવશે એવી કબૂલાત કરવામા આવી. ૧૭૩૦ નો આ કરાર, ૧૭૨૬ થી ૧૭૨૯ દરમ્યાન મરાઠાઓ (પેશવા કે દાભાડે, કંથાજી, પિલાજીરાવ વગેરે) સાથે થયેલી સમજૂતીઓ તેમ કરારો,[14] જેનો અમલ કરવામા આવ્યો ન હતો, તેના અંતરૂપે હતો. આ જ કરારથી એક વર્ષ બાદ સેનાપતિ દાભાડે અને પેશવા વચ્ચે ગુજરાતમા સશસ્ત્ર અથડામણો થઈ હતી.

૧૮ મી સદીના પૂર્વાર્ધમા સૌરાષ્ટ્ર વિસ્તારની રાજકીય પરિસ્થિતિ ભારે અંધાધૂંધી-ભરી હતી. ત્યાના નાનામોટા રાજાઓ સરદારો વગેરે એકબીજા સામે અને વિશેષ કરીને પડોશી રાજ્યસત્તાઓ સામે સતત સંઘર્ષમા રહેતા. નબળા પડોશી રાજ્યનુ મહેસૂલ જેટલુ બને તેટલુ પડાવી લેવા માટે બળવાન પડોશી રાજ્ય હંમેશા તૈયાર રહેતુ અને અસહાય પ્રજા પાસેથી એમનુ રક્ષણ કરવાના બહાને ખંડણી ઉઘરાવી લેતુ આવી પરિસ્થિતિમા દામાજીરાવે સૌરાષ્ટ્રમા ઘણી ચડાઈ કરી. મુઘલોની જેમ મુલુકગીરી દ્વારા લોકો પાસેથી ખંડણી ઉઘરાવી. દામાજીરાવે ૧૭૩૦ના અરસામાં સૌરાષ્ટ્રમા પ્રવેશ કર્યો ત્યારે અમરેલી નગર પર ત્રણ પક્ષોનો જેબલિયા જૂથના કાઠીઓ, કેટલાક સૈયદો અને જૂનાગઢના ફોજ-

દારોનો અંકુશ હતો દામાજીરાવે અમરેલી પર નાખેલી ખંડણીનો ભાગ, જે કાઠીઓના હિસ્સે આવતો હતો તે, તેઓ ભરી ન શકવાથી તેઓની જમીન સોંપી દેવા એમને દામાજીરાવે ફરજ પાડી. એવી જ રીતે સૈયદો પાસેથી પણ જમીન પડાવી લીધી. પાછળના સમયમાં જૂનાગઢના ફોજદારનો અંકુશ પણ નાબૂદ કરવામાં આવ્યો. આ સમયે લાઠીના ઠાકોરે પોતાની દીકરી દામાજીરાવ સાથે પરણાવી અને દહેજમાં ચભારિયા અને એની નજીક આવેલાં બીજાં ૭ ગામ આપ્યાં ચભારિયા ગામને પોતાના નામ ઉપરથી દામનગર' નામ આપવામાં આવ્યું. સમય જતાં આ વિસ્તારમાં ગાયકવાડી સત્તા દૃઢ બની.

સરબુલંદખાનના અનુગામી સૂબેદાર મહારાજા અભયસિંહ ગુજરાતમાં મરાઠાઓને આવતા અટકાવવા માટે અને એમની લૂંટફાટની પ્રવૃત્તિઓને ડામી દેવા માટે વિવિધ માર્ગો અપનાવતા રહ્યા, પરંતુ છેવટે તેઓ સદંતર નિષ્ફળ ગયા.

અભયસિંહના સમયમાં સેનાપતિ ખંડેરાવ દાભાડેની વિધવા ઉમાબાઈએ પણ વિશાળ લશ્કર સાથે આવીને અમદાવાદને ભયમાં મૂક્યું હતું, જેમાં મોટી રકમ આપીને ઉમાબાઈને વિદાય આપવી પડી હતી. પોતાની કામગીરીમાં મળેલી નિરાશાથી અને દિલ્હી તરફથી કોઈ મદદ ન મળતી હોવાથી મહારાજા અભયસિંહે છેવટે ગુજરાત છોડયું અને એનો હવાલો રતનસિંહ ભંડારીને સોંપ્યો.

બાજીરાવના ભાઈ ચિમણાજીએ સરબુલંદખાન સાથે કરેલા કરારથી સતારા દરબારમાં ખરાબ પ્રત્યાઘાત પડયા હમીદખાનના સમયથી સેનાપતિ દાભાડે અને એના મદદનીશો બાંડે તથા ગાયકવાડને મહી નદીની ઉત્તરે અને દક્ષિણે આવેલા પરગણાંઓમાં ચોથ ઉઘરાવવાના અધિકાર અપાયેલા હતા, આથી ત્ર્યંબકરાવ દાભાડે અને પેશવા વચ્ચે ઉગ્ર મતભેદ સર્જાયા. પેશવા પોતાની સિદ્ધિમાં મક્કમ રહ્યો દાભાડેને લાગ્યું કે પોતાને હવે સતારાના દરબારમાં ન્યાય મળશે નહિ તેથી એણે નિઝામ સાથે બાજીરાવ સામે મોરચો ઊભો કર્યો બાજીરાવની સર્વોપરિ સત્તા જેમને ખૂંચતી હતી તેવા અસંતુષ્ટ મરાઠા સરદારો પિલાજીરાવ, કંથાજી બાંડે, ઉદાજી પવાર, કાન્હોજી ભોસલે વગેરે દાભાડેના પક્ષે જોડાયા ત્ર્યંબકરાવે નિઝામ સાથે કરેલા સહયોગથી રોષે ભરાયેલા રાજા શાહુએ એને પોતાની સમક્ષ હાજર કરવા પેશવાને જણાવ્યું. એનો હેતુ દાભાડેને સમજાવટ દ્વારા પોતાના પક્ષે લાવવાનો હતો[૧૫] દાભાડેનો મક્કમતાપૂર્વક સામનો કરવા બાજીરાવ ગુજરાતમાં આવ્યો અને મહારાજા અભયસિંહનો સહકાર મેળવ્યો.[૧૬] એના અને દાભાડે વચ્ચે ભીલાપુર (ડભોઈ તાલુકો, જિ વડોદરા) ગામે મોટી લડાઈ થઈ (એપ્રિલ ૧, ૧૭૩૧) તેમાં ત્ર્યંબકરાવ દગાબાજીના કારણે માર્યો ગયો[૧૭] અને

ઘવાયેલો પિલાજીરાવ મહામુશ્કેલીએ મેદાન છોડી જઈ શક્યો. પેશવાને આ લડાઈમા જ્વલંત વિજય મળ્યો.

ત્ર્યબકરાવનો સેનાપતિનો હોદ્દો એના સગીર પુત્ર યશવંતરાવને આપવામા આવ્યો અને એના મુતાલિક અથવા નાયબ તરીકે પિલાજીરાવને નીમવામા આવ્યો અને એને 'સેના–ખાસ–ખેલ'નો ખિતાબ આપવામા આવ્યો. ગુજરાતની બધી જ મહેસૂલી આવકની વ્યવસ્થા યશવંતરાવવતી પિલાજીરાવ કરતો હતો. આ જવાબદારી પિલાજીરાવની હત્યા (માર્ચ, ૧૭૩૨) પછી એના પુત્ર દામાજીરાવે, ૧૭૫૩ મા ઉમાબાઈનું અવસાન થતાં સુધી, વફાદારીપૂર્વક સભાળી હતી

મહારાજા અભયસિંહને પિલાજીરાવ સામે ભારે નિષ્ફળતા મળી હતી. પિલાજીરાવે તાજેતરમા વડોદરા અને ડભોઈ મેળવ્યા હતા. એ ખંડણી ઉઘરાવવા ડાકોર(ઠાસરા તાલુકો–ખેડા જિલ્લો)માં આવ્યો ત્યારે એની સાથે વાટાઘાટો કરવાના બહાને કાવતરું રચી અભયસિંહે પોતાના પ્રતિનિધિઓ દ્વારા પિલાજીરાવની હત્યા કરાવી[૧૮] પિલાજીરાવની અંતિમ ક્રિયા સાવલી(જિ. વડોદરા)મા કરવામાં આવી, જ્યા એમનુ સ્મારક કરવામા આવ્યુ. પિલાજીરાવની હત્યા કરાવ્યા બાદ અભયસિંહે વડોદરા કબજે કર્યું અને એ શેરખાન બાબીને સોપ્યુ, એમ છતા ગાયકવાડના લશ્કર તાબાનું ડભોઈ કબજે કરવામાં એ અસફળ રહ્યો

પિલાજીરાવ પછી એના પુત્ર દામાજીરાવ (૨ જાએ) પિતાની જગ્યા સંભાળી લઈ ગુજરાતનો વહીવટ લગભગ ૩૬ વર્ષ (૧૭૩૨–૬૮) ચલાવ્યો. એ દરમ્યાન એણે ગુજરાતમાં ગાયકવાડના સર્વોપરિ સત્તાવાળા રાજ્યની સ્થાપના કરી. ૧૭૩૩ મા ઉમાબાઈએ કંથાજી બાંડે અને ગાયકવાડને સાથે રાખીને મોટી લશ્કરી ચડાઈ કરી અમદાવાદને ભયમા મૂક્યુ. મહારાજા અભયસિંહ એનો સામનો કરવામા નિષ્ફળ જતાં ગુજરાતની ચોથ અને સરદેશમુખી અને ૮૦,૦૦૦ રૂપિયાનુ વચન આપી સમાધાન કર્યું.

દામાજીરાવ શેરખાન બાબી પાસેથી વડોદરા પાછુ મેળવવા ખૂબ આતુર હતો ૧૭૩૪ મા જ્યારે શેરખાન પોતાની બાલાસિનોર(પંચમહાલ જિલ્લો)ની જાગીરમાં હતો ત્યારે પિલાજીરાવે વડોદરા નજીક આવેલ પાદરાના પોતાના જૂના મિત્ર દેસાઈની મદદથી એ કબજે કર્યું.[૧૯] અભયસિંહનો નાયબ રતનસિંહ ભંડારી અને ખંભાતનો મોમીનખાન વડોદરાને બચાવી શકવામાં મોડા પડયા. એ સમયથી ૧૯૪૯ સુધી વડોદરા ગાયકવાડોના કબજામા રહ્યું ઉપર જોયા પ્રમાણે

ઉમાબાઈએ દામાજીરાવને મહી નદીના ઉત્તરે આવેલાં પોતાના ભાગના પરગણાઓની (કંથાજીનાં પરગણાઓને બાદ કરતાં) ચોથ ઉઘરાવવાની કામગીરી સોંપી હતી. દામાજીરાવે એ કામ પોતાના નાયબ રંગોજીને સોંપ્યું આ સમયે કંથાજી પેશવા પક્ષે જતો રહ્યો હતો. ૧૭૩૫ માં વીરમગામમાંથી મુઘલોની સત્તા દૂર કરી દામાજીરાવે એ જીતી લીધું. આમાં એને એ પરગણાના દેસાઈ ભાવસિંહે ઘણી મદદ કરી હતી સૌરાષ્ટ્રના પ્રવેશદ્વાર સમું આ પ્રાચીન નગર મુઘલોએ કાયમ માટે ગુમાવ્યું. આ વર્ષે જ મરાઠાઓએ કપડવંજ (ખેડા જિલ્લો) પર કબજો જમાવી દીધો હતો.

આમ જણાશે કે ૧૭૦૬ માં થયેલ ધનાજી જાદવના પ્રથમ આક્રમણથી માંડીને ૧૭૩૫ સુધીમાં ગુજરાતમાં મરાઠાઓની સત્તાનું વિસ્તરણ ઉત્તર ગુજરાત સુધી થઈ ગયું હતું અને સૌરાષ્ટ્રમાં એમના ખંડણીના હક્ક સ્થપાઈ ગયા હતા. આમ છતાં ગુજરાતમાં મુઘલોના શાસનનો અંત ન આવ્યો, કારણ કે અમદાવાદ પર એમની પકડ મજબૂત હતી. એ રક્ષણાત્મક દીવાલો ગઢ વગેરેથી સંરક્ષાયેલું હતું. આ ઉપરાંત ભરૂચ સુરત અને ખંભાત જેવાં મહત્ત્વના બંદર એમના તાબામાં હતાં. ૧૭૩૬ માં મહારાજા અભયસિંહના નાયબ રતનસિંહ ભંડારી સામે ખટપટો શરૂ થઈ. એનું શાસન જુલમી હોવાથી ખંભાતના ફોજદાર મોમીનખાને સૂબેદાર-પદ પોતાને મળે એવી ખટપટો દિલ્હી દરબારમાં કરતાં એમાં એ સફળ થયો રતન-સિંહ પાસેથી અમદાવાદનો કબજો મેળવવા મોમીનખાને મરાઠાઓની મદદ લેવા વિચાર્યું પૂરતી લશ્કરી મદદના બદલામાં એણે દામાજીરાવને ગુજરાત પ્રાંતનું અડધું મહેસૂલ આપવાનો કરાર કર્યો. એમાંથી અમદાવાદ શહેર, હવેલી (પરગણું), ખંભાત નગર અને ખંભાતના બંદરી મહેસૂલને બાકાત રાખવામાં આવ્યાં. ટૂંક સમયમાં મોમીનખાન તથા જવાંમર્દખાનના અને દામાજીરાવ વતી રંગોજીના લશ્કરોએ અમદાવાદને ઘેરો ઘાલ્યો આ ઘેરો નવ મહિના (ઑગસ્ટ ૧૭૩૬ થી મે ૧૭૩૭) સુધી ચાલ્યો દરમ્યાનમાં દામાજીરાવ પણ જાતે આવ્યો રતનસિંહે દામાજીરાવને પોતાના પક્ષે લેવા પ્રલોભન કરતી શરતો મોકલાવી તેમાં સમગ્ર પ્રાંતનું (અમદાવાદ, હવેલી પરગણું અને ખંભાત સહિત) મહેસૂલ આપવાની દરખાસ્ત હતી. દામાજીરાવે આનો બરાબર લાભ ઉઠાવ્યો. એણે મોમીનખાનને આ દરખાસ્તોની જાણ કરી. દામાજીરાવની મિત્રતા જાળવી રાખવા પોતે ઉપરની શરતોનો સ્વીકાર કરે છે એમ મોમીનખાને દર્શાવ્યું વધુમાં એણે વીરમગામ પરના અવિભાજિત અંકુશ સંબંધી પોતાનો અડધા ભાગનો હક્ક જતો કરવાની શરતે એના બદલામાં ખંભાતની અડધી મહેસૂલી આવક માગી. દામાજીરાવે મોમીન-

ખાનની આ શરતોનો સ્વીકાર કર્યો[૨૦] આમ ગુજરાતના સૂબેદાર બનવાની મહેચ્છા રાખતા મોમીનખાને મોટો ભાગ આપ્યો, જેનાથી ગુજરાતમા ક્ષીણ બનતી જતી મુઘલ સત્તાને પ્રાણઘાતક ફટકો પડયો દિલ્હી તરફથી હુકમો સિવાય લશ્કરી મદદ કે નાણાકીય સહાય ન આવતા અને ચોમાસુ નજીક આવતું જોઈ તેમજ ઘેરો વધુ મજબૂત બન્યો હોવાથી વસ્તુઓની તંગી પ્રવર્તતા છેવટે રતનસિંહ ભંડારીએ મોમીનખાન સાથે વાટાઘાટો કરી, એ મુજબ એણે એક લાખ રૂપિયા અને પોતાની ફોજ તથા માલસામાન લઈ અમદાવાદ છોડયુ (મે ૨૫, ૧૭૩૭). શરત મુજબ મોમીનખાને અને દામાજીગવ વતી રંગોજીએ પોતે પોતાના અડધા ભાગ જેટલા અમદાવાદ પર કબજો સ્થાપી દીધો.[૨૧] રતનસિંહની વિદાય પછી વિજેતા બનેલો મોમીનખાન હકીકતમા અને કાયદેસર ગુજરાતનો સૂબેદાર બન્યો. ૧૭૩૭ થી ૧૭૫૩ સુધી અમદાવાદમા મુઘલો અને મરાઠાઓનું દ્વિશાસન ચાલ્યું તેમા અમદાવાદનુ મહેસૂલ જ નહિ, પણ વહીવટીતંત્ર પણ સરખા હિસ્સે બંને વચ્ચે વહેચાયું હતુ. અમદાવાદનો દક્ષિણનો અડધો ભાગ અને ૭ દરવાજા (રાયખડ, નદી પરનો ખાનજહાંન, જમાલપુર, દક્ષિણ તરફનો બંધ દરવાજો, આસ્ટોડિયા અને રાયપુર) પરનો અંકુશ રંગોજીને સોપવામા આવ્યો હતો. બંને પક્ષો વચ્ચે સંયુક્ત વહીવટના કારણે નાનામોટા ઝઘડા થતા, પરંતુ એનું સમાધાન થઈ જતુ અને મોમીનખાન જીવ્યો (ઈ સ. ૧૭૪૩) ત્યા સુધી બંને વચ્ચે સુખદ સંબંધ જળવાઈ રહ્યા હતા.

૧૭૩૮–૩૯ના સમયમાં જ્યારે અમદાવાદ પર દ્વિશાસન સ્થપાઈ ચૂકયુ હતુ ત્યારે પેશવા બાજીરાવ પહેલા અને એના ભાઈઓએ, ઉત્તર કોકણ અને દક્ષિણ ગુજરાતના દરિયાકાઠાના જિલ્લાઓમાં આવેલા ફિરંગી પ્રદેશ લઈ લીધા હતા. એમા સાલસેટ ટાપુ, વસઈ અને દમણની હકૂમતવાળા મોટા ભાગના વિસ્તારનો સમાવેશ થતો હતો

૧૭૪૦ મા વીરમગામમાંથી મરાઠાઓને હાકી કાઢવાનો પ્રયાસ ત્યાંના ભાવસિંહ દેસાઈએ કર્યો, પરંતુ સમાધાન કરવાની ફરજ પડી હતી. એ અનુસાર કચ્છની સાથે જોડાયેલા થોડા ગામડા ભાવસિંહને આપવામાં આવ્યા[૨૨]

એના બદલામા વીરમગામ નગર અને પરગણા પરનો બાકીનો ભાગ મરાઠાઓને સોપવામા આવ્યો. ૧૭૪૧ મા દામાજીરાવે ભરૂચનો કિલ્લો અને નગર જે નિઝામ–ઉલ–મુલ્કની જાગીર તરીકે હતા તે, જીતી લેવા ઘેરો ઘાલ્યો. નિઝામે એની સાથે સમાધાન કરવાની તૈયારી બતાવતાં દામાજીરાવને ભરૂચની મહેસૂલી અને બંદરની જકાતી આવકનો ૩/૫ ભાગ તથા જંબુસર દહેજ બારા

અને કોરલ પરગણાનું અડધું મહેસૂલ આપવામાં આવ્યું. પાછળથી સુધારો કરવામાં આવતાં ૨/૩ ભાગ જેટલું મહેસૂલ કરવામાં આવ્યું હતું

૧૭૪૩ માં મોમીનખાનનું અવસાન થતાં મુઘલ બાદશાહે નવા સૂબેદારની નિમણૂક ન થાય ત્યાંસુધી સ્વર્ગસ્થ મોમીનખાનના ભાણેજ ફિદાઉદ્દીનખાન અને મોમીનખાનના પુત્ર મુફતખીરખાનને સંયુક્ત રહી વહીવટ ચલાવવાનો હુકમ કર્યો. આ વખતે આનંદરાવ નામના હિંદુએ રંગોજી સાથે મળી જઈ રંગોજી સમગ્ર અમદાવાદ પર કબજો જમાવી લે એ માટે ખટપટો કરી, પરંતુ એમ કરવા જતાં આનંદરાવને બૂરી હાલત ભગવું પડયું અને રંગોજીને શેરખાન બાબીના ચોકીપહેરા નીચે કેદી બનવું પડયું એ સ્થિતિમાં રંગોજીને વીરમગામ અને બોરસદના કિલ્લા મુઘલોને સોંપી દેવા ફરજ પડી. રંગોજીને કેદ પકડી એની પાસેથી દસ લાખથી ઓછી નહિ તેવી રકમ અમદાવાદના સૂબેદારે (ફિદાઉદ્દીને) માગી છે એવો પત્ર (મે ૩૧, ૧૭૪૩) ખંભાતની અંગ્રેજ કોઠી તરફથી સુરતના જેમ્સ હોપને લખાયો હતો. તેમાં એ કાર્યનો બદલો દામાજીરાવ 'મુર' (અંગ્રેજ) લોકો પર સખતાઈ અને વાતકીપણે લેશે એવો ભય બતાવવામાં આવ્યો હતો.[૨૩]

થોડા વખત પછી પાટણના જવામર્દખાન બાબીએ કુનેહથી ગુજરાતની સૂબેદારી પોતાને હાથ કરી લેતાં સર્જાયેલી અવ્યવસ્થાનો લાભ લઈ રંગોજી શેરખાનની પકડમાંથી છૂટી જઈ પોતાના ગઢ બોરસદમાં જઈ પહોંચ્યો. ફિદાઉદ્દીનને પત્ર લખી તાજેતરમાં દામાજીરાવની માલમિલકત લૂંટવા અને અન્ય નુકસાન કરવા બદલ બે લાખ રૂપિયાની માગણી ધમકી સાથે મૂકી. આ સમયે જ જવામર્દખાને નવા સૂબેદાર તરીકે સત્તા હાથમાં લઈ લીધી આ અરસામાં દામાજીરાવનો ભાઈ ખંડેરાવ બોરસદ આવ્યો. રંગોજી અને ખંડેરાવે ભેગા મળીને પેટલાદને ઘેરો ઘાલ્યો અને મુઘલ ફોજદાર પાસેથી એ લઈ લીધું. નવ મહિના બાદ રંગોજીએ જવામર્દખાન પાસેથી એ વિધિસર લઈ લીધું

૧૭૪૩ થી અમદાવાદ, સુરત અને ખંભાતના સ્થાનિક મુસ્લિમ ઉમરાવોમાં સત્તા માટેની સાઠમારી અને શત્રુઓ એમાં પણ વિશેષ કરીને મરાઠાઓ સાથે કરવામાં આવતા કામચલાઉ જોડાણ અને જુદા પડવાની તથા ભંગાણ પડવાની પ્રક્રિયા ચાલુ રહી

૧૭૪૯ માં સતારામાં રાજા શાહુનું અવસાન થયું અને ત્યાં તારાબાઈ અને પેશવા બાલાજીરાવ વચ્ચે ભારે સંઘર્ષ જામ્યો. ૧૭૫૧ માં પેશવાએ યશવંતરાવ દાભાડે પાસે ગુજરાતના અડધા પ્રદેશોની માગણી કરી, પરંતુ દાભાડેના મુતાલિક તરીકે દામાજીરાવે એને નકારી કાઢી. આ સમયે તારાબાઈએ દામાજીરાવને

ખણમા પોતાની મદદે બોલાવતાં એ ત્યાં ગયો. પેશવા સાથેની પહેલી લડાઈમા એ જીત્યો, પરંતુ બીજી લડાઈમાં એની હાર થઈ. પેશવાએ એને પૂનામા કેદ કરીને ગુજરાતની ખંડણીની અડધી રકમ તથા એના મોટા ભાગના પ્રદેશ આપવા જણાવ્યુ, પણ દામાજીરાવે સ્પષ્ટ જણાવ્યુ કે ગુજરાત એ સેનાપતિ દાભાડેનુ એટલે કે ઉમાબાઈ દાભાડેનું છે અને હુ તો એનો નોકર (મુતાલિક) છુ, તેથી કંઈ પણ આપી શકાય નહિ [24] દામાજીરાવના કારભારીએ એને કેદમાથી છોડાવવાનો પ્રયાસ કર્યો, પણ એ નિષ્ફળ જતા પેશવાએ દામાજીરાવને વધુ કડક ચોકીપહેરા નીચે રાખ્યો. આવી સ્થિતિમા દામાજીરાવ લગભગ દસ મહિના રહ્યો એણે સમગ્ર પરિસ્થિતિનો તાગ મેળવી લીધો. એને થયુ કે ગુજરાતમા એની હાજરીની ઘણી જરૂર છે, તેથી પેશવાની શરતોનો સ્વીકાર કર્યો ( માર્ચ ૩૦, ૧૭૫૨). બને વચ્ચે થયેલી શરતો ટૂંકમા આવી હતી . (૧) ગુજરાત પરનો સેનાપતિ દાભાડેનો હક્કદાવો સંપૂર્ણપણે છોડી દેવામા આવ્યો, (૨) ગુજરાતમા માત્ર એક જ મરાઠા પ્રતિનિધિ તરીકે દામાજીરાવ ગાયકવાડ રહે અને એ 'સેના-ખાસ-ખેલ'નુ બિરુદ ભોગવે, (૩) દામાજીરાવ ગુજરાતના અડધા પ્રદેશ આપવાનુ સ્વીકારે અને ભવિષ્યમાં જે કાંઈ પ્રદેશો જીતી લેવામાં આવે તેનો પણ અડધો ભાગ પેશવાને આપે, (૪) ખંડણીની ચડેલી રકમ તરીકે ૧૫ લાખ રૂપિયા દામાજીરાવે પેશવાને આપવા, (૫) પેશવાને જ્યારે જરૂર પડે ત્યારે દસ હજાર ઘોડેસવાર ફાળથી દામાજીરાવે વફાદારીપૂર્વક મદદ આપવી, અને (૬) સેનાપતિના નિભાવખર્ચ માટે પણ વાર્ષિક અમુક રકમ આપવી એવુ નક્કી થયુ. આમ પ્રદેશો અને રકમની દૃષ્ટિએ જોઈએ તો પેશવા અને ગાયકવાડ દરેકને વાર્ષિક આવક રૂપિયા પચાસ લાખની મળે એવી રીતે વિભાજન થયુ હતુ [25] તારાબાઈને પણ આ કરાર પાછળથી કબૂલ રાખવો પડ્યો હતો.

પેશવા અને દામાજીરાવ વચ્ચે જે પ્રદેશોની વહેચણી થઈ તેમાં અમદાવાદ અને સુરત જેવા શહેર પણ વહેંચી લેવામા આવ્યા હતા ભરૂચ અને એના પરગણાનું મહેસૂલ ગાયકવાડને અને જંબુસર તથા ફહેજબારા પેશવાને મળે એવુ નક્કી થયુ હતુ. સૌરાષ્ટ્રને પણ મહેસૂલ ઉઘરાવવા માટે ધ્યાનમા રાખવામાં આવ્યુ હતું સોરઠ ગોહિલવાડ હાલાર અને ઝાલાવાડ મહાલોમા મુલુકગીરી માટે ચડાઈઓ મોકલવાનો હક્ક સ્વીકારવામાં આવ્યો અને બંનેનાં લશ્કર કયા પ્રદેશમા જાય એ પણ નક્કી કરવામા આવ્યુ હતુ માગરોળ-(સોરઠ) ૧૭૩૭ થી ૧૭૪૯ સુધી મરાઠાઓના કબજા નીચે હતુ એ પછી ત્યા કાજી-શેખનુ શાસન સ્થપાયુ હતુ [26] એટલે એ વહેચણીમાંથી બાકાત રહ્યુ હતુ.

સૌરાષ્ટ્રમા રાજ્ય કરતા અનેક નાનામોટા રાજાઓ સરદારો વગેરે માટે આ ફેરફાર મુઘલ અધીનતાને સ્થાને મરાઠાઓનુ વર્ચસ સ્વીકારવાનો અને એમની સત્તાનો સ્વીકાર કરી એમને ખડણી આપવા જેવો હતો આમ ગુજરાત અગે પેશવાએ દામાજીરાવ પાસેથી મેળવેલા અધિકારો અને હક્કો, ૧૮૧૭માં પૂનાની સધિ થતાં સુધી, એની પાસે રહ્યા. એ સધિમાં પ્રસ્તુત અધિકારો અને હક્કની વહેચણી અગ્રેજ સરકાર અને ગાયકવાડ વચ્ચે કરવામા આવી હતી

૧૭૫૨ ના ઉપર્યુક્ત કરાર બાદ પેશવા બાલાજી બાજીરાવનો નાનો ભાઈ રઘુનાથરાવ, જે મરાઠા ઇતિહાસમા રાઘોબાના નામથી પ્રખ્યાત બન્યો તે, એના પ્રથમ પ્રતિનિધિ તરીકે ગુજરાતમાં આવ્યો. એ ૧૭૮૩ સુધી ગુજરાતના રાજકારણમા ગાઢ રીતે ભાગ લેતો રહ્યો પોતાનો છુટકારો થયા બાદ દામાજીરાવ પણ ગુજરાતમા આવ્યો

ગુજરાતમા આવેલા રઘુનાથરાવ અને દામાજીરાવે સયુક્ત બની અમદાવાદ જીતી લેવા વિચાર્યું જે સમયે જવામર્દખાન સાબરકાંઠા અને બનાસકાંઠાના જિલ્લાઓમા આવેલા પરગણામાથી ખંડણી વસૂલ કરી રહ્યો હતો તે સમયે રઘુનાથરાવ અને દામાજીરાવે અમદાવાદને ઉત્તર પૂર્વ અને દક્ષિણ બાજુઓથી ઘેરી લીધુ. જવામર્દખાને તુરત જ અમદાવાદ પહોંચી રક્ષણ-વ્યવસ્થા કરી, પણ એમાં એને સફળતા મળી નહિ જવામર્દખાનને મરાઠાઓ સાથે સંધિ કરવી પડી (માર્ચ ૩૦, ૧૭૫૩), એ મુજબ પાટણ શહેર અને બીજા દસ મહાલ—પાટણ વડનગર વિજાપુર વીસલનગર થરાદ ખેરાળુ સમી મુજપુર રાધનપુર અને ચરવાડાને જવામર્દખાનની જાગીર તરીકે સ્વીકારવામા આવ્યા ત્યાં કોઈ પણ મરાઠા લશ્કરને જવાનો કે પેશવાના પ્રતિનિધિને ઘાસ અને ખોરાકી માગવાનો અધિકાર રહેશે નહિ એમ કબૂલવામા આવ્યુ. એના બદલામા જવામર્દખાન અમદાવાદ છોડી પોતાની જાગીરમાં જતો રહે એમ નક્કી થયુ. અત્રે એ નોંધવુ જોઈએ કે આવી બાંહેધરીઓ આપી હોવા છતા દામાજીરાવ ગાયકવાડે દસ વર્ષ બાદ જવામર્દખાનના પુત્રો પાસેથી રાધનપુર અને સમી સિવાયના બધા મહાલ લઈ લીધા હતા.

જવામર્દખાને ભદ્રનો દુર્ગ ખાલી કર્યો (એપ્રિલ ૧, ૧૭૫૩) અને અમદાવાદમાંથી નીકળવાની તૈયારી કરી. મરાઠાઓએ અમદાવાદમાં પ્રવેશ કર્યો (એપ્રિલ ૫, ૧૭૫૩) અને જવામર્દખાન અમદાવાદ છોડી જતો રહ્યો[૨૭] અમદાવાદ કબજે થવાથી ગુજરાતમાં મુઘલ સત્તાનો લગભગ અત આવી ગયો. રાઘોબા

અને દામાજીરાવે અમદાવાદમા પ્રવેશ કર્યો (એપ્રિલ ૭) અને શહેરનુ વહીવટી તંત્ર ગોઠવ્યું. પેશવાનો અધિકાર પ્રથમ વાર જ આ રીતે સ્થપાયો હતો દામાજીરાવનુ સ્થાન બીજી કક્ષાનુ હતુ એણે પોતાના પ્રતિનિધિ તરીકે સેવકરામની નિમણૂક કરી અને પેશવાના પ્રતિનિધિના અધિકાર નીચે શહેરનુ રક્ષણ કરવા માટે લશ્કરી ખર્ચ પેટે દર મહિને ૭ હજાર રૂપિયા આપવાનુ સ્વીકાર્યું.[૨૮] આ વ્યવસ્થા ૧૮૧૭ સુધી ચાલુ રહી હતી [૨૯]

રઘુનાથરાવે અમદાવાદ પર પેશવાનો અંકુશ સ્થાપી દીધો છતાં મુઘલ સત્તા ફક્ત નામ પૂરતી પાચ વર્ષ ટકી રહી. ૧૭૫૬ મા થયેલા ભારે વરસાદના કારણે અમદાવાદની રક્ષણ–દીવાલોમાં ઠેકઠેકાણે ગંભીર નુકસાન થયુ હતુ. એ સમયે રઘુનાથરાવ દિલ્હી તરફ લશ્કરી પ્રવૃત્તિઓમાં રોકાયેલો હતો, અમદાવાદમાં ઝાઝુ લશ્કર પણ ન હતુ આ પરિસ્થિતિનો લાભ ઉઠાવી ખંભાતનો મોમીનખાન અમદાવાદ જીતી લેવા અહીં આવ્યો. અમદાવાદમા રહેલો પેશવાનો પ્રતિનિધિ સદાશિવ દામોદર અને દામાજીરાવનો પ્રતિનિધિ બંને મોમીનખાન સામે ટકી શક્યા નહિ અમદાવાદ ત્રણ વર્ષ સાત મહિના ( એપ્રિલ ૧, ૧૭૫૩ થી ઑક્ટોબર ૧૬, ૧૭૫૬) મરાઠાઓના કબજામા રહ્યા બાદ મુઘલોના હાથમાં પુન: ગયુ.[૩૦]

અમદાવાદ મોમીનખાનના હાથમાં ગયુ તે સમયે ભારતમા પેશવા બાલાજી બાજીરાવ રાજકીય પ્રભુત્વ ધરાવતો હતો. મોમીનખાનની પ્રવૃત્તિઓ અને અમદાવાદના પતનના સમાચાર જાણી એ ભારે રોષે ભરાયો અને શક્તિશાળી લશ્કર સાથે સદાશિવ રામચંદ્રને પૂરા અધિકાર સાથે ગુજરાતમા મોકલ્યો. દામાજીરાવ ગાયકવાડને પણ એને સહકાર આપવા જણાવાયુ સદાશિવરાવે ૧૭૫૭ ના જાન્યુઆરીમાં ગુજરાતમા પ્રવેશ કર્યો તેની સાથે દામાજીરાવ અને પાટણનો જવાંમર્દખાન પણ પોતપોતાના લશ્કર સાથે જોડાયા ત્રણ પક્ષના સંયુક્ત લશ્કરે અમદાવાદને ઘેરો ઘાલ્યો ૧૪ માસના ઘેરા બાદ મોમીનખાન શરણે આવ્યો[૩૧] અને અમદાવાદ મરાઠાઓના કબજામા ફરી આવી ગયુ, ત્યા પેશવાની સર્વોપરિતા સ્થપાઈ, જો કે દામાજીરાવ ગાયકવાડના અમુક અધિકારો અને હક્કો ત્યા ચાલુ રહ્યા હતા. અમદાવાદનો વહીવટ ૧૭૫૮ પછી પેશવા તરફથી મોકલવામા આવતા પ્રતિનિધિ દ્વારા થતો રહ્યો.

## પાદટીપ

૧ G. H Desai and A B Clarke, *Gazetteer of the Baroda State*, Vol I, p. 1

૨ G S Sardesai,, *New History of the Marathas*, Vol. I, p. 151

૩. 'મીરાતે એહમદી', ગ્ર. ૧ (ગુજ અનુ નિઝામખાન પઠાણ), પૃ ૨૬૪-૬૫

૪. W G Forrest, *Selections, Home Series*, Vol I, pp. 248–49, 252

૫. दा ना आपटे, श्री महाराजा सयाजीराव गायकवाड (तिसरे) यांचे चरित्र, खण्ड १, पृ. ५

૬. M S Commissariat, *History of Gujarat*, Vol II, pp 211–12

૭ જુઓ ઉપર, પૃ ૮૮–૮૯

૮ પિલાજરાવને એના કારભારી બમો લિંગદેવે સલાહ આપી હતી કે હવે પોતાના ઉપરી અધિકારીથી સ્વતંત્ર બની જાઓ અને તમારી સ્વતંત્ર સત્તાની સ્થાપના કરો અ. अ चिपळूणकर, अभिनव सयाजी, पृ ३२; आपटे, उपर्युक्त, ग्र १, पृ. ८

૯ *Gazetteer of the Baroda state*, Vol. I, p 438

૧૦ 'મિરાતે અહમદી', (ગુજ અનુ કૃ. મો. ઝવેરી), વો ૨, ખંડ ૧, પૃ ૭૮–૭૯

૧૧ એજન, પૃ ૧૧૧–૧૧૨

૧૨. એજન, પૃ ૧૨૭

૧૩ બને પક્ષો વચ્ચે ૨૦મી ફેબ્રુઆરી ૧૭૨૭ મા કરાર થયો હોવાનુ કહેવામા આવ્યુ છે, પણ પિલાજી અને કથાજીના વિરોધના કારણે એનો અમલ થઈ શક્યો નહિ જુઓ V G Dighe, *Peshwa Baji Rao I and Maratha Expansion*, p. 30 and note

૧૪. વિગતો માટે, જુઓ James Grant Duff, *History of the Mahrattas*, Vol I, (Ed by G P Guha), pp 280–281, and V G Dighe, *op cit*, pp 32–33 and notes

૧૫ G S Sardesai, *op cit*, Vol II, p, 137

૧૬ J H Gense and D. R Banaji, *The Gaikwads of Baroda*, Vol. I, pp 10–11

૧૭ Sardesai, *op. cit.*, Vol II, p. 140, note

૧૮ 'મિરાતે અહમદી', વો. ૨, ખં. ૧, પૃ ૧૭૫–૭૬

૧૯. એજન, ખંડ ૨, પૃ, ૨૦૬–૦૭ ૨૦ એજન, ખંડ ૨, પૃ ૨૭૦-૭૧

૨૧ Gense and Banaji, *op cit.*, Vol I, p. 26

૨૨ પાટડી ચોથા વર્ગનું નાનું રાજ્ય ૧૯૪૮ સુધી અસ્તિત્વમાં રહ્યું હતું.

૨૩. Gense and Banaji, *op cit*, Vol I, p 46

૨૪. Sardesai *op cit*, Vol II, p 324

૨૫. C U Aitchision, *A Collection of Treaties, Engagements and Sanads,* Vol VI, Appendix I

૨૬. *Corpus Inscriptionum Bhavnagari,* pp 50–51

૨૭ Gense and Banaji, *op* cit., Vol I, p 105

૨૮ 'મિરાતે અહમદી', ગ્રં ૨, ખંડ ૩, પૃ ૫૧૩-૧૬

૨૯ B K Boman-Behram, *Rise* of *Municipal Government in the City of Ahmedabad,* p 8

૩૦ Gense and Banaji, *op cit*, Vol I, p. 113

૩૧ *Ibid*, Vol I, p 117

## પ્રકરણ ૬

# રાજ્યતંત્ર

મુઘલ સામ્રાજ્યમાં ઘણા સૂબા (પ્રાંતો) હતા. અકબરના સમયથી એમાં ગુજરાતનો સમાવેશ થયો.

### મુઘલ રાજ્યનું સ્વરૂપ

મુઘલ રાજ્યનું સ્વરૂપ લશ્કરી શાસનનું હતું અને તેથી એ કેંદ્રીય રાજાશાહીનું હતું. મુસ્લિમ પ્રજા માટે એનો રાજા ધર્મ અને રાજ્યનો વડો હતો અને તેથી એ રાજા એમના માટે સામાજિક કાર્યો કરતો, પરંતુ બિન-મુસ્લિમ પ્રજા માટે રાજા માત્ર સલામતી કે રક્ષણ આપવા જેવું કાર્ય કરતો અને મહેસૂલ ઉઘરાવતો. જાહેર શિક્ષણ એ રાજ્યની ફરજ ન હતી મુઘલ સમયમાં સામાજિક કાર્યો રાજ્ય પર નહિ, પણ તે કોમ જાતિ કે સમાજ પર છોડી દેવામાં આવતા.[1]

### ગુજરાત સૂબો અને એના પેટાવિભાગ

મુઘલ સામ્રાજ્ય 'મુઘલ હિંદ' અને 'તાબેદાર રાજ્યો' એવા બે વિસ્તૃત ભાગોમાં વહેંચાયેલું હતું. 'મુઘલ હિંદ'નો વહીવટ સીધો શાહી અથવા કેંદ્રીય સત્તા નીચે હતો, જ્યારે તાબેદાર રાજ્યો જુદી જુદી કક્ષાનું સ્વાતંત્ર્ય ભોગવતા રાજાઓના રાજ્ય હતાં

અકબર શાહે મુઘલ પ્રદેશને ૧૫૯૫ માં બાર સૂબાઓ(પ્રાંતો)માં વહેંચ્યો હતો, સમય જતાં એમાં ખાનદેશ વરાડ અને અહમદનગર જેવા પ્રદેશ ઉમેરાતાં પંદર સૂબા થયા હતા. એ પ્રાંતો દૂર હોવાથી અને તેઓને ગુજરાત કે માળવા સાથે જોડી દેવાનું રાજકીય રીતે પ્રતિકૂળ હોવાથી, તેઓને દખ્ખણના અલગ સૂબા ગણવામાં આવ્યા.

અકબરે જ્યારે ગુજરાત જીત્યું ત્યારે એણે એ સૂબાના વિભાગોની પુનર્‌-વહેંચણી કરી અને સરહદી વિસ્તારોને એના અગાઉના અધિકારક્ષેત્ર સોંપ્યા. આથી એ સૂબામાં તાજના સીધા તાબા નીચે નવ સરકાર હતી: અમદાવાદ પાટણ નાંદોદ વડોદરા ભરૂચ ચાંપાનેર સુરત ગોધરા અને સોરઠ એમાં બધા મળી ૧૯૮ પરગણાં અને ૧૩ બંદર હતાં.[2] ઔરંગઝેબના સમયમાં ૧૬૬૧ માં નવાનગર ખાલસા થતાં સીધા વહીવટ નીચેની સરકારોની સંખ્યા દસ થઈ.[3] એ સમયે ખંડિયા

રાજ્ય છ હતા ડુંગરપુર, વાંસવાડા, સુંથ (રેવાકાંઠામાં), સિરોહી, કચ્છ અને રામનગર (ધરમપુર).[૪] તેઓને એમના મૂળ પ્રદેશ પાછા સોંપ્યા, પણ એમને પ્રાંતની સરકારના તાબા નીચે રાખવામાં આવ્યા અને એ સરકારને ખંડણી તથા લશ્કરી સેવા આપવાનું કહેવામા આવ્યું.[૫] પરગણાના તાબા નીચે ગામ હતા, જેનો વહીવટ ગ્રામપંચાયત કરતી.

## પ્રાંતના અધિકારીઓ

અકબરના સમયમા પ્રાંતના વડાને સત્તાવાર રીતે સિપાહસાલાર (સૂબહદાર અને પાછળના સમયમાં સૂબહ=સૂબો) કહેવામા આવતો. એના અનુગામીઓના સમયમાં એ 'નાઝિમ' તરીકે ઓળખાયો.[૬] સિપાહસાલાર એ બાદશાહનો પ્રતિનિધિ હતો. એનાથી બીજા ક્રમે અને કેંદ્રના તાબા નીચે દીવાન હતો. આ બંને મુખ્ય અધિકારીઓ વચ્ચે મોટે ભાગે પ્રાંતની સમગ્ર વહીવટી કામગીરી વહેંચાયેલી હતી. સિપાહસાલાર કારોબારી, સંરક્ષણ, ફોજદારી ન્યાય અને સામાન્ય વહીવટ માટે જવાબદાર હતો, જ્યારે દીવાન મહેસૂલી વ્યવસ્થા, દીવાની ન્યાય અને સદર અધિકારીના ક્ષેત્રમા આવતી ફરજો પર સામાન્ય દેખરેખ રાખતો. આ બંને અધિકારીઓની મદદમાં બક્ષી (પગાર ચૂકવનાર. જેને અનેકવિધ ફરજો બજાવવી પડતી), સદ્ર (મુખ્યત્વે ધર્મવિભાગ દાન અને અનુદાનનો વડો), કાઝી (પ્રાંતનો મુખ્ય ન્યાયાધીશ), કોટવાલ (જે આંતરિક સંરક્ષણ તંદુરસ્તી આરોગ્ય અને બીજા સુધરાઈ કાર્ય સંભાળતો), મીર બહ્ર (બંદર કર જકાત હોડી અને નાવડીઓ વગેરેના કર વસૂલ લેનાર હતો) તથા વકાએનવીસ (દરબારનો સમાચાર–નોંધક) જેવા અધિકારી હતા. આ ઉપરાત કેટલાક પ્રાંતોમાં પ્રસંગોપાત્ત 'અમીન' નામનો અધિકારી નીમવામા આવતો. એના હોદ્દાના પ્રકાર અને કાર્યો વિશે નિશ્ચિત રૂપમા કહેવું મુશ્કેલ છે.[૭] ૧૫૮૩ માં ઇતિમાદખાન ગુજરાતીને ગુજરાતનો સૂબેદાર નીમવામાં આવ્યો ત્યારે મીર તુરાબવલીને 'અમીન'પદે નીમવામાં આવ્યો હતો.[૮] 'અમીન'નો હોદ્દો પ્રાંતીય વહીવટીતંત્રમા અંકુશ અને મદદ માટે હતો એમ લાગે છે.

મુઘલ સમ્રાટ માટે આ અધિકારીઓ ઉપરાંત ઘણા બીજા ઉમરાવોને એ જ પ્રાંતમા જાગીરો આપીને મોકલવાનો રિવાજ થઈ પડ્યો હતો. એમને મોકલવાનો હેતુ પ્રાંતીય સૂબેદારને મદદ કરવાનો હતો. આવા ઉમરાવો અને ઉચ્ચ અધિકારીઓ એ સૂબાની ઘણી મહત્ત્વની બાબતો અંગે ચર્ચાવિચારણા કરવા માટે અનૌપચારિક સમિતિરૂપ બનતા.

સૂબેદાર

પ્રાંતમાં સૂબેદારપદે નિમાતી વ્યક્તિઓ બાહોશ નિપુણ અનુભવી અને કાર્યદક્ષ હોવી જરૂરી મનાતું, પણ શાહજાદાઓ અથવા ઉચ્ચ કક્ષાના ઉમરાવોના પુત્રોની બાબતમાં અપવાદ થતા. એમને મહત્ત્વના પ્રાંતોના સૂબેદાર તરીકે નીમવામાં આવતા, પરંતુ તેઓ જુવાન અને બિનઅનુભવી હોવાથી એમના માર્ગદર્શક અને ગુરુ તરીકે 'અતાલીક' નામની કાર્યક્ષમ અને અનુભવી વ્યક્તિઓને નીમવામાં આવતી જુવાન સૂબેદારોને 'અતાલીક'ની સલાહનું હમેશાં પાલન કરવાનું કહેવા આવતું. સૂબેદારને મદદ કરવા ઘણા ઉચ્ચ અધિકારીઓની સમિતિ પણ રહેતી. મીર્ઝા અબ્દુર્રહીમખાનના અતાલીક વઝીરખાનના સમયમાં ગુજરાતમાં રાજકીય અંધાધૂંધી ફેલાતાં એની બદલી સરહદ પરના ઈડરના ફોજદાર તરીકે કરવામાં આવી હતી અને એના બધા કર્મચારીઓને પરત બોલાવી લેવામાં આવ્યા.[૯]

કોઈ વાર જે વ્યક્તિને સૂબેદાર તરીકે નીમવામાં આવી હોય તે વ્યક્તિ અંગત કારણસર કે બાદશાહની મરજીથી અને સંમતિથી, પોતાના વતી પોતાની પસંદગીની વ્યક્તિને પોતાના નાયબ તરીકે પ્રાંતમાં મોકલતી અને પોતે રાજધાનીમાં રહેતી. આવા ગેરહાજર સૂબેદારોના પ્રતિનિધિઓ દ્વારા ગુજરાતમાં વહીવટ ચલાવવામાં આવ્યો હતો.

જ્યારે સૂબેદારની નિમણૂક કરવામાં આવતી ત્યારે બાદશાહ એને પદનું પ્રતીક તથા યોગ્ય બિરુદ ભેટ આપતો. સૂબેદાર પ્રાંતમાં જવા નીકળે તે પહેલાં એ કેંદ્રના વઝીર પાસે જતો, જ્યાં એને સૂચનાપત્ર આપવામાં આવતો. એમાં એની ફરજો કાર્ય જવાબદારી વગેરે બાબતોની સૂચના અને સમજ આલેખવામાં આવતી.[૧૦] સૂબેદારોએ શું કરવું જોઈએ અને શું નિવારવું જોઈએ એ અંગેની શિખામણો, જે ૪૦ જેટલી છે તે, અકબરના ફરમાનમાં આપવામાં આવી છે.[૧૧] એમાં વિશેષાધિકારો અને મર્યાદાઓ પણ સમજાવવામાં આવતાં ખંડિયા રાજાઓ પાસેથી ખંડણી વસૂલ લઈ બધી રકમ શાહી દરબારમાં પૂરતા બંદોબસ્ત અને સલામતીથી પહોંચાડવાની પણ એની ફરજ રહેતી. સૂબેદારોને આવા વિસ્તૃત અધિકાર હતા, છતાં એમને બાદશાહના દરબારની જેમ પ્રાંતમાં દમદમાભર્યો દરબાર યોજવાની મનાઈ હતી, કેમકે એ શાહી વિશેષાધિકાર હતો. વળી બાદશાહની જેમ ઝરૂખા-દર્શન આપવાની કે શાહી નોકરો પાસે કુરનિશ ભરાવવાની સ્પષ્ટ મનાઈ કરાવવામાં આવતી.[૧૨]

## દીવાન

પ્રાતમાં દીવાન સૂબેદારથી બીજા ક્રમે આવતો મહત્ત્વનો પદાધિકારી હતો. એની પસંદગી સમ્રાટનો વઝીર કરતો અને એની નિમણૂક શાહી દરબારમાથી બાદશાહના હુકમથી વઝીરના હાથે લખાયેલા ફરમાનથી અને વઝીરની મહોર અંકિત કરેલી સનદથી કરવામાં આવતી. એ કોઈ રીતે પ્રાતીય સૂબેદારના તાબામાં ન હતો, અને એ શાહી વઝીરના હુકમ પ્રમાણે ચાલતો અને એની સાથે પત્ર-વ્યવહાર કરતો. દીવાન પ્રાતના નાણા–વિભાગનો વડો રહેતો. દીવાનને ખેતી-વાડીના વિકાસ માટે શક્ય તેટલા પ્રયાસ કરાવવાના હતા. એણે રાજ્યની તિજોરી પર કડક અને ચાંપતી નજર રાખવાની હતી અને કોઈ બિનઅધિકૃત રીતે નાણાં ઉપાડે નહિ એ જોવાનુ હતુ. કોઈ પણ અધિકારી નિષેધ ફરમાવેલ વેરો ઉઘરાવે નહિ તેની કાળજી રાખવાની હતી. એને 'આમિલ' નામના અધિકારીઓના હિસાબોની ચકાસણી પૂરતી રીતે કરવાની હતી ભ્રષ્ટાચારી આમિલોને બરતરફ કરવા ભલામણ કરવાની એને સત્તા હતી આમિલની એ નિષ્કાળજીના કારણે મહેસૂલ–વસૂલાત બાકી પડે તો દરેક ઋતુમા ૫ ટકાના હપ્તાથી વસૂલ લેવાની જોગવાઈ કરવાની રહેતી. તગાવી લોન પણ પરત ઉઘરાવવાની રહેતી ખેડૂતોની સગવડ ખાતર મહેસૂલ ઉઘરાવવાનો પ્રકાર એ બદલી શકતો. ટૂંકમા, દીવાનને મહેસૂલ અંગે અને એની વસૂલાત માટે વિસ્તૃત સત્તા આપવામાં આવતી. કોઈ વાર દીવાનને હિસાબ–તપાસણી–વિભાગ પણ સોંપવામા આવતો.

દીવાનના કાર્યાલયમાં પેશકર અથવા મંત્રી તથા અંગત મદદનીશ જેવા કર્મચારી રહેતા, જેમની નિમણૂક કેદ્રમાથી શાહી દીવાન દ્વારા કરવામા આવતી. કાર્યાલય-નિરીક્ષક એટલે કે દારોગાહ (દારોગા) પણ દીવાનની અદાલત અને કાર્યાલયનો મહત્ત્વનો અધિકારી હતો 'મુશરિફ' (ઘણું કરીને મુખ્ય કારકૂન) પણ શાહી સનદ દ્વારા નિમાતો. અન્ય કર્મચારીઓમાં તહવીલદાર–ઇ–દફતરખાના (કોશાધ્યક્ષ) મુન્શીફ હજૂરનવીસ સૂબાનવીસ વગેરેનો સમાવેશ થતો

## સદ્ર અને કાઝી

દીવાનથી બીજી કક્ષાએ મહત્ત્વના સ્થાને આવતા અધિકારીઓમાં ન્યાય અને ધાર્મિક ખાતાના આ વડા હતા. મુઘલ સમયમા આ બને ખાતાને ઘણી વાર એક ખાતા તરીકે લેખવામાં આવતા

### અન્ય કર્મચારીઓ

પ્રાંતના બક્ષીના પદ સાથે રાજકીય ખબર નિવેદકનું પદ પણ સંમિલિત કરવામા આવ્યુ હતું. મુઘલ દરબારના બક્ષીના કાર્યાલયમાંથી પ્રાંત માટે ચાર બક્ષી અને કેટલાક વકાએનવીસ (ખબર-નિવેદક) નીમવામા આવતા હતા બક્ષી પોતાના ખબરપત્રીઓને નાઝિમ દીવાન ફોજદાર ન્યાય–અદાલત અને પોલીસના કાર્યાલયોમાં રાખતો. એ ખબરપત્રીઓ કાર્યાલયમા બનતા રોજબરોજના બનાવોનો તથા સરકારી નોકરો અને સરકારી વિભાગોની કામગીરીનો અહેવાલ મોકલતા, પરંતુ કેટલીક વાર આવા ગુપ્ત રાજકીય ખબર–નિવેદકો અને સૂબેદાર ફોજદાર તથા એમના કાર્યાલયના કર્મચારીઓ વચ્ચે સંઘર્ષ થતો, તેથી દ્વેષયુક્ત અહેવાલો રજૂ થતા. એ માટે સવાનેહ-નવીસ અથવા ખુફિયા-નવીસ નામના જુદા પ્રકારના ગુપ્તચરો બધાં મહત્ત્વનાં સ્થળોએ રહેતા અને માત્ર સરકારી અધિકારીઓ વિશેની નહિ, પણ બીજા બનાવો વિશેની માહિતી પણ કેંદ્રમાં સીધી મોકલતા સમય જતાં સવાનેહ નવીસો પણ વકાએનવીસોની જેમ સમાંતર ખબરપત્રીઓનું જૂથ બની જતા, હરકારહ નામની એક બીજી જાસૂસી સેવાનું તંત્ર ઊભુ કરવુ પડ્યુ હતુ [૧૩]

### પ્રાંત સરકારના કેંદ્ર સાથેના સંબંધ

પ્રાંતીય સત્તાવાળાઓ પર કેંદ્ર સરકારનો સૈદ્ધાંતિક અને વ્યવહારુ અંકુશ હતો. સૂબેદાર અને એના મંત્રીઓનાં કાર્યોનુ નિરીક્ષણ કરવા અને એમના પર અંકુશ રાખવા કેંદ્ર સરકારે કેટલીક પદ્ધતિઓ શોધી હતી. સૂબેદારને એક જ પ્રાંતમા લાબા સમય સુધી રહેવા દેવામા આવતા નહિ, એમની બદલી વારંવાર કરવામા આવતી. સૂબેદારની જુલમી નિષ્કાળજી કે બિનકાર્યક્ષમ પદ્ધતિઓની જાણ બાદશાહને થતાં એની બદલી તરત જ કરવામાં આવતી. બીજો અસરકારક અંકુશ જાસૂસી ખાતા દ્વારા હતો. ત્રીજો અંકુશ અગાઉ વર્ણવાયેલ બે પ્રકારની વહીવટી વ્યવસ્થાનો હતો, જે પ્રાંતના સૂબેદાર અને એના મંત્રીમંડળ પર અંકુશ રાખતી. ગુપ્ત ખબરપત્રીઓ અને હરકારહ ખબરપત્રીઓથી સૂબેદાર સાવચેત રહી શકતા. ચોથો અંકુશ બાદશાહની અવારનવાર લેવાતી પ્રાંતની મુલાકાત દ્વારા રાખવામા આવતો. આવી શાહી મુલાકાત દરમ્યાન બાદશાહો ખેડૂતવર્ગના દુઃખ ફરિયાદો તકલીફો વગેરે સાંભળતા અને એના નિવારણ માટે તત્કાલ હુકમો કરતા. બાદશાહોને એમની મુલાકાત દરમ્યાન સુધારા કરવાનુ યોગ્ય લાગે તો તેઓ એ માટે સ્થળ પર જ આદેશ આપતા રાજા ટોડરમલને ગુજરાત પ્રાંતમા પ્રવર્તતાં અનિષ્ટ દૂર કરી મહેસૂલી જમાબંધી ફરીથી ગોઠવવા હુકમ આપવામા આવ્યો હતો. [૧૪]

સરકારના વહીવટી તંત્રમાં ચાર મુખ્ય અધિકારી મૂકવામા આવતા : ફોજદાર કોટવાળ આમિલ અને કાઝી

ફોજદાર કારોબારી અધિકારી હતો, જેનુ કાર્ય કાયદો–વ્યવસ્થા જાળવવાનુ, શાંતિ–સલામતીની ખાતરી આપવાનુ અને બંડખોર સ્વભાવના લોકો તરફથી જ્યારે સરકારી કર્મચારીઓને પોતાની ફરજ બજાવવામાં અવરોધ અને મુશ્કેલીઓ ઊભા કરવામા આવે ત્યારે કર્મચારીઓની મદદે જવાનુ હતું. એ માટે એના તાબામા લશ્કરી પોલીસની એક ટુકડી રાખવામાં આવતી, પરંતુ ફોજદાર પાસે કોઈ ન્યાયકીય સત્તા ન હતી.

## સરકારનું વહીવટીતંત્ર

ફોજદારને મહેસૂલ પોલીસ અને લશ્કર એવી વહીવટની ત્રણ શાખા સંભાળવી પડતી. મહેસૂલી બાબતમા એ પરોક્ષ રીતે ભાગ લેતો. સરકારનો બીજો એક અધિકારી–અમલગુઝાર–મહેસૂલ ખાતુ સંભાળતો ખેડૂતો જો મહેસૂલ આપવાનુ ટાળી બંડખોર વૃત્તિ બતાવે તો વસૂલાતના કામમા મદદ કરવાની જવાબદારી ફોજદારની રહેતી. ફોજદારનુ મુખ્ય કાર્ય એના તાબાની સરકારોના આવેલા પ્રદેશો અને ગ્રામવિસ્તારોનુ રક્ષણ કરવાનુ હતુ. એ સ્થાનિક લડાયક ટુકડીનો નિયમિત દેખભાળ રાખતો, એને શસ્ત્રસજ્જ રાખતો, અને કોઈ પણ સમયે કામગીરી બજાવવા જવુ પડે એ માટે તૈયાર રાખતો

પરગણામા ઠેર ઠેર થાણાં રાખવામાં આવતાં, જ્યાં તાબેદાર ફોજદાર અથવા થાણાદાર રાખવામા આવતા. થાણાદાર ફોજદારને અધીન હતા.

ફોજદારોની નિમણૂક વખતે તે તે સરકારનું મહત્ત્વ પ્રથમ જોવામા આવતુ સ્થાનિક જમીનદારો નિયમિત મહેસૂલ ભરે એ જોવાનુ અને બંડખોર તત્ત્વોને ડામી દેવાનુ કર્તવ્ય ફોજદારનુ હતુ. રમખાણ લૂટફાટ ધાડ કે નાના સ્વરૂપનાં બંડ-બળવા ન થાય એ માટે ચાપતી દેખરેખ રાખવાનુ અને થાય તો એ દબાવી દેવાનું કાર્ય એનુ હતુ. ટૂંકમા કહીએ તો ફોજદાર એ પ્રાદેશિક કક્ષાનો લશ્કરી સેનાપતિ હતો [૧૫]

સરકારમા ફોજદાર અને અમલગુઝાર કાઝી અને કોટવાળ ન્યાયકીય કાર્ય બજાવતા. એ સરકારના મુખ્ય નગર માટે જ નહિ, પણ સમગ્ર સરકાર માટે મેજિસ્ટ્રેટના અધિકાર ધરાવતા હતા. કોટવાળ અને કાઝી વચ્ચે ન્યાયકીય અધિકાર વહેંચાઈ ગયા હતા. કોટવાળ નગર–પોલીસનો વડો હતો. એની કામગીરી

સંબંધ ધરાવતા પોલીસો, સાધનસામગ્રી, ગુનેગારો, કેદીઓ, ન્યાય, ચોકિયાતો, માહિતી મેળવનાર જાસૂસો, નૃત્યાંગનાઓ, દારૂ અને માદક પીણાં વેચનારાઓ વગેરેને અનુલક્ષીને રહેતી.

આમિલ સરકારમાં મુખ્ય મહેસૂલી અધિકારીની અને કાઝી મુખ્ય ન્યાયાધીશની ફરજો અદા કરતા. એમના વિશે આગળ ઉપર વિગતવાર નિરૂપણ થશે.

### પરગણું અને એના અધિકારીઓ

શેરશાહના સમયથી પરગણામાં ત્રણ પ્રકારના મહત્ત્વના અધિકારી ચોક્કસપણે કામગીરી બજાવતા હતા. એમાં શિકદાર અમીન અને કાનૂનગો હતા. એમની મદદમાં ખજાનચીઓ કારકૂનો પટવારીઓ અને પટાવાળા ઘણી સંખ્યામાં રહેતા. શિકદારમાં ફોજદાર અને કોટવાળની ફરજો સંયુક્ત કરવામાં આવી હતી. એ પરગણામાં કાયદો અને વ્યવસ્થા તથા ફોજદારી ન્યાયનું કાર્ય સંભાળતો. શિકદાર પરગણાનો કારોબારી વડો હોઈ સામાન્ય વહીવટ સંભાળતો એ મર્યાદિત અધિકાર સાથે ફોજદારી મેજિસ્ટ્રેટનું કાર્ય કરતો, પરંતુ જે બાબતો એના અધિકારક્ષેત્રમાં ન આવતી હોય તે પરગણાના કોટવાળ તરફ મોકલી આપતો પરગણાનો અમીન કે આમિલ સરકારના અમલગુઝાર જેવી જ ફરજો બજાવતો એ મહેસૂલ આકવાના અને એની વસૂલાતના કાર્યમાં ખેડૂતો સાથે સીધા સંપર્કમાં આવતો. એ ઉપરાંત એની કામગીરી શિકદારને અને ગામના મુખીને મદદ કરવાની રહેતી આમ આ ત્રણેય અધિકારી એકબીજાના કામમાં મદદ કરતા અને પરગણાનું તંત્ર ચલાવતા. દરેક પરગણામાં અને નાના નગરમાં ન્યાયઅદાલત સ્થાપવામાં આવતી.

### અન્ય વહીવટી એકમો

મુઘલ સામ્રાજ્યમાં સરકાર અને પરગણાં ઉપરાંત દરિયાઈ બંદરો, સરહદ પરની ચોકીઓ અને કિલ્લાઓ, ચકલા અને થાણાંઓનું પણ અલગ વહીવટીતંત્ર હતું.[૧૬]

સામાન્ય રીતે બંદર સૂબાના પેટાવિભાગોમાં હતાં છતાં વહીવટી હેતુ માટે મહત્ત્વના સુરત જેવા બંદરોને પ્રાંતીય સત્તાવાળાઓના અધિકારથી સ્વતંત્ર બનાવવામાં આવતાં. મુઘલ બાદશાહોને કોઈ નૌકાદળની જરૂર પડતી નહિ તેમજ પ્રસંગોપાત્ત મક્કાની જાત્રાએ જવા સિવાય કોઈ દરિયાઈ પ્રવૃત્તિ કરવી પડતી

નહિ, પરંતુ સિંધ ગુજરાત સૌરાષ્ટ્ર અને ખાનદેશ જેવા પ્રદેશ જીત્યા બાદ મુઘલોના અધિકારમાં ઘણા બંદર આવ્યાં. એમાંના કેટલાક બંદરોએથી પરદેશો સાથે વેપાર ચાલતો.

પ્રથમ કક્ષાના બંદરોનો વહીવટ કેવો હતો એનું ઉત્તમ ઉદાહરણ સુરતના બંદર પરથી જાણવા મળે છે. સુરતનું બંદર એ 'સરકાર' જેવું હતું, જેમાં એની આજુબાજુનો પ્રદેશ આવી જતો અને એમાં કુલ ૩૧ મહાલ હતા. 'આઈને અકબરી' મુજબ સુરત સરકારમાં ૭૩ મહાલ હતા, જેમાં ૧૩ બંદર હતાં.

સુરત સરકાર અને બંદરનો વહીવટ મોટે ભાગે 'મુત્સદ્દી' નામના અધિકારી દ્વારા ચલાવવામાં આવતો. ક્વચિત્ એનો ફોજદાર તરીકે ઉલ્લેખ થયો છે. મુત્સદ્દીનો મોભો પ્રાંતીય સૂબેદાર જેવો હતો અને એ સીધી રીતે કેંદ્રીય સરકારને જવાબદાર રહેતો. મુત્સદ્દી બંદરને લગતા મુખ્ય કામ ઉપરાંત બીજા પણ હોદ્દા સંભાળતો, જેમાં દીવાની ન્યાયાધીશ તથા ટંકશાળના નિરીક્ષક જેવાનો સમાવેશ થતો. જિલ્લાનો લશ્કરી સરદાર, જે અન્ય પરગણાનો પણ વહીવટ ચલાવતો, તેની કામગીરી પ્રદેશમાં પોલીસ–વ્યવસ્થા જાળવવાની હતી; ફોજદાર એની મદદમાં રહેતો. બંદરના સમગ્ર ઉચ્ચ કર્મચારીગણની નિમણૂક કેંદ્રના જુદા જુદા વિભાગના વડાઓ દ્વારા થતી. આવા સદ્ર અને કાઝી (બંને હોદ્દા ઘણી વાર સંયુક્ત કરાતા), બક્ષી અને વકાએ–નિગાર, સવાનેહ-નવીસ, હરકારહ, તથા નાણાં જકાત વેરા કારખાનાં ઇત્યાદિને લગતા અધિકારીઓનો સમાવેશ થતો. સર ટૉમસ રો ૧૬૧૫માં જ્યારે ગુજરાતમાં આવ્યો ત્યારે મુકર્રબખાન સુરત અને ખંભાતનો મુત્સદ્દી હતો અને એ પોતાના મદદનીશો દ્વારા બંને બંદરોનો વહીવટ ચલાવતો હતો.[૧૭] પછીના સમયમાં ખંભાતને ચોરાસી પરગણાનો મહાલ બનાવવામાં આવ્યું એ પછી ખંભાત ચોરાસી અને ઘોઘા બંદર એવા કુલ ત્રણ મહાલ કરવામાં આવ્યા. ઘોઘા બંદર સાથે કંધાર (ગંધાર) નામનું નાનું બંદર જોડી દેવામાં આવ્યું હતું. ખંભાતમાં મુત્સદ્દી અને ફોજદાર અલગ અલગ હતા તેઓની તથા કાઝી મુહ્તસિબ ટંકશાળ-નિરીક્ષક હિસાબનીશ તથા તિજોરી ખાતાના અધિકારીઓ વગેરેની નિમણૂક કેંદ્ર-માંથી થતી. દરિયાઈ બંદરોએ જકાતી અમલદારો પરદેશથી આવતી દરેક વ્યક્તિની અને એના માલસામાનની કેવી કડકાઈથી તપાસ કરતા હતા અને પ્રવાસીઓને કનડગત થતી હતી એનું તાદૃશ વર્ણન થેવેનો નામના પ્રવાસીએ કરેલું છે.

શાહજહાંના સમયમાં વઝીર સદુલ્લાહખાને પરગણાંઓને ચકલામાં વહેંચ્યાં હતાં. દરેક ચકલામાં એક અમીન અને ફોજદારની નિમણૂક કરેલી. ગુજરાતના સંદર્ભમાં જોઈએ તો પોલીસ-કાર્યો માટે શહેરને ચકલા અથવા વૉર્ડમાં વહેંચવામાં આવતુ. અમદાવાદમાં આવા ૧૭ ચકલા હતાં. એ દરેકમાં શેરીઓની ચોકી કરવા સિપાઈઓ રાખવામાં આવતા[૧૮]

અમદાવાદ વિભાગમાં જે ૧૬ સરકાર હતી તેઓના દરેક પરગણામાં એક ફોજદાર હતો અને એ ફોજદારના અધિકાર નીચે ઘણા થાણા હતા, જેનો ઉપરી 'થાણાદાર' કહેવાતો. સામાન્યતઃ બે કે ત્રણથી ૧૨ સુધીનાં થોડા ગામડાંના કેંદ્રોમાં એક એક થાણું રહેતું.

**નગર-વહીવટ : કોટવાળનાં કાર્ય**

'મિરાતે અહમદી'નો લેખક અમદાવાદની પોલીસ-વ્યવસ્થા અને સુધરાઈ વહીવટનો વિગતવાર અહેવાલ આપે છે.

નગરનો વડો કોટવાળ હતો એની નિમણૂક શાહી સરકારના વડા મથકેથી ભલામણ અનુસાર કરવામાં આવતી. કોટવાળના અધિકારો અને કાર્યોની બાબતમાં દેશનાં અને પરદેશી સાધનોમાથી ઘણી માહિતી મળે છે. એમા બે ભાગ પડે છે: એક વિભાગના સાધનો કેંદ્રીય સરકાર કોટવાળ પાસે કયા પ્રકારના કાર્યોની અપેક્ષા રાખે છે એ વિશે અને બીજા વિભાગનાં સાધનો જુદી જુદી જગ્યાએ જુદા જુદા પ્રસંગોએ કોટવાળે કેવા પ્રકારના કાર્ય ખરેખર બજાવ્યાં હતાં એ વિશે માહિતી આપે છે. કોટવાળની ફરજો અને અધિકારોને નીચે પ્રમાણેનાં થોડા જૂથોમા વહેંચી શકાય : નગરની સંભાળ રાખવી અને ચોકીદારી કરવી, બજાર-અંકુશ, બિનવારસી મિલકતની સંભાળ અને એનો કાયદેસર નિકાલ, લોકોની હિલચાલ પર દેખરેખ રાખવી અને ગુના અટકાવવા, સતી જેવા સામાજિક દૂષણ અટકાવવા અને કબ્રસ્તાન દફનક્રિયા અને કતલખાનાનું નિયમન કરવુ.[૧૯]

કોટવાળની નિમણૂક-સનદમા એ શહેર-નગરમા ચોરી ન થાય, લોકો સલામતી અનુભવે અને વેપારધંધા શાંતિથી ચલાવે એવી સ્થિતિનું નિર્માણ કરવા, કેદમા રખાયેલા આરોપીઓની કે કેદમાથી મુક્ત કરનારાઓની બાબતમા કાઝીના લિખિત હુકમો વિરુદ્ધ નહિ વર્તવા, નદીકાઠે આવેલા નગર માટે હોડી-સેના અને એને લગતા તમામ પ્રશ્નો માટે તકેદારી રાખવા તેમજ અન્ય બાબતો અંગે કાળજી રાખવા એને જણાવવામાં આવતુ.

ગ્રામ-વહીવટ

મુઘલ શાસકોએ ગ્રામ-પ્રજાના ઉત્કર્ષ માટે કોઈ સંગીન યોજનાઓ નહોતી કરી, પણ સદીઓથી ચાલી આવતી સંસ્થાગત પદ્ધતિઓ, જેના દ્વારા ગ્રામ-તંત્ર સારી રીતે ચાલતુ હતુ, તેને પરોક્ષ રીતે આશ્રય આપ્યો હતો, છતાં ખૂન ચોરી દેશદ્રોહ જેવા અથવા વધુ ભયંકર સ્વરૂપના ગુના માટે ગામની કોમોના આગેવાનોની જવાબદારી ગણવામા આવતી. દીવાની ફોજદારી ધાર્મિક કે સામાજિક જેવા તમામ પ્રકારના વિવાદોમા સ્થાનિક સત્તાવાળાઓના ચુકાદાઓથી બંનેમાથી એક પણ પક્ષને સંતોષ ન મળે તો એ પક્ષ સરકારના ક્રમશઃ આવતા ન્યાયકીય અધિકારીઓ સમક્ષ અપીલ કરી શકતો.

ગામનો મુખી ગામની બાબતો પર સામાન્ય નિરીક્ષણ રાખતો, ઝઘડાઓનો નિકાલ લાવતો, પોલીસ-સેવામા મદદરૂપ બનતો, અને ગામનું મહેસૂલ ઉઘરાવતો. હિસાબનવીસ ખેતીને લગતા તમામ હિસાબો અને પત્રકો રાખતો ચોકીદારમાં બે કક્ષા હતી એક કક્ષાના ચોકીદારોનુ કાર્ય ફોજદારી ગુનાઓ અને કાયદાભંગની માહિતી એકત્ર કરવાનું અને એક ગામથી બીજે ગામ જતા લોકોને રક્ષણ આપવાનુ હતુ, બીજી કક્ષાના ચોકીદારોનુ કાર્ય ગામને અનુલક્ષીને પાકનુ રક્ષણ કરવાનુ અને જમીનની માપણી કરવામાં મદદ કરવાનું હતુ

આરંભના સમયમા તમામ પ્રકારના ઝઘડાઓનુ નિરાકરણ ગ્રામપંચાયતો દ્વારા થતુ, પરંતુ મુઘલ સમયમાં પંચાયતના અધિકાર ગંભીર સ્વરૂપના ગુનાની બાબતમાં કંઈક મર્યાદિત બનાવી દેવાયા હતા, એમ છતાં કોમ જમીન લગ્ન મહેસૂલ ભાડુ તેમ ખેતરોને પાણી પૂરું પાડવાના, પાકમા ભાગીદારી જેવા પ્રશ્નોમા અને લોકોના સામાજિક અને આર્થિક જીવનમાં ઉદ્ભવતા તમામ પ્રશ્ન પંચાયત પાસે નિકાલ માટે આવતા. પંચાયતનાં કાર્યોમા ઝઘડા-વિવાદનો નિકાલ, રક્ષણ અને ચોકી, શિક્ષણ, આરોગ્ય, જાહેર બાંધકામો, ગરીબ-રાહત સહાય, ઔષધીય સારવાર તથા આનંદ-પ્રમોદ અને ઉત્સવોની જોગવાઈઓ કરવાનાં કાર્યોનો સમાવેશ થતો હતો. ગ્રામપંચાયતની સભા મંદિર કે તળાવ પાસેની જગ્યામાં કે એક જાહેર સ્થળે મળતી. ગામનો મુખી સભાનો પ્રમુખ બનતો અને સભામા દરેક કુટુંબનો આગેવાન હાજર રહેતો મતદારના મોભા અને સ્થાન પ્રમાણે એના મત(અભિપ્રાય)નું વજન પડતુ જ્યા કોઈ બાબત કે વિવાદનું નિરાકરણ થઈ શકતુ નહિ તેવા સંજોગોમા ગામના મુખીને લવાદ બનાવી એના પર એ છોડી દેવામા આવતુ. મુખી નાના કિસ્સામા નિર્ણય પોતે લઈ લેતો, જ્યારે વધુ મહત્ત્વની બાબતોમાં ગામના વડીલોની સમિતિની મદદ મેળવતો. મુખી પાસે ફોજદારી ન્યાયનો પણ અધિકાર હતો.

**પ્રાંતોમાં લશ્કરી સંગઠન**

લશ્કરમાં મોટા ભાગની ભરતી કરવાનું, એને તાલીમ આપી શિસ્તબદ્ધ બનાવવાનું, એનો નિભાવ કરવાનું અને સરંજામ પૂરો પાડવાનું, ચડાઈઓની યોજના કરવાનું અને લશ્કરી છાવણીઓ ઊભી કરવાનું કાર્ય પ્રાંતના દીવાની અથવા મુલકી વહીવટ કરનારા જે અધિકારીઓ હતા તેમને કરવાનું રહેતું.

અકબરે સત્તા પર આવતાં સમગ્ર લશ્કરી સંગઠનનું સ્વરૂપ બદલવાની જરૂરિયાતથી સભાન બની એ દિશામાં પગલાં લીધેલાં એણે દાગપ્રથાને (ઘોડાઓને ચિહ્ન કરવાની પ્રથાને) પુનઃ અમલમાં મૂકી એને વિસ્તૃત બનાવી તથા લશ્કરી નોંધપત્રકો અંગેના નિયમ ઘડ્યા અને એનો અમલ કરાવ્યો. અકબરે મોટા પાયા પરની લશ્કરી જરૂરિયાતને લક્ષમાં લઈને મનસબદારી પદ્ધતિ અમલમાં મૂકી હતી અકબરની હયાતી સુધી એ પદ્ધતિનો સારી રીતે અમલ થયો, પરંતુ એના પછી આવેલા મુઘલ બાદશાહોએ એમાં કરેલા ફેરફારથી અને અસરકારક અંકુશ ન રાખ્યાથી એ પદ્ધતિની કાર્યક્ષમતા ઘટી ગઈ આરંભમાં અકબરે વિવિધ મનસબ અથવા કક્ષાની એક જ શ્રેણી બનાવી, પરંતુ શાસનના અંત ભાગમાં ૫,૦૦૦થી નીચેની સંખ્યાની દરેક કક્ષાની ત્રણ ત્રણ શ્રેણી બનાવાઈ. મનસબદારની નિમણૂક બાદશાહ પોતે કરતો અને દરેકને અમુક સંખ્યાનું લશ્કર રાખવા પરવાનગી આપતો અને એ માટે મનસબદારને અમુક રકમ આપવામાં આવતી. મનસબદારનો દરેક સૈનિક પોતાના સરદાર કે ઉમરાવના ફરમાન પ્રમાણે વર્તતો અને એની પાસેથી પગાર મેળવતો. લશ્કરી અધિકારીઓ કે જેમાં ઉમરાવો અને ખંડિયા રાજાઓનો પણ સમાવેશ થતો હતો એમને દસ હજારથી સાત હજાર સુધીના સૈનિકોના સેનાપતિનો મનસબ (દરજ્જો) આપવામાં આવતો. શાહી કુટુંબના સભ્યોનો મનસબ દસ હજાર સુધીનો અને પછીના સમયના મુઘલ બાદશાહોના સમયમાં ૫૦ હજાર સુધીનો હતો. ૨૦ થી ૪૦૦ સુધીના સૈનિકોના ઉપરીને સામાન્યત. 'મનસબદાર,' ૫૦૦ થી ૨,૫૦૦ સુધીનાને 'ઉમર', અને ૩ ૦૦૦ અથવા એનાથી વધુ સંખ્યાના ઉપરીને 'ઉમરા-ઈ-આઝમ' કહેવામાં આવતા મનસબદારોનો પગાર એમની કાર્યક્ષમતા અને કક્ષા પરથી નક્કી થતો. બક્ષી એટલે કે લશ્કરનો ખજાનચી એ બધાંની નોંધ કરતો અને ઘોડાને તપાસી એના પર 'દાગ'-નિશાન પાડતો સૈનિકનું વર્ણન એને અપાયેલા ઓળખપત્રમાં લખવામાં આવતું.

મુઘલ લશ્કરની મુખ્ય પાંખ સવારદળ (અશ્વદળ) હતું. એ ઉપરાંત પાયદળ, સ્ફોટક શસ્ત્રસરંજામ (તોપખાના સહિત), ગજદળ અને યુદ્ધ-નૌકાઓના વિભાગ

હતા. સવારદળમાં બારગીર અને સિલહદાર એવા બે પેટાવિભાગ હતા બારગીર વિભાગમાં સવારને રાજ્ય તરફથી ઘોડો અને સામગ્રી અપાતાં, અને પગાર ઓછો અપાતો, જ્યારે સિલહદાર વિભાગના સૈનિકને પોતાનો ઘોડો અને સામગ્રી લાવવા પડતા અને એ કારણે એને પગાર વધુ આપવામાં આવતો. પાયદળમાં જામગીરીવાળા બંદૂકધારીઓ, ધનુર્ધારીઓ, તલવારધારીઓ, ભાલાધારીઓ, ગદાધારીઓ અને તમામ પ્રકારની નોકરસેવાઓ આપનારા અને પરિચારકોનો સમાવેશ થતો હતો.

### પ્રાંતીય લશ્કર

પ્રાંતીય લશ્કર ત્રણ પ્રકારનુ બનેલુ હતું. પહેલા પ્રકારમાં સૂબેદારથી માંડીને નીચેની કક્ષાના દરેક અધિકારીને પોતાના મનસબ પ્રમાણે રાખવી પડતી ટુકડીઓ હતી. એ બાદશાહના નિયમિત ખર્ચાથી લશ્કરના ભાગરૂપે ગણાતી અકબરે મનસબદારોને શાહી તિજોરીમાથી રોકડી રકમ આપવાની પદ્ધતિ અપનાવેલી. બીજા પ્રકારમાં પ્રાંતીય સૂબેદારને જ્યારે જરૂર પડે અને એના તરફથી બોલાવવામા આવે ત્યારે મદદ કરવા બંધાયેલા એવા નાની કક્ષાના અમુક જમીનદારોનું લશ્કર હતું. મોટી કક્ષાના જમીનદારોને એમની સાથે થયેલી શરત પ્રમાણે કેંદ્રીય સરકારને સીધી રીતે નાણાં અથવા માણસો પૂરા પાડવાના રહેતા એ ત્રીજા પ્રકારમા સરકાર અને મહાલો માટે નિયત કરવામા આવેલા હિસ્સા મુજબના પાયદળ તથા હયદળનો સમાવેશ થતો હતો.[૨૦]

### જમીન-મહેસૂલ-વ્યવસ્થા

**જમીન–મહેસૂલ** રાજ્યની આવકનુ મુખ્ય અને મહત્ત્વનુ સાધન હતુ. અકબરના સમયમાં શરૂઆતના સમયમાં વઝીર (અને દીવાન પણ) અને પાછળના સમયમા દીવાન–ઈ–અલા નાણાકીય વિભાગના અધ્યક્ષ તરીકે હતા બાહોશ વ્યક્તિ મળી આવતા એને વઝીર અને વકીલ એવા ભારે જવાબદારીવાળા બે હોદ્દા આપવામા આવતા રાજા ટોડરમલને અશરફ–ઇ–દીવાન અને મુખ્યમંત્રી એવા બે હોદ્દા અકબરે આપ્યા હતા. ટોડરમલનું અવસાન થતા, ખાલસા જમીનો સહિતનું નાણાં-ખાતાનું કામ અનહદ વધી જતાં, ખાતાની કામગીરીના ચાર ભાગ પડાયા, જેમાં અમુક પ્રાંતોનું જૂથ બનાવી એક એક એવી ચાર વ્યક્તિઓને સોપવામા આવેલું. અજમેર ગુજરાત અને માળવા ખ્વાજા નિઝામુદ્દીન અહમદ બક્ષીને સોપવામા આવ્યા હતા. ચારેય અધિકારી મુખ્ય નાણાંમંત્રીને જવાબદાર રહેતા.

પ્રાંતમાં નાણાતંત્ર પ્રાંતીય દીવાનના હસ્તક રાખવામાં આવતું. પ્રાંતીય દીવાન છેવટે કેંદ્રના દીવાનને જવાબદાર રહેતો ને કેંદ્રીય દીવાન પાસેથી હુકમો મેળવતો. જહાંગીર અને શાહજહાંના સમયમાં દીવાન સૂબેદારથી વધુ ને વધુ સ્વતંત્ર બનતો ગયો. ઔરંગઝેબ પછીના નબળા મુઘલ બાદશાહો આવા પ્રાંતીય દીવાનો પર અંકુશ રાખી શક્યા નહિ

દીવાનની મુખ્ય ફરજો અને કામગીરી આ પ્રમાણે હતી : દીવાને ખેતીવાડી વધારી ખેડૂતવર્ગનું અને છેવટે પ્રજાનું કલ્યાણ કરવું. આવા હેતુઓને ધ્યાનમાં રાખી અધિકારીઓએ પ્રજાને જે રીતે અનુકૂળ પડે તેવી આકારણી અને વસૂલાત-પદ્ધતિ અપનાવવી અને લોકો પાસેથી બળજબરાઈથી નિયત રકમ ઉપરાંત વધારાની રકમ કે ગેરકાયદેસર લેવાતી રકમો લેવાનું સદંતર બંધ કરવું. ખેતી-વિકાસને ઉત્તેજન આપવા અને પડતર પડી રહેલી જમીનને ખેડવા ખેડૂતોને સમજાવવા અને એ માટે એમને લોન આપીને અને સિંચાઈ-કાર્યો કરીને એમની પાસેની વસૂલાત જેમ બને તેમ સરળ બનાવવી. બાકી લહેણી પડતી રકમ સરળ હપ્તેથી વસૂલ લેવા અને જે અધિકારીઓએ જુલમ ગુજાર્યા હોય તેમને શિક્ષા કરવા તથા રૈયતને મનાવી લેવા પ્રયાસો કરવા. કોઈ જગ્યાએ ઊભેલા પાક પર કોઈ આફત આવી પડે તો અધિકારીઓએ મહેસૂલમાં પ્રમાણસર ઘટાડો કરવો અથવા સંજોગો પ્રમાણે એ માફ પણ કરવું. વધારાની રકમ કડકાઈથી વસૂલ કરનાર અધિકારીઓને શિક્ષા કરવી અને જે કરોડી અમલદારો કે જાગીરદારોએ અપ્રામાણિક કે અન્યાયી વર્તન કર્યું હોય તેમના પર અદાલતમાં કામ ચલાવવું. ઊતરતી કક્ષાના અમલદારો અને કર્મચારીઓની કામગીરીને ઝીણવટપૂર્વક ચકાસી લેવી, એના પર દેખરેખ રાખવી તથા તેઓ પાસેથી એમના ખાતાના સંબંધિત કાગળપત્ર એકત્ર કરી, કેંદ્રના મંત્રાલયમાં મોકલી આપવા. સરકારી લેણાંની વસૂલાતમાં અધિકારીઓને કડક રહેવા અને જે હમેશાં કસૂર કરવા ટેવાયેલા હોય તેમના બાબતમાં ખાસ કડકાઈ રાખી સમજાવટનો માર્ગ નિષ્ફળ જતાં ફટકા મારવાની રીત અપનાવવી

સરકારમાં મુખ્ય મહેસૂલી અધિકારી અમલગુઝાર અથવા આમિલગુઝાર અથવા આમિલ હતો. એની મદદમાં મોટી સંખ્યામાં કર્મચારીઓ રહેતા, જેમાં બિતીકચી વધુ મહત્ત્વનો હતો. આમિલના તાબા નીચેના અન્ય કર્મચારીઓમાં કારકૂનો, ફોતેદાર અથવા ખજાનાદાર અને પરગણાં એકમના અધિકારીઓ હતા કોટવાળને મહેસૂલ-તંત્રમાં કોઈ કાર્ય કરવાનું ન હતું બંડખોર અને મહેસૂલ

આપવાનું ટાળવા માગતા લોકો પાસેથી મહેસૂલ ઉઘરાવવાના કામમા જ્યારે જરૂર પડે ત્યારે ફોજદાર અમલગુઝારને મદદ કરવા તૈયાર રહેતો.

પરગણા એકમમા શિકદાર આમિલ કારકૂન અને ફોતદ્દાર (પોતદાર) અધિકારીઓ હતા.

સરકારના મુખ્ય અમલગુઝારની મદદમા વિપુલ સંખ્યામા અમલદારો અને નાના કર્મચારીઓ રહેતા તેથી એનુ કાર્ય સરળ અને ઓછુ બોજારૂપ બનતુ. અમલગુઝારની પ્રાથમિક ફરજોમાં ખેતી માટે ઉત્તેજન આપવાની તથા ખેતીને વધારી પાકની જાત અને જથ્થો સુધારવાની મુખ્યત્વે હતી. મહેસૂલની આકણી કરી એ વસૂલ કરવાની જવાબદારી એની હતી

મહેસૂલ–વસૂલાતમાં અમલગુઝાર મળતાવડાપણું અને વિવેક રાખે એ જરૂરી હતુ. જે નાણાં ભરવામા આવે તે શાહી તિજોરીની રક્ષા કરવાની નાણા પૂરી તકેદારી સાથે કેંદ્ર તરફ મોકલવાની જવાબદારી એની રહેતી, અમલગુઝાર આવક–ખર્ચના હિસાબ દર મહિને મોકલતો. એ પટવારી અને અન્ય તાબેદાર અધિકારીઓની કામગીરી પર દેખરેખ રાખતો. સરકારમાં જો કોટવાળ-પદે કોઈ વ્યક્તિ ન હોય તો એને કોટવાળની ફરજો પણ બજાવવી પડતી અમલગુઝાર સૂબેદારની દેખરેખ અને તપાસને અધીન હતો.

બિતીકચી એ સરકારમાં અમલગુઝાર માટે અનિવાર્ય અધિકારી હતો. એ સરકારમાં મહેસૂલ ખાતાનો મંત્રી હતો. અમલગુઝાર જે મહેસૂલની આંકણી કરતો અને વસૂલાત લેતો તે સંબંધી તમામ જરૂરી પત્રકો નોંધો અહેવાલો દફતરો વગેરે તૈયાર કરવાની એની કામગીરી નોંધપાત્ર રહેતી. એ પટવારી મુકાદમ અને અન્ય સહાયકોના વસૂલાતનાં પત્રકો અને દફતરો ઝીણવટપૂર્વક તપાસતો. એ દૈનિક અને માસિક આવક–ખર્ચના હિસાબ રાખતો અને માસિક અહેવાલ કેંદ્રમા મોકલતો વર્ષ આખરે પણ આવા હિસાબનુ સરવૈયુ મોકલતો.

સરકારમાં ખજાનાદાર અથવા જેને શેરશાહના સમયથી 'ફોતહદાર' તરીકે ઓળખવામાં આવતો તે શાહી તિજોરીનો મુખ્ય અધિકારી હતો. નાણાં સ્વીકારવાની તેમ નાણાં રાખવાની પદ્ધતિની અને આવેલ રકમનો નિકાલ કરવાની એની કામગીરી મહત્ત્વપૂર્ણ હતી.

ખજાનાદારની સહાયમા રહેનાર કર્મચારીઓમા કારકૂન કર્મચારીનું મહત્ત્વ નોંધપાત્ર ગણાતુ એ મુખ્ય આમિલ(ખજાનાદાર) અને પરગણાના આમિલની સાથે મુકામે મુકામે ફરતો રહેતો. કારકૂન અને હિસાબનીશની ફરજ બજાવતો તે

કર્મચારી હતો. ખેડૂત અને સરકારી અમલદારો વચ્ચે મહેસૂલ-આંકણી વખતે જે નક્કી થતું તેની સર્વ નોંધ આ કારકૂન રાખતો અને એ ગામના મુખી અને પટવારીના હિસાબો સાથે સરખાવી જતો, જેથી સરકારને મહેસૂલમાં નુકસાન ન થાય.

પરગણાનો વહીવટી અધિકારી શિકદાર હતો તિજોરીમાં નાણાની આવક રાખવાની ખજાનચીની સાથે એની પણ ફરજ હતી. કટોકટીમાં એ તિજોરીમાંથી નાણા ખર્ચી શકતો

પ્રાચીન સમયથી જૂના અધિકારી તરીકે કાનૂનગો પરગણામાં જાણીતો હતો એ ગામોના પટવારીઓનો વડો હતો. એ ખેતરો અને પાક સંબંધી દફતરો રાખતો એટલું જ નહિ, પણ સ્થાનિક રીતરિવાજો વ્યવહાર વગેરે જાણતો. આરંભમાં કાનૂનગોને એક ટકા જેટલું કમિશન આપવામાં આવતું, અકબરે એ પ્રથા બંધ કરાવી, અંગત નિભાવ માટે જાગીર તથા રાજ્ય તિજોરીમાંથી રોકડ પગાર આપવાનું શરૂ કરેલું રોકડ પગાર ત્રણ શ્રેણીઓમાં એટલેકે માસિક રૂ. ૫૦, ૩૦ અને ૨૦ આપવામાં આવતો [૨૧] કાનૂનગોનાં કાર્યોમાં ગામ અને જિલ્લાને લગતી મહેસૂલી બાબતો, વસૂલાત, ખાતેદાર, એના વારસો, મિલકત નામફેર કરવી વગેરેનો સમાવેશ થતો અબુલફઝલના કહેવા મુજબ પટવારી ખેડૂતે રાખેલો લહિયો હતો.

### જમીન-મહેસૂલની મોજણી

મહેસૂલની મોજણી-પદ્ધતિ શેરશાહના સમયમાં જે ગોઠવાઈ હતી તે અતિ ખર્ચાળ જણાતાં અકબરે માળવાથી શિહાબુદ્દીનને બોલાવી મહેસૂલ-ખાતાનો હવાલો સોંપેલો શિહાબુદ્દીને મોજણી અને વસૂલાતની જૂની પદ્ધતિ રદ કરી અને 'નસ્ક' નામની પદ્ધતિ દાખલ કરી.[૨૨] શિહાબુદ્દીને દાખલ કરેલ એ પદ્ધતિને ગામ કે પરગણાની સામૂહિક મોજણી તરીકે ઘટાવવામાં આવી છે [૨૩]

### જાગીર-જમીનોનો વહીવટ

મુઘલ બાદશાહો તરફથી જેમને લશ્કર ખાતાના કર્મચારીઓ ગણવામાં આવતા તેમને પગારના બદલે જમીનો—જાગીરો આપવામાં આવતી એ પછીનો જાગીર-જમીનોનો હિસ્સો, જેને 'સૂયુર્ગલ જાગીર' કહેવામાં આવતો તે, દાન અર્થે વ્યક્તિઓ કે ધાર્મિક સંસ્થાઓને આપવામાં આવતો. મુઘલ વહીવટીતંત્રમાં આવી બક્ષિસ અપાયેલી જાગીરોનું મહેસૂલ જે આપતી વખતે અંદાજવામાં આવતું તેનું ભારે મહત્ત્વ રહેતું. જાગીર જમીનો અને શાહી માલિકીની ખાલસા જમીનોના મહેસૂલની આકણી સરકારી નિયમો પ્રમાણે કરવામાં આવતી મહેસૂલની વસૂલાત જાગીરદારો પોતાના પ્રતિનિધિઓ મારફતે કરતા

**મહેસૂલી આવક**

મુઘલ રાજ્યમાં પ્રાંતીય સરકારો પર નાણાકીય બોજો ઘણો ઓછો પડતો હતો કારકૂન અને અન્ય ગૌણ કર્મચારીઓ સિવાયના ઉચ્ચ કર્મચારીઓ અધિકારીઓ વગેરેનો ખર્ચ મનસબદારી પદ્ધતિમાથી પ્રાપ્ત થયેલી આવકમાથી પાડવામા આવતો. આવકના મોટા ભાગનો હિસ્સો કેંદ્રીય કોશાગારમાં જમા થતો, આથી પ્રાતને આવક માટે સ્થાનિક અને અલ્પ પ્રકારનાં સાધનો પર આધાર રાખવો પડતો, જેમાં આંતરિક માલ હેરફેર તથા આતરિક અવરજવર પરનો વેરો, મોટા શહેરોમા વિવિધ બજારો પરનો વેરો, બગીચા જેવા જાહેર કામોમાંથી થતી આવક તથા જકાત જેવા વેરાનો સમાવેશ થતો.

કાપડ પાન ઝવેરાત ઇત્યાદિ બજારોને સ્થાનિક વેરા લાગુ પડતા. બજારના રક્ષણ માટે પોલીસ-વ્યવસ્થા અને વેરા ઉઘરાવવા મહેસૂલી કર્મચારીઓનુ તત્ર તૈયાર રહેતુ. જે જાહેર બાધકામોમાથી રાજ્યને થોડી આવક થતી તે બાદશાહના અને ઉમરાવોના ફૂગ-બગીચામાથી થતી બગીચાની આવકમાથી બગીચાનો નિભાવ, નોકર-ચાકર વગેરેમા ખર્ચ થતો. જો ખર્ચ માટેની રકમ ઓછી પડતી તો પ્રાતની તિજોરીમાંથી સહાય આપવામાં આવતી.[૨૪] બજારમા વેચાતી ચીજો પર જે કર લેવાતો તેને ઘણુ કરીને 'જકાત' તરીકે ઓળખવામાં આવતો.

**ખર્ચ**

સ્થાનિક બાબતોનો ખર્ચ પ્રાંતીય તિજોરીમાથી થતો નહેરો બધ પાળા આરામગૃહો વગેરે માટે ઘણી વાર સ્થાનિક તિજોરીમાંથી રકમ લેવામા આવતી. સ્થાનિક ખર્ચની અન્ય બાબતોમા ખાસ કરીને ગરીબ અને નિરાધાર માટે બાંધવામા આવેલી હૉસ્પિટલો, ગરીબોને વહેચવા માટેનો ખોરાક, ધાબળાઓ, વસ્ત્રો વગેરે તથા કાયમી રસોડાં, દાનગૃહો અને આરામગૃહોનો સમાવેશ થતો. ઘણું કરીને સ્થાનિક શાળાઓ અને મસ્જિદોને સ્થાનિક તિજોરીમાથી સહાય મળતી પ્રાંતની સેવાઓ અને વહીવટીતત્ર માટેનો ખર્ચ સ્થાનિક દીવાન અને બક્ષી દ્વારા થતો, પરંતુ એના પર કેદ્ર સરકારનો અકુશ રહેતો

**કાયદો અને ન્યાય : પોલીસ અને કેદખાનાં**

ન્યાયકીય ફરજો કાઝી તથા અન્ય ન્યાયકીય અધિકારીઓ બજાવતા ધાર્મિક કોમી કે સામાજિક ઝઘડા જે તે કોમની ધાર્મિક કે કોમી અદાલતો દ્વારા પતાવવાનું સ્વાતત્ર્ય ચાલુ રાખવામા આવ્યુ હતુ ખૂન કે બહારવટા જેવા ગંભીર ગુનાઓ સિવાયના અન્ય કેસો ગામની પચાયતો પાસે

જતા. બ નેમાંથી કોઈ પક્ષને ચુકાદાથી અસંતોષ થાય તો એ પક્ષને કાઝીની સરકારી અદાલતમાં અપીલ કરવાની છૂટ રહેતી.

કાઝીની લાયકાતો અને ફરજો નક્કી કરવામા આવતાં.

**શાહી અને પ્રાંતીય અદાલતો**

કેંદ્રમાં એક અલગ મુખ્ય સદ્ર અને અલગ મુખ્ય કાઝી હતા, જ્યારે પ્રાંતોમાં સદ્ર કાઝી મીર–અદલ અને મુફતી નામના અધિકારીઓ હતા. દરેક પ્રાંતમા સિપાહસાલાર દીવાન બક્ષી મીર–અદલ કોટવાળ મીર–બહ્ર અને વકાએ-નવીસ જેવા અધિકારી નીમવામાં આવતા.

**સરકાર અને પરગણાંની અદાલતો**

પ્રાયઃ બિનસાંપ્રદાયિક ફોજદારી ગુના કોટવાળ પાસે અને વારસો લગ્ન લગ્નવિચ્છેદ જેવા દીવાની અને ધાર્મિક સ્વરૂપના કિસ્સા કાઝી પાસે નિકાલ માટે લઈ જવાતા આમ સરકારનુ સમગ્ર ન્યાયતંત્ર ઘણે અંશે આ બે અધિકારીઓમાં વહેંચાયેલું હતું.

આમિલને અર્ધ પોલીસ અને ન્યાયકીય ફરજ બજાવવા આદેશ અપાતો અને એ રીતે એ થોડે અંશે પ્રસ્તુત બે અધિકારીઓના કાર્યમાં ભાગીદાર બનતો. કોટવાળની ગેરહાજરીમાં એ મૅજિસ્ટ્રેટ કક્ષાની ફરજો સંભાળતો. કોટવાળની કચેરીને 'ચબૂતરો' તરીકે ઓળખવામા આવતી

પરગણાની અદાલતનો વડો કાઝી હતો, જે દીવાની અને ધાર્મિક કિસ્સાઓનો નિકાલ કરતો. પરગણામાં શિકદાર કોટવાળના મેજિસ્ટ્રેટ–કાર્ય તથા ફોજદારનાં સામાન્ય કારોબારી અને પોલીસ કાર્ય બજાવતો. પોતાની હકૂમતના ક્ષેત્રમા શિકદારની ફરજ સાંપ્રદાયિક ફોજદારી કક્ષાના કેસો ચલાવવાની પણ હતી. મહત્ત્વ ધરાવતા દરેક નગરમાં અને મોટાં ગામડાંઓમા પણ કાઝીની નિમણૂક કરવામાં આવતી. કાઝી મસ્જિદોનો હવાલો સંભાળતા અને અધ્યાપન–કાર્ય પણ કરતા.

સરકાર અને પરગણામાં કાઝીઓ મહેસૂલી કેસો ચલાવતા એમના ચુકાદા સામે અપીલ દીવાન–ઈ–સૂબા સમક્ષ થતી. સરકારમા અને નીચલી અદાલતોમાં કાઝીઓ તમામ પ્રકારના દીવાની દાવા અને ધાર્મિક સ્વરૂપના ફોજદારી કેસ ચલાવતા. એમની સામે અપીલ પહેલાં પ્રાંતીય સદ્ર અથવા કાઝી અને મીર–અદલ (જો એની પ્રાંતમા નિમણૂક થઈ હોય તો) સમક્ષ અને એ પછી સામ્રાજ્યના સદ્ર–ઉસ્–સુદૂર અથવા મુખ્ય કાઝીની અદાલતમા થઈ શકતી. પરગણાના શિકદારે ચલાવેલા નાના પ્રકારના ફોજદારી ગુનાઓમાં

અપીલ સરકારના કોટવાળ સમક્ષ થઈ શકતી અને કોટવાળના ચુકાદા સામે સૂબેદાર સમક્ષ અને એ પછી બાદશાહ સમક્ષ થઈ શકતી.

મુઘલ કાલમાં અદાલતી કેસોનુ પ્રમાણ નોંધપાત્રપણે થોડુ હતુ. આનું મોટુ કારણ એ હતુ કે ગ્રામ-વસ્તીના અનેક નાનામોટા કિસ્સાઓનો નિકાલ ગ્રામપંચાયતોમા થતો.

### ફોજદારી ન્યાય : ગુના અને શિક્ષા

ઇસ્લામી કાનૂન પ્રમાણે શિક્ષાના હદ્દ કિસાસ અને તાઝીબ એવા ત્રણ પ્રકાર હતા. હદ્દ એ એવો પ્રકાર હતો જેમા શિક્ષાનુ ધોરણ કુરાન અને હદીસમા દર્શાવવામાં આવ્યું હતુ 'કિસાસ'નો અર્થ 'બદલો લેવો' એવો થતો. આ પ્રકારમા કાનૂન દ્વારા શિક્ષા મુકરર કરાયેલી હતી, છતા જે વ્યક્તિ સડોવાઈ હોય તેના દ્વારા અથવા તો હત્યા થયેલી વ્યક્તિઓના વારસો દ્વારા સજા ઘટાડવો છૂટ આપવામાં આવતી. તાઝીબ એ એવી શિક્ષાનો પ્રકાર હતો, જેમા શિક્ષાનુ પ્રમાણ કાઝી અથવા ન્યાયાધીશની વિવેકબુદ્ધિ પર છોડવામાં આવતુ.[૨૫]

મુઘલ શાસનમા ગુનાઓ બદલ વિવિધ શિક્ષા કરવામા આવતી દંડ, જપ્તી, કક્ષા અને પદ પરથી ઉતારી પાડવુ, નોકરીમાથી બરતરફી, અન્ય પદ્ધતિઓ દ્વારા માનહાનિ, કેદ અને અટકાયત અને દેશનિકાલ, ફટકા અને શારીરિક શિક્ષાઓ, અપરાધીના અંગોનું છેદન, ફાસી, શાહી ખફ્રામરજીના કિસ્સા વગેરે. સરકારી કર્મચારીઓ જે ગુના આચરતા તેમા પ્રજા પર દમન ગુજાર્યાના અને ફરજમા નિષ્કાળજી અને સર્વોપરી રાજા સામે રાજદ્રોહ, બંડ અથવા નિર્લજ્જપણાના કાર્યનો સમાવેશ થતો. ગેરઇન્સાફ અથવા ગેરવહીવટની શિક્ષા એના ગુનાના પ્રમાણમાં થતી

### કેદખાનાં

મુઘલ કાલનાં કેદખાના બે જાતના હતા.[૨૬] પ્રથમ વિભાગના કેદખાનાં ઉચ્ચ દરજ્જાની વ્યક્તિઓ, ઉચ્ચ સરકારી અધિકારીઓ અને શાહજાદાઓ ટૂંકમાં, શાહી અને ઉમરાવ વર્ગના લોકો માટે હતા, જ્યારે બીજી કક્ષાનાં કેદખાનાં સામાન્ય દરજ્જાના લોકો એટલે કે બાકીના લોકો માટે હતા શાહી અને ઉમરાવ વર્ગ માટે દેશભરમા જુદી જુદી જગ્યાએ આવેલા કિલ્લા વપરાતા પ્રાંતીય રાજધાનીમા મધ્યસ્થ કેદખાનાં પણ ઉચ્ચ પ્રકારના અને ઉચ્ચ અધિકારી રાજકીય ગુનેગારો માટે વપરાતાં. રાજધાનીમા કેદખાનાં અને કિલ્લાઓ ઉપરાંત,

સરકાર અને પરગણાના મુખ્ય મથકોએ પણ કેદખાનાં હતાં. સાર્વજનિક કેદખાનાને 'બંદીખાના' કહેવામા આવતાં.

કેદખાનાનો વહીવટ કાર્યક્ષમ ચાલે અને ગુનેગારોને સારી રીતે રખાય એ જોવા બાદશાહો પોતે કેદખાનાઓની મુલાકાતે જતા. પ્રાંત અને જિલ્લાનાં કેદખાનાઓમાં પણ સૂબાઓ અને કાઝીઓને નિરીક્ષણ માટે નિયમિત જવાનું ફરજના ભાગરૂપે નક્કી કરાયુ હતુ. તેઓ પણ કેદીઓની રહેણીકરણી તથા એમને જે સ્થિતિમા રાખવામા આવતા તે જોતા અને જો કોઈ નિર્દોષ જણાય અને એને છોડી મૂકવા જેવો લાગે તો એને છોડી દેવા ફરમાવતા. ચોરી ખૂન લૂટ છેતરપીંડી જેવા ગુના વારવાર કરનાર શકમંદ વ્યક્તિઓને જાહેર સલામતી ખાતર કેદ કરવામાં આવતી.[૨૭]

## પોલીસ-પદ્ધતિ

અકબરના અનુગામીઓના સમયમા સરકારની પોલીસ ખાતાની જવાબદારી અને સત્તા ફોજદાર અને કોટવાળ વચ્ચે વહેચવામાં આવેલી. ફોજદારને ગ્રામવિસ્તાર અને કોટવાળને મુખ્ય નગર અને એનાં પરાઓનો વિસ્તાર સોંપવામાં આવેલો.[૨૮] પરગણામાં એ બે અધિકારીઓની મદદમાં શિકદાર અને આમિલ રહેતા. જ્યા જરૂર હોય ત્યા પરગણાને અમુક ગામનું એકમ બનાવી થાણદારની હકૂમત નીચે મૂકવામા આવતું.[૨૯]

## શિક્ષણ અને ધર્મ

શિક્ષણ પણ ધાર્મિક અને ન્યાયખાતા સાથે જોડાયેલુ હતું. એ કાઝી અને હિંદુ પંડિતો જેવા ધર્મ-નેતાઓને હસ્તક હતું. ધાર્મિક શાળાઓ સામાન્ય રીતે મસ્જિદોમાં કે મંદિરોમાં અથવા કાઝીના કે પંડિતોના નિવાસસ્થાને ચાલતી.

અકબરના સમયમા રાજ્યનું ધર્મખાતું લાયક સંસ્થાઓ અને વ્યક્તિઓને રાજ્ય તરફથી આપવામાં આવતા દાન ધર્માદા સુયૂર્ઘલ વગેરેની વ્યવસ્થા કરતું, હરીફ દાવેદારો વચ્ચે સુયૂર્ઘલ જેવા ઝઘડાઓનો નિકાલ કરવાની સત્તા એ ખાતાના વડા પાસે હતી.

## પ્રજોપયોગી કાર્યો

મુઘલ સરકાર તરફથી જે પ્રજોપયોગી કાર્યો અને બીજી સામાન્ય કલ્યાણની યોજનાઓ હાથ ધરવામા આવતા તે મુખ્યત્વે કેંદ્રીય સરકાર તરફથી થતાં અને એનો ખર્ચ પણ એ સરકાર ભોગવતી. એમ છતાં એમાના કેટલાક કાર્ય સ્થાનિક સત્તાવાળાઓ તરફથી થતા અને ખર્ચનો અમુક ભાગ તેઓ આપતા.

મુઘલ શાસકોએ પોતાની પ્રજાને ખરેખર ઉપયોગી નીવડે તેવાં બાંધકામ પણ કરાવ્યાં. એમા કૂવા તળાવ કુંડો પુલો નહેરો બગીચા વાવ બંધો ઓવારા સ્નાનઘાટો સ્નાનગૃહો ધર્મશાળાઓ અને આરામગૃહો જાહેર-રસોડા માર્ગો હોસ્પિટલો મંદિરો મસ્જિદો વગેરેનો સમાવેશ થતો. જુદા જુદા મુઘલ શાસકોએ, એમના સૂબેદારોએ, ઉમરાવોએ અને અમીરોએ આવા પ્રકારના બાંધકામ ત્યા ત્યા કરાવ્યા હતાં.

## ટપાલ

મુઘલ સમયમા સરકારી ટપાલની સાથે સાથે ખાનગી ટપાલ પણ એવી જ સગવડ નિયમિતતા અને ઝડપથી લઈ જવાતી. સરકારી ટપાલ માટે તંત્ર ઘણું વિસ્તૃત હતું. સરકારી ફરમાનો અને સંદેશા હલકારાઓ મારફતે મોકલાતા અને સ્થાનિક પોલીસ અમલદારોને પોતપોતાના અધિકારવાળા પ્રદેશમાં હલકારાઓ સાથે ચોકિયાતો મોકલવાના હુકમ પત્ર દ્વારા આપવામાં આવતા.

ટપાલ માટે બે પ્રકારની વ્યવસ્થા હતી : ભારે અને વજનદાર ટપાલ ઝડપી ઘોડાવાળી ગાડીમા લઈ જવાતી. આઠ માઈલના અંતરે ઝડપી ઘોડા અને ટપાલના અન્ય જરૂરી સાધન માર્ગ પર આવેલાં આરામગૃહોમા તૈયાર રખાતા, જેથી બહારથી આવેલ ટપાલ એમા સત્વર બદલી નાખી વિના વિલંબે આગળ લઈ જવાતી. બીજી વ્યવસ્થા હતી ખેપિયાની, જે એક દિવસમાં ઘોડા જેટલી ઝડપે દોડતો અને નિયત અંતરે ટપાલ પહોચાડતો. આવા ખેપિયાને 'પથમાર' અથવા 'પટમાર' કહેવામાં આવતો. સરકારી ખેપિયાઓ સાથે ખાનગી લોકો પણ પોતાની ટપાલ મોકલતા.

## દુષ્કાળ--વીમો અને ગરીબ માટે સહાય

અકબરે દુષ્કાળ-વીમો અને ગરીબો માટે સહાય અંગે દરેક જગ્યાએ અનાજ-ભંડારો સ્થાપી કાયમી પગલાં લીધા હતા. આવા અનાજ-ભંડાર 'દહસેરી' વેરામાથી ઊભા કરવામા આવતા. ખેડાણ થયેલી જમીનના વીઘા દીઠ દસ શેર અનાજ વેરા તરીકે સરકાર લેતી અને એવુ ઉઘરાવેલું અનાજ પ્રત્યેક જિલ્લામા ખાસ બાંધવામા આવેલી અનાજની વખારોમા રાખવામાં આવતુ. આવા ભંડારોના ઘણા હેતુ હતા. એ ભંડારોમાથી સરકારી પશુધન, જેને માટે ખુલ્લા બજારમાથી ખરીદ થતી નહિ, તેને માટે અનાજ લેવામાં આવતુ. વાવણી માટે ગરીબ ખેડૂતો અહીંથી બિયારણ મેળવતા. દુષ્કાળના સમયમા ગરીબ લોકો સસ્તા ભાવે અનાજ વેચાતું લઈ શકતા. આ ઉપરાંત અકબરે સામ્રાજ્યભરમાં

ધર્માદાગૃહ સ્થાપ્યાં હતાં, જ્યાંથી ગરીબ લોકો ખોરાક મેળવી શકતા, એ માટે એક દારોગો અથવા નિરીક્ષક અને કારકૂનોનો બનેલો કર્મચારીગણ નીમવામાં આવતો. દુષ્કાળના સમયમાં ગરીબોને રાહત આપવાનાં પગલાં સત્વર અને સંગીનપણે લેવાતાં. રસોડાં અને ધર્માદાગૃહો વધુ ખોલવામાં આવતાં. કેટલાક ગરીબો અને ભિક્ષુકોની સોંપણી શ્રીમંત ઉમરાવ–અમીરોને કરવામાં આવતી. તેઓ એમને ખવડાવવા–પિવડાવવાની વ્યવસ્થા કરતા

## પાદટીપો

૧ J N Sarkar, *Mughal Administration*, pp 4-5

૨ M S Commissariat, *History of Gujarat*, Vol II, p 1, છો ર નાયક, 'મધ્યયુગ', "ગુજરાત એક પરિચય", પૃ. ૧૦૪

૩-૪ M S Commissariat, *op cit*, p. 2

૫ P Saran, *Provincial Government of the Mughals* (1526-1658 A.D), pp 148-149

૬ Abul Fazl, *Ain-i-Akbari*, Trans by H Blochman, Vol I, p 280 cited by Saran, *op cit*, p 170

૭ Saran, *op. cit.*, p. 171

૮. Nizamuddin Ahmad Bakshi, *Tabaqat-i-Akbari*, Vol. II, p. 368 cited by Saran, *op cit.*, p. 171

૯. 'મીરાતે એહમદી', (ગુજ ભાષા. નિઝામુદ્દીન), ગ્રં ૧, પૃ. ૧૩૮

૧૦. Sarkar, *op cit*, pp 49-50

૧૧ 'મીરાતે એહમદી' (ગુજ. ભાષા), ગ્રં ૧, પૃ ૧૬૪-૧૭૨

૧૨ *Memoirs of Jahangir*, Trans by Roger and Beveridge, Vol. I, p 125

૧૩ Saran, *op. cit*, p 199 ૧૪. *Ibid*, 207

૧૫ *Ain-i-Akbari*, Vol II, pp. 40-41 ૧૬. Saran, *op. cit.*, p. 214

૧૭ W. Foster (Ed) *The Embassay of Sir Thomas Roe of India (1615-1619, A D.)*, pp. 28-34

૧૮. *Mirat-i-Ahmadi* (supplement), Eng. Trns. by C. N. Seddon and Syed Nawab Ali, p 8

૧૯ Saran, *op cit*. p 230 ૨૦ Saran, *op. cit*, pp. 259-260

૨૧ *Ain-e-Akbari*, Vol I, p 300, Vol II, pp 23-25

૨૨. Abul Fazl, *Akbar-Nama*, Eng Trans by Henry Beveridge, Vol. II, p 333 & II, p. 488

૨૩ Moreland, *The Agrarian System of Moslem India*, pp 85 and p. 236

૨૪. Saran, *op. cit*, p. 327 ૨૫ *Ibid*, p 380

૨૬ *Ibid.*, p. 390 ૨૭. *Ibid*, p 392

૨૮. *Jean de Thevenot's Travels into the Indies*, Eng Trans. by A. Lovell Part III, pp 19-20

૨૯ Saran, *op cit*, p 397

*

## પરિશિષ્ટ

# ગુજરાતની ટંકશાળોમાં પડાયેલા સિક્કા

### (૧) અમદાવાદ

મુઘલ બાદશાહોના સમયમાં પણ ગુજરાતના સૂબેદારની રાજધાની અમદાવાદમાં રાખવામાં આવી હતી. સલ્તનત કાલમા સ્થપાયેલી અહીં જે ટંકશાળ હતી તે પણ મુઘલ કાલમાં ચાલુ હતી. મુઘલ બાદશાહ અકબરના ગુજરાત પરના વિજયના વર્ષથી, એટલે હિ સ. ૯૮૦ થી જ અહીંથી મુઘલ સિક્કા બહાર પડવા લાગ્યા હતા.

આ ટંકશાળના અકબરના સોના ચાંદી તથા તાંબા એમ ત્રણેય ધાતુના સિક્કા પ્રાપ્ય છે આ સિક્કા મોટે ભાગે ગોળ આકારના અને થોડા ચોરસ છે. સોના અને ચાંદીના હિ.સ. ૯૮૦ ના સિક્કાઓમાં 'અહમદાબાદ,' પણ એ જ વર્ષના થોડા સિક્કાઓમાં 'દારુલ્‌ખિલાફ્તે અહમદાબાદ' એટલે કે અહમદાબાદ નામ સાથે 'દારુલ્‌ખિલાફ્ત( ખિલાફ્તની રાજધાની )'ના ઉપનામનો પ્રયોગ થયો છે. ખાલી 'અહમદાબાદ' લખેલા સિક્કા વજનમાં ઓછેવત્તે અકબરની સોનામહોરના વજન-ધોરણ પ્રમાણે સોનાના ૧૭૦ ગ્રેન અને ચાંદીના ૧૮૦ ગ્રેન વજનના આ સિક્કાઓ પર એક તરફ ઇસ્લામ ધર્મનો મૂળભૂત સિદ્ધાંત એવો કલમો તેમજ પહેલા ચાર ખલીફા હઝરત અબૂબક્ર, ઉમર, ઉસ્માન અને અલીના ગુણો દર્શાવતું એક સૂત્ર અને બીજી તરફ અકબરનાં નામ અને લકબ, ટંકશાળનું નામ અને સિક્કો બહાર પાડવાનુ વર્ષ જોવામાં મળે છે.

અકબરના સિક્કાઓ પર વર્તુળ અથવા ખૂણાદાર કે ખૂણે ગાંઠ વાળેલી બાજુઓવાળા ચોરસ કે એવી જાતની બીજી ભૌમિતિક આકૃતિઓના ક્ષેત્રોમાં તથા આજુબાજુ હાસિયામા લખાણ આપવામા આવ્યુ હોય છે અમુક સિક્કાઓ પર આ ટંકશાળ માટે જ વપરાતું ટંકશાળ-ચિહ્ન પણ મળે છે.

હિ સ. ૯૮૦ પછી તરત જ પહેલાં હિ.સ ૯૮૧ મા અને ફરી પાછું હિ સ. ૯૯૨ મા ઉપરાઉપરી સોના તેમજ ચાંદી બંને ધાતુઓના સિક્કાઓની ભાતમાં ફેરફાર કરવામાં આવ્યો હવે 'દારુલ્‌ખિલાફ્ત' ઉપનામને બદલે 'દારુસ્સલ્તનત'(સલ્તનતની રાજધાની)નુ ઉપનામ વાપરવામા આવ્યુ . હિ સ. ૯૮૧ ના

ચાંદીના સિક્કાઓમા અહમદાબાદ ટકશાળ-નામ સાથે 'દારુસ્સલ્તનતે શહ્રે મુઅજ્જમ'-(સલ્તનતની રાજધાની એવા સર્વથી મહાન શહેર)ના ઉપનામનો પ્રયોગ થયો છે.

હિ સ ૯૮૭ માં 'દારુસ્સલ્તનતે અહમદાવાદ' ટંકશાળ-નામ ધરાવતી સોના અને ચાંદીના એક ચોરસ આકારના સિક્કાઓની ભાત શરૂ થઈ, જેમાં આગલી બાજુના કલમાવાળા લખાણ માટે ચોકડી આકારનુ અને ચાદીના સિક્કાઓમાં ચોરસ ક્ષેત્ર રાખવામા આવ્યુ. આ ભાતમાં નાગપુરના સેન્ટ્રલ મ્યુઝિયમનો એક સોનાનો સિક્કો લગભગ ૧,૮૪૦ ગ્રેન વજનનો છે આ ભાતના ચાંદીના સિક્કા પર એક ટંકશાળ-ચિહ્ન જોવામાં આવે છે. અમદાવાદ ની ટકશાળનો હિ.સ. ૯૮૮ પછીનો કોઈ સોનાનો સિક્કો મળ્યો નથી, પણ ચાંદીમા ચોરસ સિક્કા હિ.સ. ૧૦૦૦ સુધી બહાર પડવા ચાલુ રહ્યા હતા.

હિ.સ. ૧૦૦૦ અને હિ.સ. ૧૦૦૧ માં સિક્કાઓના ધાર્મિક લખાણમાં ફેર ન થયો, પણ હિજરી વર્ષને બદલે અકબરે શરૂ કરેલા નવા ઇલાહી સનના વર્ષ ૩૭ અને ૩૮ નો પ્રયોગ કરવામાં આવ્યો અને ટંકશાળ માટે વપરાતુ 'દારુસ્સલ્તનત' ઉપનામ પડતુ મુકાયુ. આ સિક્કા પણ ચોરસ છે.

હિ સ. ૧૦૦૧ દરમ્યાન અકબરના સોના અને ચાંદીના સિક્કાઓમાં એક નવી ભાત શરૂ થઈ, જેને સિક્કાશાસ્ત્રીઓએ ઇલાહી સિક્કાશ્રેણીનુ નામ આપ્યુ. આ સિક્કાઓમાં ધાર્મિક લખાણને બદલે એક નવુ લખાણ તેમજ ઇલાહી વર્ષ સાથે એ વર્ષના જે માસમાં સિક્કો ટકાયો હોય તે માસનું નામ પણ આપવામા આવ્યુ.

આ સિક્કા વિપુલ સખ્યામા અને અકબરના રાજ્યકાલના પછીના લગભગ બધાં વર્ષોના પ્રાપ્ય છે શરૂઆતમા એ ચોરસ આકારમાં જ બહાર પાડવામા આવ્યા હતા, પણ ઇલાહી વર્ષ ૩૯ દરમ્યાન ચોરસ સાથે ગોળ આકારના ને એ પછી માત્ર ગોળ આકારના બહાર પાડવામાં આવ્યા

ઇલાહી સિક્કાઓના લખાણમાં એક તરફ બાદશાહનાં નામ અને લકબ 'જલાલુદ્દીન અકબર' પર શ્લેષ ધરાવતું અરબી સૂત્ર અલ્લાહો અક્બર જલ્લ જલાલોહ (અલ્લાહ સર્વથી મહાન છે, એનુ ગૌરવ ગૌરવવત હો!) અને બીજી તરફ ઇલાહી વર્ષ અને માસ તથા ટકશાળ–નામ 'અહમદાબાદ' આપતા સૂત્રવાળું લખાણ હોય છે.

આ ભાતના અમુક સિક્કાઓ પર પણ ટકશાળ-ચિહ્ન મળે છે.

આ ઉપરાંત ચાદીમા અકબરના નામ તથા લકબ ધરાવતા એક જુદી ભાતના સિક્કા મળ્યા છે, જેમાં એક તરફ પચકોણ ક્ષેત્રમાં કલમાવાળુ

ધાર્મિક લખાણ અને બીજી બાજુ 'જલાલુદ્દીન મુહમ્મદ અકબર બાદશાહ ગાઝી' તેમજ હિજરી વર્ષની સંખ્યાવાળા લખાણનો પ્રયોગ થયો છે. આ સિક્કા વજનમાં લગભગ ૯૦ ગ્રેનના હોઈ એ અર્ધા રૂપિયા કે (ગુજરાતના સુલતાનોની) મહમૂદી માટે વપરાતા હોય એમ લાગે છે. આ સિક્કાઓમાં અમુક પર આપવામાં આવેલા વર્ષોના આંકડા દા.ત. ૧૨૧૭ વગેરે પરથી એમ લાગે છે કે અકબરની આ ભાતના સિક્કા પાછળથી લાંબા સમય સુધી કચ્છ અને નવાનગર જેવા દેશી રાજ્યોમાં પાડવામાં આવ્યા હતા. આ સિક્કા ગુજરાત-બનાવટવાળા સિક્કાઓના નામે મશહૂર છે.[૨]

અમદાવાદ ટંકશાળના અકબરના તાંબાના સિક્કા સારી સંખ્યામાં તેમજ વિવિધ ભાતના મળે છે. આ સિક્કાઓમાં અમુક પર લખાણમાં એનું મૂલ્ય ટંકા દો-ટાંકી ચાર-ટાંકી વગેરે આપવામાં આવ્યું છે શરૂઆતનાં વર્ષોમાં એટલે કે હિ.સ. ૯૮૦, ૯૮૧ માં ટંકાયેલા તાંબાના સિક્કાઓની એક ભાતમાં એક તરફ ત્રણ પંક્તિમાં 'ફુલૂસે જર્બે અહમદાબાદ (અહમદાબાદમાં ટંકાયેલો પૈસો) અને બીજી તરફ એટલી પંક્તિઓમાં માત્ર હિજરી વર્ષ શબ્દો તેમજ આંકડાઓમાં આપવામાં આવેલું છે. હિ.સ. ૯૮૨ થી 'દારુસ્સલ્તનત' ઉપનામ સાથેના ટંકશાળના નામવાળી એક ભાત શરૂ થઈ, આ સિક્કા અકબરના રાજ્યારોહણના ૩૮ મા વર્ષ (એટલે ઇલાહી ૩૮–હિ.સ. ૧૦૦૧–૨) સુધી ચાલુ રહ્યા પછી એ જ ભાતના, પણ ટંકશાળના ઉપનામ વગર અને હિજરી વર્ષને બદલે માત્ર આંકડામાં ઇલાહી વર્ષ અને માસના નામના લખાણવાળા, સિક્કા બહાર પડયા. આ જ અરસામાં કે એ પછી ફુલૂસ નામને બદલે ટંક–એ–अक्बरशाही (અકબરી ટંકો) નામ ધરાવતા સિક્કા તથા એના ભાગ એક-ટાંકી બે-ટાંકી, ચાર-ટાંકી વગેરે મૂલ્ય-નામો ધરાવતા સિક્કા બહાર પડયા અને અકબરના રાજ્યનાં છેલ્લાં વર્ષો સુધી પડવા ચાલુ રહ્યા. તાંબાના આ સિક્કાઓમાં પૂરા 'ફુલૂસ' કે 'ટંકા'નું વજન ૩૧૦ થી ૩૧૫ ગ્રેન સુધી મળે છે, જ્યારે ચાર ટાંકી આશરે ૨૪૦ ગ્રેન, એક-ટાંકી આશરે ૫૭ ગ્રેન (મૂળ ૬૦ ગ્રેન) અને બે-ટંકી આશરે ૧૨૦ ગ્રેન વજનની મળે છે. ટંકામાં બેવડા વજનના ૬૨૦ થી ૬૩૦ ગ્રેનના મળે છે

જહાંગીરના અમદાવાદના સિક્કા લખાણ બનાવટ વજન વગેરેની દૃષ્ટિએ અવનવી ભાતના છે. સોના અને તાંબાના મુકાબલે ચાંદીના સિક્કા વધારે સંખ્યામાં મળે છે લખાણમાં ગદ્ય કરતાં પદ્યનો વપરાશ વધુ રહે છે

અમદાવાદનો જહાંગીરનો સોનાનો જે સિક્કો અત્યાર સુધી નોંધાયો છે તે એના રાજ્યકાલના ૧૪ મા વર્ષમાં બહાર પડયો હોઈ એમ ધારણા કરવામાં

આવી છે કે આ વર્ષ (હિ.સ. ૧૦૨૮) પહેલાં જહાંગીરનો સિક્કો સોનાની ધાતુમાં અહીં ટંકાયો નહિ હોય. આ સિક્કાનું લખાણ જહાંગીરના ભારતની બીજી ટંકશાળોના સિક્કાઓના લખાણની જેમ પદ્યમાં છે અને વજનમાં એ લગભગ ૧૭૦ ગ્રેનનો છે. આવા સિક્કા હિ.સ. ૧૦૩૩ રા. વ (રાજ્ય વર્ષ) ૧૮ સુધી બહાર પડ્યા હતા.

હિ સ ૧૦૩૩ પછી નૂરજહાંના વર્ચસવાળા જહાંગીરના રાજ્ય-અમલનાં છેલ્લાં ચાર વર્ષો દરમ્યાન એના નામના સિક્કા ટંકાયા, જેનું લખાણ આ પ્રમાણે છે :

એક તરફ (કડીનું પહેલું ચરણ) :

व हुक्मे शाहे जहांगीर याफत सद ज़ेवर

અને રાજ્યવર્ષની અને હિજરી વર્ષની સંખ્યા

બીજી તરફ (કડીનું બીજું ચરણ)

बनामे नूरजहां बादशाह बेगम ज़र

અને ટંકશાળ-નામ

(પંક્તિનો અર્થ : સમ્રાટ જહાંગીરની આજ્ઞાથી સોનું અર્થાત્ નાણું નૂર-જહાં બાદશાહ-બેગમનું નામ એના પર અંકિત થવાથી સો આભૂષણોથી સુશોભિત થયું.)

આ ભાતનો નૂરજહાંના નામવાળો અમદાવાદ ટંકશાળનો સોનાનો સિક્કો માત્ર હિ સ ૧૦૩૭ નો મળ્યો છે.

જહાંગીરના અમદાવાદ ટંકશાળના ચાંદીના સિક્કા વધુ સંખ્યામાં અને વધુ ભાતોના મળે છે. એના રાજ્યકાલના પહેલા વર્ષના સિક્કાઓને મૂળ નામ 'સલીમ'ને લીધે 'સલીમી સિક્કાઓ' પણ કહેવામાં આવે છે વજનમાં આ સિક્કા અકબરના સિક્કાઓ જેટલા છે .

આ પછીના ચાંદીના સિક્કા વજનમાં સહેજ વધારે ૨૦૦ થી ૨૦૫ ગ્રેનના છે. એમાં એક તરફ માત્ર કલમો અને ટંકશાળ-નામ અને બીજી તરફ બાદશાહ-નામ અને લકબ नूरुद्दीन मुहम्मद जहांगीर बादशाह गाजी અને રાજ્ય વર્ષની સંખ્યા આપવામાં આવેલ છે

એ કે ત્રણ વર્ષ પછી, હિ.સ ૧૦૧૭ માં, આથી પણ વધારે વજનવાળા (૨૨૦ ગ્રેન સુધીના) સિક્કા બહાર પડ્યા જેના લખાણની પદ્ય-પંક્તિમાં ટંકશાળ-નામનો પણ સમાવેશ થયો છે

આ ભાતના સિક્કા માત્ર ત્રણેક વર્ષ સુધી બહાર પડ્યા હોય એમ લાગે છે. આ જ લખાણ અને બનાવટના, પણ હલકા એટલે કે પહેલાના વજન (૧૬૯ થી ૧૭૪ ગ્રેન)ના તેમજ બીજી બાજુવાળા લખાણના શબ્દો કે અક્ષરોની સહેજ જુદી ગોઠવણ ધરાવતા સિક્કા હિ સ. ૧૦૨૭ અને ૧૦૩૩ વચ્ચે બહાર પાડવામા આવ્યા. એ પહેલાં હિ.સ ૧૦૨૭(રા. વ ૧૩) દરમ્યાન નવા પદ્ય-લખાણવાળો સિક્કો પણ બહાર પડ્યો હતો.

આ જ વર્ષ એટલે પોતાના રાજ્યકાલના ૧૩ મા વર્ષ(હિ સ ૧૦૨૭)મા જહાંગીર ગુજરાતની મુલાકાતે આવ્યો ત્યારે એને એક નવી જ જાતનો સિક્કો બહાર પાડવાનો વિચાર આવ્યો, જેણે માત્ર એની નહિ, પણ આખા હિંદની સિક્કા-શ્રેણીમા નવી જ ભાત પાડી. આ સિક્કાઓ પર ઇલાહી વર્ષના જે માસમા સિક્કો ટંકાયો તે મહિનાનુ રાશિ-ચિહ્ન આપ્યુ છે અને એ 'રાશિવાળા સિક્કાઓ' તરીકે ઓળખાય છે. અમદાવાદની ટંકશાળ માત્ર ચાંદીના આવા સિક્કાઓ માટે મર્યાદિત રાખવામાં આવી હતી એમ લાગે છે, કેમકે અત્યાર સુધી અહીંનો સોનાનો એક પણ રાશિ-સિક્કો મળ્યો હોવાની જાણ નથી. લંડનના બ્રિટિશ મ્યુઝિયમમા એક કુંભ રાશિવાળો સોનાનો સિક્કો છે,[3] જેની પાછલી બાજુ કુંભ રાશિનુ ચિહ્ન અને આગલી બાજુ જહાંગીરની અમદાવાદ ટંકશાળના નામને સમાવી લેતી ઉપર્યુક્ત ચાંદીના સિક્કાવાળી પદ્યપંક્તિ છે, પણ એની હિજરી વર્ષસંખ્યા તેમજ પદ્યપંક્તિનું લખાણ ભૂલભરેલુ હોઈ તેમજ એની બનાવટની દૃષ્ટિએ એ બનાવટી સાબિત થયો છે.[4]

જહાંગીરના અમદાવાદના ચાંદીના રાશિ-સિક્કા પણ માત્ર હિ સ. ૧૦૨૭(રા વ. ૧૩)ના ઉપલબ્ધ છે અને વજનમા ૧૭૧ થી ૧૭૫ ગ્રેન છે. જે રાશિના સિક્કા મળ્યા છે તે આ છે: મેષ વૃષભ મિથુન કર્ક સિંહ અને વૃશ્ચિક. ને એની આગલી બાજુ પર બાદશાહનુ નામ, ટંકશાળ-નામ તેમજ હિજરી વર્ષની સંખ્યાવાળું લખાણ, ગદ્ય અથવા પદ્યમાં છે. ગદ્યનુ લખાણ जहांगीर शाहे अक्बर बादशाह છે, જ્યારે પદ્ય-પંક્તિમાં ટંકશાળ-નામ પણ સમાવી લેવામા આવ્યુ છે.

વચગાળામાં એટલે કે હિ સ. ૧૦૨૦ અને ૧૦૨૭ વચ્ચે હિજરી વર્ષની સાથે ઇલાહી વર્ષ તથા ઇલાહી માસનુ નામ દર્શાવતા બે જુદી જુદી ભાતના એક ગદ્ય અને બીજા પદ્ય લખાણવાળા સિક્કા બહાર પડ્યા. ગદ્ય લખાણવાળા સિક્કા હિ.સ. ૧૦૨૨ (રા વ. ૮) સુધી રહ્યા અને એ જ વર્ષથી પદ્યલખાણવાળા સિક્કા બહાર પડ્યા. ગદ્યવાળા લખાણમા એક તરફ બાદશાહનું નામ नूरुद्दीन जहांगीर शाहे अक्बरशाह અને બીજી તરફ ટંકશાળ નામ અને ઇલાહી વર્ષ અને

માસ તેમજ હિજરી વર્ષવાળુ લખાણ છે. પદ્યલખાણમા ટંકશાળના નામનો સમાવેશ થયો છે[૫].

અમદાવાદ ટંકશાળના નૂરજહાંના નામવાળા સિક્કાઓની ભાત એના સોનાના સિક્કાઓની ભાતથી સહેજ જુદી છે. બંનેનું લખાણ એકસરખુ છે, પણ શબ્દોની ગોઠવણના ફેર ઉપરાંત ચાંદીના સિક્કામા રાજ્ય તેમજ હિજરી વર્ષ સોનાના સિક્કાની અપેક્ષા પાછલી બાજુ પર અને ટંકશાળનુ નામ આગલી બાજુ પર અપાયું છે. હિ સ ૧૦૩૫ સિવાય નૂરજહાંના નામવાળા ચાંદીના સિક્કા મળ્યા છે

જહાંગીરે ચાંદીમાં એક બીજી નવી ભાતના બહુ હલકા વજનના સિક્કા પડાવ્યા, જે સાધારણ ચલણ માટે નહિ, પણ વિશેષ અવસરો પર ન્યોછાવર કરવા વગેરે હેતુસર વાપરવા માટે ટંકાયા હતા એમ એના ઉપર આપેલા નામો પરથી જણાય છે. અમદાવાદ ટંકશાળના નિચાર પ્રકારના બે સિક્કા મળ્યા છે. ૪૩ ગ્રેન વજનની ઉપલબ્ધ નિથાર હિ.સ. ૧૦૨૭ (રા. વ ૧૩)માં બહાર પાડી હતી.

અમદાવાદના જહાંગીરના તાંબાના સિક્કાઓની ત્રણ ભાત મળી છે એકમા સલીમી તાંકી (એટલે ટાકી) એવુ સિક્કા-નામ એક તરફ અને બીજી તરફ ટંકશાળ-નામ અને ઇલાહી વર્ષ અને માસ, બીજીમાં આગલી બાજુ जहांगीरी (જહાંગીરનો) અને બીજી બાજુ फुलूसे अहमदाबाद (અહમદાવાદનો પૈસો) અને હિજરી વર્ષસંખ્યા અને ત્રીજીમા એક તરફ ખાની (ચલણી) અને રાજ્યવર્ષ અને બીજી તરફ फुलूसे अहमदशाह અને હિજરી વર્ષની સંખ્યા એવા લખાણ છે. મળી આવેલા તાંબા-સિક્કાઓનુ વજન આશરે ૨૩૬, ૨૪૬ અને ૩૦૬ ગ્રેનનુ છે. આ સિક્કા અતિ અલ્પ સંખ્યામા મળી આવે છે એનુ એક મુખ્ય કારણ અકબરનુ તાંબા-નાણું વિપુલ સંખ્યામાં ચલણમા હોવાથી આ ધાતુમા વધુ સિક્કા બહાર પાડવાની જરૂર ન હતી એવુ મનાય છે.

શાહજહાંના સિક્કાઓમા ફરી કલમા અને ચાર ખલીફાઓના નામ-ગુણ-વાળુ લખાણ અપનાવવામાં આવ્યુ. એના રાજ્યકાલના પહેલા વર્ષના અમદાવાદના સિક્કાઓની એક ભાતમાં પ્રથમ વખત હિજરી વર્ષનો સંખ્યા સાથે सना हिजरी (હિજરી સન) એ સંવત-નામથી અને રાજ્યકાલના પહેલા વર્ષનો પણ આંકડાને બદલે શબ્દોમા सना अहद (પહેલુ વર્ષ) એ પ્રમાણે ઉલ્લેખ થયો છે. બીજા વર્ષના સિક્કાઓમાં ફરી ઇલાહી વર્ષનો ઉપયોગ થયો.

શાહજહાંના અમદાવાદની ટંકશાળમાં ત્રણે ધાતુઓમાં સિક્કા બહાર પડ્યા હતા, જેમાં સોના અને તાંબા-નાણું અલ્પ સંખ્યામાં પ્રાપ્ય છે. સોનામાં ૧૭૦ ગ્રેન અને ચાંદીમાં ૧૮૦ ગ્રેન વજન નિર્ધારિત હતું.

અત્યાર સુધી મળી આવેલા સોનાના સિક્કાઓની એક ભાત એ છે કે જેમાં એક તરફ ત્રણ પંક્તિમાં કલમો અને નીચે ટંકશાળનું નામ અને ઇલાહી વર્ષની સંખ્યા તથા માસનું નામ અને બીજી તરફ બાદશાહનું નામ અને પૂરા લકબ અને હિજરી વર્ષની સંખ્યાવાળું લખાણ છે.

આ ભાતનો સિક્કો હિ. સ. ૧૦૪૩ માં બહાર પડ્યો હતો. એ પછીના સિક્કાઓમાં એક તરફ ચોરસ ક્ષેત્રમાં કલમો અને હિજરી વર્ષની સંખ્યા અને આજુબાજુ હાંસિયામાં ચાર ખલીફાઓના નામવાળું સૂત્ર[5] અને બીજી તરફ ચોરસ ક્ષેત્રમાં શાહેજહાન બાદશાહ ગાઝી અને રાજ્યવર્ષ-સંખ્યા અને આજુબાજુ હાંસિયામાં એનાં નામ અને લકબના બાકીના અંશો અને ટંકશાળ-નામવાળું લખાણ છે. શાહજહાંના સિક્કાઓની આ મુખ્ય ભાત છે, જે એના અમલના છેલ્લા વર્ષ સુધી ચાલુ રહી હતી.

શાહજહાંના અમદાવાદના ચાંદીના સિક્કાઓની પણ આવી બે ભાત છે, જેમાંની બીજી ભાતના સિક્કા એના રાજ્યકાલના મોટા ભાગનાં વર્ષોના ઉપલબ્ધ છે. તદુપરાંત એના આ ધાતુના સિક્કાની ત્રીજી ભાત છે, જે એના રાજ્યારોહણના વર્ષમાં બહાર પડી હતી. એમાં અમુક પર વર્ષ-સંખ્યા સાથે હિજરી સંવતના નામનો નિર્દેશ પણ થયો છે. આ ભાતના સિક્કામાં એક તરફ કલમો, ટંકશાળનું નામ અને નિર્દેશ સાથે અથવા વગર હિજરી વર્ષસંખ્યા અને બીજી બાજુ બાદશાહનું નામ અને લકબવાળું લખાણ છે. આ ભાતના અમુક સિક્કાઓ પર હિજરી વર્ષના બદલે બીજી તરફ રાજ્યવર્ષ સંખ્યા પણ મળે છે.

શાહજહાંના અહીંના તાંબા-નાણાની બે ભાત પ્રાપ્ત થઈ છે. એકમાં એક તરફ ફુલૂસે શાહજહાની (શાહજહાંનો પૈસો) અને રાજ્યવર્ષની-સંખ્યા તથા બીજી તરફ ટંકશાળ-નામ અને ઇલાહી માસ-નામનું લખાણ છે. બીજી ભાતમાં સિક્કાની બીજી તરફનાં લખાણ તેમજ ગોઠવણમાં સહેજ ફરક છે. આ નાણું જહાંગીરના તાંબા-નાણાંની જેમ જૂજ છે.

શાહજહાંના સમયથી જ પરદેશ સાથેના વધતા વેપાર તેમજ મક્કામદીનાની હજયાત્રા માટે મુખ્ય બંદર બનેલા એવા સુરત શહેરની ટંકશાળ વધુ કાર્યશીલ બની હતી, પરિણામે શાહજહાં અને એના અનુગામીઓના અમદાવાદ ટંકશાળના સિક્કાઓની સંખ્યા રફતે રફતે ઓછી થતી ગઈ.

શાહજહાંના અંતિમ સમયમાં ગુજરાતના સૂબેદાર મુરાદબખ્શે હિ.સ. ૧૦૬૮ માં રાજ્યપદનો દાવો કરી પોતાના નામના સિક્કા પાડ્યા. એમાં અમદાવાદની ટંકશાળનું નાણું સોના અને ચાંદીની ધાતુઓમાં છે, પણ તાંબાનાણું મળ્યાની જાણ નથી. મુરાદબખ્શના આ સિક્કા એક જ પ્રકાર અને શાહજહાંના સિક્કાઓની મુખ્ય ભાતના છે એનો સોનાનો એક જ સિક્કો ઉપલબ્ધ છે અને એ લંડનના બ્રિટિશ મ્યુઝિયમમાં છે.[૭] આ સિક્કા વજન વગેરેમાં શાહજહાંના ધોરણના છે.

ઔરંગઝેબનો અહીંનો સોનાનો સિક્કો બહાર પડ્યો હોય એમ લાગતું નથી એના ચાંદીના સિક્કાઓની પણ અહીંથી મુખ્યત્વે એક જ ભાત બહાર પડી હોય એમ લાગે છે, જેમાં એક તરફ પદ્યપંક્તિમાં લખાણ અને હિજરી વર્ષસંખ્યા અને બીજી તરફ ટંકશાળ-નામ અને રાજ્ય-વર્ષસંખ્યા દર્શાવતું ઔરંગઝેબે શરૂ કરેલું ગદ્યસૂત્ર

ઔરંગઝેબના સિક્કાઓની આ મુખ્ય ભાતમાં હિ.સ. ૧૦૯૧ સુધી આગલી બાજુમાં વર્ષ-આંકડો છેલ્લી પંક્તિમાં અને એ પછી પહેલી પંક્તિમાં અંકિત થયો, એ સિવાય બીજો કોઈ ફેરફાર નથી વજનમાં પણ એ આ કે આ પછીના સિક્કા લગભગ પૂરા અને શુદ્ધ ટચના છે. ઔરંગઝેબનું અમદાવાદનું તાંબાનાણું મળ્યું નથી.

ઔરંગઝેબના અનુગામીઓના અમદાવાદના સિક્કા ઘણી ઓછી સંખ્યામાં તેમજ ભાતની દૃષ્ટિએ પણ બહુધા એક જ પ્રકારના મળે છે, જેમાં એક તરફ હિજરી વર્ષસંખ્યા સાથે પદ્યપંક્તિ હોય છે, બીજી તરફ ટંકશાળ નામ અને રાજ્ય-વર્ષ આપતું ઔરંગઝેબે શરૂ કરેલું ગદ્યસૂત્ર સહેજ ફેર સાથે છે

શાહઆલમ બહાદુર(શાહઆલમ ૧ લો)ના આ ટંકશાળના અર્ધોએક ડઝન જેટલા ચાંદીના સિક્કા મળ્યા છે, જેમાં બાદશાહનું નામ ધરાવતી પદ્યપંક્તિને બદલે નવા ગદ્યસૂત્રનો પ્રયોગ થયો, જે એના મોટા ભાગના અનુગામીઓના સિક્કાઓમાં વપરાયું

આ સિક્કાઓમાં એક તરફ એ ગદ્યસૂત્ર અને હિજરી વર્ષની સંખ્યા અને બીજી તરફ ઔરંગઝેબવાળા ટંકશાળ-નામ અને રાજ્ય-વર્ષ-સંખ્યાવાળા સૂત્રનું લખાણ છે.

જહાંદારશાહના ત્રણેક ચાદીના સિક્કા મળ્યા છે, જે એક જ ભાતના છે. આમા એક બાજુ હિજરી વર્ષની સખ્યા અને એના નામની પદ્યપક્તિ તેમજ બીજી બાજુ ટકશાળ-નામ વગેરેવાળુ સૂત્ર છે. એનો પણ તાબાનો સિક્કો એક ખાનગી સગ્રહમાં હોવાનુ કહેવાય છે.

ફર્રુખસિયરનો અમદાવાદની ટકશાળનો સોનાનો એક પણ સિક્કો મળ્યો નથી. ચાદીમા દસેક સિક્કા નોધાયા છે, જેમા એક બાજુ હિજરી વર્ષસખ્યા અને એના નામવાળી પદ્યપક્તિ છે અને બીજી બાજુ ટકશાળ-નામ વગેરે-વાળુ સૂત્ર છે. ફર્રુખસિયરનુ તાબાનાણું અતિદુર્લભ છે અને એ માત્ર કલકત્તાના ઇન્ડિયન મ્યુઝિયમમાં છે. ફુલૂસભાતના આ સિક્કા પર એક તરફ ફુલૂસે ફર્રુખસિયર બાદશાહ (ફર્રુખસિયર બાદશાહનો પૈસો) અને બીજી તરફ ટકશાળ નામ વગેરે-વાળું ઉપર્યુક્ત સૂત્રનુ લખાણ છે. વજનમા આ સિક્કો ૨૧૨ ૫ ગ્રેનનો છે

રફીઉદ્દરજાતનું પણ માત્ર ચાંદીનું અને એ પણ એક ભાતનું નાણુ મળ્યું છે, જે દુર્લભ છે સૂચિઓમાં નોધાયેલા ત્રણેક સિક્કા ભાતમા ઉપર જણાવેલા ફર્રુખસિયરના સિક્કા જેવા છે

રફીઉદ્દરજાતના સિક્કાઓમાં ટકશાળનુ ઉપનામ જીનતુલ્બિલાદ[૮] (નગરોનુ આભૂષણ) નોધપાત્ર છે.

રફીઉદ્દવલા શાહજહાં ૨ જાના અમદાવાદના માત્ર ચાદીના સિક્કા મળ્યા છે, જે અતિદુર્લભ છે. આ સિક્કાઓ પર બને બાજુ ગદ્યસૂત્રવાળુ લખાણ છે

મુહમ્મદશાહના સિક્કા ઔરંગઝેબના બીજા અનુગામીઓ કરતાં વધુ છે. એનો સોનાનો એક સિક્કો ખાનગી સગ્રહમા હોવાનુ કહેવાય છે, જ્યારે ચાંદીના સિક્કા લગભગ બધાં મ્યુઝિયમોમાં છે. આ સિક્કા ભાતમાં શાહઆલમ બહાદુરના સૂત્રવાળા સિક્કાઓ જેવા છે.

અહમદશાહનો અમદાવાદનો માત્ર ચાંદીનો જ એક સિક્કો મળ્યો છે, જે લખાણ તથા ભાતમા મુહમ્મદશાહના ટકશાળ નામવાળા સિક્કા જેવો છે. આલમગીર ૨ જાનો સોનાનો સિક્કો ખાનગી સંગ્રહોમા હોવાનુ કહેવાય છે એના ચાદીના ત્રણચાર સિક્કા મળ્યા છે, જે લખાણ તેમજ ભાતની દૃષ્ટિએ મુહમ્મદ-શાહ અને અહમદશાહના સિક્કા જેવા જ છે. શાહજહાં ૩ જાના પણ માત્ર ચાંદીના ત્રણચાર સિક્કા પ્રાપ્ત થાય છે તેઓ પણ એ જ ભાતના છે.

શાહઆલમ ૨ જાના ત્રણે ધાતુમા સિક્કા મળ્યા છે, પણ એની સખ્યા અલ્પ છે. સોનાનો જે એક સિક્કો મળ્યો છે તે તથા ચાંદીના સિક્કા પણ ફર્રુખસિયર વગેરેની પદ્યપંક્તિવાળા લખાણની ભાતના છે.

એના તાંબાના સિક્કા શાહજહાના તાંબાના સિક્કાની બીજી ભાતના એટલે ફુલૂસે શાહઆલમી (શાહઆલમનો પૈસો) અને રાજ્ય-વર્ષ તથા ટંકશાળ-નામના સૂત્રવાળા છે

બીદર બખ્તના પણ ત્રણે ધાતુઓમા સિક્કા મળ્યા છે. સોનાના ઓછામાં ઓછા ચાર સિક્કાઓના અસ્તિત્વની માહિતી છે એના પણ સોના અને ચાંદીના સિક્કાઓની ભાત એક છે, જે પાછલા મુઘલ સમ્રાટોના પદ્યલખાણવાળા સિક્કા જેવી છે બીદર બખ્તનો તાંબાનો સિક્કો ખાનગી સંગ્રહમાં હોવાનું કહેવાય છે.

મુહમ્મદ અકબર ૨ જાના ચાંદી[૯] અને તાંબાના સિક્કા મળ્યા છે ચાંદીનો સિક્કો પાછલા મુઘલ સમ્રાટોના સિક્કાએ મુબારક વગેરે ગદ્યસૂત્રવાળા લખાણની ભાતના છે એની બીજી બાજુના લખાણમા અક્ષર નાગરીમાં અંકિત છે, જે સૂચવે છે કે આ સિક્કા વડોદરાના ગાયકવાડ તરફથી બહાર પાડવામા આવ્યા હતા. તાંબામા પણ એના સિક્કા એના પુરોગામીઓની ફુલૂસવાળી ભાતના છે.

આ છેલ્લા પાંચ બાદશાહોના સિક્કાઓ પર પણ ટંકશાળ-ચિહ્નો જોવા મળે છે.

## ૨ પાટણ

ગુજરાતના જૂના પાટનગર (અણહિલવાડ) પાટણ માટે સિક્કા પર 'નહરવાલા પત્તન' કે 'શહરે પત્તન' નામો અંકિત મળે છે.

ગુજરાતના સુલતાનોના સમયમા અહીં ટંકશાળ ન હતી. મુઘલ સમયમા માત્ર અકબરના રાજ્યકાલની શરૂઆતનાં થોડા વર્ષો દરમ્યાન અહીં ટંકશાળમા માત્ર હિ સ ૯૮૪ અને ૯૮૫ માં બહાર પડેલા સિક્કા મળે છે એ જોતાં એ હિ.સ ૯૮૫ પછી બંધ કરવામાં આવી હોય એમ લાગે છે,

અકબરના અહીંથી ત્રણે ધાતુઓમાં સિક્કા બહાર પડયા હતા, જેમા સોનાના સિક્કા અતિદુર્લભ છે. ચાંદી અને તાંબાના સિક્કાઓની પણ સંખ્યા ઝાઝી નથી. આ બધા સિક્કા એનાં ભાત લખાણ વગેરે બાબતોમા અમદાવાદના સિક્કાઓને મળતા છે

અકબરનો સોનાનો એક સિક્કો લંડનના બ્રિટિશ મ્યુઝિયમમા છે એમ નોંધાયુ છે, પણ એનુ વર્ણન ઉપલબ્ધ નથી

એના ચાંદીના ગણ્યાગાંઠ્યા સિક્કાઓમા ભારતમા લખનૌના પ્રોવિન્શિયલ મ્યુઝિયમની સિક્કા-સૂચિમાં બે નમૂના નોંધાયા છે[૧૦] એ ઉપરાંત બીજા એકબે

સિક્કા વિશે માહિતી પ્રકાશિત થઈ છે.[૧૧] આ બધા સિક્કા ભાતમાં એકસરખા છે, જે અમદાવાદની દારુસ્સલ્તનત ઉપનામવાળી ભાતોમાની એક ભાતને મળતી છે એમા એક બાજુ ગોળ સિક્કા પર વચમા ટપકાવાળી બે લીટીઓથી બનેલા ચોરસ ક્ષેત્રમા કલમો અને આજુબાજુ હાસિયામા ચાર ખલીફાઓવાળું અને બીજી બાજુ એવા જ ક્ષેત્રમાં સમ્રાટનુ નામ તથા હિજરી વર્ષસંખ્યા અને હાંસિયામા માનસૂચક લકબ, રાજ્યના અમરત્વ માટે પ્રાર્થના અને ટંકશાળ-નામ जर्ब दर शहरे नहरवाला पत्तन (નહરવાલા પાટણ શહેરમા ટંકાયો) એ લખાણ છે.[૧૨]

ગુજરાત બનાવટના અકબરના ચાંદીના સિક્કા ગુજરાતની મહમૂદી જેવા જેઓના પર ટકશાળ નામ નથી અને રેવ. ટેલરના મતે જે સુરત ખાતે ટકાયા હતા તે સિક્કા પાટણની ટંકશાળમાથી બહાર પડયાનું વિધાન શ્રી. સી. આર. સિંઘલે કર્યું છે. શ્રી. સિંઘલે આવા જે ૮૦ સિક્કાઓના અભ્યાસ પછી પોતાનો મત બાંધ્યો છે, તેમાના અમુક પર હિજરી વર્ષસંખ્યા ૯૭૯, ૯૯૦, ૯૯૭, ૯૯૯ વગેરે અપાઈ હોવાનું તેમજ અમુક પર પાટણ ટંકશાળનુ નામ પણ વાંચી શકાય છે એમ નોંધ્યું છે, પણ આ સિક્કાઓની આપેલી છાપમાં એ સ્પષ્ટ આવ્યુ નથી,[૧૩] એટલે શ્રી સિંઘલે ચર્ચેલા સિક્કા જોયા સિવાય આ વિષય પર નિર્ણયાત્મક અભિપ્રાય આપી શકાય એમ નથી

અકબરના પાટણના સિક્કા પણ દુર્લભ કહી શકાય. અત્યાર સુધી એનો એક ફુલૂસ રેવ. ટેલરે પ્રકાશિત કર્યો હોવાની માહિતી છે. આ સિક્કો અમદાવાદના તાંબાના સિક્કાઓની એ ભાતના જેવો છે, જેમા ગોળ સિક્કા પર વચોવચ વચમા ટપકાંવાળી બે આડી લીટીઓથી વહેચાયેલા ક્ષેત્ર પર નીચે લખાણ છે. આગલી બાજુ પર फुलूसे जर्ब नहरवाला पत्तन (નહરવાલા પટ્ટણ–શહેરમાં ટંકાયેલો પૈસો) અને બીજી બાજૂ હિજરી વર્ષ શબ્દો અને સંખ્યા બંનેમાં અપાયુ છે[૧૪]

## ૩. માલપુર

અકબરના સિક્કાઓ પર ટંકશાળનુ નામ 'માલપુર' મળે છે. આ માલપુર અગાઉની મહીકાંઠા એજન્સીમા અને હાલ સાબરકાંઠા જિલ્લામાં અમદાવાદથી આશરે ૧૦૦ કિલોમીટર ઉત્તરપૂર્વ દિશામા આવેલુ માલપુર એવો સિક્કાશાસ્ત્રીઓનો મત છે, જોકે ટંકશાળવાળી રાજધાની અમદાવાદથી આટલી નજીક બીજી ટંકશાળની શી આવશ્યક્તા હશે એ એમને મન કોયડારૂપ છે, પણ અહીંની ટંકશાળ પાટણની જેમ અલ્પજીવી અને માત્ર હિ. સ ૯૮૩ થી ૯૮૫ દરમ્યાન જ કાર્યશીલ રહી તેમજ એમાં ટંકાયેલા સિક્કા પણ જૂજ સંખ્યામાં પ્રાપ્ય છે. હિ. સ ૯૮૫

પછી બહાર પડેલો અહીનો કોઈ સિક્કો મળ્યો નથી, એટલે એ વર્ષમા એ ટંકશાળ બંધ કરવામા આવી હશે.

માલપુરના ત્રણે ધાતુઓમા સિક્કા મળ્યા છે. સોના અને ચાંદીમાં એક એક અને તાબામાં ચાર–૭ સિક્કા નોધાયા છે એ જોતા અહીના સિક્કા દુર્લભ ગણાય. સોનાના સિક્કા પર અમદાવાદની જેમ માલપુરને दारुल्खिलाफा (ખિલાફતની રાજધાની)ના માનસૂચક ઉપનામથી બિરદાવવામા આવ્યુ છે એ એક રીતે માલપુરની રાજકીય અગત્યનુ દ્યોતક છે.[૧૫] અહીનો સોનાનો જે સિક્કો પ્રકાશિત થયો છે તે આકારમા ગોળ, ૧૬૮ ગ્રેન વજનનો અને હિસ ૯૮૪મા ટકાયેલો હતો તેમજ લખાણ વગેરેમા એ જ વર્ષમા અમદાવાદમા ટકાયેલા સિક્કા જેવો છે.[૧૬]

માલપુરનો ચાંદીનો સિક્કો માત્ર લડનના બ્રિટિશ મ્યુઝિયમમા છે, સોનાના સિક્કાની ભાતનો હોવાનુ કહેવાય છે, પણ એમાં વર્ષ-સખ્યા પાછલી બાજુ પર આપવામાં આવેલી છે[૧૭]

માલપુરના તાબાના સિક્કા લખાણમાં અકબરના અમદાવાદના તાંબાના સાદા ક્ષેત્રવાળી એક ભાત જેવા છે, પણ લખાણની ગોઠવણ સહેજ જુદી છે. આગલી બાજુ પર પાચ પક્તિમાં સિક્કાનું અને ટંકશાળનું નામ સિક્ક એ ફુલૂસે જર્બે માલ્પુર અને બીજી બાજુ ત્રણ પક્તિમાં હિજરી વર્ષ શબ્દ અને સખ્યામા આપવામા આવ્યું છે. આ સિક્કાઓ પર ટકશાળ-ચિહ્ન પણ છે. તાબાના સિક્કા હિ.સ ૯૮૪ અને ૯૮૫ માં ટકાયા હતા.

## ૪. સુરત

સુરત ખાતે સલ્તનત સમયમાં ટંકશાળ હોય એમ લાગતુ નથી મુઘલ સમયમાં અકબરે અહી ટંકશાળ સ્થાપી હતી સુરતે ટકશાળ તરીકે અગત્યનું સ્થાન તો જહાંગીરના સમયમા ધારણ કર્યું. શાહજહાંના સમયથી તો એ ગુજરાતની પ્રધાન ટંકશાળ બની ગઈ હતી એમ કહી શકાય.

સમગ્ર રીતે જોઈએ તો પણ સુરતના સોના અને ચાદીના સિક્કા અમદાવાદ સુધ્ધાં ગુજરાતની બીજી કોઈ એક ટકશાળના સિક્કાઓ કરતાં સખ્યામા વધારે છે.

અકબરના સુરતના સિક્કા અતિદુર્લભ છે. અત્યાર સુધી માત્ર ચાંદીના બે સિક્કા નોધાયા હોવાની માહિતી છે. આમાના લાહોરના પજાબ મ્યુઝિયમવાળા

નમૂનામા 'સુરત' તેમજ 'આબાન'ની જોડણીમાં ભૂલ છે,[૧૮] પણ એનો બીજો નમૂનો એ જ વર્ષમા અને એ જ માસમા બહાર પડેલો પ્રકાશિત થયો છે તેમાં 'સૂરત' અને 'આબાન'ની જોડણી ખરી છે.[૧૯]

સુરતના જહાંગીરના સિક્કા પ્રમાણમા ઓછા મળે છે. અત્યાર સુધી પ્રાપ્ત સિક્કામા કોઈ સિક્કા પર હિ સ ૧૦૨૯ પહેલાનું વર્ષ મળ્યું નથી, એટલે લાગે છે કે સુરતની ટંકશાળમાં સિક્કા એના રાજ્યકાલના ઉત્તરાર્ધમા બહાર પાડવામા આવ્યા હશે.

જહાંગીરનો સોનાનો એક સિક્કો લંડનના બ્રિટિશ મ્યુઝિયમમાં છે, જે નૂરજહાના નામે હિ સ. ૧૦૩૬ મા ટકાયો હતો. એ અમદાવાદના નૂરજહાંના સિક્કાની ભાતનો છે.

ચાંદીના સિક્કાઓમાં એક ભાત તો આવી જ છે અને બીજી ભાત પણ અમદાવાદના ઇલાહી વર્ષ અને માસ દર્શાવતી અને બાદશાહનું નામ ગદ્યના લખાણમા ધરાવતી ભાત જેવી છે.

જહાગીરનો તાબાનો સિક્કો એક ખાનગી સગ્રહમાં હોવાનુ કહેવાય છે, પણ એ વિશે વિગત ઉપલબ્ધ નથી.

શાહજહાના સુરતના સિક્કા લખાણ અને ભાતની દૃષ્ટિએ લગભગ અમદાવાદના એના સિક્કા જેવા છે. એક ભાત તો સાવ અહમદાવાદ જેવી છે. વર્તુળક્ષેત્રમાં એક તરફ કલમો, ટંકશાળ–નામ અને ઇલાહી વર્ષ સંખ્યા અને માસ તથા બીજી તરફ બાદશાહનુ નામ, લકબ અને હિજરી વર્ષ સંખ્યા : આ ભાત માત્ર એના સોનાના સિક્કામા છે, જે અતિ દુર્લભ છે. સોનાના સિક્કાની બીજી ભાત ઉપર વર્ણવેલી એના ચોરસ ક્ષેત્રવાળી અતિ સાધારણ ભાત છે. ચાદીમા સોનાની ઇલાહી વર્ષ અને માસવાળી ભાતનો સિક્કો હજી મળ્યો નથી, જ્યારે ચોરસ ક્ષેત્રવાળી ભાતના સુરતના સિક્કા સારી સંખ્યામા પ્રાપ્ય છે.

સુરતની ટંકશાળમાં શાહજહાના રાજ્યકાલના પહેલા વર્ષમા ચાંદીનો એક નવી ભાતનો સિક્કો બહાર પડયો તેમાં એક તરફ કલમો અને હિજરી વર્ષ-સંખ્યા અને બીજી તરફ ટંકશાળ નામ તથા એના નામવાળી પદ્યપંક્તિ છે. આ જ વર્ષમાં હિજરી સનના નામનિર્દેશવાળા સિક્કા બહાર પડયા, જે ઓછામાં ઓછા હિ સ ૧૦૪૨ સુધી બહાર પડયા હતા.

શાહજહાના રા.વ. ૬ થી ચોરસ ક્ષેત્રવાળી ભાત ચાલુ થઈ, જે રા.વ. ૩૦ સુધી ચાલુ રહી.

એના સુરતના તાંબાના સિક્કા જૂજ સખ્યામા અને એક ભાતના મળે છે.

મુરાદબખ્શનો સોનાનો એક સિક્કો ખાનગી સગ્રહમા હોવાનુ કહેવાય છે. એના ચાદીના સિક્કાઓમાં એક નવી ધાર્મિક લખાણ અને પદ્યપક્તિવાળી ભાત છે. આ ભાતના સિક્કા અતિ દુર્લભ છે અને લડનના બ્રિટિશ મ્યુઝિયમ ઉપરાંત ભારતમા માત્ર નાગપુરના સેન્ટ્રલ મ્યુઝિયમમા છે.[૨૦] આમા એક તરફ કલમો ટકશાળ–નામ અને હિજરી વર્ષ–સખ્યા છે અને બીજી તરફ આ પદ્ય-પક્તિ છે.

અમદાવાદવાળી એની ભાતના ચાંદીના સિક્કા ઠીક ઠીક સંખ્યામાં મળે છે.

મુરાદબખ્શનુ સુરતનુ તાંબાનાણું સોનાના નાણાની જેમ દુર્લભ છે. એ એક જ ભાતનું અને કશા વૈવિધ્ય વગરનુ છે આ સિક્કા પર એક તરફ ફુલ્સે મુરાદશાહી અને બીજી તરફ ટકશાળ–નામ અને રાજ્ય–વર્ષનુ લખાણ છે.[૨૧]

સુરત ટકશાળના ત્રણે ધાતુમા સખ્યામા સૌથી વધુ સિક્કા ઔરગઝેબના છે એના રાજ્યકાલનુ ભાગ્યેજ કોઈ વર્ષ હશે, જેમા ટકાયેલો ચાદીનો સિક્કો ન મળ્યો હોય. એના પહેલા વર્ષના સોના તેમજ ચાંદીના સિક્કાઓમા ટક-શાળ-નામમા સુરત સાથે 'बंदरे मुबारक' (શુભ બંદર) ઉપનામનો પ્રયોગ તેમજ એ પછીના સિક્કાઓમાં આગલી બાજુ પર હિજરી વર્ષના આંકડા ઉપલી કે વચલી પક્તિમા અપાયા હોવા સિવાય ભાતની દષ્ટિએ એના સિક્કાઓમા કઈ વૈવિધ્ય કે નવીનતા દષ્ટિગોચર થતી નથી. સોના અને ચાદીના સિક્કાઓની એક જ મુખ્ય ભાત છે, જેમાં એક તરફ એના નામવાળી પદ્યપક્તિ અને બીજી તરફ ટકશાળ–નામ વગેરેવાળા સૂત્રનુ લખાણ છે.

ઔરગઝેબનુ અહીંનુ તાબા-નાણું બે ભાતનુ પ્રાપ્ત છે એકમાં એક તરફ ફુલ્સે औरंगजेबशाही (ઔરગઝેબશાહનો પૈસો) અને બીજી તરફ ટકશાળ-નામ અને રાજ્ય વર્ષ-સખ્યાવાળુ લખાણ છે. આ ભાતના અમુક સિક્કા-ઓમા બીજી બાજુના લખાણની ગોઠવણ સહેજ જુદી છે. બીજી ભાતમા એક તરફ ટકશાળનુ નામ અને હિજરી વર્ષ-સખ્યા અને બીજી તરફ जुलूसे मुबारक सना (શુકનવતુ રાજ્યારોહણ વર્ષ કલાણુ) એ લખાણ છે.

આઝમશાહના સુરતના માત્ર ચાદીના સિક્કા મળ્યા છે, જે ઘણા દુર્લભ છે ભાતમા એ એના અમદાવાદના સિક્કા જેવા છે.

શાહઆલમ બહાદુરના આ ટકશાળના સોના અને ચાદીના સિક્કા ઠીક સખ્યામાં પ્રાપ્ય છે આ સિક્કાઓ પર આગલી બાજુનુ લખાણ એના અમદાવાદના

સિક્કાઓ જેવું. પણ ગોઠવણમાં સહેજ ફેરવાળું છે તેમજ બીજી બાજુવાળું લખાણ કશા ફેરફાર વિનાની ઔરંગઝેબવાળી ટંકશાળ-નામ વગેરે સૂત્રવાળું છે એનો સુરતનો તાંબાનો સિક્કો હોવાનું ટેલરે નોંધ્યું છે, પણ એ વિશે કાંઈ વિગત આપી લાગતી નથી.[૨૨]

સુરતમાં ટંકાયેલો જહાંદારશાહનો એક સોનાનો સિક્કો લંડનના બ્રિટિશ મ્યુઝિયમમાં છે, જ્યારે એના ચાંદીના સિક્કા એકાદ ડઝન જેટલા મળે છે. બંને ધાતુના સિક્કાઓનું પદ્યપંક્તિ વગેરેવાળુ બંને બાજુનું લખાણ એના અમદાવાદના સિક્કાઓના લખાણ જેવું છે, માત્ર ગોઠવણમાં સહેજ ફેર છે. એના ચાંદીના સુરતના સિક્કાની એક બીજી ભાત છે, જેમાં આગલી બાજુ પર હિજરી વર્ષ-સંખ્યા સાથે એના નામવાળી બીજી પદ્યપંક્તિ છે.

જહાંદારશાહનો તાંબાનો સિક્કો રેવ ટેલરની પાસે હતો, જે ફુલૂસ-ભાતનો છે એમાં એક તરફ ફુલૂસે જહાંદારશાહી અને બીજી તરફ ટંકશાળ-નામ અને રાજ્ય-વર્ષ છે.[૨૩]

સુરતની ટંકશાળના સિક્કાઓની સંખ્યામાં ઔરંગઝેબના અનુગામી-ઓમાં ફર્રુખસિયરનો મુહમ્મદશાહ પછી બીજો નંબર આવે છે. એનો સોનાનો એક જ સિક્કો મળ્યો હોવાની જાણ છે, જે કલકત્તાના ઇન્ડિયન મ્યુઝિયમમાં છે. આ તેમજ એના ચાંદીના સિક્કા એના રાજ્યના છેલ્લા વર્ષમાં અમદાવાદમાં ટંકાયેલા એના ચાંદીના સિક્કાની ભાત જેવા છે માત્ર બંને ટંકશાળોના સિક્કા-ઓમાં આગલી બાજુના પદ્યપંક્તિવાળા લખાણ અને હિજરી વર્ષ સંખ્યાની ગોઠવણમાં સહેજ ફેર છે. ફર્રુખસિયરના ચાંદીના સિક્કા એના રાજ્યકાલનાં બધાં વર્ષોના ઉપલબ્ધ છે. એનો તાંબાનો ફુલૂસ એક ખાનગી સંગ્રહમાં હતો, જે રેવ ટેલરે પ્રકાશિત કર્યો છે. એમાં એક તરફ ફુલૂસે ફર્રુખસિયર બાદશાહ તથા બીજી બાજુ ઔરંગઝેબવાળું ટંકશાળ-નામ વગેરે સૂત્ર છે. આ સિક્કા પર કોઈ વર્ષ નથી.

રફીઉદ્દરજાતના સુરતના સોના અને ચાંદીના એકેક સિક્કાની ભાત મળી છે. આ અનુક્રમે કલકત્તાના ઇન્ડિયન મ્યુઝિયમમાં અને મુંબઈમાં મહારાષ્ટ્ર રાજ્યના પુરાતત્ત્વખાતામાં છે.[૨૪] બંને સિક્કા લખાણ અને ગોઠવણ બંને રીતે એક જ ભાતના અને આ બાદશાહના અમદાવાદના ચાંદીના સિક્કાઓને મળતા છે. એનો તાંબાનો સિક્કો રેવ ટેલર પાસે હતો, જેમાં લખાણ અપૂર્ણ છે.[૨૫]

રફીઉદ્દૌલા શાહજહા ૨ જાના સિક્કા ત્રણે ધાતુઓમાં મળે છે સોનામાં એક, ચાદીમાં અર્ધોએક ડઝન અને તાબામાં એક. સોના અને ચાદીના સિક્કા એક જેવા છે અને 'સિક્ક એ મુબારક'વાળી ભાતના છે. એના તાબાના સિક્કામાં એક તરફ ફુલ્સે શાહજહા બાદશાહ (શાહજહાં બાદશાહનો પૈસો) અને હિજરી વર્ષ-સંખ્યા અને બીજી તરફ ટંકશાળ-નામ વગેરેવાળુ સૂત્ર.

મુહમ્મદશાહના સુરતના ચાંદીના સિક્કા સારી સખ્યામા ઉપલબ્ધ છે, પણ સોના નાણુ દુર્લભ છે. આ બંને ધાતુઓના એના સિક્કાઓની બે મુખ્ય ભાત છે. એકમા એક તરફ હિજરી વર્ષ અને એના નામવાળી પદ્યપંક્તિ અને બીજી તરફ ટકશાળ-નામ અને રાજ્યવર્ષવાળુ પ્રચલિત સૂત્ર છે આ ભાતના સિક્કા એના રાજ્યકાલના-પ્રારભના ચાર-પાંચ વર્ષો સુધી ટકાયા હોય એમ જણાય છે. બીજી ભાતના સિક્કા એના અમદાવાદના સિક્કાની જેમ 'સિક્ક એ મુબારક'વાળી શ્રેણીના છે આ ભાતના સિક્કા એના રાજ્યકાલમાં પહેલેથી છેવટ સુધી ટકાયા હતા.

મુહમ્મદશાહના સુરતના તાંબા નાણામા રેવ. ટેલરે બે ભાત નોંધી છે.[૨૬]

અહમદશાહ, આલમગીર ૨ જો, શાહજહા ૩ જો અને શાહઆલમ ૨ જાના ચાદીના મળેલા સિક્કાઓની સખ્યા નાની છે એ મુહમ્મદશાહના ગદ્ય લખાણ-વાળી ભાતના છે. શાહઆલમ ૨ જાનો સોનાનો એક સિક્કો ખાનગી સગ્રહમા હોવાનુ કહેવાય છે[૨૭] એના તેમજ આલમગીર ૨ જાના બે રૂપિયાના સિક્કા પણ નોધાયા છે.[૨૮] આ ચારમાથી કોઈ બાદશાહનો તાબાનો સિક્કો મળ્યો નથી

સુરતની ટકશાળમા કે એના નામે ઈસ્ટ ઇન્ડિયા કંપનીએ ઈ સ. ૧૮૦૦ માં શાહઆલમ ૨ જાના નામથી સોના અને ચાંદીના સિક્કા બહાર પાડ્યા હતા.[૨૯]

અકબરના ગુજરાત-બનાવટના સિક્કા પણ આ અરસામા સુરતની ટકશાળમાં ફરી પાડવામા આવ્યા હતા એવી સિક્કાશાસ્ત્રીઓની માન્યતા છે.[૩૦]

સુરતની ટકશાળ વિશે એક બીજી નોંધપાત્ર હકીકત એ છે કે ત્યા આ બાદશાહોનાં નામથી ટકાયેલા અર્ધા રૂપિયા પણ ઉપલબ્ધ છે, જ્યારે ભારતની બીજી ટકશાળોના અર્ધા દુર્લભ છે

## ૫ ખંભાત

મુસ્લિમ તવારીખકારોએ ખભાતનુ નામ 'કબાયત' તથા 'ખભાયત' લખ્યુ છે ગુજરાતના સુલતાનોના સમયમા ત્યાં ટકશાળ સ્થપાઈ હોય એમ

લાગતું નથી. મુઘલ બાદશાહોના સમયમાં પણ ત્યાં ક્યારે ટંકશાળ સ્થપાઈ એ નિશ્ચિત કરવું મુશ્કેલ છે. અકબર કે જહાંગીરનો આ ટંકશાળનો કોઈ સિક્કો મળ્યો નથી. જહાંગીરે એના રાજ્યકાલના ૧૨ મા વર્ષ (હિ સ ૧૦૨૭)માં ખંભાતની મુલાકાત લીધી ત્યારે એણે ખંભાતની ટંકશાળમાંથી વિશેષ વજનના ચાંદી અને તાંબાના સિક્કા પડાવેલા એમ એણે પોતાની રોજનીશીમાં જણાવ્યું છે, એટલું જ નહિ, પણ એ સિક્કાઓના વજન લખાણ વગેરે બાબતોની વિગતો પણ આપી છે,[31] પણ આમાંનો એક પણ સિક્કો મળ્યો નથી.

ખંભાતનો શાહજહાંનો રાજ્યવર્ષ ૧૪/હિ.સ ૧૦૫૧ માં બહાર પડેલો ચાંદીનો સિક્કો આ ટંકશાળના ઉપલબ્ધ સિક્કાઓમાં સર્વ પ્રથમ મુઘલ સિક્કો છે.[32] ત્યાર પછી આલમગીર ૨ જાના સમય સુધી આ ટંકશાળ સક્રિય રહી. ઔરંગઝેબ, શાહઆલમ બહાદુર અને મુહમ્મદશાહ સિવાય બીજા કોઈ બાદશાહનો આ ટંકશાળમાંથી બહાર પડેલો સોનાનો સિક્કો તેમજ કોઈ પણ મુઘલ બાદશાહનો તાંબાનો સિક્કો મળ્યો નથી.

ખંભાતનું નામ ખાસ કરીને ટંકશાળની સક્રિયતાની શરૂઆતના વર્ષોમાં બહાર પડેલા સિક્કાઓ પર જુદી જુદી રીતે લખાયું છે શાહજહાં અને મુરાદ બખ્શના સિક્કા પર ગામનું નામ 'ખંભાયત' મળે છે આ જ નામ ઔરંગઝેબના રાજ્યકાલના પહેલાં થોડા વર્ષોના સિક્કાઓ પર અંકિત મળે છે, પણ એના રાજ્યકાલના ૬ ઠ્ઠા અને ૧૩ મા વર્ષ વચ્ચે, ઘણું કરીને રા. વ. ૯/હિ સ. ૧૦૭૭ માં, 'ખંભાયત'ને બદલે 'કંબાયત' જોડણી અપનાવાઈ. એના તેમજ એના અનુગામીઓના સિક્કાઓ પર છેલ્લે સુધી 'કંબાયત' નામ મળે છે. શાહજહાંના છેલ્લા વર્ષ એટલે કે હિ.સ ૧૦૬૯/રા વ ૩૨ ના એક સિક્કામાં ટંકશાળ–નામ 'ખંભાત' અંકિત થયું હોવાનું શ્રી સી. આર. સિંઘલે નોંધ્યું છે,[33] પણ એમણે આ સિક્કાની છાપ આપી નથી.

આ ટંકશાળના શાહજહાંના સિક્કાઓમાં કંઈ ખાસ વૈવિધ્ય નથી ઉપલબ્ધ સિક્કા ચોરસ સિક્કાવાળી પ્રચલિત ભાતના લખાણવાળા તેમજ અમદાવાદ અને સુરતના લખાણના સિક્કાઓની ભાતના છે સોનામાં એના અહીંના માત્ર બે સિક્કાઓના અસ્તિત્વની જાણ છે અને ચાંદીમાં પણ બેએક ડઝનથી વધુ નોંધાયા લાગતા નથી.

મુરાદબખ્શે પણ ખંભાતમાં સિક્કા પડાવ્યા હતા. ક્ષેત્ર લખાણ ગોઠવણ વગેરે બાબતમાં આ સિક્કા એના અમદાવાદ અને સુરતની ટંકશાળના સિક્કાઓ

જેવા છે. મુરાદબખ્શનો અહીંનો સોનાનો સિક્કો ખાનગી સંગ્રહમાં હોવાનું જ કહેવાય છે. એના ચાંદીના સિક્કા સાવ દુર્લભ નથી.

ઔરંગઝેબનું ખંભાતનું નાણું સોના અને ચાંદી બંને ધાતુઓમાં મળે છે. એના સિક્કા સોનામાં ડઝનેક જેટલા અને ચાંદીમાં સારી સંખ્યામાં મળે છે, આ સિક્કા ગુજરાતની, બલ્કે ભારતની, બીજી ટંકશાળોના એના સિક્કાઓની મુખ્ય ભાતના છે

ચાંદીના સિક્કાઓમાં પણ લગભગ આમ જ છે પહેલા વર્ષના ચાંદીના સિક્કા આબેહૂબ સોનાના સિક્કા જેવા છે.

આઝમશાહનો અહીંથી કોઈ સિક્કો બહાર પડયો નથી, પણ શાહઆલમ બહાદુરની ટંકશાળોમાં સુરત પછી ખંભાતનો નંબર આવે. એનો સોનાનો એક સિક્કો ખાનગી સંગ્રહમાં હોવાનું કહેવાય છે, પણ એ અપ્રકાશિત હોઈ એના લખાણ કે ભાત વિશે માહિતી ઉપલબ્ધ નથી. એના ચાંદીના સિક્કા અમદાવાદના એના સિક્કાઓની બે ભાતના જેવા છે. એમાં પહેલી ભાતના સિક્કા પહેલાથી છેલ્લા વર્ષ સુધી મળે છે, જ્યારે બીજી ભાતના માત્ર એના રાજ્યારોહણના પહેલા વર્ષના

આખરી મુઘલ બાદશાહોમાં જહાંદારશાહ, ફર્રુખસિયર, રફીઉદ્દરજાત, રફી-ઉદ્દૌલા શાહજહાં ૨ જો, અહમદશાહ અને આલમગીર ૨ જામાંથી કોઈ પણ બાદશાહનો સોનાનો સિક્કો પ્રાપ્ત નથી થયો. એમના ચાંદીના સિક્કાઓનું લખાણ એમના અમદાવાદ અને સુરતના સિક્કાઓના જેવું છે, પણ એની ગોઠવણમાં સહેજ ફેર છે

મુહમ્મદશાહનો ખંભાતનો સોનાનો સિક્કો ખાનગી સંગ્રહમાં હોવાનું કહેવાય છે.

અલબત્ત, આમ તો ખંભાત મુઘલાઈ સલ્તનતથી ઈસ. ૧૭૩૦ માં એટલે કે મુહમ્મદશાહના સમયમાં જ જુદું પડી ગયું હતું, પણ ભારતના બીજાં સ્થળોની જેમ અહીંથીય આ સમય પછી પણ મુઘલ બાદશાહોના નામના સિક્કા બહાર પડતા રહ્યા છેલ્લામાં છેલ્લો ખંભાતનો સિક્કો આલમગીર ૨ જાનો મળે છે

અમદાવાદ સુરત વગેરે જેમ ખંભાતની ટંકશાળના પણ એનાં આગવાં ટંકશાળ–ચિહ્ન મળે છે.

## ૬. જૂનાગઢ

મુઘલ કાલમાં જૂનાગઢમા શાહજહા પહેલા ટંકશાળ સક્રિય હોય એમ લાગતુ નથી. ગુજરાતના સુલતાનોમાં મહમૂદ બેગડાના જૂનાગઢ-વિજય પછી અહી ટંકશાળ સ્થપાઈ હતી, પણ અકબરે જૂનાગઢ ફતેહ કર્યું એ પછી એના કે જહાગીરના સમયમાં અહીં ટંકશાળ કાર્યશીલ રહી હોય એમ લાગતુ નથી,[૩૪] સૌથી પહેલા શાહજહાના સમયનો હિ.સ. ૧૦૪૯ માં અહીં ટંકાયેલો સિક્કો મળે છે ત્યાંથી લઈ હિ.સ. ૧૧૩૧ સુધી શાહજહાં ઉપરાંત ઔરંગઝેબ, શાહઆલમ બહાદુર, ફર્રુખસિયર, શાહજહાં ૨ જો અને મુહમ્મદશાહના સિક્કા અહીથી બહાર પડચા હતા

આ ટંકશાળમા તાંબાનો સિક્કો પડચો હોવાનુ જણાતું નથી સોનાના સિક્કા પણ ઘણા દુર્લભ છે શાહજહા અને ઔરંગઝેબ સિવાય બીજા કોઈ બાદશાહનો અહીંનો સોનાનો સિક્કો મળ્યો નથી. ચાદીના સિક્કા ઉપર જણાવેલા બધા બાદશાહોના ઉપલબ્ધ છે.

આ ટંકશાળના સિક્કાઓની એક નોંધપાત્ર હકીકત એ છે કે ટંકશાળ નામ જૂનાગઢના નામની જોડણી ત્રણ જુદી રીતે કરવામા આવી છે. શાહજહાના સિક્કાઓમાં એકધારી जुनागर (=જુનાગર) એટલે કે जुनागरह અંકિત છે, જ્યારે ઔરંગઝેબના હિ સ. ૧૦૭૦ થી ૧૦૭૨ અને ૧૦૭૭ થી ૧૦૯૬ દરમ્યાન ટંકાયેલા સિક્કાઓ પર जुनागध (=જુનાગઢ) લખાયેલુ છે અને હિ સ. ૧૦૯૯ પછીના સિક્કાઓ પર ફરી जुनागर (=જુનાગર) મળે છે. હિ.સ. ૧૦૭૮ ગ.વ. ૫ અને ૬ ના સિક્કાઓમા નામ જૂનાગરગઢ (जुनागरगढ) અર્થાત્ जुनागरहનો ગઢ મળે છે.

શાહજહાંની સોનાની મહોર કલકત્તાના ઇન્ડિયન મ્યુઝિયમમાં છે તે એના આ જ ટંકશાળના અમુક ચાદીના સિક્કાઓ જેવી ચોરસક્ષેત્ર અને હાંસિયાવાળા લખાણની સાધારણ ભાતની છે. ચાદીમાં હિ સ. ૧૦૫૦ રા. વ. ૧૪ સુધી આ ભાત ચાલુ રહી, પણ એ જ વર્ષથી બહાર પડેલા સિક્કાઓમાં બીજી બાજુ પર રાજ્યવર્ષ અંકિત નથી. રાજ્યવર્ષ વગરની આ ભાતનો એક અર્ધો રૂપિયો પણ ખાનગી સગ્રહમા હોવાનું કહેવાય છે.

જૂનાગઢ ટંકશાળનો મુરાદબખ્શનો એક પણ સિક્કો મળ્યો નથી એ સૂચક ગણાય, જ્યારે ઔરંગઝેબના સિક્કા પ્રમાણમા સારી સખ્યામાં મળ્યા છે. ઔરંગઝેબના અહીના સિક્કાઓની એક મુખ્ય વિશિષ્ટતા એ છે કે ગુજરાતની

ટંકશાળોમાં માત્ર આ જ ટંકશાળના એના રાજ્યકાલના લગભગ પહેલાં ૩૦ વર્ષોના સિક્કાઓનું, એના સિક્કાએ પર મળતુ અતિ સાધારણ પદ્યપંક્તિવાળુ તેમજ રાજ્યવર્ષ અને ટંકશાળ નામવાળા સૂત્રનું લખાણ એ સિક્કાઓના પૂરા ગોળ ક્ષેત્રમાં છ કે પાચ પંક્તિઓમા નહિ, પણ શાહજહાંના અતિ સાધારણ ભાતવાળા સિક્કાઓની જેમ ચોરસક્ષેત્ર અને આજુબાજુ હાસિયાઓવાળી ગોઠવણ પ્રમાણે આપવામા આવ્યું છે.

ઔરંગઝેબનો જે સોનાનો સિક્કો નોંધાયો છે તે પણ ચોરસ ક્ષેત્રવાળી ભાતનો છે. એક માત્ર સોનાનો સિક્કો ખાનગી સંગ્રહમા હોવાનું કહેવાય છે, પણ એની વિગત મળતી નથી ચાદીમા પણ મોટા ભાગના સિક્કા આ ચોરસ ક્ષેત્રવાળી ભાતના છે અલબત્ત, જુદા જુદા વર્ષોમાં હાસિયાના લખાણની ગોઠવણમા ફેર હોય છે.

ચાદીના સિક્કાની બીજી ભાત ઔરંગઝેબના અતિસાધારણ ગોળ ક્ષેત્રવાળી ભાત છે. આમા હિજરી વર્ષ આગલી બાજુ પર બીજી પંક્તિમા અંકિત છે, જ્યારે બીજી બાજુનુ રાજ્યવર્ષ વગેરેને લગતા, ઔરંગઝેબે શરૂ કરેલા સૂત્રવાળું લખાણ અમદાવાદ અને સુરતની ટંકશાળના સિક્કાઓ જેવી ગોઠવણવાળુ છે

ઔરંગઝેબના અનુગામીઓના અહીના સિક્કા પ્રમાણમા દુર્લભ છે. આઝમશાહનો તો કોઈ સિક્કો મળ્યો નથી. જ્યારે બાકીના બાદશાહોના, શાહઆલમ બહાદુર અને ફર્રુખસિયરને બાદ કરતા, એકબે એકબે સિક્કા મળ્યા છે. શાહઆલમ બહાદુરના ચાદીના થોડા સિક્કા મળ્યા છે, જે એના અમદાવાદ અને ખંભાતની ટંકશાળમાથી પહેલા રાજ્યવર્ષ પછી પડેલા સિક્કાઓની ભાતના છે. શાહઆલમ બહાદુરના સિક્કા પર ટંકશાળનુ નામ 'જુનાગર' લખાયુ છે. નામની આ જોડણી બાકીના મુઘલ બાદશાહોના સિક્કાઓ પર અંકિત છે

ફરુખસિયરના ચાદીના સિક્કા લખાણ ગોઠવણ વગેરે બાબતમા એના ગુજરાતની બીજી ટંકશાળોના સિક્કાથી ભિન્ન ભાતના નથી. રેવ. ટેલરે એમના લેખમા રફીઉદ્દૌલા શાહજહા ૨ જાનો ચાદીનો એક સિક્કો વર્ણવ્યો છે. લખાણ અને ગોઠવણમાં એના બીજી ટંકશાળોના સિક્કા જેવી सिक्क ओ मुबारके शाह जहाँ बादशाह गाज़ीवाळी ભાત છે ૩૫

મુહમ્મદશાહના જૂનાગઢની ટંકશાળમા પહેલા રાજ્યવર્ષમા ટંકાયેલા એક કે બે સિક્કા મળ્યા છે, જે અતિસાધારણ ગદ્યસૂત્ર सिक्क ओ मुबारक વગેરેવાળી ભાતના છે મુહમ્મદશાહ પછીના કોઈ મુઘલ બાદશાહનો જૂનાગઢનો સિક્કો મળ્યો

હોવાની નોંધ નથી આશરે ઈ.સ. ૧૮૨૫ મા જૂનાગઢના નવાબના સિક્કા પડાવા શરૂ થયા ત્યા સુધી મુઘલ બાદશાહોના નામના સિક્કા પડ્યા તો હોવા જોઈએ, પણ એમાનો એક પણ નમૂનો હાથ લાગ્યો નથી

## ૭. પ્રભાસ પાટણ

સૌરાષ્ટ્રના વિખ્યાત તીર્થધામ પ્રભાસમા શાહજહાંના સમયમા ટંકશાળ હોવાનું ત્યાથી બહાર પડેલા સિક્કાઓ પરથી જણાય છે સિક્કાઓ પર ટંકશાળ-નામ 'પત્તન (પટ્ટણ) દેવ'[૩૬] (=દેવ પટ્ટણ) અંકિત થયુ છે

શાહજહા સિવાય બીજા કોઈ મુઘલ બાદશાહનો સિક્કો અહીથી બહાર પડેલો મળ્યો નથી અને ખુદ શાહજહાના બધા ઉપલબ્ધ સિક્કા પણ એના રાજ્ય-કાલના વર્ષ ૧૦ હિ.સ. ૧૦૪૭ મા જ ટંકાયા હતા.

આ ટંકશાળમાં સોના અને ચાદીના સિક્કા ટંકાયા હતા સોનાનો એક સિક્કો મળ્યો છે, જે ખાનગી સંગ્રહમાં હોવાનુ કહેવાય છે એ પ્રકાશિત થયો ન હોવાથી એની ભાત તેમ લખાણ વિશે કંઈ કહી શકાય એ નથી, પણ ત્યાંથી બહાર પડેલા રૂપિયા–ચાદીના સિક્કા જેવી ભાતનો હશે એવો તર્ક અસ્થાને નથી અહીના ચાદીના સિક્કા પણ ચાર પાચથી વધુ મળ્યા નથી, એટલે એ દુર્લભ ગણાય. તાબાનો એક પણ સિક્કો મળ્યો નથી

ચાદીના સિક્કા શાહજહાની અતિસાધારણ ચોરસક્ષેત્ર અને હાંસિયાવાળી ભાતના સિક્કા જેવા છે એનું લખાણ અને એની ગોઠવણ અમદાવાદ ટંકશાળના આવા સિક્કાઓ જેવા છે

## ૮. જામનગર

માત્ર બાદશાહ ઔરંગઝેબના અત્યાર સુધી નોંધાયેલા ચાંદીના બે સિક્કાઓ[૩૭] પરથી એના સમયમા જામનગર(એ સમયે નવાનગર)મા ટંકશાળ હતી એમ જાણવા મળે છે આ સિક્કાઓ પર ટંકશાળ–નામ 'ઇસ્લામનગર' અંકિત થયું છે. 'ઇસ્લામનગર' એટલે સૌરાષ્ટ્રના હાલાર પ્રાતમા આવેલુ નવાનગર (જામનગર) એ સાબિત થયુ છે[૩૮]

આ ટંકશાળનો ચાંદીના આ બે નમૂનાઓ સિવાય, બીજો કોઈ સિક્કો મળ્યો નથી, એટલે આ સિક્કા પણ અતિદુર્લભ ગણાય પ્રભાસપાટણવાળી ટંકશાળની જેમ અહીની ટંકશાળ પણ વધુ સમય માટે કાર્યશીલ નહિ રહી હોય. આમ પણ ઔરંગઝેબના મૃત્યુ પછી નવાનગર રાજ્ય જામને પાછુ સોપવામા આવ્યુ હતું

## ૯. જેતપુર

સૌરાષ્ટ્રમાં ભાદરના દક્ષિણ કાંઠે ઢસા–જેતલસર તેમજ રાજકોટ–જેતલસર લાઇન પર આવેલા નવાગઢની પૂર્વે નજીકમાંના એક વખતના જેતપુર રજવાડાના મુખ્ય મથક જેતપુરમાં પણ મુઘલ ટંકશાળ હોવાનું આ નામ ધરાવતા અહમદ-શાહના એક સિક્કા પરથી માલૂમ પડે છે આ સિક્કાની તેમજ નવી ટંકશાળની પ્રથમ માહિતી પણ ખ્વાજા મુહમ્મદ અહમદ સાહેબ દ્વારા મળી ફસલી વર્ષ ૧૩૩૯ (ઈ સ ૧૯૨૯–૩૦) મા હૈદરાબાદના સ્ટેટ મ્યુઝિયમમા આવેલા સિક્કા-ઓમા એક સિક્કા પર ખ્વાજા સાહેબે 'જેતપુર' ટંકશાળ નામ વાચી એ ઉપ-યુંક્ત જેતપુર એમ સૂચવ્યું [૩૯]

એ પછી શ્રી સિંઘલે એમની મુઘલ ટંકશાળ–શહેર-સૂચિમા સૌરાષ્ટ્રમા જેતપુર નામનુ એક નહિ, પણ ચાર રજવાડાં હતા અને આ ચારે રજવાડા-ઓને અસ્તિત્વમા આવ્યાને બહુ સમય થયો ન હોવાથી એમાના એક પણ જેતપુરમાં મુઘલ ટંકશાળ હોય એમ બને નહિ એવું મંતવ્ય રજૂ કર્યું. સાથે સાથે 'જેતપૂર' શબ્દ પર સિક્કામા 'તશ્દીદ'–માત્રા હોઈ ટંકશાળ નામ 'જેતપુર' નહિ, પણ 'જય્યતપૂર' અને એ એમના મતે હાલ એ મહારાષ્ટ્રના રત્નાગિરિ જિલ્લામા રાજાપુર ગામ પાસે આવેલું 'જૈતપુર' ( એ જ લેખમા બીજી જગ્યાએ જોડણી 'જયત્પુર' છે) એમ એમણે જણાવ્યુ. પોતાના આ કથનની પૂર્તિમા એમણે એ હકીકત પણ રજૂ કરી કે 'જયતપુર' થી ચાર માઇલ દૂર આવેલા રાજપુર(ઇસ્લામ બંદર)ની ટંકશાળમા ઔરંગઝેબ અને મુહમ્મદશાહના સિક્કા બહાર પડયા હતા એટલે અહમદશાહે પણ પિતા અને પ્રપિતામહની જેમ 'જયતપુર' ખાતે સિક્કા પડાવ્યા હોય એ વધુ બનવાજોગ છે[૪૦]

શ્રી. સિંઘલના આ વિધાન સાથે મળતા થવુ મુશ્કેલ છે. પહેલાં તો છપાયેલો પ્લેટ પરથી ટંકશાળનું નામ 'જેતપૂર' નહિ, પણ 'જેતપર' કે 'જેતપુર' છે, જયારે ખ્વાજા સાહેબ અને શ્રી સિંઘલ બંનેએ 'જેતપૂર' વાચ્યુ છે બીજુ શ્રી સિંઘલે જણાવેલ 'તશ્દીદ' જેવુ ચિહ્ન છે ખરુ, પણ એ 'તશ્દીદ' નહિ પણ એક સુશોભન–રૂપાંકન પણ હોઈ શકે એમ ન હોય તોપણ એમના જ કહેવા પ્રમાણે જો તશ્દીદવાળા નામના ખરા પાઠવાળુ જય્યતપૂર ( જે 'જયિત-પૂર' પણ વાચી શકાય) એમણે સૂચવેલા રાજપુરવાળુ જયતપૂર કે જયત્પૂર હોય તો પછી જેતપુર કેમ ન હોઈ શકે ? બીજુ અહમદશાહના પિતાની ટંકશાળ માત્ર છએક કિલોમીટર પાસે આવેલા રાજપુર ખાતે હતી, તો પછી પુત્રના સમયમા ત્યાંથી જયત્પૂર લાવવાનુ પ્રયોજન સમજી શકાય એમ નથી

મારા મતે ટંકશાળ નામનો ઉચ્ચાર 'જેતપુર' કે 'જેતપૂર' કે 'જયંતપૂર' નહિ, પણ 'જેતપર' છે, જે આ શહેરનો પ્રચલિત સૌરાષ્ટ્રી ઉચ્ચાર છે શ્રી. સિંઘલે જેતપુરને અદ્યતન રજવાડુ ગણ્યુ છે, પણ ટંકશાળ હોવી કે ન હોવી એ મુદ્દા અંગે રજવાડુ નહિ, પણ શહેર અદ્યતન કે પુરાતન છે એ જોવું જોઈએ, એટલે અત્યાર પૂરતું તો આ ટંકશાળ હાલ રાજકોટ જિલ્લામાં આવેલ જેતપુર શહેરમાં હતી એમ માનવુ રહ્યુ

આ ટંકશાળનો માત્ર ઉપર જણાવેલો એક જ સિક્કો નોંધાયો હોઈ એ સ્પષ્ટતઃ અતિદુર્લભ છે. આ સિક્કો અહમદશાહના રાજ્યકાલના સાતમા વર્ષમા ટંકાયેલો હતો અને ભાતમા એટલે કે લખાણ અને ગોઠવણ વગેરે બાબતોમાં એના અમદાવાદ ખંભાત અને સુરતમાથી બહાર પડેલા સિક્કાઓ જેવો છે.

## ૧૦. ભરૂચ

ભરૂચમા ઈ સ ૧૭૪૮ મા ત્યાના બીજા નવાબ નેકઆલમખાન ૨ જાએ મુઘલ બાદશાહ અહમદશાહ ૨ જાની ટંકશાળ ચાલુ કરી હોવાનુ કહેવાય છે,[41] પણ એ બાદશાહનો ત્યાંથો બહાર પડેલો સિક્કો હજુ સુધી મળ્યો નથી. આલમગીર ૨ જાનો ભરૂચનો ચાદીનો સિક્કો રેવ ટેલર પાસે હોવાનું કહેવાય છે, પણ એનુ વર્ણન કોઈ જગ્યાએ પ્રકાશિત થયુ હોવાની માહિતી નથી, એટલે એની ભાત વગેરે વિશે કંઈ કહેવુ શક્ય નથી. છતાં એના અમદાવાદ સુરત અને ખંભાતના જે ડઝનેક ચાદીના સિક્કા મળ્યા છે તે બધા એના ગદ્ય લખાણ—સિક્કા એ મુવારક આલમગીર વાદશાહ ગાઝી—(આલમગીર બાદશાહ ગાઝીનો શુભ સિક્કો) વગેરે વાળા હોઈ ભરૂચનો સિક્કો પણ એ ભાતનો હોય એ વધુ બનવાજોગ છે.

આલમગીર ૨ જાના અનુગામીઓમા માત્ર શાહઆલમ ૨ જાના અહીં ટંકાયેલા ચાદીના સિક્કા નોધાયા છે, જે નેક આલમખાન ૨ જા તરફથી બહાર પાડવામાં આવ્યાનુ કહેવાય છે.[42] ઈ.સ ૧૭૭૨ મા ઈસ્ટ ઇન્ડિયા કંપનીએ ભરૂચ કબજે કર્યું એ પછી એણે મુઘલ બાદશાહના નામના એ જ પ્રકારના સિક્કા અહીથી બહાર પાડવા ચાલુ રાખ્યા કયો સિક્કો કયા નવાબ તરફથી અને કયો સિક્કો કંપની તરફથી ટંકાયો હતો એ અંકિત વર્ષ ઉપરાંત એનાં પૃથક્ ટંકશાળ-ચિહ્નો પરથી નિશ્ચિત થાય છે.

ભરૂચના શાહઆલમ ૨ જાના સિક્કા લખાણ વગેરેમાં એના સુરતના સિક્કાઓ જેવા છે, પણ ભરૂચના સિક્કા કદમાં નાના જાડા અને સુલેખનની દૃષ્ટિએ ઉતરતી કક્ષાના છે અને વળી સિક્કાનો ઠપ્પો મોટો હોવાથી અને

ધાતુનું કદ નાનું હોવાથી મોટા ભાગનું લખાણ અંકિત થયું નથી છતાં, જે બેત્રણ શબ્દ આવ્યા છે તે પરથી આ સિક્કા શાહઆલમના ગદ્ય લખાણવાળા સિક્કાઓ જેવા છે.[૪૩]

## ૧૧. વડોદરા

વડોદરાની ટંકશાળમાંથી બહાર પડેલા શાહઆલમ ૨ જો અને મુહમ્મદ અકબર ૨ જાના નામવાળા સિક્કા ઉપલબ્ધ છે, જે વડોદરાના ગાયકવાડ રાજાઓએ ટંકાવ્યા હોવા જોઈએ, પણ બનાવટ લખાણ વગેરેમાં એ આ બાદશાહોની બીજી ટંકશાળોના સિક્કા જેવા છે સિક્કાઓ પર ટંકશાળ–નામ बरोदा (=बड़ोदा) અંકિત છે

અહીંના શાહઆલમ ૨ જાના ચાંદી અને તાંબુ એ બંને ધાતુઓના સિક્કા નોંધાયા છે. ચાંદીનો સિક્કો લંડનના બ્રિટિશ મ્યુઝિયમમાં હોવાનું કહેવાય છે, પણ એ અપ્રકટ હોઈ એનાં લખાણ અને ભાત વિશે માહિતી નથી એના તાંબાના સિક્કાનો એકમાત્ર નમૂનો લાહોરના પંજાબ મ્યુઝિયમની સિક્કા-સૂચિમાં નોંધાયો છે, જે એના રાજ્યકાલના ૪૪ મા વર્ષમાં બહાર પડયો હતો અને એના નામની પદ્યપંક્તિવાળું લખાણ ધરાવતી ભાતનો છે[૪૪]

આ સિક્કા પર મોટા ભાગનું ટંકશાળના નામ સહિતનું લખાણ કપાઈ ગયું છે, પણ એ વડોદરા ખાતે ટંકાયો હતો એ ત્યાંના ટંકશાળ–ચિહ્ન પરથી નિશ્ચિત થાય છે.

અકબર ૨ જાનો તાંબાનો એક સિક્કો ઈ.સ. ૧૯૦૪ માં લખનૌ મ્યુઝિયમ માટે ખરીદવામાં આવેલા એક ખાનગી સંગ્રહમાં હતો એમ એ વિશેની એક નોંધ પરથી જણાય છે,[૪૫] પણ ત્યાર પછી પ્રકાશિત થયેલી લખનૌ મ્યુઝિયમના બે સિક્કા સૂચિઓમાંથી એકેયમાં પણ એનું વર્ણન અપાયું નથી એટલે આવા સિક્કા વિશે કંઈ વધુ વિગત આપવી શક્ય નથી

## ૧૨. ઇતર ટંકશાળો

આ ઉપરાંત પોરબંદર અને સિદ્ધપુરને સિક્કા–સાહિત્યમાં થોડા સમય પહેલાં મુઘલ ટંકશાળના સ્થળ તરીકે સૂચવવામાં આવ્યાં હતાં, પરંતુ પછી માલૂમ પડયું છે કે ત્યાં મુઘલ ટંકશાળ હતી નહિ[૪૬]

અકબરના સમયમાં એક ટંકશાળ સીતપુર ખાતે હતી નેલ્સન રાઇટ અને બીજા સિક્કાશાસ્ત્રીઓના મતે આ સીતપુર તે પંજાબના મુલતાન પાસે આવેલું છે આ ભાતના અમુક સિક્કાઓ પર 'સીમૂર' જેવી જોડણી હતી અને એવી સ્પષ્ટ જોડણીવાળો એક સિક્કો ડૉ. વાસુદેવશરણ અગ્રવાલ પાસે આવ્યો ત્યારે

એમણે એ વિશે લખેલા એક લેખમા બીજા સિક્કાઓ પર સ્પષ્ટ મળતા 'સીતપુર' વિશે એ સૂચન કર્યું કે સિદ્ધપુરમાં અકબરે એની માતા હમીદાબાનૂ બેગમની અમુક ધાર્મિક વિધિઓ કરી હતી ત્યારે ત્યા સિક્કા પડાવ્યા હશે અને એ પર ટંકશાળનું નામ 'સીતપુર' અંકિત કરાવ્યું હશે. બીજા શબ્દોમાં, એમણે 'સીતપુર' એ ઉત્તર ગુજરાતના મહેસાણા જિલ્લામાં આવેલું સિદ્ધપુર એવુ સૂચન કર્યું (*JNSI*, Vol V, P. 76f ), પરંતુ સિદ્ધપુર વિશેના મુસ્લિમ તવારીખોમાં આવેલા ઉલ્લેખોમા સિદ્ધપુરનું આ રૂપ મળતુ નથી, એટલે 'સીતપુર' સિદ્ધપુર માટે વપરાયું હોય એમ લાગતું નથી.

મહમૂદ બેગડાના સમયમા ચાંપાનેરમાં ટંકશાળ સ્થપાઈ હતી. મુઘલ સમ્રાટ હુમાયૂંએ હિ સ ૯૪૨( ઈ સ ૧૫૩૫ )માં ચાંપાનેર જીત્યું ત્યારે એ વર્ષમાં અહીંથી ચાદી અને તાંબાના સિક્કા બહાર પડયા હતા આમાંના ઉપલબ્ધ સિક્કાઓની સંખ્યા થોડી છે. ચાંદીના સિક્કા હુમાયૂંએ ભારતની બીજી ટંકશાળમાંથી પાડેલા સિક્કાઓની ભાતના છે. ચાંપાનેરવાળા ચાદીના સિક્કા પર એક તરફ ધાર્મિક કલમો અને ચાર ખલીફાના નામ તેમજ બીજી તરફ બાદશાહનું નામ, લકબ, ટંકશાળ-નામ તેમ હિજરી વર્ષવાળુ લખાણ છે.[૪૭]

તાંબાના લાહોરના પંજાબ મ્યુઝિયમમાં બે ભાત નોંધાઈ છે, જે લગભગ એક જેવી છે. એક તરફ વતારીખે ૧૪૨ ચમ્પાનેર (૯૪૨ વર્ષમાં ચંપાનેર) અને બીજી તરફ જર્બે બલ્દે મુકર્રમ (વંદનીય શહેરમા ટંકાયો) એવુ લખાણ છે[૪૮] બીજી ભાતમાં આગલી તરફ ફત્હે શબ્દ ઉમેરાયો છે, જેથી આખા લખાણનો અર્થ '૯૪૨ મા ચંપાનેરની ફતેહ' એવો થાય.[૪૯]

હિ.સ. ૯૪૨ ના આ થોડા સિક્કાઓ પછી અહીથી કોઈ મુઘલ સિક્કો પડયો નથી, કેમકે ગુજરાતમાં ફરી ગુજરાતના સુલતાનોનું રાજ્ય સ્થપાયુ અને પછી અકબરે ગુજરાત જીત્યું એ અરસામા તો ચાંપાનેર વેરાન થઈ ગયું હતુ

## પાદટીપો

૧ આનો અર્થ આમ પણ ઘટાવી શકાય . અલ્લાહ અકબર છે, તેનો 'જલાલ' (ગૌરવ) ગૌરવવંત હો!

૨ વિગત માટે જુઓ *Numismatic Supplement* (*NS*), No. II, p 235· No. VI, p 266; Vol. XXIV, p 463

૩. *Catalogue of Indian Coins in the British Museum, London, Vols. I & II · Mughal Emperors, (BMC)*, No 357

૪ *Catalogue of Coins in the Provincial Museum, Lucknow, (LMC)*, Vol I, p 20, fn. 1

૫ આ પદ્ય-પંક્તિને અત્યાર સુધી બધા સિક્કાશાસ્ત્રીઓએ—C J Brown જેવા પ્રખર સિક્કાશાસ્ત્રી સુધ્ધાંએ–ગદ્યલખાણ માન્યું છે (જુઓ *LMC*, Vol, I, p. 20, No 17), પણ ખરી રીતે એ કાવ્ય-કડી છે. ટંકશાળનુ નામ આપતો શબ્દસમૂહ અલગ સમજવાથી એટલે કે બીજી બાજુના લખાણમાં मुज़य्यनवाद ને अहमदाबाद નું વિશેષણ સમજવાથી આ ભૂલ થઈ. પણ બ્રાઉન કે બીજા સૂચિકારો "मुज़य्यनवाद" ને અમદાવાદ ટંકશાળનું ઉપનામ ગણવાની ભૂલનો ભોગ બન્યા નથી, પણ નાગપુરના સેન્ટ્રલ મ્યુઝિયમની સૂચિમાં 'मुज़य्यनवाद'ને ઉપનામ લેખવાની ભૂલ કરી છે [જુઓ *Catalogue of Coins in the Central Museum, Nagpur (NMC)*, No. 325–30] મહારાષ્ટ્ર પુરાતત્ત્વખાતાના સિક્કાઓની સૂચિમાં આ શબ્દને 'मुज़ीनावाद' વાચી એને અહમદાબાદ-ટંકશાળનુ ઉપનામ ગણ્યુ છે [જુઓ *Catalogue of Coins of Mughal Emperors in the Department of Archaeology, Maharashtra State, Bombay*, (*MBAC*) Nos 19–20] આ શબ્દનો ખરો ઉચ્ચાર मुज़य्यनवाद' અને અર્થ 'સુશોભિત હો!' તેમ થાય છે 'मुज़ीनावाद' અર્થવિહીન છે

૬ શાહજહાના બધા સિક્કાઓમા वहृयाए उस्मान ના બદલે आजुमें उस्मान નો પ્રયોગ થયો છે બ નેનો અર્થ એક જ છે.

૭. *BMC*, No. 692

૮ 'બિલાદ'નો અર્થ 'નગરો' થાય છે પણ અરબીમા એ સામ્રાજ્ય કે પૃથ્વીના સામાન્ય અર્થમા પણ વપરાય છે.

૯ મુહમ્મદ અકબર ૨ જાના ચાદીના સિક્કાઓ સાવ અપ્રાપ્ય નથી ઈ સ ૧૯૭૨ ના માર્ચ માસમા આણંદના મામલતદાર શ્રી એમ એ. દેસાઈ દ્વારા રિપોર્ટ માટે આવેલા સિક્કાઓમા તેના આ ટંકશાળના થોડા સિક્કા હતા

૧૦ *LMC*, Nos 319–320

૧૧. *NS*, No XI, pp 322–23, No XXVI, p. 493

૧૨. હજુ સુધી પૂરા લખાણવાળો સિક્કો મળ્યો નથી, પણ જુદા સિક્કાઓ પરના લખાણો તેમજ અમદાવાદના ઉપર્યુક્ત ભાતવાળા સિક્કાના લખાણને સરખાવી આખું લખાણ આમ હશે એમ નિશ્ચિત થાય છે

૧૩ *Journal of the Numismatic Society of India* (*JNSI*), Vol XII, pp 57–63, Plate VI A, Nos 1–13

૧૪. *NS*, No XXIV, pp. 479–80 (with Illustration)

૧૫ પણ માલપુરનો તવારીખોમા ઉલ્લેખ નથી મળતો એ આશ્ચર્યજનક કહેવાય

૧૬. *JNSI*, Vol. I, P 45

૧૭ *Ibid*, આ રૂપિયો *Numismatics Chronicle* (*NC*), Vol. III( 5th series)મા છપાયો છે પણ આ સામયિક જોવા મળ્યું નથી.

૧૮. *Catalogue of Coins in the Punjab Museum, Lahore*, Vol II (*PMC*), (Coins of the Mughal Emperors), No 355 and note રેવ ટેલર આને સુરત ટંકશાળનો માનતા નથી જુઓ *Journal of the Bombay Branch of the Royal Asiatic Society* (*JBBRAS*), Vol XXII, p 249, fn 1

૧૯ *NS*, No XXVI, pp. 493–94 આ સિક્કાનું વજન ૧૬૦ ગ્રેન છે.

૨૦. *BMC*, No 699, *NMC*, No 972
ઉપર્યુક્ત બને કેટલોગમા આ પંક્તિના પહેલા ચરણનો પાઠ અપૂર્ણ તેમજ અશુદ્ધ છે શ્રી સિંઘલે *JNSI*, XXIII(1961) મા આ કડીના પાઠમા જે સુધારો સૂચવ્યો છે તે તો વધુ ગોટાળાભર્યો છે

૨૧. *NS*, No I, p. 73; *NMC*, Nos. 974–75

૨૨ *JBBRAS*, Vol XXII, p. 249

૨૩ *Ibid*, Vol XXII (1907), p 264 રેવ ટેલરે *NC*, Vol *XVI* (Third Series)માં પણ કુર્ખશિયરનો તાંબાનો સિક્કો પ્રકાશિત થયાનું નોંધ્યું છે.

૨૪. *LMC*, No 1815: *NMC*, No 704

૨૫. *JBBRAS*, Vol. XXII, p 264

૨૬. *Ibid*, Vol. XXII, p 266

૨૭ *NS*, No XXXVII, p. 18. એના સુરતના (સીસા પર ચાંદીનો ઢોળ ચડાવેલા) આશરે નવ તોલાના સિક્કા માટે જુઓ *JNSI*, Vol XX, p 48

૨૮ *JBBRAS*, Vol XXII, pp 267–268

૨૯. આ બાબતમા વિસ્તારપૂર્ણ ચર્ચા માટે જુઓ *ibid*, pp 268–70.

૩૦ *Ibid*, p 268. શ્રી સિંઘલના આ વિશેના મંતવ્યનો ઉપર પાટણ ટંકશાળના વર્ણનમાં ઉલ્લેખ કરવામાં આવ્યો છે

૩૧. *Memoires of Jahangir*, Eng tr by Rogers and Beveridge, p 418

૩૨. થોડા સમય પહેલાં હિ સ ૧૦૪૭ નો શાહજહાંનો સિક્કો ખંભાતની ટંકશાળનો પ્રથમ ઉપલબ્ધ સિક્કો મનાતો હતો, પણ આ ખરું નથી (*LMC*, Vol II, p lix).

૩૩. *LMC*, No 512

૩૪. શ્રી સી. આર સિંઘલ મુંબઈના પ્રિન્સ ઑફ વેલ્સ મ્યુઝિયમના ચાંદીના એક સિક્કાને અકબરના જૂનાગઢની ટંકશાળના સિક્કા તરીકે લેખે છે આ સિક્કાનું ૭૨ ગ્રેન વજન અકબરના ભારતની બીજી કોઈ પણ ટંકશાળના સિક્કાઓના વજન કરતા સાવ જુદું છે માટે એને એ પર અકબરના अल्लाहु अकबर जल्ल जलालेहू વાળા પાઠ સિવાય વર્ષ કે ટંકશાળ–નામ નથી પણ સિક્કો જૂનાગઢમાં ખરીદવામાં આવ્યો છે તે જોતાં સિક્કો જૂનાગઢ તરફનો હોય તેમ તેઓ માને છે (*JNSI*, Vol XII, p 67), પણ આ દલીલ વિચિત્ર નહિ તો પાંગળી તો જરૂર કહેવાય.

૩૫ *NS*, NO XIX, p. 422

૩૬. અરબી લિપિમાં લખાયેલ 'દેવ'ને 'દીવ' તરીકે પણ વાંચી શકાય, એ જોતા આ જગ્યા પ્રભાસ નહિ પણ સૌરાષ્ટ્રમા આવેલ "દીવ" હોય તેમ પહેલી નજરે લાગે, પણ મુસ્લિમ તવારીખોમાં દીવને અચૂક 'દીબ' લખવામાં આવે છે અને 'પત્તન' (પટ્ટણ) એની સાથે જોડીને લખવામાં આવ્યું નથી.

૩૭ *Annual Report of the Archaeological Department of H. E H Nizam's Dominions (ARADN)*, F 1340(1930–31 A.D) Appendix I, p 45.

૩૮. *JNSI*, Vol XV, pp 108–09, Plate I, 9

૩૯. *ARADN*, Fasli 1339 (1929-30 A D), p. 52, *NS*, Vol. XIII, p 23.

૪૦. C. R. Singhal, *Mint-towns of the Mughal Emperors of India*, pp. 23–24

૪૧-૪૨ *JNSI*, Vol. V, p 97

૪૩ શાહઆલમ ૨ જાના સિક્કાઓ દેવ ટેલર ઉપરાંત શ્રી એમ કે. ઠાકોરના સંગ્રહમાં હતા જે પર એમણે એક વિસ્તૃત લેખ એની છાપ સાથે *JNSI*, Vol. V, pp 97–103માં પ્રગટ કર્યો હતો

૪૪ *PMC*, No, 3198

૪૫. *NS*, No IV, p 375

૪૬ મી. એચ. નેલ્સન રાઈટ અને આર બી વ્હાઈટહેડ જેવા પ્રખર સિક્કાશાસ્ત્રીઓએ ઔરંગઝેબ, શાહઆલમ બહાદુર, ફર્રુખસિયર અને મુહમ્મદશાહના સિક્કાઓ પર ટંકશાળ નામ કપાઈ ગયું હોવાથી એના અંશો પરથી 'પુરબંદર' વાચી આ શહેર તે સૌરાષ્ટ્રનુ મશહૂર શહેર પોરબંદર એમ જણાવ્યું હતુ (*NS*, Vol. IV, p 108; Vol. XIV, p 571, Vol XVI, p. 702 વગેરે) ત્યાર પછી ઈ સ ૧૯૧૭માં પ્રિન્સિપાલ શાપુરશા હોડીવાળાએ સર્વપ્રથમ પોતાની એક દલીલબદ્ધ વિસ્તારપૂર્ણ

નોંધમાં આ ટંકશાળ નામ વાંચવામા થયેલી ભૂલ તરફ ધ્યાન દોરી એ પોરબંદર નહિ પણ એ સમયે નિઝામ-હૈદરાબાદ રાજ્યમાં આવેલ પ્રખ્યાત કિલ્લો 'પરેંડા' હોવાનો તર્ક કર્યો હતો ( *NS*, Vol. XXXI, pp. 368 ff.). ત્યાર પછી ઈ.સ. ૧૯૨૧–૨૪ દરમ્યાન મળી આવેલા એ ભાતના અમુક સિક્કાઓ પર આ નામ પુરું તેમજ સ્પષ્ટ રીતે 'પરેંડા' અંકિત મળ્યું હોવાથી (*ARADN*, Fasli 1331–34, p. 29) પ્રો. હોડીવાળાનું વિધાન સત્ય ઠર્યું. એ પછી પણ 'પરેંડા' સ્પષ્ટ નામ ધરાવતા સિક્કા મળી આવ્યા છે (*NS*, No. XXXIX, p. 11, *JNSI*, Vol. VII, p. 65). એટલે પોરબંદરમાં મુઘલ ટંકશાળ હતી નહિ એ વિષે કોઈ શંકાને સ્થાન નથી.

૪૭. *PMC*, Nos. 11 16.　　　　૪૮ *Ibid.*, Nos 90–91.

૪૯. *Ibid*, No 92

*

# ખંડ ૩

# સાંસ્કૃતિક ઇતિહાસ

## પ્રકરણ ૭

## સામાજિક સ્થિતિ

### (૧) હિંદુ સમાજ

મુઘલકાલીન ગુજરાતમા હિંદુ સમાજની સ્થિતિ અગાઉના સલ્તનત કાલમાં હતી એ કરતાં કોઈ વિશિષ્ટ પ્રકારે ભિન્ન નહોતી. સોલંકી કાલમાં જ્ઞાતિભેદ થયા હતા તે વધારે સાંકડા અને ઝીણા થયા તથા રોટી–બેટી વ્યવહાર અગાઉ કદી નહોતો એટલો સંકુચિત થતો ગયો. પ્રથમ ઉત્તર ભારત ઉપર અને પછી બાકીના ભારત ઉપર તુર્કો અને ઇસ્લામ ધર્મ પાળતા અન્ય પરદેશીઓનો વિજય થયો ત્યારે ધાર્મિક–સામાજિક અનેકવિધ નવા પ્રશ્ન ઊભા થયા એના પ્રશ્નોના સંદર્ભમા ભારતીય સંસ્કારિતાના એક નવા યુગનો અનેકવિધ તંગ-દિલીઓ અને સંઘર્ષોનું અનિવાર્ય અસ્તિત્વ હોવા છતાં ઉદય થયો. એને અભિ-વ્યક્તિ આપવાનું કામ પૂર્વકાલીન હિંદુયુગમા બન્યુ હતુ તેમ, સંસ્કૃત–પ્રાકૃત ભાષાએ નહિ, પણ લોકપ્રચલિત નવ્ય ભારતીય ભાષાઓએ ઉપાડી લીધું. આ ભાષાઓએ તત્કાલીન સમાજની વ્યાવહારિક જરૂરિયાતો પૂરી પાડવાની હતી તે સાથે દેશની અંદર જ દેશની સંસ્કારિતા માટે લડત ચલાવવાની હતી. ભારતીય વિચારપ્રવાહના નાયકોએ પોતાના પૂર્વજોના ઉચ્ચ સાંસ્કારિક અને આધ્યાત્મિક વિચારોનો આમવર્ગમા પ્રચાર કરવા માટે લોકભાષાઓનુ માધ્યમ સ્વીકાર્યું; હિંદુઓના તાત્ત્વિક એકેશ્વરવાદનો એમણે આધાર લીધો અને મુસ્લિમોના એકેશ્વરવાદ સાથે એનો સ્વાભાવિક સમન્વય સાધવાનો પ્રયત્ન કર્યો. આ પ્રયત્નોનું વાહન મુખ્યત્વે નવ્ય ભારતીય ભાષાઓ બની. પ્રાદેશિક સાહિત્યોનો આ રીતે વિકાસ થતાં વિભિન્ન પ્રદેશોના વ્યક્તિત્વના વિકાસને વેગ મળ્યો. સાંસ્કારિક અને ભાષાકીય પ્રદેશના ઘડતરને રાજકીય એકમની ઘટના દ્વારા પણ ઉત્તેજન મળ્યું.

પ્રદેશના ઘડતરમાં બીજાં તત્ત્વો સાથે વાહનવ્યવહારનાં સાધનો–માર્ગોનું પણ વિશિષ્ટ મહત્ત્વ છે; જેમકે ગુજરાતના સ્વભાવ–ઘડતરમાં એના લાંબા સમુદ્રકિનારાએ અને વિદેશી વેપારે અગત્યનો ભાગ ભજવ્યો છે તેમ પહેલાં પાટણમાં અને પછી અમદાવાદમાં સ્વતંત્ર ગુજરાતી સલ્તનતની સ્થાપનાએ તથા એની સ્થિર થયેલી દૃઢતાએ ગુજરાત-મારવાડની પ્રાયઃ સમાન ભાષાને ગુજરાત અને મારવાડની બે ભાષાઓના રૂપમાં વિકસવાનો અવકાશ આપ્યો.[1]

એ સમયનું ગુજરાતી સાહિત્ય વિપુલ પ્રમાણમાં ઉપલબ્ધ છે. એમાંના મોટા ભાગના સાહિત્યને પ્રેમાનંદાદિના આખ્યાનોને, જૈન રાસાઓને અને અન્ય સાહિત્યપ્રકારોને ચીલાચાલુ અર્થમાં ઐતિહાસિક સાધન ગણી શકાય એમ નથી, તોપણ ખાસ કરીને ગુજરાતના હિંદુ સમાજના જીવનને સમજવા માટે એ અમૂલ્ય છે. આમાંની જે કૃતિઓ ઐતિહાસિક વ્યક્તિઓ અથવા ઘટનાઓને કેંદ્રમાં રાખીને રચાયેલી છે તેઓને બાજુએ રાખીએ તોપણ પૌરાણિક કથાઓ કે ધાર્મિક અનુશ્રુતિના વસ્તુને અનુલક્ષીને લખાયેલી કૃતિઓ ગુજરાતના સાંસ્કારિક અને સામાજિક જીવનનું, વ્યાપક અર્થમાં, દર્પણ બની જાય છે. મુઘલ કાલમાં થયેલા મહત્ત્વના ગુજરાતી કવિ પ્રેમાનંદનાં આખ્યાનોને તો આ વિધાન સવિશેષ લાગુ પડે છે અને એની લોકપ્રિયતાનું રહસ્ય પણ ઘણે અંશે આ વસ્તુમાં રહેલું છે.

વેપારી ગુજરાતનો દેશ–વિદેશો સાથેનો આર્થિક વ્યવહાર પૂર્વવત્ ચાલુ હોવા છતાં અને ગુજરાતના મુખ્ય બંદરો અને નગરોમાં પરદેશી આરબો તુર્કો તથા યુરોપિયનોની વસ્તી સારા પ્રમાણમાં હોવા છતાં તેમજ ઈરાનથી આવેલા પારસીઓ ગુજરાત સાથે એકત્વ પામી ગયા હોવા છતાં ગુજરાતના હિંદુઓનું સામાજિક જીવન નાની જ્ઞાતિઓ અને જ્ઞાતિના પાછા ગોળો અને નાનકડા એકડાઓમાં વહેંચાઈને ઉત્તરોત્તર સંકુચિત બનતું ગયું હતું. બ્રાહ્મણો અને વાણિયાઓની ૮૪ જ્ઞાતિઓનાં નામ તથા જૈનોના ૮૪ ગચ્છોનાં નામ એ સમયના ગુજરાતી સાહિત્યમાં મળે છે તેમ 'મિરાતે અહમદી' જેવી સમકાલીન ફારસી તવારીખમાં પણ મળે છે.[2] અગાઉના સાહિત્યમાં આવી યાદીઓ મળતી નથી એ સૂચક છે. વળી પ્રાપ્ત યાદીઓમાં નામાવલિમાં ફરક હોય અથવા નામ જ ઓછાવત્તાં હોય તેથી મુખ્ય વિધાનમાં ફરક પડતો નથી. વ્યક્તિના અને કુટુંબના જીવનમાં જ્ઞાતિનું અભૂતપૂર્વ વર્ચસ આ કાલની લાક્ષણિકતા જણાય છે. હિંદુ સમાજને એની પરંપરાઓ પ્રત્યે ખાસ સહાનુભૂતિ નહિ ધરાવનાર રાજસતા અને રાજ્યાધિકારીઓ તરફથી જે સંઘર્ષ વેઠવા પડતા હતા તે સામે જ્ઞાતિસંસ્થા આત્મરક્ષણ માટેનું એક પ્રકારનું કવચ હતી એમાંથી વળી અનેક તંગદિલીઓ

અને અનિષ્ટો ઉપસ્થિત થયાં એ એક જુદા અભ્યાસનો વિષય છે. અભ્યાસપાત્ર કાલખંડમાં રાજ્યકર્તાઓનું હિંદુ પ્રજા ઉપર ધાર્મિક દમન હતું તેમ ધાર્મિક સહિષ્ણુતાની ઘટનાઓ હતી અને અકબર જેવાએ એ ઘટનાના પ્રવર્તક બળોને પોષ્યાં પણ હતાં, પણ હિંદુ સમાજ પોતાના દૈનંદિન કાર્યોને સ્વસ્થતા અને આસ્થાપૂર્વક એ સમયમાં વળગી રહી શક્યો હોય તો એમાં જ્ઞાતિસંસ્થાનો ફાળો ગણનાપાત્ર હતો

ગુજરાતમાં મુઘલ રાજ્યસત્તાની ઊતરતી કળા થઈ અને મરાઠી સત્તા પ્રસરવા લાગી તેમ હિંદુ પ્રજામાં આત્મવિશ્વાસ વધતો જણાયો, પણ મરાઠાઓનું મુખ્ય ધ્યાન મુલકગીરી દ્વારા શક્ય તેટલું ધન એકત્ર કરવા તરફ હોઈ સામાજિક શાંતિની આશા અલ્પજીવી જ નીવડી અને અંગ્રેજ રાજ્યસત્તાની સ્થાપના થઈ ત્યાંસુધી સમાજ પ્રતિસ્પર્ધી શાસકોની સાઠમારીમાં અટવાયા કર્યો. દર વર્ષે ગુજરાત ઉપર ઊતરી આવતા મરાઠી સૈનિકો માટે અરબી શબ્દ 'ગનીમ' ('ધાડપાડુ') અઢારમા સૈકામાં ગુજરાતમાં પ્રચલિત થઈ ગયો હતો એ સૂચક છે. વીરમગામનો કિલ્લો ઈ.સ. ૧૭૨૪ પછી તુરતમાં મરાઠા સામે રક્ષણ માટે બંધાયો હતો.

ઔરંગઝેબે ઈ.સ ૧૬૬૫માં બહાર પાડેલા એક ફરમાનનો સંપૂર્ણ પાઠ 'મિરાતે અહમદી'એ આપ્યો છે. એ ફરમાનમાં કુલ ૩૬ કલમ છે અને ગુજરાતની પ્રજા પાસેથી અમલદારો દ્વારા લેવાતા કેટલાક ગેરકાયદે વેરા રદ કરવા માટેનો એમાં હુકમ છે. પણ ઔરંગઝેબની સામાજિક અને ધાર્મિક રાજનીતિ ઉપર એમાંની અમુક કલમો પ્રકાશ પાડે છે. હિંદુ વેપારીઓ પાંચમ એકાદશી અને અમાસને દિવસે પોતાની દુકાનો બંધ રાખતા હતા, આ રિવાજ બંધ કરી દુકાનો હંમેશાં ખુલ્લી રહે અને ખરીદ-વેચાણ બધો સમય ચાલુ રહે એ જોવાનું અમલદારોને એમાં ફરમાવવામાં આવ્યું છે. હિંદુ પ્રજા દિવાળીની રાત્રે રોશની કરે નહિ અને હોળીના તહેવારમાં અશ્લીલ ભાષા બોલાય નહિ તથા હોળીમાં નાખવા માટે લોકોનાં લાકડાં ઉપાડી જવાય નહિ એનો બંદોબસ્ત કરવાનો પણ એમાં હુકમ છે. એ પછીનો ગુજરાતનો સામાજિક ઇતિહાસ જોતાં આ પ્રકારના હુકમોનો મોટા પાયા ઉપર અમલ થયો હશે કે કેમ એ શંકાસ્પદ છે.[3] વડનગરનું સુપ્રસિદ્ધ હાટકેશ્વરનું મંદિર તોડવાનો હુકમ ઔરંગઝેબે ઈ.સ ૧૬૯૪માં આપ્યો હતો એ જ વર્ષમાં શાહી ફરમાન બહાર પડ્યું હતું કે રાજપૂત સિવાય બીજા હિંદુઓએ હથિયાર ધારણ કરવાં નહિ, હાથી ઉપર કે પાલખીમાં કે આરબ કે ઇરાકી ઘોડા ઉપર બેસવું નહિ.[4] પ્રભાસપાટણ ખાતેનું સોમનાથનું મંદિર અગાઉ

શાહી હુકમથી તોડવામાં આવ્યું હતું એની તત્કાલીન સ્થિતિનો અહેવાલ ઔરંગઝેબે ઈ.સ. ૧૭૦૨ માં મંગાવ્યો હતો. હિંદુઓએ એમાં પૂજા-ઉપાસનાનો આરંભ કર્યો હોય તો એ મંદિરનો ફરી વાર પૂરો નાશ કરી નાખવો એવું પણ એ પત્રમાં જણાવવામાં આવ્યું હતું.[૫] દ્વારકાનું વિખ્યાત જગત મંદિર તોડી નાખવાનો હુકમ ઔરંગઝેબે ઈ.સ. ૧૭૦૬ માં કર્યો હતો, પણ ઔરંગઝેબના જીવનનો એ લગભગ અંતકાળ હતો અને સૌરાષ્ટ્રની રાજકીય સ્થિતિ અસ્થિર હતી, એ જોતાં આ હુકમનો અમલ થયો હશે કે કેમ એ શંકાસ્પદ છે.[૬]

અમદાવાદ પાસે બીબીપુર–સરસપુરમાં સુપ્રસિદ્ધ શાંતિદાસ ઝવેરીએ બંધાવેલા ચિંતામણિ પાર્શ્વનાથના ભવ્ય જૈન મંદિરને શાહજહાંના રાજ્યકાલમાં ઈ.સ. ૧૬૪૫ માં પોતાની ટૂંકી સૂબાગીરી દરમ્યાન શાહજાદા ઔરંગઝેબે ગોહત્યા કરાવીને ભ્રષ્ટ કર્યું હતું અને એમાં મહેરાબો ચણાવી એને મસ્જિદના રૂપમાં ફેરવી દીધું હતું. આ સામે શાહજહાંએ ઈ.સ. ૧૬૪૮ માં ફરમાન કાઢીને મહેરાબ અને મંદિરની વચ્ચે ભીંત ચણાવી દેવાનું, મંદિરમાં અડ્ડો નાખીને પડેલા ફકીરોને હાંકી કાઢવાનું, કેટલાક વહોરાઓ એમાંથી અનેક વસ્તુઓ ચોરી ગયેલા તે એમના પાસેથી પાછી મેળવવાનું અથવા એ ન મળે તો એની કિંમત વસૂલ કરીને શાંતિદાસને આપવાનું ફરમાન ગુજરાતના સૂબા શાહજાદા દારા શિકોહના અમદાવાદ ખાતેના નાયબ ઘૈરાતખાનને જણાવ્યું હતું, આમ છતાં ત્રણ વર્ષ સુધી ભ્રષ્ટ અને અપૂજ્ય સ્થિતિમાં પડી રહેલા મંદિર તરફ ઉપાસકો ફરી વાર ન જ વળ્યા, પણ શાહજાદા ઔરંગઝેબના હુકમથી જે થયું તે પાદશાહ પાસે ઉલટાવવા માટે શાંતિદાસે શું કર્યું હશે એની કલ્પના જ કરવાની રહે છે.[૭] શાંતિદાસ એ સમયના મોટા શરાફ, શાહી ઝવેરી અને શ્વેતાંબર જૈનોના સૌથી મોટા આગેવાન હતા. ગુજરાતના સામાજિક જીવનમાં મહાજનોનો જે પ્રભાવ હતો અને શાસકો ઉપર એમનું ચલણ હતું તે ઉપર આ ઘટના ઉદાહરણાત્મક પ્રકાશ પાડે છે. 'ધર્મસંપ્રદાયો' વાળા પ્રકરણમાં એ વિશે કેટલોક વધુ નિર્દેશ થશે. ટપાલ લઈ જનારા હલકારા તરીકે હિંદુ સમાજમાં બ્રાહ્મણો પણ કામ કરતા હતા. ઈ.સ ૧૬૯૯ માં નર્મદાકિનારે શિનોર પરગણાના બ્રાહ્મણોએ સૂબેદાર શુજાતખાનને અરજ કરી હતી કે ફોજદાર અને બીજા અમલદારો એમને ટપાલ લઈ જવાની વેઠ કરવા માટે ફરજ પાડે છે. એમને અટકાવવા સૂબાએ બ્રાહ્મણોની તરફેણમાં હુકમ બહાર પાડ્યો હતો.[૮]

ઈ.સ. ૧૭૧૪ માં અમદાવાદના જાણીતા શરાફ મદનગોપાલનો મુનીમ હરિરામ પોતાના મિત્રો સાથે હોળીનો તહેવાર ઊજવતો હતો ત્યારે એક મુસ્લિમ

ઉપર રંગ છાંટવાના બનાવમાથી અમદાવાદમાં હિંદુ–મુસ્લિમનું તોફાન થયું હતું અને એમાં જાનમાલની ઘણી ખુવારી થઈ હતી. બને પક્ષના આગેવાન પાદશાહ ફર્રુખશિયર પાસે દિલ્હી ગયા હતા અને છેવટે એમાં સમાધાન થયુ હતુ.[૯] ઈ.સ ૧૭૧૬ મા મહારાજા અજિતસિંહની સૂબેદારી દરમ્યાન કાળુપુરના સુન્ની વહોરાઓ ઈદના દિવસે ગાયની કુરબાની કરવાનો પ્રયત્ન કરતા હતા એમાથી પણ અમદાવાદમા એક તોફાન થયું હતુ.[૧૦]

પ્રાચીન કાલથી ભારતના સામાજિક જીવનમા શ્રેણિઓનુ અર્થાત્ વ્યવસાયીઓના મહાજનોનુ વિશિષ્ટ મહત્ત્વ હતું અને ગુજરાતમાં તો એ ઠેઠ અર્વાચીન સમય સુધી ચાલુ રહેલુ છે. સમગ્ર મહાજનોના અને નાગરિકોના અગ્રણી તે નગરશેઠ ગુજરાતમાં પ્રત્યેક મહત્ત્વના નગરના નગરશેઠ હોય છે. શાંતિના સમયમા એમની કામગીરી ઔપચારિક હતી, તો અશાંતિના સમયમાં એમનુ સ્થાન અને કામ અનેક રીતે મહત્ત્વનું બની જતુ. એનું એક નોંધપાત્ર ઉદાહરણ ગુજરાતના આ સમયના ઇતિહાસમાથી મળે છે. સુપ્રસિદ્ધ શાંતિદાસ ઝવેરીના પૌત્ર ખુશાલચંદ ૧૮ મા સૈકાની પહેલી પચીસીમા અમદાવાદના નગરશેઠ હતા. સને ૧૭૨૫ માં મરાઠાના આક્રમણમાંથી અમદાવાદને લૂંટાતુ બચાવવા માટે ખુશાલચંદે જાનનું જોખમ વેઠીને તથા પોતાની અંગત મિલકતમાથી મોટી રકમ આપીને આક્રમણકારોને પાછા કાઢયા હતા. આ કામગીરીની કદર તરીકે અમદાવાદના તમામ મહાજનોએ સં. ૧૭૮૧ના આસો સુદ ૧૩ (તા. ૮ ઑકટોબર, ૧૭૨૫)ના રોજ અમદાવાદમાં આવતા અને અમદાવાદની બહાર જતા બધા માલ ઉપર સેકડે ચાર આનાનો લાગો ખુશાલચંદ અને એમના વંશવારસોને કાયમને માટે આપવાનો દસ્તાવેજ કરી આપ્યો હતો જુદાં જુદા મહાજનોના હિંદુ–મુસ્લિમ પ્રતિનિધિઓ મળી કુલ ૫૩ આસામીઓની સહી–સાક્ષી આ દસ્તાવેજમાં છે તથા વલંદા અંગ્રેજ અને ફ્રેન્ચ વેપારીઓની પણ આ વિશે અનુમતિ હોવાની એમાં નોંધ છે.[૧૧] મધ્યકાલીન ગુજરાતના ઇતિહાસમાં અજોડ સામાજિક મહત્ત્વનો આ એક દસ્તાવેજ છે. તત્કાલીન વ્યવહારુ ગુજરાતી ગદ્યમાં લખાયેલા એ દસ્તાવેજમાંથી એક ખંડક અહીં ટાંકવો પ્રસ્તુત થશે :

".. વગેરે મહાજન સમગ્ત શહેર અમદાવાદના મલિને રાજી થઈને રાજીનાંમૂ કરિ આપૂ છે જે નબાપ હેમદપાનજીના અમલ મધ્યે ગનીમનિ ફોજે શહેર લૂટવાને કાજે આવી હતિ તે સમા મધ્યે શેઠજી ખુસાલચંદજી લક્ષ્મીચંદજીએ પઈસા પોતાના ઘરથિ ખરચ કરિને પોતાના જીવ સુધિ આધરીને અમને તથા શહેરને લૂટાટુ રાક્યુ છે તે વાસ્તી માહજન સમસ્ત મલિને રાજી થઈને લખિ આપૂ

છે. જે કોઈ માલ કોઠે છપાવે તથા બાહારથિ વસ્તુવાનું તથા કિરિઆનુ તથા રેસમ આમદનિ લાવે તથા લેઈ જાય તે રુપૈયા શત એકને માલે રામ ચાર લેખે દર શત આપે તથા જે કોઈ કોઠાનો વેપાર કરે તે આપે શેઠજી મજકુરના પુત્ર પુત્રાદિકને અમારા પુત્રપુત્રાદિક આપે જાય. એ લક્ષાથિ જ કોઈ ફરે તે તે પોતાના માબાપથિ ફરે... ...."[૧૨]

એ સમયના રાજકીય જીવનની અનિશ્ચિતાને કારણે પૈસા આપીને 'શાંતિ ખરીદવાનુ' સાધારણ બની ગયુ હતુ, પણ એવી રીતે ખરીદેલી શાંતિ ટકે જ એવું નહોતું, બલકે એને પરિણામે આક્રમણકારોનો લોભ વધે એવું બનતું. ઈ.સ ૧૭૨૬ માં પેશવાના સેનાપતિઓએ ઉત્તર ગુજરાતના સમૃદ્ધ શહેર વડનગર ઉપર હુમલો કર્યો. ઉમરેઠની જેમ વડનગરમા પણ શરાફીનો ધધો કરતા ધનિક બ્રાહ્મણોની સારી વસ્તી હતી; આક્રમકોને ચાર લાખ રૂપિયા આપીને એમણે પાછા કાઢયા, પણ થોડા સમય પછી બીજું મરાઠી સૈન્ય ગોધરાથી ઈડર થઈને વડનગર આવ્યુ, તેણે એ નગરને લૂટયું અને બાળ્યું[૧૩] વડનગરના નાગર બ્રાહ્મણો એ સમયે બીજે ચાલ્યા ગયા અને કેટલાક તો ઉત્તર ભાગતમા જઈને વસ્યા, જ્યાં આજે પણ એમની વસ્તી સારા પ્રમાણમા છે સને ૧૭૩૦ મા પેશવાના ભાઈ ચિમનાજી આપાએ પેટલાદ શહેર પાસેથી બે લાખ રૂપિયા કઢાવ્યા હતા તથા ધોળકા લૂંટયુ હતુ.[૧૪] એ જ વર્ષમાં અમદાવાદના સૂબા સરબુલદખાને નગરશેઠ ખુશાલચદની મોટી સેવાઓની અવગણના કરીને કેટલાક ખટપટી લોકોની ચડવણીથી એમને કેદ કર્યા હતા અને રેશમના વેપારીઓના મહાજનના શેઠ ગગાદાસને નગરશેઠ તરીકે નીમ્યા હતા. છેવટે સાઠ હજાર રૂપિયા લઈને ખુશાલચદનો છુટકારો કરવામા આવ્યો હતો.[૧૫] ઈ.સ. ૧૭૩૦ માં ભૂજ ઉપરની ચડાઈમાંથી મુઘલ સૈન્ય પાછું ફર્યું ત્યારે સિપાઈઓના પગાર ચડી ગયા હતા અને તેઓ બળવો કરવાની તૈયારીમાં હતા ત્યારે સરબુલદખાને અમદાવાદ શહેરમાથી મોટી રકમ કઢાવવાનું નક્કી કર્યું, જેનો બે-તતીયાશ ભાગ હિદુ વેપારીઓ પાસેથી અને એક તૃતીયાશ ભાગ વહોરા વેપારીઓ પાસેથી લેવાનો હતો.[૧૬] બનેલી ઘટનાઓની આ આછી પણ નોધ નથી, પ્રવર્તમાન સામાજિક પરિસ્થિતિનો ખ્યાલ આવે એ પૂરતાં થોડાક ઉદાહરણ માત્ર છે.

આ કાલનાં કેટલાંક પૂર્તકાર્યોની નોંધ લેવી અહી પ્રસ્તુત થશે વસ્તુતઃ આ નોંધ 'બાંધકામ'ના શીર્ષક નીચે આવે, પણ સામાજિક જીવન ઉપર એના દ્વારા પ્રકાશ પડે છે, એટલે અંશે એ પૈકી કેટલાંકનો ઉદાહરણાત્મક ઉલ્લેખ અહીં કર્યો છે

અકબરના દૂધભાઈ ખાન અઝીઝ કોકાએ પાટણના પાદરમાં બંધેલું ખાનસરોવર જે આજે પણ લગભગ અખંડ મોજૂદ છે અણહિલવાડમાં સિદ્ધરાજે બાંધેલા સહસ્રલિંગ સરોવરના સ્થાપત્યકીય નમૂના અનુસાર હતું એમ સહસ્ર-લિંગનો જે અંશ ઉત્ખનન પામ્યો છે એની સાથે તુલના કરતાં જણાય છે. પ્રાચીન અણહિલવાડના સામાજિક જીવનમાં સહસ્રલિંગ સરોવરનું જે સ્થાન હતું લગભગ તેવું સ્થાન મુસ્લિમકાલીન પાટણના જીવનમાં ખાનસરોવરનું હતું અને આજે પણ પાટણનું એ પ્રધાન જળાશય છે.

ઈ સ. ૧૬૯૯ માં પેટલાદમાં પાડવ તળાવ પાસે શિકોતરી માતાની વાવ નાગર બ્રાહ્મણ રામજીએ બંધાવી હતી એ હકીકત નોંધતો ત્રિભાષી શિલાલેખ ત્યાં છે પ્રારંભમાં થોડો ભાગ ફારસીમાં, ત્યાર પછી સંસ્કૃતમાં અને છેલ્લે થોડીક પંક્તિઓ ગુજરાતીમાં છે. સંસ્કૃત લેખ અનુસાર આ વાવનું બાંધકામ વિ.સં. ૧૭૫૫ ના આસો વદ ૧૩–ધનતેરશના દિવસે (તા. ૧૦ ઑક્ટોબર, ઈ સ. ૧૬૯૯ ના રોજ) પૂરું થયું હતું. વળી એ લેખ નોંધે છે કે "પેટપદ્ર"માં નાગર બ્રાહ્મણોનાં ઘણાં ઘર છે અને એમાંના ભીમજીસુત રામજીએ નાગરિકોના લાભાર્થે આ વાવ કરાવી છે. ગુજરાતી લેખ આ જ વિગતો આપવા ઉપરાંત સ્થાનિક અધિકારીઓનાં નામ આપે છે તથા વાવ બાંધનાર સ્થપતિનો, શિલાલેખ લખનારનો તથા એ કોતરનાર સલાટનો ઉલ્લેખ કરે છે

પાટણના પટોળાં વણનાર સાળવીઓની જ્ઞાતિની વાડીના 'ઢલૂ કૂવા' નામે ઓળખાતા કૂવા ઉપરનો સં. ૧૭૫૭(ઈ સ ૧૭૦૧) નો શિલાલેખ પણ સામાજિક અભ્યાસની દૃષ્ટિએ મહત્ત્વનો છે વસ્તુત એ કૂવા ઉપર બે શિલાલેખ છે ઈ.સ ૧૪૧૯ નો ફારસી લેખ અને ઈ.સ. ૧૭૦૧ નો પ્રસ્તુત ગુજરાતી લેખ [૧૮] ફારસી લેખ અનુસાર નહરવાલા(અણહિલવાડ)ના કોટવાલ અબ્દુલ્લા-ઉસ-સુલતાનીએ એ કૂવો બંધાવ્યો હતો; અર્થાત્ એ કૂવો રાજ્યની માલિકીનો હતો ઈ.સ ૧૭૦૧ ના ગુજરાતી લેખમાં એને 'સમસ્ત સાલવીનો કૂઓ' કહેવામાં આવ્યો છે. સ્પષ્ટ છે કે એ વર્ષમાં જૂના કૂવાનો 'ઓરંગજેબ મહાબલી કલ્યાણવિજય-રાજ્યે' જીર્ણોદ્ધાર કરવામાં આવ્યો હશે એના ખર્ચનો અમુક ભાગ સંઘવી રિખવ નાનજીએ આપ્યો અને બાકીનો ભાગ સમસ્ત નાતે આપ્યો એની નોંધ ગુજરાતી લેખમાં છે, એટલે દેખીતું છે કે રાજ્યની માલિકીનો કૂવો વચ્ચેના સમયમાં ક્યારેક સાળવી જ્ઞાતિના કબજામાં આવી ગયો હતો સાળવીઓમાં એવી કિંવદંતી છે કે મુઘલ સૂબા તરફથી પટોળાંનો મશરૂ ધોવા માટે એમની જ્ઞાતિને એ ભેટ આપવામાં આવ્યો હતો. પટોળાંની અસાધારણ કારીગરીથી પ્રસન્ન થઈ

આસપાસની જગા સાથે કૂવો રાજ્ય તરફથી સાળવી જ્ઞાતિને મળ્યો હોય એ શક્ય છે. સલ્તનતના સમયનો ફારસી શિલાલેખ અને પ્રસ્તુત ગુજરાતી શિલાલેખ જેમની વચ્ચે અઢીસો–ત્રણસો વર્ષનું અંતર છે જોડાજોડ મુકાયેલા છે તથા એ સ્થળે ધર્મશાળા અને શિવાલય બંધાયાં છે એ પણ એ સિવાય શક્ય ન બને. વિશિષ્ટ કારીગરીને રાજ્ય તરફથી મળેલા વિશિષ્ટ સામાજિક આશ્રયનું એક સમર્થક પ્રમાણ આ શિલાલેખમાંથી પ્રાપ્ત થાય છે.

મુઘલ સૂબા હૈદરકુલીખાનના દીવાન રઘુનાથદાસે અમદાવાદમાં કાલુપુર અને સારંગપુર દરવાજાની વચ્ચે, હાલના પાંચકૂવા દરવાજાની બહાર, ઈ.સ. ૧૭૨૧–૨૨માં એક વાવ કરાવી હતી એમ 'મિરાતે અહમદી' નોંધે છે એ વાવ હાલ મોજૂદ છે.

મુઘલકાલમાં ગુજરાતી હિંદુઓ પૈકી નાગરો અને કાયસ્થોએ સરકારી નોકરીમાં અગત્યના હોદ્દા સંભાળ્યા હતા તથા ફારસી રાજભાષા હોઈ ફારસી ભાષા-સાહિત્યનું પણ સારું ખેડાણ એમણે કરેલું છે.[૧૯] એવા હિંદુ રાજ્યાધિકારીઓમાં ઈશ્વરદાસ નાગરનું નામ અગ્રગણ્ય છે. ઈશ્વરદાસ એક કુશળ વહીવટકર્તા અને મુત્સદ્દી હોવા ઉપરાંત વિદ્વાન પણ હતો અને ઔરંગઝેબની નોકરીમાં હતો. ઔરંગઝેબના રાજ્યકાલની, હિંદુઓને હાથે ફારસીમાં લખાયેલી, સમકાલીન તવારીખો બે છે—એક બુરાનપુરના ભીમસેન કાયસ્થે રચેલ 'નુસ્ખ-ઇ દિલકશ' અને બીજી પાટણના નાગર ઈશ્વરદાસે રચેલ 'ફુતુહાતે આલમગીરી' અથવા 'આલમગીરની ફતેહો'.[૨૦] જોધપુરના વીર દુર્ગાદાસ રાઠોડ અને ઔરંગઝેબ વચ્ચે સંધિ કરાવી એ ઈશ્વરદાસના જીવનનું મહત્ત્વનું રાજકીય કાર્ય હતું. દુર્ગાદાસ અને ઔરંગઝેબ વચ્ચેની મુલાકાત અમદાવાદમાં યોજાઈ એનું ઝીણવટભર્યું વર્ણન ઈશ્વરદાસે પોતાના ગ્રંથમાં કર્યું છે ઔરંગઝેબે ઈશ્વરદાસને ઊંચો લશ્કરી હોદ્દો અને મેડતાની જાગીર આપી હતી એવો ઉલ્લેખ એ ગ્રંથમાં જ છે. એ ગ્રંથ ઈશ્વરદાસે ૭૬ વર્ષની વૃદ્ધ વયે ઈ.સ. ૧૭૩૧માં પૂરો કર્યો હતો.[૨૧] રાજા છબીલારામ બહાદુર તથા એમના કુટુંબીઓ અને વંશજો ગિરધર બહાદુર, દયા બહાદુર, ચમન બહાદુર ઉર્ફે ભવાનીરામ, રાજા ગુલાબરામ, રાજા આનંદરામ વગેરેએ ઔરંગઝેબ પછીના ઉત્તર મુઘલકાલમાં રાજ્યપ્રકરણ અને યુદ્ધકલાના વિષયમાં મોટી નામના મેળવી હતી. છબીલારામ ગુજરાતી નાગર હતા, પણ એમની કર્મભૂમિ દિલ્હી અને ઉત્તર પ્રદેશમાં હતી. છબિલરામના પુત્ર દયાબહાદુરની પુત્રી વેણીકુંવરનું લગ્ન જૂનાગઢના નાગર ગૃહસ્થ કુંવરજી મહેતા સાથે થયું હતું. કુંવરજી અને વેણીકુંવરના પુત્ર તે પછીથી જૂનાગઢના

સુપ્રસિદ્ધ દીવાન અને વીર મુત્સદ્દી અમરજી ઔરંગઝેબના સમયથી ચાલ્યો આવતો જજિયાવેરો રદ કરવાનું ફરમાન પાદશાહ ફર્રુખશિયર પાસેથી પ્રાપ્ત કરીને છબીલારામે સમસ્ત હિંદુ પ્રજાના આશીર્વાદ મેળવ્યા હતા.[૨૨] દિલ્હીમાં રાજ-સત્તાનો દોર હુસેન અલીખા અને હસન અલીખા એ સૈયદ ભાઈઓના હાથમાં હતો ત્યારે એ પૈકી હુસેન અલીખાનો વિશ્વાસપાત્ર બની સાત હજારની મનસબદારી, 'રાજા બીરબલ'નું બિરુદ અને વજીરનો હોદ્દો મેળવનાર, પણ વ્યવસાયે વૈદ્ય મિત્રસેન ત્રિવેદી ગુજરાતનો નાગર બ્રાહ્મણ હતો. ફારસી તવારીખો-માં એનું નામ જાણીતું છે.[૨૩] બીજા અનેક નાનામોટા મુત્સદ્દીઓ રાજ્યા-ધિકારીઓ વહીવટકર્તાઓ અને લશ્કરી અમલદારો વિશે વિવિધ તવારીખો અને ઐતિહાસિક સાધનોમાંથી જાણવા મળે છે, પરંતુ એ સર્વનો નામોલ્લેખ પણ અહીં શક્ય નથી

સત્તરમો સૈકો એ ગુજરાતમાં સામાન્યતઃ શાંતિનો કાલ હતો, જ્યારે અઢારમો સૈકો મુખ્યત્વે રાજકીય કારણોસર અશાંતિનો કાલ હતો, પણ દુષ્કાળની માઠી અસર બંને સમયે લગભગ સરખી જ રહેતી વાહનવ્યવહારનાં ઝડપી સાધનોના અભાવને કારણે દેશમાં એક સ્થળે અનાજની છત હોવા છતાં અન્ય સ્થળની અછત એકાએક નિવારી શકાતી નહિ અને ગરીબ વસ્તી ભૂખમરાનો ભોગ જલદી બની જતી દુષ્કાળ-નિવારણની પ્રવૃત્તિ પુરાતન કાલથી ચાલતી આવતી પ્રમાણમાં કાર્યક્ષમ પ્રણાલિકા અનુસાર મહાજન સંસ્થા કરતી તથા મહાજનો દ્વારા સંચાલિત પાંજરાપોળો[૨૪] પશુધનના રક્ષણનું અને પશુઓને ઘાસચારો પૂરો પાડવાનું કામ કરતી આમ છતાં રાજ્ય તરફથી દુષ્કાળનિવારણ માટે કોઈ વિધિસર પ્રબંધ નહિ હોવાને કારણે જ્યારે દુષ્કાળ પડે, અતિવૃષ્ટિ કે અનાવૃષ્ટિ થાય, તીડની કે એવી કોઈ કુદરતી આફત આવે ત્યારે, અર્વાચીન કાલની તુલનાએ, ભારે સામાજિક આતંક ઊભો થતો. દુષ્કાળની પરિણામી અસરોના ભારે કમકમાટી ઉપજાવે તેવાં વર્ણન મળે છે[૨૫] સમકાલીન સાહિત્યમાં તથા પરદેશી મુસાફરોનાં પ્રવાસ-વર્ણનોમાં પણ દુષ્કાળના ભયાનક આતંકનાં વર્ણન કે ઉલ્લેખો છે મુઘલ કાલના ગુજરાતમાં આવા કેટલાક દુકાળ પડ્યા હતા.

શાહજહાંના સમયમાં, સં. ૧૬૮૭(ઈ.સ. ૧૬૩૦-૩૧)માં પડેલો દુષ્કાળ "સત્યાશિયો કાળ" તરીકે ઓળખાય છે. એ વર્ષે અનાવૃષ્ટિ હતી, પણ બીજે વર્ષે અતિવૃષ્ટિ થઈ અને સુરત સમેત આખું દક્ષિણ ગુજરાત એમાં સપડાયું હતું.[૨૬] સને ૧૬૮૫ અને ૧૬૮૬ નાં વર્ષ પણ દુષ્કાળનાં હતાં અને ૧૬૯૪-૯૫ માં સુરત ભરૂચ અમદાવાદ વગેરે સ્થળોએ દુષ્કાળ અતિવૃષ્ટિ અને રોગચાળાને

લીધે ભારે ખગળી થઈ હતી સને ૧૬૯૬–૯૭મા એવો દુકાળ હતો, કે 'મિરાતે અહમદી'ના કથન મુજબ, પાટણથી જોધપુર સુધી પાણી કે ઘાસ મળે એમ નહોતું. આમ સને ૧૬૮૫ થી ૧૬૯૭ સુધીનાં બારેક વર્ષોમા અર્ધાં તો દુષ્કાળ કે કુદરતી આપત્તિના હતા.[૨૭] સં. ૧૭૭૪ (ઈ.સ. ૧૭૧૮) નો દુષ્કાળ 'ચુમોતરો કાળ' તરીકે ઓળખાય છે. એ સમયની મોઘવારીમા બાજરી રૂપિયાની ચાર સેર વેચાતી, અને એ ભાવે પણ જોઈતા પ્રમાણમા મળતી નહોતી. અમદાવાદમા આવતું બધું અનાજ સૂબેદાર હૈદર કુલીખાનના હુકમથી દીવાન રઘુનાથદાસને ઘેર લઈ જવાતું અને ત્યાથી અમુક નિયત્રણો અનુસાર વેચાતુ. 'મિરાતે અહમદી'મા લખ્યુ છે કે લોકો એકએ રૂપિયામાં પોતાનાં બાળકો પણ વેચી નાખતા હતા.[૨૮] આવો જ દુકાળ ઈ.સ. ૧૭૩૨ માં પડ્યો હતો અને એ જ વર્ષે અમદાવાદમા પ્લેગ ફાટી નીકળ્યો હતો, આમ છતાં આસપાસનાં પરાં અને ગામડાંમાથી ભૂખમરાને કારણે લોકો મોટી સંખ્યામાં અમદાવાદમાં આવતા હતા.[૨૯] વિ.સં. ૧૮૦૩ (ઈ.સ ૧૭૪૭) માં પાછો મોટો દુષ્કાળ પડ્યો, જે જગશ્રુતિમા 'તરલોતરો' તરીકે ઓળખાય છે એને પરિણામે ઊભું થયેલું સકટ પણ અશ્રુતપૂર્વ હતુ અમદાવાદના હાકેમ જવાંમર્દખાને નાગરિકોને એકત્ર કરીને બદગીઓ કરી, પણ વરસાદ આવ્યો નહિ. ગામડાંના લોકો અનાજના અભાવે ઘાસનાં મૂળિયા ખાતા તેથી અપર્યાપ્ત પોષણ અને રોગચાળાને કારણે મરણ–પ્રમાણ વધી ગયુ. ઘાસના અભાવે ઢોર પણ નાશ પામ્યા માણસનું માસ ખાવાનુ સાધારણ બની ગયુ. તળાવ અને કૂવા સુકાઈ ગયા ખાસ કરીને પાટણવાડામાં પાણીની અછત ઘણી આકરી હતી. એને કારણે મોટી સખ્યામા લોકો માળવા તરફ ચાલ્યા ગયા હતા અને ગામનાં ગામ ઉજ્જડ બની ગયા હતાં. પછીના ચોમાસામા વરસાદ પડ્યા પછી જ આ સકટ હળવુ થયું હતુ.[૩૦]

## (૨) મુસ્લિમ સમાજ

### (અ) સમાજ

ગુજરાતમા જે ૫૦ જેટલા મુઘલ સૂબેદારો આવ્યા તેઓમાંના મોટા ભાગના તો બાદશાહોના નિકટના સ્નેહીઓ શાહજાદાઓ તથા સરદારો હતા. તેઓ પોતાની સાથે મુઘલ દરબારના દબદબાને લઈને ગુજરાતમા આવતા અને લઘુ મુઘલ દરબાર જેવુ વાતાવરણ ગુજરાતમા પ્રવર્તાવતા મબલખ આવકને કારણે મુઘલ સામ્રાજ્યમા ગુજરાતની સૂબેદારી અત્યત મહત્ત્વનું સ્થાન ધરાવતી હતી. અલબત્ત, ગુજરાતના મુસલમાનોની પોતાની આગવી સામાજિક વ્યવસ્થા હતી, પરંતુ આ

રીતે દિલ્હીના સત્તાધીશો દ્વારા મોકલાતા સૂબેદારો પણ પોતાની સાથે સામાજિક નવીનતા લાવતા અને એની અસર ગુજરાતના આ મુસ્લિમ સમાજ પર થતી.

ગુજરાતમાં મુઘલ સૂબાગીરીનો પ્રથમ ૧૦૦ વર્ષોનો સમય સામાજિક સ્થિરતાની દૃષ્ટિએ સુખ સમૃદ્ધિ અને શાન્તિનો કાલ ગણી શકાય. ગુજરાતના મુસલમાનો મુઘલ સૂબેદારીના અમલ નીચે શાંતિથી જીવન નિર્ગમન કરતા, દ્રવ્યોપાર્જન કરી પોતાને સમૃદ્ધ બનાવી શકતા અને પોતાના ધર્મ તથા ઈમાનનું પાલન કરી શકતા હતા, હિંદુ–મુસલમાનો કે શિયા–સુન્નીના ભેદભાવ હોય તો પણ એ બાહ્ય રીતે દૃષ્ટિગોચર થતા ન હતા. સૌને સમાન ન્યાય આપવામા આવતો હતો, એટલું જ નહિ, પરંતુ જો કોઈ સૂબેદાર ધાર્મિક અતિરેક કરતો, તો એને એમ કરવામાંથી વારવામા આવતો અને પાછો બોલાવી લેવામા આવતો.

આખા દેશમા જે પ્રકારનુ શાસન પ્રવર્તમાન હતું તે જ પ્રકારનું શાસન ગુજરાતમા પણ ચાલુ હતુ. ઉપર કહ્યુ તેમ ગુજરાતના સૂબેદારો દિલ્હીશ્વરોની લઘુ આવૃત્તિ જેવા હોઈ મુઘલ બાદશાહોની બધી જ સારીનરસી પ્રવૃત્તિઓ એમનામાં સ્પષ્ટપણે જોઈ શકાય છે. બાદશાહી મોજશોખ, ભોગવિલાસ, ફેશન-પરસ્તી, સત્તા તથા સંપત્તિનુ પ્રદર્શન, શિલ્પ-સ્થાપત્ય પ્રત્યે અનુરાગ આદિ બાબતોમાં તેઓ બાદશાહોથી ભિન્ન ન હતા. ટૂંકમા, તેઓ શાહી સંસ્કારો તેમ કુસંસ્કારોથી વિભૂષિત હતા

એ સમયનો સામાન્ય મુસલમાન, પછી એ ગુજરાતનો હોય કે દેશના ઉત્તરીય પ્રદેશનો હોય, સર્વત્ર સમાન હતો ઉચ્ચ મધ્યમ કે ગરીબ વર્ગનો મુસ્લિમ, પ્રાદેશિક વિશેષતાઓને બાદ કરતા, સામાજિક દૃષ્ટિએ સમાન હતો. એની ધાર્મિક આર્થિક કે સામાજિક પરિસ્થિતિમાં ઝાઝો ફરક ન હતો. ગુજરાતના સાગરકાંઠાના શહેરોમા વસતો મુસલમાન વેપારી વધુ સમૃદ્ધ હોય તો બંગાળ બિહારનો એવો જ વેપારી એટલો સમૃદ્ધ ન હોય તેમ બને. પરંતુ એનું કારણ જે તે પ્રદેશના વ્યાપારી વ્યાપને ગણી શકાય એવુ જ કેળવણી અને કંઈક અંશે ધાર્મિક, માન્યતાઓને વિશે કહી શકાય પરંતુ સમગ્રતયા, મુઘલકાલ દરમ્યાન, ગુજરાતનો મુસ્લિમ સમાજ દેશના અન્ય ભાગોના મુસ્લિમ સમાજ સાથે ઘણે અંશે સામ્ય ધરાવતો હતો.

આ સમય દરમ્યાન ગુજરાતનો મુસ્લિમ સમાજ ધીરે ધીરે પોતાની મૌલિક વિશેષતાઓ ગુમાવીને ભારતીય રંગે રંગાતો ગયો આ સ્થિતિ નવ-નિર્મિત મુસ્લિમ સમાજ પૂરતી મર્યાદિત ન રહેતા, બધા જ મુસ્લિમ વર્ગોમા પ્રચલિત બની. બીજી બાજુ સલ્તનત કાલમા શરૂ થયેલો વર્ગભેદ હવે દૃઢ થવા

લાગ્યો. વર્ગો વર્ગો વચ્ચેના ઊંચાનીચા સ્તર સ્પષ્ટ થવા લાગ્યા ઉચ્ચ વર્ગના મુસ્લિમો રાજ્યતંત્રમાં ઊંચા હોદ્દા ધરાવતા હતા. રાજ્યની અગત્યની જવાબદારીવાળી નોકરીઓ ઉપર મુખ્યત્વે કુલીન મુસ્લિમોને નીમવામાં આવતા. સાધારણ વર્ગના મુસ્લિમો સેનામાં ભરતી થતા અથવા પોતાના વારસાગત વ્યવસાય કરતા.

ડૉ. આશીર્વાદીલાલ શ્રીવાસ્તવના મત પ્રમાણે[31] ગુજરાતના મુસ્લિમ સમાજને પણ બે સ્તરોમા વહેંચી શકાય : ઉપલા સ્તરના મુસ્લિમો અને નીચલા સ્તરના મુસ્લિમો ઉપલા સ્તરના મુસ્લિમોને બે પેટાવિભાગોમા વહેંચી શકાય · શસ્ત્રધારી અને કલમધારી. પ્રથમ વિભાગમા વિદેશી તત્ત્વોના બનેલા સિપાહીવર્ગનો[32] સમાવેશ થતો તેઓ 'ખાન' 'મલેક' 'અમીર' 'સિપાહસાલાર' વગેરે દરજ્જો ભોગવતા બીજા વિભાગમા ધાર્મિક અને શૈક્ષણિક સેવાઓમા વ્યસ્ત મુસલમાનોનો સમાવેશ થતો તેઓમા સૌથી વધુ અગત્યનો વર્ગ ઉલેમાઓ અર્થાત્ ધાર્મિક નેતાઓનો હતો ઉલેમાઓમા ધાર્મિક પુરુષો શિક્ષકો અને કાજીઓ જેવા મુસ્લિમ હતા, તેઓ મુસ્લિમ સમાજના તમામ વર્ગો ઉપર અને રાજ્ય કારોબાર ઉપર પોતાનો પ્રભાવ પાડી શકતા.

બીજા અર્થાત્ નીચલા સામાજિક સ્તરના મુસલમાનોમા કારીગરો, દુકાનદારો, નાના વેપારીઓ અને સામાન્ય કારકુની કામ કરનારાઓનો સમાવેશ થતો. સૌથી નીચા સ્તરે કલંદરો અને ભિક્ષુકો હતા.

એ ઉપરાત એક અગત્યનો વર્ગ સૂફી સતોનો હતો. તેઓ આધ્યાત્મિક જ્ઞાન ધરાવતા, પોતાના ખાનકાહો (રહેઠાણ) શહેરની બહાર રાખતા અને લોકમાનસ પર ઘણો પ્રભાવ ધરાવતા. બાદશાહો પણ એમને આશ્રય આપતા. શાહઆલમના રોજાના વ્યવસ્થાપક બુખારી સૈયદોને ઔરંગઝેબે આશ્રય આપ્યો હતો. એ ઉપરાંત વટવાના સંત કુત્બે–આલમની ગાદીના ગાદીપતિ સૈયદ મુહમ્મદ સલીહ બુખારીને પણ ઘણી ભેટસોગાદ આપવામા આવી હતી.[33] પાટણના શેખ અબ્દુલ્ વહ્હાબને ઔરંગઝેબે મુઘલ સામ્રાજ્યના કાઝી–ઉલ્–કુઝ્ઝાત બનાવ્યા હતા[34]

વિદેશી મુસલમાનો સ્વભાવતઃ શહેરી પ્રજાજન હતા. તેઓને ગ્રામજીવન ગમતુ નહિ. એમનો મુખ્ય ધંધો સિપાહીગીરી અને રાજ્ય-કારોબારમાં હોદ્દા ધરાવવાનો હોઈ ગ્રામ વિસ્તારમા જવાના પ્રસગ એમને માટે ઘણા ઓછા ઉપસ્થિત થતા, એમ છતાં જે લોકો ધધોરોજગાર કે શિક્ષણકાર્યમાં પ્રવૃત્ત રહેતા તેઓને ગામડામાં જવુ પડતું.

મૂળ ભારતીય મુસલમાનોમા મોટા ભાગના કારીગર હતા. કેટલાક નાના દુકાનદાર હતા. ઘણા ઓછા મુસ્લિમોએ ખેતીનો સ્વીકાર કર્યો હતો. વિજેતા

મુસલમાનોએ ઇસ્લામમાં ધર્માંતર કરાવેલ વર્ગ મોટે ભાગે તો કારીગર લોકોનો જ હતો. એ ઉપરાંત મુસ્લિમ સમાજમા ખાટકી, ભિસ્તી, કોતરકામ કરનાર વગેરે લોકો પણ હતા. કેટલાક મુસ્લિમો ચિત્રકાર, હકીમ, લેખનકાર અને કુરાને શરીફની નકલ કરનારાઓ પણ હતા આમ તત્કાલીન મુસ્લિમ સમાજ અનેક ધંધાકીય અને વ્યાવસાયિક વર્ગોમા વહેચાયેલો હતો.

રહેણીકરણીની દૃષ્ટિએ ગુજરાતના મુસ્લિમ સમાજમા ત્રણ વર્ગ સ્પષ્ટપણે દેખાઇ આવતા ઉચ્ચ (અમીર) વર્ગ, મધ્યમ વર્ગ અને નીચલો (ગરીબ) વર્ગ. ઉચ્ચ વર્ગ સામંતશાહી સ્વરૂપનો હતો. આ વર્ગના લોક ઐશ્વર્યમા આળોટતા, તેઓ પ્રજાના પૈસે ભોગવિલાસ અને અમનચમન કરતા. સામંતોના જલસાઓ, નૃત્યસભાઓ, મહેફિલો, ભોજનસમારંભો, શિકાર વગેરેમાં લખલૂટ ખર્ચ થતો.

મધ્યમ વર્ગની સ્થિતિ સાધારણ હતી. તેઓ સાદુ પણ સુખી જીવન ગાળતા, પરંતુ સમાજના નીચલા વર્ગની સ્થિતિ ઘણી શોચનીય હતી. તેઓને ભોજનના સાસા હતા, પહેરવા પૂરતા વસ્ત્ર ન મળતા. ગરમ કપડાં કે જોડા પહેરવાની તો તેઓ કલ્પના પણ કરી શકતા નહિ. અવારનવાર પડતા દુકાળ, ભૂખમરો, પ્લેગ અને કૉલેરા જેવા રોગચાળાઓ, રાજ્ય અને વેપારીઓ તરફથી થતુ શોષણ અને કુદરતી આફતોએ એમને દયાપાત્ર બનાવી મૂકયા હતા. ગરીબ મજૂરો પાસે મામૂલી દરે તનતોડ કામ લેવામાં આવતુ. બદલામા દિવસમા એક વાર એમને થોડીક ખીચડી મળતી. તેઓ વાસ–માટીના ઝૂપડામા રહેતા પેટપૂરતું ખાવાનું ન મળતુ હોય ત્યા એમની પાસેથી નીતિમયતા, સચ્ચાઈ કે ઈમાનદારીની શી આશા રાખી શકાય? [૩૫]

(આ) ભોજન

ગુજરાતના મુસ્લિમ સમાજના ઉચ્ચ વર્ગ માટે ભોજન વૈભવ-પ્રદર્શનનુ સાધન હતુ. તેઓ પ્રાતઃકાળે અલ્પાહાર, મધ્યાહ્નને ભોજન અને સાજના વાળુ–એમ ત્રણ વખત ઠાઠમાઠથી ભોજન કરતા ત્રણે સમયે ઉત્તમ ખાદ્ય પદાર્થો સાથે મેવા મીઠાઈ પણ લેવામા આવતાં મુસ્લિમો માંસાહાર કરતા તેઓ સુગંધીદાર પુલિર જ બનાવતા, જેવા કે કાબુલી, દુઝદ બિરયાની, પુલાવ વગેરે હલવો એમની માનીતી મીઠાઈ હતો. પાળેલા અને જંગલી પશુપક્ષીઓનુ માંસ તળીને, શેકીને અથવા સૂપ બનાવીને તેઓ ખાતા તેતર, બતક અને સસલાનુ માંસ રોજના આહારમાં લેતા. પ્રવાસી મેન્ડેલસ્લોએ ગુજરાતના સૂબેદારે આપેલ એક જ્યાફતનું વર્ણન કર્યું છે એ પરથી એ સમયના ઉચ્ચ વર્ગીય મુસ્લિમોના ખોરાકની વાનગીઓનો ખ્યાલ આવી શકે છે.

શરાબ મુસલમાનો માટે વર્જ્ય છે, છતાં ખોરાકની સાથે શરાબ લેવાનું સર્વસામાન્ય હતુ. ઘણા ગુજરાતી મુસ્લિમો શરાબ કરતાં અફીણને વધુ પસંદ કરતા.

ભોજન પછી કાથો ચૂનો અને સોપારીવાળુ પાન ખાવાનો સામાન્ય શિરસ્તો હતો. શ્રીમંતો અને અમીરોના પાનમા કપૂર અને કસ્તૂરી નાખવામાં આવતી.

સર ટૉમસ રો લખે છે કે મુસ્લિમ અમીર–ઉમરાવો પોતાના ભોજનમા સામાન્ય રીતે ૨૦ વાનગીઓ તૈયાર કરાવતા. ખાસ પ્રસંગોએ ૫૦ વાનગી બનતી એ ઉપરાત ફળ વધારામા

મધ્યમ વર્ગના લોક બે વખત પેટ ભરીને ભોજન કરી શકતા. તેઓ એમના ભોજનમા રોટલી પૂરી પરોઠાં શાક દૂધ દહી ઘી માખણ તેલ વગેરેનો ઉપયોગ કરતા. તહેવારોના દિવસોમાં મેવા મીઠાઈ અને ફરસાણનો ઉપયોગ થતો.

ગરીબ લોકો દિવસમા માત્ર એક વખત ભોજન લઈ શકતા. ખીચડી દહીં અને અથાણું એમનો રોજિંદો ખોરાક હતો, ખીર એમનું મિષ્ટાન્ન ગણાતુ આ કાલ દરમ્યાન આવેલ બધા જ મુસાફરોએ ખીચડીનો ઉલ્લેખ કર્યો છે. ખીચડીમા થોડુ ક મીઠું અને મળી શકે તો સહેજ માખણ નાખીને તેઓ ખાતા. શહેનશાહ જહાગીર ખભાત ગયો ત્યારે એણે ખીચડીનો સ્વાદ માણ્યો હતો.[૩૬]

(ઘ) પોશાક

શ્રીમંત મુસલમાનો અને અમીર ઉમરાવો પોતાના પોશાક અંગે ખૂબ ચોકસાઈ રાખતા. તેઓ ખમીસ અને લેંઘો પહેરતા. એના ઉપર કબા નામનો (કોટ જેવો) પોશાક પહેરતા. ઠંડી મોસમમાં તેઓ 'ડગલા' નામથી ઓળખાતો ઓવરકોટ પહેરતા. ઘરમા તેઓ લેંઘાને બદલે 'લૂગી' પહેરતા. તેઓ ક્યારેક સલવાર કે પગે ચુસ્ત ચોરણો પહેરતા. પોતાના પોશાક પાછળ તેઓ ઘણો ખર્ચ કરતા

ઉલેમાઓ વિશિષ્ટ પ્રકારની પાઘડી તેમ કબા અને પાયજામો પહેરતા

મજૂરો કારીગરો અને ખેડૂતો માત્ર લંગોટી વાળતા. તેઓ ઘૂંટણ સુધી પહોંચે તેવો સુતરાઉ કાપડનો એક ટુકડો પોતાની કમરે વીંટાળતા. અબૂલ ફઝલ 'લંગોટા'નું વર્ણન કરતાં કહે છે કે 'એ શરીરના માત્ર બે ભાગને ઢાંકતુ કમર પર પહેરવાનુ કપડુ છે.'

આ કાલમાં ઉઘાડા માથાવાળા લોકો સંમાનનીય ગણાતા ન હતા. ઘરની બહાર જતાં તેઓ માથા પર ટોપી કે પાઘડી અચૂક પહેરતા. મુસ્લિમોનો એ આમ-રિવાજ હતો. તેઓ સફેદ ગોળ પાઘડી પહેરતા. પોતાના વડીલોની હાજરીમાં તેઓ એને માથા પરથી ઉતારતા ન હતા. રઈસો પોતાની પાઘડી માટે ૨૫ થી ૩૦ વાર લાંબુ બારીક મલમલનુ કાપડ વાપરતા. એનુ વજન ચાર ઔંસથી વધુ ભાગ્યેજ થતું. ગુજરાતમા પહેરાતી કેટલીક ટોપીઓને ૧૦ બાજુઓ હતી.[૩૮]

સ્ત્રીઓના પોશાકમાં ખાસ વિશેષતા ન હતી. મુસ્લિમ સ્ત્રીઓ મોટે ભાગે સલવાર અને કમીઝ પહેરતી. એમની સલવાર પુરુષોના ચોરણા કરતાં ખાસ જુદી ન હતી. તેઓમાં કેટલીક ઘાઘરા પણ પહેરતી. સલવાર અને ઘાઘરામા રેશમી દોરી પરોવી એ કમર પર બાંધવામા આવતી. ક્યારેક તો દોરીનુ ફૂમતુ ઘૂંટણ સુધી લટકતું રાખવામાં આવતુ. સ્ત્રીઓના આર્થિક અને સામાજિક દરજ્જા પ્રમાણે એમની સલવાર સુનરાફિ, રેશમી કે કિનખાબના કાપડમાથી બનાવવામા આવતી.

ઉચ્ચ તથા મધ્યમ વર્ગની મુસ્લિમ સ્ત્રીઓમા પડદાની પ્રથા ઘણી ચુસ્ત રીતે પળાતી. ઉચ્ચ વર્ગની મહિલા બુરખા વગર ભાગ્યેજ દેખાતી. મુસ્લિમોમા સ્ત્રીનું મુખ લોહીની સગાઈ સિવાયનાં બીજા એના નિકટનાં સગાં પણ જોઈ ન શકે એવો ચાલ હોવાથી બુરખા વગરની સ્ત્રી ક્વચિત જ જોવા મળતી. સંજોગવશાત્ અગર આકસ્મિક રીતે જો કોઈ સ્ત્રીનો પડદો થોડા સમય માટે પણ ખૂલી જાય તો એ માટે એને ઘણુ સહન કરવું પડતુ.

નીચા વર્ગની, ખાસ કરીને ખેડૂત કે મજૂર વર્ગની, સ્ત્રીઓ બુરખાના બંધનથી મુક્ત રહેતી. તેઓએ પોતાના પતિને બધાં કાર્યોમાં મદદ કરવી પડતી. પરિણામે બુરખો રાખવાનું એમને માટે મુશ્કેલ હતુ.

કુરાને શરીફમાં એક મુસલમાનને ચાર સ્ત્રીઓ સાથે લગ્ન કરવાની પરવાનગી આપવામાં આવી હોવા છતાં ગરીબ નીચલા વર્ગના મુસલમાનોમા એકપત્નીપ્રથા પળાતી. ઉલેમાઓના નિર્ણય પ્રમાણે મુસ્લિમ, નિકાહ દ્વારા માત્ર ચાર, પરંતુ મુતા દ્વારા ગમે તેટલી સ્ત્રીઓ સાથે લગ્ન કરી શકે. પરંતુ શહેનશાહ અકબરે ફરમાન બહાર પાડ્યુ હતુ કે, "સામાન્ય સ્થિતિનો મુસલમાન, એકથી વધુ સ્ત્રી કરી શકે નહિ સિવાય કે એની પત્ની વાંઝણી હોય. બહુપત્નીપ્રથા, સરદારો અને શ્રીમંતોનું દૂષણ અને મધ્યમ વર્ગના શોખનુ સાધન હતું.

ઇસ્લામ પ્રમાણે સ્ત્રીને મિલકતનો અમુક ચોક્કસ ભાગ વારસામા મેળવવાનો અધિકાર હતો અને એ રીતે મેળવેલ મિલકત ઉપર એનો સર્વાધિકાર રહેતો. પોતાની એ મિલકતનો એ યથેચ્છ ઉપભોગ કરી શકતી.

ગુજરાતના મુસલમાનોમાં અન્ય ભારતીય મુસલમાનોની જેમ અલંકારોનુ ધાર્મિક મહત્ત્વ હતુ. તેઓ સોના–ચાદીનાં તાવીજ પહેરતા. એમાં ખુદા તાલાનું નામ કોતરાવતા. સ્ત્રીઓ સેથામા સિદૂર, કાનમાં કડી કે ચપાકળી, નાકમાં નથ કે વેસર, ગળામાં હાર કે ગલૂબદ, હાથ ઉપર બાજુબધ અને ચૂડી કે કગન, આગળી પર વીટી અને પગમા પાયલ પહેરતી.

**રમતગમતો**

શતરજ ચોપાટ અને પત્તાંની રમતો ઉચ્ચ મધ્ય કે ગરીબ બધા વર્ગના મુસલમાનો માટે મનોરંજનના સાધનરૂપ હતી. મેદાની રમતોમા કુસ્તી મુક્કાબાજી શિકાર ચોગાન અને કબૂતરો ઉડાડવાની રમતો મુખ્ય હતી.

એ ઉપરાત પ્રાણીઓની સાઠમારી જોવાનો શોખ સૌ મુસ્લિમોને હતો. ઘેટાં બકરાં કૂકડા કૂતરા આખલા કે હરણની સાઠમારી મેદાનમા થતી અને જોનારાઓને પૂરતું મનોરજન પૂરુ પાડતી

ઉચ્ચ વર્ગના મુસલમાનોમા જગલી પ્રાણીઓની સાઠમારી વધુ પ્રિય હતી. વાઘ ચિત્તા હાથી અને દીપડાની છૂટસટોસટની લડાઈ જોવાનુ તેઓને વધુ પસંદ પડતુ 'તુઝુકે જહાંગીરી'મા આખલા અને વાઘ વચ્ચેની કુસ્તીઓનો ઉલ્લેખ છે. ઘોડદોડની હરીફાઈ અમીર ઉમરાવોમાં પ્રચલિત હતી. તેઓ પોતાના તેજી ઘોડા ઉપર બેસી ઘોડદોડની હરીફાઈમાં ભાગ લેતા.

ભિન્ન ભિન્ન પ્રકારની પોલોની રમત, જેવી કે ઘોડા પર બેસીને રમાતી પોલો, પાણીમા રમાતી પોલો, પ્રકાશિત દડા વડે રાત્રે રમાતી પોલો વગેરે શાહી રમતો ગણાતી.[૩૯]

પતંગ ઉડાડવાની રમત બધા વર્ગોમાં સામાન્ય હતી. વહેતા પાણીમાં તરવાનુ સ્વાસ્થ્યપ્રદ ગણાતું અને તેથી તરવાની રમત ઘણી પ્રખ્યાત બની હતી.

બાદશાહો અને અમીર ઉમરાવોને શિકારનો ઘણો શોખ હતો. પોતાની ગુજરાતની મુલાકાતના પ્રસંગે બાદશાહ જહાગીર દાહોદથી ૧૦ કિ.મી. દૂર કદાચ પાનાગઢના પહાડી તથા જગલોવાળા પ્રદેશમાં હાથીઓના શિકાર માટે ગયા હતો.[૪૦]

ગુજરાતના મુસલમાનોને રંગભૂમિ પર ભજવાતાં નાટકો–દશ્યો જોવાનો શોખ પણ હતો ગુજરાતના કેટલાક નટોએ ગુજરાતમાં ચાલતા ગેરવહીવટને દર્શાવતો એક અભિનય શહેનશાહ શાહજહાં પાસે રજૂ કર્યો હતો.[૪૧]

સામાન્ય મુસ્લિમને ગમે તેવી અને વધુ મનોરંજન આપતી રમતોમાં, વાર્તાકથા અને શ્રવણ બહુ મહત્ત્વની રમત છે. સુશિક્ષિત વર્ગોમાં ગુલિસ્તાન બુસ્તાન અને અન્ય પુસ્તકોમાંથી વાર્તાઓ કહેવામા આવતી. સૌને એમા રસ પડતો અને જ્ઞાન સાથે ગમ્મતની લહાણ થતી. એ ઉપરાંત ઉખાણાં–ચીસ્તાન–ની રમત પણ લોકપ્રિય હતી. સામસામાં ઉખાણાં અપાતા અને એના ઉકેલમાં બુદ્ધિશક્તિની કસોટી થતી.

મુસ્લિમો પોતાના ધાર્મિક ઉત્સવ ધામધૂમથી ઊજવતા. ઈદે મિલાદ, ઈદ–ઉલ્–ફિત્ર, ઈદ–ઉલ–ઝૂહા, શબે બરાત, બારા વફાત વગેરે તહેવારો આનંદપૂર્વક ઉજવાતા મોહરમનો પ્રસંગ પણ સારી રીતે પસાર થતો. મુઘલ બાદશાહો સુન્ની હોવા છતા તેઓએ મોહરમની ઉજવણી ઉપર કોઈ નિયંત્રણ જ નાખ્યા ન હતાં અલબત્ત ઔરંગઝેબે પોતાના અમલ દરમ્યાન મોહરમની ઉજવણી પર પ્રતિબંધ ફરમાવ્યો હતો[૪૨]

મુસલમાનો શુકન–અપશુકનમા માનતા. વહેમી માન્યતાઓની બાબતમા ગુજરાતના હિંદુ અને મુસલમાન સરખા હતા. મુસ્લિમો પણ શુકન જોવડાવતા શહેનશાહો અને સૂબેદારો પોતાના દરબારમાં જ્યોતિષીઓને રાખતા જાદુ તાવીજ અને એવી બીજી બાબતોમા તેઓની દૃઢ માન્યતા હતી.[૪૩]

## કેળવણી

મુઘલ કાલમાં ત્રણ પ્રકારની શૈક્ષણિક સંસ્થાઓ હતી . ૧ મકતબ, ૨. મસ્જિદો અને ખાનકાહો સાથે સંલગ્ન શાળાઓ અને ૩. મદ્રેસાઓ. પ્રથમ બે પ્રકારની શાળાઓ પ્રાથમિક કક્ષાની હતી. એમા અરબી–ફારસીનું, એ ખાસ કરીને ફારસીનુ, અક્ષરજ્ઞાન અપાતુ. એમા કુરાને શરીફનું શિક્ષણ પણ અપાતું. કુરાને શરીફ કંઠસ્થ કરવાનુ એમાં શીખવાતું. મસ્જિદ અને ખાનકાહો સાથે સંલગ્ન શાળાઓમા અધ્યાત્મવિદ્યા શીખવાતી. આવી મકતબો અને શાળાઓ ગુજરાતના તમામ શહેરો કસ્બાઓ અને ગામડાંઓમા વિદ્યમાન હતી.

મદ્રેસાઓ માધ્યમિક અને ઉચ્ચ શિક્ષણની શાળા–કૉલેજ હતી. કેટલીક મદ્રેસાઓ તો ઉત્તમ જ્ઞાનકેંદ્રો તરીકે ખ્યાતિ પામી હતી. હિ.સ. ૧૦૯૨ માં નહરવાલા(પાટણ)મા "ફેજ સફા' નામની મદ્રેસા સ્થાપવામાં આવી હતી. એ

એક મસ્જિદ સાથે સંલગ્ન હતી. શિયા સંપ્રદાયના શિક્ષણ અર્થે અમદાવાદમાં "લંગર દ્વાજદા ઇમામ" નામની એક ઉચ્ચ શિક્ષણ આપતી સંસ્થા બુરહાન નિઝામશાહ પહેલાએ સ્થાપી હતી. તેમાં ઇરાક ઈરાન અફઘાનિસ્તાન અને ઉત્તર ભારતમાંથી ખ્યાતનામ વિદ્વાનોને બોલાવી શિક્ષક તરીકે નીમવામાં આવ્યા હતા. અકાસુદ્દીને પણ ઈ.સ. ૧૬૯૭મા આશરે રૂપિયા ૧,૪૦,૦૦૦ ના ખર્ચે એક ભવ્ય કૉલેજની સ્થાપના કરી હતી.[૪૪] એ 'મદ્રેસા-એ હિદાયત બખ્શ' નામે ઓળખાતી.

આવી મદ્રેસાઓ માત્ર શહેરોમા જ હતી, ગામડાઓમાં શિક્ષણ માત્ર મકતબ પૂરતુ જ મર્યાદિત રહેતુ. ત્યાર બાદ ઉચ્ચ શિક્ષણ માટે શહેરની મદ્રેસાઓમાં જવું પડતું.

મુસ્લિમ બાળકોનુ શિક્ષણ રાજ્ય દ્વારા સંચાલિત થતુ. રાજ્ય તરફથી શિક્ષકો નિમાતા. ઔરંગઝેબે ગુજરાતના દીવાનને સૂચના આપી હતી કે રાજ્યના સદ્રની સલાહ લઈ શિક્ષકોની નિયુક્તિ કરે. એવા શિક્ષકોને રાજ્ય તરફથી દરમાયો અપાતો અને વિદ્યાર્થીઓને શિષ્યવૃત્તિ પણ અપાતી.

જે મુસ્લિમને ઇસ્લામી શાળાઓમા અપાતા શિક્ષણ ઉપરાતનું શિક્ષણ મેળવવું હોય તે હિંદુ પાઠશાળામાં પણ જોડાતો. ત્યાં એને ખગોળ ગણિત અને આયુર્વેદનું શિક્ષણ અપાતુ.

મુસ્લિમ મદ્રેસાઓમાં ૧૦ થી ૧૨ વર્ષ શિક્ષણ અપાતુ. ત્યાર પછી કોઈ નામી વિદ્વાન પાસે કેટલાંક વર્ષો સુધી શીખનારને ડૉક્ટરેટ જેવી ઊંચી ઉપાધિ મળતી. એનાથી પણ વધુ ઉચ્ચ શિક્ષણ મેળવવા માટે મક્કા મદીના બસરા કુફ યમન દમાસ્કસ કેરો બગદાદ કે ખોરાસાન જવુ પડતું.

છોકરીઓ માટે કોઈ અલગ શાળાઓ ન હતી. નાની ઉમરની બાલિકાઓ છોકરાઓ સાથે મકતબોમાં ભણતી ત્યા તેઓને ખાસ કરીને કુરાને શરીફ શીખવવામાં આવતું. શ્રીમંત વર્ગ પોતાની દીકરીઓના શિક્ષણ માટે ખાનગી શિક્ષકો રાખતો.

ઈસુની ૧૮ મી સદીના પ્રારંભકાલમાં એક મુસ્લિમ વિદ્વાન મુલ્લા નિઝામુદ્દીને મદ્રેસાઓમાં શીખવાતો અભ્યાસક્રમ નિયત કર્યો હતો. એ અભ્યાસક્રમ ત્યાર સુધીમાં શીખવાતા અભ્યાસક્રમને આધારે પદ્ધતિસર રજૂ કરવામા આવ્યો હતો. એ "દર્સે નિઝામિયા" નામથી જાણીતો છે. અભ્યાસક્રમમાં ૧૧ વિષય છે અને એ દરેક વિષય માટે અમુક સૂચિત પુસ્તકોની યાદી આપવામાં આવી છે. એ વિષયો આ પ્રમાણે છે : ૧. સર્ફ, ૨. નહ્વ (વ્યાકરણ વગેરે), ૩. મન્તિક

(તર્કશાસ્ત્ર), ૪. હિકમત (તત્ત્વજ્ઞાન), ૫. રિયાઝી (ગણિતશાસ્ત્ર), ૬ બલાગત (વક્તૃત્વકલા), ૭. ફિકહ (ન્યાયશાસ્ત્ર), ૮. ઉસૂલે ફિકહ (ન્યાયશાસ્ત્રના સિદ્ધાંતો), ૯. કલામ, ૧૦. તફસીર અને ૧૧. હદીસ.

મુઘલ સમય દરમ્યાન ગુજરાતમા ઘણા પુસ્તકાલય વિદ્યમાન હતાં. દરેક મદ્રેસામા એકાદ નાનુ કે મોટુ પુસ્તકાલય રાખવામા આવતુ. અમદાવાદનું 'શમ એ બુખારી' નામે પુસ્તકાલય, અકબરે જ્યારે ગુજરાત જીત્યું ત્યારે, હયાત હતું. બીજા કેટલાંક નામી કિતાબખાનાઓમા (૧) ઈ.સ. ૧૬૫૪માં અમદાવાદમાં શરૂ કરવામાં આવેલ વલી કે દાર્ઇની મદ્રેસાનુ પુસ્તકાલય, (૨) ઈ.સ. ૧૬૮૧ મા સ્થપાયેલ ફેઝ સફાનુ પુસ્તકાલય, (૩) સૌરાષ્ટ્રના કુતિયાણા શહેરમા શેખ ઈબ્રાહીમે ઈ.સ. ૧૬૮૯ માં સ્થાપેલી મદ્રેસાનુ પુસ્તકાલય, અને (૪) શેખ મુહમ્મદ અકરામ કે જે અમદાવાદના સદ્ર હતા તેઓએ ઈ.સ. ૧૬૯૭ મા રૂા. ૧,૨૪,૦૦૦-ના ખર્ચે અમદાવાદમાં મસ્જિદ મદ્રેસા અને કિતાબખાના બધાવ્યા હતાં. આ બધા પુસ્તકાલય ઘણા સમૃદ્ધ હતાં આ ઉપરાત અમદાવાદના સરખેજમા સુલતાન અહમદ ખતવીએ એક મસ્જિદ ખાનકાહ મદ્રેસા અને કિતાબખાના બધાવ્યાં હતા આ બધાં પુસ્તકાલયો તથા શાહી પુસ્તકાલયોનો લાભ વિદ્વાનો લઈ શકતા.

## પાદટીપો

૧ ભોગીલાલ સાંડેસરા, 'મધ્યકાલીન ગુજરાતી સાહિત્ય', "સ્વાધ્યાય", પુ ૧૨, પૃ. ૧૩૭–૩૮

૨ "મીરાતે અહમદી" (ગુજરાતી ભાષાંતર), ભાગ ૨, પૃ. ૧૩૯–૪૩

૩ Commissariat, *History of Gujarat*, Vol II, p 173

૪ *Ibid*, p 189

૫ Jadunath Sarkar, *History of Aurangzeb*, Vol III, p 320

૬ Commissariat, *op. cit.*, p. 214

૭ ભોગીલાલ સાંડેસરા, 'ગુજરાતના શાહી મુઘલ ફરમાનો', "વસ્તુપાલનુ વિદ્યામંડળ અને બીજા લેખો", પૃ. ૧૧૫

૮ Commissariat, *op cit*, p 191

૯ રત્નમણિરાવ ભીમરાવ, 'ગુજરાતનું પાટનગર અમદાવાદ', પૃ. ૧૨૫–૨૬

૧૦. એજન, પૃ ૧૨૭–૨૮

૧૧ Commissariat, *op. cit*, pp 417–23

૧૨ *Ibid*, p 423

૧૩ *Ibid*, p. 425

૧૪ *Ibid*, p 427

૧૫. *Ibid*, p 428 ૧૬. *Ibid*, p 429
૧૭ M. R. Majmudar, *Journal of the University of Bombay*, Vol. V, pp. 144–51
૧૮. ભો. જ સાંડેસરા, 'પાટણના બે શિલાલેખો', "બુદ્ધિપ્રકાશ", વર્ષ ૮૩, પૃ ૨૯૭–૨૯૯ અને "સંશોધનની કેડી", પૃ. ૨૩૬–૨૪૩
૧૯. જુઓ કૃષ્ણલાલ ઝવેરી, 'ગુજરાતીઓએ લખેલા ફારસી ગ્રંથો' તથા છોટુભાઈ નાયક, 'ગુજરાતના નાગરોનું ફારસી ભાષા અને સાહિત્યનું ખેડાણ' એ બે પુસ્તક
૨૦. આ ફારસી તવારીખનું જદુનાથ સરકારે કરેલું સંપાદન તથા અંગ્રેજી ભાષાંતર (ડૉ. રઘુવીરસિંહજીના સુધારાવધારા સહિત) વડોદરાની મ સ યુનિવર્સિટીના ઓરિયેન્ટલ ઇન્સ્ટિટ્યૂટની ગાયકવાડ ઓરિયેન્ટલ સિરીઝમાં પ્રકાશિત કરવાની આયોજના થઈ છે
૨૧–૨૩ ભો જ સાંડેસરા, 'મોગલકાલીન ગુજરાતના બે વીર મુત્સદ્દીઓ', "સ્વાધ્યાય", પુ ૧, પૃ ૧૫૨-૧૫૫. આ લેખ 'અન્વેષણા'(પૃ ૨૦૭–૧૨)માં ગ્રંથસ્થ થયો છે.
૨૪ પાંજરાપોળની સંસ્થા કેટલી પ્રાચીન છે એ લિખિત કે અન્ય પુરાવાઓને અભાવે નિશ્ચિતપણે કહેવું મુશ્કેલ છે નિદાન સોલંકી કાલમાં તો વ્યવસ્થિત પાંજરાપોળ (પછી ભલે એ કોઈ જુદા નામે ઓળખાતી હોય) હશે એમ આનુષંગિક પુરાવાઓ ઉપરથી અનુમાન થાય છે મુઘલ કાલમાં ગુજરાતના મુખ્ય નગરોમાં પાંજરાપોળો હતી એના સ્પષ્ટ સમકાલીન પ્રમાણ છે.
૨૫ એદલજી જમશેદજી ખોરી, "દુકાળ વિષે નિબંધ"
૨૬. Commissariat, *op cit*., pp. 313–17 ૨૭. *Ibid*, p 188
૨૮ *Ibid*., p 394-f ૨૯. *ibid*, p 457 ૩૦. *Ibid*, p 495f.
૩૧ પ્રવીણ ચિ. પરીખ, 'ભારતનો સાંસ્કૃતિક ઇતિહાસ', પૃ. ૬૬
૩૨. Ashirbadi Lal Shrivastav, *Medieval Indian Culture*, p. 29
૩૩ M. S. Commissariat, *op cit*, Vol. II, p. 162
૩૪. *Ibid*, pp 158–59
૩૫. પ્રવીણ ચિ. પરીખ, ઉપર્યુક્ત, પૃ. ૬૯–૭૦
૩૬ M S. Commissariat, *op cit*, Vol II, p. 60
૩૭. *Ain-i-Akbari*, p. 274, cited by P N Chopra, *Some Aspects of Society and Culture during the Mughal Age*, p 7
૩૮. P. N. Chopra, *ibid*, p 9
૩૯. Shri Ram Sharma, *Mughal Government and Administration*, p. 8
૪૦ Commissariate, *op. cit*, Vol II, p 72
૪૧. Pran Nath Chopra, *op cit*, p. 80 ૪૨ *Ibid*, p 101
૪૩. Shri Ram Sharma, *op cit*, p 8
૪૪ Pran Nath Chopra, *op cit* p. 147

## પ્રકરણ ૮

# આર્થિક સ્થિતિ

પોણા બસો કરતા વધુ વર્ષના આ સમયગાળાના પૂર્વાર્ધમાં ગુજરાત આર્થિક અને હુન્નર-ઉદ્યોગની દષ્ટિએ સમૃદ્ધ હતું, જ્યારે એના ઉત્તરાર્ધમાં રાજકીય દુરવસ્થા, આંતરવિગ્રહો અને એને પરિણામે ઉત્પન્ન થયેલી સામાજિક અશાંતિને કારણે હુન્નરઉદ્યોગ અને ધંધારોજગારની અવનતિ થઈ હતી.

અકબર જહાંગીર અને શાહજહાંનો સમય એ માટે પૂર્ણ શાંતિનો સમય હતો. ખુશ્કી અને તરી માર્ગે વેપારનો ભારે વિકાસ થયો, ઉદ્યોગોને વેગ મળ્યો તથા વિવિધ પ્રકારના કાપડની અને ગળીની નિકાસને પરિણામે ગુજરાતના મુખ્ય નગરોનાં નામ આંતરરાષ્ટ્રિય બજારોમા જાણીતાં થયાં. ઐતિહાસિક સાધનોના અભ્યાસને પરિણામે એ છાપ દૃઢ બને છે કે ગ્રામ–નગરોની વસ્તી પોતાના વ્યવસાય શાંતિમય રીતે ચલાવવાને એકંદરે સ્વતંત્ર હતી. ખાસ કરીને ઔરંગઝેબના સમયમાં હિંદુ પ્રજાની ધાર્મિક સ્વતંત્રતા જોખમાય એવા હુકમો નીકળ્યા હતા અને અકબરે નાબૂદ કરેલો જજિયાવેરો પાછો લેવાનુ શરૂ થયું હતું તોપણ કાયદો અને વ્યવસ્થાની એકંદરે સાબૂત સ્થિતિને કારણે આર્થિક અને વેપારી આબાદીને બાધ આવ્યો હોય એમ જણાતુ નથી સુરત ખાતેની અંગ્રેજ કોઠીનાં દફતરોમાંથી અને ઈસ્ટ ઇન્ડિયા કંપનીના ડિરેક્ટરોના એ કોઠીના કર્મચારીઓ સાથેના આજ સુધી સચવાયેલા ઢગલાબંધ પત્રવ્યવહારમાંથી આ વિધાનનુ સમર્થન થાય છે. ૧૭ મી સદીનું સુરત મુઘલ સામ્રાજ્યના દરિયાઈ વેપારનુ કેંદ્ર તથા, કવિશ્રી નાનાલાલે કહ્યું છે તેમ, હાજીઓ માટે 'મક્કાનુ મુખબાર' બન્યુ હતું અને તેથી 'બંદર–ઇ–મુબારક' અને 'બાબ–અલ્–હાજી' જેવાં બિરુદોથી એને નવાજવામાં આવ્યું. બ્રિટિશ ઈસ્ટ ઇન્ડિયા કંપની ઉપરાંત અન્ય યુરોપીય વેપારી કંપનીઓએ પણ સુરત શહેરમાં કોઠીઓ નાખી તેથી એના આયાત–નિકાસના વેપારને ભારે વેગ મળ્યો હતો. પુરાણુ પાટનગર પાટણ પોતાનુ વેપારી મહત્ત્વ અંશત· જાળવી રહ્યુ હતુ, જ્યારે ગુજરાતનુ રાજકીય

કેંદ્ર અમદાવાદ અને ઐતિહાસિક બંદર ખંભાત હુન્નરઉદ્યોગ અને વેપારનાં ધીકતા કેંદ્ર હતા. પ્રાયઃ આ વસ્તુને અનુલક્ષીને 'હીરસૌભાગ્ય કાવ્ય'ના કર્તા દેવવિમલગણિ કહે છે

श्रीस्तम्भतीर्थं पुटभेदनं च यत्रोभयत्र स्फुरत पुरे द्वे ।
अहम्मदावादपुराननायाः किं कुंडले गुर्जरदेशलक्ष्म्याः ॥

(સર્ગ ૧, શ્લોક ૬૬)

(અર્થાત્ અમદાવાદ જેનુ મુખ છે તેવી ગુર્જરદેશની લક્ષ્મીના ખંભાત અને પાટણ એ જાણે કે બને બાજૂ સ્ફુરાયમાણ થતા કુંડળ છે.)

૧૭મા સૈકામાં ગુજરાતની મુલાકાતે આવેલા યુરોપીય મુસાફરોનાં મેન્ડેલ્સ્લો (ઈ.સ. ૧૬૩૮), ટેવરનિયર (ઈ સ ૧૬૪૧-૬૭), થેવેનો (ઈ.સ. ૧૬૬૬) અને જ્હોન ફ્રાયર(ઈ સ. ૧૬૭૪-૭૫)નાં પ્રવાસવર્ણન ગુજરાતના હુન્નરઉદ્યોગ અને વેપારની આબાદ સ્થિતિની સાક્ષી પૂરે છે.[1]

ખંભાતના અખાતનો બંદર આગળનો ભાગ પુરાઈ જવાથી નાના વહાણુ જ સોળમી-સત્તરમી સદીમા ખંભાત બંદરે આવી શકતાં તથા ખંભાત આયાત-નિકાસ થતો માલ ઘોઘા અને ગંધાર બંદરે અટકતો ને ત્યાંથી હોડીઓ ભરી ખંભાત લઈ જવાતો અને હોડીઓમા ખંભાતથી ચડતો, આમ છતાં ખંભાતની આબાદી લગભગ પૂર્વવત્ હતી.[2]

એ સમયમા મુખ્ય આયાત માલ આ પ્રમાણે હતો . તાંબુ સીસુ પારો હીંગળોક અને ફટકડી એડન ગોવા અને ચેઉલથી, સોનું મક્કા ઓરમઝ એબિસિનિયા અને આફ્રિકાનાં અન્ય સ્થળોએથી, ચાંદી રાતા સમુદ્ર અને ઈરાની અખાતનાં બંદરોએથી, હીરા દક્ષિણ ભારતમાંથી, માણેક પેગુ અને લંકાથી, નીલમ ઈગનથી, ચોખા એલચી સોપારી અને નારિયેળ મલબારથી, પાન મલબાર અને વસઈથી, અફીણ મજીઠ અને સૂંઠ અરબસ્તાનથી, કિસમિસ અને ખજૂર ઈરાનથી, હરડે બહેડાં અને તેજાનો કાબુલથી, લવિંગ મોલ્યુકાસથી, જાયફળ અને જાવંત્રી પેગુથી; સુખડ ટીમોરથી; કપૂર બોર્નિયો અને સુમાત્રાથી, તજ લંકા અને જાવાથી, મરી બંગાળ મલબાર લંકા સુમાત્રા અને જાવાથી, ઘોડા ઈરાન અરબસ્તાન અને કાબુલથી, હાથી લંકા અને મલબારથી, હાથીદાંત આફ્રિકાથી, લાખ પેગુ અને માર્તાબાનથી, અંબર આફ્રિકા સોકોટ્રા અને માલદીવથી મલમલ બંગાળ અને કોંકણથી અને બિલોરી કાચ ચીન તથા માર્તાબાનથી.

નિકાસ થતો માલ મુખ્યત્વે આ પ્રમાણે હતો : ચોખા સિંધ કોંકણ મલબાર આફ્રિકા અને અરબસ્તાનમાં, ઘઉં મલબાર અરબસ્તાન અને આફ્રિકામાં, કઠોળ અને તલ મલબારમાં, રૂ મલબાર અને અરબસ્તાનમાં, મરી ઈરાનમાં, અફીણ ઈરાન મલબાર પેગુ અને મલાયામાં, ગળી ઈરાની અખાત અને રાતા સમુદ્રના પ્રદેશમાં તથા કોંકણમાં, ઘોડા મલબાર અને કોંકણમાં, અકીકનાં ઘરેણાં મલબાર અરબસ્તાન રાતા સમુદ્રના પ્રદેશમાં તથા પૂર્વ આફ્રિકામાં અને સૂતર તેમ રેશમી અને સુતરાઉ કાપડ અને કામળા શેતરંજીઓ પેટી પલંગ ખરાદીકામ અને હાથીદાંતનાં રમકડાં જેવી ચીજો અનેક દેશોમાં જતી.[3] અમદાવાદનો કિનખાબ તથા રેશમી અને સુતરાઉ કાપડ ખંભાત આવતાં અને ત્યાંથી વહાણો ભરીને પશ્ચિમ અને પૂર્વના વિદેશી બંદરોએ જતાં. સુતરાઉ કાપડ તો ખંભાતથી એટલું ચડતું કે ખંભાતને 'દુનિયાનું વસ્ત્ર' કહેતા. ઇગ્લૅન્ડની રાણી એલિઝાબેથે અકબર ઉપર લખેલા પત્રમાં અકબરને 'ખંભાતનો રાજા' કહ્યો છે. આફ્રિકાના સમુદ્ર-કિનારાના પ્રદેશમાં ગુજરાતના સુતરાઉ કાપડનો એટલો ખપ હતો કે એનાથી બેગણી કિંમત સોનામાં આપવામાં આવતી. મલાયાના ટાપુઓમાં માણસની ઊંચાઈ જેટલો આ કાપડનો ઢગ અપાતો ત્યારે પકડાયેલા કેદીનો છુટકારો થતો.[4]

સત્તરમા સૈકામાં ગુજરાતનું જ નહિ, પણ મુઘલ સામ્રાજ્યનું સૌથી આબાદ બંદર સુરત હતું. એ સમયના સુધરેલા જગતના પ્રત્યેક દેશના વેપારીઓ અને વહાણ સુરતમાં નજરે પડતાં. અંગ્રેજ વેપારીઓ પ્રથમ સને ૧૬૦૮ માં સુરતમાં આવ્યા અને એમણે ૧૬૧૧ માં સુરત અમદાવાદ ખંભાત ઘોઘા વગેરેમાં વેપાર કરવાનો પરવાનો મેળવ્યો. ડચો અને ફ્રેન્ચોએ પણ સુરતમાં કોઠી નાખી અને ડચોએ સુરત ઉપરાંત અમદાવાદ ભરૂચ વડોદરા ખંભાત અને સરખેજમાં પણ કોઠીઓ નાખી. પોર્ટુગીઝોને પણ સુરતના વેપારમાં રસ હતો અને જુદા જુદા યુરોપીય દેશોના વેપારી જૂથો કે રાજ્યાશ્રિત વેપારી કંપનીઓ ત્યાં પરસ્પરની સ્પર્ધા કરતાં હતાં. સારાંશ કે સુરત આંતરરાષ્ટ્રિય વેપારનું અને પ્રવાસનું કેંદ્ર હતું. ત્યાંનાં વહાણ દક્ષિણમાં કોંકણ મલબાર લંકા, પશ્ચિમે અરબસ્તાન આફ્રિકા અને ઈરાની અખાતનાં બંદરોએ તથા પૂર્વે બંગાળ પેગુ સુમાત્રા જાવા અને ચીન સુધી અવરજવર કરતાં. સુરતથી બાર માઇલ દૂર સુંવાળી ગામે મોટાં વહાણ લંગર નાખતાં અને ત્યાંથી માલ ઉતારી ગાડાંમાં અથવા મછવામાં ભરી સુરતમાં લવાતો. સુરતના ઘણા હિંદુ વેપારીઓ જાવા અને સુમાત્રામાં રહેતા. સુમાત્રાના પ્રાચીન બંદરમાં એમનો એક જુદો મહોલ્લો હતો. દેશાવર સાથેના આ વહેવારને કારણે વહાણ બાંધવાનો મોટો ઉદ્યોગ સુરતમાં

હતો અને આ કામ કરનાર કુશળ કારીગરો હતા.[5] ગમે તેટલા વજનના વહાણના પૂરા જોખમના દરિયાઈ વીમા ઉતારનાર પેઢીઓ સુરતમાં હતી અને ભરેલાં વહાણોના આગોતર સોદા ઉતારનાર પ્રતિષ્ઠિત દલાલ પણ હતા. શિવાજીએ સુરત લૂંટ્યું, કેમકે સુરત મુઘલ સામ્રાજ્યનું અતિશય ધનિક અને પ્રતિષ્ઠિત નગર હતું. એ મહારાષ્ટ્રથી ખૂબ નજીક હતું અને સુરત ઉપરનું આક્રમણ એ મુઘલ સામ્રાજ્યના આર્થિક દુર્ગ ઉપર સફળ આક્રમણ બરાબર હતું

આપણા અભ્યાસપાત્ર કાલખંડમાં ગુજરાતની મુખ્ય ભૂમિ ઉપર ભરૂચ બંદર પૂર્વકાલીન ગૌરવની સ્મૃતિ જાળવી રાખી 'ભાગ્યું ભાગ્યું તોયે ભરૂચ' એ કહેવતને સાર્થક કરતું હતું ભરૂચથી તેમજ સૌરાષ્ટ્રમાં વેરાવળ અને માંગરોળ બંદરોએથી પરદેશો સાથે સારો વેપાર ચાલતો હતો અને એ બંદરો કેવળ ખંભાત અને સુરતથી દુય્યમ કક્ષાનાં હતાં સુરતની ક્રમશ ચડતી થતી ગઈ તેમ ખંભાતનો વેપાર અને દેશી-વિદેશી વેપારીઓ સુરત તરફ વળ્યા. પાટણના સુપ્રસિદ્ધ પટોળાં વણનાર સાળવીઓનું સ્થળાંતર આ વિષયમાં એક લાક્ષણિક ઉદાહરણરૂપ છે. એ કુશળ કારીગરો પાટણથી અમદાવાદ આવ્યા (એના પુરાવારૂપે અમદાવાદમાં સરસપુર અને જમાલપુરમાં સાળવીવાડ છે; જોકે ત્યાં સાળવીઓ પોતાને 'પટેલ' તરીકે ઓળખાવે છે, ત્યાંથી ખંભાત ગયા, ખંભાતથી અવનત થતાં સુરત ગયા, અને ત્યાંથી દખ્ખણમાં જાલના વગેરે સ્થળોએ ગયા.[6]

અમદાવાદ રાજધાની હોવા ઉપરાંત વેપારનું મોટું મથક હતું 'ત્રણ તાર' સૂતર તેમ રેશમ અને કસબ માટે એ વિખ્યાત હતું, જે પૈકી સૂતર અને સુતરાઉ કાપડનો ઉદ્યોગ ત્યાં આજ સુધી વિકસતો રહ્યો છે. અમદાવાદનું કાપડ ખંભાત અને સુરત દ્વારા પરદેશ જતું અને જમીનમાર્ગે ઉત્તર ભારત જતું. અમદાવાદની સમૃદ્ધિનું ટૂંકું પણ વિગત-ભરપૂર વર્ણન અબુલ્ ફઝલે 'આઈને અકબરી'માં કર્યું છે સત્તરમા-અઢારમા સૈકામાં રચાયેલા જૈન ગુર્જર સાહિત્યમાં અમદાવાદ ખંભાત સુરત પાટણ પાલણપુર આદિ નગરોના પ્રસંગોપાત્ત જે વર્ણન છે તેમાં કાવ્યમય અત્યુક્તિ હોય તોપણ પર્યાપ્ત વસ્તુલક્ષિતા છે એમ સમકાલીન અન્ય ઐતિહાસિક સાધનો સાથે એની તુલના કરતાં જણાય છે.[7]

મહાજનો અને કારીગરો દ્વારા ચાલતા 'ત્રણ તાર'ના ઉદ્યોગ ઉપરાંત ઊંચી જાતનાં સુતરાઉ કાપડ કિનખાબ જરિયાન અને મખમલ તૈયાર કરવા માટેનાં શાહી કારખાનાં અમદાવાદમાં હતાં અને એમાં બનતો લાખો રૂપિયાનો માલ શાહી દરબારમાં જતો તેમ બજારમાં પણ વેચાતો.[8]

અમદાવાદ પાસેનું સરખેજ ગળીની પેદાશનુ મોટુ કેદ્ર હતુ અને પરદેશી વેપારીઓને એમાં મોટો રસ હતો. ગળીમા થતી ભેળસેળ સામે શાહજહાંના સૂબા આઝમખાને અતિશય કડક પગલા લીધા હતા[૯] આ ઉપરાત સુરોખારનો નિકાસ–વેપાર પણ બહુ મહત્ત્વનો હતો, કેમકે સુરોખારનો ઉપયોગ બદૂકનો દારૂ બનાવવામા થતો અને યુરોપના દેશોમા એની ઘણી માગ હતી. એની મુખ્ય પેદાશ ગુજરાતમાં માલપુરમા થતી બિહારમા સુરોખાર મળ્યા પછી અગ્રેજ અને ડચ કોઠીઓ પટણામા પણ સ્થપાઈ હતી, પરંતુ મુઘલસત્તાએ સુરોખારની નિકાસ ઉપર અનેક અકુશ મૂક્યા હતા અને પરદેશોમાં મુસલમાનો સામે લડવામા એનો ઉપયોગ ટાળવા માટે આ અકુશો મૂકયાનુ જણાવાતું હતુ, પણ વસ્તુત આ અકુશ કે પ્રતિબધનું ખરુ કારણ રાજ્યની સલામતી હતી. પરદેશી વેપારીઓ સુરોખારનો જે જથ્થો મેળવી શકતા તેમા તો અમલદારોને લાંચ આપીને મેળવતા અથવા ભારતના જે પ્રદેશોમા મુઘલ સત્તા નહોતી ત્યાથી મેળવતા.[૧૦]

મેન્ડેલ્સ્લો લખે છે કે અમદાવાદના વેપારીઓના આડતિયા એશિયાના બધા ભાગોમાં અને કોન્સ્ટન્ટીનોપલમા રહેતા અને આથી પરદેશો ઉપરની હૂડીઓ અહી સહેલાઈથી મેળવી શકાતી વળી એ જણાવે છે કે દારૂગોળો સીસુ અને સુરોખાર સિવાય બીજા સર્વ માલનો વેપાર કરવાના પરદેશીઓને છૂટ હતી, પણ આ ત્રણ ચીજોની નિકાસ સૂબેદારના પરવાના વિના થઈ શકતી નહિ.[૧૧]

ગુજરાતનાં મુખ્ય નગરોના વેપારીઓની સમૃદ્ધિની કેટલીક નોધપાત્ર વિગતો ઐતિહાસિક સાધનોમાથી મળે છે. સુરતના વેપારીઓ વતી હાજી મુહમ્મદ ઝહીદ બેગ અને વીરજી વોરાએ બળવાખોર શાહજાદા મુરાદને ઈસ ૧૬૫૭માં પાંચ લાખ રૂપિયા ધીર્યા હતા, જોકે આ ધિરાણ બળાત્કારે કરાયુ જણાય છે.[૧૨] અમદાવાદના જાણીતા ઝવેરી શાંતિદાસ ઝવેરીના પુત્રો પાસેથી મુરાદે સાડાપાચ લાખ રૂપિયા લીધા હતા અને અમદાવાદના નાગરિકો પાસેથી એણે કુલ ૫૦ લાખ લીધા હોવાનુ મનાય છે[૧૩] શાંતિદાસ ઝવેરીના પુત્રોને એમની રકમ પરત કરવાનુ ફરમાન થોડા સમય બાદ મુરાદે કાઢ્યુ હતુ, પણ એવી રકમ ભરપાઈ થઈ હશે કે કેમ એ શકાસ્પદ છે. કેટલાક વર્ષ બાદ, અમદાવાદની પડતીના સમયમાં, ઈ.સ. ૧૭૨૫ મા શાંતિદાસ ઝવેરીના વંશજ નગરશેઠ ખુશાલચદે પોતાની અગત મિલકતમાંથી મોટી રકમ આપીને અમદાવાદને આક્રમણકારોના પંજામાંથી બચાવ્યુ હતુ.[૧૪] અઢારમા સૈકાના આરંભમા સુરતનો સૌથી ધનિક વેપારી અને સમૃદ્ધ વહાણવટી અબ્દુલ ગફૂર નામે વોરો હતો, યુરોપિયન

ચાંચિયાઓએ એના વહાણ કબજે કર્યાં હોવાની હકીકત સુરતની અંગ્રેજ કોઠીના પત્રવ્યવહારમાંથી મળે છે એના મૃત્યુ સમયે સરકાર દ્વારા જપ્ત થયેલી એની મિલકતની કિંમતનો અંદાજ ૮૫ લાખ રૂપિયા કાઢવામા આવ્યો હતો.[૧૫]

સમુદ્ર ઉપર મુઘલ સામ્રાજ્યની સત્તા નહિ જેવી હતી. આથી ગુજરાતના બંદરોએથી ઊપડતાં વહાણોએ પોર્ટુગીઝોનો પરવાનો લેવો પડતો. રાજકુટુંબના સભ્યો સમેત મક્કે જતા હાજીઓ પણ એમાથી બાકાત નહોતા. સોળમા સૈકાના અંતમાં કાવીના વતની વજિયા અને રાજિયા નામે જૈન બંધુઓ ખંભાતમાં મોટો વેપાર કરતા હતા અને ગોવાના પોર્ટુગીઝ હાકેમ ઉપર એમનો સારો પ્રભાવ હતો. પોર્ટુગીઝોએ એક ચાંચિયાનુ વહાણ પકડયું અને પકડાયેલાઓને મારી નાખવાનો હુકમ આપ્યો. એ દિવસ પર્યુષણના હતા. વજિયા અને રાજિયા શેઠના આ ધાર્મિક તહેવાર હોવાની યાદ ચાચિયાઓએ પોર્ટુગીઝ અધિકારીઓને આપતાં એમણે ચાંચિયાઓને છોડી મૂકયા હતા. આમ સમૃદ્ધ વેપારીઓ બધી સત્તાઓ સાથે સારાસારી રાખતા હતા[૧૬]

ઔરંગઝેબના રાજ્યમા સન ૧૬૬૫ મા મુઘલ સામ્રાજ્યના બધા ભાગોમાં માલના વેચાણ ઉપરની જકાત શાહી હુકમથી એકસરખી કરવામા આવી. રૂપિયા ૫૨ કરતા ઓછી કિંમતના માલની વેચાણ-જકાત માફ હતી, પણ એ કરતાં વધુ કિંમતના માલ ઉપર મુસ્લિમ વેપારીઓએ સેંકડે અઢી ટકા જકાત ભરવાની હતી, જ્યારે હિંદુ વેપારીઓએ એ કરતા બમણી એટલે કે સેંકડે પાચ ટકા જકાત ભરવાની હતી! ઔરંગઝેબને આટલાથી સંતોષ ન થયો. સને ૧૬૬૭માં એણે બીજુ ફરમાન કાઢયુ કે મુસ્લિમ વેપારીઓ પાસેથી લેવામાં આવેલી અઢી ટકા જકાત ભરવાનુ ટાળવા માટે કોઈ હિંદુ પોતાનો માલ મુસ્લિમ વેપારીના માલ સાથે ભેળવી દે નહિ એની તકેદારી રાખવી.[૧૭] વેપારીઓના બે વર્ગો વચ્ચે ધાર્મિક દૃષ્ટિએ આવા ભેદ પાડવાને પરિણામે પ્રજાના એક મોટા વર્ગમાં કડવાશ ઊભી થઈ અને ગુજરાત જેવા વેપારી પ્રદેશમા મુઘલ સામ્રાજ્યની પડતીની ભૂમિકા એક પ્રકારે બંધાઈ.

ઈ સ. ૧૭૦૭ મા ઔરંગઝેબના અવસાન પછી મુઘલ સામ્રાજ્યની પડતી ઝડપી બની, ગુજરાત ખાતે કાયદા અને વ્યવસ્થાની સ્થિતિ વણસવા લાગી તથા એની અસર હુન્નરઉદ્યોગ અને વેપાર ઉપર પણ થઈ રાજ્યકર્તા વર્ગનું ધ્યાન પ્રજાનું રક્ષણ કરવાને બદલે એમાના ધનિક અને સુખી ગણાતા વર્ગ પાસેથી કોઈ ને કોઈ નિમિત્તે નાણાં કઢાવવા તરફ ગયું નાણાવટીઓ શરાફો અને

વેપારીઓની છડેચોક લૂંટ કરવામાં આવે અને જેમના પ્રત્યે શાસકોની ખફામરજી હોય તેમની મિલકતો જપ્ત કરવામાં આવે એવી ઘટનાઓ સામાન્ય બની ગઈ,[૧૮] અને સાધારણ નાગરિકો પાસેથી પણ ધાકધમકી ( black-mailing ) દ્વારા નાણાં કઢાવવાની ઘટનાઓ રોજિંદી બની આને કારણે સાધનસંપન્ન માણસો પોતાના જાનમાલના રક્ષણ માટે વ્યવસ્થા કરવા લાગ્યા, જેથી ખાનગી સૈન્ય ઊભાં થયાં ને જાનમાલની સલામતી અને બંદોબસ્ત માટે વિશેષ ખતરો પેદા થયો. મુઘલ અમીરોના આંતરિક ઝઘડાને પરિણામે મરાઠી સત્તાને અવકાશ મળ્યો, પણ અકબરે ગુજરાત ઉપર મેળવ્યો હતો તેવો આ કોઈ સ્પષ્ટ અને નિર્ણયાત્મક વિજય નહોતો. મુઘલ સૂબેદાર કે સરદારો જેઓ કેંદ્રીય સત્તાને વફાદાર નહોતા તેમની અને મરાઠી સત્તા વચ્ચે અનિશ્ચિત બખેડામાં વર્ષો વીત્યાં અને કેટલોક સમય તો ગુજરાતના પાટનગર અમદાવાદમાં દ્વિમુખી રાજસત્તા હતી—ભદ્રના કિલ્લામાં મુઘલ સૂબાની અને ગાયકવાડની હવેલીમાં મરાઠાઓની. પરિણામે ગુજરાતની રાજકીય અને આર્થિક તારાજીમાં આવ્યું. અમદાવાદનાં આબાદ પરા ઉજ્જડ થઈ ગયા, અમદાવાદની વસ્તી ઘટી ગઈ અને એના સમૃદ્ધ નાગરિકો જ્યાં ફાવ્યું ત્યાં ચાલ્યા ગયા તથા અમદાવાદની તેમજ ગુજરાતના અન્ય મુખ્ય નગરોની ઔદ્યોગિક અને આર્થિક પ્રગતિ નામશેષ થઈ ગઈ. 'મિરાતે અહમદી'નો કર્તા અને ગુજરાતનો મુઘલ દીવાન અલી મુહમ્મદખાન, જેણે એ કિંમતી તવારીખ સને ૧૭૬૧માં પૂરી કરી છે, તેણે ગુજરાતની આ સર્વાંગીણ અવનતિનો લગભગ રોજેરોજનો અધિકૃત અહેવાલ આપ્યો છે 'મિરાતે અહમદી' લખે છે કે ઉમરેઠ કસ્બો અને વડનગર કસ્બો એ બે ગુજરાતની સોનેરી પાંખો છે, કેમકે ધનિક બ્રાહ્મણો ત્યાં વસે છે, પણ હમણાં એ પાંખો ભાગી જવાથી ગુજરાત પાંખો વિનાના પંખી જેવું થઈ ગયું છે.[૧૯] સને ૧૭૫૮માં ગુજરાતમાંથી મુઘલ સત્તા નાશ પામી અને ગુજરાત મરાઠી હકૂમત નીચે આવ્યું ત્યારે પાટનગર અમદાવાદ એના અગાઉના વિશાળ અને તેજસ્વી રૂપના નાનકડા અને નિસ્તેજ પડછાયા જેવું થઈ ગયું હતું.

ગુજરાતમાંથી મુઘલ સત્તાનો અસ્ત થવાની તૈયારી હતી અને ગુજરાત રાજકીય અસ્થિરતા અને આંતરવિગ્રહના વમળોમાં સપડાયેલું હતું ત્યારે કચ્છમાં રાવ લખપતના રાજ્યકાલ(ઈ.સ. ૧૭૪૧–૬૧)માં હુન્નરકલાનો સારો વિકાસ થયો હતો. પુરાતન કાલથી કચ્છ પ્રદેશ સમુદ્ર-વ્યવહારથી વિદેશો સાથે સંકળાયેલો હતો અને ત્યાંના વેપારીઓ અને વહાણવટીઓ દરિયો ખેડતા હતા અને વિદેશોની સમૃદ્ધિ દેશમાં ખેંચી લાવતા હતા. રાવ લખપતને એના પિતા રાવ દેશળજી

તરફથી રાજ્યની તિજોરીમાં મોટો વારસો મળ્યો હતો અને લખપતજીએ પોતે એમા વિવિધ સાધનો દ્વારા વધારો કર્યો હતો. રાવ લખપતે પોતાના રાજ્યમા વસવા માટે વિદેશીઓને ઉત્તેજન આપ્યું હતું અને પોતાનો મહેલ યુરોપીય કલા-કારીગરીથી સજાવ્યો હતો. એનુ આયોજન કરનાર સ્થપતિ રામસિંહ માલમ નામે કુશળ કારીગર હતો, જે અનેક વાર યુરોપની મુલાકાત લઈ આવ્યો હતો અને લાંબો સમય હોલૅન્ડમાં રહ્યા હતો. રામસિંહે કચ્છમા તોપો બનાવવાનુ કારખાનુ નાખ્યુ હતુ તથા રેશમ અને કાચનાં કારખાનાં સ્થાપ્યાં હતા. કચ્છના કારીગરોને ઘડિયાળ બનાવવાનું કામ એણે શીખવ્યું હતુ આવી બાબતોમા કચ્છી કારીગરોની કુશળતા રામસિંહ માલમને આભારી હોવાનુ મનાય છે.[20]

અમદાવાદમાં કાલુપુરમા આવેલુ એક સ્થળ ‘ ટંકશાળ ’ તરીકે ઓળખાય છે ત્યાં ગુજરાત ખાતે મુઘલ સામ્રાજ્યની મુખ્ય ટંકશાળ હતી એમ મનાય છે. ગુજરાતી વેદાંતી કવિ અખો આ ટંકશાળમા અધિકારી હોવાની અનુશ્રુતિ છે ગુજરાતની બીજી મુખ્ય મુઘલ ટંકશાળ સુરતમા હતી. શાહજહાના રાજ્ય-કાલમા ગુજરાતનો સૂબેદાર આઝમખાન હતો ત્યારે જૂનાગઢમા અને ખંભાતમાં ટંકશાળ સ્થપાઈ હતી. જૂનાગઢની ટંકશાળનો પહેલો પ્રાપ્ત સિક્કો હિજરી સન ૧૦૪૯(ઈ.સ ૧૬૩૯–૪૦)નો છે, જ્યારે ખંભાતની ટંકશાળનો કોઈ સિક્કો હિજરી સન ૧૦૫૧(ઈ સ. ૧૬૪૧–૪૨) પહેલા પડેલો મળ્યો નથી. જૂનાગઢની ટંકશાળ લગભગ ૮૦ વર્ષ સુધી એટલે કે ઈ.સ. ૧૭૧૮ મા સમ્રાટ મુહમ્મદશાહનુ રાજ્યારોહણ થયું ત્યાસુધી નિદાન ચાલી હતી અને ખંભાતની ટંકશાળ આલમગીર ૨ જાના રાજ્યકાલ (ઈ.સ ૧૭૫૪–૫૯) સુધી ચાલુ હતી.[21] એમ જણાય છે કે જૂનાગઢ ખાતે ટંકશાળ સ્થાપવાનો એક ઉદ્દેશ ‘મહમૂદી’ નામથી ઓળખાતા ચાંદીના નાના જૂના સિક્કા ગાળી નાખીને નવા સિક્કા બહાર પાડવાનો હતો, પણ અમદાવાદની મુખ્ય ટંકશાળ ઉપર આની માઠી અસર થઈ, કેમકે દીવ અને આસપાસના બંદરોએ જે સોનું–ચાંદી આયાત થતાં હતાં તે અમદાવાદ લાવવાને બદલે વેપારીઓ જૂનાગઢની ટંકશાળમાં એના સિક્કા પડાવવા લાગ્યા. ‘ મિરાતે અહમદી ’નો કર્તા લખે છે કે અમદાવાદ ખાતે ઘીનો બધો વેપાર આ જૂના ‘મહમૂદી’ સિક્કામા થતો અને ઉમેરે છે કે ‘મહમૂદી’ વજન સાડાચાર માસા જેટલું હતું અને એક રૂપિયા બરાબર અઢી કે ત્રણ ‘ મહમૂદી ’ થતી.[22] ઔરંગઝેબના સૈન્યે નવાનગર કે જામનગરનો કબજો લઈ એનું નામ ‘ઇસ્લામનગર’ રાખ્યુ હતુ ત્યા મુઘલ સિક્કા પાડવામા આવ્યા હશે, કેમકે ઔરંગઝેબના ઈ સ ૧૬૬૭–૬૮ ના એક રૂપિયા ઉપર ઇસ્લામનગરની ટંકશાળનું નામ છે.[23]

ગુજરાતમા પોતાના સિક્કા પડાવનાર પહેલો મુઘલ બાદશાહ અકબર છે. અકબરના ધાર્મિક વિચારો ઇતિહાસ-રસિકોને સુપરિચિત છે. એણે 'દીને ઇલાહી' નામે નવો સપ્રદાય શરૂ કર્યો હતો એની પાછળના એના વિચારોનો પડઘો સિક્કાઓમા પણ છે સિક્કાઓમાથી ઇસ્લામના પવિત્ર કલમા અને ખલીફાઓના નામ કાઢી નાખી એણે એક બાજુએ 'અલ્લાહો અકબર જલ્લજલાલહૂ'નુ દ્વિઅર્થી વાક્ય મૂકયુ, જેનો અર્થ 'પ્રભુ મહાન છે અને એનું તેજ પ્રકાશે છે' તેમજ 'અકબર અલ્લાહ છે' એવો પણ થાય છે. બીજી બાજુએ હિજરી સનની નોધ બંધ કરી પોતાના રાજ્યારોહણના વર્ષથી શરૂ થતા ઇલાહી સન સાથે ફારસી માસ અને ટકશાળનુ નામ ઉદ્દ્કિત કરવા માંડયું.[૨૪]

અકબરના ઉત્તરાધિકારી જહાગીરે સિક્કાના ક્ષેત્રમાં મોટી પ્રગતિ કરી જુદી જુદી ટકશાળોમાથી બહાર પડેલા એના સિક્કાઓમા દાખલ થતી નવી નવી કાવ્યપંક્તિઓ અને અન્ય પરિવર્તનો વિશે આખુ પુસ્તક લખાય એટલુ વૈવિધ્ય એમાં છે. અકબરની માફક એણે પણ કલમા લખવાનુ કાઢી નાખ્યુ અને ઇલાહી સન નોધવાનુ ચાલુ રાખ્યુ. જહાગીરનો સુરાપાનનો શોખ જાણીતો છે. સોનાના એક સિક્કામા દાઢી ઓડાવેલો જહાગીર જમણા હાથમા દારૂનો પ્યાલો અને ડાબા હાથમાં પવિત્ર કુરાન લઈને બેઠેલો છે અર્થાત્ દારૂ સામે કોઈ ધાર્મિક બાધ નથી એવો મત જહાગીર પ્રદર્શિત કરે છે એમ કેટલાક માને છે. રૂઢિની અવગણના કરવા અંગે જહાંગીર કેટલીક બાબતોમા અકબરથી પણ આગળ હતો સૂર્યસંક્રાતિમા પ્રતિમાસ થતા ફેરફારોને પણ સિક્કા ઉપર નોધવાનો જહાગીરે હુકમ કર્યો. આ સિક્કા 'રાશિના સિક્કા' કહેવાય છે. જહાંગીરના સિક્કાઓમાં આ 'રાશિના સિક્કા' સૌથી સુંદર છે. પ્રાય. જહાગીરનો જ્યાં નિવાસ હોય ત્યા એ સિક્કા પાડવામા આવતા પોતાના રાજ્યકાલના તેરમા વર્ષમા જહાગીર પાચ માસ અમદાવાદમા રહ્યો હતો તેથી એ વર્ષમા મેષ વૃષભ મિથુન કર્ક અને સિંહ એમ પાંચ રાશિમા સૂર્યની સંક્રાતિની નોંધવાળા જહાગીરના સિક્કા એ રાશિનાં ચિત્રો સહિત પાડવામા આવ્યા હતા એમાં એક બાજુએ સૂર્ય સાથે રાશિની છાપ અને વર્ષ અને બીજી બાજુએ વિવિધ ફારસી કાવ્ય-પંક્તિઓ નજરે પડે છે.[૨૫] જહાગીર અને એની બેગમ નૂરજહાંના સંયુક્ત નામે બહાર પડેલા સિક્કા પણ ઘણા રસપ્રદ છે સુરતની ટકશાળના આવા પુષ્કળ સિક્કા મળ્યા છે, પણ અમદાવાદની ટકશાળનાં પણ આવી કોઈ કોઈ સોનામહોર કે રૂપિયા જાણવામા આવેલ છે. આવા સંયુક્ત સિક્કા જહાંગીરના રાજ્યકાલનાં છેલ્લા ચાર વર્ષ(ઈ સ ૧૬૨૪-૨૭)માં મળ્યા છે અને જહાગીર તથા એના રાજ્ય-વહીવટ ઉપર નૂરજહાનો અસાધારણ પ્રભાવ એમાંથી વ્યક્ત થાય છે.[૨૬]

જહાંગીરની આત્મકથા 'તુઝુક-ઇ-જહાંગીરી'માં જહાંગીરના એક નવીન પ્રકારના સિક્કા વિશે નોંધ છે. ઈ.સ. ૧૬૧૭ માં જહાંગીરનો નિવાસ ખંભાતમાં હતો અને એ ઘટનાના સ્મરણમાં આ સોનાના સિક્કા બહાર પાડવાનો હુકમ એણે આપ્યો હતો. સામાન્ય સોનામહોર અને રૂપિયા કરતાં બમણા વજનના સોના-રૂપાના ટકા આ હુકમ અનુસાર પાડવામાં આવ્યા હતા. પોતાની આત્મકથામાં જહાંગીર અભિમાનપૂર્વક લખે છે કે 'મારા સિવાય બીજા કોઈના રાજ્યમાં તાંબા સિવાય બીજી કોઈ ધાતુના ટકા પડ્યા નથી. સોના-ચાંદીના ટકા એ મારી શોધ છે.' આ સિક્કાની બંને બાજુ ઉપરના લખાણની નોંધ પણ 'તુઝુક'માં આપેલી હોઈ એની વિશ્વસનીયતા વિશે કોઈ શંકા રહેતી નથી. ખંભાતના આ જહાંગીરી ટકાનો કોઈ નમૂનો આજ સુધી જડ્યો નથી, પણ તેથી ઉપર્યુક્ત હકીકતમાં ફેર પડતો નથી.[૨૭] વળી આ ટકા સર્વસામાન્ય જ ચલણ માટે નહિ, પણ જહાંગીરના ખંભાત-નિવાસના સ્મરણમાં બહાર પડાયા હતા એટલે એની સંખ્યા પણ મોટી ન હોય એવો સંભવ છે.

શાહજહાંનો રાજ્યાભિષેક તા. ૪ ફેબ્રુઆરી ૧૬૨૮ ના રોજ થયો, પણ એ તારીખ પહેલાં જ એના ટેકેદારોએ સુરતની ટંકશાળમાંથી એના નામની સોનામહોરો બહાર પાડી હતી, પણ પાટનગર અમદાવાદ ખાતે તો એના હુકમ મુજબ સલીમશાહ અથવા જહાંગીરના સિક્કા પાડવાનું ચાલુ રહ્યું હતું. આથી રાજ્યાભિષેક પહેલાંના શાહજહાંના સિક્કા પાટનગરમાં સ્વીકારાતા નહોતા અને એ ચલાવવા માટે વટાવ આપવો પડતો હતો, ગુજરાતની ટંકશાળોમાં પડેલા શાહજહાંના પુષ્કળ સિક્કા મળ્યા છે. એ સિક્કા ઉપર કલમા અને ખલીફાનું નામ નોંધવાનું શાહજહાંએ પાછું શરૂ કર્યું અને અકબરનો ઇલાહી સન આપવાનું બંધ કર્યું.[૨૮]

શાહજહાંના પુત્રો વચ્ચે આંતરવિગ્રહ ફાટી નીકળ્યો ત્યારે શાહજાદો મુરાદ ગુજરાતનો સૂબો હતો તેણે તા. ૫ ડિસેમ્બર ૧૬૫૭ ને રોજ અમદાવાદમાં પોતાનો રાજ્યાભિષેક જાહેર કર્યો, 'બાદશાહ ગાઝી'નું બિરુદ ધારણ કર્યું તથા અમદાવાદ સુરત અને ખંભાતની ટંકશાળોમાંથી પોતાના રૂપિયા અને સોનામહોર બહાર પાડ્યા,[૨૯] પણ મુરાદની સત્તા ઔરંગઝેબની કૂટનીતિને પરિણામે ટૂંક સમયમાં વિલીન થઈ ગઈ.

ઔરંગઝેબ જેવા ધર્મચુસ્ત બાદશાહના સિક્કા ઉપરથી કલમા અને ખલીફાઓના નામની નોંધનો લોપ થયો એ આશ્ચર્યજનક લાગે, પણ મુસ્લિમ ઇતિહાસકારો આનો ખુલાસો આપતાં લખે છે કે ઇસ્લામનાં પવિત્ર ધર્મવાક્યોને

વિધમીઓના હાથમ' કે અયોગ્ય સ્થળે નહિ જવા દેવાની ઇચ્છાથી દરેકના હાથમા જનાર સિક્કામાં એવું લખાણુ નહિ આપવાની બાદશાહે આજ્ઞા કરી હતી.[30] ઔરંગઝેબ પછી શાહઆલમ ફર્રુખસિયર જહાંદારશાહ અહમદશાહ મુહમ્મદશાહ વગેરેના સિક્કા નજીવા ફેરફાર સાથે આ મુજબના ચાલુ રહ્યા હતા. પણ ઈ.સ. ૧૭૩૯ ની સાલનો, ઈરાની વિજેતા નાદિરશાહના નામનો, અમદાવાદની ટંકશાળનો સિક્કો મળ્યો છે એ નોંધપાત્ર છે. નાદિરશાહ દિલ્હીમાં બે માસ રહ્યો ત્યાંસુધી મુઘલ બાદશાહ મુહમ્મદશાહ પાસે કોઈ સત્તા નહોતી તથા નાદિરશાહના નામનો ખુતબો આખા સામ્રાજ્યમા પઢવામા આવ્યો હતો તથા એના નામના સિક્કા પડયા હતા 'મિરાતે અહમદી' સ્પષ્ટ લખે છે કે 'નાદિરશાહ દિલ્હીમાં રહ્યો ત્યાંસુધી એના નામના દિરહમ અને દીનાર હિંદુસ્તાનના કેટલાક શહેરોમા પડયા હતા' એના કથન મુજબ અમદાવાદનો સમાવેશ પણ એવાં શહેરોમાં થતો હતો. નાદિરશાહ ઈરાન ચાલ્યો ગયો અને મુહમ્મદશાહે પુન સત્તા ધારણ કરી એટલે સ્થાનિક ટંકશાળમા એના સિક્કા પડાવા શરૂ થયા અને નાદિરશાહના નામના સોના-રૂપાના સિક્કા (જેઓની સંખ્યા મોટી હોવાનો સંભવ નથી) ગાળી નાખવામા આવ્યા.[31]

તત્કાલીન ગુજરાતની ટંકશાળ અને નાણાવટને લગતી કેટલીક રસપ્રદ અને પ્રકીર્ણ, પણ ઐતિહાસિક, વિગતો અહીં નોંધવી ઉચિત થશે.

ઔરંગઝેબના રાજ્યકાળ દરમ્યાન સને ૧૬૯૨ આસપાસ અમદાવાદમાં રૂપિયાના ચલણ માટે મુશ્કેલી ઊભી થઈ હતી, કેમકે ચલણમા હતા તે સિક્કા ખૂબ ઘસાઈ ગયા હતા અને શરાફોએ કાયદેસર કરતાં ઓછા વજનના સિક્કા માટેના વટાવના દર ખૂબ વધારી દીધા હતા. ટંકશાળના અમલદારોએ શાહી હુકમ વિના આ બાબતમા કંઈ કરવાની અશક્તિ બતાવી. છેવટે ગુજરાતના દીવાન ઉપર દિલ્હીથી હુકમ આવ્યો કે ઠરેલા વજન કરતા ત્રણ રતીથી ઓછા ન હોય તેવા રૂપિયા સ્વીકારવા માટેની લિખિત બાંયધરી શરાફો પાસેથી એણે લેવી અને એ કરતાંયે વધુ ઘસાયેલા રૂપિયા ગાળીને નવેસરથી ચલણમા મૂકવા માટે ટંકશાળને મોકલવા અમદાવાદની ટંકશાળના દારોગા તરફથી મળેલી ફરિયાદને આધારે ઈ સ ૧૬૯૭ મા દીવાન ઉપર હુકમ આવ્યો હતો કે ટંકશાળ સિવાય બીજે કોઈ સ્થળે સોનાચાંદીના સિક્કા ગાળનાર સામે પગલાં લેવા[32] વળી ઔરંગઝેબના સમયમા એક વાર તાંબાના સિક્કાની તાણ પડવાથી અમદાવાદના શરાફોએ લોઢાના સિક્કા પાડી ચલાવ્યા હતા, એટલે સૂબેદારે દેશાવરથી તાણું ખરીદી તાંબાના નવા સિક્કા પડાવ્યા હતા.[33]

ઈ.સ. ૧૭૧૫ માં અમદાવાદના શરાફોમાં કેટલાક મતભેદ થયા. એ વર્ષમા નાણાંની ભીડ વધવાથી આંટનો વહેવાર[34] વધતો ગયો એટલે રોકડ નાણાનો વહેવાર ઓછો થતાં સાધારણ રૈયતને અગવડ પડવા માંડી. આંટનું કામ બંધ કરવા માટે અમદાવાદના શરાફોને સૂબેદારે તાકીદ કરી. જાણીતા શરાફ કપૂરચંદ ભણસાલીએ એ વાત કબૂલ રાખી તેથી બીજા જાણીતા ઉત્તર ભારતીય શરાફ મદનગોપાલના ગુમાસ્તા હરિરામ સાથે એને વેર બંધાયું અને બંને પક્ષો વચ્ચે લડાઈની તૈયારી થવા લાગી. એ દિવસ વાતાવરણ તંગ રહ્યું, પણ પછી અમદાવાદના બીજા મુખ્ય નાણાવટીઓએ વચ્ચે પડી શાંતિ કરાવી.[35]

મહારાજા અભયસિંહની સૂબાગીરી (ઈ.સ. ૧૭૩૦–૩૭) દરમ્યાન અનુચિત અમલદારી ફેરબદલીઓને કારણે અમદાવાદની ટંકશાળનો વહીવટ બગડ્યો હતો. ટંકશાળની આવક વધારવા માટે સિક્કાઓમાં તાંબાનું મિશ્રણ વધારવામા આવ્યું હતું. આથી સોનામહોર અને રૂપિયાની પ્રતિષ્ઠા ઘટી હતી અને આ પ્રકારના હલકા સિક્કાઓને પાટનગરની બહાર સ્વીકારવામાં આવતા નહોતા.[36]

'મિરાતે અહમદી'ની પૂર્તિ ('ખતિમા') એ તત્કાલીન ગુજરાતનો અધિકૃત સર્વસંગ્રહ છે. એમાં તોલ–માપ વિશે પણ એક પ્રકરણ છે. એનો સારોદ્ધાર અહીં આપ્યો છે[37]:

**ગુજરાતી શેર** આલમગીરી ૩૦ દામ બરાબર છે અને એના શાહજહાના ૨૦ દામ થાય, જેને પાકો શેર કહે છે. કાચા ૪૦ શેરનો એક ગુજરાતી મણ ગણાય છે. પાકા ૪૦ શેરનો પાકો એટલે શાહજહાનો એક મણ થાય છે.

**પાલી** લાકડાનું એક માપ છે. શહેરમા એ વપરાતી નથી એનું વજન કેટલેક ઠેકાણે અઢી શેરનું હોય છે, જે કાચા પાંચ શેર થાય છે કોઈ ઠેકાણે પાલી બે શેરની અને કોઈ ઠેકાણે એથી પણ ઓછી હોય છે.

**સહી**[38] ૨૦ પાલીનું આ માપ છે. કોઈ ઠેકાણે એ કાચા ૩૬ શેરની પણ થાય છે

**કળશી** આ રાધનપુરનું માપ છે. ત્યાં એના કાચા ૧૬ મણ ગણાય છે. કોઈ ઠેકાણે ૧૪ મણ ૧૬ શેરની કળશી ગણાય છે

**મૂડો**—બીજે ઠેકાણે ૧૪૪ મણનો અને અમદાવાદ શહેરમા ચૂનાનો મૂડો કાચા ૫૦ મણનો થાય છે.

**માટ** નવાનગરમા ચાલે છે. એ ૭ પાલીનો છે અને દરેક પાલી કાચા પાંચ શેરની છે.

**ખાંડી** કાચા ૨૦ મણની છે અને બંદરોમાં વહાણોના વજનમાં વપરાય છે.

કુલી--ખંભાત બંદરમાં ૩૨ શેરને કહે છે.

કુલા કાચા એક મણ દસ શેરને કહે છે.

કાંટરા ડાંગર જોખવાનું વજન. ખંભાત બંદરે કાચા પાંચ મણ દસ શેરનું થાય છે.

ભાર ૧૬ મણનો થાય છે.

કુપા- લોઢાની દાંડીવાળું આ ત્રાજવું છે, પણ એને એક જ પલ્લું હોય છે અને દાંડી ઉપર તોલવા માટેનો એક પથરો બાંધે છે. એમાં એક મણથી ૨૮ મણ સુધી તોળાય છે

જથાબંધ વેપારની જુદી જુદી ચીજોમાં કેટલા શેરનો મણ ગણાતો એનું વિગતવાર કોષ્ટક 'મિરાતે અહમદી'એ આપ્યું છે. સોની ઝવેરીની ધંધાદારી છૂપી બોલી-'પારસી'નું પણ એક પ્રકરણ એમાં છે.[૩૯]

મુઘલ સત્તાની આર્થિક સમૃદ્ધિ અને લશ્કરી સામર્થ્યમાં ગુજરાતનાં જંગલો અને વન્ય સૃષ્ટિનો ફાળો નગણ્ય નહોતો એ છેલ્લે અહીં નોંધવું પ્રસ્તુત થશે ગુજરાતના કેટલાક ભાગમાં ગાઢ જંગલ હતાં. શાહજહાંના સમયમાં ઈ સ ૧૬૩૦ માં રાજપીપળાના જંગલમાંથી ૧૩૦ હાથી પકડવામાં આવ્યા હતા, જે પૈકી ૭૦ હાથી-નર અને માદા-જીવતા દિલ્હી પહોંચ્યા હતા અને પાદશાહને નજર કરવામાં આવ્યા હતા.[૪૦] ઈ સ ૧૬૪૬ માં ઔરંગઝેબની સૂબાગીરી દરમ્યાન દાહોદ અને ચાંપાનેરનાં જંગલોમાંથી ૭૩ હાથી પકડવામાં આવ્યા હતા.[૪૧]

## પાદટીપો

૧ Commissariat. *History of Gujarat*, Vol. II, pp. 349–71

૨ ગુજરાત સર્વસંગ્રહ, પૃ. ૨૫૪

૩ એ જ, પૃ. ૨૫૪-૫૫ ૪ એ જ, પૃ ૨૫૫ ૫ એ જ, પૃ. ૨૫૭

૬ ભો. જ. સાંડેસરા, 'પટોળાં વણનાર સાળવીઓના ઇતિહાસ ઉપર કેટલોક પ્રકાશ,' "સંશોધનની કેડી," પૃ ૨૪૪-૫૦

૭. ઉદાહરણ તરીકે જુઓ આચાર્ય જિનવિજયજી સંપાદિત 'ઐતિહાસિક જૈન ગુર્જર કાવ્યસંચય', આચાર્ય વિજયધર્મસૂરિ સંપાદિત 'ઐતિહાસિક રાસ-સંગ્રહ' આદિમાંના કાવ્યો.

૮. Commissariat, *op. cit.*, p 416 ૯ *Ibid*, pp 120 f., 127, 303

૧૦. *Ibid*, pp. 306 ff ૧૧. *Ibid.*, pp 352 f

૧૨. *Ibid.*, p 135 ૧૩. *Ibid*, p. 136

૧૪. જુઓ પાછળ પ્રકરણ ૪.

૧૫ Commissariat, *op. cit*, p. 391

૧૬ રત્નમણિરાવ ભીમરાવ, 'ખંભાતનો ઇતિહાસ', પૃ ૧૧૦

૧૭. Commissariat, *op cit*, p 172

૧૮. સને ૧૭૧૯ માં અમદાવાદમા જાણીતા શરાફ કપૂરચંદ ભણસાલીનુ મકાન જપ્ત કરવામા આવ્યું હતું એનું મુખ્ય કારણ એ જણાય છે કે સૂબેદાર અજિતસિંહ અને એના સહાયકોને એ અણગમતો હતો.

૧૯ 'મિરાતે અહમદી' (ગુજ ભાષાતર), ભાગ ૨, પૃ ૨૦૪

૨૦. *Bombay Gazetteer*. Vol. V, pp. 140 ff, 216, 243 n

૨૧ Commissariat, *op cit*, p 165 ૨૨. *Ibid.*, p. 121

૨૩ નવાનગરના જામને 'મહમૂદી' સિક્કા પાડવાનો અધિકાર સુલતાન મુઝફ્ફરશાહ ગુજરાતીએ આપ્યો હતો. એ 'કોરી' તરીકે પણ ઓળખાતા હતા 'મહમૂદી' સિક્કા પાડવાનુ કેટલોક સમય બંધ રહ્યુ હોય તોપણ પાછળથી એ ચાલુ થયું હશે, કેમકે 'મિરાતે અહમદી' લખાઈ ત્યારે આ 'મહમૂદી'નું ચલણ હતું એ સિક્કાની એક બાજુએ ફારસીમા મુઝફ્ફરશાહનુ નામ અને બીજી બાજુએ દેવનાગરીમાં જામનું નામ રહેતું એ જ રીતે ગુજરાતી સલ્તનતનો નાશ થયો ત્યાર પછી લાંબા સમય સુધી કચ્છની કોરીઓ ઉપર ફારસીમા મુઝફ્ફરશાહના નામ સાથે દેવનાગરીમા કચ્છના રાવનું નામ રહેતુ

૨૪ રણછોડલાલ જ્ઞાની, 'ગુજરાતના ઇતિહાસને લગતા સિક્કાઓ', બુદ્ધિવર્ધક વ્યાખ્યાન-માળા, પુષ્પ ૧-૨, પૃ ૬૯

૨૫ એ જ, પૃ ૬૯-૭૦

૨૬. Commissariat *op cit*, p. 78. પણ જહાંગીરના પછી ટૂંક સમયમાં જ નૂરજહાંની સત્તાનો પણ અસ્ત થયો અંગ્રેજ કોઠીના દફતરોમાંથી રસપ્રદ હકીક્ત જાણવા મળે છે કે જહાંગીરના અવસાન બાદ થોડાક માસમા આગ્રા ખાતે નૂરજહાના નામવાળા બધા રૂપિયા પાછા ખેંચી લેવામા આવ્યા હતા (એ જ, પૃ. ૧૧૦ પાદટીપ)

૨૭ *Ibid*, pp 60 f. ૨૮. *Ibid*, p 110; જ્ઞાની, ઉપર્યુક્ત, પૃ ૭૧

૨૯ *Ibid*, p 136 ૩૦. રણછોડલાલ જ્ઞાની, ઉપર્યુક્ત, પૃ. ૭૧-૭૨

૩૧. Commissariat, *op. cit*, p 471 f. ૩૨ *Ibid*, p 190

૩૩ રત્નમણિરાવ, 'ગુજરાતનું પાટનગર અમદાવાદ', પૃ ૨૦૫

૩૪. આટ એટલે કેવળ હૂંડીથી લેવડદેવડ થાય તે.

૩૫ રત્નમણિરાવ, ઉપર્યુક્ત, પૃ. ૧૨૭

૩૬. Commissariat, *op, cit.*, p 455

ઔરંગઝેબના સમયમા સુરતની ટંકશાળમા પડતા સિક્કાઓની સોના–ચાંદીમાં ભેળસેળ થતી હોવાનું બહાર આવ્યું હતું સુરતમા અને ખભાતમા પડેલી અશરફી-ઓ અને રૂપિયાનો કસ કઢાવી એ બ ને વચ્ચેનો તફાવત નક્કી કરવામા આવ્યો હતો, ને પરિણામે સુરતની ટંકશાળના અમલદાર અને કારીગરોનો એક લાખ રૂપિયા દંડ કરવામા આવ્યો હતો (ઈશ્વરલાલ ઇ દેસાઈ, 'સૂરત સોનાની મૂરત,' પૃ ૮૮).

૩૭. 'મિરાતે અહમદી' (ગુજ. ભાષાતર), વો ૨, પૃ ૧૬૮–૭૦

૩૮. "ગણિતસાર" જેવાં પ્રાચીનતર ગ્રંથોમા "સેઈ" એવું નામાતર પણ મળે છે.

૩૯ એ જ, પૃ ૧૭૧–૭૨. સભવતઃ મુઘલ કાલમાં લખાયેલા એક જૂના હસ્તલિખિત પાનામાથી 'સોનીની પારસી' ડૉ. ભોગીલાલ સાંડેસરાએ પ્રગટ કરી હતી (બુદ્ધિ-પ્રકાશ", ઓગસ્ટ, ૧૯૫૨) ગુજરાતના ધધાદારીઓ અને તથાકથિત ગુનેગાર જાતિઓની 'પારસી'ઓનો એક સગ્રહ ડૉ ભાનુપ્રસાદ ચોકસીએ તૈયાર કર્યો છે અને એ વડોદરા પ્રાચ્ય વિદ્યામંદિરની શ્રી સયાજી સાહિત્યમાળામા પ્રગટ કરવાની આયોજના થઈ છે

૪૦. Commissariat, *op cit.*, pp. 110 f

૪૧ Jadunath Sarkar, *History of Aurangzeb*, Vol. I, p. 82

અહી નોધવું પ્રસ્તુત થશે કે સૌરાષ્ટ્રમા હાથી હતા અને એ હાથીનું કદ નાનુ હતું એવો ઉલ્લેખ કૌટિલ્યના અર્થશાસ્ત્રમા છે આ તો મૌર્યકાલની વાત થઈ મુઘલ કાલમાં તેમ એના ઘણા સમય પહેલાં સૌરાષ્ટ્રના જંગલોમા હાથી થતા હોવાનો કોઈ નિર્દેશ મળતો નથી પાલનપુર સાચોર નવાનગર હળવદ અને કાંકરેજ આસપાસ ચિત્તા થતા હોવાની નોધ મિરાતે અહમદીમા છે શિકાર માટે એ ચિત્તાઓની માગ મુઘલ દરબારમા રહેતી ચિત્તાને પકડવા માટે અને શિકારની તાલીમ આપવા માટે એક જુદું ખાતુ ગુજરાતમાં હતુ.

*

## પરિશિષ્ટ

# સુરતનું બંદર

મુઘલ કાલ દરમ્યાન ગુજરાતના બંદરોમાં અગ્રિમ સ્થાન ધરાવતું સુરત શહેર ગુજરાતનાં નગરોમાં સલ્તનત કાલથી મહત્ત્વ પામ્યું હતું. મૈત્રક કાલ દરમ્યાન તો એ પ્રદેશનું વડું મથક કન્તાગ્રામ (હાલનું કતારગામ) હતું[1] સુરત શહેર એની દક્ષિણે વહેલામાં વહેલું સોલકી કાલના અંતમાં અથવા પ્રાય સલ્તનત કાલના આરંભમા વસ્યું લાગે છે.[2] ૫ંદરમી સદીથી એ શહેરના નિશ્ચિત નિર્દેશ થયેલા છે.[3] સુલતાન મહમૂદ બેગડાના સમયમાં સુરતનો બ્રાહ્મણ ગોપીનાથ વઝીરનો હોદ્દો પામ્યો હતો ને સુલતાન મુઝફ્ફરશાહ ૨ જાના સમયમાં એની લાગવગ વધી હતી, જેનો કંઈક લાભ ગુજરાતના બંદરોમાં હક મેળવવા મથતા ફિરંગીઓને મળ્યો હતો ઈ.સ. ૧૫૧૫માં સુરતના પ્રવાસે આવેલા ફિરંગી અધિકારી બારબોસાએ સુરતને રાંદેરથી ઊતરતી કક્ષાના ને છતાં ગુજરાતના સુલતાનને જકાતથી મોટી આવક કરી આપતા મહત્ત્વના બંદર તરીકે ઓળખાવ્યું છે.[4]

એ અગાઉ ૧૫૧૨માં ફિરંગીઓએ સુરત લૂંટયું હતું એમ કહેવાય છે, પરંતુ મલિક ગોપીની હયાતી દરમ્યાન એવું ભાગ્યેજ બન્યું હોય એના દેહાંત (૧૫૧૪) પછી સુરતના બંદર પર ફિરંગીઓ વારંવાર હુમલો કરવા લાગ્યા. ૧૫૩૫માં સુરત અને રાંદેર પર આગ-લૂટની આફત આવી પડી ત્યારે રાંદેર પડી ભાગ્યું, જ્યારે સુરતની નવજોમ સાહસિક પ્રજાએ શહેરને એવું ખડું કર્યું કે એની આબાદી વધતી રહી. સુલતાન મહમૂદ ૩ જાના હાકેમ ખુદાવંદખાનના વહીવટ દરમ્યાન હિ.સ. ૯૪૭(ઈ.સ. ૧૫૪૦-૪૧)માં ફિરંગીઓથી શહેરનું રક્ષણ કરવા ત્યા મજબૂત કિલ્લો બંધાયો ત્યારે સુરત શહેર 'બંદર મુબારક' તરીકે ખ્યાતિ પામ્યુ.[5]

મીરઝાઓને વશ કરવા અકબરે ૧૫૭૩માં સુરત પર ચડાઈ કરી એનો કિલ્લો કબજે કરેલો. અકબરને જરથોસ્તી પારસીઓનો પરિચય ત્યા થયો ને ફિરંગી એલચીમંડળ સાથે મૈત્રીનો સંબંધ ત્યા બંધાયો, સુરતનું બંદર મુત્સદ્દી(હાકેમ)ના વહીવટ નીચે મુકાયું. હવે મક્કાની હજનો માર્ગ મોકળો થયો. બાદશાહના ફોઈ ગુલબદન બાનૂ વગેરે હજ માટે સફર કરવા સુરત આવ્યાં ત્યારે તેઓની સલામતી માટે સુરતના મુત્સદ્દી પાસે ફિરંગીઓ સાથે ખાસ બંદોબસ્ત કરાવવો પડેલો.[6]

ઈ સ ૧૬૦૮ માં ઇંગ્લેન્ડની ઈસ્ટ ઇન્ડિયા કંપનીનું વહાણુ તાપીના મુખ પાસે લાગર્યું ને એમાનો માલ સુરતમા વેચાવા લાગ્યો, પણ ફિરંગીઓએ ત્યાથી એ વહાણુને ચાલ્યા જવા ફરજ પાડી. ૧૬૧૧ મા અંગ્રેજોનાં વહાણ સુંવાળી આગળ નાંગર્યાં તેઓની પણ એ દશા થઈ, પરંતુ અગ્રેજ વેપારીઓ થોડા વખતમા હક મેળવવામાં સફળ થયા ને ૧૬૧૩ માં સુરતમા અંગ્રેજોની કાયમી કોઠી સ્થપાઈ. ૧૬૧૪–૧૫ મા સુવાળીના બારા આગળ ફિરગીઓના અને અંગ્રેજોના કાફલા વચ્ચે ઝપાઝપી થઈ, એમા ફિરંગીઓ હારી ગયા. ઇંગ્લૅન્ડના રાજાના એલચી સર ટૉમસ રોના પ્રયત્નથી સુરતની અગ્રેજ કોઠીની સ્થિતિ સધ્ધર થઈ. આગ્રા અમદાવાદ અને ભરૂચની અંગ્રેજ કોઠીઓ સુરતની કોઠીની સત્તા નીચે મુકાઈ (૧૬૧૮–૧૯).[૭] હવે ખભાતના બંદરની પડતી થઈ હતી ને ગુજરાતના બદરોમાં અગ્રિમ સ્થાન સુરતને મળ્યુ હતું.

૧૬૦૮ માં સુરત આવેલા વિલિયમ ફ્રિન્ચ નામે અંગ્રેજ વેપારીએ નોંધ્યુ છે કે સુરત શહેર ઘણું મોટુ છે ને એમાં વેપારીઓનાં ઘણાં મકાન છે, સુરતના કિલ્લા પાસે જકાતનાકુ છે ને એની બહાર એક મોટુ બજાર છે, જેમાં તમામ જાતનો માલ વેચાય છે.[૮]

સુરતની કોઠીના પ્રેસિડન્ટે રાતા સમુદ્ર અને ઈરાનના બદરો સાથેનો વેપાર પણ જમાવ્યો, આથી સુરતી અને ફિરગી વેપારીઓને નુકસાન થયુ.

દરમ્યાન વલંદાઓએ પણ વેપારના હક મેળવી સુરતમાં કોઠી નાખી. ત્યારે મોટાં વહાણ સુવાળી બંદરે લાગરતા. શિયાળામા સુરતના વેપારીઓ પણ ત્યાં તબુ નાખતા ને છાટ, ચિનાઈ સાટીન, ચિનાઈ વાસણ, મોતી અને હાથીદાતની ચીજો, અકીક ચોખા ખાડ અને ફળાં વેચાતાં. સુરતના શરાફ યુરોપીય વેપારીઓને નાણા ધીરતા. સુંવાળીથી સુતરાઉ કાપડ ગળી સૂરોખાર મરી પીપર સૂતર કરિયાણાં લાખ ખાડ રેશમ વગેરેની નિકાસ થતી ને ઇંગ્લૅન્ડથી પહોળા પનાનુ કાપડ સીસુ પારો હિંગળોક પરવાળા હાથીદાંત પડદા સોનાચાંદીના તારનું ભરતકામ વગેરેની આયાત થતી. સુરતનુ કાપડ ઇંગ્લૅન્ડમા માનીતુ ને સસ્તું હોઈ એની ઘણી માગ રહેતી અગ્રેજોને મસાલાના ટાપુઓનો વેપાર ખેડતા વલદાઓની હરીફાઈ નડતી હતી, પણ ફિરંગીઓ સાથેની મૈત્રીથી રાહત થઈ.[૯]

૧૬૨૭મા સુરત આવેલા અગ્રેજ અધિકારી ટૉમસ હર્બર્ટે સુરતને ગુજરાતનું અમદાવાદ અને ખભાત પછીનુ ત્રીજું ઉત્તમ નગર કહ્યું છે.[૧૦]

શાહજહાના સમયમાં જર્મનીનો મેન્ડેલ્સ્લો ૧૬૩૮માં સુરત આવ્યો હતો. એ નોંધે છે કે સુરતના ફુરજામાં એના કપડાં અને ખિસ્સાંની તપાસ થઈ હતી.

સામાન્ય રીતે બધા માલ પર સાડા ત્રણ ટકા અને સોનારૂપા પર બે ટકા જકાત લેવાતી. સુરતનું બંદર સુંવાળી ગામ પાસે હતું. સુરત આખા હિંદની અંગ્રેજ કોઠીઓનુ વડુ મથક હતુ ને બીજી બધી કોઠીઓના વડાઓને પોતાના વહીવટનો અહેવાલ આપવા વર્ષમાં એક વાર સુરત આવવું પડતું.[૧૧]

થોડા વખતમાં સુરતની અંગ્રેજ કોઠીના વેપારમા તેજી થતી ગઈ સુરતના બંદરથી ઘઉં વટાણા વાલ મગ ચોળી કસ્તૂરી પાગે લાખ ઘી તેલ દિવેલ સાબુ ખાંડ મુરબ્બા કાગળ મીણ અફીણ અને ગળીની ભારે નિકાસ થતી. શહેરની સાકડી શેરીઓમા માલવાહી વાહનોની ભારે ભીડ રહેતી. રેશમી અને સુતરાઉ કાપડ અહીંથી દેશાવર જતુ. એ કાપડ પર સુરતમા સોનેરી અને રૂપેરી જરીના સુંદર બુટ્ટા ભરવામાં આવતા. સાટીન મખમલ વગેરે જાતનું કાપડ પણ વિપુલ પ્રમાણમાં નિકાસ થતું. સુંદર સુજનીઓ, રંગબેરંગી શેતરંજીઓ, સુંદર પલંગો ને ટેબલો, ચાંદીની શોભાવાળી ચામડાની ઢાલો વગેરે દેશાવર જતું. અંગ્રેજો સીસુ તલવાર ચપ્પુ ચશ્મા અરીસા હુક્કા ગુલાબજળ વગેરે અહીં લાવીને વેચતા, જ્યારે વલંદાઓ લવિંગ જાયફળ જાવંત્રી તજ મરી એલચી કપૂર તાંબાનાં પતરાં લોબાન પારો હિંગળોક સોપારી હાથીદાંત સુખડ કલાઈ સીસું ચીનનું કાપડ ચા ખાંડ પરવાળાં વગેરેની આયાત કરતા.[૧૨]

સ્થાનિક હિંદુ વેપારીઓ જાવા તરફના બંદરો સાથે બહોળો વેપાર ખેડતા ને જાવામાં પોતાની પેઢીઓની શાખાઓ રાખતા, જ્યારે મુસ્લિમ વેપારીઓ મોઆ તરફના બંદરો સાથે ગાઢ વેપારી સંબંધ ધરાવતા ને મોઆનો સોદાગર સુરતમા રહેતો.[૧૩]

હિંદ અને યુરોપ વચ્ચેના દરિયાઈ વેપારના એક મોટા મથક તરીકે સુરતનું મહત્ત્વ વધતું ગયું ને હવે ત્યાં મુઘલ બાદશાહની ટંકશાળ પણ સ્થપાઈ. એ ટંકશાળ સુરતના કુરજાની સામે આવેલી હતી. બાદશાહ શાહજહાએ સુરતની બંદરી તથા મહેસૂલી આવક શાહજાદી જહાંઆરાને બક્ષિસ કરી હતી એ આવક ૧૫ લાખ જેટલી હતી, જેમાં બંદરની આવક ૧૧.૫ લાખ જેટલી હતી. જહાંઆરાએ નીમેલા કિલ્લેદારે ત્યાં મુસાફરો માટે મુઘલ સરાઈ બંધાવી હતી (ઈ સ. ૧૬૪૪)

ફ્રેન્ચ પ્રવાસી ટેવર્નિયર ૧૬૪૦–૪૧ મા અને ૧૬૫૩ માં સુરત આવ્યો હતો. એણે સુરત વિશે ઘણી નોંધ કરી છે. એમાં એ જણાવે છે · સુરતનુ વહાણ સારી હવામાં ૧૫ દિવસે હોરમુઝ પહોંચતું. કાસીમ બજારમાં વર્ષે ૨૦,૦૦૦

ગાંસડી રેશમ થતું. એમાંનુ ઘણુ વલંદા વેપારીઓ જાપાન અને હોલેન્ડ લઈ જતા, બાકી રહેતું બધું રેશમ અમદાવાદ અને સુરતમાં ખપી જતુ. સુરતમાં એમાથી ત્રણ જાતનુ કાપડ બન્યુ. રેશમી અને સોનેરી, રેશમી સોનેરી અનેરૂ પેરી, અને માત્ર રેશમી. ગળી સરખેજથી અને ગોવળકોંડાથી આવતી. તમાકુ અને અફીણ બુરહાનપુરથી આવતાં વલંદા વેપારીઓ અહીથી ઝીણુ અને જાડુ કાપડ કાયમ મગાવતા સુરત બંદરે માલ ઊતરે કે તરત એને ફુરજામા લઈ જવામાં આવે છે ને આવનારાઓની કાળજીપૂર્વક જડતી લેવામા આવે છે. અંગ્રેજ અને વલંદા કંપની પાસેથી જકાત ઓછી લેવાય છે, પણ ભેટસોગાદ આપવામાં તેઓને ઠીક ખર્ચ કરવુ પડે છે. મોટા ભાગનું સોનુ વેપારીઓ છુપાવીને લાવે છે, પકડાઈ જાય તો થોડા વધુ ટકા જકાત ભરવી પડે છે ચાંદીની આયાત અને જકાતનો હિસાબ થતાં ટંકશાળનો ઉપરી એના સિક્કા પડાવી આપે છે.[૧૪]

૧૭ મી સદીમાં સુરત મુઘલ બાદશાહના એક સમૃદ્ધ શહેર અને બંદર તરીકે નામાંકિત હતુ બાદશાહ ઔરંગઝેબના સમયમા શિવાજી અને મુઘલ બાદશાહ વચ્ચે સંઘર્ષ વધી ગયો ત્યારે ૧૬૬૪ માં શિવાજીએ મુઘલ બાદશાહના એ સમૃદ્ધ શહેર પર ચડાઈ કરી, ફુરજા આગળથી કૂચ કરી શ્રીમંતોની સંપત્તિ લૂંટી. સુરતને લગભગ ત્રણ કરોડનુ નુકસાન થયુ એ સંકટમાં અંગ્રેજ અને વલંદા વેપારીઓએ ભારે બહાદુરી બતાવી હતી એની કદરમાં તેઓને વધુ વેપારી સવલત મળી.

૧૬૬૬ માં ફ્રેન્ચ પ્રવાસી થેવેનો સુરત આવેલો એણે સુરત વિશે થોડી પણ મહત્ત્વની નોંધ કરી છે. એમાં એ ડુમસના બારામાં વહાણ આવે ત્યાંથી માંડીને સુરતમાં કેવી રીતે દાખલ થવાય તથા વહાણમાનો માલ કેવી રીતે તપાસાય ને પાછો મેળવાય એનુ વિગતવાર વર્ણન કરે છે. ત્યારે શહેરને ફરતા માટીના જૂના કોટની જગ્યાએ નવો ઈંટેરી કોટ 'શહેરપનાહ' બંધાતો હતો, ત્યારે નવેબર–એપ્રિલ સુધીના ગાળામા દેશાવરના વહાણ આવતા તે દરમ્યાન એટલી ભરપૂર વસ્તી રહેતી કે સારુ રહેવાનુ મકાન મેળવવુ મુશ્કેલ પડે. વિદેશી વેપારીઓમા અંગ્રેજો અને વલંદાઓ ઉપરાંત આરબો ઈરાનીઓ તુર્કો અને આર્મેનિયનોનો સમાવેશ થતો. શહેરમા અનેક લક્ષાધિપતિ હતા.[૧૫]

ફ્રેન્ચોએ હિંદ સાથેના વેપારના ક્ષેત્રમા મોડો પ્રવેશ કર્યો. ફ્રેન્ચ ઈસ્ટ ઇન્ડિયા કંપની ૧૬૬૪ મા સ્થપાઈ એના બે પ્રતિનિધિ પૂર્વતૈયારી માટે સુરત આવ્યા હતા ને તેઓએ સુરતમા વેપાર કરવા સુંવાળીમાં કોઠી નાખવાનો શાહી પરવાનો મેળવ્યો હતો. ફ્રાન્સથી વેપારી વહાણ સુરતના એ બારે આવવાની શરૂઆત ૧૬૬૮ મા થઈ, પણ એ વેપાર ઝાઝો ખીલ્યો નહિ[૧૬]

૧૬૬૭માં મુંબઈ બેટનો હવાલો અંગ્રેજ સરકારે પોતાની ઈસ્ટ ઇન્ડિયા કંપનીને આપ્યો. શરૂઆતમાં ત્યાંનો ગવર્નર સુરતની કોઠીના વડાની નીચે કામ કરતો, પણ આમાં જ સુરતના વેપારની મંદીના મૂળ નખાયાં. ૧૬૭૦માં શિવાજીએ સુરત પર ચડાઈ કરી લૂંટ કરી. લૂંટમાં સુરતે ૬૬ લાખ રૂપિયાની માલમતા ગુમાવી. આ ઘટના સમયે કેટલાય વેપારીઓએ સુંવાળી બંદરમાં આશ્રય લીધો હતો. વિદેશી વેપારીઓ શિવાજી સાથે મળી ગયા હોવાનું માલૂમ પડતાં બાદશાહે તેઓના વિશિષ્ટ હક્ક રદ કરવા ફરમાવ્યું.[17]

શિવાજીની ચડાઈની ધાક એ પછી પણ ચાલુ રહી, છતાં સુરતમાં વસ્તી વધતી ગઈ ને વેપારઉદ્યોગની ઘણી પ્રવૃત્તિ ચાલુ રહી. ફિરંગી વેપારીઓની પ્રવૃત્તિમાં પાછો ઉછાળો આવ્યો. અંગ્રેજ વેપારીઓ ચાંચિયાગીરીને અને દેવાદાર થઈ દાદાગીરી કરવાની નીતિને ઉત્તેજન આપવા લાગ્યા. ૧૬૮૭માં અંગ્રેજ કંપનીએ પોતાનું થાણું સુરતથી મુંબઈ ખસેડયું ને ત્યાંથી અન્ય પ્રદેશો પર સત્તા જમાવવા મનસૂબો કર્યો.[18]

ફ્રિયર નામે અંગ્રેજ તબીબ સુરતમાં ૧૬૭૪–૮૧ દરમ્યાન રહેલો. એણે પોતાના ગ્રંથમાં સુરતની અંગ્રેજ કોઠીના વહીવટ વિશે તેમજ સુરતનાં ફુરજા તથા ટંકશાળ વિશે વિગતવાર માહિતી નોંધી છે.[19]

અંગ્રેજ કંપનીના અધિકારીઓ પોતાના દુર્વર્તાવથી પ્રતિષ્ઠા ગુમાવતા ગયા. ૧૬૯૮માં 'ઇંગ્લિશ કંપની' નામે નવી મંડળી સ્થપાઈ તેની હરીફાઈ શરૂ થઈ. છેવટે એ કંપની બંનેને ૧૭૦૨માં એક થઈ. હિંદના કાપડની ધોધમાર આયાતથી ત્યાંના વણકર બેકાર થતાં ત્યાં હિંદના રેશમી કાપડની તથા રંગેલા કે છાપેલા સુતરાઉ કાપડની આયાત પર પ્રતિબંધ ફરમાવાયો. ત્યારે સુરતના ઘણા વેપારીઓએ કાચું રેશમ સૂતર અને સાદા કાપડની ધૂમ નિકાસ કરવા માંડી, વેપારધંધો જારી રાખ્યો. વળી ચાની નિકાસ પણ વધારી દીધી.[20]

ઑવિંગ્ટન નામે અંગ્રેજ પાદરી ૧૬૮૯–૯૨માં સુરત રહેલા. એ નોંધે છે: સુરત જાણે સમસ્ત હિંદનું એક ભવ્ય સંગ્રહસ્થાન છે. તમામ તરેહનો માલ અહીં મળે છે. અહીંથી માલ ખરીદી મોટા નફાથી બીજે વેચી શકાય છે. યુરોપ ચીન ઈરાન બટેવિયા અને હિંદના બંદરે બંદરથી માલ સુરતના બજારમાં આવે છે. દિલ્હી આગ્રા ભરૂચ અમદાવાદ વગેરે શહેરોનો તેમજ દુનિયાના ઘણા દેશોનો માલ અહીં આવે છે. વહાણ બનાવનાર સુથારો ઘણા હોશિયાર હોય છે. એમાં બંદૂકની ગોળીથી તરડ પડતી નથી.[21]

૧૮ મી સદીના આરંભમા યુરોપીય વેપારીઓને સુરતના મુત્સદ્દી સાથે સંઘર્ષ થતો ગયો. ઔરંગઝેબના મૃત્યુ પછી મુઘલ સત્તા નબળી પડી. અંગ્રેજોએ મુઘલ બાદશાહતને સુરત બંદરની જકાતના વાર્ષિક ઊચક રૂ. ૧૦,૦૦૦ આપવા એવુ નક્કી થયુ ફ્રાન્સના વણકરોનો અસંતોષ વધી પડતાં સુરતમાથી ફ્રેન્ચ કોઠી ઉઠાવી લેવામાં આવી (૧૭૧૯). શહેરને ફરતો કોટ ‘ શહરપનાહ ’ કોટની બહારના પરાંને આવરી લેતો નહિ તેથી બૃહત્ સુરતની આખી આલમને રક્ષણ આપે તેવો બહારનો કોટ ‘ આલમપનાહ ’ બંધાવવામાં આવ્યો.[૨૨]

સુરતનો મુત્સદ્દી રુસ્તમ અલીખાન પિલાઈ ગાયકવાડ સાથેના સંઘર્ષમાં વસો પાસે દગાથી માર્યો ગયો ( ૧૭૨૫ ) કવિ શામળ ભટે આ ઘટના વિશે ‘ રુસ્તમ કુલીનો પવાડો ’ રચ્યો છે[૨૩]

દિલ્હીમાં ત્યારે મુહમ્મદશાહ રાજ્ય કરતો હતો(૧૭૧૯–૧૭૪૮). ગુજરાતમાં ગાયકવાડની તથા પેશ્વાની સત્તા વધતી જતી હતી. મુઘલાઈ નબળી પડતાં સૂબેદારો અને હાકેમો ‘ નવાબ ’ બનવા લાગ્યા હતા રુસ્તમખાનના પુત્ર અને ઉત્તરાધિકારી સોહરાબખાનના સમયથી સુરતના મુત્સદ્દી પણ નવાબ બની ગયા. સુરતના વહાણવાડાના કેટલાક કુશળ પારસી કારીગર મુંબઈના ગવર્નરની ભલામણથી મુંબઈ જઈ વસ્યા(૧૭૩૫). આમા લવજી વાડિયાની ખ્યાત ચોમેર ફેલાઈ. વાડિયા કુટુંબે પેઢીઓ લગી એ ખ્યાતિ જારી રાખી.[૨૪] નવાબ માટેની આંતરિક ખટપટોમા સુરત શહેર તથા બંદરની જાહોજલાલી ઘટતી ગઈ, દરિયાઈ વેપારનું વડું મથક મુંબઈ થવાથી પણ એના વેપારધંધાને ફટકો પડ્યો. ૧૮ મી સદીના અંતે સુરતમાં નવાબીના સ્થાને અંગ્રેજ સરકારની સત્તા પ્રવર્તી, પછી ત્યાની સ્થિતિ સુધરતી રહી, પરંતુ બંદર તરીકેની એની જાહોજલાલી પાછી ન આવી તે ન જ આવી.

## પાદટીપ

૧ હ ગં શાસ્ત્રી, ‘ મૈત્રકકાલીન ગુજરાત ’, ભા ૧, પૃ ૨૦૬

૨ ઈશ્વરલાલ ઇ દેસાઈ, ‘ સુરત સોનાની મૂરત ’, પૃ ૩ ૩ એજન, પૃ ૧

૪. M S Commissariat, *History of Gujarat*, Vo-l. I, p. 265

૫. ઈ ઇ દેસાઈ, ઉપર્યુક્ત, પૃ. ૧૦–૧૨

૬ M. S Commissariat, *op cit.*, Vol II, pp 11 f

૭ ઈ ઇ દેસાઈ, ઉપર્યુક્ત, પૃ ૧૮–૨૧

૮. એજન, પૃ ૨૧–૨૨     ૯. એજન, પૃ. ૨૩–૨૫

૧૦. M. S. Commissariat, *op. cit.*, p. 345

૧૧. *Ibid*, pp. 349 f.

૧૨ ઈ ઇ. દેસાઈ, ઉપર્યુક્ત, પૃ ૨૯–૩૦

૧૩. એજન, પૃ ૩૧–૩૨     ૧૪. એજન, પૃ ૩૬–૩૭

૧૫ M S. Commissariat, *op. cit*, pp 159 ff.

૧૬ ઈ. ઇ. દેસાઈ, પૃ ૫૪–૫૫

૧૭, એજન, પૃ. ૫૫–૫૮     ૧૮ એજન, પૃ. ૬૪–૬૬

૧૯. M. S Commissariat, *op cit*, pp. 371 ff

૨૦. ઈ. ઇ. દેસાઈ ઉપર્યુક્ત, પૃ, ૬૫–૭૧

૨૧. એજન, પૃ ૭૨–૭૩     ૨૨. એજન, પૃ. ૮૦–૮૫

૨૩. એજન, પૃ. ૮૭–૯૦, M. S. Commissariat, *op. cit.*, pp. 414 ff. વળી જુઓ રત્નમણિરાવ ભીમરાવ, 'ગુજરાતનું પાટનગર અમદાવાદ', પૃ ૧૩૧–૧૩૩, પા. ટી ૧૬.

૨૪. ઈ ઇ દેસાઈ, ઉપર્યુક્ત, પૃ ૯૯–૧૦૦

*

પ્રકરણ ૯

# ભાષા અને સાહિત્ય

## ૧. ભાષા

### ફારસી

મુઘલ કાલ દરમ્યાન સારાયે સામ્રાજ્યની રાજ્ય-કારોબારની ભાષા ફારસી હતી. ગુજરાતના સૂબેદારો પણ ફારસી ભાષામા રાજ્ય-કારોબાર ચલાવતા. ટૂંકમાં, ફારસી ભારતની અને ગુજરાતની પણ રાજ્યભાષા હતી સરકારી ફરમાનો પત્રવ્યવહાર અને અદાલતની કાર્યવાહી વગેરે તમામ બાબતોમાં ફારસી ભાષાનો ઉપયોગ થતો. એ શાસકોની ભાષા હોઈ રોજ-બ-રોજના વ્યવહારમાં પણ એનો છૂટથી ઉપયોગ થતો

ફારસી તત્કાલીન રાજ્યભાષા હોઈ, રાજ્ય-કારોબાર સાથે સંકળાયેલ અથવા રાજ્ય-કારોબાર સાથે સકળાવા ઇચ્છતા સૌ કોઈ માટે એ ભાષા શીખવાનું અનિવાર્ય હતું. શહેનશાહ સુલતાન નવાબ નાઝિમ આમિલ કે શહેર-કાજી વગેરે તમામ સાથે ફારસા દ્વારા સપર્ક સાધી શકાતો. આને કારણે ગુજરાતમાં વસતી કેળવાયેલી કોમોના માણસો ફારસી શીખવા પ્રેરાતા કારસીના જ્ઞાન વગર એમની કેળવણી અધૂરી ગણાતી હિદુઓમા નાગર અને કાયસ્થો જેવી મુત્સદ્દી કોમોએ સરકારી નોકરી મેળવવા માટે ફારસી ભાષાનો અભ્યાસ કર્યો અને કેટલાક સંગીન અભ્યાસ કરી ફારસીના સમર્થ વિદ્વાન બન્યા, અને જુદાં જુદાં સરકારી ખાતાંઓમાં બક્ષી વકીલ દફતરદાર પેશકાર મુનશી મજમૂદાર વગેરે હોદ્દાઓ પ્રાપ્ત કર્યા. તેઓમાંથી ઘણાઓએ તો ફારસી સાહિત્યમાં સુદર ગ્રથ પણ લખ્યા છે

ઉપા. ભાનુચદ્ર અને ઉપા સિદ્ધિચંદ્રે ફારસી ભાષાનો અભ્યાસ કર્યો હતો. બીજા કેટલાક જૈન સાધુઓ ફારસી ભાષાના સારા જાણકાર હતા એમ જાણવા મળે છે. જૈન સાધુઓએ ફારસીમા રચેલાં સ્તુતિ–સ્તોત્ર મળી આવે છે.

### સંસ્કૃત

સંસ્કૃત ગુજરાતી બોલચાલની મુખ્ય ભાષા હતી છતા સસ્કૃતનો પણ ઠીક ઠીક અભ્યાસ થતો હતો. ગુજરાતીના માધ્યમ દ્વારા સસ્કૃતનો અભ્યાસ કરવા માટે 'ઉક્તિ' ગ્રંથો આ કાલ દરમ્યાન લખાયા હતા

સંસ્કૃત કૃતિઓમાં ગ્રંથકારોએ તત્કાલીન અરબી-ફારસી અને ગુજરાતી કેટલાયે શબ્દ અપનાવી લીધેલા જોવા મળે છે શ્રી દેવવિમલગણિએ 'હીરસૌભાગ્ય મહાકાવ્ય'માં એવા શબ્દોને સંસ્કૃત-પદ્યોમાં વણી લીધા છે, જેમકે 'મહમ્મદ' માટે 'મુહમુદ' (સર્ગ ૧, શ્લોક ૧૨૯), 'ફરમાન' માટે 'સ્ફુરન્માન' (૧૧-૧૮), 'દેવદૂત' માટે 'પેગબર' (૧૩-૧૩૭), 'કુરઆન' માટે 'કુરાન' (૧૩-૧૪૩), 'ઈશ્વર' માટે 'ખુદા' (૧૩-૧૩૮), 'મુઘલ' માટે 'મુદ્ગલ' અને યવન જાતિના નામ માટે 'ગાજી' (૧૪-૮૨), 'સામંત' માટે 'ખાનખાન' (૧૪-૮૪), 'રાજા-બાદશાહ' નામ માટે 'પાતિસાહિ' (૧૪-૮૪), એક પ્રકારનાં નાણાં માટે 'લ્યારી, લ્યારિકા' (૧૭-૧૭૧-૧૭૨), એક પ્રકારના વસ્ત્ર માટે 'કથીપક' (૧૭-૧૭૧), 'શેખ' માટે 'શેપ' (૧૭-૧૯૧)

આ જ રીતે કેટલાયે તત્કાલીન ગુજરાતી શબ્દ પણ શ્રી દેવવિમલગણિએ ઉપયોગમાં લીધા છે; જેમકે 'સમીકરણ' માટે 'સૂરવાય' (૯-૯૨), 'હિંદુ' (પૃ. ૬૧૮), 'કથીપો' (૯૦૨), 'માડવો' (૯૦૨), 'ઘાટ' (૯૦૨), 'ખંજન' માટે 'ગંગેરઉ' (૨૬૮), 'અણાવ્યુ' (૬૭૫)—આમ અનેક શબ્દ સંસ્કૃત સાથે જોડાઈ ગયા છે.

### મધ્યકાલીન ગુજરાતી કિંવા ગુજર ભાખા

'આદિભક્તિયુગ'ના મહત્ત્વના કવિ ભાલણે જેને 'ગુજર ભાખા' કહી છે તેની, ભાષાવિકાસના ક્રમમાં 'મધ્યકાલીન ગુજગાતી ભાષાભૂમિકા' તરીકે સ્વીકારાયેલી, સ્વરૂપમા હવે 'ગુજરાતી' થઈ ચૂકેલી ભાષામાં, આપણી આ ગ્રંથના સમયની મર્યાદા (ઈ. સ. ૧૫૭૪ થી ૧૭૫૭-વિ સ. ૧૬૩૦ થી ૧૮૧૩)નો વિચાર કરતાં, ખાસ કરી લિખિત સ્વરૂપનો ખ્યાલ કરતાં બે ચોખ્ખા ગાળા જોવા મળે છે. મધ્યકાલીન ગુજરાતી ભાષા ઈ સ. ૧૫૭૪ સુધીમાં ત્રણ ભૂમિકા વટાવી અખા અને પ્રેમાનંદની કૃતિઓની લિખિત અર્વાચીન ભાષાભૂમિકાને આંબવાનુ કરતી ચોથી મિશ્રભૂમિકાને રજૂ કરી આપે છે. બીજી મિશ્રભૂમિકાથી જેનો આરંભ થયો હતો તેવા સ્વરસંકોચનાં (करइ > करि, घोडउ > घोडु જેવાં રૂપ અદૃશ્ય થવા લાગે છે અને અર્વાચીન રૂપો (> કરે, ઘોડો) સ્થાપિત થતાં જાય છે. અખા અને પ્રેમાનંદમા આ રૂપો સ્થિર થઈ જાય છે અને અર્વાચીન ગુજરાતી ભાષાની ૧ લી ભૂમિકા ઈ.સ. ૧૬૫૦ આસપાસથી લેખનમાં અમલી બની રહે છે, હવે એ સિદ્ધ થઈ ચૂકયુ છે કે લેખનમાં ભૂમિકાઓ ક્રમે ક્રમે વટાવાતી જતી હતી છતા અર્વાચીન ભાષાના ઉચ્ચારણ નરસિંહ મહેતાના સમય

(ઈ.સ ૧૪૧૪–૧૪૮૦ અંદાજે)મા સારી રીતે સ્થિર થઈ ગયાં હતાં. સખ્યાબધ હાથપ્રતો તે તે સમયની મળે છે, જેઓમાં મધ્યકાલીન ભાષાભૂમિકાના ક્રમિક રૂપોની સાથેસાથ લહિયાઓને હાથે સ્વાભાવિક અર્વાચીન ઉચ્ચરિત રૂપ અજાણતા લખાઈ ગયા હોય છે તે તે કવિએ પોતાની રચના ગાઈ હોય તો તે તે રૂપ કેવું ઉચ્ચરિત થતુ હશે એનો અણસાર આમાથી મળી જાય છે.[1]

હાથપ્રતોની દષ્ટિએ જોવામા આવે તો જૈન ધાટીના લહિયા લાંબા સમય સુધી મધ્યકાલીન ગુજરાતીની ક્રમિક ભૂમિકાઓનો લેખનમા સમાદર કરતા જોવા મળે છે, જ્યારે જૈનેતર ધાટીના લહિયા ઈ.સ. ૧૬૨૫ અને ૧૬૫૦ ના ગાળાથી અર્વાચીન ભૂમિકામાં ભાષાસ્વરૂપ આપતા થઈ ગયા હોય છે. એવુ પણ બન્યું છે કે અર્વાચીન ભૂમિકાના સમર્થ સાહિત્યકારો અખા અને પ્રેમાનદની કોઈ કોઈ રચનાની નકલો અર્વાચીનને બદલે મધ્યકાલીન ગુજરાતીની ચોથી મિશ્રભૂમિકામા પણ જોવા મળી છે.[2]

## ૨. સાહિત્ય

### (અ) સસ્કૃત–પ્રાકૃત

આ સમયમા બ્રાહ્મણોએ ક્રિયાકાંડ અને જ્યોતિષનો વ્યવસાય હાથ ધરી લીધો હતો. શ્રાદ્ધ કરાવવાં, લગ્ન કરાવવા, મુહૂર્ત કાઢી આપવા તેમજ લગ્ન કુંડલી અનુસાર ફળાદેશ કહેવો એ વ્યવસાય પછી તો વારસાગત બની ગયો. થોડાક વિદ્યાજીવી બ્રાહ્મણ સસ્કૃત પાઠશાળાઓ કે વ્યક્તિગત અધ્યાપન ઉપર આજીવિકા ચલાવતા કેટલાક બ્રાહ્મણ વિદ્વાનોની જ્યોતિષ અને ક્રિયાકાંડ વિષયક રચનાઓ પણ ઉપલબ્ધ છે[3]

જૈન મુનિઓએ પ્રાચીન ગ્રથકારોની પ્રણાલી ચાલુ રાખવા સાથે લેખન-પ્રકારમા વૈવિધ્ય બતાવ્યુ વિજ્ઞપ્તિપત્રો, સમસ્યાપૂર્તિઓ, અનેકાર્થકાવ્યો, અનેક-સધાન કાવ્યો, દેશી ઢાળોમા સસ્કૃત સ્તવનો, ઔષધ–મત્રગર્ભિત સ્તોત્રો, અર્ધ–પ્રાકૃત–અર્ધસસ્કૃત–અર્ધ ગુજરાતી–અર્ધસસ્કૃત–આમ અનેકવિધ રચનાઓ દ્વારા કૌશલ બતાવવામાં પાછી પાની કરી નથી. ખાસ તો એમણે જૈનેતર વિશિષ્ટ કાવ્યો ઉપર ઉદાર મનથી ટીકાઓ રચી છે તે ધ્યાનમા લેવા જેવુ છે રઘુવશકાવ્ય ઉપર ૧૬, કુમારસભવ કાવ્ય ઉપર ૧૩, મેઘદૂત કાવ્ય ઉપર ૧૬, કિરાતાર્જુનીય કાવ્ય ઉપર ૩, શિશુપાલવધ કાવ્ય ઉપર ૨ અને નૈષધીયચરિતકાવ્ય ઉપર ૪ જૈનાચાર્યોની ટીકાઓ આજ સુધીમાં મળી આવી છે. એ સિવાય કાદંબરી વાસવદત્તા દમયતીચંપૂ ખડપ્રશસ્તિ વગેરે અનેક કાવ્યો ઉપર જૈના-

ચાર્યોએ વ્યાખ્યાઓ આપી છે, જેમાંના મોટા ભાગના વ્યાખ્યાકારો આ સમયના છે. વળી, આ કાળમાં ઉપર જણાવ્યું તેમ, ફારસી ભાષા પ્રચલિત હોવાથી ફારસીના ઘણા શબ્દ અપનાવી સંસ્કૃત રચનાઓ, ફારસી ભાષામાં સ્તુતિ-સ્તોત્રો વગેરે રચ્યા છે. ભાનુચંદ્રે ફારસીના ઘણા ગ્રંથો પ્રતિભા-ગુણોથી જાણી સમજીને બાદશાહ અકબરને વંચાવ્યા હતા.[4] મુસ્લિમો પણ સંસ્કૃત ભાષાનો અભ્યાસ કરતા. દારાએ કરેલાં ઉપનિષદોના ભાષાંતર પ્રસિદ્ધ છે. દાનિયાર અને શેખ ઉપા. ભાનુચંદ્ર પાસે અધ્યયન કરતા હતા એવી વિગત જાણવા મળે છે.

**વિજ્ઞપ્તિપત્રો** : આ કાલમાં એ સમયના સુપ્રસિદ્ધ જૈનાચાર્યોને એમના શિષ્યો કે ચાહકો તરફથી, ચાતુર્માસમાં જ્યાં ક્યાંય સ્થિર થયા હોય ત્યાંના સરનામે, વિજ્ઞપ્તિપત્રો સંસ્કૃતમાં લખાયા છે. આ ત્યાંના સ્થળવર્ણનોની કાવ્ય-લક્ષણોથી દીપતી રચનાઓ છે આ પ્રકાર ખીલવવાનો રસ જૈન કવિઓ જ લઈ જાય છે.

વળી જૈન મુનિઓએ પોતાની વિદ્વત્તા અને કડક આચારપાલનથી મુસ્લિમ બાદશાહોને પ્રસન્ન કરી અનેક પ્રકારના ફરમાન મેળવ્યા હતાં. આ ફરમાન તો અંગત કોઈ માગણીના ન હતા, પરંતુ પશુ-પંખી અને માનવકલ્યાણની ભાવનાથી પ્રેરાઈને તેમજ જૈન ધર્મના સિદ્ધાંતોના પ્રચાર માટેના હતાં,[5] જેમકે-કોઈ પશુપંખીને ન મારવા એવી અમારી, જજિયાવેરો, મુંડકાવેરો, મૃતકનું ધન ન લેવું, ફાંસી આપવામાંથી છૂટકારો, બંદીવાનોને છોડી મૂકવા, પાંજરે પૂરેલાં પંખીઓને છોડી દેવાં, માછલાં ન મારવાં, પર્યુષણ તેમજ બીજા તહેવારોમાં જીવહિંસા ન થાય[6] અને જૈનોને પોતાનાં તીર્થોમાં જવા-આવવા સવલતો મળે એ માટેના ફરમાન મેળવ્યાં હતા. આમ તેઓ લોકોનો નીતિમત્તાનો સ્તર ઊંચો આવે એ રીતનો ઉપદેશ આપવા પોતાની વિદ્વત્તાનો ઉપયોગ કરતા.

સાહિત્યક્ષેત્રે ગુજરાતમાં રહી અનેકવિધ સેવા કરનારા જૈન તેમજ અજૈન ગ્રંથકારોની રચનાઓ સંબંધે હવે વિગતે જોઈએ.

**મહો. ધર્મસાગર ગણિ** (ઈ.સ ૧૭૫૩) તપાગચ્છીય ધર્મસાગર ઉપાધ્યાયે ખરતરગચ્છના ખંડનરૂપે ઔષ્ટ્રિક મતોત્સૂત્ર દીપિકા (ઈ.સ. ૧૫૬૧), ૨. તત્ત્વતરંગિણી-વૃત્તિ, ૩. પ્રવચનપરીક્ષા (કુપક્ષકૌશિકાદિત્ય) સવૃત્તિ (ઈ સ. ૧૫૭૩), જેમા જૈન સંપ્રદાયના અવાંતર ગચ્છોનુ ઉગ્ર ભાષામાં ખંડન છે), ૪. ઈર્યાપથિકા ષટ્‌ત્રિંશિકા (ઈ.સ. ૧૫૭૩), ૫. કલ્પસૂત્ર ઉપર કિરણાવલી ટીકા (ઈ.સ.

૧૫૭૨), ૬. જંબૂદ્વીપ-પ્રજ્ઞપ્તિ-વૃત્તિ (ઈ.સ. ૧૫૮૩), ૭. ગુર્વાવલી પટ્ટાવલી સવૃત્તિ, ૮. પર્યુષણા શતક સવૃત્તિ, ૯. સર્વજ્ઞશતક સવૃત્તિ, ૧૦. વર્ધમાન-દ્વાત્રિંશિકા, ૧૧. ષોડશશ્લોકી–ગુરુતત્ત્વપ્રદીપિકા–સવિવરણ એ ગ્રંથ રચ્યા છે.

તેઓ મૂળ ગુજરાતમા આવેલા લાડોલ ગામના વતની હતા.

તેઓ સં. ૧૬૫૩ના કાર્તિક સુદિ ૯ના દિવસે ખંભાતમાં સ્વર્ગસ્થ થયા હતા.

કવિ હેમવિજયગણિ (ઈ.સ. ૧૫૭૬). એમણે સં. ૧૬૩૨ મા પાર્શ્વ-નાથચરિત્ર, સં. ૧૬૫૦ લગભગમા 'કસ્તૂરીપ્રકર' નામનો સૂક્તિગ્રંથ અને સં. ૧૬૫૬ મા ખંભાતમા ઋષભશતક, કથારત્નાકર (સં. ૧૬૫૭) વગેરે ગ્રંથ રચ્યા છે.

'કીર્તિકિલ્લોલિની' કાવ્ય આ. વિજયસેનસૂરિની પ્રશસ્તિરૂપે રચ્યું છે. વળી 'ચતુર્વિંશતિજિનસ્તુતિ (શ્લેષમય સટીક)' 'કમળબંધ સ્તુતિ' 'ચતુર્વિંશતિ સ્તોત્ર' વગેરે અનેક સ્તોત્ર રચ્યા છે

શત્રુંજય ઉપર કર્માશાહની પછી શેઠ તેજપાલે કરાવેલ જીર્ણોદ્ધારની પ્રશસ્તિ આ કવિએ રચી છે.

એમણે 'વિજયપ્રશસ્તિ મહાકાવ્ય' નામક ગ્રંથ સં. ૧૬૮૧ માં ઈડરમાં ૧૬ સર્ગાત્મક રચ્યો તે પછી પોતે સ્વર્ગસ્થ થતાં એમના ગુરુભાઈ વિદ્યાવિજયના શિષ્ય મુનિ ગુણવિજયે પાચ સર્ગ રચી એ કાવ્ય પૂર્ણ કર્યું અને એ ૨૧ સર્ગો ઉપર ગુણવિજયે 'વિજયદીપિકા' નામક ટીકા સં. ૧૬૮૮ માં રચી પૂર્ણ કરેલ છે.

કવિ હેમવિજયે ગુજરાતીમાં પણ કેટલીક રચનાઓ કરી છે, સં. ૧૬૬૧ માં મહેસાણામાં 'કમલવિજયરાસ' અને 'નેમિનાથ ચંદ્રાઉલો' વગેરે જાણીતી રચનાઓ છે.

પદ્મસાગરગણિ (ઈ.સ. ૧૫૭૭) : આ ગણિ સાહિત્ય અને દર્શનના પ્રખર પંડિત હતા. તેઓ સારા કવિ અને વાદી હતા. એમણે દાર્શનિક રચનાઓમા સં. ૧૬૩૩(ઈ.સ ૧૫૭૭)મા 'નયપ્રકાશાષ્ટક સટીક' 'પ્રમાણપ્રકાશ સટીક' અને 'યુક્તિપ્રકાશ સટીક' રચ્યાં છે. કાવ્યકૃતિઓમાં સં ૧૬૩૪ મા પાંચ સર્ગમા 'શીલપ્રકાશ કાવ્ય' રચ્યું છે. એમણે 'યશોધરાચરિત્ર' 'કર્મપરીક્ષા' 'તિલકમંજરી–વૃત્તિ' 'તિલકમંજરી–સાર', સં. ૧૬૫૭ માં 'ઉત્તરાધ્યયનકથા-સંગ્રહ' અને સં ૧૬૪૬ ના વર્ષ પહેલા 'જગદ્‌ગુરુ' નામક કાવ્ય રચ્યું છે. 'જગદ્‌ગુરુ કાવ્ય' એ કવિની ઐતિહાસિક પ્રાસાદિક રચના છે. આ. હીરવિજયસૂરિ,

જેમને મુઘલ બાદશાહ અકબરે ‘ જગદ્‌ગુરુ ’ના બિરુદથી નવાજ્યા હતા તેમની પ્રશસ્તિરૂપે એ રચ્યું છે.

**યાજ્ઞિકનાથ** (ઈ સ. ૧૫૭૯ આસ) : યાજ્ઞિકનાથ જંબૂસરના રહેવાસી અને જ્યોતિષશાસ્ત્રના પ્રખર વિદ્વાન હતા. એમણે ‘ જાતકચંદ્રિકા ’ નામની કૃતિ આપી છે. તેઓ શક સં. ૧૫૦૦ (ઈ.સ ૧૫૭૯) આસપાસ થયા હોય એમ માની શકાય.

**મુનિ રવિસાગર** (ઈ.સ. ૧૫૮૦): તપા. હર્ષસાગર રાજસાગરના શિષ્ય મુનિ રવિસાગરે સં. ૧૬૩૬(ઈ.સ ૧૫૮૦)માં ‘ રૂપસેનચરિત્ર ’, સં. ૧૬૪૫ માં માંડલમા ‘પ્રદ્યુમ્નચરિત્ર’ અને એ જ વર્ષમાં ઉન્નતનગર (ઊના)મા ‘મૌન એકાદશીની કથા’ વગેરે રચનાઓ કરી

**દેવવિમલગણિ** (ઈ.સ. ૧૫૮૩ થી ૧૬૧૫) : સિંહવિમલગણિના શિષ્ય દેવવિમલગણિએ ‘હીરસૌભાગ્ય મહાકાવ્ય’ અને એના પર સ્વોપજ્ઞ ‘સુખાવબોધ’ નામની વૃત્તિ રચી છે. એમણે આ કાવ્ય અને વૃત્તિની રચનાનો આરંભ સં. ૧૬૩૯(ઈ.સ. ૧૫૮૩)માં કર્યો હતો અને પૂર્ણાહુતિ સં. ૧૬૭૧(ઈ સ. ૧૬૧૫)માં કરી હતી. એના ૧૭ સર્ગ છે.

આ કાવ્યમાં કવિએ એ વખતે પ્રચલિત એવા કેટલાક ફારસી શબ્દોને અપનાવી લઈ કાવ્યમા ગૂથી દીધા છે.

આમાં ગુજરાતનાં ઝૂંઝવાડા, સાભ્રમતી નદી, અહમદાવાદ, પાટણ, ખંભાત વગેરે સ્થળોનુ કવિત્વમય વર્ણન છે. આ કાવ્યનું સંશોધન ઉપા. કલ્યાણવિજયના શિષ્ય ધનવિજય વાચકે કર્યું હતું. આ કાવ્ય–વૃત્તિમાં અનેક ગ્રંથોનાં અવતરણ છે જે કર્તાની બહુશ્રુતતાનો પરિચય કરાવે છે.

દેવવિમલગણિના સમયની સામાજિક સાંસ્કૃતિક ધાર્મિક રાજકીય વગેરે વિગતો જાણવા માટે આ કાવ્યનું ઐતિહાસિક દૃષ્ટિએ બહુ મૂલ્ય છે.

**મુનિ જયસોમ** (ઈ.સ. ૧૫૮૪) : ખર. ક્ષેમશાખાના ક્ષેમરાજ(–પ્રમોદ માણિક્ય)ના શિષ્ય મુનિ જયસોમે સં. ૧૬૪૦( ઈ.સ ૧૫૮૪ )મા ‘ ઇરિયાવહિકા ત્રિંશિકા’ સ્વોપજ્ઞ ટીકા સહિત અને સં. ૧૬૪૫માં ‘ પોષણ પ્રકરણ ’ સટીક રચ્યા છે વળી ‘કર્મચંદ્રમંત્રિવંશોત્કીર્તન કાવ્ય’ નામક ઐતિહાસિક કાવ્ય રચ્યુ છે. આ કાવ્યમાં મંત્રી કર્મચંદ્રના જીવન વિશે હકીકતો જણાવી છે.

એમના શિષ્ય મુનિ ગુણવિનય ‘ખંડપ્રશસ્તિ’ કાવ્યની ટીકાની પ્રશસ્તિમાં જણાવે છે કે મુનિ જયસોમે અકબર બાદશાહની રાજસભામાં વાદમાં જય મેળવ્યો હતો.

**ઉપા. ગુણવિનયગણિ** (ઈ.સ. ૧૫૮૫) : ખર. ક્ષેમશાખાના ક્ષેમરાજ–જયસોમ ઉપા.ના શિષ્ય ગુણવિનય ઉપાધ્યાયે અનેક વૃત્તિગ્રંથોની રચના કરી છે.

૧. સં. ૧૬૪૧માં હનુમાન કવિ–કૃત 'ખંડપ્રશસ્તિ' કાવ્ય પર સુબોધિકા નામની વૃત્તિ, ૨. સં ૧૬૪૬ માં કાલિદાસ કવિના 'રઘુવંશ કાવ્ય' પર વૃત્તિ, ૩. એ જ વર્ષમા ત્રિવિક્રમ ભટ્ટ–કૃત 'દમયંતી કથા ચંપૂ' પર ટીકા, ૪. સં. ૧૬૪૭ માં 'વૈરાગ્યશતક' પર ટીકા. ૫. સં. ૧૬૫૧માં જયશેખર–કૃત 'સંબોધસપ્તતિકા' પર વૃત્તિ, ૬. સં. ૧૬૫૯ માં 'લઘુશાંતિસ્તવન' પર ટીકા, ૭. સં. ૧૬૬૫ મા નવાનગરમા તપા. ધર્મસાગર ઉપા.ના 'ઉત્સૂત્રખંડન'ના પ્રત્યુત્તરરૂપે 'ઉત્સૂત્રોદ્ઘાટન કુલક'ની રચના કરી છે.

જિનવલ્લભસૂરિના 'અજિતશાંતિસ્તવ' પર મિતભાષિણીવૃત્તિ, 'શબ્દાર્થ-સમુચ્ચય' વગેરે ગ્રંથ રચ્યા છે ગુજરાતી ભાષામા પણ કેટલાક ગ્રંથ રચ્યા છે.

**મુનિ કનકકુશલ** (ઈ.સ ૧૫૮૫): આ. વિજયસેનસૂરિના શિષ્ય મુનિ કનકકુશલે સં. ૧૬૪૧ માં જિનસ્તુતિ, 'કલ્યાણમંદિર સ્તોત્ર' પર ટીકા, સં. ૧૬૫૨ મા વિજયાદશમીના દિવસે વડનગરમાં રહીને 'ભક્તામરસ્તોત્ર' પર ટીકા, સં ૧૬૫૩ મા સાદડીમાં 'વિશાલલોચન' પર વૃત્તિ, સં. ૧૬૫૫ માં મેડતામા સૌભાગ્યપંચમીકથા, વરદત્ત ગુણમંજરીકથા, સાધારણ જિનસ્તવન પર અવચૂરિ, 'રત્નાકરપંચવિંશતિ' પર ટીકા સં. ૧૬૫૬ માં સુરપ્રિયમુનિકથા, સં. ૧૬૫૭માં 'રોહિણેયકથાનક' વગેરે રચનાઓ કરી છે.

એમણે 'દાનપ્રકાશ' નામનો ગ્રંથ સં. ૧૬૫૬ મા આઠ પ્રકાશમા રચ્યો છે. અને ભિન્ન ભિન્ન કથાઓ દ્વારા મુનિને દાન દેવાથી થતા લાભની વિગત વર્ણવી છે કૃતિ સરળ અને મનોહર સંસ્કૃત પદ્યમા છે

**વાચક સમયસુંદરગણિ** (ઈ સ. ૧૫૮૫) ખર. ઉપા સકલચંદ્રના શિષ્ય સમયસુંદર વાચકે સં. ૧૬૪૧( ઈ.સ ૧૫૮૫ )મા 'ભાવશતક' નામે શતક કાવ્ય (સ્વોપજ્ઞ ટીકા સાથે) રચ્યુ છે સં. ૧૬૪૬માં એમણે રાજાનો દદતે સૌખ્યમ્ એ વાક્યના આઠ લાખ અર્થ કરી સમ્રાટ અકબરને ચમત્કૃત કર્યો હતો. સં. ૧૬૬૩માં 'રૂપકમાલા' પર વૃત્તિ રચી છે સં. ૧૬૫૦ માં એમણે 'જિનસિંહસૂરિ પદોત્સવ' કાવ્ય રચ્યુ છે. સં. ૧૬૬૪ મા 'ચાતુર્માસિક વ્યાખ્યાન-પદ્ધતિ', સં. ૧૬૬૫ મા 'ચાતુર્માસિક પર્વકથા', સં ૧૬૬૬ મા અને વીરમ-પુરમાં 'કાલિકાચાર્યકથા', સં ૧૬૭૨ મા મેડતામાં 'સામાચારીશતક' રચ્યુ અને 'વિશેષ શતક' રચ્યું છે. આ શતકમાં સં. ૧૭૮૭ મા પડેલા ભયંકર દુષ્કાળનું વર્ણન કર્યું છે.[૭]

સં. ૧૬૭૪ માં 'વિચારશતક', સ. ૧૬૮૫ માં 'વિસંવાદશતક' લૂણકર્ણ-સરમાં, રિણી ગામે 'યત્યારાધના' 'વિશેપસંગ્રહ', કલ્પસૂત્ર ઉપર 'કલ્પલતા વિવૃત્તિ', 'દીક્ષાપ્રતિષ્ઠાદિ શુદ્ધિ' વગેરે ગ્રંથ રચ્યા છે. એમણે 'કથાકોશ' ગ્રંથમાં ૧૬૭ કથા લખી છે.

સં. ૧૬૮૬ માં 'ગાથાસાહસ્રી', સં. ૧૬૮૭ મા 'જયતિહુઅણસ્તોત્રવૃત્તિ', સ. ૧૬૯૧ માં ખંભાતમાં 'દશવૈકાલિક સૂત્ર' પર શબ્દાર્થ–વૃત્તિ, સ. ૧૬૯૪ માં જાલોરમા 'વૃત્તરત્નાકર' પર વૃત્તિ, કાલિદાસના 'રઘુવંશ' કાવ્ય પર વૃત્તિ, 'સંવાદસુંદર', 'કલ્યાણમંદિરસ્તોત્ર' પર વૃત્તિ, જિનવલ્લભસૂરિ–રચિત 'દુરિયરય-સમીર' મહાવીર સ્તોત્ર પર વૃત્તિ વગેરે રચનાઓ કરી. સં. ૧૬૯૮ મા 'જીવ-વિચાર નવતત્ત્વ' અને 'દંડક' પરની વૃત્તિઓ અમદાવાદમા રચી. ભાષામા તો એમની અનેક કૃતિઓ છે.[૮]

**રઘુરામ** (ઈ.સ. ૧૫૮૯) : કચ્છના ભૂજ નગરના નિવાસી જયરામના પુત્ર રઘુરામે વિ.સં. ૧૬૪૫(ઈ.સ ૧૫૮૯)મા સંસ્કૃત ગદ્યમાં 'કાલનિર્ણયસિદ્ધાંત' નામક ધર્મશાસ્ત્રનો ગ્રંથ રચ્યો છે, એના ઉપરથી પં. મહાદેવે એ પદ્યમા રચના કરી છે.

**ઉપા. શાંતિચંદ્રગણિ** (ઈ.સ. ૧૫૧૪) તપા. ઉપા. સકલચંદ્રના શિષ્ય ઉપા. શાંતિચંદ્રગણિએ સં. ૧૬૭૦(ઈ.સ. ૧૬૧૪)માં 'કૃપારસકોશ' નામનુ ૧૨૮ પ્રશ્નોનું નાનું સુંદર કાવ્ય રચ્યુ છે. આમા ગ્રંથકારે અકબર બાદ-શાહના શૌર્ય વગેરે ગુણોની પ્રશંસા કરી છે ખુશ થયેલા બાદશાહ પાસેથી એણે કેટલાંક અમારિ-ફરમાન મેળવ્યા હતા, જજિયાવેરો વગેરે દૂર કરાવ્યા હતા.

આ સિવાય ઉપા. શાંતિચંદ્રે 'જંબૂદ્વીપપણ્ણત્તિ' ઉપર સં. ૧૬૫૦(ઈ.સ ૧૫૯૪)માં 'પ્રમેયરત્નમંજૂષા' નામની ટીકા, સં.૧૬૫૧ મા 'અજિતશાંતિસ્તવ' અને 'કવિના મદપરિહાર' પટીકની રચના કરી છે. એમણે 'ઘંટાકર્ણકલ્પ' નામક મનોહર કાવ્ય પણ રચ્યું છે.

એમણે ઈડરના રાવ નારાયણ બીજાની સભામા સ. ૧૬૩૩ પછી દિગંબર ભટ્ટારક વાદિભૂષણને અને વાગડના ઘાટશિલ નગરના અને જોધપુરના રાજા માલદેના ભત્રીજા રાજા સહસ્રમલ્લની સંમુખ દિગંબર વાદી ગુણચંદ્રને વાદમા હરાવ્યો હતો.[૯]

**દેવવિજયગણિ** (ઈ.સ. ૧૫૯૬) . આ. વિજયરાજસૂરિના શિષ્ય મુનિ દેવવિજયગણિએ (સં. ૧૬૫૨ ઈ.સ. ૧૫૯૬)માં 'રામચરિત', જે 'પદ્મચરિત' અગર 'જૈન રામાયણ' નામથી ઓળખાય છે, તેની રચના આ. હેમચંદ્રના 'ત્રિષષ્ટિ-

શલાકાપુરુષચરિત'ના સાતમા પર્વના આધારે કરી છે. સં. ૧૬૬૦ માં 'પાડવ-ચરિત' નામનો ગ્રંથ સંસ્કૃત ગદ્યમાં રચ્યો છે. આ. દેવેંદ્રસૂરિએ રચેલા દાન દિચાર કુલકો ઉપર સં ૧૬૬૬ મા 'ધર્મરત્નમંજૂષા' નામની ટીકા અને 'સત્તરિ-સયઠાણ' ઉપર વૃત્તિ રચી.

**અજી** (ઈ સ. ૧૫૯૭): વડનગરનિવાસી ભીમના પુત્ર અજી પંડિતે સં. ૧૬૫૩ (ઈ.સ. ૧૫૯૭) માં 'મણિકુંડદીપ' નામનો ગ્રંથ સટીક રચ્યો.

**હર્ષકીર્તિસૂરિ** (ઈ.સ. ૧૬૦૪) : નાગોરી તપાગચ્છીય આ ચંદ્રકીર્તિસૂરિના શિષ્ય આ. હર્ષકીર્તિસૂરિએ વિ.સં. ૧૬૬૦(ઈ સ. ૧૬૦૪) મા 'જ્યોતિસ્સાર સંગ્રહ' કે 'જ્યોતિસ્સારોદ્ધાર'[૧૦] તથા 'જન્મપત્રી–પદ્ધતિ' નામે ગ્રંથ લખ્યા ઉપરાંત 'ભક્તામરસ્તોત્ર' 'લઘુશાંતિ સ્તોત્ર' 'અજિતશાંતિ સ્તોત્ર' 'ઉવસગ્ગ-હરસ્તોત્ર' 'નવકારમંત્ર' વગેરે સ્તોત્રો પર અને સં. ૧૬૫૫ માં 'બૃહચ્છાંતિસ્તોત્ર' અને 'કલ્યાણમંદિરસ્તોત્ર' તથા 'સિંદૂરપ્રકર' પર ટીકાઓ રચી છે. વળી, 'સારસ્વત–દીપિકા', સં. ૧૬૬૯ માં 'સેટ્-અનિટ્-કારિકા–વિવરણ' 'ધાતુપાઠ-તરંગિણી–ધાતુપાઠવિવરણ' 'શારદીય-નામમાલા-કોશ' 'શ્રુતબોધવૃત્તિ' 'યોગ-ચિંતામણિ' 'વૈદ્યકસારોદ્ધાર' વગેરે ગ્રંથ પણ રચ્યા

**મુનિ લક્ષ્મીચંદ** (ઈ.સ ૧૬૦૪) . પાર્શ્વચંદ્રગચ્છીય જગચંદ્રના શિષ્ય મુનિ લક્ષ્મીચંદ્રે 'ગણિતસારણી' નામક જ્યોતિષ–વિષયક ગ્રંથની વિ સં. ૧૭૬૦-(ઈ.સ. ૧૭૦૪)માં રચના કરી

**શ્રીવલ્લભ પાઠક** ( ઈ સ. ૧૬૦૫ ) ખર જ્ઞાનવિમલસૂરિના શિષ્ય શ્રીવલ્લભ પાઠકે જિનદેવસૂરિકૃત 'શિલોંછનામકોશ' પર વૃત્તિ, આ. હેમચંદ્રના 'નિઘંટુકોશ' પર વૃત્તિ, સં. ૧૬૬૧મા જોધપુરમાં હેમચંદ્રાચાર્યકૃત 'લિંગાનુશાસન' પર 'દુર્ગપ્રબોધ' નામની ટીકા, સં. ૧૬૬૭ માં હેમચંદ્રની 'અભિધાનનામમાલા' પર 'સારોદ્ધાર' નામની વૃત્તિ અને સં. ૧૬૭૫ માં 'અરનાથસ્તુતિ'ની સ્વોપજ્ઞવૃત્તિ સહિત રચના કરી છે. વળી 'ચતુર્દશસ્વરસ્થાપનવાદસ્થલ' 'સારસ્વતપ્રયોગ–નિર્ણય' 'વ્યાકરણ-કઠિનશબ્દવૃત્તિ' 'વિદ્વત્પ્રબોધ કાવ્ય' અને સં. ૧૬૯૯ મા આચાર્ય વિજયદેવસૂરિની સ્તુતિરૂપે ૧૯ સર્ગોમા 'વિજયદેવસૂરિમાહાત્મ્ય' નામક કાવ્ય સંક્ષિપ્ત ટીકા સાથે રચેલુ છે.

**શુભવિજય** (ઈ સ ૧૬૦૫) · તપા. આ હીરવિજયસૂરિના શિષ્ય શુભવિજયે સં ૧૬૬૧(ઈ.સ. ૧૬૦૫)માં 'હૈમીનામમાલાબીજક', સં. ૧૬૬૩મા 'તર્ક-ભાષાવાર્તિક', સં. ૧૬૬૫ મા રાજનગરમા વિજયદેવસૂરિના આદેશથી 'કાવ્યકલ્પલતા-

વૃત્તિ' પર 'મકરંદ' નામની વૃત્તિની રચના કરી. સ. ૧૬૬૭ માં 'સ્યાદ્વાદ ભાષા' અને એની વૃત્તિ, સ. ૧૬૭૧માં સં. ૧૬૬૫મા 'કલ્પસૂત્ર' પર ટીકા અને 'પ્રશ્નોત્તરસંગ્રહ' (સ. ૧૬૫૭થી ૧૬૭૧ ના ગાળામાં) સંકલિત કર્યાં છે.

**મુનિ સહજકીર્તિ** (ઈ.સ. ૧૬૦૫) ખર. વાચક રત્નસારના શિષ્ય મુનિ સહજકીર્તિએ આગમગ્રંથોમા સંસ્કૃતમા ૧. 'કલ્પસૂત્ર' પર 'કલ્પમંજરી' નામક વૃત્તિ અને ૨. 'અનેકશાસ્ત્રસાર' રચ્યા છે. મહાકાવ્યમા ૩. 'ફલવર્ધિપાર્શ્વનાથ માહાત્મ્ય મહાકાવ્ય', સ્તુતિઓમા ૪, 'શતદલકમલાલંકૃત–લોદ્રપુરીય પાર્શ્વનાથ સ્તુતિ' (સં ૧૬૮૩) અને ૫ 'મહાવીર સ્તુતિ' (સ. ૧૬૪૬), વ્યાકરણમાં ૬ 'શબ્દાર્ણવ વ્યાકરણ' સવૃત્તિ (સપ્તદ્વીપી)–અપરનામ 'ઋજુપ્રાજ્ઞ વ્યાકરણ', ૭ 'સારસ્વત સૂત્રો' પર વૃત્તિ (સ ૧૬૮૨), ૮. 'એકાદિ શત પર્યંત શબ્દસાધનિકા' અને કોશમાં ૯ 'નામકોશ' (૭ કાંડમા) રચ્યાં છે.

આ ઉપરાત ગુજરાતી ભાષામા એમણે ૧૦ જેટલા ગ્રંથ રચ્યા છે.[૧૧]

**જયરત્નગણિ** (ઈ સ. ૧૬૦૬) . પંડિત મુનિ જયરત્નગણિએ જ્યોતિષનો 'દોષરત્નાવલી' અને વૈદ્યકનો 'જ્વરપરાજય' (સ. ૧૬૬૨) એમ બે ગ્રંથ ખંભાતમાં રચ્યા

**પંડિત વિશ્રામ** (ઈ સ. ૧૬૦૮) : જંબૂસરના વતની પંડિત વિશ્રામે 'જાતકપદ્ધતિ' (શક સ ૧૫૨૯–ઈ સ ૧૬૦૮), 'મંત્રશિરોમણિ' (શક સ. ૧૫૩૭–ઈ સ ૧૬૧૬)માં રચી આપ્યા.

બીજામા સર્વ પ્રથમ શંકુયંત્ર બતાવ્યું છે. એ પછી ઘટિકાયંત્ર ચાપયંત્ર તુર્યયંત્ર નલિકાયંત્ર વગેરે યંત્રોથી ગ્રહોની સ્પષ્ટતા કરવાની રીત બતાવી છે.

**ઉપા ભાનુચંદ્રગણિ** (ઈ.સ. ૧૬૦૯) : 'આઈન-ઇ-અકબરી'માંથી જાણવા મળે છે કે બાદશાહ અકબરના દરબારમાં માન્ય વિદ્વાનોના વર્ગમા 'ભાણચંદ્ર' નામથી પ્રસિદ્ધ ઉપા ભાનુચંદ્રગણિ સિદ્ધપુરના વતની શેઠ રામજી અને એમના પત્ની રમાદેના પુત્ર હતા. એમનું નામ 'ભાણુજી' હતુ આ. હીરવિજયસૂરિ સ. ૧૬૩૯ મા બાદશાહ અકબરના આમંત્રણથી ફતેહપુર સિક્રી જઈ રહ્યા હતા ત્યારે મુનિ ભાનુચંદ્ર પણ શાંતિચંદ્રગણિની સાથોસાથ સિદ્ધપુરથી એમની સાથે ગયા હતા. મહો. શાંતિચંદ્ર બાદશાહ અકબર પાસેથી ગુજરાત તરફ ગયા ત્યારે પં. ભાનુચંદ્રને બાદશાહ પાસે મૂકી ગયા અકબર એમને બહુ માનતો હતો. બાદશાહે એમને 'ઉપાધ્યાય'ની પદવી પણ અપાવી હતી. ઉપા. ભાનુચંદ્રે ફારસીનો પણ અભ્યાસ કર્યો હતો.

ઉપા. ભાનુચંદ્રે બાણકવિની 'કાદંબરી(પૂર્વાર્ધ)'ની વૃત્તિ 'વસંતરાજ શાકુન વૃત્તિ' 'સારસ્વત વ્યાકરણ વૃત્તિ' 'કાવ્યપ્રકાશ-વૃત્તિ' 'અભિધાનનામમાલા વૃત્તિ' 'વિવેકવિલાસ વૃત્તિ' 'રત્નપાલકથાનક' 'સૂર્યસહસ્રનામ-સવૃત્તિ' વગેરે ગ્રંથ રચ્યા છે.

તેઓ બાદશાહ અકબરના જીવનકાલ પર્યંત એમની સાથે રહ્યા હતા. છેવટે પોતાના વિદ્વાન શિષ્ય સિદ્ધિચંદ્રને લઈને તેઓ ગુજરાતના વડોદરા અને ગંધાર થઈ પાટણ આવ્યા.[12] પછીથી તેઓ સંઘપુરમાં વિશેષ રહ્યા હતા. એમને અનેક શિષ્યોનો પરિવાર હતો.

એમના જીવન વિશે વિશેષ હકીકતો એમના શિષ્ય ઉપા. સિદ્ધિચંદ્રે રચેલ 'ભાનુચંદ્રચરિત કાવ્ય'માંથી પ્રાપ્ત થાય છે.

**મુનિ રત્નચંદ્રગણિ** (ઈ.સ. ૧૬૧૨). ઉપા. શાંતિચંદ્રગણિના શિષ્ય મુનિ-રત્નચંદ્રે 'રઘુવંશની ટીકા', સં. ૧૬૬૮ (ઈ.સ. ૧૬૧૨) પહેલાં 'નૈષધીય કાવ્ય' ઉપર ટીકા, ગુરુએ રચેલા 'કૃપારસકોશ' ઉપર વૃત્તિ અને 'અધ્યાત્મકલ્પદ્રુમ-વૃત્તિ', 'આધ્યાત્મકલ્પતા' સં. ૧૬૭૮માં સુરતમાં, 'સમ્મત્તસત્તરિયા (સમ્યક્ત્વ-સપ્તતિકા)' ઉપર બાલાવબોધ (સં. ૧૬૭૬માં). 'ઋષભવીરસ્તવવૃત્તિ' 'કલ્યાણ-મંદિરસ્તોત્રવૃત્તિ', 'દેવા' પ્રભો' સ્તોત્રની વૃત્તિ, 'ભક્તામરસ્તોત્રવૃત્તિ', 'શ્રીમદ્ ધર્મસ્તવ-વૃત્તિ' વગેરે ગ્રંથ અને 'પ્રદ્યુમ્નચરિત' નામનું સ્વતંત્ર કાવ્ય રચ્યાં છે. વળી, 'કુમતિવિપાહિજાંગુલી' નામનો ગ્રંથ ઉપા. ધર્મસાગરગણિના મતના ખંડનરૂપે રચ્યો.

**ઉપા. સિદ્ધિચંદ્રગણિ** (ઈ.સ. ૧૬૧૪). ઉપા. ભાનુચંદ્રના વિદ્વાન શિષ્ય ઉપા. સિદ્ધિચંદ્રગણિએ સં. ૧૬૭૦ (ઈ.સ. ૧૪૧૪) લગભગમાં પોતાના ગુરુના જીવનનું નિરૂપણ કરતું 'ભાનુચંદ્રચરિત કાવ્ય' નામક ઐતિહાસિક કાવ્ય રચ્યું છે. એ ષટ્દર્શનના જાણકાર હતા. એમણે ફારસી ભાષાનો અભ્યાસ પણ કર્યો હતો.[13]

ઉપા. સિદ્ધિચંદ્રે બાણ-કૃત 'કાદંબરી (ઉત્તરાર્ધ)' પર ટીકા, સુબંધુ કવિની 'વાસવદત્તા' પર ટીકા 'શોભનસ્તુતિ ટીકા' 'સપ્તપદાર્થી ટીકા' 'જિનશતક-ટીકા' 'આખ્યાતવાદ-ટીકા' 'પ્રાકૃત સુભાષિતસંગ્રહ' 'સૂક્તિરત્નાકર' 'સપ્તસ્મરણ-વૃત્તિ' 'લેખલિખન-પદ્ધતિ' 'કાવ્યપ્રકાશખંડન' સંક્ષિપ્ત કાદંબરીકથાનક' વગેરે અનેક ગ્રંથ રચી આપ્યા છે.

એમણે ગુજરાતીમાં 'નેમિનાથ ચોમાસી કાવ્ય' અને 'કાદંબરી-સાર' (ગદ્યમાં) રચેલ છે.

**ગણેશ દૈવજ્ઞ** (ઈ સ. ૧૬૧૪)**:** સૂર્યપુર(સુરત)નિવાસી ભારદ્વાજગોત્રીય ગણેશ દૈવજ્ઞે ' જાતકાલંકાર ' નામનો ગ્રંથ ( શક સં. ૧૫૩૫–ઈ.સ ૧૬૧૪ ) અને કેશવાર્ક-રચિત 'વિવાહવૃંદાવન' ગ્રંથ ઉપર ટીકા રચી છે. 'જાતકાલંકાર' ઉપર હરભાનુ શુક્લે ટીકા રચ્યાનું જાણવા મળે છે.

**આ. વિજયસેનસૂરિ** (ઈ. ૧૬૧૬) **:** આ હીરવિજયસૂરિશિષ્ય આ. વિજયસેનસૂરિ શાસ્ત્રવિશારદ હતા. એ જોતા અકબરે એમને 'સવાઈ હીરવિજય-સૂરિ' એવો ઇલ્કાબ આપ્યો હતો

એમણે 'યોગશાસ્ત્ર' પર 'સપ્તશતાર્થી' નામક વૃત્તિ રચી છે, જેમા યોગ-શાસ્ત્રના પ્રથમ પદ્યના ૭૦૦ અર્થ કરી બતાવ્યા છે. વળી એમણે 'સૂક્તાવલી' નામનો ગ્રંથ પણ રચ્યો છે.[૧૪]

**મહો. કીર્તિવિજય ગણિ** (ઈ.સ. ૧૬૧૬) **:** આ હીરવિજયસૂરિના શિષ્ય મહો. કીર્તિવિજયગણિએ વિદ્યાપુર(વિજાપુર)થી સં. ૧૬૭૨ માં સંસ્કૃત પદ્યમાં ઇલાદુર્ગ(ઈડર)માં ચાતર્માસ રહેલા આ વિજયસેનસૂરિ ઉપર 'વિજ્ઞપ્તિપત્ર' લખ્યો હતો[૧૫] આ રચના એમની સાહિત્યિક પ્રતિભાની નિદર્શક છે

એમણે 'હીરપ્રશ્નોત્તર' અને 'વિચારરત્નાકર' નામના ગ્રંથ રચ્યા છે

**સુમતિહર્ષ**(ઈ.સ ૧૬૧૭) **:** અંચલગચ્છીય હર્ષરત્નના શિષ્ય સુમતિહર્ષે શ્રીપતિકૃત 'જાતકકર્મપદ્ધતિ' ઉપર સં. ૧૬૭૩ મા ટીકા, સં. ૧૬૭૭માં હરિભટ્ટના 'તાજિકસાર' પર ટીકા, સં. ૧૬૮૭ મા ભાસ્કરકૃત 'કર્ણકુતૂહલ' પર 'ગણકકૌમુદી' નામની ટીકા વગેરે ગ્રંથ રચ્યા છે

**ચારિત્રસિંહ** (ઈ.સ ૧૬૧૯) **:** સં. ૧૬૭૬(ઈસ ૧૬૧૯)માં ચારિત્રસિંહ નામના જૈન મુનિએ વ્યાકરણ વિષયનો ટીકાગ્રંથ ધોળકામા રચ્યો છે.

**શ્રીવિજયગણિ** (ઈ.સ ૧૬૨૦) **:** તપા ગમવિજયગણિના શિષ્ય શ્રી વિજય-ગણિએ સં ૧૬૭૬(ઈ સ. ૧૬૨૦)થી સં. ૧૬૯૬ ના વચગાળામાં 'રઘુવંશ મહાકાવ્ય' ઉપર અને 'કુમારસંભવ મહાકાવ્ય'ના સાત સર્ગ ઉપર ટીકા અને સં.૧૭૦૯ માં મેઘદૂતકાવ્ય પર ટીકા કરી છે.

**આ. જિનરાજસૂરિ**(ઈ સ. ૧૬૨૦ લગભગ) **:** ખર. આ. જિનસિંહસૂરિના શિષ્ય આ. જિનરાજસૂરિએ શ્રીહર્ષરચિત ' નૈષધીય મહાકાવ્ય ' ઉપર વિસ્તૃત વ્યાખ્યા રચી છે આ આચાર્યનો સમય સં. ૧૬૭૬થી ૧૬૯૯ ગણાય છે.

**મુનિ સાધુસુંદર ગણિ** (ઈ સ ૧૬૨૪). ખ૦. પાઠક સાધુકીર્તિના શિષ્ય મુનિ સાધુસુંદરગણિએ સ. ૧૬૮૦(ઈ.સ ૧૬૨૪)ની આસપાસ ૧. 'ધાતુરત્નાકર', ૨ 'શબ્દરત્નાકર' અને ૩ 'ઉક્તિરત્નાકર' તથા સ. ૧૬૮૩ મા 'પાર્શ્વનાથસ્તુતિ' રચી છે

**મુનિ ઉદયકીર્તિ** (ઈ સ. ૧૬૨૫). વિમલકીર્તિ નામના જૈન મુનિએ પાણિનિના અષ્ટાધ્યાયી વ્યાકરણ અનુસાર સંસ્કૃત ધાતુઓના પદ જાણવા માટે 'પદવ્યવસ્થા–કારિકા' નામથી સૂત્રોને કારિકાઓમાં ઉતાર્યા છે. એના ઉપર ખરતરગચ્છીય મુનિ સાધુસુંદરના શિષ્ય મુનિ ઉદયકીર્તિએ સં. ૧૬૮૧(ઈ.સ.૧૬૨૫)માં ટીકાગ્રંથની રચના કરી છે.

**પં. જ્ઞાનપ્રમોદગણિ** (ઈ.સ. ૧૬૨૫), ખરતરગચ્છીય રત્નધીરના શિષ્ય પં જ્ઞાનપ્રમોદગણિએ સં. ૧૬૮૧(ઈ સ. ૧૬૨૫) માં 'વાગ્ભટાલંકાર' નામના અલંકારવિષયક ગ્રંથ પર ટીકા રચી છે.

**મુનિ ભાવવિજય** (ઈ સ ૧૬૩૩): તપા. મુનિવિમલના શિષ્ય મુનિભાવવિજયે સ. ૧૬૮૯( ઈ સ ૧૬૩૩ )માં રોહિણીપુરમા 'ઉત્તરાધ્યયનસૂત્ર' પર વૃત્તિ, સ. ૧૬૬૯ માં 'ષટ્ત્રિંશજ્જલ્પવિચાર' અને સ. ૧૭૦૮ માં વીજાપુરમા 'ચંપકમાલા' નામક કથાગ્રંથ રચ્યા છે.

**મહો. વિનયવિજય** (ઈ સ ૧૬૩૮ કે ૧૬૪૧): તપા. હીરવિજયસૂરિના શિષ્ય મહોપા. વિનયવિજયે અમદાવાદથી નજીક આવેલા દ્વારપુર (બારેજા) ગામથી સ. ૧૬૯૪ કે સ. ૧૬૯૭ મા ભિન્ન ભિન્ન છંદોમાં કેટલાક ચિત્રકાવ્યોથી વિભૂષિત (૧) ચિત્રચમત્કાર, (૨) અલંકાર ચમત્કાર, (૩) ઉદંત વ્યાવર્ણન, (૪) શેષચિત્ર ચમત્કાર અને (૫) દષ્ટાંત ચમત્કાર એ શીર્ષકોથી ખભાતમા રહેલા આ વિજયાનંદસૂરિને ઉદ્દેશી 'આનંદલેખ' નામક 'વિજ્ઞપ્તિ–પત્ર' લખ્યો છે.[૧૬] વળી 'કલ્પસૂત્ર' ઉપર 'સુબોધિકા' નામની વૃત્તિ સ ૧૬૯૬ મા, દીવમા નયવિષયક દાર્શનિક ગ્રંથ, સ ૧૭૦૮ મા 'લોકપ્રકાશ' નામે પદ્યબદ્ધ ગ્રંથ, સ ૧૭૧૦ મા ગધનપુરમા 'હેમલઘુપ્રક્રિયા' અને સ. ૧૭૧૭ મા એના પર 'હેમપ્રકાશ' નામે સ્વોપજ્ઞ વૃત્તિ રચી

સુરતથી સં. ૧૭૧૮ મા 'મેઘદૂત' સંદેશકાવ્યના છાયા–કાવ્યરૂપ 'ઇંદુદૂત' નામથી મારવાડના જોધપુરમા ચાતુર્માસ રહેલા ગચ્છનાયક આ. વિજયપ્રભસૂરિને 'વિજ્ઞપ્તિપત્ર' લખ્યો છે.[૧૭]

દેવપત્તન (પ્રભાસપાટણથી) સં. ૧૭૨૩ માં અણહિલ્લપુર પાટણમાં ચાતુર્માસ રહેલા આ.વિજયદેવસૂરિને ધનતેરશે એમણે 'વિજ્ઞપ્તિપત્ર' (પૂર્વાર્ધ પ્રાકૃતમાં અને ઉત્તરાર્ધ સંસ્કૃતમાં) લખ્યો છે.[૧૮]

સં. ૧૭૨૩માં ગંધારમાં 'મોમભાવના' પર દેશી ઢાળોમાં 'શાંતસુધારસ' ગેય કાવ્ય રચ્યું છે સં. ૧૭૩૧માં 'અર્હન્નમસ્કાર સ્તોત્ર' અને 'જિનસહસ્રનામ સ્તોત્ર' રચ્યાં છે. ભાવવિજયગણિએ રચેલા 'પટ્ત્રિંશજ્જલ્પ'ના સંક્ષેપરૂપે એમણે 'પટ્ત્રિંશજ્જલ્પ' સંસ્કૃતમાં રચ્યો છે.

**વિજયસિંહસૂરિ** (ઈ.સ. ૧૬૪૩) આ. વિજયસિંહસૂરિએ ઔરંગાબાદમાં ચાતુર્માસ રહેલા આ. વિજયદેવસૂરિ ઉપર સં. ૧૬૯૯(ઈ.સ. ૧૬૪૩) માં એક 'વિજ્ઞપ્તિપત્ર' લખેલો.[૧૯] એમણે 'શ્રીપાલચરિત' પણ રચેલું.[૨૦]

**મુનિ ઉદયવિજય** (ઈ.સ ૧૬૪૩) તપા. આ વિજયસિંહસૂરિના શિષ્ય ઉદયવિજયે સં ૧૭૧૮ માં ખંભાતથી શ્રીપુર બંદરમાં રહેલા આ વિજયપ્રભસૂરિને 'વિજ્ઞપ્તિપત્ર' અને દ્વીપ(દીવ) બંદરમાં બિરાજતા આ વિજયપ્રભસૂરિને 'વિજ્ઞપ્તિપત્ર[૨૧] લખ્યો છે. વળી એમણે સિદ્ધપુરથી જીર્ણદુર્ગ(જૂનાગઢ) માં ચાતુર્માસ નિર્ગમન કરતા આ. જિનપ્રભસૂરિને 'વિજ્ઞપ્તિપત્ર' લખ્યો છે.[૨૨]

એમણે ગુજરાતી ભાષામાં સં. ૧૭૨૮ માં શ્રીપાલરાસ'ની રચના કરી

**ધનવિજયગણિ** (ઈ સ. ૧૬૪૩) : તપા. ઉપા કલ્યાણવિજયગણિના શિષ્ય ધનવિજયગણિએ સં. ૧૬૯૯(ઈ સ ૧૬૪૩)માં રાજનગરની પાસે આવેલા ઉસ્માનપુરામાં 'ધર્મોપદેશલેશ' યાને 'આભાણકશતક' નામે કાવ્ય અને 'અધ્યાત્મકલ્પદ્રુમ' ઉપર 'અધિરોહણી' નામે ટીકા રચેલ છે.

**વિનયવર્ધનગણિ** (ઈ.સ. ૧૬૪૭) પં. વિનયવર્ધનગણિએ આ. વિજયસિંહસૂરિ ઉપર સં. ૧૭૦૩ માં[૨૩] અને વિહદિ ગામથી આ વિજયસિંહસૂરિ ઉપર સં. ૧૭૦૪ માં,[૨૪] વળી ખરતરગચ્છીય આ જિનસુખસૂરિ ઉપર સં. ૧૭૧૧ માં[૨૫] અને સં. ૧૭૧૩ મા વિધિપુર ગામથી સુરતમા બિરાજતા આ. વિજયદેવસૂરિ ઉપર 'વિજ્ઞપ્તિપત્ર' લખ્યો છે.[૨૬]

**ઉપા. ધનવિજયગણિ** (ઈ સ. ૧૬૪૮) : સિદ્ધવિજયના શિષ્યાણુ ઉપા. ધનવિજયગણિએ સં. ૧૭૦૪(ઈ.સ ૧૬૪૮) માં રાજપુરથી સુરતમાં ચાતુર્માસગાળો રહેલા આ વિજયદેવસૂરિને 'વિજ્ઞપ્તિપત્ર' લખ્યો છે. આમા સુરત તથા રાજપુરનું સુંદર વર્ણન કર્યું છે[૨૭]

**મુનિ રામવિજય** (ઈ.સ. ૧૭૫૧) : ખરતરગચ્છીય મુનિ દયાસિંહના શિષ્ય-મુનિ રૂપચંદ્ર, અપર નામ રામવિજયે 'ગૌતમીય મહાકાવ્ય'ની રચના કરી. એના ઉપર સં. ૧૭૫૨ મા કોઈ અમૃતગણિએ ટીકા રચી.

**ઉપા. શાંતિસાગર** (ઈ સ. ૧૬૫૧) તપા. શ્રુતસાગરના શિષ્ય ઉપા. શાંતિસાગરે સ. ૧૭૦૭(ઈ.સ. ૧૬૫૧) માં પાટણમા 'કલ્પસૂત્ર' ઉપર 'કૌમુદી' નામની વૃત્તિ રચી.

**લાવણ્યવિજયગણિ** (ઈ.સ. ૧૬૫૩) પ. લાવણ્યવિજયે જોધપુરથી સ. ૧૭૦૯(ઈ.સ ૧૬૫૩)મા રાજનગર( અમદાવાદ )માં વિરાજમાન આ. વિજયસિંહસૂરિ ઉપર[૨૮] અને સ ૧૭૪૭મા પાટણમાં સ્થિત આ વિજય-પ્રભસૂરિ ઉપર[૨૯] 'વિજ્ઞપ્તિપત્ર' લખ્યા છે.

**પં. અમરચંદ્રગણિ** (ઈ.સ. ૧૬૫૩): પં. અમરચદ્ર ગણિએ દેવકપત્તનથી સ. ૧૭૦૯(ઈ.સ. ૧૬૫૩ )મા પત્તનનગરમાં ચાતુર્માસ નિમિત્તે રહેલા આ. વિજયસિંહસૂરિ ઉપર 'વિજ્ઞપ્તિપત્ર' લખ્યો[૩૦]

**પં. કમલવિજયગણિ** (ઈ.સ. ૧૬૫૩) : પ. કમલવિજયગણિએ સ્તંભ-તીર્થ(ખંભાત)થી સ. ૧૭૦૯(ઈ.સ ૧૬૫૩) મા પાટણમા બિરાજતા આ. વિજય-સિંહસૂરિને 'વિજ્ઞપ્તિપત્ર' લખ્યો.[૩૧]

**મુનિ હસ્તિરુચિ** (ઈસ ૧૬૫૪) મુનિ હિતરુચિના[૩૨] શિષ્ય મુનિ-હસ્તિરુચિએ 'વૈદ્યવલ્લભ' નામક આયુર્વેદના ગ્રંથની રચના સ. ૧૭૧૦ (ઈ.સ ૧૬૫૪) લગભગમા કરી છે

**મહો. યશોવિજયગણિ** (ઈ સ ૧૬૫૫ લગ ) ગુજરાતમા પાટણ પાસે આવેલા કન્હોડુ ગામના વતની શેઠ નારાયણ અને એમની પત્ની સૌભાગ્યદેવીથી જસવંત નામે પુત્ર સ. ૧૬૮૦ માં થયા. એ દીક્ષા લઈ યશોવિજય થયા

સંઘના અગ્રણી શેઠ ધનજી સૂરાએ ગુરુ નયવિજયજીને વિનંતીપૂર્વક પ્રેરણા કરતા તેઓ યશોવિજયજીને સાથે લઈ કાશી ગયા ત્યા ત્રણ વર્ષ રહી દર્શન-શાસ્ત્ર નવ્યન્યાય વગેરે શાસ્ત્રોનો અભ્યાસ કર્યો. એમણે 'ન્યાયવિશારદ' અને અને 'ન્યાયાચાર્ય'ની ઉપાધિ મેળવી[૩૩]

એમણે સંસ્કૃત પ્રાકૃતમા ૮૦ જેટલા ગ્રંથ રચ્યા છે, તેમાથી ૫૪ જેટલા ગ્રંથ મળી આવે છે. કેટલાક ગ્રંથોનાં નામ મળે છે, પણ હજી પ્રાપ્ત થયા નથી. ગુજરાતીમા ૬૧ જેટલી રચના પ્રાપ્ત કરી છે.

એમ કહી શકાય કે આ. હરિભદ્રસૂરિને બાદ કરતાં કોઈ જૈનાચાર્યે આટલી વિશાળ સંખ્યામાં ગ્રંથ રચ્યા હોય એવું જાણવામાં નથી.

'અધ્યાત્મપરીક્ષા' (પ્રાકૃતમાં) સ્વોપજ્ઞ ટીકા સાથે, 'અધ્યાત્મસાર' 'અધ્યાત્મોપનિષદ' 'દેવધર્મપરીક્ષા ગ્રંથ' 'ગુરુતત્ત્વવિનિશ્ચય' (પ્રાકૃતમાં) અને એની સ્વોપજ્ઞ ટીકા, 'દ્વાત્રિંશદ્ દ્વાત્રિંશિકા', 'યતિલક્ષણસમુચ્ચય' (પ્રાકૃતમાં), 'જ્ઞાનસાર', 'પ્રતિમાશતક' ગ્રંથ અને એના પરની સ્વોપજ્ઞ મોટી ટીકા, 'પંચનિગ્રંથી પ્રકરણ', 'અનેકાંત વ્યવસ્થા' નામે દાર્શનિક ગ્રંથ, 'જૈન તર્કભાષા' 'નયરહસ્ય', 'નયપ્રદીપ', 'નયોપદેશ' સ્વોપજ્ઞ ટીકા સાથે, 'જ્ઞાનબિંદુ', 'ન્યાયખંડનખાદ્ય' (મૂળ નામ 'મહાવીરસ્તવ પ્રકરણ') નવ્યન્યાયનો, 'ન્યાયાલોક' 'ઐન્દ્રસ્તુતિ' 'ઉપદેશરહસ્ય' 'આરાધક-વિરાધક ચતુર્ભંગી' 'આદિજિનસ્તવન' 'તત્ત્વવિવેક' તિઙન્વયોક્તિ' 'ધર્મપરીક્ષા' 'જ્ઞાનાર્ણવ' 'નિશાભક્તવિચાર' વગેરે ૪૩ મૂલ કૃતિઓ ઉપરાંત

'અષ્ટસહસ્રી વિવરણ' 'કર્મપ્રકૃતિ-બૃહટ્ટીકા' 'કર્મપ્રકૃતિ-લઘુટીકા' 'તત્ત્વાર્થ-વૃત્તિ (સંપૂર્ણ)' 'દ્વાદશારચક્રોદ્ધાર-વિવરણ' 'ધર્મસંગ્રહ-ટિપ્પણ' 'પાતંજલ યોગસૂત્ર-વૃત્તિ, 'યોગવિંશિકા-વિવરણ' 'શાસ્ત્રવાર્તાસમુચ્ચય-વૃત્તિ' 'ષોડશક વૃત્તિ' 'સ્તવપરીક્ષા-પદ્ધતિ' 'અધ્યાત્મબિંદુ' 'અધ્યાત્મોપદેશ' 'અલંકારચૂડામણિ-ટીકા' વગેરે અનેક ટીકાગ્રંથ જાણવા મળે છે.

આ ગ્રંથસૂચિ ઉપરથી જાણી શકાય છે કે ઉપા. યશોવિજયજી સંસ્કૃત અને પ્રાકૃત ભાષાના પ્રકાંડ પંડિત હતા અને તે તે વિષયના ઉચ્ચ કોટિના અભ્યાસી હતા

એ જ રીતે એમણે ગુજરાતી ભાષામાંય અનેકાનેક રચના કરી છે.

**મહાકવિ મેઘવિજય ઉપાધ્યાય** (ઈ સ ૧૬૫૭): તપા. મુનિ કૃપાવિજયના શિષ્ય મહો. મેઘવિજયગણિએ ૪૦ જેટલા ગ્રંથોનું સર્જન કર્યું છે.

'સમસ્યાપૂર્તિકાવ્ય'માં એમણે 'માઘકાવ્ય' 'મેઘદૂત' 'નૈષધ' 'કિરાત' વગેરે કાવ્યોની સમસ્યાપૂર્તિરૂપ કાવ્યકૃતિઓ રચી પોતાનું અદ્ભુત કવિકૌશલ બતાવ્યું છે

એ જ રીતે કવિ કાલિદાસના 'મેઘદૂત' કાવ્યના પ્રત્યેક શ્લોકનો છેલ્લો પાદ લઈ ત્રણ પાદ પોતે રચીને 'મેઘદૂત-સમસ્યાલેખ' નામનું સંદેશ-કાવ્ય 'વિજ્ઞપ્તિપત્ર' રૂપે સં. ૧૭૨૦ માં રચ્યું છે.

એ રીતે 'કિરાત' અને 'નૈષધ'નાં ચ.ણ લઈને પણ કાવ્ય રચ્યા છે.

'ચિત્રકાવ્ય–ચિત્રકોશ' નામનો ચિત્રકાવ્યરૂપ 'વિજ્ઞપ્તિપત્ર', 'પાણિનિદ્વયાશ્રય'-રૂપ એક 'વિજ્ઞપ્તિપત્ર', 'દિગ્વિજય મહાકાવ્ય' (સ્વોપજ્ઞ ટિપ્પણ સાથે) વગેરે રૂપ રચના વિવિધ વિષયો ઉપર કરી આપી છે.[૩૪]

આ ઉપરાંત ગુજરાતી ભાષામાં પણ સાતેક નાની રચના આપી છે.

**પં. રવિવર્ધનગણિ** (ઈ.સ. ૧૬૫૭) : પં. રવિવર્ધનગણિએ સં. ૧૭૧૩ (ઈ.સ. ૧૬૫૭)માં રાજનગર–અમદાવાદમાં સ્થિત આ. વિજયદેવસૂરિને 'વિજ્ઞપ્તિ-પત્ર' લખ્યો છે[૩૫]

**આ. વિજયપ્રભસૂરિ**(ઈ.સ. ૧૬૫૯) આ. વિજયપ્રભસૂરિએ એક મિત્ર સાધુ ઉપર સંસ્કૃતમાં પદ્ય–ગદ્યમય સુંદર 'પત્ર' સં. ૧૭૧૫(ઈ.સ. ૧૬૫૯) માં લખ્યો છે.

**પં. નયવિજયગણિ**(ઈ.સ ૧૬૬૬) : પં. નયવિજયગણિએ ઘનૌઘ(ઘોઘા) નગરથી સં. ૧૭૧૭ (ઈ.સ. ૧૬૬૧) માં જૂનાગઢમાં રહેલા આ વિજયપ્રભ-સૂરિ ઉપર 'વિજ્ઞપ્તિપત્ર' લખ્યો છે.[૩૬]

**મહાદેવ**(ઈ.સ. ૧૬૬૨) : કચ્છના પાટનગર ભૂજના રહીશ કાનજીના પુત્ર મહાદેવે શક સં. ૧૫૮૩(ઈ.સ. ૧૬૬૨) મા 'મુહૂર્તદીપક' સ્વોપજ્ઞ ટીકા સાથે અને 'કાલનિર્ણયસિદ્ધાંત' રચેલ છે. બીજા ગ્રંથ પણ જાણવા મળે છે.

**મુનિ યશસ્વત્સાગર**( ઈ.સ. ૧૬૬૫ ) : મુનિ યશસ્વત્સાગર ઉર્ફે જસવંતસાગરે આગમ દર્શન અને જ્યોતિષ વિષયમાં ગ્રંથ રચ્યા છે.

સં. ૧૭૨૧(સં. ૧૭૧૨ ?)મા 'વિચારષટ્ત્રિંશિકા–અવચૂરિ', સં. ૧૭૪૦ માં 'ભાવસપ્તતિકા', સં. ૧૭૫૭ મા 'જૈનસપ્તપદાર્થી', સં ૧૭૫૯ મા 'પ્રમાણ-વાદાર્થ' (સંગ્રામપુરમાં રાજા જયસિંહના રાજ્યમાં), સં. ૧૭૬૦ મા ગણેશ દૈવજ્ઞકૃત 'ગ્રહલાઘવ' ગ્રંથ પર વાર્તિક, સં ૧૭૬૨ મા જન્મકુંડલીવિષયક 'યશો-રાજી પદ્ધતિ', રત્નાકરાવતારિકા–પંજિકામાથી 'વાદાર્થનિરૂપણ', 'સ્યાદ્વાદમુક્તા-વલી' 'સ્તવરત્ન' આદિ ગ્રંથોની રચના કરી છે.

**મુનિ મહિમોદયવિજય** (ઈ.સ. ૧૬૬૫) : મુનિ લબ્ધિવિજયના શિષ્ય મહિમોદયવિજયે 'જન્મપત્રી–પદ્ધતિ'ની રચના સં ૧૭૨૧(ઈ સ. ૧૬૬૫) માં કરી છે. એમણે 'જ્યોતિષરત્નાકર' (વિ.સં. ૧૭૨૨ લગભગમા) ઉપરાંત ગુજરાતી ભાષામાં પણ કેટલીક રચના આપી છે.

**પં. રાજવિજયગણિ** ( ઈ.સ. ૧૬૭૧ ) : પં. રાજવિજયગણિએ ખરતર-ગચ્છના આ. જિનચંદ્રસૂરિ ઉપર સં. ૧૭૨૭ (ઈ.સ. ૧૬૭૧) માં 'વિજ્ઞપ્તિ–પત્ર' લખ્યો છે.[૩૭]

**માનવિજયગણિ** ( ઈ.સ. ૧૬૭૫ ) · શાંતિવિજયગણિના શિષ્ય માન-વિજયગણિએ સં. ૧૭૩૧(ઈ.સ. ૧૬૭૫) માં શ્રાવકોના કર્તવ્ય વિશેનો 'ધર્મ-સંગ્રહ' નામે ગ્રંથ (સ્વોપજ્ઞ ટીકા સાથે) અમદાવાદના નગરશેઠ શાંતિદાસની વિનંતીથી રચ્યો.

**મુનિ મેરુવિજય**(ઈ.સ. ૧૬૮૫) મુનિ મેરુવિજયે દેવકપત્તનથી સં. ૧૭૪૧ (ઈ.સ. ૧૬૮૫) માં દ્વીપ બંદરમાં વિરાજતા પોતાના ગુરુ ( સંભવત: વિજયપ્રભસૂરિ) ઉપર 'વિજ્ઞપ્તિપત્ર' લખ્યો છે.[૩૮]

સંભવત : આ મેરુવિજયે 'ચતુર્વિંશતિજિનાનંદ સ્તુતિ' રચી છે.

મેરુવિજયે 'વસ્તુપાલ–તેજપાલ રાસ' નામક ગુજરાતી કૃતિ રચ્યાનું પણ જાણવા મળે છે.

**ગણપતિ** (ઈ.સ ૧૬૮૬) : ભારદ્વાજગોત્રીય ઔદીચ્ય બ્રાહ્મણ રાવલ યશોધરના પુત્ર ગણપતિએ ઔરંગઝેબના રાજ્યકાલમાં સં ૧૭૪૨(ઈ.સ. ૧૬૮૬)માં મુહૂર્તવિષયક ' મુહૂર્તગણપતિ ' નામનો ગ્રંથ રચ્યો છે. એણે ધર્મશાસ્ત્રના પણ કેટલાક ગ્રંથ રચ્યા છે.

**પં. લાભવિજયગણિ** (ઈ.સ. ૧૬૮૭) પં. કલ્યાણવિજયગણિના શિષ્ય પં. લાભવિજયગણિએ દેવાસથી સં. ૧૭૪૩(ઈ.સ. ૧૬૮૭)માં પાટણમાં વિરાજતા આ 'વિજયપ્રભસૂરિ' ઉપર વિજ્ઞપ્તિ–પત્ર લખ્યો છે.[૩૯]

**પં. આગમસુંદરગણિ** (ઈ.સ. ૧૬૯૧) : પં. આગમસુંદરગણિએ માલપુરથી સં. ૧૭૪૭(ઈ.સ. ૧૬૯૧ ) માં જીર્ણદુર્ગ–જૂનાગઢમાં રહેલા આ. વિજયપ્રભસૂરિ ઉપર 'વિજ્ઞપ્તિપત્ર' લખ્યો છે.[૪૦]

**મુનિ દાનવિજય** (ઈ.સ. ૧૬૯૪) : તપા. આ શ્રી. વિજયરાજસૂરિના શિષ્ય મુનિ દાનવિજયે પોતાના શિષ્ય દર્શનવિજય માટે ' પજ્જોસવણા–કપ્પ ' ઉપર 'દાનદીપિકા' નામની વૃત્તિ સં. ૧૭૫૦ (ઈ સ. ૧૬૯૪) માં રચેલી છે. વળી એમણે ગુજરાતમાં પ્રસિદ્ધિ પામેલા શેખ ફતેમિયાંના પુત્ર બડેમિયાં માટે સં. ૧૭૭૦ લગભગમાં 'શબ્દભૂષણ' નામક સંસ્કૃત વ્યાકરણ ગ્રંથની રચના પદ્યમાં કરી છે.

**લબ્ધિચંદ્રગણિ** (ઈ.સ. ૧૬૯૫) : ખર. મુનિ કલ્યાણનિધાનના શિષ્ય લબ્ધિચંદ્રગણિએ સં ૧૭૫૧(ઈ સ. ૧૬૯૫)માં 'જન્મપત્રીપદ્ધતિ'[૪૧] અને 'લાલચંદ્રી પદ્ધતિ' રચેલ છે.

**સુમતિવિજય** (ઈ સ. ૧૭ મી સદીનો ઉત્તરાધ) ખરતરગચ્છના વિનય-મેરુના શિષ્ય સુમતિવિજયે 'રઘુવંશ કાવ્ય' ઉપર અને 'મેઘદૂત કાવ્ય' ઉપર ટીકાઓ રચી છે

**વિશ્વનાથ** (ઈ.સ. ૧૭ મો સૈકો) : વિશ્વનાથ નામના વિદ્વાને 'પારસ્કર-ગૃહ્યસૂત્ર' ઉપર ભાષ્ય રચ્યુ છે. આ ગ્રંથની 'ગોપાલકેલિચંદ્રિકા'ના કર્તા રામકૃષ્ણ દેવજીએ પ્રશસ્તિ રચી છે.

**કવિ જગન્નાથ** (ઈ સ ૧૭ મો સૈકો) : આનંદપુરનિવાસી પ્રશ્નોરા કવિ જગન્નાથે 'ભાગ્યમહોદય' નામક ગ્રંથ રચ્યો છે, તેમા તો એમણે જુદા જુદા અલંકારોને પાત્ર કલ્પી ભાવનગરનરેશ વખતસિંહ તથા એની સભાનુ વર્ણન કર્યું છે

**ગોપાલ** ( ઈ.સ ૧૭૦૭ ) : નાગર બ્રાહ્મણ નીલકંઠના પુત્ર ગોપાલે વ્યાકરણવિષયક 'કાતંત્રવિભ્રમસૂત્ર–ટીકા' નામે ટીકાગ્રંથ સં. ૧૭૬૩( ઈ.સ ૧૭૦૭) મા રચ્યો છે.

**મુનિ દયાસિંહ** (ઈ સ ૧૭૧૫) : મુનિ દયાસિંહે રૂપાવાસથી સં. ૧૭૭૧ (ઈ.સ. ૧૭૧૫) લગભગ જેસલમેરમા સ્થિત આ. જિનસુખસૂરિ ઉપર 'વિજ્ઞપ્તિ-પત્ર' લખ્યો છે[૪૨] આ પત્રનો અંતભાગ ત્રુટિત છે

**હંસરત્ન** (ઈ.સ. ૧૭૨૫–૨૬) : નાગપુરીય તપા૦ ન્યાયરત્નના શિષ્ય પંડિત હંસરત્ને 'શત્રુંજયમાહાત્મ્યોલ્લેખ' સુગમ સંસ્કૃતમા મુખ્યત્વે ગદ્યમાં રચ્યો છે.

**વાઘજી મુનિ** ( ઈ.સ. ૧૭૨૭ ) : પાર્શ્વચંદ્ર ગચ્છના મુનિ વાઘજીએ 'તિથિસારણી' નામનો જ્યોતિષ-ગ્રંથ સં. ૧૭૮૩(ઈ સ. ૧૭૨૭)મા રચ્યો છે. આમાં પંચાગ બનાવવાની પ્રક્રિયા બતાવી છે.[૪૩]

**હંસ મીઠું** ( ઈ સ. ૧૭૩૮ ) : મહીકાંઠામાં આવેલા મહિસા ગામના વતની મોઢ બ્રાહ્મણ કૃપારામ શુકલના પુત્ર હંસ મીઠું(જન્મ વિ.સ. ૧૭૯૪– ઈ સ. ૧૭૩૮)એ સંસ્કૃત અને ગુજરાતીમાં નાના–મોટા કેટલાક મંત્રવિષયક અદ્ભુત ગ્રંથ રચ્યા છે વળી એમણે 'સ્રીતવમ્' 'ભક્તિતરંગિણી' 'શક્તિ યા વિલાસલહરી' અને કેટલાંક સ્તોત્ર પણ રચેલા છે.

(આ) ગુજરાતી[૪૪]

સાહિત્યના યુગોની દૃષ્ટિએ "આદિભક્તિયુગ"ના અનુસંધાનમાં સાહિત્ય-પ્રકારની મુખ્યતાને કારણે જૈનેતર સાહિત્યકારોએ "આખ્યાનયુગ" મા આખ્યાનરચનાઓનો પ્રવાહ ઠીક ઠીક પ્રમાણમા વહાવવા માંડયો હતો. ઈ.સ. ૧૫૭૪ થી શરૂ થતા રાજકીય મુઘલ–સત્તાકાલમા એ પ્રવાહ સતત ચાલુ હતો. મુખ્ય પ્રકાર આખ્યાનોનો હોવા છતાં બીજા પ્રકાર પણ ખેડાયે જતા હતા અહીં પ્રથમ આ અનેક સાહિત્યપ્રકારોનું ખેડાણ કરનારા જૈનેતર સાહિત્યકારોનું અવલોકન કરીએ.

**વિષ્ણુદાસ** (ખંભાતનો) (ઈ.સ ૧૫૬૭–૧૬૧૨ માં હયાત) : મકરકુલના નાગર બ્રાહ્મણ વિષ્ણુદાસે 'શાંતિ'– અનુશાસન'–'આશ્રમવાસિક' સિવાયના "મહા-ભારત'નાં ૧૫ પર્વ સળગ આખ્યાનબંધમાં રચ્યા ઉપરાંત 'રામાયણ' 'લક્ષ્મણા-હરણ' 'કુંવરબાઈનુ મોસાળુ' 'શુકદેવાખ્યાન', 'જૈમિનીય અશ્વમેધ'ને આધારે ૧૧ જેટલા આખ્યાન, 'રુકમાગદ આખ્યાન' 'અંબરિષાખ્યાન' 'હરિશ્ચંદ્રપુરી' એમ ૩૮ કૃતિ રચી આપી છે એના નામે બીજી પણ રચનાઓ કહેવામાં આવી છે, પણ એને માટે પ્રમાણોનો અભાવ છે. એણે મૂળ સંસ્કૃત કથાનકોને પ્રામાણિક રીતે અનુસરવાનો પ્રયત્ન કર્યો છે.

**વછરાજ** (ઈ સ, ૧૫૭૯મા હયાત) · એની એકમાત્ર લૌકિક કથા 'રસ-મંજરી' છપાઈ છે. છપ્પાઓમા એની વિશેષતા છે.

**ગોપાલદાસ વણિક** (ઈ સ. ૧૫૭૭–૧૫૯૨મા હયાત) : શુદ્ધાદ્વૈત પુષ્ટિમાર્ગના પુરસ્કારક શ્રીવલ્લભાચાર્યજી અને એમના પુત્ર શ્રીવિઠ્ઠલનાથજીને લગતી ભક્તિ-ભાવપૂર્ણ ઇતિહાસમૂલક 'વલ્લભાખ્યાન' નામની આખ્યાનાત્મક એકમાત્ર એની કૃતિ જાણવામાં આવી છે. અમદાવાદના અસારવાના આચાર્યજીની બેઠકના સ્થાનમાં એણે આ રચના કરેલ છે. એ કલોલ નજીકના રૂપાલનો વૈષ્ણવ હતો.

**હીલો** (ઈસ. ૧૫૮૦માં હયાત) . એની એકમાત્ર રચના 'સુંદર શેઠની કથા' (અમુદ્રિત) નામની લૌકિક કથા જાણવામાં આવી છે.

**મેગલ** (ઈ.સ. ૧૫૮૧ મા હયાત) · નાના પણ મધુર આખ્યાન આપનારા મેગલની 'ધ્રુવાખ્યાન' અને 'નાસિકેતાખ્યાન' એ બે રચના સુલભ છે.

**હરિદાસ વાળંદ** (ઈસ. ૧૬–૧૭ મી સદીની સંધિ) . એ ખંભાતનો વતની હતો અને એનુ એકમાત્ર 'ધ્રુવાખ્યાન' જાણવામા આવ્યું છે.

**લક્ષ્મીદાસ** (ઈ.સ. ૧૫૮૩–૧૬૧૬ માં હયાત) મહેમદાવાદના વાલમ જ્ઞાતિના લક્ષ્મીદાસની 'ગજેન્દ્રમોક્ષ' 'ચંદ્રહાસ–આખ્યાન' અને 'દશમસ્કંધ (સંક્ષેપમાં) એ ત્રણ કૃતિ જાણવામાં આવી છે. ભાલણના 'દશમસ્કંધ'માં 'રાસપંચાધ્યાયી' નથી ત્યાં હાથપ્રતોમાં અને તેથી મુદ્રણમાં આ લક્ષ્મીદાસની મૂકવામાં આવી છે.

**હરિદાસ રૈકવ** (ઈસ. ૧૫૮૮–૧૫૯૧ માં હયાત) અમદાવાદ નજીકના બારેજાના રાયકવાળ બ્રાહ્મણ હરિદાસની એકમાત્ર રચના–'આદિપર્વ' (મુદ્રિત) જાણવામાં આવી છે એ આખ્યાનપદ્ધતિની મધુર રચના છે.

**કાશીસુત શેધજી** (ઈ.સ. ૧૫૯૧–૯૨ માં હયાત ) · ખંભાતના બંધારા જ્ઞાતિના આ આખ્યાનકારની 'સભાપર્વ' 'વિરાટપર્વ' 'રુક્મિણીહરણ' 'હનુમાન-ચરિત્ર' 'અંબરીષકથા' અને 'પ્રહ્લાદાખ્યાન' જાણવામાં આવ્યાં છે. એનાં આખ્યાનોમાં કવિત્વના ઝબકારા જોવા મળે છે.

**રામદાસસુત** (ઈ.સ ૧૫૯૩ માં હયાત) : આખ્યાન કાવ્યોમાં ભાત પાડતી એની એકમાત્ર રચના 'અંબરીષાખ્યાન' (અપ્રકાશિત) જાણવામાં આવી છે એ એણે નર્મદાકાંઠે ભરૂચમાં રચેલી.

**હીરાસુત કાહાન** ( ઈ.સ. ૧૬ મી સદીનો ઉત્તરાર્ધ ) : અમદાવાદના રાણીપ ગામમાં આવી વસેલા ઉમરેઠના ઔદીચ્ય બ્રાહ્મણ હીરાના પુત્ર કાહાનની બે ગુજરાતી રચના મળે છે તે 'ઓખાહરણ' અને 'એકાદશીમાહાત્મ્ય'. આ કાહાને ભાગવતના સં. દશમસ્કંધની કથા એટલા જ ૯૦ અધ્યાયોમાં સંસ્કૃત-શ્લોકબદ્ધ રચેલી અમદાવાદની ગુ. વિ. સભાના હસ્તલિખિત પુસ્તકાલયમાં છે. 'અશ્વમેધાખ્યાન' 'ગોવધનરાસ' 'હિંગુલામંત્રચરિત્ર' 'હોલા–હોલીનું આખ્યાન' 'આણાનું પદ' 'કુંડલિયા' 'કૃષ્ણજન્મ વધાઈ' 'રાસનું ધોળ'–આ કૃતિઓ કાહાન-ની છાપની મળે છે, પણ એ આ કાહાનની જ છે એવું કહેવા પ્રમાણ નથી.

**ધનરાજ** (ઈસ ૧૬ મી સદીનો ઉત્તરાર્ધ ) : આ સ્વતંત્ર જ્ઞાનમાર્ગીય ઉત્તમ પદકાર છે. ૬૭ પદ છપાયાં નથી

**સંત** ( ઈ.સ. ૧૬ મી સદીનો ઉત્તરાર્ધ ) આ આખ્યાનકારનું સમગ્ર ભાગવત ગુજરાતીમાં જાણવામાં આવ્યું છે (અપ્રકાશિત) એ કોઈ નાગર બ્રાહ્મણ હોવાનું જણાયું છે

રૂઢ (ઈસ ૧૫૯૬–૧૬૨૭ માં હયાત) એ નવસારી જિલ્લાના સૂપાનો અનાવળો બ્રાહ્મણ હતો એના 'રુક્મિણીહરણ' 'કપોતનું આખ્યાન ' ' પાંડવ-

વિષ્ટિ' અને 'હરિશ્ચંદ્રાખ્યાન '–એ આખ્યાનો ઉપરાંત ' શૃગાલપુરી ' મથાળે ચેલૈયાની લૌકિક કથા પણ મળે છે. એનું ચંદ્રાવળાઓમાં રચેલું 'કંસવધ' પણ જાણવામા આવ્યું છે

**દેવીદાસ ગાંધર્વ** (ઈ સ. ૧૬૦૪ માં હયાત) : ખેડા જિલ્લામાં પેટલાદ પાસે આવેલા સોજિત્રાના એ ગાંધર્વની નમૂનેદાર આખ્યાનકૃતિ 'રુક્મિણીહરણ' (પ્રકાશિત) જાણવામાં આવી છે.

**મનોહરદાસ** (ઈ.સ. ૧૬૦૪ માં હયાત) : 'મહાભારત'નુ એકમાત્ર 'આદિ-પર્વ' એણે આખ્યાનધાટીએ આપ્યુ છે

**રામભક્ત** (ઈ.સ. ૧૬૦૪ મા હયાત) : એણે ભગવદ્‌ગીતાનો અધ્યાયવાર સાર પદ્યબંધમાં આપ્યો છે. આ ઉપરાંત 'અંબરીષ–આખ્યાન' ' કપિલમુનિનુ આખ્યાન' ' ભાગવત એકાદશ સ્કંધ ' અને ' યોગવાસિષ્ઠ ' પણ જાણવામાં આવ્યાં છે.

**શિવદાસ** (ઈ સ ૧૬૧૧–૧૬૨૧ માં હયાત) : વિષ્ણુદાસ ખંભાતવાળાની જેમ આ ખંભાતનો નાગર બ્રાહ્મણ છે અને 'પરશુરામનુ આખ્યાન' 'કૃષ્ણ બાલ-ચરિત્ર' 'જાલંધર–આખ્યાન' 'એકાદશી માહાત્મ્ય' 'ડાંગવાખ્યાન' 'દ્રૌપદીસ્વયંવર'-(વિજાપુરમા) 'નરકાસુરનું આખ્યાન' 'મૌસલપર્વ' 'ચંડીનું આખ્યાન' 'સભાપર્વ' 'શિવવિવાહ'–એ આખ્યાનો ઉપરાત 'કામાવતીની વાર્તા' અને 'હંસા ચારખંડી' એ બે લૌકિક પદ્યવાર્તા પણ એણે આપેલ છે.

**ભૂધર** (ઈ.સ. ૧૬૧૯ માં હયાત) : ખંભાતના આ ઔદુંબર બ્રાહ્મણનુ એકમાત્ર 'જાલંધર આખ્યાન' જાણવામા આવ્યું છે.

**કૃષ્ણદાસ** (ઈ.સ. ૧૬૧૭–૧૬૪૫ મા હયાત) : આ નામના એકથી વધુ સાહિત્યકાર થઈ ગયા છે કોઈ જાદવસુત કૃષ્ણનું 'રુક્માગદ આખ્યાન' (ઈ સ. ૧૬૪૫), ગોવિંદદાસના શિષ્ય કૃષ્ણદાસનુ 'ચંદ્રહાસાખ્યાન ' ( ઈ.સ. ૧૬૨૮ ), એક કૃષ્ણદાસના 'મામેરુ ' અને 'હૂંડી' (ઈ.સ. ૧૬૪૫ અને ૧૬૪૭), શિવદાસ-સુત કૃષ્ણનું 'સુદામાચરિત' (ચાપાનેરમાં), પૂંજાસુત કૃષ્ણદાસની 'પાડવગીતા', તો એક કૃષ્ણોદાસનો વ્રજભાષાની છાટનો 'રુક્મિણી–વિવાહ' પણ મળે છે.

**ભાઉ** (ઈ સ. ૧૬૨૦–૧૬૨૩ માં હયાત) . 'અશ્વમેધપર્વ ' 'દ્રોણપર્વ' 'ઉદ્યોગ-પર્વ' અને સ્વતંત્ર 'પાંડવવિષ્ટિ' એક ભાઉનાં મળે છે

**ગોવિંદ** (ઈસ. ૧૬૨૪ માં હયાત) : આનુ 'મામેરુ ' જાણવામા આવ્યુ છે. કોઈ ગોવિંદનું ' એકાદશીમાહાત્મ્ય ' (ઈ.સ. ૧૬૨૪), કોઈ ગોવિંદના 'સૂરજદેવના

૭૬' અને 'બાર માસ', કોઈ ગોવિંદરામના 'રુક્મિણી–વિવાહ' અને 'સુભદ્રાહરણ', કોઈ ગોવિંદદાસના 'નાગદમની' અને 'રાધાહરણ'નાં પદ પણ મળે છે.

**ભગવાનદાસ કાયસ્થ** ( ઈ.સ. ૧૬૨૫–૧૬૯૦ ) સુરતનો ભગવાનદાસ કિવા ભાઉ મૂળજી પુષ્ટિમાર્ગીય વૈષ્ણવ હતો. એના 'ભગવદ્‌ગીતા' ' ભાગવત–એકાદશસ્કંધ' 'ફૂલગીતા' અને 'સુદામાચરિત્ર' (ચારે વ્રજભાષાની છાંટનાં) જાણવામા આવ્યા છે.

**કેશવદાસ** (ઈ સ ૧૬૨૭ મા હયાત) · એનુ અશ્વમેધાતર્ગત ' બકદાલ્ભ્ય આખ્યાન' જાણવામા આવ્યું છે.

**અવિચલદાસ** (ઈ.સ ૧૬૨૮–૧૬૪૩ માં હયાત ) : નડિયાદના આભ્યંતર સાઠોદરા વિષ્ણુદાસના પુત્ર અવિચલદાસનાં 'ભાગવત–ષષ્ઠસ્કંધ' અને ' આરણ્યક પર્વ' એ બે સળંગ આખ્યાન જાણવામાં આવ્યા છે.

**મધુસૂદન** (ઈ.સ. ૧૬૩૧ મા હયાત) ; ભાલણ–સુત ઉદ્ધવના નામે છપાયેલા રામાયણના 'યુદ્ધકાંડ'ના અંતભાગમાં કોઈ કર્ણપુરના મધુસૂદન નામના બ્રાહ્મણની રચનાની છેહલે ઘાલમેલ થયેલી છે

**રાણાસુત** ( ઈ.સ ૧૬૩૧ માં હયાત ) : એનું એકમાત્ર ' મહિરાવણનુ આખ્યાન' મળ્યું છે

**હરજી–સુત રવાજી** (ઈ.સ ૧૬૩૩ માં હયાત) : એનુ એકમાત્ર ' ઉદ્યોગપર્વ' મળ્યુ છે.

**પરમાણંદ** (ઈ.સ ૧૬૩૩ મા હયાત ) : ભાગવતના દશમસ્કંધ અને એકાદશસ્કંધને આધારે દીવના બ્રહ્મક્ષત્રિય પૂંજાસુત પરમાણુંદનો ' હરિરસ ' જાણવામા આવ્યો છે.

**હરજી–સુત કાહાન** (ઈ સ ૧૬૩૭–૧૬૩૯મા હયાત) . એના 'અશ્વમેધપર્વ' (મુદ્રિત) અને 'ચંદ્રહાસ–આખ્યાન' મળે છે

**વૈકુંઠ** (ઈ.સ ૧૬૩૮–૧૬૬૮ માં હયાત) : પિતા તુલસીના નામે છપાયેલુ 'ધ્રુવાખ્યાન' રચી આપનારા આ કુતિયાણાના સારસ્વત બ્રાહ્મણે ' ઉદ્યોગપર્વ ' 'ભીષ્મપર્વ' 'કર્ણપર્વ' 'શલ્યપર્વ' 'નાસિકેતનુ આખ્યાન' અને 'નલકથા' રચેલ છે

**હરિરામ** ( ઈ.સ ૧૬૪૦ મા હયાત ) . સુરતના માણભટ્ટ હરિરામની 'બભ્રૂવાહન આખ્યાન' 'કૃષ્ણવિરહના પદ' ' સીતાસ્વયંવર ' અને ' રુક્મિણી-હરણ'–આ રચનાઓ જાણવામા આવી છે.

**પોઠો** (ઈ સ ૧૭ મી સદીનો પૂર્વાર્ધ) એનાં 'મોરધ્વજ–આખ્યાન' અને 'સુધન્વાખ્યાન' મળે છે.

**મુરારિ** (ઈ.સ. ૧૬ મી–૧૭ મી સદીનો મધ્યભાગ). એનું 'ઈશ્વરવિવાહ' નામનુ આખ્યાન કોટિનુ સારું કાવ્ય જાણવામા આવ્યું છે.

**નારાયણ** (ઈ.સ. ૧૬ મી–૧૭ મી સદીનો મધ્યભાગ): એની ' નવરસ 'ની એક સુંદર કાવ્યરચના પ્રકાશિત થયેલી છે.

**ગોપાલ ભટ્ટ** (ઈ.સ. ૧૭ મી સદીનો પૂર્વાધ ) : એનો 'ભાષાવિચિત્ર' નામનો અક્ષરમેળ વૃત્તોમાં લખાયેલો ગ્રંથ હોવાનું એમાના પ્રસિદ્ધ થયેલા 'સ્ત્રીશિક્ષણ' પ્રકરણથી જાણવામાં આવ્યું છે.

**ફાંગ** (ઈ.સ. ૧૭ મી સદીનો પૂર્વાર્ધ) . એનુ 'હંસોદ્ધરણ' નામે એકમાત્ર કાવ્ય જાણવામાં આવ્યુ છે

**પોચો** (ઈ.સ. ૧૭મી સદીનો પૂર્વાર્ધ) : પૂંજાસુત પોચાની એકમાત્ર રચના 'કુંડલાહરણ' જાણવામા આવેલ છે.

**ધનદાસ** (ઈ.સ. ૧૬૫૦ લગભગ હયાત) : 'અર્જુનગીતા' શીર્ષકથી ધનદાસની પદ્યગીતા ખૂબ જાણીતી છે.

**નરસિંહ નવલ**-(ઈ સ. ૧૬૫૦ આસપાસ) : એનું એકમાત્ર 'ઓખાહરણ' જાણવામાં આવ્યું છે.

**ભગવાન વૈષ્ણવ** (ઈ સ. ૧૭ મી સદીનો પૂર્વાર્ધ) ' ગોકુલની શોભા ' નામનુ એકમાત્ર સુંદર ધોળ આ પુષ્ટિમાર્ગીય વૈષ્ણવનું જાણવામા આવ્યુ છે. આ એક ઇતિહાસ–મૂલક કાવ્ય છે, જેમાં શ્રી વલ્લભાચાર્યજીના પુત્ર શ્રીવિઠ્ઠલનાથજીના કેટલાક વંશજોનો નામોલ્લેખ થયેલો છે.

**હરિદાસ વૈષ્ણવ** (ઈ.સ. ૧૭ મી સદીનો પૂર્વાર્ધ ) : શ્રી વિઠ્ઠલનાથજીના ૪ થા કુમાર શ્રી ગોકુલનાથજીના અનુયાયી આ નાથાસુત હરિદાસનાં 'વિરહગીતા' 'અનુભવાનંદ' 'ભક્તસુખદમંજરી' 'જન્મલીલા' તેમ છૂટક ધોળો તથા કીર્તનો મળ્યા છે.

**કેશવદાસ વૈષ્ણવ** (ઈ.સ. ૧૬૭૭માં હયાત) . એની 'વલ્લભવેલ' નામની રચના ઇતિહાસમૂલક કાવ્ય છે, જેમાં શ્રી વલ્લભાચાર્ય, એમના પુત્રશ્રી વિઠ્ઠલનાથજી અને એમના ચોથા પુત્ર શ્રી ગોકુલનાથજી ઉર્ફે શ્રીવલ્લભની ચરિત્રસામગ્રી નિરૂપિત થઈ છે. ભિન્ન ભિન્ન પ્રસંગોની સાલવારી ઉપયોગી છે. એક ' મથુરાલીલા ' ડાલ્યમપુરીના દેવજીસુત કેશવદાસની મળે છે તે કદાચ આ કેશવદાસ હોય.

**મહાવદાસ** (ઈ.સ. ૧૭ મી સદીનો પૂર્વાર્ધ) શ્રી ગોકુલનાથજીના અનુયાયીઓમાનો માહાવદાસ 'ગોકુલનાથનો વિવાહ' 'રસસિંધુ' અને 'રસાલય' એ ત્રણ રચના આપે છે. ગુજરાતના આ વણિક વૈષ્ણવનો પછીનો નિવાસ મથુરા નજીક ગોકુલમા હતો.

**નરહરિ** (ઈ સ ૧૬૧૬–૧૬૪૪ માં હયાત)–એનુ એકમાત્ર 'હસ્તામલક' કાવ્ય જાણવામાં આવ્યુ છે. એ વડોદરાનો રહીશ હતો આ ઉપરાંત 'જ્ઞાન-ગીતા' 'વાસિષ્ઠસારગીતા' 'ભગવદ્ગીતા' 'પ્રબોધમ જરી' 'આન દદાસ' 'ગોપી–ઉદ્ધવ સંવાદ' 'કક્કો' 'ભક્તમ જરી' 'માસ' 'સ તના લક્ષણ' 'હરિલીલામૃત' પણ મળે છે. એ સમયના ચાર જ્ઞાની કવિઓમાનો એક હતો બીજા તે બૂટિયો અખો અને ગોપાલ.

**ગોપાલ** (ઈ. સ. ૧૬૪૯ માં હયાત) . અમદાવાદની ફરમાનવાડીમાં આવી વસેલો આ ગોપાલ નાદોલનો વતની અને ખીમજી નારણદાસનો પુત્ર જાતે અડાલજો મોઢ હતો એના 'જ્ઞાનપ્રકાશ' 'ગોપાલગીતા' (ઈ.સ ૧૬૪૯) જાણીતા છે, ઉપરાંત હજી સ ખ્યાબ ધ જ્ઞાનમૂલક પદ અપ્રસિદ્ધ છે.

**બૂટિયો** (ઈ સ ૧૭ મી સદીનો ઉત્તરાધ) ચાર જ્ઞાની કવિઓમાના આ બૂટિયાનાં માત્ર બાર પદ જાણવામા આવ્યાં છે

**અખો** (ઈ સ. ૧૬૪૯ મા હયાત ) ગુજરાતે મેળવેલા થોડા જ જ્ઞાની કવિઓમા પોતાની આગવી કથનશૈલીથી ઉચ્ચ સ્થાન ધરાવતો આ અખો જાતે સોની હતો અમદાવાદ નજીકના જેતલપુરનો મૂળ વતની, પછીથી અમદાવાદમાં આવી વસ્યો હતો અને શાહી ટ કશાળનો અધિકારી બન્યો હતો. વિરક્ત સ્વભાવના આ જ્ઞાની કવિએ 'અખેગીતા' 'કૈવલ્યગીતા' 'ગુરુશિષ્યસ વાદ' 'પ ચીકરણ' 'બ્રહ્મલીલા' 'સંતપ્રિયા' એ ખ ડકાવ્યો ઉપરાંત કવિત્ત, છપ્પા, ચોપદી સાખીઓ, માસ, વાર, વિષ્ણુપદ, ધ્રુઆર્ય, દૂહા–પરજિયા અને સે કડોની સંખ્યામાં પદોની પણ રચના કરી છે. એના છપ્પા એના સમાજદર્શનનો સુ દર ચિતાર આપે છે.

**સૂરભટ્ટ** (ઈ સ. ૧૬૪૮ માં હયાત) : એનું એકમાત્ર આખ્યાન 'સ્વર્ગારોહણી' જાણવામા આવ્યું છે. એ કલોલનો રાયકવાળ બ્રાહ્મણ હતો

**મોરા–સુત ગોવિંદ** (ઈ સ ૧૬૪૯ મા હયાત) એનું એકમાત્ર આખ્યાન 'સુધન્વા–આખ્યાન' મળ્યુ છે. એ સુરતનો વતની અને જ્ઞાતિએ કંસારો હતો.

**માધવદાસ** (ઈ સ. ૧૬૪૯ માં હયાત) સુરતનો વલ્મીક કાયસ્થ. આ કવિ એના 'દશમસ્ક ધ' અને 'આદિપર્વ'થી જાણવામા આવ્યો છે.

**રત્નેશ્વર** (ઈ.સ. ૧૬૮૩–૧૬૯૪ માં હયાત) : આ એક પદ્યાનુવાદક હતો. ડભોઈમા રહી આ શ્રીમાળી બ્રાહ્મણે ' ભાગવત ' ' જૈમિનીય અશ્વમેધ ' અને 'સ્વર્ગારોહણપર્વ'નો અધ્યાયવાર આખ્યાન–પદ્ધતિએ પદ્યાનુવાદ કર્યો છે સસ્કૃતનો એ સારો જ્ઞાતા હતો અને ગુજરાતી ભાષા ઉપર પ્રભુત્વ ધરાવતો હતો એ કારણે અનુવાદ હોવા છતા અનુવાદ છે એવો વાચકને ખ્યાલ આવતો નથી. 'ભાગવત'નો અનુવાદ કરતાં એણે શ્રીધરી ટીકાનો આધાર લીધો છે આ ઉપરાંત 'આત્મવિચાર–ચદ્રોદય' ગણમેળ વૃત્તોમા કરેલી સ્વતત્ર જ્ઞાનમૂલક રચના છે. એના 'બાર માસ' પણ જાણવામા આવ્યા છે. એના નામ પર ચડાવીને પણ થોડી રચનાઓ પ્રસિદ્ધ કરવામાં આવી છે.

**મુકુંદ** (ઈ.સ. ૧૬૮૬ માં હયાત) ખંભાતના આ આખ્યાનકારે 'વીરવર્માનું આખ્યાન' અને 'ચંદ્રહાસનું આખ્યાન' એ બે આખ્યાન રચેલા હોવાનું જાણવામા આવ્યું છે.

**વલ્લભ ભટ્ટ** (ઈ.સ. ૧૬૯૦–૧૭૧૦ માં હયાત): સુરતના ઔદીચ્ય ટોળકિયા બ્રાહ્મણનો આખ્યાન-રૂપમા ભાગવતના ૧ થી ૯ અને ૧૧, ૧૨ ના સ્કધોનો સારાનુવાદ મળે છે (ઈ સ. ૧૭૦૭ થી ૧૭૧૦). એ કથાકાર હતો અને રચના ગાઈ સભળાવતો. એણે આ ઉપરાત ' રેવામાહાત્મ્ય ' ( ઈ સ. ૧૭૦૧ ) 'અનાવિલપુરાણ' (ઈ.સ. ૧૬૯૦) અને સ્વ. અં. બુ. જાનીએ પ્રેમાનદના નામે છપાવેલું 'સુભદ્રાહરણ' રચનાઓ કરી હતી.

**જગન્નાથ** (ઈ.સ. ૧૭–૧૮ મી સદીનો સધિકાલ) આનુ એક માત્ર આખ્યાન-કાવ્ય 'સુદામાચરિત્ર' (ઈ.સ. ૧૭૦૫) મળ્યું છે

**નથુરામ** (ઈ.સ. ૧૭–૧૮ મી સદીનો સંધિકાલ) : એના 'કક્કો' 'ચેતવણી ( ચિન્તામણિ ) 'પાર્વતી–લક્ષ્મીસવાદ' 'વિદુર-ભાવ' અને થોડાં પદ જાણવામાં આવ્યાં છે.

**જેરામ** (ઈ.સ. ૧૭–૧૮ મી સદીનો સધિકાળ) : એનુ એકમાત્ર 'બભ્રૂવાહન-આખ્યાન' મળ્યુ છે. એ કચ્છ–મુંદ્રાનો ચાતુર્વેદી મોઢ બ્રાહ્મણ હતો.

**ભોજો સુરતી** (ઈ.સ ૧૭–૧૮ મી સદીનો સધિકાલ) : આ આખ્યાનકારની 'ચદ્રહાસ આખ્યાન' અને 'બભ્રૂવાહન આખ્યાન' એ બે રચના મળી છે. એ જ્ઞાતિએ ઘણુ કરીને બાગેટ હતો.

**ઇંદ્રાવતી કિંવા પ્રાણનાથ** ( ઈ સ ૧૭–૧૮ મી સદીનો સંધિકાલ ) : પરણામી વૈષ્ણવપથના સ્થાપક દેવચંદ્રજીના શિષ્ય પ્રાણનાથે નવાનગર-જામનગરમા

રહી 'ઇંદ્રાવતી' એવા સ્ત્રીભાવથી નિર્દોષ શૃંગારના પદ ગાયાં છે (એનાં કાવ્યોની નકલ મારવાડના મેડના ગામમાં થયેલી છે.) એનું 'રાસવર્ણન' સુમધુર રચના છે.

**વેણીદાસ** (ઈ.સ ૧૭૦૫ મા હયાત) પેટલાદ નજીકના પીજના આ લેઉવા પાટીદારે તત્કાલીન વ્રજમિશ્રિત હિંદીમાં 'દિલ્હીસામ્રાજ્યવર્ણન' પદ્યરૂપે બાંધ્યુ છે ઔતિહાસિક દૃષ્ટિએ આ મહત્ત્વપૂર્ણ રચના છે.

**કેવલરામ નાગર** (ઈ.સ ૧૭૦૦–૧૭૪૯ મા હયાત) અમદાવાદના વિસનગરા કવિ કેવલરામનો વ્રજમિશ્રિત હિંદી ભાષાનો અમદાવાદના સમકાલીન સૂબા જવાંમર્દખાન અને એના બાબી વંશના પૂર્વજોની પ્રશસ્તિ ગાતો પદ્યગ્રંથ જાણવામાં આવ્યો છે. આ પણ ઐતિહાસિક મહત્ત્વ ધરાવે છે.

**તુલજારામ** (ઈ.સ. ૧૭૦૯ મા હયાત) : અમદાવાદના મૂળ વતની નાગર જ્ઞાતિના આ આખ્યાનકારનો વડોદરામા રચેલો 'દશમસ્કંધ' જાણવામાં આવ્યો છે (ઈ.સ ૧૭૦૯).

**રણછોડ ભક્ત** (ઈ.સ. ૧૭૧૪–૧૭૨૪ મા હયાત) : મહીકાંઠાના ખડાલ ગામનો વતની અને પાછળથી કપડવંજ તાલુકાના તોરણામાં આવી વસેલો આ એક ભક્તકવિ હતો 'કક્કો' 'કર્મવિપાક' 'કૃષ્ણના મહિના' 'કેવલરસ' 'ચાતુરી' 'ચિંતામણિ' 'ઠાકોરનો ગરબો' 'તાજણા' (=ચાબખા) 'બારમાસ' વગેરે એની અનેક ભક્તિમાર્ગીય રચનાઓ મળી છે. વળી 'દશાવતારલીલા' 'નાસિકેતાખ્યાન' 'બ્રહ્મસ્તુતિ' 'ગોવર્ધન ઉત્સવ' 'સીતાવેલ' વગેરે આખ્યાનપ્રકારની રચનાઓ પણ મળે છે

**જગજીવન** (ઈ.સ. ૧૭૧૬–૧૭ માં હયાત) . મધ્ય કક્ષાના જ્ઞાની કવિઓમાં સ્થાન લઈ શકે તેવા આ કવિની 'જ્ઞાનમૂલ' 'નરબોધ' 'મણિરત્નમાલા' 'સપ્તાધ્યાયી' 'જ્ઞાનગીતા' 'ગમકથા' 'શિવવિવાહ' અને 'ચિત્તવિચારસંવાદ' એ કૃતિઓ જાણવામા આવી છે 'મણિરત્નમાલા' મૂળ કોઈનો ગ્રંથ છે, એના અનુવાદમા કવિએ પદ્ય તેમજ ગદ્યનો ઉપયોગ પણ કર્યો છે.

**રઘુરામ દીક્ષિત** (ઈ સ ૧૭૧૬ મા હયાત) 'નરસિંહ મહેતાની હૂંડી' 'પાંડવાશ્વમેધ' ઉપરાંત છૂટક પદો આ આખ્યાનકારના મળી આવ્યાં છે. એ બોરપાડનો યજુર્વેદી બ્રાહ્મણ હતો.

**શામળ** (ઈ.સ. ૧૭૧૮–૧૭૬૫ મા હયાત) : ગુજરાતી ભાષાના મધ્યકાલમાં કાલ્પનિક લૌકિક કથાઓ સ્વલ્પ પ્રમાણમા જ મળી છે અમદાવાદ પાસેના વેંગણપુર(હાલના ગોમતીપુર) ના શ્રીગૌડ માળવી બ્રાહ્મણ શામળ ભટ્ટે લોકરંજન-

**ભાણદાસ** (ઈ.સ. ૧૬૫૦-૧૬૫૧ માં હયાત) . ગુજરાતી સાહિત્યમાં વ્યાપક રીતે 'ગરબા' સાહિત્યની રચના કરનાર ભાણદાસના પ્રકીર્ણ ૭૧ જેટલા ગરબાઓ ઉપરાંત 'પ્રહ્લાદાખ્યાન' 'અજગર-અવધૂત સંવાદ' 'નૃસિંહજીની હમચી' 'બારમાસ' 'હનુમાનની હમચી' અને પ્રકીર્ણ પદો જાણવામા આવ્યાં છે.

**માધવ** (ઈ સ. ૧૬૫૦ માં હયાત) : 'રૂપસુંદરકથા'શીર્ષક અક્ષરમેળ ૧૯૨ શ્લોકોમાં આ માધવે એક લૌકિક કથા સાંકળી લીધી છે. એ જ્ઞાતિએ ઔદીચ્ય બ્રાહ્મણ હતો અને સંસ્કૃત પદ્ધતિના કાવ્યપ્રકારનો જ્ઞાતા હતો. એની રસની જમાવટ આકર્ષક છે.

**વિશ્વનાથ જાની** (ઈ.સ. ૧૬૫૨ મા હયાત)· પાટણનો વતની આ વિશ્વનાથ જાની પ્રેમાનંદના બાલ્યકાલમાં મહત્ત્વનો આખ્યાનકાર હતો. એનુ 'મોસાળાચરિત્ર' (નરસિંહ મહેતાની પુત્રીનું મામેરું) એનો સારો નમૂનો છે આ ઉપરાત 'પ્રેમપચીસી' અને 'સગાળચરિત્ર' એનાં છે.

**જનતાપી** કિંવા **તાપીદાસ** (ઈ.સ. ૧૬૫૨ માં હયાત)–અંધારા જ્ઞાતિના આ તાપીદાસની 'અભિમન્યુ આખ્યાન' પ્રેમાનંદના 'અભિમન્યુ આખ્યાન'ની પૂર્વે રચાયેલી રચના છે. એ ભરૂચ નજીકના હરિયાદનો વતની હતો.

**રતનજી** (ઈ.સ. ૧૬૫૭ મા હયાત)–' દ્રૌપદીહરણ ' ' સગાળશા ' અને 'ત્રિશ્રીરાજાનું આખ્યાન' રચનારો રતનજી ખાનદેશના બાગલાણમાં જઈ રહેલો જણાયો છે.

**પ્રેમાનંદ ભટ્ટ** (ઈ.સ ૧૭ મી સદીનો ઉત્તરાર્ધ): ઈ.સ. ૧૬૬૭થી ૧૬૯૦ સુધીમા અનેક આખ્યાન રચી ગયેલો નરસિંહ મહેતા અને દયારામનો સમકક્ષ કવિ હતો. આ પૂર્વે આખ્યાન તો અનેક રચાયા છે, પણ એની કોટિનો કોઈ આખ્યાન-કવિ થયો નથી. ઉચ્ચ કોટિનો આ આખ્યાન-કવિ વડોદરામા થઈ ગયો છે એની 'ઓખાહરણ' 'અભિમન્યુ આખ્યાન' 'ચંદ્રહાસ આખ્યાન' 'મદાલસા આખ્યાન' 'હૂંડી' 'શ્રાદ્ધ' 'સુદામાચરિત્ર' 'મામેરુ ' ' સુધન્વાઆખ્યાત ' 'નલાખ્યાન' 'રણયજ્ઞ' 'રુક્મિણીહરણ' નાસિકેતાખ્યાન' 'વામનકથા' ' શામળશાહનો વિવાહ'(નાનો), ભ્રમરગીતા'(નાની-મોટી)'દશમસ્કંધ'(અપૂર્ણ)- આ ઈ.સ ૧૬૭૭ થી ૧૭૦૦ સુધીમાં રચાયેલી કૃતિઓ છે. એણે બીજી નાની નાની પણ રચનાઓ કરી છે. ગુજરાતી મધ્યયુગે જે મહત્ત્વના કવિ આપ્યા તેઓમાં આ ઉચ્ચ પ્રતિભાનો આખ્યાન-કવિ છે. આ કવિને નામે અન્ય સંખ્યાબંધ રચનાઓ પ્રસિદ્ધ કરવામાં આવી છે, પણ એનું કર્તૃત્વ સિદ્ધ કરી શકાયું નથી.

**વીરજી** (ઈ.સ. ૧૬૬૪–૧૬૬૯ મા હયાત) : ઘણું કરીને આ આખ્યાન-કવિની 'સુરેખાહરણ' નામની ખાનદેશના બુરહાનપુરમાં કરેલી (ઇ.સ. ૧૬૬૪) રચના છે. બીજી રચના 'કામાવતીનુ આખ્યાન' (ઈ.સ. ૧૬૬૯) છે એના નામ ઉપર બીજી બે રચના ચડાવવામા આવી છે, પણ એ અશ્રદ્ધેય છે.

**હરિદાસ વણિક** (ઈ.સ. ૧૬૭૧ માં હયાત) એની એકમાત્ર પ્રામાણિક કૃતિ 'નરસિહના પુત્રનો વિવાહ' (ઈ.સ. ૧૬૭૧) જાણવામા આવી છે. બીજી ત્રણેક એના નામે ચડાવી પ્રસિદ્ધ કરાઈ છે.

**દ્વારકો** ( ઈ સ. ૧૬૭૪–૧૭૪૪ માં હયાત ) : એ વડોદરા જિલ્લાના ભાલેજનો વતની હતો એના 'બાર માસ' ઉપરાત કેટલાક પદ પણ છપાયાં છે. આ 'દ્વારકા'. કે 'દ્વારકાદાસ'ના નામે ચડાવી કેટલીક નાની રચનાઓ પ્રસિદ્ધ કરવામા આવી છે.

**ધનજી** ( ઈ.સ. ૧૭ મી સદીની ત્રીજી પચીસી ) : એની એકમાત્ર કૃતિ 'રુકમિણીવિવાહ' (સં. ૧૮૧૯–ઈ.સ. ૧૭૬૩ ની હાથપ્રત) જાણવામા આવી છે.

**યજ્ઞેશ્વર** (ઈ.સ ૧૬૬૯ મા હયાત) : ડાકોરના શ્રી રણછોડરાયજીનો પુષ્ટિમાર્ગીય સેવા-પ્રકાર નક્કી કરી આપનારા ગો. શ્રી હરિરાયજીની આજ્ઞાથી આ યજ્ઞેશ્વરે રચેલું 'શ્રી રણછોડજીનું ચરિત' (ઈ.સ ૧૬૬૯) મળે છે.

**જીવરાજ** (ઈ.સ ૧૬૭૬–૭૮ માં હયાત)–'જીવને શિખામણ' 'કૈલાસ-વર્ણન' અને 'ઈશપ્રતાપ' એ ત્રણ જ રચના જીવરાજની મળી છે. એ સુરતના બેગમપુરાનો કે ભરૂચ પાસેના વેજલપુરનો વતની હતો.

**તુલસી** (ઈ સ. ૧૬૭૬ માં હયાત) : ધોળકા પાસેના લીલિયાના આ બ્રાહ્મણનો એકમાત્ર ગ્રંથ 'અશ્વમેધ' મળ્યો છે (ઈ.સ. ૧૬૭૬). જૈમિનિના 'અશ્વમેધ'ને અનુસરીને લખાયેલુ એનું આ સ્વતંત્ર આખ્યાન છે.

**કેશવદાસ વણિક** (ઈ સ ૧૬૭૭ મા હયાત) : એનું કૃષ્ણની લીલાને લગતુ 'મથુરાલીલા' (૩૧ કડવાનુ) જાણવામાં આવ્યુ છે. એ ભરૂચ પાસેના આમોદનો વલ્લભી વણિક વૈષ્ણવ હતો

**હરદેવ સ્વામી** (ઈ સ. ૧૬૮૪ મા હયાત) મૂળ સિદ્ધપુરનો વતની ઔદીચ્ય બ્રાહ્મણ–ખંભાતમાં જન્મેલો, તેણે સુરતમા 'સ્કંદપુરાણ'નો આધાર લઈ શિવની કથા 'શિવપુરાણ' મથાળે આખ્યાન–રૂપમાં આપી છે.

પ્રકારની લૌકિક કથાઓ રચવાનો આરંભ કર્યો અને મહેમદાવાદ પાસે સીંહુજના જમીનદાર રખીદાસ પટેલની વિનંતિથી એને ત્યાં ઈ.સ. ૧૭૨૯ મા જઈ રહ્યો ત્યાં પણ રચનાઓ ચાલુ રાખી. એની રચ્યા વર્ષવાળી 'શિવપુરાણ' 'પદ્માવતીની વાર્તા' 'રણછોડજીનો શલોકો' 'રુસ્તમ બહાદુરનો પવાડો' 'ભોજ અને લીલાવતી' 'સિંહાસનબત્રીસી' 'અંગદવિષ્ટિ' અને 'સૂડાબહોતરી' (ઈ.સ. ૧૭૬૫ ની છેલ્લી રચના) અને રચ્યા વર્ષ વિનાની 'ઉદ્યમકર્મસંવાદ' 'ઉત્કંઠનુ આખ્યાન (અપૂર્ણ)' 'કામાવતીની વાર્તા' 'કાલિકાનો ગરબો' 'ગુલબંકાવલીની વાર્તા' 'ચંદ્રચંદ્રાવતીની વાર્તા' 'જહાંદારશાહની વાર્તા' 'નંદબત્રીશીની વાર્તા' 'બરાસકસ્તૂરીની વાર્તા' 'મદનમોહનાની વાર્તા' 'રાવણ–મંદોદરી સંવાદ' 'સુંદર કામદારની વાર્તા' 'ચંપકસેનની વાર્તા' 'ચંદનમલયાગિરિની વાર્તા' અને 'રેવાખંડ.'

**પ્રીતમ** (ઈ.સ. ૧૭૧૮–૧૭૯૮ માં હયાત): ખેડા જિલ્લાના સંદેસર નજીકના બાવળા ગામનો બારોટ પ્રીતમદાસ કિંવા પ્રીતમ સ્વામી નામનો વિરક્ત સાધુ એના સમયનો, લગભગ અખાની કોટિનો, જ્ઞાની કવિ હતો એની ગાદી સંદેસરમાં છે એની રચ્યા વર્ષવાળી 'સરસગીતા' 'જ્ઞાનકક્કો' 'સોરઠના મહિના' 'જ્ઞાનગીતા' 'ધર્મગીતા' 'સાખી–ગ્રંથ' 'એકાદશસ્કંધ' 'જ્ઞાનપ્રકાશ' 'બ્રહ્મલીલા' 'પ્રેમપ્રકાશ' 'વિનય–દીનતા' અને 'ભગવદ્ગીતા', તો રચ્યા વર્ષ વિનાની પણ નાની નાની અનેક રચનાઓ તેમજ પદો જાણવામાં આવ્યા છે.

**રઘુનાથ વૈષ્ણવ** (ઈ.સ. ૧૭૧૯–૧૮૧૪ માં હયાત): અમદાવાદના ગોમતીપુરનો એ લેઉઆ પાટીદાર હતો ત્રીજા ઘરના પુષ્ટિમાર્ગીય આ વૈષ્ણવ કવિએ સમા સમાના અને ઋતુ ઋતુના ઉત્સવોના, વ્રજભાષાનાં પદોની જેમ, ગુજરાતીમાં અનેક પદ રચી આપ્યાં છે 'ધ્રુવાખ્યાન' 'વાર' 'તિથિ' 'મહિનો' 'ઓધવજીનો જ્ઞાનબોધ' 'પ્રેમપચીસી' 'પ્રહ્લાદાખ્યાન' 'રાધાજીનું રૂસણું' વગેરે પણ એની રચનાઓ જાણીતી છે.

**નાથભવાન ઉર્ફે અનુભવાનંદ** (ઈ.સ. ૧૭૨૨–૨૩ માં હયાત): જૂનાગઢના વડનગરા ઘોડા કુટુંબના આ ઉત્તરવયના સંન્યાસીએ ગૃહાશ્રમમાં 'નાથભવાન'ના નામથી અને સંન્યાસ્ત પછી 'અનુભવાનંદ'ના નામથી રચનાઓ કરી છે. 'કાનાની ચાતુરી' 'અંબાજીનો ગરબો' 'ગત્રાજીનો ગરબો' 'વિમલનો ગરબો' 'વિષ્ણુપદ' 'વિષ્ણુવિચાર' 'વ્યસનમુક્તિનો ગરબો' 'હવ્યકવ્યનો ગરબો' તેમ કેટલાક ગરબા ગરબી 'નાથભવાન'ની છાપથી, તો 'શિવગીતા' 'બ્રહ્મગીતા' અને 'ચાતુરીઓ' તેમ 'અધ્યાત્મરામાયણ' (ઈ સ ૧૭૪૪) એ સંન્યસ્ત દશામાં

**નરોહરિ હાલારી** (ઈ.સ. ૧૭૩૦ માં હયાત) : એની 'ચેલૈયાનુ આખ્યાન' એ એકમાત્ર કૃતિ પ્રાપ્ત જ છે. એ જામનગર જિલ્લાના સરપદડનો સારસ્વત બ્રાહ્મણ હતો.

**મીઠુઓ** (ઈ.સ. ૧૭૩૮–૧૭૮૭ મા હયાત) મીઠુઓ કે મીઠુ મહારાજ મહીકાંઠાના મહીસાનો વતની અને મોઢ બ્રાહ્મણ હતો. એનો શક્તિવિલાસ સંસ્કૃત ભાષાનો ગ્રંથ છે. એની ગુજરાતી રચનાઓ 'રસિકવૃત્તિવિનોદ' 'શ્રીરસ'- (બાર ઉલ્લાસમા) 'શ્રીલહરી'(શંકરાચાર્યજીની 'સૌન્દર્યલહરી'નો અનુવાદ), 'શક્તિવિલાસલહરી' 'ભગવદ્ગીતા'(અનુવાદ) અને બીજી સંસ્કૃત તેમ ગુજરાતી સ્તોત્ર વગેરે રચનાઓ મળી આવી છે કવિ તરીકે ઉચ્ચ કક્ષાનો છે.

**સુંદર મેવાડો** (ઈ સ ૧૭૪૦ માં હયાત) : પ્રેમાનંદે દશમસ્કંધ એના પર મા અધ્યાયે અધૂરો રાખેલો તે સામાન્ય આખ્યાનબંધમા આ આખ્યાનકારે પૂર્ણ કર્યો છે. રાયપુર પરગણાના ધાયેતા ગામનો એ મેવાડો બ્રાહ્મણ જણાય છે.

**સુંદરજી દીક્ષિત** (ઈ સ. ૧૭૪૦ માં હયાત) વડોદરાના અમદાવાદી વડનગરા બ્રાહ્મણ સુંદરજીએ કાશીમા 'સિંહાસનબત્રીસી'ની નોંધપાત્ર રચના કરી જાણવામાં આવી છે. એણે 'કડવુ' શબ્દ ન વાપરતા 'મીઠુ' શબ્દ પ્રયોજેલ છે.

**જીવણદાસ** (ઈ સ ૧૭૪૨–૧૭૪૭ મા હયાત) : ધોળકાના એક નાના આ જ્ઞાની કવિની 'ગુરુશિષ્ય–સંવાદ' અને 'શિખામણનો ગરબો' એ બે રચના ઉપરાત 'દાસ જીવણ' કે 'દાસી જીવણ'ની છાપથી 'ચાતુરીઓ' મળી છે.

**ત્રીકમદાસ વૈષ્ણવ** (ઈ.સ. ૧૭૪૪–૧૮૦૦ માં હયાત) : જૂનાગઢે આપેલ મહત્ત્વના કવિઓમા અનુભવાનંદ પછી એ નરસિંહ મહેતાના માગરોળ(સોરઠ)માના કાકા પર્વતના વંશમા થયેલો ગણનાપાત્ર ભક્તકવિ થયો છે એમ તો એ ગાયકવાડી મજમૂદાર હતો સંસ્કૃત ઉપરાત વ્રજ અને ફારસી ભાષાનો પણ એ કવિ હતો 'ડાકોરલીલા' 'પર્વતપચાશી' અને 'રુક્મિણીવ્યાહ' (ફારસીમિશ્ર વ્રજ-ભાષાનો) એ મહત્ત્વની કૃતિઓ ઉપરાત 'ત્રીકમદાસ–આશ પરિપૂરણ'ની છાપ-વાળાં મોટી સંખ્યામાં એના ભક્તિપદ પ્રસિદ્ધિમાં આવ્યા છે

**શિવાનંદ** (ઈ સ. ૧૭૫૪ મા હયાત) . સુરતના વડનગરા નાગર બ્રાહ્મણ શિવાનંદે શિવને કેંદ્રમા રાખી રચેલા પદ જાણવામા આવ્યા છે

**મૂલજી ભટ્ટ** (ઈ.સ. ૧૭૫૫ મા હયાત) : વ્યાસ મૂલજી તરીકે ઓળ-ખાતા આ આખ્યાનકારનું 'નરસિંહ મહેતાના પિતાનુ શ્રાદ્ધ' એ એકમાત્ર રચના મળી છે.

નોંધવું જોઈએ કે નાના નાના અનેક કર્તાઓએ 'પદો' 'ગીત'નો 'બાર માસ' જેવી સાદી રચનાઓ કરેલી જાણવામાં આવી છે. આ બધીનો સમાવેશ કરવા જતાં ગ્રંથનું લંબાણ નિરર્થક વધે એટલે એ અહીં જતી કરી છે.

## જૂની ગુજરાતીનું જૈન સાહિત્ય

ગુજરાતી ભાષાના જૈન સાહિત્યકારો વિશે અગાઉના ગ્રંથોમાં અછડતો નિર્દેશ થયો છે. મુઘલ કાલ દરમ્યાન ગુજરાતી ભાષાના જૈન સાહિત્યકારોની સામે પણ સુદીર્ઘ પ્રણાલી હતી. આમાં 'આદિકવિ'નું માન લઈ જતા અત્યારે તો 'ભરતેશ્વરબાહુબલિઘોર' (અંદાજે ૧૧૬૯)ના કર્તા વજ્રસેનસૂરિ કહી શકાય. કૃતિ સામાન્ય પ્રકારની છે, પણ પ્રાચીન ગુજરાતી કિંવા ઉત્તરગૌર્જર અપભ્રંશ ભાષાનો નમૂનો પૂરો પાડે છે.

નમૂનેદાર રચના તો શાલિભદ્રસૂરિનો "ભરતેશ્વરબાહુબલિ રાસ" (સં. ૧૨૪૧-ઈ.સ. ૧૧૮૫) છે. જૈન પરિપાટી પ્રમાણે કાવ્યાંતે પાત્રો દીક્ષા લઈ લેતા હોઈ અંત નિર્વેદાત્મક લાગે, છતાં સમગ્ર રીતે જોતા એ વીરરસનું એક ગણ્ય કોટિનું કાવ્ય બની રહે છે, જેનો જોટો ગુજરાતી સાહિત્યમાં તો પદ્મનાભના 'કાન્હડદે-પ્રબંધ' કે શ્રીધરના 'રણમલ્લ છંદ' મા જોઈ શકાય.

જૈન સાધુઓ અને શ્રાવકોએ ધર્મકથાનકોને કેંદ્રમાં રાખી મોટે ભાગે સ્થૂલિભદ્ર-કોશા અને નેમિનાથ-રાજિમતી તેમજ પોતાના સમયના ગુરુસ્થાનીય આચાર્યોના ચરિતને વિષય બનાવી અનેક રાસોની રચના તેમ મર્યાદિત સંખ્યામા રમણીય ફાગુઓની રચના કરી છે. રાસોમાં નોધપાત્ર કહી શકાય તેવી રચનાઓમા વિજયસેનસૂરિનો 'રેવંતગિરિરાસુ' (ઈ સ ૧૨૫૨ આસપાસ) અને અંબદેવસૂરિનો 'સમરારાસુ' (ઈ સ ૧૩૧૫) ધ્યાન ખેંચે છે પહેલામા તેજપાલનું સ્વલ્પ ચરિત આપવામા આવ્યું છે, તો બીજામાં પાટણના શ્રેષ્ઠી સમરસિંહની પાલીતાણાની સંઘયાત્રાનું રોચક વર્ણન મળે છે આ બંને લાવણ્યસમયના 'વિમલપ્રબંધ' (ઈ.સ. ૧૫૧૨) અને પાર્શ્વનાથસૂરિના 'વસ્તુપાલ-તેજપાલરાસ' (ઈ.સ. ૧૫૧૯ આસપાસ)ની યાદ આપે છે. ધાર્મિક રાસ વગેરેમાં પ્રસંગોના શબ્દભેદે અને ક્વચિત પ્રકારભેદે પણ પુન. કથન જ લાગે, જ્યારે ઐતિહાસિક પાત્રોને કેંદ્રમા રાખી રચવામા આવેલી રચનાઓમા સજીવતા લાગે

રાસયુગમાં અને પછી પણ, થોડી સંખ્યામાં છતા, ફાગુરચનાઓમા વસ્તુસામ્ય છતા વર્ણન-ભંગીના પાર્થક્યને કારણે, થોડી જ નબળી કૃતિઓના અપવાદે, રચનાઓ કમનીય બની રહે છે. નમૂનેદાર કહી શકાય તેવી રચનાઓમાં

નોંધપાત્ર જિનપદ્મસૂરિનો 'નેમિનાથ ફાગુ' (ઈ.સ. ૧૩૬૬ આસપાસ) અજ્ઞાતનો 'જંબૂસ્વામિફાગુ' (ઈ.સ. ૧૩૭૪), સોમસાગરસૂરિનો 'રંગસાગરનેમિફાગુ' (ઈ.સ ૧૪૦૧ આસપાસ), માણિક્યચંદ્રસૂરિનો 'નેમીશ્વરચરિતફાગુ' (ઈ.સ. ૧૪૨૨ આસ-પાસ) છે. સ્થૂલિભદ્રના ચરિતમાં માત્ર, વર્ષાઋતુનું ચિત્રણ હોય છે, બાકીના ફાગુ વસંતનાં સુમધુર વર્ણનોથી રોચક બની રહ્યા હોય છે. નાયક–નાયિકાનો વિરહ ઉદ્દીપ્ત કરવા વસંતના વર્ણન અપાયાં હોય છે, જે અંતે નાયક–નાયિકાની વિરક્તિમાં પરિણમતાં હોય છે આ જૈન પરિપાટી

રાસોની અનેક વિવિધ રચનાઓ કરતાં થોડી પણ લૌકિક તથા વસ્તુને કેંદ્રમાં રાખી રચાયેલી, વાર્તાપ્રકારની પદ્યરચનાઓ કાવ્યતત્ત્વ અને કાવ્યચિત્રણની દૃષ્ટિએ વધુ આકર્ષક બની રહી છે. વિજયભદ્રસૂરિની 'હંસરાજ વચ્છરાજ ચઉપઈ' (ઈ.સ. ૧૩૫૫) અને હીરાણંદનો 'વિદ્યાવિલાસપવાડુ' (ઈ.સ. ૧૪૨૯) આવી રચનાઓ છે. માણિક્યચંદ્રસૂરિની 'પૃથ્વીચંદ્રચરિત' (ઈ.સ. ૧૪૨૨) શીર્ષક કથાવાર્તા લૌકિક પ્રકારની છે, પણ એ અનુપ્રાસાત્મક ગદ્યમાં હોઈ બેનમૂન બની રહી છે.

'બારમાસી' 'કક્કા' 'માતૃકા' 'કલશ' અને પદ્યગીતો પણ રચાયા છે, પણ એમાં 'બારમાસી' વિરહકાવ્ય તરીકે દીપી રહે છે, જેમાં મોટે ભાગે તો 'નેમિનાથ–રાજિમતી'ને જ નાયક-નાયિકા તરીકે આપવામાં આવ્યાં હોય છે. આ પણ ફાગુની જેમ શૃંગારપ્રધાન કવિતા છે. વિનયચંદ્રસૂરિની 'નેમિનાથચતુષ્પદિકા' (ઈ.સ. ૧૨૯૭ પહેલાં) સુંદર બારમાસા કાવ્ય છે.

ક્વચિત્ અક્ષરમેળ છંદોમાં પણ રચનાઓ થઈ છે. આમાં શાલિસૂરિનું 'વિરાટપર્વ' (ઈ.સ ૧૪૩૨ પહેલાં) નોંધપાત્ર કૃતિ છે.

સંસ્કૃત–પ્રાકૃત નાનામોટા ગ્રંથોનો શબ્દાર્થ માત્ર આપનારા ટબા વિરચાયા છે, પણ એવા ગ્રંથોના સુભાષિતોને એક પછી એક લઈ શબ્દાર્થ માત્રમાં બંધાઈ ન રહેતા દૃષ્ટાંતવાર્તાઓથી સમૃદ્ધ ગદ્ય આપનારા 'બાલાવબોધ' એ જૈન વાર્તા-લેખકોની નમૂનેદાર સૃષ્ટિ છે. તરુણપ્રભનો 'ષડાવશ્યક–બાલાવબોધ' (ઈ.સ. ૧૩૫૫) અને સોમસુંદરસૂરિના 'ષડાવશ્યક' 'યોગશાસ્ત્ર' 'આરાધનાપતાકા' 'નવતત્ત્વ' 'ભક્તામરસ્તોત્ર' 'ષષ્ટિશતક પ્રકરણ' વગેરે ઉપરના બાલાવબોધ ગુજરાતી ગદ્યના જ નહિ, ભાષાના પણ ક્રમિક વિકાસના સૂચક નમૂના છે

**અવિરત પ્રવાહ**

સલ્તનત કાલમાં જૈન સાહિત્યકારોને હાથે રચના–પ્રવાહ સતત વહે જતો

હતો તેથી પણ અધિક રીતે મુઘલ કાલમાં સતત વધ્યે રહ્યો છે, એના એ ધાર્મિક પાત્રો, એનાં એ ધાર્મિક કથાનકો અને સમાન કહી શકાય તેવી નિરૂપણ-પદ્ધતિને આત્મસાત્ કરી સાધુઓ તેમજ શ્રાવકોએ પોતાની ભક્તિભાવના પ્રદર્શિત કરી છે. આ કારણે અનેક રચના સરજાયા છતા અને ભાષાના વિકાસની દૃષ્ટિએ એ ઘણી ઉપયોગી હોવા છતા કાવ્યતત્ત્વની દૃષ્ટિએ નોંધપાત્ર ભાગ્યેજ જોવા મળે છે આમાં 'રૂપચંદકુવરરાસ' (ઈ સ ૧૫૮૦)-'નલદમયંતી રાસ' (ઈ સ. ૧૬૦૯)ના કર્તા નયસુદર, અનેક ગુજરાતી રાસ-ચોપાઈ વગેરેના કર્તા આચાર્ય સમયસુંદર (ઈ.સ ૧૬૦૨-૧૬૪૪ વચ્ચેની રચનાઓ), અનેક રાસો અને સ્તવનો આદિના કર્તા ખભાતના ઋષભદાસ (ઈ સ ૧૬૧૦-૧૬૩૧ વચ્ચેની રચનાઓ), વિનય-વિજય સાથે 'શ્રીપાલરાસ' (ઈ સ, ૧૭૩૮) અને સ્વતત્ર પણ થોડા રાસ અને સ્તવનોના કર્તા ન્યાયાચાર્ય યશોવિજયજી, અનેક ચઉપઈઓ અને રાસોના કર્તા જિનહર્ષ (ઈ.સ. ૧૭૧૦-૧૭૬૨ વચ્ચે) અને અનેક રાસોના કર્તા ઉદયરત્ન (ઈ.સ. ૧૭૪૯-૧૭૯૯ વચ્ચે) પોતાની રચનાઓમાં થોડી ઝાઝી સિદ્ધિ પામી શક્યા છે. શ્રાવકોને આનદ સાથે ઉપદેશ આપવાનો હોઈ સામાન્ય માનવ પણ સરળતાથી સમજી શકે એ દૃષ્ટિ આ રચનાઓ પાછળ રહેલી છે કે જેવી જૈનતર આખ્યાનોની રચનાઓ પાછળ.

લૌકિક કથાવસ્તુ ધરાવનારી રચનાઓ પણ થઈ છે, જેમાં પણ એનાં એ વસ્તુઓ ઉપર વાર્તાપ્રવાહ પદ્યમાં વહાવવામા આવ્યો હોય છે. બાલાવબોધો લખવાનો પ્રવાહ પ્રમાણમા હવે મર્યાદિત થયો છે, બાકીના સ્વાધ્યાયો (સજ્ઝાયો) સ્તવનો બારમાસીઓ વગેરે પ્રકાર થોડા ઝાઝા ખેડાયે ગયા છે.

છેલ્લા ૭૦૦-૮૦૦ વર્ષોના ગાળામા જૈન વિરક્ત સાધુઓ-આચાર્યો સુધ્ધાએ તેમ થોડા શ્રાવકોએ પણ ધર્મબુદ્ધિથી સેંકડો અને હજારોની સખ્યામા રચનાઓ કરી છે મોટા ભાગની રચનાઓ અન્યાન્ય જૈન ભંડારોમા તેમજ ખાનગી સંગ્રહોમા સચવાઈ રહેલી છે. આ બધીનો, માહિતી પૂરતી યાદીઓના અપવાદે, અભ્યાસ થયો નથી, અભ્યાસ માત્ર મુદ્રિત કૃતિઓનો જ થયો છે જે થયો છે તેમાં કેટલીક સત્ત્વશાળી રચનાઓનો પરિચય સુલભ પણ બન્યો છે. જૈનેતર અને જૈન આ બધી જ રચનાઓનો ગુજરાતી ભાષાના અને જૂના સાહિત્યપ્રકારોના વિકાસના ઇતિહાસમા મહત્ત્વનો ફાળો છે કોશકારને પણ આમાં વિપુલ પ્રમાણમાં શબ્દોનુ ભાથું મળી રહે એમ છે. એમાની કેટલીક ઐતિહાસિક વસ્તુ આપનારી રચનાઓ તો ગુજરાતના ઇતિહાસની ખૂટતી કડીઓ પણ પૂરી કરી આપે તેવી છે

## ૩. અરબી ફારસી અને ઉર્દૂ

ગુજરાતમાં વસતી પારસી કોમની મૂળ માતૃભાષા ફારસી હતી. તેઓમાંથી જેમને ઈરાનમાં વસતા પારસીઓ સાથે સબંધ હશે તેવા કેટલાક લોકોનુ ફારસી શીખવા તરફ વલણ રહેતુ વિદેશોમાંથી આવેલા મુસલમાનોની પણ એ લગભગ માતૃભાષા હતી બાકી રહ્યા ગુજરાતી હિદુઓ, તેઓ માટે ફારસી ભાષા અપરિચિત હતી, પરતુ જો તેઓ ફારસી ન શીખે તો સરકારી ખાતાઓમાં જોડાવાના દ્વાર એમને માટે બધ થઈ જાય, આથી હિદુ કોમોના કેટલાક ગુજરાતી શિક્ષિતોને પણ ફારસી શીખવાનુ જરૂરી બન્યુ

ફારસીના વિદ્વાનને માટે અરબી ભાષાનુ જ્ઞાન હોવુ અનિવાર્ય તો નહિ, પરતુ આવશ્યક જરૂર હોય છે ભારતના તત્કાલીન શાસક મુસલમાન હતા તેઓના ધર્મગ્રથો અરબી ભાષામા લખાયેલા હોઈ, પોતાની માન્યતા તથા વિચારોને પ્રમાણિત કરવા માટે એ ગ્રંથોમાથી અવતરણો ટાકી શકાય–ઓછામા ઓછુ એટલુ અરબીનું જ્ઞાન તો એમને માટે અપેક્ષિત રહે છે. આથી ગુજરાતના મુસલમાનો નાગર હિદુ ગૃહસ્થો કે પારસીઓ અરબી-ફારસી બંનેનો અભ્યાસ કરતા અને કેટલાક તો એમા નિપુણ બનતા. આને કારણે ગુજરાતમાં અરબી ભાષામા લણુ લખાયું છે. એ બધું લખાણ ગ્રથો દીબાચા ભાષાતરો રુક્કાઓ બયાઝો કે ફૂટકળ લખાણના રૂપમા સારાયે ગુજરાતમા વેરવિખેર પડ્યુ છે. સદ્ગત દી બ. કૃષ્ણલાલ મોહનલાલ ઝવેરીએ પોતાના ‘ગુજરાતીઓએ લખેલા ફારસી ગ્રથો’માં પોતે ઉપયોગમાં લીધેલા સાધનોની યાદીમા ખભાત અમદાવાદ વગેરે સ્થળોના કાજી સાહેબો તથા અન્ય સાહિત્યપ્રેમીઓના કિતાબખાનાં વગેરેનો ઉલ્લેખ કર્યો છે એ જ પ્રમાણે ડો છોટુભાઈ ર. નાયકે પણ પોતાના ‘ગુજરાતના નાગરોનું ફારસી ભાષા અને સાહિત્યનુ ખેડાણ’મા ઘણા સાધનોનો ઉલ્લેખ કરેલો છે.

ગુજરાતના નાગરો, ગુજરાતી મુસ્લિમો અને પારસીઓએ અરબી ફારસીમાં ઘણુ લખ્યુ છે, પરતુ એ બધુ એકત્ર કરી શકાયુ નથી. ફારસીજ્ઞાતા નાગરોએ ફુરસદનો સમય ફારસી કૃતિઓ રચવામા અને ફારસી પુસ્તકોની નકલ કરવામાં ગાળ્યો હતો ફારસી ગદ્યપદ્યનો મોટો જથ્થો એમણે તૈયાર કર્યો હતો, પરતુ એમાનો ઘણો નાનો ભાગ પ્રકાશમા આવ્યો છે. ગુજરાત–સૌરાષ્ટ્રના મુખ્ય શહેર જેવા કે અમદાવાદ સુરત ભરૂચ ખભાત પાલનપુર માગરોળ(સોરઠ) અને જૂનાગઢમાં વસતા એમના વશજો અને સગાવહાલાંઓના ઘરોમા એમની સખત મહેનત અને તપસ્યાના ફળરૂપે લખાયેલા પુસ્તક હશે જ. સશોધનકાર્ય કરનારાઓને માટે એ અતિશય ઉપયોગી સામગ્રી પુરી પાડી શકે એમ છે. જો આ બધા ધૂળ ખાતા

ગ્રંથોનું સંશોધન કરવામાં આવે તો ગુજરાતના ઇતિહાસમા નવીન ઐતિહાસિક સામગ્રી મળી આવતાં ઘણા પ્રસંગોનું પુનર્મૂલ્યાંકન કરવું પડે અને એ રીતે ગુજગતનો ઇતિહાસ વધુ સાચો અને સમૃદ્ધ બને.

**હિંદુ લેખકો :**

ગુજરાતી હિંદુઓ દ્વારા સર્જાયેલ અરબી ફારસી સાહિત્યનુ પ્રધાન લક્ષણ એ છે કે એમાં ઇતિહાસ અને ઐતિહાસિક પ્રસંગોને આલેખતા ગ્રંથોનું પ્રમાણ સારું એવુ છે ત્યાર પછી રુક્કા બયાઝ અને અન્ય સાહિત્યિક ગ્રંથો છે

**ઇશ્વરદાસ**. અણહિલવાડ પાટણના નાગર ગૃહસ્થ ઈશ્વરદાસે 'ફુતુહાતે આલમગીરી' નામનો ગ્રંથ લખ્યો છે. એમાં શહેનશાહ ઔરંગઝેબ આલમગીરના સમયમાં વીર દુર્ગાદાસ રાઠોડ સાથે થયેલા યુદ્ધો અને પ્રસંગોનુ વર્ણન છે. લેખકે પોતે કેટલાક પ્રસંગોમાં ભાગ લીધેલ હોઈ, આ ગ્રંથમાં વર્ણવેલી ઘટનાઓનું મહત્ત્વ વધી જાય છે. ઇશ્વરદાસ જોધપુરમાં અમીરના હોદ્દા ઉપર નોકરી કરતો હતો. એણે સતત બે વર્ષ સુધી શુજાતખાન અને દુર્ગાદાસ વચ્ચે મેળ કરવાનો પ્રયાસ ચાલુ રાખ્યો.

ઈશ્વરદાસે ગુજરાતમા શેખ અબ્દુલ વહાબના પુત્ર શેખ ઉલ્ ઇસ્લામના હાથ નીચે નોકરી કરી હતી. એના ઇતિહાસમાં ઈ સ. ૧૬૫૭ થી ઈ સ ૧૬૯૮ ના સમય દરમ્યાન બનેલ પ્રસંગોનું વર્ણન કરેલુ છે. આ પુસ્તકની માત્ર એક જ હસ્તલિખિત પ્રત પ્રાપ્ય છે. એ નકલ હિ.સં ૧૧૬૩(ઈ.સ ૧૭૫૦)માં નહરવાલા(પાટણ)માં કરવામા આવી હતી.[૪૪]

ડૉ જી બર્ડે પોતાનો *'History of Gujarat'* લખવામા આ પુસ્તકમાથી ઘણો ફાયદો ઉઠાવ્યો છે એણે એમાં 'શ્રીદાસ, ગુજરાતનો નાગર' એ પ્રમાણે ઉલ્લેખ કર્યો છે[૪૫] સર જદુનાથ સરકારે પણ 'તારીખે ઔરંગઝેબ' લખવામા આ પુસ્તકની મદદ લીધી છે એમા એણે માળવા અને રાજપૂતાનાની તત્કાલીન પરિસ્થિતિનુ ચિત્રણ સારી રીતે કર્યું છે.

**ખાજા રાજકરણ ભવાનીદાસ** : તેનુ ઉપનામ 'ફીદાઈખાની' હતુ. એણે હિ સ. ૧૧૦૦ (ઈ સ ૧૬૮૯) માં 'કુશાયસાનામા' નામનો ગ્રંથ લખ્યો છે. એમા સાત સુંદર બોધદાયક વાર્તાઓનો સમાવેશ થાય છે.

**જગજીવનદાસ** ' એ મનોહરદાસનો પુત્ર હતો[૪૬] એણે 'મુન્તખિબ ઉત્ તવારીખ' નામે ઇતિહાસનો એક ગ્રંથ લખ્યો છે. હિ સ ૧૧૧૯ (ઈ સ. ૧૭૦૭)માં મુહમ્મદ મોઅઝીમે એને વકાયા નિગાર તરીકે પોતાની પાસે રાખ્યો

હતો.૪૭ એણે લખેલ ઇતિહાસમાં મહમદનગર તથા ગુજરાતના સુલતાનનો વગેરેનો સક્ષેપમાં અહેવાલ આપવામાં આવ્યો છે.૪૮ એણે ફારસીમા ઘણા પત્ર લખ્યા છે. કોઈ મુકુંદરાયની માતુશ્રીના મરણ પ્રસંગે, કુતિયાણાથી, એણે એક દિલાસાનો પત્ર લખ્યો હતો તે ગુજરાત વિદ્યાસભાના હસ્તપ્રતસંગ્રહમા એક ખતસંગ્રહ ભેગો છે.

**જીવણલાલ** . એ ગુજરાતી નાગર હતો એને ગદ્ય ઉપરાંત પદ્ય લખવાનો પણ શોખ હતો. એ પ્રસંગને અનુરૂપ નઝમો લખતો.

એક કવિતામાં એણે પૂરી હલવો સાકર દૂધ જલેબી ખાજાં વગેરેનુ સુંદર વર્ણન કર્યું છે

**નન્હામલ** . એ અમદાવાદના સૂબેદારના નાયબ હૈદર કુલીખાનનો નોકર હતો. એ ફારસીનો વિદ્વાન હતો. એણે 'ગુલદસ્તે ઇરમ' નામની પુસ્તિકા લખી છે. એમાં એણે પોતે વૃંદાવનની જાત્રા કરેલી તેનુ સુંદર વર્ણન કર્યું છે અને ભગવાન શ્રીકૃષ્ણ ઉપર પણ થોડુંક લખ્યું છે એનું એ કાવ્ય બતાવે છે કે એ એક રસિક કવિ હતો.

**બરહમન** : એ શાહજહાં અને ઔરંગઝેબના જમાનામાં થઈ ગયો 'હકીકતુલ હિંદ' નામે એક હસ્તલિખિત ગ્રંથ, જે સુરતના બખ્શુમિયાના કિતાબખાનામાં છે, તેમા જણાવ્યા મુજબ એનુ નામ 'ચંદ્રભાણુ' અને તખ્લ્લુસ 'બરહમન' હતુ. એ ગુજરાતમા આવેલા જંબુસરનો વતની હતો. સંભવ છે કે ગુજરાતના એ બ્રાહ્મણનું કુટુંબ શાહજહાંના જમાનામા દિલ્હી કે આગ્રામાં રહેતુ હોય.૪૯

બરહમન ફારસીના એક દીવાન(ગઝલસંગ્રહ)નો પણ કર્તા છે. એની ગઝલો પારલૌકિક પ્રેમને વ્યક્ત કરે છે.

**મહેતા સુખરામ** ગુજરાતનો વતની હતો. એ ઘણું કરીને નાગર હતો એના કસીદ (પ્રશંસા–કાવ્યો) નવાબ સઆદતખાનની તારીફમા લખાયેલાં છે એણે રુક્કા(પત્રો)નું એક પુસ્તક પણ લખ્યું છે. અત્યારે એ તૂટક હાલતમા ઉપલબ્ધ છે. એનો પત્રવ્યવહાર મુનશી કલાલચંદ સાથે હતો. એ ઈ.સ. ૧૭૦૭ પર્યંત હયાત હતો. એના ઉપરથી મહેતા સુખરામના સમયનો અંદાજ પણ મળે છે

**મહેતા સુંદરલાલ** : એ પાલડીનો વતની હતો. એણે રૂકાતની એક કિતાબ લખી છે. એમાં જાતજાતનાં ખતો ઇકરારો રિવાજો અને નસીહતો (શિખામણો) પણ છે અબજદ પદ્ધતિ પ્રમાણે ઈ.સ. ૧૬૯૯ ની સાલ આપી છે, એથી એ ઔરંગઝેબના સમયમાં થયો ગણાય.

**મુનશી દુરિજનમલ :** એ અરબી–ફારસીનો જ્ઞાતા હતો વિદ્વાન મુસલમાનોના સહવાસને કારણે એનાં લખાણોમાં અરબી ભાષાની અસર દેખાઈ આવે છે. એ અરબી કહેવતો અને કુરાન શરીફની આયાતોનો ઘણી ખૂબીથી ઉપયોગ કરે છે એ ગુજરાતી હતો, પરંતુ માળવામા ઇસ્લામાબાદ નામની કોઈ જગ્યાએ સરકારી હોદ્દા ઉપર હતો. એના રૂકાતનો એક સંગ્રહ વિદ્યમાન છે.

**મહેતા શોભારામ** - એ અમદાવાદનો નાગર હતો એના રૂકાત અને રોજનીશી ઉપરથી જોઈ શકાય છે કે ફારસી ભાષા ઉપર એનો ઘણો સારો કાબૂ હતો. ફર્રુખસિયરની કેદ અને એનુ મોત સાદાત બારહા અને અજિતસિંહને લઈને હતા એ બાબત એણે વિગતવાર લખી છે તેવી બીજી કોઈ તવારીખમાં જોવામા આવતી નથી. આ બનાવ ઈ સ. ૧૭૧૮ માં બન્યો[૫૦]

**માધવદાસ :** ગુજરાતનો નાગર બ્રાહ્મણ હતો. ફારસી અને હિંદીનો જ્ઞાતા હતો. એણે પોતાના પુત્ર ગોકલચંદને શીખવવા માટે રૂકાતની એક કિતાબ નમૂનારૂપે લખી હતી, જે છપાઈ છે. ફારસીમાં એનુ એક દીવાન તેમ કથાનામા મશહૂર છે. માધવદાસ ઔરંગઝેબના જમાનામાં ઈ.સ. ૧૬૯૦ પર્યંન્ત હયાત હતો. એના પુત્ર ગોકલચંદે પણ કેટલાક રૂકાત લખ્યા છે.

**કિશનજી વૈદ્ય (બૈદ) :** એ અમદાવાદનો વતની હતો એણે આશરે ૩૦૦ પાનાંની એક ચોપડી રોજનીશીરૂપે લખી છે. એના દીબાચા( પ્રસ્તાવના )માં લખ્યુ છે કે કેટલાક દિવસ બેકાર રહેવાથી મેં આનદ માટે હિંદી–ફારસીની કિતાબોનો અભ્યાસ શરૂ કર્યો અને એમાથી ફૂલો વીણીને જમા કર્યા. એનુ પોતાનુ એક કિતાબખાનુ પણ હતું એમાં સાહિત્ય અને ઇતિહાસના ગ્રથ સારા પ્રમાણમાં હતા.

આ રોજનીશી હિ સ ૧૧૮૨(ઈ.સ. ૧૭૬૮)માં પૂરી થઈ હતી.

**શિવલાલ :** એના પિતાનું નામ સુદરલાલ. અમદાવાદના નાગર ખાનદાનમાં એનો જન્મ થયો હતો એની રોજનીશી ઘણી પ્રખ્યાત છે. એમાં રૂકાત, દીબાચા, કસીદા તથા શેરો લખેલા છે. એ પોતે શાયર હતો, પરંતુ એને શાયરીનું અભિમાન ન હતુ એણે નદલાલની રોજનીશી ઉપર લખેલ દીબાચો, ફારસી ભાષા ઉપરનું એનું પ્રભુત્વ દર્શાવે છે. એની રોજનીશી શિકસ્તામા લખેલી છે. ઈ.સ. ૧૭૪૮ મા એ રોજનીશી પૂરી થાય છે એની આ રોજનીશી ઉપર મહેતા ઉદયરામનો દીબાચો લખાયેલ છે.

**રેવાશંકર પરવારી :** એ અમદાવાદનો વતની હતો. ઈ.સ. ૧૭૬૧ સુધી એ હયાત હોવાની સાબિતી મળે છે એના નામ સાથે 'પરવારી' આવે છે. એ ન્યાતે ભરવાડ હોય. ફારસીમા એનું પરવાર થયુ હોય અથવા એ એનુ તખલ્લુસ હોય[૫૦અ] જ્ઞાતિએ એ બ્રાહ્મણ યા નાગર હોય એવું લાગે છે. એ શાયર હતો. એણે ખાન અબ્દુલ વહાબખાનના સબધમા એક મુસમ્મન (કાવ્યપ્રકાર) લખી છે ગદ્યમાં એ અત્યાનુપ્રાસવાળી શૈલીનો ઉપયોગ કરતો. શિવલાલ વગેરેની રોજનીશીમાં એના લખેલા દીબાચા છે, તેના ઉપરથી ફારસી ઝબાન ઉપરનો એનો કાબૂ દેખાઈ આવે છે.

**પારસી લેખકો**

હિંદુઓ ઉપરાત પારસીઓએ પણ ફારસી ગ્રથ લખ્યા છે તેઓએ ઈરાનમાં વસતા પોતાના જરથોસ્તી ભાઈઓ સાથે લાબા સમય સુધી સબધ જાળવી રાખ્યો હતો અને તેથી ફારસી ભાષાનો અભ્યાસ ચાલુ રાખ્યો હતો. આજે પણ દક્ષિણ ગુજરાતમાં પારસી ભાઈબહેનો ફારસીનો અભ્યાસ કરે છે, પરતુ એમા થોડી ઓટ આવી છે. પારસીઓએ લખેલા ફારસી ગ્રથોનો મોટો ભાગ ધર્મ સબધી રિવાયતો વગેરેનો છે.

ઈ.સ ૧૬૭૫ માં એરવદ દારાબ હોરમઝદિયાર બિન કામદીન કેકોબાદે 'અસફન્દિયાર-નામા' નામે એક ફારસી કાવ્ય લખ્યુ હતું, પરંતુ સહુથી વધુ ખ્યાતનામ તો 'કિસ્સા–એ–સંજાણ' છે. એના લેખક બહમન બિન હોમઝદિયાર સંજાણા છે. એમણે ઈ.સ. ૧૬૦૦ ના અરસામાં આ કાવ્ય લખ્યું હશે. પારસીઓ ઈરાન છોડી સંજાણ આવી વસ્યા એ પ્રસગનુ વર્ણન એમાં પદ્યરૂપે આપેલુ છે ગુજરાતના પારસી ભાઈઓની શરૂઆતની તવારીખી હકીકત જાણવા માટે એ પદ્યગ્રથ જરૂરી માહિતી પૂરી પાડે છે.

એ પદ્યગ્રથમાં ૮૬૪ પક્તિ છે. પ્રો ફીરોઝ કાવસજી દાવર દર્શાવે છે કે એ પુસ્તકના લેખકને ઇતિહાસનુ જ્ઞાન ઝાઝુ ન હતું.

આચાર્ય શાપુરજી હોરમસજી હોડીવાળાએ પોતાના *Studies in Parsi History* મા એ પુસ્તકનુ તલસ્પર્શી વિવેચન કર્યું છે.

**મુસ્લિમ લેખકો**

ગુજરાતના મુસલમાનોની માતૃભાષા ગુજરાતી હોવા છતાં ફારસી ભાષા પ્રત્યે એમનુ સકારણ આકર્ષણ રહેતુ. ગુજરાતની બહારથી આવી ગુજરાતને વતન બનાવી રહેનાર સાધુ–સત–ઓલિયાઓએ ધર્મ સૂફીવાદ સદાચાર વૈદક ખગોળ જ્યોતિષ અને દુન્યવી બાબતો ઉપર અનેક ગ્રથ લખ્યા. ગુજરાતી

મુસલમાનોએ જે ઇતિહાસના ગ્રંથ લખ્યા છે તેઓમા 'મિરાતે અહમદી' અને 'મિરાતે સિકંદરી'નું સ્થાન વિશિષ્ટ છે.

ગુજરાતના મુસ્લિમો ફારસી ઉપરાંત અરબીના પણ સારા વિદ્વાન હતા. વોરા કોમના મુલ્લાજી સાહેબ તથા એમના કુટુંબીઓ અરબીમા નિષ્ણાત હતા. એમના ધાર્મિક અને નસીહતનાં પુસ્તક મોટે ભાગે અરબીમાં લખાયેલાં છે

ગુજરાતી મુસ્લિમોએ વિવિધ વિષયો પર અરબી–ફારસીમાં લખેલા પુસ્તક અમદાવાદ સુરત ભરૂચ જૂનાગઢ આદિ પ્રદેશોના રાજ્યકર્તાઓ કે કાજીઓનાં પુસ્તકાલયોમા અથવા સાધુસંતોના ખાનકાહોમાં સચવાઈ ગયાં છે. અહીં એમાંના કેટલાક ખ્યાતનામ મુસ્લિમ લેખકો અને એમની કૃતિઓનો ઉલ્લેખ કરીએ.

**મીરઝા મુહમ્મદ હસન**. 'મિરાતે અહમદી'ના લેખક મીરઝા મુહમ્મદ હસન (અલી મુહમ્મદખાન)ના પિતા ઈ સ ૧૭૦૮ મા એમની નિમણૂક વાકેઆ નિગાર તરીકે થતા અમદાવાદમા આવી વસ્યા. એમના મૃત્યુ પછી, એમના પુત્ર, 'મિરાતે અહમદી'ના લેખકને પિતાનો ઇલ્કાબ મળ્યો અને એમને કાપડ બજારના અમીન તરીકે ચાલુ રાખવામાં આવ્યા ઈ સ. ૧૭૪૬ મા એમને દીવાનનો હોદ્દો આપવામાં આવ્યો, પરંતુ ઈ.સ. ૧૭૫૩ માં રાઘોબા તથા દામાજીરાવે અમદાવાદ જીતી લીધું ત્યારે એ નિમણૂક નામની બની રહી. આ રીતે એ ગુજરાતનો અંતિમ શાહી દીવાન બન્યો. એનો ઇતિહાસ ૧૭૬૧ ના પાણીપતના યુદ્ધ પછી અટકી જાય છે.

દિલ્હીના બાદશાહ અહમદશાહના રાજ્ય-અમલ દરમ્યાન એણે લખવાનુ શરૂ કર્યું, તેથી એ ગ્રંથનું નામ 'મિરાતે અહમદી' રખાયુ. લેખકે એ લખવામાં ૧૪ વર્ષોનો સમય (ઈ.સ. ૧૭૪૮ થી ઈ.સ. ૧૭૬૧) લીધો અને એ લખવામા એણે એક હિંદુ કાયસ્થ નામે મીઠાલાલ કે જે ગુજરાતના દીવાનની કચેરીનો કર્મચારી હતો તેની મદદ લીધી હોવાનુ એ નોંધે છે મીઠાલાલ દફતરખાનાનો વંશપરંપરાગત સબનવીસ હતો અને સરકારી દફતરોથી સંપૂર્ણપણે વાકેફ હતો

લેખકે પોતાનો એ ઇતિહાસ કોઈ પણ જાતના પૂર્વગ્રહ કે તરફદારી સિવાય લખ્યો છે. એમાં કેટલાક મુસ્લિમ સૂબેદારોને પણ એમની જુલ્મી વર્તણૂક માટે વખોડી કાઢ્યા છે.

એ મૂળ ઈરાની ખાનદાનનો હતો છતા એણે ગુજરાતને પોતાનુ વતન માન્યુ હતુ. એના લખાણોમા એનો ગુજરાત પ્રત્યેનો પ્રેમ અને ગુજરાતીઓ પ્રત્યેની સહાનુભૂતિ વ્યક્ત થાય છે.

એના ઇતિહાસમા બાદશાહ અકબરથી લઈને મુહમ્મદશાહ બીજાના સમય સુધી લખાયેલાં અને ગુજરાતના સૂબેદારો કે દીવાનોને મોકલાયેલા આશરે દોઢ ડઝન ફરમાનોનો સમાવેશ થાય છે. એ દષ્ટિએ ઇતિહાસના પુસ્તક તરીકે આ મિરાતનુ વિશિષ્ટ સ્થાન છે. પરંતુ મિરાતની ખાસ વિશેષતા મિરાત સાથે એણે જોડેલી ખાતીમાને કારણે છે. એમાં ગુજરાત વિશે ઘણી કિંમતી માહિતી આપવામાં આવેલી છે.

**સૈયદ સિકંદર :** 'મિરાતે સિકંદરી'નો લેખક સિકંદર ઇબ્ન મુહમ્મદ ઉર્ફે મંઝૂ ઇબ્ન અકબર હતો.[૫૧] જહાંગીર તથા ઇતમાદ-ઉદ્-દૌલા એને 'શેખ સિકંદર' નામથી ઓળખે છે. શેખ સિકંદરના પિતા બાદશાહ હુમાયૂના હજૂરી અને ગ્રંથપાલ તરીકે ગુજરાતમાં આવ્યા હતા. સૈયદ મુબારક બુખારીના આધ્યાત્મિક શિષ્ય અને વિશ્વાસુ સાથીદાર તરીકે એનો નામોલ્લેખ થાય છે. સૈયદ મુબારકના મૃત્યુ પછી એના પુત્ર સૈયદ મિરાતની સેવામા જોડાયા. જ્યારે બાદશાહ અકબર પ્રથમ વાર ગુજરાતમાં આવ્યો ત્યારે એ સૈયદ મિરાતના પુત્ર સૈયદ હમીદની નોકરી કરતો હતો.

ઈ.સ. ૧૬૧૦ માં એ શાહી નોકરીમા જોડાયો હતો

સિકંદરે ઘણા વિશ્વાસુ ગુજરાતીઓ પાસેથી વાર્તાઓ અને દંતકથારૂપે માહિતી એકત્ર કરી હતી. 'મિરાતે સિકંદરી' આ માહિતી પર આધારિત પુસ્તક છે. એ ઈ.સ. ૧૬૧૩ માં, લેખકની ૫૮ વર્ષની ઉમરે. લખાઈ પૂરુ થયુ જહાંગીરે પોતે એની વિશ્વસનીયતા નોંધી છે.

શેખ સિકંદરે, તસવ્વુફ ઉપર 'નૂકાત-ઉલ્ આરેફીન' નામનું પુસ્તક પણ લખ્યું છે, જેની એક જ પ્રત પ્રાપ્ય છે લેખકે આ પુસ્તકની એક નકલ જહાંગીરના વજીર ઇતિમાદ-ઉદ્-દૌલાને અર્પણ કરી હતી જ્યારે જહાંગીર અમદાવાદ આવ્યો ત્યારે શેખ સિકંદરની હવેલીના અંજીરની ખ્યાતિથી આકર્ષાઈ એણે એનાં બાગ તથા હવેલીની મુલાકાત લીધી હતી.[૫૨]

બાદશાહ શાહજહાંના સમયમા થઈ ગયેલ અબ્દુલ લતીફ ગુજરાતી લશ્કરખાનીએ પણ ફારસી સાહિત્યમા નોંધપાત્ર ફાળો આપ્યો છે. એણે મૌલાના રૂમની મસનવી ઉપર એક તફસીર લખી છે એની પ્રસ્તાવના ઘણી આલંકારિક શૈલીમા લખવામા આવી છે. એમાં એણે ઉપમા તથા રૂપકોનો છૂટથી ઉપયોગ કર્યો છે.

**સૈયદ મહમદ મકબૂલ આલમ** · એમનો જન્મ ઈ.સ ૧૫૮૧ મા થયો હતો એમની બે કૃતિ ઘણી જાણીતી છે (૧) જમઆતે શાહિયા—એ સાત

વિભાગનુ પુસ્તક છે એમા દેવી રહસ્યો સબંધમા લખવામાં આવ્યુ છે. (૨) લતાયફે શાહિયા–એમા દિવસે તથા રાત્રે ખુદાની દુઆ કેવી રીતે ગુજારવી એ સબંધી લેખો અને હ. શાહઆલમની ઇબાદત માટેના સૂત્રોનો ઉલ્લેખ છે.[૫૩]

**સૈયદ જાફર બદ્રે આલમ :** એમના પિતાનુ નામ સૈયદ જલાલ હતુ. 'બદ્રે આલમ' એમનો ઇલ્કાબ હતો તેઓ અમદાવાદના વતની હતા. હદીસ અને તફ્સીરના તેઓ ઉચ્ચ કોટિના વિદ્વાન હતા. એમની કૃતિઓમાં 'રૌઝાતે શાહીયા' ઘણી જાણીતી છે. એ ૨૪ ભાગમા લખાયેલી છે. એના ૨૦ ભાગમાં મહાત્માઓનાં જીવનવૃત્તાંત છે, બાકીના ૪ ભાગમાં તફ્સીર હદીસ વગેરે બાબતો લખલી છે. એમ કહેવાય છે કે તેઓ માત્ર ૧૮ પહોર(૫૪ કલાક)મા આખુ 'કુરાન શરીફ' લખી શકતા. એમના લખાણનો નમૂનો હ. પીર મુહમ્મદશાહની દરગાહના કિતાબખાનામા મોજૂદ છે. 'મિરાતે અહમદી'નો લેખક એ પુસ્તકની ઘણી મદદ લે છે. એમની બીજી કિતાબ 'આમાલે શાહિયા' ઈ.સ. ૧૭૫૧ માં લખાયેલી છે. એની એક હસ્તપ્રત ભરૂચના કાઝી સાહેબના કિતાબખાનામા મોજૂદ છે.

એમની એક બીજી કૃતિ 'સદ હિકાયતે શાહી'મા હ કુત્બેઆલમ તથા હ. શાહઆલમની કરામતોનો અહેવાલ છે.

**સૈયદ મહમદ અબુલ મજદ મહબૂબે આલમ :** તેઓ ઉપર્યુક્ત સૈયદ જાફર બદ્રે આલમનના પુત્ર હતા. 'અબુલ મજદ' એમની કુનિયત અને 'મહબૂબે આલમ' એમનો ઇલ્કાબ હતો. તેઓ શાહજહાંના સમયમાં થયા. તેઓ પણ પિતાની માફક એક મહાન સંત હતા તેઓ પોતાનો બધો સમય ખુદાની ઇબાદત-મા ગાળતા. એમણે 'અહલે બયત'[૫૪]ની રિવાયતોના આધારે ફારસી જબાનમા 'કુરાન શરીફ'ની તફ્સીર લખી છે. ઉપરાત 'ઝીનત ઉલ્ કાત' અને 'મિશકાન ઉલ્ મસાનુબીહ' નામના ગ્રથો ઉપર પણ ટીકા લખી છે. એ ઉપરાત 'મશરેક ઉલ્ અનવાર' નામના અરબી ગ્રથનો ફારસીમાં તરજુમો પણ કર્યો છે તેઓ હિ.સ. ૧૧૧૨(ઈ.સ. ૧૭૦૧)મા અવસાન પામ્યા.

**મૌલાના શેખ મુહમ્મદ નૂરુદ્દીન .** એમનો જન્મ ઈ.સ ૧૬૫૦ માં અમદાવાદમા થયો હતો. એમના પિતાનું નામ શેખ મુહમ્મદ સાલેહ હતું. એમની સ્મરણશક્તિ બચપણથી જ ખૂબ તીવ્ર હતી. એ પોતાના સમયના અમદાવાદના સર્વશ્રેષ્ઠ વિદ્વાન હતા આથી શેખુલ ઇસ્લામ મુહમ્મદ ઇક્રામુદ્દીને એક લાખ ચોવીસ હજાર રૂપિયાના ખર્ચે એક મદ્રેસા, છાત્રાલય અને મસ્જિદ તૈયાર કરાવી એમને સોપ્યાં હતાં. એનાં ખડેર આજ પણ આસ્તોડિયામાં મોજૂદ

છે.[૫૫] એમણે રચેલા ગ્રંથોની સંખ્યા ૧૭૦ની ગણાય છે. એમાં મોટા ભાગની અરબી કિતાબો છે. સૂફીવાદ ઉપર એમણે ઘણા ગ્રંથ લખ્યા છે. એમની કુરાન શરીફ ઉપરની તફસીર સૌથી વધુ મશહૂર છે. એ આખી નથી. એ સાઠ હજાર બેતની ટીકા હોય એમ મનાય છે.[૫૬] તેઓ ઈ.સ. ૧૭૪૨મા મૃત્યુ પામ્યા. એમની કબર આજ પણ અમદાવાદના આસ્તોડિયા મહોલ્લામા મસ્જિદ અને મદ્રેસાની નજીક મોજૂદ છે.

**કાઝી મુહમ્મદ નિઝામુદ્દીન ખાન** એમના પિતાનુ નામ શેખ નૂરુદ્દીન હતુ. બચપણથી જ તેઓ વિદ્યાવ્યાસંગી હતા અને કુરાન કંઠસ્થ કરનાર હાફિજ[૫૭] પણ હતા. તેઓ શાયર પણ હતા. ઈ.સ. ૧૭૩૮ મા દિલ્હીના બાદશાહે અમદાવાદના શહેર-કાઝી તરીકે એમની નિમણૂક કરી એમના રચેલા ગ્રંથોમા 'રિસાલએ ફઝીલતે ઇલ્મ,' 'મીઝાનુસ સાઅત', 'રિસાલાએ કહવા' અને 'તફસીલ' ફિલ્ ફુસૂલ' મુખ્ય છે. 'તફસીલ ઉલ્ ફુસૂલ'મા ઋતુઓનુ વર્ણન છે. 'રિસાલએ કહવા'માં કાવો પીવાના ફાયદા–ગેરફાયદા વિશેનો ફેંસલો એક કાજી તરીકે એમણે આપ્યો છે 'મીઝાનુસ સાઅત'મા કલાક ઘડી અને પળનો હિસાબ કરી નમાઝનો સમય બતાવવામા આવેલ છે. ઈ.સ ૧૭૫૧ મા એમનું અવસાન થયું.

**કાઝી નિઝામુદ્દીન ફાયક** દિલ્હીના બાદશાહે ઈ.સ. ૧૭૩૮ માં એમની નિમણૂક અમદાવાદના કાઝી તરીકે કરી હતી. તેઓ ઉપર્યુક્ત કાઝી નિઝામુદ્દીનથી ભિન્ન હતા કે અભિન્ન એ એક પ્રશ્ન છે કાઝી તરીકેની તેમની નિમણૂકનું વર્ષ અને એમના મૃત્યુની સાલ બને એક જ આપવામાં આવી છે, ઉપરાત બન્નેના પિતાનુ નામ પણ એક જ છે. આથી એ બને એક જ વ્યક્તિ હોવાનું જણાય છે, એમ છતા એમની કૃતિઓ જુદા જ સ્વરૂપની અને અલગ બનાવવામાં આવી છે. કાઝી ફાયકે 'મિરાત–ઉલ–હુસ્ન' ( સૌંદર્યની આરસી ) નામનું કાવ્ય લખ્યુ છે એમા માથાથી પગ સુધી એક માશૂકના અવયવોનું વર્ણન છે એમની બીજી કૃતિ 'તારીખે રેહલતે મૌલાના નૂરુદ્દીન' છે એમાં તેઓએ પોતાના પિતાના મૃત્યુ સબધી લખ્યું છે

**મેહરી** · બાદશાહ-બાનૂ નૂરજહાએ એને પાળીપોષીને મોટી કરી હતી. એ એક કવયિત્રી હતી. એણે પણ નખશિખ વર્ણન સ્વરૂપની એક મસનવી લખી છે એ મસનવીનુ નામ 'સરાપા એ મેહરી' છે.

**મૌલાના અહમદ બિન સુલેમાન** જ્ઞાનની લગભગ બધી જ શાખાઓમાં એ પારગત હતા. એમણે 'ફેયુઝ ઉલ્ કુદ્સ' નામનો એક ધાર્મિક ગ્રંથ

લખ્યો છે. એ દૈવી પ્રેરણા અને સહાયથી લખાયો હોય એમ મનાય છે. એમનુ મૃત્યુ ઈ.સ ૧૬૯૧ માં થયું.

**શાહ ખૂબમિયાં ચિશ્તી :** અમદાવાદમાં તેઓ ' ખૂબમિયાં ' નામથી ઓળખાતા. એમની બે મશહૂર કૃતિઓનાં નામ 'અમ્વાજે ખૂબી' અને ' ખૂબ તરંગ' છે. તેઓએ 'જામે જહાનુમા' પર સરહ પણ લખી છે એ બધી કૃતિઓ સૂફીવાદ ઉપર છે. આ ત્રણેની હસ્તપ્રતો હ પીર મુહમ્મદશાહની દરગાહના કિતાબખાનામા મોજૂદ છે. એમણે એ ઉપરાંત ' અકીદતે સૂફિયા ' ' ખુલાસયે મવજૂદાત' અને 'રિસાલયે સુલહેકુલ' પણ લખ્યાં છે ઈ.સ. ૧૬૧૪ મા એમનું અવસાન થયુ. એમની કબર અમદાવાદમા કારિજની સામે ફરહતુલમુલ્કની મસ્જિદ નજીક છે, ત્યાં દર વર્ષે ઉર્સ ઊજવાય છે. એ મસ્જિદ અત્યારે 'શાહ-ખૂબની મસ્જિદ'ના નામથી ઓળખાય છે.

**હ. પીર મુહમ્મદશાહ :** તેઓ પોતાની ભરજુવાનીમા અમદાવાદમાં આવ્યા, રહ્યા અને ત્યા જ અવસાન પામ્યા. એમની ' નૂરૂશ શુયુખ' નામની કિતાબ ઘણી મશહૂર છે. એમાં મુર્શિદો અને મુરીદોના સિલસિલા નઝમમા લખ્યા છે; જેવા કે ' મિલાતે શરક' 'મિલાતે સનદ' ' પીરનામા' વગેરે. ' નૂરૂશ શુયુખ' આ બધાનો સંગ્રહ છે. આ ગ્રંથ ઈ સ. ૧૭૨૭ માં પૂરો થયો. એમનુ એક ફારસી દીવાન છે એમાં ઇલ્હામ મુઅમ્મા અને ગઝલો પણ છે. એમનું એક ઉર્દૂ દીવાન પણ છે આમા મોટા ભાગે મરસિયા અને ગઝલ છે. ઉપરાંત 'ઇશ્કુલ્લાહ' નામની કિતાબ પણ એમણે દક્ષિણી ઉર્દૂમાં લખી છે. આ તમામ કિતાબો તસવ્વુફ અને નસીહતોથી ભરેલી છે.

ઈ.સ. ૧૭૪૯ માં એમનુ અવસાન થયુ. એમને સલાહુદ્દીનની હવેલી પાસે દફનાવવામા આવ્યા છે. ત્યાં એમના મુરીદોએ એક આલિશાન ઘૂમટવાળો મકબરો બનાવડાવ્યો છે. અને એક મસ્જિદ તથા બગીચો તૈયાર કરાવી એની સાથે સામેલ કર્યાં છે. એમાં એક કિતાબખાનુ પણ છે, જેમા ઘણી હસ્તલિખિત કિતાબોનો સંગ્રહ છે

**મીર રૂહુલ્લા ભરૂચી :** બાદશાહ અકબરના ફરમાનથી એમણે વૈદ્યકનો એક ગ્રંથ નામે 'ફવાયેદ ઉલ્ ઇન્સાન' પદ્યમાં લખ્યો છે. બાદશાહ જહાંગીરની બેગમને મંદવાડમાથી સાજી કરવાને કારણે તેઓને ભરૂચ જિલ્લાનું એક ગામ ઇનામમાં મળ્યું હતું

એમના એક નબીરા નામે સૈયદ રૂહુલ્લા સાનીએ ' લઝ્ઝત ઉલ્ હયાત ' નામનો યુનાની વૈદ્યકનો ગ્રંથ લખ્યો છે.

**મુહમ્મદ લતીફ વલદે મુહમ્મદ અલી ભરૂચી** : ભરૂચના વતની હતા એમણે 'મિરાત ઉલ્ હિન્દ' નામે ગ્રંથ લખ્યો છે. એમા ગુજરાતના પ્રદેશો પરગણાં ઊપજ વહીવટ વગેરેની માહિતી આપવામા આવી છે. ગુજરાતના વહાણુવટા અંગેની હકીકત પણ એમા છે. ઉપરાત ભરૂચનો કિલ્લો તથા નર્મદા નદીની તારીફ પદ્યમા કરી છે એ પુસ્તક શાહજહાના સમયમાં લખાયું હતુ.

**નાસિરુદ્દીન મુહમ્મદ** : એણે 'દાસ્તાને બહેરામ ગોર' નામની કિતાબ લખી છે. એની એક નકલ કામા ઇન્સ્ટિટ્યૂટના ગ્રંથાલયમા છે.

**કમાલ સફી હુસેન ફીરોઝી ભરૂચી** : એણે હિ.સ ૧૦૮૯ (ઈ.સ ૧૬૭૮)માં 'મઝહર ઉલ્ હક ફી બયાને ઇબાદ્દત ઉસ્ સમા' નામનો ધાર્મિક ગ્રંથ લખ્યો છે એની એક નકલ મુંબઈના જામે મસ્જિદ કિતાબખાનામાં છે.

**હ શાહ વજીહુદ્દીન અલવી**[૫૮] . તેઓ અરબી–ફારસીના જાણીતા વિદ્વાન અને સંત પુરુષ હતા એમણે 'શરહે રિસાલયે કૌસજી' નામનુ ખગોળવિદ્યાનુ એક પુસ્તક, 'શરહે જામે જહાંનુમા' તથા 'દીવાને વજીહ' વગેરે લખ્યા છે.
તેઓનું 'બયઝાવી શરેહ' નામે પુસ્તક અરબીમાં છે
ઉપરાંત 'હકીકતે મોહમદી' નામની એમની કૃતિ પણ જાણીતી છે.[૫૯]

**સૈયદ અબ્દુલ મલેક બિન સૈયદ મુહમ્મદ** . એમણે હ શાહ વજીહુદ્દીન અલવી ગુજરાતીનો વૃત્તાંત આલેખ્યો છે એ કિતાબનુ નામ 'મલફૂઝે કબીરી' છે.

**શેખ મુહમ્મદ સાલેહ ઉર્ફે પીરબાબા** : તેઓ અમદાવાદના વતની હતા એમનુ તખલ્લુસ 'ઇરફાન' હતુ એમણે 'નૂર ઉલ્ ઈરફાન' નામનું પુસ્તક લખ્યુ છે એમા અમદાવાદની એક પ્રખ્યાત 'મદ્રેસા હિદાયતબક્ષ'ની તારીફ કરેલી છે. એમનુ બીજુ પુસ્તક 'તોહફ્ત ઉલ્ ઇરફાન' છે. એમા ઘોડાઓની હિફાજત કેમ કરવી એ માટે ૪૦ હદીસ આપી છે અલબત્ત, એ અસલ અરબી ગ્રંથનો ફારસી તરજુમો છે.

**સૈયદ હસન ઉર્ફે શેખ હસનજી સુરતી** : એમણે હ. પેગંબર સાહેબની તારીફમા એક દીવાન લખ્યુ છે એનુ નામ 'દીવાન દર મદહે સરવરે કાયનાત (સ અ)' હતુ એ ઉપરાંત એમની સ્તુતિમા 'કસાયદે બે નુકતા દર મદહે જનાબ રસૂલ અલ્લાહ(સ અ)' લખ્યુ છે એમાના બધાં સ્તુતિ–કાવ્યોમાં નુકતા વગરના અક્ષરોથી બનેલા શબ્દ જ વાપર્યા છે એ ઉપરાત તેઓએ 'ખમસા મનઝૂમ' અને 'હિસાબગે હઝાર બેત મનઝૂમ' પણ લખ્યા છે.

**શેખ હામિદ બિન શેખ અબ્દુલ મજીદ બિન શેખ અહમદ :** તેઓ અમદાવાદમાં જન્મ્યા હતા. શરૂઆતમાં તેઓ અમદાવાદમાં રહેતા, પરંતુ ઈ.સ. ૧૬૪૦ માં તેઓ સુરત રહેવા ગયા અને ત્યાંના ખ્યાતનામ વેપારી બન્યા. તેઓ વિદ્યાપ્રેમી હતા. એમનો એક ગ્રંથ 'રિસાલએ હામિદિયા' સુરતના બખ્શુમિયાના કિતાબખાનામાં મોજૂદ છે. તેઓ ઈ.સ. ૧૭૦૧ માં સુરતમાં મૃત્યુ પામ્યા, અને એમના શબને ત્યાં જ દફનાવવામાં આવ્યું હતું.[60]

**શેખ મુહમ્મદ ફાઝેલ :** તેઓ હામિદ ઉમ્દતુલ્તિજ્જારના પુત્ર હતા. એમનો જન્મ સુરતમાં થયો હતો. ઔરંગઝેબના ફરમાનથી એમને એમના પિતાનો વારસો અને ઇલકાબ બંને મળ્યા. તેઓ દર વર્ષે જકાત(કમાણી)ની સેંકડે ૨ા ટકા રકમની ખેરાત તરીકે રૂ. ૬૦,૦૦૦ વાપરતા. એમણે ૪,૦૦૦ કિતાબોનો સંગ્રહ કરી એક કિતાબખાનું વસાવ્યું હતું. એમના એજન્ટો દરેક શહેરમાં ફરી નામી કિતાબોની નકલો કરાવી એમને મોકલતા.

તેઓએ પોતે પણ કેટલીક કિતાબો લખી છે, જેમાં 'નસીહતુસ્ સિગાર' અને 'હિદાયતુલ્ મિસ્કીન' ફારસીમાં લખેલી છે. બાકીની અરબીમાં લખી છે. અરબી કિતાબોમાં 'મોઅય્યદતુલ્ ફઝાઇલ્', 'શરહે શમાઇલ', 'હાશિયાએ દુરર', 'હિઝબુલ્ મહઝૂમ', વગેરે જાણીતી છે. તેઓ કવિ પણ હતા. અરબી ફારસી ઉર્દૂ અને ગુજરાતીમાં પણ એમની શેરો મોજૂદ છે.

**શેખ ફયઝ મુહમ્મદ :** તેઓ અમદાવાદના વતની હતા. એમના સમય દરમ્યાન અકબર પાદશાહે, શાહ અબુ તુરાબ શીરાઝીને હાજીઓના મીર હાજી બનાવી મક્કા શરીફ મોકલ્યા હતા. પાછા ફરતા મીર સાહેબ હ. મુહમ્મદ(સલ.)-ના કદમનું નિશાન સાથે લાવ્યા હતા. શેખ મુહમ્મદે એના ઉપર એક રિસાલો લખ્યો છે. એમાં એમણે શરીફ કદમ અને એની બરકતો ઉપર સંપૂર્ણ અહેવાલ લખ્યો છે. એ રિસાલાનું નામ 'રિસાલઆ કદમિયા' છે. એ કિતાબ આજે અપ્રાપ્ય છે.

**વલી ગુજરાતી** . મુઘલ દરબાર તથા એના સૂબાઓની રાજભાષા ફારસી હોઈ મુઘલ બાદશાહોના સમય દરમ્યાન ઉર્દૂ ભાષાના ઉદ્‌ભવ અને વિકાસની તકો મર્યાદિત હતી. એમ છતાં મુઘલ રાજ્યશાસનનાં અંતિમ વર્ષોમાં ઉર્દૂ દિલ્હી દરબાર સુધી પહોંચી ગઈ હતી. ઔરંગઝેબનો સમય એ બાબતમાં નોંધપાત્ર ગણી શકાય. જોકે એ સમય દરમ્યાન ઉર્દૂ રેખ્તાની સ્થિતિમાં જ હતી, એમ છતાં એનું સ્વરૂપ સ્પષ્ટ થતું જતું હતું. આ સમયના કેટલાક ફારસી કવિઓએ શુદ્ધ રેખ્તામાં કાવ્ય લખ્યાં છે. એ ઉપરાંત અર્ધ ફારસી–અર્ધ રેખ્તા લખવાનું ચલણ પણ હતું.[61]

મુઘલ સમય દરમ્યાન ઉર્દૂ સાહિત્યનુ ખેડાણ નહિવત્ થયુ છે, એમ છતા એકે હજારા જેવા વલી ગુજરાતીએ ઉર્દૂ સાહિત્યમા આપેલો ફાળો ગુજરાતે ગૌરવ લેવા જેવો છે.

વલી ગુજરાતીને ઉર્દૂ સાહિત્યનો ચોસર કહી શકાય. આધુનિક ઉર્દૂ સાહિત્યની બુનિયાદ એણે નાખી. ઉર્દૂ સાહિત્યના ઘણા વિવેચકો એમ માને છે કે ઉર્દૂ સાહિત્યનુ સૌ પ્રથમ દીવાન એમણે લખ્યું હતુ, પરતુ શ્રી રામબાબૂ સકસેનાના મત પ્રમાણે કુતુબશાહી ઉર્દૂ કવિઓએ એમના પહેલા ઉર્દૂ દીવાન લખ્યાં છે, એમ છતાં શ્રી સક્સેના તેઓને ઉર્દૂ સાહિત્યના ચોસર ગણાવે છે. વલીના સમકાલીનોએ તથા એમના અનુગામી કવિઓએ એમને પોતાના ઉસ્તાદ માન્યા છે.

વિલિયમ હાર્ટ, ગારસન ડી ટાસી અને અમીર હસનના મત પ્રમાણે વલીનો જન્મ અમદાવાદમા થયો હતો [૬૨]

ઉર્દૂના ઘણા વિવેચકો અને ઇતિહાસકારો એમનો સ બ ધ અમદાવાદના શાહ વજીહુદ્દીન અલવીના ખાનદાન સાથે જોડે છે.

વલીએ શાહ અલવીની મદ્રેસામા શિક્ષણ મેળવ્યા પછી શાયરી શરૂ કરી. એમણે ગઝલ કસીદા મસનવી મુસ્તઝાદ રૂબાઇયાત તરજીહબ દ વગેરે તમામ પ્રકારના કાવ્યરૂપોમાં કવિતા લખી છે. એમણે શાહ વજીહુદ્દીનની પ્રશ સામા કેટલીક કસીદાઓ અને તરજીહબ દ તથા સુરત શહેરની પ્રશ સામા એક મસનવી કાવ્ય લખ્યુ છે.

વલીએ દિલ્હીની બે સફર કરેલી. બીજી સફર વખતે તેઓ પોતાનુ 'રેખ્તા દીવાન' સાથે લઈ ગયા તેની ખૂબ પ્રશ સા થઈ, તે એટલે સુધી કે અમીર ઉમરાવોની મહેફિલો અને જલસાઓમાં તથા શહેરની ગલી–ગલીમાં એમના કાવ્ય-લોકજીભે રમવા લાગ્યા.

એમનાં કાવ્યોમા કરબલાના શહીદોની શાનમા લખાયેલ 'દેહ મજલિસ' એક મસનવી મુખ્ય છે

વલીએ દીવાન ઉપરાત તસવ્વુફ ઉપર પણ 'નૂર ઉલ્ મઆરિફત' નામે એક રિસાલા લખ્યો હતો, પરતુ હાલ એ ઉપલબ્ધ નથી.

વલીએ કદી કોઈ અમીર કે પાદશાહની પ્રશંસામા કાવ્ય લખ્યા નથી એમણે ફારસીમાં પણ કાવ્ય લખ્યા છે એમની ભાષા સાદી, સરળ છતાં મીઠાશ અને સ ગીતમયતાનાં જવહરથી ભરેલી છે.

આ રીતે, ગુજરાતમા અરબી ફારસી અને ઉર્દૂમા ઘણુ સાહિત્ય, ગુજરાતી હિંદુ મુસ્લિમ અને પારસી વિદ્વાનો દ્વારા સર્જાયુ છે. ફારસીમાં ગદ્યપદ્યનાં લગભગ બધાં જ સ્વરૂપોનું ખેડાણ તેઓ દ્વારા થયુ છે. અરબી ગ્રથો મોટે ભાગે તો મુસ્લિમ સતમહાત્મા દ્વારા લખાયેલ છે અને એમનું વિષયવસ્તુ સાધારણતઃ ધાર્મિક કે સૂફીવાદનું રહ્યુ છે. ઉર્દૂના વિકાસ માટે મુઘલ સમયમા પૂરતો અવકાશ ન હતો એમ છતાં વલી ગુજરાતી જેવા મહાનુભાવે ઉર્દૂ સાહિત્યનુ ખેડાણ કર્યું છે.

## પાદટીપો

૧. કે કા. શાસ્ત્રી, 'ગુજરાતી ભાષાનો વિકાસ અને અર્વાચીન ગુજરાતી ભાષાસ્વરૂપ', પૃ. ૧૦૫–૧૦૮

૨ ગુજરાતી હસ્તપ્રત ૩૨૮ (ગુજરાત વિદ્યાસભા સંગ્રહ), પ્રેમાનદ વિશે મળેલી માહિતીને આધારે

૩ હેમવિજય, 'વિજયપ્રશસ્તિ-કાવ્ય', સર્ગ ૨૧, શ્લો. ૫૦–૫૨

૪ જુઓ 'વસન્તરાજશાકુનટીકા', મંગલાચરણ

૫ શત્રુંજય પર આદિનાથ મદિરનો હેમવિજયગણિએ વિ સ ૧૬૫૦માં રચેલો પ્રશસ્તિ-લેખ–
પ્રાચીન જૈન લેખ સંગ્રહ, લેખ ૧૨, શ્લો. ૧૭–૧૮

૬ Badauni, *Muntkhab-ut-Tawarikh* (Eng tran) by G S A Ranking, p 321

૭ 'કાલિકાચાર્યકથાસગ્રહ', પૃ ૨૧૦, શ્લો. ૩૫–૩૭

૮. એમની સાહિત્યસેવા સબધે વિસ્તારથી જાણવા માટે જુઓ મો દ દેસાઈ, 'કવિવર સમયસુંદર'—"જૈનસાહિત્ય સંશોધક', ખંડ ૨, અ ક ૩–૪ તથા 'યુગપ્રધાન જિનચદ્રસૂરિ, પૃ ૧૯૮.

૯. જુઓ મો દ દેસાઈ, "જૈન સાહિત્યનો સક્ષિપ્ત ઇતિહાસ (જૈ. સા સં. ઈ)," પૃ ૫૫૩, ટિપ્પણી ન ૪૯૪

૧૦ જુઓ અં પ્રે. શાહ, 'जैन साहित्यका वृहद् इतिहास', भा. ५, पृ २५

૧૧ જુઓ 'फलवर्धिपार्श्वनाथमाहात्म्य महाकाव्य', પ્રસ્તાવના

૧૨ 'भानुचन्द्रचरित', सर्ग ४, શ્લો. २०९

૧૩ મો દ દેસાઈ, જૈ સા સં. ઇ, પૃ ૫૫૫, ટિ

૧૪ 'पट्टावलीसमुच्चय', भा १, पृ. ८९

૧૫ જુઓ 'विज्ञप्ति-लेखसग्रह', पृ १५५–१५८

૧૬ એજન, પૃ ૧૩૭–૧૫૦

૧૭. એજન, પૃ. ૮૯–૬૭; જુઓ 'काव्यमाला', गुच्छ १४

૧૮. 'विज्ञप्तित्रिवेणी' ની પ્રસ્તાવનામાં આનો પરિચય આપેલો છે.

૧૯ 'विज्ञप्ति-लेखसंग्रह', पृ १३७ १५०

૨૦ હી ૨. કાપડિયા, 'જૈન સંસ્કૃત સાહિત્યનો ઇતિહાસ', । ૨, પૃ. ૨૬૨

૨૧. 'विज्ञप्तिलेखसंग्रह', पृ १२६–१२८

૨૨ एजन, पृ १७५–१७८

૨૩ एजन, पृ. २०५–२०८

૨૪. एजन, पृ. २०९–२१३

૨૫ एजन, पृ. १०७–११३

૨૬. एजन, पृ. २०२–२०४

૨૭ एजन, पृ. १७२–१७६

૨૮. एजन, पृ. १८५–१८९

૨૯ एजन, पृ १९५–१९८

૩૦ एजन, पृ. १५९–१६१

૩૧. एजन, पृ. १७९–१८४

૩૨ આ હિતરુચિએ સં. ૧૭૦૨માં 'નલચરિત્ર' રચ્યું છે

૩૩ મો દ દેસાઈ, 'જૈ સા સં. ઈ', પૃ ૬૩૧

૩૪ વિશેષ વિવેચન માટે જુઓ અ પ્રે શાહ, 'दिग्विजयमहाकाव्य'ની પ્રસ્તાવના અને અગરચંદ નાહટા, 'महाकवि मेघविजय और उनके ग्रंथ', ''नागरी प्रचारिणी पत्रिका'', वर्ष ५५, अंक ४.

૩૫. 'विज्ञप्ति-लेखसंग्रह', पृ. १९९–२०१

૩૬ एजन, पृ १२९–१३६

૩૭ एजन, पृ ११४–११९

૩૮ एजन, पृ १५१–१५४

૩૯. एजन, पृ. १६६–१७१

૪૦. एजन, पृ. १९०–१९४

૪૧ अं. प्रे. शाह, 'जैन साहित्य का बृहद् इतिहास', भा ५, पृ. १७७

૪૨. જુઓ 'विज्ञप्ति-लेखसंग्रह', पृ २१४–२१६.

૪૩ આધારો માટે જુઓ આ પ્રકરણની સંદર્ભસૂચિ.

૪૪ M S Commissariat, *A History of Gujarat*, Vol II, p 562

૪૫. છોટુભાઈ ૨. નાયક, 'ગુજરાતના નાગરોનું ફારસી ભાષા અને સાહિત્યનું ખેડાણ', પૃ ૩૪

૪૬. ડૉ. છોટુભાઈ ૨ નાયક એના પિતાનું નામ માધવદાસ આપે છે (ઉપર્યુક્ત, પૃ ૩૧).

૪૭ સૈયદ અબ્દુલ્લા, 'अदबियाते फारसी में हिन्दुओंका हिस्सा', अंजुमन तरक्की ए देहली, १९४२, पृ. ५८

૪૮. કૃષ્ણલાલ મો. ઝવેરી, 'ગુજરાતીઓએ લખેલા ફારસી ગ્રંથો', પૃ. ૧૨
૪૯. એજન, પૃ. ૬૯   ૫૦ એજન, પૃ. ૫૭   ૫૦અ. એજન, પૃ. ૫૩
૫૧. M. L Rahman, *Persian Literature in India during the Time of Jahangir and Shah Jahan*, p. 124 f
૫૨ M S Commissariat, *op cit*, p. 64
૫૩ કૃ મો. ઝવેરી, ઉપર્યુક્ત, પૃ ૮૮
૫૪ 'અહલે બયત'–હ મુહમ્મદ(સલ.)ની પુત્રી ફાતિમા, હ અલી અને એમના પરિવાર માટે વપરાય છે. 'અહલે બયત' એટલે ઘરના માણસ
૫૫ કૃ. મો ઝવેરી, ઉપર્યુક્ત, પૃ ૮૯   ૫૬. એજન, પૃ. ૨૯
૫૭ આખું 'કુરાને શરીફ' કંઠસ્થ કરનારને 'હાફિઝ' કહે છે.
૫૮. હ અલી (રદી) અને હ ફાતિમા ( રદી ) સાહેબના સંતાનો 'અલવી' કહેવાય અલવી શબ્દમા જ મૂળ પુરુષ હ અલી ( રદી ) સાહેબના નામનો સંકેત સ્પષ્ટ થાય છે.
૫૯. અન્ય પુસ્તકોની વિગત માટે જુઓ ચ ઠ પરમાર, 'હ વજીહુદ્દીન શાહ ગુજરાતી (રહ)', પૃ ૬૮
૬૦ કૃ. મો ઝવેરી, ઉપર્યુક્ત, પૃ ૭૩
૬૧ નૂરુલ હસન અનસારી, फारसी अदब ब अहदे औरंगज़ेब, पृ. २१
૬૨ પરંતુ શ્રી સક્સેના તેઓ ઔરંગાબાદમા જન્મ્યા હતા એમ માને છે

*   *   *

# પુરવણી

## ગો. પુરુષોત્તમજી (ઈ.સ ૧૬૫૮–૧૭૫૪ અદાજે)

શુદ્ધાદ્વૈત વેદાત અને પુષ્ટિમાર્ગના દાર્શનિક વિદ્વાન આચાર્ય ગો. પુરુષોત્તમજીનો જન્મ તો ગોકુલ( જિ. મથુરા)માં થયો હતો. પરંતુ એ બહુ નાની વયે વલ્લભ સપ્રદાયમા છઠ્ઠી ગાદી તરીકે ગણાતા સુરતના શ્રી બાળકૃષ્ણલાલજી ઠાકોરજીના મદિરના તિલકાયત શ્રી વ્રજરાયજીની ગોદે દત્તક આવેલા. એમણે ઉચ્ચ કોટિની વિદ્વત્તા પ્રાપ્ત કરી ભારતવર્ષનો અનેક વાર પ્રવાસ કર્યો હતો. સંપ્રદાયમાં એમની વિદ્વત્તાને કારણે અનેક વિદ્વાનો સાથે શાસ્ત્રાર્થો અને ચર્ચાવિચારણાઓ કરી હોવાથી એમને 'દશદિગતવિજયી' એવું બિરુદ અપાયું છે. શ્રી વલ્લભાચાર્યજી અને એમના પુત્ર શ્રી વિઠ્ઠલનાથજીના ગ્રથો ઉપર વિશદ ટીકાઓ ઉપરાત સખ્યાબંધ મૌલિક વાદ ગ્રંથોની રચનાઓ જાણવામા આવી છે. એમના દીર્ઘજીવનમાં નવલાખ શ્લોકપૂર ટીકાઓ તેમજ સ્વતત્ર વાદગ્રથોની રચનાઓ કર્યાનુ પ્રચલિત

છે એમનું કેટલુંક મહત્ત્વનું સાહિત્ય શિવાજીની સુરતની લૂંટો વખતે બળી ગયાનું કહેવામાં આવે છે. એમના ટીકા ગ્રંથોમાં શ્રી વલ્લભાચાર્ય( વિઠ્ઠલનાથજી )ના ૧. બ્રહ્મસૂત્રાણુભાષ્યનો પ્રકાશ, ૨ તત્ત્વાર્થદીપનિબંધ ઉપરનો આવરણભંગ, ૩. પૂર્વમીમાંસાકારિકા વિવરણ, ૪ પૂર્વમીમાંસાના ભાવાર્થપાદના ભાષ્યનું વિવરણ, ૫. ગાયત્ર્યર્થપ્રકાશકારિકા વિવરણ, ૬ પત્રાવલંબનની ટીકા, ૭ ભાગવત-સુબોધિની ટીકાનો પ્રકાશ, ૮. ન્યાસાદેશ-વિવરણ અને ૯-૨૧. ષોડશ ગ્રંથોમાંના ૧૩ ગ્રંથો ઉપરની ટીકા (બાકીના ત્રણની અલભ્ય), શ્રી વિઠ્ઠલનાથજીનાં ૨૨ વિદ્વન્મંડન ઉપર 'સુવર્ણસૂત્ર' ટીકા, ૨૩. ભક્તિહંસની ટીકા, ૨૪. ભક્તિહેતુનિર્ણયની ટીકા, ૨૫. વલ્લભાષ્ટક ટીકા, ઉપનિષદોની ૨૬ થી ૩૧. કૈવલ્ય-બ્રહ્મ-નૃસિંહતાપની-માંડૂક્ય-છાંદોગ્ય-શ્વેતાશ્વતરની દીપિકાઓ, બ્રહ્મસૂત્રોની ૩૨-અધિકરણમાલા અને ૩૩. સ્વતંત્ર ભાવ પ્રકાશ-વૃત્તિ. સ્વતંત્ર ગ્રંથોમાં ૩૪ ઉત્સવપ્રતાન ૩૫. દ્રાવ્ય શુદ્ધિ, ૩૬ થી ૫૯ અવતારવાદાવલિના અંગ ૨૪ વાદગ્રંથ ( આટલા મળ્યા છે. બીજા નષ્ટ થયા છે ) અને ૬૦. પ્રસ્થાનરત્નાકર ( ઉચ્ચકોટિનો દાર્શનિક ગ્રંથ-અપૂર્ણ) એમના બ્રહ્મસૂત્રાણુભાષ્યના ' પ્રકાશ 'ની એ વિશિષ્ટતા છે કે પ્રત્યેક અધિકરણ પૂરું થતાં ત્યાં શ્રી શંકરાચાર્ય વગેરે ભિન્ન ભિન્ન ભાષ્યકારોના તત્તદ્વિષયક મત નોંધી પછી છેલ્લો શ્રી વલ્લભાચાર્યનો મત નોંધ્યો છે.

એમની મોટા ભાગની લેખન પ્રવૃત્તિ સુરતમાં થઈ હતી. એમના જ હસ્તાક્ષરમાં કેટલીક રચનાઓ સચવાઈ રહેલી મળી છે *

* 'શ્રી પુરુષોત્તમજી', "પુષ્ટિ ભક્તિ સુધા" માસિક, વર્ષ ૫ (અંક ૩), પૃ ૪૫-૫૮; રમેશભાઈ વિ પરીખ, 'શ્રી પુરુષોત્તમજી', પૃ. ૩૦-૬૭, નં દે મહેતા, 'હિંદ તત્ત્વજ્ઞાનનો ઇતિહાસ', પૃ ૫૫૭-૫૮

*

## પ્રકરણ ૧૦

# લિપિ

મુઘલ કાલમા અગાઉની જેમ હસ્તપ્રતો અભિલેખો ખતપત્રો વગેરેમાં મુખ્યત્વે નાગરી અને અરબી લિપિઓનો વ્યાપક પ્રયોગ ચાલુ રહ્યો, પણ હવે એમની સાથોસાથ ગુજરાતી લિપિ ઉમેરાઈ.

## ૧. નાગરી લિપિ

પ્રસ્તુત કાલની નાગરીનુ સ્વરૂપ પટ્ટ ૧ માં દર્શાવ્યું છે. એમાં પહેલા ઊભા ખાનામા અર્વાચીન નાગરી મરોડ આપ્યા છે, પછી બીજા ખાનામાં ૧૬ મી સદીના ઉત્તરાર્ધના, ત્રીજા ખાનામા ૧૭ મી સદીના અને ચોથા ખાનામા ૧૮ મી સદીના પૂર્વાર્ધના અભિલેખો અને હસ્તપ્રતોમા પ્રયોજાયેલ મૂળાક્ષરો અને અંક-ચિહ્નો ગોઠવ્યા છે વળી પટ્ટ ૩અ મા નાગરી અંતર્ગત સ્વરચિહ્નોના અને સંયુક્ત વ્યંજનોના મરોડના નમૂના પણ અલગ આપ્યા છે.

સ્વર્ગમાં अ નો બાળબોધ મરોડ નહિ, પણ અગાઉનો દેવનાગરી મરોડ પ્રયોજાય છે. ऋ નો પ્રયોગ મળ્યો નથી તેથી એનું સ્વરૂપ જાણવામાં આવ્યું નથી. झ નો કેવળ પ્રાદેશિક મરોડ પ્રયોજાયો છે. બાકીના મૂળાક્ષરો પૈકી ऋ, ओ, औ અને स સિવાયના બધા એમના અર્વાચીન સ્વરૂપને પામેલા જોવા મળે છે. આ મૂળાક્ષરોની બાબતમાં કેટલીક નોંધપાત્ર વિશેષતાઓ જોવા મળે છે :

अ અને आ નુ સ્વરૂપ પ્રાચીન વિકસિત દેવનાગરી સ્વરૂપ છે, જેમા કોઈ કોઈ વાર પ્રાચીન મરોડ (જેમકે ત્રીજા ખાનાનો મરોડ) પણ દેખા દે છે इ ના પૂર્ણ વિકસિત મરોડની સામે એનો પ્રાચીન મરોડ (જેમકે બીજા ખાનાનો પહેલો મરોડ, છેલ્લા ખાનાનો બીજો મરોડ) પણ સુગમતાને લઈને પ્રયોજાવો ચાલુ રહ્યો છે. આ પ્રાચીન મરોડ જૈન લખાણોમા સાર્વત્રિક અને જૈનેતર લખાણોમા ક્વચિત્ પ્રયોજાયો છે ई નો મરોડ વિકસિત સ્વરૂપે પ્રયોજાય છે, જોકે બીજા ખાનાનો બીજો મરોડ વિલક્ષણ છે. એમા इ ના ચિહ્ન સાથે અંતર્ગત ई નું (દીર્ઘતાસૂચક) ચિહ્ન પ્રયોજ્યુ છે. ऊ નો બીજા ખાનાનો બીજો મરોડ પણ વિલક્ષણ છે. એમા સ્વરના ગુજરાતી મરોડમાં જમણી બાજુએ

લંબાવાતા છેડામાં નીચેના ભાગમા દીર્ઘતાસૂચક ચિહ્ન પ્રયોજાયુ છે. આ બને વિલક્ષણ મરોડ સોજિત્રાના વિ.સ ૧૬૮૩ (ઈ.સ. ૧૬૨૭)ના અભિલેખમા પ્રયોજાયા છે. આ લેખની ભાષા ગુજરાતી અને લિપિ નાગરી છે.[1] ઋ નો સલ્તનત કાલમાં વિકસેલો મરોડ સર્વત્ર પ્રયોજાતો નજરે પડે છે. ओ અને औનાં પ્રાચીન સ્વતંત્ર ચિહ્ન પ્રસ્તુત કાલના અંત સુધી પ્રયોજાતાં હોવાનુ જણાય છે

વ્યંજનોમા क નો પ્રાચીન મરોડ ૧૬ મી સદી સુધી વિશેષ પ્રચલિત રહ્યો (જેમકે બીજા ખાનાનો પહેલો મરોડ), પણ ધીમે ધીમે એના પૂર્ણ વિકસિત મરોડનો પ્રયોગ જૈનેતર તેમજ જૈન લખાણોમા વ્યાપક બનતો ગયો અને પ્રાચીન મરોડ ધીમે ધીમે લુપ્ત થઈ ગયો. એવી રીતે ज મા બનેલુ જોવા મળે છે. ગુજરાતી ભાષાના પણ નાગરી લિપિમાં લખાયેલા કેટલાંક લખાણોમા જ્યા ख પ્રયોજવાનો હોય ત્યા ष પણ પ્રયોજાયો છે. छ નો પ્રાચીન મરોડ (જેમકે બીજા ખાનાનો બીજો મરોડ અને ત્રીજા ખાનાનો મરોડ) જૈન તેમજ કોઈ કોઈ જૈનેતર લખાણોમાં પ્રયોજાયો છે, પણ ૧૭ મી સદીથી આ પ્રાચીન સ્વરૂપ કેવળ જૈન લખાણો પૂરતુ સીમિત બને છે झ નાં અત્યારે બે સ્વરૂપ પ્રચલિત છે તેમાનુ એક પણ સ્વરૂપ ગુજરાતમાં આ સમયે પ્રયોજાતુ હોવાનુ જણાતું નથી, પણ એને બદલે લંબા સમયથી જૈન લિપિમાં પ્રચલિત પ્રાદેશિક સ્વરૂપ વ્યાપકપણે પ્રચલિત બનેલું જણાય છે. આ સ્વરૂપમાંથી આ વર્ણનો ગુજરાતી મરોડ ઘડાયો છે.[2] ड નુ પ્રાદેશિક સ્વરૂપ જૈનેતર લખાણોમાં ક્વચિત્ પ્રયોજાયુ છે, પણ જૈન લખાણોમા પ્રચલિત મરોડની સાથોસાથ એનો છૂટથી ઉપયોગ થયો છે, એટલુ જ નહિ, જૈન લખાણોમા પહેલા મરોડની અપેક્ષાએ એનુ વપરાશ-પ્રમાણ વધ્યુ છે. ण નાં બને સ્વરૂપ પ્રયોજાયા છે, પણ અગાઉની જેમ હજી દેવનાગરી સ્વરૂપનુ જ બાહુલ્ય નજરે પડે છે. ध પર ૧૭ મી સદીથી જૈનેતર લખાણોમા શિરોરેખાનો પ્રયોગ થતો જોવા મળે છે, જ્યારે જૈન લખાણોમા એનો અભાવ વરતાય છે. भ ના અગાઉ ચાલ્યા આવના બને વૈકલ્પિક સ્વરૂપોનો અહી અંશત વિકાસ થયેલો નજરે પડે છે, પણ બને સ્વરૂપ હજી તેઓના અર્વાચીન સ્વરૂપને પામ્યા નથી. ल ના બને વૈકલ્પિક સ્વરૂપોમા ડાબા અંગની વળાંકવાળી રેખાને ચાલુ કલમે જોડવાને બદલે અલગ અલગ કરીને જોડી છે. આથી આ મરોડ શિરોરેખાને બાદ કરતાં એના ગુજરાતી સ્વરૂપ જેવો બને છે આ વ્યંજનના પહેલા સ્વરૂપનો પ્રયોગ ૧૫ મી સદીથી જૈન તેમજ જૈનેતર લખાણોમા વ્યાપક બનવા લાગ્યો હતો અને ૧૬ મી

સદીથી તો એ જૈન અને જૈનેતર લખાણોમા આ જ સ્વરૂપે પ્રયોજાય છે. જૈન લિપિમાં તો આ સ્વરૂપ અદ્યપર્યંત પ્રયોજાય છે. ज્ઞ ના વૈકલ્પિક સ્વરૂપો પૈકી મીંડાવાળા સ્વરૂપને બદલે બીજુ વૈકલ્પિક સ્વરૂપ (ज्ञ) જૈનેતર અને જૈન બંને લખાણોમા વ્યાપકપણે પ્રયોજાયુ છે.

મુઘલકાલીન ૫ અને ૯ સિવાયના બધા અંકચિહ્ન તેઓના વર્તમાન નાગરી સ્વરૂપે પ્રયોજાયાં છે, જોકે એમાં કયાંક કયાક ગુજરાતી અંકચિહ્નોને મળતા આવતા મરોડ પણ પ્રયોજાયા છે. '૫'ના અંકનુ અગાઉ વિકસેલું ગુજરાતી 'પ'ને મળતું સ્વરૂપ અહી બધો વખત પ્રચલિત રહ્યુ છે. ૯ નો અંક પણ દેવનાગરી સ્વરૂપે પ્રયોજાવો ચાલુ રહ્યો છે.

અંતર્ગત સ્વરચિહ્નોની બાબતમાં હજુ કયાંક કયાંક પ્રાચીન પદ્ધતિઓ જળવાયેલી જોવા મળે છે. અંતર્ગત इ અને ई નાં ચિહ્ન અગાઉની જેમ વર્ણની શિરોરેખાથી અલગ રખાતા, જેમકે, પટ્ટ ૩અ મા ખિ અને રી ના મરોડ, પણ સલ્તનત કાલથી કેટલીક વાર શિરોરેખા એ સ્વરચિહ્નોને સ્પર્શ કરે તેમ એને લંબાવવામાં આવતી. પ્રસ્તુત કાલમાં આ બીજુ વલણ વધવા પામ્યુ જણાય છે, પણ હજી અંતર્ગત સ્વરચિહ્નો સાથે સંકળાતી એ શિરોરેખા એ અંતર્ગત સ્વરચિહ્નની રેખાને (ઊભા દંડને) કાપીને બીજી બાજુએ (આજે બહાર નીકળે છે તેમ) બહાર નીકળતી નથી, જેમકે શિ અને ટી ના મરોડ ज्ञ સાથે અંતર્ગત उ અને અંતર્ગત ऊ નાં ચિહ્ન પ્રયોજતી વખતે ક્વચિત્ ઊંધા ચોગડાવાળો મરોડ પ્રયોજાતો (જેમકે ज्ञु અને ज्ञू) પડિમાત્રાત્મક અંતર્ગત ए નો પ્રયોગ હવે ઘટતો જાય છે અને એનુ સ્થાન શિરોમાત્રા લેતી જાય છે. ઘ ની ટોચે શિરોરેખા કરવાનો ચાલ નિશ્ચિતપણે શરૂ થયો ત્યાં સુધી એને અંતર્ગત સ્વરચિહ્ન અગાઉની માફક જોડાતાં ચાલુ રહ્યાં; જેમકે, घे માં. પણ ઘ ની જમણી ટોચે શિરોરેખા થતા તેની સાથે અંતર્ગત સ્વરચિહ્ન નિયમિત પણે સ્વાભાવિક રીતે પ્રયોજાવા લાગ્યા; દા.ત. घि માં.

મોટા ભાગના સંયુક્ત વ્યંજન આ કાલમાં વિકાસ પામીને અર્વાચીન તબક્કે પહોચ્યા હોવાનું જોવા મળે છે, એમ છતાં કેટલાક હજી તેઓના પ્રાચીન સ્વરૂપે પ્રયોજાતા રહ્યા છે, જેમ કે દ્ઘ માં બ નેને ઉપરનીચે જોડયા છે. च्च માં અગાઉથી ચાલી આવતી પદ્ધતિ મુજબ પૂર્વ च ની નીચે ઉત્તર च જોડવામાં આવ્યો છે. ज्ञ માં વિકસિત મરોડની તુલનાએ પ્રાચીન મરોડ વિશેષ પ્રયોજાય છે. જ્જમાં પણ પ્રાચીન પદ્ધતિ મુજબ પૂર્વ ज ના ડાબા અંગમાં નીચલા છેડા સાથે ઉત્તર જના ડાબા અંગને એકાકાર કર્યું છે. આમા ઉત્તર ज નું કદ નાનું

રખાયું છે. પૂર્વ त સાથેના સંયુક્ત વ્યંજનોમાં અગાઉની જેમ મોટે ભાગે तનો મરોડ ઉત્તર વ્યંજનના ડાબા અવયવની ઉપર લખાયો છે, જેમકે, त्त અને त्वा માં. એમાં પણ પૂર્વ त ના બે જાતના મરોડ પ્રયોજાયા છે (જેમકે પટ્ટ ૩અ માં એમના મરોડ). त्व માં એનું અર્વાચીન સ્વરૂપ નજરે પડે છે. પૂર્વ द् સાથેના સંયુક્ત વ્યંજનોમાં द्‌નું સ્વરૂપ બહુધા સંકુલ રખાયું છે, જેમકે द्द અને न्द्र ના મરોડ. ઉત્તર य ની બાબતમાં પૂર્વ વ્યંજનની અપેક્ષાએ યનું કદ મોટું કરવાનું ચાલ્યું આવતું વલણ ૧૭ મી સદી સુધી જળવાયેલું જણાય છે, જેમકે म्य. બ્બા અને स्थ પ્રાચીન પદ્ધતિ અને સ્વરૂપ જાળવી રાખતા સંયુક્ત વ્યંજન છે.

## (૨) ગુજરાતી લિપિ[૩]

અગાઉના ગ્રંથોમાં જોયું છે તેમ બ્રાહ્મી લિપિમાં થયેલાં ઉત્તરોત્તર પરિવર્તનોમાંથી ગુજરાતમાં નવમા શતકમાં નાગરી લિપિનું સ્વરૂપ ઘડાવા લાગ્યું હતું. ૧૫ મા શતક સુધીમાં તો નાગરીએ એની વર્તમાન અવસ્થા લગભગ પ્રાપ્ત કરી લીધી હતી. નાગરી લિપિ અટપટા ખાંચાખચકાવાળી હોવાથી અમુક અન્ય પ્રદેશોની જેમ ગુજરાતમાં પણ એનું એક લેખન સુલભ રૂપ વિકાસ પામ્યું.[૪] નાગરીને સરળતાથી અને ત્વરાથી લખવા માટે એની લેખન-શૈલીમાં કેટલાક ફેરફાર કરવામાં આવ્યા, જેમાંથી સહજપણે ગુજરાતી લિપિનું વિશિષ્ટ રૂપ ઘડાયું.

આજે જેને 'ગુજરાતી લિપિ' કહેવામાં આવે છે તેને અગાઉ 'ગુર્જર લિપિ',[૫] 'વાણિયાશાઈ લિપિ'[૬] (વેપારી-વાણિયાઓએ હિસાબકિતાબમાં પ્રયોજેલી લિપિ), 'મહાજન લિપિ'[૭] (વેપારી મહાજનોએ અપનાવેલી લિપિ) વગેરે નામે ઓળખવામાં આવતી ૧૬ મી સદીના 'વિમલપ્રબંધ'માં આપેલી ૧૮ લિપિઓની સૂચિમાં 'ગૂર્જર લિપિ'નો ઉલ્લેખ મળે છે. એ સૂચવે છે કે ૧૬ મી સદીમાં નાગરીનું આ પ્રદેશમાં થયેલું રૂપાંતર સ્વતંત્ર પ્રાદેશિક લિપિનું સ્વરૂપ ગણાય એવી ક્ષમતાવાળું બન્યું હતું. ગુજરાતી ભાષાનો પ્રયોગ છેક ૧૩ મી-૧૪ મી સદીથી મળે છે, પરંતુ ગુજરાતી લિપિના એટલા જૂના નમૂના ઉપલબ્ધ થતા નથી. ગુજરાતી લિપિનો જૂનામાં જૂનો જ્ઞાત નમૂનો 'આદિપર્વ' નામના ગુજરાતી ગ્રંથની વિ.સં. ૧૬૪૮(ઈ.સ. ૧૫૯૧-૯૨)માં લખાયેલી હસ્તપ્રતમાં પ્રાપ્ત થયો છે.[૮] આ બાબત ઉપર્યુક્ત 'વિમલપ્રબંધ'ના ઉલ્લેખને સમર્થન આપે છે.

૧૫ મી સદીમાં ગુજરાતમાં પ્રચલિત નાગરી અને જૈન નાગરીમાં, હાલમાં ગુજરાતીમાં પ્રયોજીએ છીએ તેવો 'લ'નો મરોડ શિરોરેખા સાથે ક્યાંક ક્યાંક પ્રયોજાવા લાગ્યો હતો અને ૧૬ મી સદીથી તો ગુજરાતનાં નાગરી લખાણોમાં

એ મરોડ જ પ્રયોજાતો રહ્યો છે. આથી એમ સૂચિત થાય છે કે ૧૫ મી સદીથી ગુજરાતમા નાગરી લિપિમા પ્રાદેશિક રૂપાતર થવાનો આરંભ થયો હતો, જે પ્રક્રિયા અનુકાલમા ઉત્તરોત્તર વધતી ગઈ અને એમાથી વર્તમાન ગુજરાતી લિપિનુ સ્વરૂપ ઘડાયુ.

મુઘલ કાલમા આ લિપિનો મુખ્યત્વે વાણિયાઓના હિસાબકિતાબ અને નામાઠામામાં તેમજ સામાન્ય વ્યવહારમાં ઉપયોગ થતો હતો, એમાં ગ્રંથલેખન ભાગ્યેજ થતુ. એનુ કારણ સભવત એ સમયે એ લિપિ પૂર્ણપણે વિકસી નહોતી એ હતુ હિસાબકિતાબ અને સામાન્ય લખાણમાં જરૂરી અક્ષરોના મરોડોનો વિકાસ થયો હતો વળી એ વખતે લખાણમાં અતર્ગત સ્વરચિહ્નોમા હ્રસ્વ-દીર્ઘના ભેદ રખાતા નહિ, આથી લાંબા સમય સુધી અંતર્ગત 'ઇ' અને 'ઉ'નો પ્રયોગ જોવા મળતો નથી. આ બધી બાબતો ગ્રથ-લેખનમા વિઘ્નરૂપ હોઈને એમા ગ્રંથ લખાતા નહોતા, પણ ધીમે ધીમે એમાં બધા અક્ષરોના ગુજરાતી મરોડ ઘડાયા. આ લિપિ લખવામાં ઝડપી અને મરોડદાર હોવાથી તેમજ એમાં નાગરી લિપિના લગભગ બધાં ચિહ્ન રૂપાતરિત થયા હોવાથી એ ધીમે ધીમે ગ્રંથ-લેખનમા પણ અપનાવાઈ. જેમ ગુજરાતના પ્રાચીન કવિ પોતાના લોકભોગ્ય સાહિત્યના સર્જન માટે લોકોમા બોલાતી ગુજરાતી ભાષાનો પ્રયોગ કરતા તેમ સમય જતા તેઓ પોતાની કૃતિઓના લેખન માટે ગુજરાતી લિપિનો ઉપયોગ કરતા થયા લહિયાઓ પણ એ લોકભોગ્ય સાહિત્યને લોકસુબોધ લિપિમાં લખતા થયા ઉપર્યુક્ત 'આદિપર્વ' ગ્રંથની આ લિપિમા લખાયેલ પ્રત એનું દૃષ્ટાત છે.

ગુજરાતમા થયેલા નાગરીમાંથી ગુજરાતી લિપિના રૂપાતરના કેટલાંક વિશિષ્ટ લક્ષણ આ પ્રમાણે તારવી શકાય :

(૧) રોજિંદા વ્યવહારમાં ઝડપથી લખી શકાય એ માટે નાગરીના દરેક અક્ષરની ટોચે અલગ અલગ ઉમેરાતી શિરોરેખાનો લોપ કરવામાં આવ્યો અને એની જગ્યાએ આખી લીટીની એક સળંગ શિરોરેખા દાખલ કરવામાં આવી. જેથી પંક્તિ સીધી સપાટીએ લખાય. મુદ્રણકલાના આગમન (૧૮ મી સદીના અંત) પહેલાના ગ્રથોમાં, અને શરૂઆતના મુદ્રિત ગ્રથોમા, વાણિયાઓના દેશી નામામાં તેમજ પત્રવ્યવહારમાં આ પ્રકારે સળંગ લીટી દોરીને અક્ષર એની નીચે લટકાવવામાં આવતા.

(૨) સળંગ લીટીની નીચે અક્ષરોને શિરોરેખા વગર ઝડપથી લખતાં સ્વાભાવિક રીતે અક્ષરોને ગોળ મરોડ અપાયો. લીટીનું લખાણ હમેશા

ડાબેથી જમણે લખાતુ હોઈ અક્ષર પણ સામાન્યતઃ ડાબેથી જમણે લખાતા. આથી ડાબી બાજુની ટોચ ડાબેથી વૃત્તાકાર ધારણ કરે ને જમણી બાજુનો નીચલો છેડો જમણી બાજૂ વૃત્તાકાર ધારણ કરે એ સ્વાભાવિક બન્યુ. આ મુજબ દેવનાગરી મરોડની ઊભી રેખાની ટોચને વૃત્તાકાર અપાયો, જે સામાન્યતઃ ડાબેથી જમણે લખાય છે, જેમકે ઉ, ખ, ગ, થ, ટ, ઠ, પ, મ, ય, ર, ષ, સ. આમ છતાં થોડાક અક્ષર નાગરી મરોડમા એવા હતા જેની ટોચ જમણેથી ડાબે લખાતી, ત્યાં ઊલટો ક્રમ ચાલુ રખાયો; જેમકે ઘ, છ, ડ, ધ, બ, વ. બીજા થોડાક અક્ષરોમા એનો મુખ્ય ભાગ ડાબી બાજુએ બહાર નીકળતો હોઈ એની સૂરેખાને સ્વાભાવિક રીતે જમણેથી ડાબી બાજુનો વૃત્તાકાર અપાયો, જેમકે ठ–ઠ, द–દ, फ–ફ અને ह–હમાં.

જે અક્ષરોમા ડાબા અંગની ઊભી સુરેખા નીચે લંબાતી હોય ત્યાં એના નીચલા છેડાને જમણી બાજુ મરોડ આપવામા આવ્યો, દા ત. 'શ' અને 'સ'ના મરોડ 'ણ'ના ડાબા પાખાના નીચલા છેડાને જમણી બાજુ લંબાવીને છેવટે થોડો ડાબી બાજુ વાળવામાં આવ્યો.

વળી વચલા છેડાવાળા અક્ષરોના નીચલા ભાગને પણ વધારે વળાંક અપાતો રહ્યો, જેમકે ગ, ણ અને હ મા.

(૩) એકંદરે ઘણા મૂળાક્ષર નાગરી મૂળાક્ષરોના વળાંકદાર મરોડ જેવા રહ્યા, જેમકે ગ, ઘ, ડ, છ, ઞ, ટ, ઠ, ડ, ઢ, ણ, ત, થ, ધ, ન, પ, મ, ય, ર, વ, શ, ષ, સ અને હ, જ્યારે કેટલાક અક્ષરોને શિરોરેખા વિના તેમજ ઝડપ માટે સળંગ કલમે લખતા તેઓના મૂળ સ્વરૂપમા કેટલુંક વિશિષ્ટ પરિવર્તન થયુ, જેમકે, અ, ઇ, ઈ, ઉ, ઊ, ક, ખ, ચ, જ, દ, ફ, બ ભ અને ળ. વાસ્તવમાં ગુજરાતી લિપિને નાગરીથી અલગ સ્વરૂપ આપવામા આ અક્ષરોએ અગત્યનો ભાગ ભજવ્યો

આમ છતા કેટલાક અક્ષરો અને અંકચિહ્નો સળંગ કલમે નહિ, પણ એકે વધુ ટુકડે લખાતા રહ્યા, જેમકે અક્ષરોમા ક, ગ, ડ, ઞ, મ, ણ, ત, ફ, લ, શ, ષ, સ, હ અને અંકોમા ૯નો મરોડ.

(૪) મૂળ સ્વરચિહ્નોમાં इ અને उની જેમ ए અને ओના સ્વતંત્ર ચિહ્ન નાગરી લિપિમા પ્રચલિત હતાં ગુજરાતી લિપિમા ए અને ओ બંનેના સ્વતંત્ર ચિહ્નોનો લોપ થયો, પરિણામે જેમ વર્તમાન નાગરીમા ओ અને औ એ બે સ્વર-ચિહ્ન अ પરથી સાધિત થાય છે તેમ ગુજરાતી લિપિમા એ, ઐ, ઓ અને ઔ એ ચારેય સ્વર-ચિહ્ન 'અ' પરથી સાધિત થયાં.

(૫) નાગરી લિપિમા દેવનાગરી, જૈન નાગરી અને મરાઠી બાળબોધ વચ્ચે વૈકલ્પિક મરોડ પ્રચલિત હતા. ગુજરાતી લિપિમા એમાનાં અમુક રૂપ અપનાવવામાં આવ્યા. આવા અક્ષરો પૈકી ગુજરાતી ણ અને શ દેવનાગરીમાંથી, અ ઝ અને લ ગુજરાતમા પ્રચલિત નાગરી અને જૈન લિપિના મરોડમાથી અને છ ક્ષ અને ઙ મરાઠી બાળબોધમાથી રૂપાંતરિત થયેલાં જોવા મળે છે.

(૬) ગુજરાતી અક્ષરો અને અંકચિહ્નોના ઘડતરની પ્રક્રિયામાં ૨ (બે) અને ૫ (પાંચ)ના અંકોના મરોડ અનુક્રમે અંતઃસ્થ "ર" વર્ણ અને ઓષ્ઠ્યસ્થાની "પ" વર્ણના મરોડના ભ્રમકારક બન્યા, જેમકે 'પર' એટલે બાવનની સંખ્યા દર્શાવતા અંકો કે 'ઉપર'નો પર્યાય એવો 'પર' શબ્દ એવો ભ્રમ થાય એમ બન્યું; પણ આવા અક્ષર–ભ્રમ થવાનુ પ્રમાણ ઘણું જૂજ છે.

મુઘલકાલીન ગુજરાતી લિપિનુ સ્વરૂપ દર્શાવવા માટે પટ્ટ ૨ તૈયાર કર્યો છે. એમાં પહેલા ઊભા ખાનામાં અર્વાચીન ગુજરાતી મૂળાક્ષરો અને અંકચિહ્નો ગોઠવી બીજાથી પાંચમા ખાનામાં અનુક્રમે વિ.સં. ૧૬૪૮ ની ગુજરાતી 'આદિપર્વ' ગ્રંથની હસ્તપ્રતમાથી[૯], વિ સ. ૧૬૭૨ ના ખતપત્રમાંથી[૧૦], વિ.સ. ૧૭૧૩ ની 'નરસૈયાની હૂંડી' ગ્રંથની હસ્તપ્રતમાથી[૧૧] અને વિ.સ. ૧૭૩૨ની "વનેચટની વાર્તા" ગ્રંથની હસ્તપ્રતમાંથી[૧૨] મૂળાક્ષરો અને અંકચિહ્નોના મરોડ ગોઠવ્યા છે. પટ્ટ પર સામાન્ય નજર નાખતાં ઉપર્યુક્ત લક્ષણ ઘણે અંશે વ્યક્ત થતાં જોવા મળે છે. એમાં ઉપર જણાવ્યુ છે તેમ અ, ઇ, ઈ, ઉ, ઊ, ક, ખ, ય, જ, ૬, ફ, બ, ભ, અને ળનો વિકાસ વિશિષ્ટ હોવાથી નોંધપાત્ર છે[૧૩]

અ વર્ણનો શરૂઆતમાં શિરોરેખા વગરનો દેવનાગરી મરોડ પ્રયોજાતો હતો (જેમકે બીજા ખાનાનો પહેલો મરોડ). એ મરોડના ડાબા અંગની ત્રણ રેખાઓ પૈકી ઉપલી આડી રેખાને છૂટી લખી એની નીચેની બે રેખાઓને સળંગ કલમે લખતાં બનતા ગુજરાતી ચોગડા જેવા મરોડને વર્ણની જમણી બાજુના 'પ' જેવા અકારની ડાબી ટોચ સાથે સળંગ કલમે જોડવામા આવ્યો (દા ત, બીજા ખાનાનો મરોડ અને ત્રીજા ખાનાનો પહેલો મરોડ). સમય જતા ડાબી બાજુની આડી રેખાને પણ સળંગ કલમે નીચલા ચોગડા જેવા મરોડની ડાબી ટોચ સાથે જોડીને લખવામા આવી (જેમકે ચોથા ખાનાનો બીજો મરોડ) સમય જતાં એ ડાબી બાજુના અંગને ચાલુ કલમે લખતાં 'ચ' વર્ણના ડાબી બાજુના અંગ જેવો મરોડ ઘડાતા આખોય વર્ણ એના વર્તમાન સ્વરૂપનો બન્યો (જેમકે પાંચમા ખાનાનો ૨ જો મરોડ). ૧૭ મી સદીના ઉત્તરાર્ધમા ઘડાયેલા આ વિકસિત મરોડના વપરાશનુ પ્રમાણ ઉત્તરોત્તર વધતું જતા પ્રાચીન મરોડનો પ્રયોગ લુપ્ત થતો ગયો.

ઇ અને ઈના શિરોરેખા રહિત નાગરી મરોડ ૧૭ મી સદીના પૂર્વાર્ધ સુધી પ્રયોજાતા હતા, પણ એમાં વ્યંજનોની સાથે જેમ અંતર્ગત સ્વરચિહ્નો જોડવામાં આવે છે તેમ આ વર્ણોને અનુક્રમે અંતર્ગત ઇ નું સ્વરચિહ્ન (જેમકે બીજા ખાનાનો બીજો મરોડ) અને અંતર્ગત ઈ નું સ્વરચિહ્ન (જેમકે ત્રીજા ખાનાનો બીજો અને ચોથા ખાનાનો મરોડ) જોડાતું. ૧૭ મા શતકના ઉત્તરાર્ધથી આ વર્ણોના અર્વાચીન મરોડની નિકટના સ્વરૂપ પ્રયોજાતાં જોવા મળે છે (જેમકે પાંચમા ખાનામાં બંનેના મરોડ) બંનેનાં સ્વરના નાગરી અને ગુજરાતી મરોડની વચ્ચેનાં અંતરાલ રૂપ ઉપલબ્ધ થયાં નથી. એમ લાગે છે કે ઇ ના નાગરી મરોડને ચાલુ કલમે લખીને નીચેના પાંખડાને ચાલુ કલમે જમણી તરફ ધીમે ધીમે ઉપર ચડાવતાં ગુજરાતી મરોડ ઘડાયો છે. ઈની ઉપર તરફ લંબાવેલી રેખાને ટોચથી જમણી તરફ ગોળ મરોડ આપીને નીચે તરફ ઝુકાવવાથી ઈનો મરોડ ઘડાયો.

ઉ માટે ૧૬ મી સદીમાં નાગરી મરોડની સાથેસાથે એ મરોડની નીચલી રેખાને ઊંચે ચડાવીને વર્ણની ટોચ સુધી લંબાવવામાં આવતી જોવા મળે છે (જેમકે બીજા ખાનાનો બીજો મરોડ) આમ આ સ્વરનો મરોડ ૧૬ મી સદીથી અર્વાચીન સ્વરૂપ પામી ચૂક્યો હતો. ઉત્તરકાલમાં એની ઉપરની તરફ લંબાતી રેખાની લંબાઈની બાબતમાં સહેજ સાજ ફરક થતો રહ્યો છે, જે જુદા લેખકોની અંગત લઢણને આભારી ગણાય.

ઊ માટે ૧૬ મી સદીમાં એનો નાગરી મરોડ પ્રયોજાતો જોવા મળે છે, પણ ૧૭ મી સદીથી ઉના મરોડમાં અંતર્ગત ઊનું ચિહ્ન જોડીને સાધિત થવા લાગ્યો. જે મુઘલ કાલના અંત પછી ય ચાલુ રહેતો જોવા મળે છે (જેમકે ચોથા અને પાંચમા ખાનાના મરોડ).

ક ને એના નાગરી મરોડની શિરોરેખા કાઢીને શરૂઆતથી જ સહેજ વાયવ્ય-અગ્નિ સ્થિતિમાં લખવામાં આવતો હતો (જેમકે ત્રીજા અને ચોથા ખાનાના મરોડ).

ખ નો ૧૬ મા શતકમાં નાગરી મરોડ પ્રયોજાતો હતો ૧૭ મા શતકમાં એના ગુજરાતી સ્વરૂપને ઘણે અંશે મળતું સ્વરૂપ ઘડાયું. ખ નો ઉચ્ચાર 'ષ' જેવો કરવામાં આવતો હતો (દા.ત. ષટ્રસ માટે ખટરસ) અને જ્યારે ખ લખવાનો પ્રસંગ આવે ત્યારે ત્યારે પ્રાચીન સમયમાં હિંદી ભાષા અને દેવનાગરી લિપિમાં તેમજ જૂની ગુજરાતીમાં પણ ષ લખાતો. આ ષના મરોડ પરથી ગુજરાતી ખ વિકાસ પામ્યો છે. અહીં ત્રીજા ખાનાના મરોડમાં ડાબી ટોચ ડાબી બાજુએ વળી નથી, પણ પછીના સમયમાં એ નિશ્ચિતપણે વળતી જોવા મળે છે. ૧૭ મી સદીમાં આ વર્ણ એના વિકસિત સ્વરૂપે પ્રયોજાતો નજરે પડે છે

ચ માટે ૧૬ મા શતકમાં શિરોરેખા વગરનો મરોડ પ્રયોજાતો હતો (જેમકે બીજા ખાનાનો પહેલો મરોડ). એ મરોડના ડાબા અંગને સળંગ કલમે લખવાથી આ વર્ણનો ગુજરાતી મરોડ ઘડાતો ગયો. આમ ૧૭મી સદીના અંત સુધીમાં આ વર્ણ એની વર્તમાન અવસ્થા પામતો જોવા મળે છે.

જ માટે શરૂઆતમાં એના પ્રાચીન નાગરી મરોડને શિરોરેખા વગર પ્રયોજવામાં આવતો (જેમકે બીજા ખાનાનો પહેલો મરોડ) એના ડાબા અંગને ગોળ વૃત્તનો મરોડ આપી અક્ષરને સળંગ કલમે લખતાં ધીમે ધીમે આ વર્ણનો ગુજરાતી મરોડ ઘડાતો ગયો. અલબત્ત, એનો ડાબી બાજુનો વૃત્તાકાર વર્ણની મધ્યના નીચલા છેડા કરતાં નીચે રહેતો જોવા મળે છે

ઢ માટે શરૂઆતમાં શિરોરેખા વગરનો એનો નાગરી મરોડ પ્રયોજાતો હતો (જેમકે બીજા ખાનાના મરોડ). સમય જતાં એ મરોડની એની ટોચની ઊભી રેખાનો લોપ થયો અને નીચલી પૂંછડી જમણી બાજુ વળવા માંડી. હવે વર્ણની ઉપલી અને નીચલી રેખાઓ ત્રાસી લખાવા લાગી (જેમકે ત્રીજા, ચોથા અને પાંચમા ખાનાના મરોડ). ૧૮મી સદીમાં આ વર્ણ પૂર્ણતઃ એના અર્વાચીન સ્વરૂપને પામ્યો.

ફ માં એના પ્રાચીન દેવનાગરી મરોડ પરની શિરોરેખાનો લોપ કરીને ક ની જેમ એનો વિકાસ સધાયો છે અહીં બીજા ખાના અને ચોથા ખાનાના પહેલા મરોડમા વર્ણની નીચેની પૂંછડી વ્યક્ત થઈ નહિ હોવાથી તેઓના મરોડ ક ના સમકાલીન મરોડ જેવા બન્યા છે. ફરક એટલો જ છે કે ક ની ટોચની રેખા જમણી બાજુએ વળે છે, જ્યારે ફ ની સીધી ઊભી છે.

બ શરૂઆતમા એના નાગરી મરોડની શિરોરેખા દૂર કરીને વાપરવામા આવ્યો (જેમકે બીજા ખાનાનો મરોડ), પણ એના ડાબા ગોળ અંગને સળંગ કલમે મધ્યની ત્રાસી રેખાના ડાબા છેડા સાથે જોડી, એ રેખાને સીધી આડી રેખાનું સ્વરૂપ આપતા જે મરોડ ઘડાયો (જેમકે ત્રીજા ખાનાનો મરોડ) તેને સુડોળ મરોડ આપતા વર્ણનો વર્તમાન ગુજરાતી મરોડ ઘડાયો.

ભ મા પણ એના દેવનાગરી મરોડની શિરોરેખાનો લોપ કરીને ડાબી બાજુએ થતી ત્રાસી રેખાને ગોળ મરોડ આપી ક્રમશઃ નીચે ઉતારવામા આવ્યો, જેથી એ 'મ'થી જુદો પડે. ૧૭મી સદીના અંતથી આ વર્ણ એની વર્તમાન અવસ્થાને પ્રાપ્ત કરતો જણાય છે (જેમકે પાંચમા ખાનાનો મરોડ)

ળ ના નાગરી મરોડ (ळ)ની શિરોરેખા અને ટોચની ઊભી રેખાનો લોપ કરવાથી અને બાકીના અવયવને સળંગ કલમે લખવાથી ધીમે ધીમે એનો ગુજ-

રાતી મરોડ ઘડાવા લાગ્યો. એમાં ડાબો બાજુનુ વૃત્ત એના (લેખનના) આરંભના ભાગથી અને જમણી બાજુનું વૃત્ત એના (લેખનના) અંતમાં ખંડિત રહેવા લાગ્યું અને ધીમે ધીમે ડાબી બાજુની અને જમણી બાજુની વાળાંકવાળી રેખાઓ ઊભી થતી ગઈ. સાથે સાથે વર્ણના ડાબા અંગમાં નીચેના ભાગમાં ખચકો પડવા લાગ્યો (જેમકે ચોથા ખાનાના મરોડ). ઉત્તર કાલમા આ ખચકો પણ દૂર કરીને આખોય વર્ણ સળંગ કલમે લખતા એનો વર્તમાન ગુજરાતી મરોડ ઘડાયો છે.

ગુજરાતી અંકચિહ્ન પણ વર્ણોની જેમ નાગરી અંકચિહ્નોના મરોડને વળાંકદાર કરવાથી ઘડાયા હોવાનુ સ્પષ્ટ જણાય છે ગુજરાતી અક્ષરોની જેમ '૧' ના નીચલા છેડાને જમણી બાજુ વાળતા વચલો ડાબી બાજુનો ખચકો આપોઆપ લુપ્ત થયો છે. '૨' માં પણ નીચલા છેડાને ડાબી બાજુ વાળતા '૨' ઘડાયો, પણ નાગરીમાં र અક્ષરનો ઉપલો ભાગ સુરેખાત્મક અને '२' અંકચિહ્નનો ઉપલો ભાગ વળાંકદાર હોવાથી એ બે વચ્ચે ભેદ પ્રવર્તતો હતો તે અહીં લુપ્ત થતાં આ મરોડ પરસ્પરના ભ્રમકારક બન્યા '३' મા નીચલી પૂંછડીનો લોપ કરવામા આવ્યો. '४' મા આરંભનો ડાબી ટોચનો ભાગ ઘણા અક્ષરોની જેમ ડાબેથી જમણે વળે તેવુ સરલીકરણ કરવાથી એનો ગુજરા . મરોડ ઘડાયો '५' મા આમ કરવા જતા નીચલો ખચકો લુપ્ત થયો ને પરિણામે એનો ગુજરાતી મરોડ 'પ' અક્ષર જેવો થઈ ગયો. '६' મા શરૂઆતમા નીચલી પૂછડી રદ કરવામાં આવી (જેમકે ૨ જા ખાનાનો મરોડ). આગળ જતાં એના નીચલા અંગની જગ્યાએ નીચલે છેડે ડાબી બાજુએ વળતી ઊભી રેખા પ્રયોજવામાં આવી. આ મરોડમા અંકચિહ્ન '૬' અને અક્ષર '૬' વચ્ચે ભ્રમ થતો નથી. '૭' ના નીચલા છેડાને ઊંચે લંબાવીને એના મરોડને વધારે વળાંકદાર કરવામાં આવ્યો "૮" મા ઉપરની ડાબી બાજુએ બહાર નીકળતી આડી રેખાનો લોપ કરીને ને ઉપલી આડી રેખાને જમણી બાજુ લંબાવીને આખોય મરોડ ચાલુ કલમે પ્રયોજાવા લાગ્યો "૯" મા એના ગુજરાતમા પ્રચલિત નાગરી મરોડ-(જેમકે પટ્ટ ૧ મા આ અંકના મરોડ)મા ડાબી બાજુની રેખાને ઊભા અર્ધ-ગોળનુ સ્વરૂપ આપી ટોચે જોડાતી રેખાને એ અર્ધગોળની જમણી બાજુએ મધ્યમા જોડતા ગુજરાતી મરોડ સધાયો ધીમે ધીમે જમણી બાજુની વળાંકવાળી રેખાએ નાની આડી સુરેખાનુ સ્વરૂપ ધારણ કર્યુ (જેમકે પાચમા ખાનાનો મરોડ), પણ આ પ્રક્રિયામા મૂળ નાગરી મરોડ સળંગ કલમે લખાતો હતો તે ગુજરાતીમા બે ટુકડે લખવો પડયો.

વર્ણો અને અંકચિહ્નોના ઘડતરમાં જેટલા પ્રમાણમાં રૂપાંતર થયેલાં જોવા મળે છે તેટલા પ્રમાણમાં અંતર્ગત સ્વરચિહ્નો (માત્રાઓ) અને સંયુક્ત વ્યંજનોના સ્વરૂપ-ઘડતર વરતાતાં નથી

પટ્ટ ૩-આમાં કેટલાક અંતર્ગત સ્વરચિહ્નો ધરાવતા અક્ષર તેઓના વિકાસના તબક્કામાં ગોઠવ્યા છે એ જોવાથી જણાશે કે ગુજરાતી અંતર્ગત સ્વર-ચિહ્નોએ લગભગ તેઓના નાગરી સ્વરૂપને જાળવી રાખ્યું છે, છતાં આ બાબતમાં કેટલીક લાક્ષણિકતાઓ પણ આવી છે, જેમકે વર્ણોના ચિહ્નોની જેમ અંતર્ગત સ્વરચિહ્નોને પણ વળાંકદાર મરોડ આપવામાં આવ્યો છે. ખાસ કરીને ઊભી સુરેખાનો નીચલો છેડો જમણી બાજુએ સહેજ વાળવામાં આવ્યો; જેમકે ા, િ, ી, ો, ૌ क અને फ જેવા વર્ણ પોતાના મરોડની દિશા બદલતા ગયા તેમ તેમ તેઓની સાથે અંતર્ગત સ્વરચિહ્નો પણ તેઓને અનુરૂપ પ્રચલિત પદ્ધતિએ જોડાતાં ગયાં, જેમકે કા, કી, કુ, કે અને કૌના મરોડ 'ફ'માં પણ આમ બન્યું છે. વળી "ज"ના વિકાસ પામેલા મરોડ "જ"માં સળંગ કલમે લખવા માટે અંતર્ગત સ્વરચિહ્નો જોડવાની સ્વાભાવિક પદ્ધતિઓ નજરે પડે છે, જેમકે 'જી'ને સળંગ કલમે લખતાં એના નીચલા છેડાએ ડાબી બાજુ વળાંક અપનાવ્યો, 'જુ' અને 'જૂ'ને સળંગ કલમે લખવા માટે એમાં 'જ' પછી અંતર્ગત 'આ'નું સ્વરચિહ્ન ( ા ) ઉમેરવામાં આવ્યું ને પછી અંતર્ગત ઉ અને ઊના સ્વરચિહ્નો ( ુ ૂ ) એ અંતર્ગત 'આ'ના સ્વરચિહ્નના નીચલા છેડા સાથે જોડાયા 'ર'માં અંતર્ગત ઉનું સ્વરચિહ્ન નાગરીમાં અધોમાત્રાને બદલે અગ્રમાત્રારૂપે જોડાતું (रु), તેમ ગુજરાતીમાં પણ 'રુ'માં રહ્યું, પણ रू મા એવું કોઈ ચિહ્ન ચાલુ ન રહ્યું. ગુજરાતીમાં 'રૂ' ચાલુ કલમે લખાતાં એનું 'રૂ' રૂપ પ્રયોજાતું જોવા મળે છે 'શ' સાથે ઉ અને ઊનાં અંતર્ગત સ્વરચિહ્નો પ્રયોજતી વખતે નાગરીમાં ક્યારેક शु અને शू લખાતા. એ પરથી ગુજરાતીમાં પણ એવા મરોડ પ્રયોજાયા, જેમકે છેલ્લા ખાનાના મરોડ

સંયુક્ત વ્યંજનોમાં કેટલીક નવી પરિસ્થિતિનો સ્વીકાર કરીને ફેરફાર કરવા પડયા જોકે નાગરી લિપિમાં જે પદ્ધતિએ સંયુક્ત વ્યંજન પ્રયોજાતા હતા તે જ પદ્ધતિએ નવોદિત ગુજરાતી વ્યંજનોને પણ સંયોજવામાં આવ્યા. તદનુસાર ખાસ કરીને જ્યાં જે વ્યંજનચિહ્નમાં જમણે છેડે (જોડેલી કે છૂટી) ઊભી સુરેખા આવતી હોય ત્યાં એ સુરેખાને રદ કરવાથી એ અક્ષર સંયુક્ત પૂર્વ વ્યંજનનું અનુકૂળ સ્વરૂપ સરળતાથી ધારણ કરતો, દા.ત ખ્ય, ગ્મ, ધ્ય, ચ્છ, ણ્ય, ત્પ, શ્ય વગેરેમાં, નાગરીની જેમ પૂર્વવ્યંજન 'ર'નો રેફાકાર મરોડ ચાલુ રહ્યો, તેવી

રીતે ઉત્તર વ્યંજન તરીકે છેડે 'ર' નાગરીની જેમ નીચલે છેડે ઊભી રેખા ધરાવતા પૂર્વવ્યંજન સાથે ડાબી બાજુએ એક નાની ત્રાંસી રેખા સ્વરૂપે પ્રયોજાયો, જેમકે, ત્ર, વ્ર, પ્ર, ભ્ર વગેરેમાં અને નીચલો છેડો ગોળાકાર ધરાવતા પૂર્વવ્યંજનમાં બે ત્રાંસી રેખાએ સ્વરૂપે પ્રયોજાયો છે; જેમકે છ્ર, ટ્ર, ઠ્ર, ડ્ર, ઢ્ર જોકે ત્રમાં નાગરીની જેમ ગુજરાતીમાં પણ તના ડાબા અંગનો ચાપાકાર મરોડ (ત્ર) પ્રયોજાવા લાગ્યો.

જ્યાં અમુક વ્યંજનો જોડવામાં અગવડ જણાઈ ત્યાં એવા સંયુક્ત વ્યંજનોમાં તેઓના નાગરી સ્વરૂપ યથાવત્ રખાયાં; જેમકે પૂર્વ દ, શ અને હ સાથેના સંયુક્ત વ્યંજનો (દ્ધ, દ્મ, દ્ય, દ્વ, શ્ચ, શ્ર, શ્વ, હ્વ વગેરે), જ્યારે બીજા કેટલાક અક્ષરોમાં નાગરીની જેમ પૂર્વ વ્યંજનને હલંત કરીને સંયુક્તપણું સૂચવવામાં આવ્યું; જેમકે ડ્ગ(ખડ્ગ), છ્વ (ઉચ્છ્વાસ), દ્ગ (સદ્ગત), દ્ઘ (ઉદ્ઘાટન), દ્બ (સદ્બુદ્ધિ), દ્ભ (ઉદ્ભવ) વગેરે. આ પદ્ધતિ આજદિન સુધી ચાલુ રહી છે.

જે વર્ણોના વિશિષ્ટ ગુજરાતી મરોડ ઘડાયા તેઓની સાથેના સંયુક્ત વ્યંજનોનું સ્વરૂપ પણ તેઓને અનુરૂપ બન્યું, જેમકે ક્ક–ક્ક, ક્य–ક્ય, ક્લ–ક્લ, क्व–ક્વ, ख्य–ખ્ય, ज्य–જ્ય, ज्व–જ્વ, द्र–દ્ર વગેરે.

એકંદરે જોઈએ તો જેમ અંગ્રેજીની પહેલી–બીજી "ABCD–abcd" સુરેખ હોઈને ઝડપથી લખવામાં સરળ ન પડે તેથી સુગમતાને ખાતર ચાલુ કલમે લખાતી ત્રીજી–ચોથી "*ABCD–abcd*"નો વિકાસ થયો, તેમ ખાચાખચકાવાળી નાગરી લિપિને ત્વરાથી અને તેથી સળંગ લખવાની પ્રવૃત્તિમાંથી ગુજરાતી લિપિનો ઉદ્ભવ અને વિકાસ થયો એમ કહી શકાય ગુજરાતી લિપિનાં પહેલી નજરે તરી આવે તેવાં લક્ષણ બે છે · એક તો અક્ષરગત શિરોરેખાનો લોપ અને બીજું અક્ષરોના આરંભ અને અંતની સુરેખાને અપાતો વળાંક.

અક્ષરગત શિરોરેખાનો લોપ થવાથી અને સળંગ કલમે લખવાથી કુલ ૧૯ અક્ષરોના મરોડ બદલાઈ ગયા, જેમકે अ–અ, इ–ઇ, ई–ઈ, उ–ઉ, ऊ–ઊ, ए–એ, ऐ–ઐ, क–ક, ख (ष)–ખ, च–ચ, ज–જ, झ–ઝ, ट–ટ, ठ–ઠ, द–દ, फ–ફ, ब–બ, भ–ભ, ळ–ળ. 'ણ' ણના ण મરોડમાંથી અને 'લ' લના ल મરોડમાંથી થયા છે. બાકીના બધા અક્ષર શિરોરેખાનો લોપ અને વળાંકદાર મરોડની પરિપાટીમાં રહેલા નાગરી મરોડના જ હોઈ, નાગરી લિપિ વાચનારાઓ માટે એ બધા અક્ષરો વાચવામાં કંઈ મુશ્કેલી પડતી નથી (જેમકે, ऋ–ઋ, ॠ–ૠ, ग–ગ, घ–ઘ, ङ–ઙ, छ–છ, ञ–ઞ, ड–ડ, ढ–ઢ, त–ત, थ–થ, ध–ધ, न–ન, प–પ, म–મ, य–ય, र–ર, व–વ, श–શ, ष–ષ, स–સ, ह–હ).

### (૩) અરબી લિપિ અને એની સુલેખન-શૈલીઓ

ગુજરાતના મુઘલકાલીન અભિલેખ ભાષાની જેમ લિપિશૈલીની દૃષ્ટિએ પણ સલ્તનતકાલના અભિલેખોથી જુદા તરી આવે છે સલ્તનતકાલીન અભિલેખોમાં અરબી ભાષાનુ પ્રાધાન્ય રહ્યુ તેને લઈને એ મુખ્યત્વે કૂફી, થુલ્થ અને નસ્ખ શૈલીઓમાં કડારેલા જોવા મળે છે, પરંતુ મુઘલકાલમા બહુધા શિલાલેખોની ભાષા ફારસી હોવાથી એમા નસ્તાલીક શૈલીનો વપરાશ વધુ પ્રમાણમા થયો છે આ શૈલીનો ઉદ્દ્ભવ ઈસ્વી ૧૪ મા શતકમા થયો હતો કલાલાલિત્યના દેશ ઈરાનમા એના કલાકારોની નૈસર્ગિક પ્રતિભા અને કલાસહજ માનસે કૂફી, થુલ્થ અને નસ્ખના લોચલચક રહિત લાક્ષણિક રૂપથી અસંતુષ્ટ થઈ પોતાની પ્રતિભાશાળી સર્જન-શક્તિ અને કલારસિકતા દ્વારા સ્નિગ્ધતા સુગમતા અને કમનીય સુંદરતાથી યુક્ત એવી અત્યંત લાલિત્યપૂર્ણ શૈલીનુ સર્જન કરી એને 'નસ્તાલીક' નામ આપ્યું હતુ.

ઘણે અંશે અરબી લખાણ કે લેખો માટે નસ્તાલીક શૈલીનો પ્રયોગ પ્રથમથી જ બાધિત રહ્યો છે અને એ માટે નસ્ખ વગેરેનો પ્રયોગ સાધારણ રીતે થતો રહ્યો છે.

ગુજરાતમાં પણ વસ્તુસ્થિતિ આ પ્રમાણે જ છે. ભારતમા નસ્તાલીક શૈલીનુ ચલણ અભિલેખોમા ફારસી ભાષાના ઉત્તરોત્તર વધતા પ્રયોગ સાથે ૧૬ મી શતકમાં શરૂ થયુ, એટલું જ નહિ પણ એકાદ શતકમા તો એ એટલી લોકપ્રિય થઈ કે અભિલેખોની શૈલી તરીકે નસ્તાલીકનો જ પ્રયોગ થવા લાગ્યો. માત્ર અરબી અભિલેખોમાં કે અરબી–ફારસી મિશ્ર અભિલેખોમા અરબી લખાણ માટે નસ્ખ અને એનાથી ઓછા પ્રમાણમા થુલ્થનો સાધારણ ઉપયોગ થતો. આ જ રીતે ગુજરાતમા પણ નસ્તાલીકનો પ્રયોગ સલ્તનતના અંત પછી એટલે કે ૧૬ મા શતકના ઉત્તરાર્ધના છેલ્લા બે દસકાઓમા માડ શરૂ થયો, ત્યાં સુધી મોટા ભાગના અભિલેખોની ભાષા અરબી હોવાથી નસ્ખ કે થુલ્થ શૈલીઓનું પ્રાધાન્ય રહ્યુ મુઘલ સત્તાની સ્થાપના સાથે ઉપર દર્શાવ્યા મુજબ ફારસી ભાષા સાથે નસ્તાલીકનો પ્રયોગ વધુ વ્યાપક બનતો ગયો, પણ મસ્જિદોના કે કબરોના સ્મૃતિલેખો તેમજ બીજા અમુક પ્રકારના અભિલેખો માટે અરબી ભાષાનો પ્રયોગ સાવ પડતો મુકાયો નહિ તેમજ ફારસી ભાષાના અભિલેખોમાં પણ કુરાન શરીફની આયાતો કે પયગમ્બર સાહેબ (સ.અ.સ.)નાં વચનામૃતો વગેરે ધાર્મિક કે સાહિત્યિક સૂત્રોનુ પ્રમાણ સારુ એવુ હતું. આવા અરબી લેખો કે આંશિક અરબી લખાણો નસ્ખ કે થુલ્થમા લખાતા ચાલુ રહ્યા બલ્કે આ શૈલીઓના ફારસી લેખોની સંખ્યા સાવ ઓછી નથી નસ્ખ કે થુલ્થ શૈલીમાં કડારાયેલા સમગ્ર કે આંશિક

અભિલેખોનુ પ્રમાણ નસ્તાલીકને મુકાબલે આશરે ૧ : ૨ રહ્યું છે એમ ઉપલબ્ધ નમૂનાઓ પરથી જણાઈ આવે છે

કલાની દૃષ્ટિએ જોઈએ તો ગુજરાતના મુઘલકાલીન અભિલેખોમા સલ્તનત-કાલીન અભિલેખોમાં જોવા મળે તેવું શૈલી-વૈવિધ્ય નથી એ નિર્વિવાદ છે. આ કાલના અભિલેખોનો મોટો ભાગ નસ્તાલીકમા છે. બીજો નંબર નસ્ખ શૈલીનો આવે છે. કૂફી શૈલી લગભગ નહિવત્ દેખા દે છે. તુગ્રારૂપવાળા અભિલેખ પણ ઘણા ઓછા છે. નસ્ખમા પણ સલ્તનતકાલના અભિલેખોમા જોવા મળે છે તેવું વૈવિધ્ય કે કલાકૌશલ આ સમયના અભિલેખોની નસ્ખ શૈલીમા નથી. આ નસ્ખ—શૈલી સાદી એટલે કે અલંકારરહિત છે, જોકે શૈલીની દૃષ્ટિએ તેઓનું કલાકૌશલ ઊતરતી કક્ષાનુ નથી બલ્કે ઉપલબ્ધ નમૂનાઓમા અમુક તો આ શૈલીના ઉત્તમ નમૂનાઓની હરોળમા સહેજે પોતાનુ સ્થાન પ્રાપ્ત કરી શકે

પણ આ કાલના વિશેષ કરીને ૧૮ મા શતકના અભિલેખોમા એક જુદા પ્રકારનું વૈવિધ્ય જોવા મળે છે. ધાર્મિક સૂત્રો કે અરબી કંડિકાઓવાળા ફારસી અભિલેખોમાં નસ્ખ કે થુલ્થ (કે કવચિત્ કૂફી ) અને નસ્તાલીક એમ બે લિપિ-શૈલીઓનું અમુક નમૂનાઓમાં નસ્તાલીક સાથે નસ્ખ અને થુલ્થ એમ ત્રણ લિપિ-શૈલીઓનું મનોરમ સંયોજન જોવા મળે છે. નસ્તાલીક, થુલ્થ અને નસ્ખ સાથે આશિક લખાણોમા તુગ્રા રૂપનો પ્રયોગ એક જ લેખમા થયો હોવાના નમૂના પણ ઉપલબ્ધ છે, પણ આ શૈલી-વૈવિધ્યમા સલ્તનતકાલીન અભિલેખોમાં જોવા મળતી સુલેખનની વિશિષ્ટતાનો એકંદરે અભાવ દેખાય છે. નસ્તાલીક સિવાય અમુક અન્ય શૈલીઓના અપવાદને બાદ કરતાં એ શૈલીઓના પૂર્ણવિકસિત અને અત્યંત કલાયુક્ત રૂપ જોવા મળતા નથી. આનું મુખ્ય કારણ એ હોય કે મુઘલકાલમાં સત્તા સાથે વિદ્યા અને કલાપ્રેમ તથા પ્રોત્સાહનનું કેંદ્ર ગુજરાતમાંથી ખસી મુઘલ સામ્રાજ્યની રાજધાની આગ્રા અને દિલ્હીમાં થયુ એના પરિણામે અહી કલા-ઉપાસનામાં ઓટ આવી. વળી નસ્તાલીક શૈલીના વધતા જતા ચલણને લઈને બીજી શૈલીઓના ઉપાસકોની સંખ્યામા ઉત્તરોત્તર ઘટાડો થતો ગયો, જેને લઈને નસ્તાલીક સિવાયની શૈલીઓના અભિલેખ કલાની દૃષ્ટિએ ઝાંખા પડે છે.

સંખ્યાની દૃષ્ટિએ જોઈએ તો નસ્ખશૈલીના ઐતિહાસિક તાત્પર્ય કે ભાવાર્થવાળા અભિલેખ મુઘલ કાલની શરૂઆતમાં ઠીક ઠીક મળે છે ૧૬ મા શતકના છેલ્લા બે દસકાઓમા અસ્તિત્વમાં આવેલા વીસેક અભિલેખોમાં નવેક નમૂના નસ્ખ શૈલીમા કંડારાયેલા છે અને આ અભિલેખો માત્ર એક સ્થળે નહિ પણ-

પાટણ પેટલાદ અમદાવાદ સરખેજ વેરાવળ ભરૂચ સુરત વગેરે જુદાં જુદાં સ્થળોએ મુકાયેલા છે. આ અભિલેખોમા નસ્ખની સાથે થુલ્થ શૈલીના પણ બેએક નમૂના છે નસ્ખ અને થુલ્થનું ચલણ ૧૭ માથી લઈ ૧૯ મા શતક સુધી થોડા પ્રમાણમા ચોક્કસ ઘટયુ એમ ઉપલબ્ધ નમૂનાઓ પરથી કહી શકાય. એ પ્રમાણે થુલ્થના પ્રમાણમાં પણ કઈ ખાસ ઘટાડો-વધારો થયો નથી[૧૪] કૂફી લગભગ નહિવત્ છે, જ્યારે એકાદ જગ્યાએ નસ્તાલિકને ઘસીટ રીતે લખતા ઉદ્દભવેલી 'શિકસ્તા' નામે ઓળખાતી એક વિભિન્ન શૈલીમા આલેખાયેલો એક અભિલેખ પણ મળે છે એ ઉલ્લેખનીય છે. ઈ.સ. ૧૮૧૨ ના અપવાદરૂપ ગણાય તેવો આ અભિલેખ રાંદેર(જિ. સુરત)મા એક કબર પર છે.[૧૫]

ઐતિહાસિક લેખોને મુકાબલે માત્ર ધાર્મિક સૂત્રો કે કવચિત્ સાથે વર્ષ-સખ્યા ધરાવતા અભિલેખોની સખ્યા નાની નથી. તેઓનાં લખાણ મોટે ભાગે કુરાન શરીફનાં અવતરણો હોઈ એ લગભગ સમગ્ર રીતે નસ્ખ કે થુલ્થ શૈલીમાં કોતરવામા આવ્યા છે એમની શૈલી કલાકૌશલની દૃષ્ટિએ ચડતી-ઊતરતી કોટિની છે, પણ આ વિધાન ઓછેવત્તે અશે આ સમયે અભિલેખોમા વધુ પ્રચલિત તેમજ લોકપ્રિય એવી નસ્તાલીક શૈલીના નમૂનાઓ માટે પણ કરી શકાય.

હવે આ કાલના અભિલેખોનુ શૈલીવાર વર્ણન અને તેઓની કલાકૌશલની ચડતી-ઊતરતી કોટિની વિસ્તીર્ણ ચર્ચા કરીએ.

ઉપર કહ્યુ તેમ આ સમયમાં કૂફી શૈલીનો પ્રયોગ નહિવત્ થયો છે, પણ આ વસ્તુસ્થિતિ માત્ર ગુજરાતમા નહિ, પણ ભારત તેમજ ઈરાન જેવા બીજા દેશોમાય ઓછેવત્તે અશે જોવા મળે છે સલ્તનતકાલમા પણ આ પરિસ્થિતિ હતી. લેખના 'બિસ્મિલ્લા' જેવા પ્રારભિક સૂત્ર કદાચિત્ કૂફીમા લખાતાં એનો પણ નમૂનો આ કાલના અભિલેખોમા દુર્લભ છે.

થુલ્થ શૈલીના નમૂના પ્રમાણમાં જૂજ, પણ ઠીક એવી સખ્યામાં મળે છે આ અભિલેખો અમદાવાદ પાટણ ખભાત કે ધોધા જેવાં સ્થળોએ અમુક અરબી ભાષાના કે અરબી ભાષા જેમાં આશિક રીતે વપરાઈ છે તેવા અભિલેખોમા મળે છે. પણ આવા લેખોની શૈલીની કલામયતા, અમુક અપવાદ સિવાય, વિશિષ્ટતાવાળી નથી. સાથે સાથે એને સમગ્ર રીતે સાવ ઊતરતી કક્ષાની પણ ન કહી શકાય. આવા અભિલેખોમા ખભાત અને અમદાવાદના ઇસવી ૧૭ મા શતકના અમુક મૃત્યુલેખોનો સમાવેશ થાય છે[૧૬] આમાના મોટા ભાગના અભિલેખોમાં નસ્ખ લખાણનો એક એક અક્ષર શૈલીની દૃષ્ટિએ સુદર અને

સુડોળ આલેખાયો છે, પણ આ બન્ને અક્ષરોની પંક્તિબદ્ધતા કે ગોઠવણ એટલી સુંદર ન હોઈ સમગ્ર રીતે આખા લખાણની સુલેખનશૈલીની જેવી પ્રાસાદિક છાપ પડવી જોઈએ તેવી પડતી નથી. અપવાદરૂપે ઉત્તમ અને અતિ ઉચ્ચ કોટિમાં મૂકી શકાય તેવી નસ્ખશૈલીના નમૂનાઓમાં એક તો ૧૭ મી સદીની મધ્યમાં મુકાયેલો અમદાવાદમાં ખાનપુરમાં આવેલી શાહ અબ્દુલ્વહાબ સાહેબની દરગાહ-ની મસ્જિદનો લેખ છે.[૧૭] ધાર્મિક અવતરણોવાળા આ લેખની થુલ્થ શૈલી એના મૂળાક્ષરોની સપ્રમાણ ગોળાઈ તેમજ જાડાઈ સાથે કલામય આકર્ષક પંક્તિબદ્ધ ગોઠવણ—એ બંને દૃષ્ટિએ અતિ ઉચ્ચ કોટિની છે. આવી જ સુંદર અને પ્રાસાદિક થુલ્થ શૈલીના બે નમૂના અમદાવાદમાં જ આસ્તોડિયાની કાજી સાહેબની મસ્જિદમાં છે.[૧૮] આ બંને લેખોમાં પણ ટૂંકા ધાર્મિક લખાણ છે, પણ તેઓની થુલ્થ શૈલીની ઉચ્ચ કોટિ જોતાં એ કોઈ સિદ્ધ કલાકારના હસ્તે આલેખાયેલો હોય એમ જણાય છે. મુઘલકાલના આરંભની થુલ્થ શૈલીનો એક બીજો ઉત્કૃષ્ટ નમૂનો હાલ વડોદરાની જુમા મસ્જિદમાં આવેલો, પણ મૂળ એ જ શહેરમાં દંતેશ્વર ખાતે આવેલ હજીરાના મૃત્યુલેખ દ્વારા પૂરો પડે છે.[૧૯] આ મૃત્યુલેખની એક બીજી અસાધારણતા એ છે કે એ પથ્થરની બંને બાજુએ બે જુદા પણ એક જ ભાવાર્થનાં લખાણોમાં થુલ્થ અને નસ્તાલીક એમ બે શૈલી-ઓમાં કંડારાયેલો છે. આમાં લખાણનો ઘણો ભાગ થુલ્થમાં છે.

પૅનલના અર્ધા કદ જેટલા એના અક્ષરોના જુદા ભાગોની સંતુલિત અને આવશ્યક જાડાઈ, પૅનલમાં ઠેઠ ઉપર સુધી ખેંચાયેલા એના ઊભા અને ત્રાંસા લસરકાઓનું સુંદર સપ્રમાણ અને સમાંતર આલેખન તથા આડા લસરકાઓ તેમજ ગોળાઈદાર સમરૂપતાથી આ લેખ થુલ્થ શૈલીનો અતિ સુંદર નમૂનો બન્યો છે. થુલ્થ શૈલીનો બીજો એક ઉલ્લેખનીય લેખ ખંભાતમાં નિશાતબાગ નામે ઓળખાતી જુમા મસ્જિદની દક્ષિણે આવેલ ખુલ્લી જગ્યામાં રહેલી એક કબર પર છે.[૨૦] ઈ.સ. ૧૭૦૯ નો આ લેખ પૂરો થુલ્થ શૈલીમાં છે, જે કલાની દૃષ્ટિએ સુંદર છે એના સુત્રાક્ષરોના ઘાટ તેમજ વિવિધ ભાગોનું આલેખન સિદ્ધ કલાકારના હસ્તની પ્રતીતિ કરાવે છે સમગ્ર રીતે આ લેખની શૈલી અમદાવાદના ઉપર્યુક્ત લેખો જેવી ઉત્કૃષ્ટ કોટિની તો નહિ, પણ સુંદર છે એ નિર્વિવાદ છે. આની હરોળમાં મૂકી શકાય તેવા અમદાવાદમાં જમાલપુરમાં આવેલી નીશાપુરીની મહાન ફારસી કવિ નઝીરી ની કહેવાતી કબર પરના બે લેખ છે.[૨૧] ઈ.સ. ૧૬૭૨ માં મુકાયેલો ધોળકાનો એક લેખ પણ સારી કહી શકાય તેવી શૈલીમાં છે.[૨૨]

નસ્ખ કે થુલ્થ શૈલીને 'રિકા' શૈલી જેવુ આલંકારિક રૂપ અપાયું છે. એવા નમૂના પણ મુઘલકાલના અમદાવાદ ખભાત પાટણ ને ઘોઘા જેવાં સ્થળોના અભિલેખોમા દષ્ટિગોચર થાય છે. ખભાતના ૧૩ મી ૧૪ મી અને ૧૫ મી સદીના સખ્યાબધ મૃત્યુલેખોમાં ઉચ્ચ કોટિનું 'રિકા' જેવું ઉત્કૃષ્ટ લાલિત્ય કે લાવણ્ય મળે છે તેવુ ઉપર્યુક્ત અભિલેખોમા નથી, છતાં સુદર કહી શકાય તેવી આ શૈલી મુઘલકાલના અભિલેખોની સુલેખનકલામા એક જાતનું વૈવિધ્ય અર્પિત કરે છે તે નોધપાત્ર છે.

આવો 'રિકા'વાળી નસ્ખ શૈલીનો ઉચ્ચ નમૂનો સરખેજમાં મહમૂદ બેગડાના રોજામાં આવેલી રાણી રાજબાઈના કબરના લેખમાં જોવા મળે છે, જે રાણીના મૃત્યુ વર્ષ ઈ.સ. ૧૫૯૦–૯૧ લગભગ કડારવામાં આવ્યો હતો.[૨૩] આ શૈલીના બીજા નમૂનાઓમાં અમદાવાદની પીર મુહમ્મદશાહના રોજામા આવેલી મસ્જિદના ઈ.સ ૧૬૧૪ના લેખનો સમાવેશ કરી શકાય[૨૪] અમદાવાદમાં ઉપલબ્ધ ખભાતની નવાબીના આદ્ય પુરુષ અને મુઘલ સૂબેદાર મોમીનખાન ૧ લાનો ઈ.સ. ૧૭૪૩ નો મૃત્યુલેખ પણ અત્યત સુદર અને ઉચ્ચ પ્રકારની આ શૈલીમાં છે.[૨૫] આવા બીજા લેખોમા ખભાતના નવાબી ખાનદાનના ઈ.સ. ૧૭૪૭ અને ૧૭૬૯ ના મૃત્યુલેખ પણ આ શૈલીના સુદર નમૂનાઓની હરોળમા આવી શકે.[૨૬] ૧૯ મી સદીના પ્રારંભ સુધી આવી શૈલીના નમૂના ઉપલબ્ધ છે એ હકીકતની નોધ લેવી ઘટે.[૨૭]

લાક્ષણિક નસ્ખ શૈલી, જે નસ્તાલીક પછી બીજા નબરે પ્રાધાન્ય ધરાવે છે, તેના નમૂના વિવિધ કોટિના છે અને ગુજરાતના વિવિધ ભાગોમા તેમજ મુઘલસત્તાના પ્રારંભથી લઈને અંત સુધી જોવા મળે છે. આમા બીજી શૈલી સાથે નસ્ખનો આંશિક પ્રયોગ થયો છે તેવા અને માત્ર નસ્ખનો જ પ્રયોગ થયો છે તેવા લેખ લગભગ એકસરખી સખ્યામાં છે. આ સદર્ભમાં એ વસ્તુ નોધપાત્ર છે કે મૃત્યુ-લેખોમા વિશેષ કરીને દાઊદી વહોરાઓનાં અમદાવાદના સુરસપુરમાં આવેલા કબ્રસ્તનોના ૧૬ મી સદીથી લઈને ૧૯ મી સદીના મૃત્યુલેખો-(જે અરબી ભાષામા છે.)ની લેખન શૈલી નસ્ખ છે.[૨૮]

મુઘલકાલીન અભિલેખોની નસ્ખ શૈલી અલંકૃત નહિ, પણ સાદી છે, પણ સમગ્ર રીતે સતોષજનક છે. મુઘલસત્તાના આરભ–સમયનો ઈ સ. ૧૫૭૭ નો સ્થાનિક મુઘલ અધિકારીની પત્ની દ્વારા બંધાયેલી મસ્જિદનો અભિલેખ[૨૯] આ શૈલીમા છે. આ અભિલેખમા શિલાના અર્ધા ઉપરાત સહેજ વધુ ભાગને આવરી લેતા મૂળ લખાણની પંક્તિબદ્ધ ગોઠવણ અને સૂત્રાક્ષરોના ઊભા અને આડા

લસરકાઓનુ તાલબદ્ધ ક્રમવાર અને સમાતર નિરૂપણ નોંધપાત્ર છે. ખંભાતના ઈ.સ. ૧૬૨૭–૨૮ ના અભિલેખનુ નસ્ખ આલેખન સુલેખન-કલાની દૃષ્ટિએ તો સુંદર છે, પણ દેખાવના એટલું આકર્ષક નથી. આ અભિલેખના સુલેખનકાર ચાંદ મુહમ્મદચિશ્તીએ પોતાના નામનો નિર્દેશ કર્યો છે.[30] ખંભાતના બીજા એક ઈ.સ ૧૬૪૬–૪૭ ના લેખની નસ્ખ પણ સારી છે[31] આ જ અરસામાં ઈ.સ. ૧૬૪૯ મા મુકાયેલા અમદાવાદની મુહાફિઝખાનની મસ્જિદના પ્રવેશદ્વાર તેમજ પાણીના ટાકાના નિર્માણને લગતા બે અભિલેખ નસ્ખ શૈલીના ઉચ્ચ કોટિના નમૂના ગણાય.[32] નસ્ખશૈલીનો એક બીજો સુદર નમૂનો ૧૭ મી સદીના અત કે ૧૮ મી સદીના પ્રારભનો ગોધરાના એક લેખમાં જોવા મળે છે.[33]

પણ નસ્ખના આ બધા કરતા અત્યંત ઉત્કૃષ્ટ નમૂના અમદાવાદની આસ્તોડિયામા આવેલી કાઝી સાહેબની મસ્જિદના બે અભિલેખ છે[34] એઓની વર્ષ–સખ્યા દર્શાવતા ક્રોનોગ્રામ(તિથિબંધ)વાળા શબ્દસમૂહ નસ્ખમા છે.

આનાથી પણ વધુ સુંદર અને મુઘલકાલીન નસ્ખશૈલીના નમૂનાઓમા સહેજે સર્વશ્રેષ્ઠ સ્થાન મેળવે તેવો અભિલેખ અમદાવાદની હઝરત મૂસા સોહાગની દરગાહની મસ્જિદમા છે, જે ઈ.સ ૧૬૯૦–૯૧મા જલાલ નામના કલાકારના હસ્તે કડારવામા આવ્યો હતો[35] એના નસ્ખ અક્ષરોનો ઢાળ તેમજ મરોડ એ ઊભા ત્રાંસા કે આડા લસરકાઓનું સપ્રમાણ સમાંતર આલેખન આ સુલેખનકારની કલાપ્રતિભાનાં દર્શન કરાવે છે. ઉપરાત લબચોરસ શિલા પર ત્રણ જાડી પટ્ટીવાળી આડી પૅનલોમાં ગોઠવેલા લખાણની દરેક પૅનલના લખાણના ઊભા લસરકાઓને કાપતા તથા આ રીતે પૅનલને ૧ ૨ ના પ્રમાણમાં વહેચી નાખતા આડા લસરકા ખેચવામાં સુલેખનકારે જે કલાચાતુર્ય વાપર્યું છે તે લેખની આકર્ષતામા વધારો કરે છે. આ લેખની નીચે અકિત થયેલા ફારસી લેખમાં નિર્માતાનું નામ 'જાફર' આપવામા આવ્યુ છે.[36]

મુઘલકાલીન અભિલેખોની બીજી સુલેખનશૈલીઓમાં નસ્તાલીક શૈલીમા આલેખાયેલા લેખો સખ્યા તેમ જ સુલેખન બંનેની દૃષ્ટિએ ચડિયાતા છે. એમાં સુદર કહી શકાય તેવી શૈલીવાળા લેખો સારી સખ્યામા છે આ કાલમાં નસ્તાલીક શૈલીના અભિલેખોની તેમજ એ શૈલીમાં હથોટી ધરાવનારા કલાકારોની સંખ્યા વધી હોય એ દેખીતુ છે અને તેથી મુઘલકાલીન અભિલેખોમાં ઈસવીના ૧૬ મા શતકના અંતથી જ નસ્તાલીક શૈલીના સુદર નમૂનાઓનુ પ્રમાણ વધારે છે.

ઇતિ–૬–૨૩

નસ્તાલીક શૈલીની એક બીજી વિશિષ્ટતા એ છે કે કૂફી, નસ્ખ કે એવી બીજી આલંકારિક શૈલીઓથી વિપરીત કદાચ આ જ એક શૈલી છે, જેના ઘાટ કે રચનાના નિશ્ચિત નિયમોમા સુલેખનકાર મન ફાવતી છૂટ લેતો નથી. એટલે બીજી શૈલીઓના મુકાબલે નસ્તાલીક શૈલીનુ બાહ્ય સ્વરૂપ લગભગ એકસરખું રહ્યુ છે ને નસ્તાલીકના નમૂનાઓમા કલામયતાના પ્રમાણની એકરૂપતા બીજી શૈલીઓ કરતા વધુ દષ્ટિગોચર થાય છે.

આમ તો નસ્તાલીક શૈલીવાળા અભિલેખ ગુજરાતના લગભગ દરેક ભાગમા મળે છે. પણ મુઘલ સત્તાનાં અમદાવાદ સુરત ભરૂચ જૂનાગઢ ખંભાત વગેરે કેન્દ્રસ્થળોએ તેઓની સંખ્યા પણ વધુ છે અને એમા સુંદર અને આકર્ષક નમૂના પણ સારી સંખ્યામાં છે. આ શૈલીનો સહુથી પ્રાચીન નમૂનો વડોદરાના હજીરાના અભિલેખ દ્વારા મળે છે. એમાં ગુજરાતના મુઘલ અધિકારી નવાબ કુત્બુદ્દીન મુહમ્મદખાનના મૃત્યુનો ઉલ્લેખ કરતું ઐતિહાસિક લખાણ નસ્તાલીક શૈલીમા છે અને એ ઉચ્ચ કોટિની છે. એના અક્ષરોનો વળાંક તેમ ગોળાઈ તથા સીધાઈની સુપ્રમાણતા ઉપરાંત ફારસી લખાણની શિલાની ચારે બાજુ પટ્ટી જેવી સુંદર નાની મહેરાબી પૅનલોમાં ગોઠવણ વધારે છે.[૩૭]

૧૭ મા શતકના પ્રારંભના નમૂનાઓમાં ઈ.સ. ૧૬૦૯-૧૦ મા આલેખાયેલ જહાંગીરના સમયના ગુજરાતના સૂબેદાર નવાબ મુર્તુઝાખાન દ્વારા નિર્મિત કડીના દરબારગઢવાળો લેખ પણ સુંદર નસ્તાલીકમા છે.[૩૮] એ નવાબે એ જ વર્ષમાં બંધાવેલી ભરૂચની બે મસ્જિદોના લેખ પણ એવી જ સુંદર અને પ્રાસાદિક નસ્તાલીક શૈલીમાં છે.[૩૯]

જહાંગીરના સમયનો ઈ.સ. ૧૬૧૧ નો અમદાવાદની જુમા મસ્જિદમા પાણીના ટાંકા ને હોઝ બંધાવવાનો ઉલ્લેખ કરતો અભિલેખ પણ નસ્તાલીક શૈલીનો સુંદર નમૂનો છે.[૪૦]

શાહજહાંના સમયના ઉત્કૃષ્ટ નસ્તાલીક શૈલીના સંખ્યાબંધ અભિલેખ પ્રાપ્ય છે. આ અભિલેખોમાં જે અતિ સુંદર છે તેઓનો મોટો ભાગ મુઘલ સૂબેદારો કે મોટા અધિકારીઓએ અમદાવાદ રાણપુર સુરત વગેરે સ્થળોએ બંધાવેલ નાનીમોટી ઇમારતો પર જોવા મળે છે એ સૂચક છે. આવો અતિ-સુંદર અને લાવણ્યમય મરોડ તથા સ્નિગ્ધ લસરકાવાળા અક્ષરો અને ફૂલબુટ્ટાથી આભૂષિત રાણપુર (જિલ્લા અમદાવાદ)ના ઈ.સ. ૧૬૩૮ ના આઝમખાન દ્વારા નિર્મિત ગઢના મુખ્ય પ્રવેશદ્વારનો પણ હાલ ગામની એક મસ્જિદમા સચવાયેલો લેખ[૪૧] ગુજરાતના તો શું, પણ ભારતના મુઘલકાલીન નસ્તાલીક શૈલીના શ્રેષ્ઠ

નમૂનાઓની હરોળમા મૂકી શકાય. પ્રસ્તુત ગઢમાં આવેલી મસ્જિદ અને હમામ તથા બહાર થોડે દૂર આવેલા એક કૂવા પર આ સમયના જે અભિલેખ છે,[૪૨] તેમની નસ્તાલીક શૈલી પણ એવી જ સુંદર છે. અમદાવાદમા આઝમખાને એક વર્ષ પહેલા બંધાવેલા અને એના નામથી ઓળખાતા મહેલના પ્રવેશદ્વારનો પદ્ય-લેખ આ શૈલીનો ઉત્કૃષ્ટ નમૂનો છે.[૪૩] આવી જ ઉત્કૃષ્ટ શૈલીનો બીજો નમૂનો, ઈ.સ. ૧૬૪૪ નો, સુરતની સરાઈના લેખમાં મળે છે, જે અત્યારે મુંબઈના પ્રિન્સ ઑફ વેલ્સ મ્યુઝિયમમાં છે.[૪૪] ગદ્ય અને પદ્યમા રચિત આ લેખ લંબ-ચોરસ શિલાપર વચમા ત્રણ પંક્તિઓમા આડી મહેરાબી પૅનલો અને એની ચારે બાજુ આ પૅનલથી અર્ધા પહોળા કદના પટ્ટામા કંડારેલ છે. વચલી પૅનલોના પદ્યલખાણમા મહાન મુઘલ અધિકારી હકીકતખાન દ્વારા મોટા સુંદર નસ્તાલીક અક્ષરોમા સરાઈ-નિર્માણનો ઉલ્લેખ છે. પૅનલો તથા પટ્ટા સાથે અક્ષરોના કદનુ વિરોધાભાસી વૈવિધ્ય, અક્ષરોના વક્ર ભાગો કે આડા ઊભા લસરકાઓના ઉઠાવ ઉપરાંત તેઓની વચ્ચે જળવાયેલુ સંતુલિત અંતર તથા શૈલીની કુમાશ દ્વારા વ્યક્ત થતા કલાકૌશલની હૃદયંગમ મનોહરતાએ આ લેખને નસ્તાલીકના ઉત્કૃષ્ટ નમૂનાઓમાં અગ્રિમ સ્થાન અપાવ્યુ છે. લેખમાં સુલેખનકાર મુહમ્મદ અમીન મશ્હદીએ પોતાનું નામ પણ આપ્યુ છે.

આવી જ અત્યંત મનોહર અને સ્નિગ્ધ નસ્તાલીક શૈલીવાળો ૧૧ કડી-ઓના કાવ્યનો લેખ અમદાવાદમાં ખાનપુરમા આવેલી શાહ અબ્દુલ્વહ્હાબ સાહેબની દરગાહની મસ્જિદમા છે.[૪૫] ઈ.સ ૧૬૫૪ મા શાહજાદા મુરાદબખ્શની સૂબાગીરી સમયે મુકાયેલો આ લેખ સાદી કમાન આકારની આડી પૅનલોની બે બે પંક્તિઓમા ઉત્તમ કોટિની નસ્તાલીક શૈલીમા અભિલિખિત છે અને આ શૈલીનો શ્રેષ્ઠ નમૂનો પૂરો પાડે છે

નસ્તાલીકના ૧૭ મા શતકના બીજા ઉત્તમ નમૂનાઓમાં જૂનાગઢ તથા અમદાવાદમા ઉપલબ્ધ ઔરંગઝેબના સમયમાં ગુજરાતના સૂબેદાર સરદારખાનના અભિલેખ પણ ઉલ્લેખનીય છે જૂનાગઢના સરદારબાગમાં આવેલી મસ્જિદ તથા બીજી ઇમારતો પરના ઈ.સ. ૧૬૮૦-૮૧ ના લેખોનુ સુલેખન ઉચ્ચ કોટિનું છે[૪૬] અને એનાથી પણ વધુ સુંદર નસ્તાલીક શૈલીવાળો અમદાવાદમા જમાલપુરમાં આવેલા સરદારખાનના રોજાનો મૃત્યુલેખ છે.[૪૭] ઈ સ ૧૬૮૩-૮૪ લગભગનો ચારે બાજુ સુંદર ફૂલપત્તીની જાડી પટ્ટી વચ્ચે સાદી પૅનલ પાડયા વગરની જગ્યામાં અભિલિખિત આ લેખ નિઃશંક આ શૈલીના સર્વશ્રેષ્ઠ નમૂનાઓમા મૂકી શકાય.

૧૭ મી સદીના ઉત્તરાર્ધના નસ્તાલીકના બીજા સુંદર નમૂનાઓમા જૂનાગઢ માંગરોળ તથા સોમનાથ[48] ખાતે ઔરંગઝેબના સોરઠના સૂબેદાર શાહવર્દીખાન દ્વારા જારી કરાયેલ આદેશવાળા લેખ ઉપરાત અમદાવાદનો ઈ.સ ૧૬૫૧ નો જીવણપોળની મસ્જિદનો તથા બાદશાહના હજીરામાં આવેલા કોટવાલખાનનો ઈ.સ. ૧૬૫૬ નો મૃત્યુલેખ તથા પીર મુહમ્મદશાહના રોજાની મસ્જિદમાંનો ઈ.સ. ૧૬૮૧ નો તથા હજરત મૂસા સાહેબની દરગાહની મસ્જિદનો ઈ.સ. ૧૬૮૮–૮૯ નો,[49] સુરતમા અબ્દુર્રહેમાન નામે સુલેખનકારના હસ્તે અભિલિખિત ઈ.સ. ૧૬૮૧ નો તથા એ જ વર્ષમાં ટીડેલ મસ્જિદનો અબૂલ્ખૈર દ્વારા લખાયેલો,[50] પાટણનો અધૂરો, પણ આ શતકના અંતમાં લખાયેલો,[51] એવા અભિલેખોનો સમાવેશ થાય છે.

ઉપરવાળા બધા લેખ ઊભરાઈ આવેલા અક્ષરોમા કંડારવામા આવ્યા છે, માત્ર ભરૂચના ૧૬૦૯–૧૦ વાળા એ લેખ પથ્થરની અંદર કોતરી કાઢેલા અક્ષરોમાં છે. ભરૂચ તેમજ સુરતના ૧૮ મા શતકના સંખ્યાબંધ અરબી તેમજ ફારસી લેખ આવી રીતે સંસ્કૃત લેખોની જેમ કોતરવામાં આવેલા છે. ભરૂચની કોટવાળ મસ્જિદનો ઈ.સ. ૧૭૨૧–૨૨ નો સુરતની ટીડેલ મસ્જિદનો ઈ સ. ૧૬૮૧ નો, ગોપીતલાવના ઈ સ. ૧૭૧૭–૧૮ ના લેખો (જેમાના એકમાં સુલેખનકાર વલી-ઉલ્લાહનું નામ મળે છે), ભાગલબીરિયા દરવાજાનો ઈ.સ. ૧૭૨૦ નો, મુલ્લામસ્જિદનો ઈ.સ. ૧૭૨૨–૨૩ નો, લાલ દરવાજાનો ઈ.સ ૧૭૩૮–૩૯ નો.[52] આ બધા લેખ સુંદર નસ્તાલીક સુલેખન અને વિવિધ આકારની કલાત્મક પૅનલોની મનોહરતા માટે નોંધપાત્ર છે

૧૮ મા શતકના ઊભરાઈ આવેલા અક્ષરવાળા બીજાં સ્થળોના સંખ્યાબંધ નમૂના ઉપલબ્ધ છે, જેમ કે અમદાવાદના સલાપસ રોડ ઉપર આવેલા મુસ્લિમ યતિમખાના પર તેમજ પાસે મુઘલ સૂબેદાર સુજાતખાનના રોજા અને મસ્જિદના ઈ સ. ૧૭૦૧ ની આસપાસના તેમજ રાજા રઘુનાથ દ્વારા નિર્મિત પાંચકૂવા પાસેની વાવનો ઈ.સ ૧૭૨૨–૨૩ નો,[53] ગોધરાની નગીના મસ્જિદનો ઈ.સ. ૧૭૩૬–૩૭ નો,[54] વગેરે. આ બધા લેખોનું નસ્તાલીક આલેખન ઉચ્ચ કોટિનુ છે.

મુઘલ સત્તાના અસ્ત સમયે નસ્તાલીકના અભિલેખોની શૈલીમાં આવાં અવનતિનાં એંધાણ મળે છે, પણ સમગ્ર રીતે જોઈએ તો સુલેખન સાવ ઊતરતી કક્ષાએ ગયું નથી અને સાધારણ સુંદર કહી શકાય તેવા સંખ્યાબંધ નમૂના અમદાવાદ ખંભાત સુરત ભરૂચ જૂનાગઢ માંગરોળ કુતિયાણા ભૂજ સમી (જિ. બનાસકાંઠા) વગેરે સ્થળોએ મળી આવે છે.[55] આ બધામા ખંભાતના નવાબી

સમયના સંખ્યાબંધ અભિલેખ—જેમાના મોટા ભાગના મૃત્યુલેખ છે આગવું સ્થાન ધરાવે છે. આ કક્ષામા આવતા અભિલેખ ત્યાના સુરતી મકબરા કે બડા મકબરાના નામે ઓળખાતા રોજાઓમા મળી આવ્યા છે.[૫૬]

બીજી શૈલીઓમાં તુગ્રાના અભિલેખ ખાસ મળતા નથી. લાક્ષણિક તુગ્રા અતિમર્યાદિત છે તુગ્રાના લાક્ષણિક નમૂનાઓમા ૧૬–૧૭મા શતકના બે ઉલ્લેખનીય છે : એક અમદાવાદના વિખ્યાત સંતકવિ શાહ અલીજી ગામધણીની જમાલપુર રોડ પરની દરગાહની પાછળ આવેલી મસ્જિદનો લેખ છે.[૫૭] જેમા અલ્લાહ મુહમ્મદ (સ. અ. વ. સ) તથા એમના ચાર મુખ્ય સહચરો હઝરત અબૂબક્ર ઉમર ઉસ્માન અને અલી (ર. અ ) વગેરેના નામોનુ થુલ્થ શૈલીના તુગ્રા રૂપમા આલેખન થયુ છે. બીજો નમૂનો વડોદરાના હજીરાવાળા લેખનો છે. એમાં લેખના કમાનદાર ભાગમા અંકિત અંશ—ઇસ્લામનો પ્રથમ કલિમો—તુગ્રાના એક બીજા લાક્ષણિક રૂપમાં છે, જેને 'તુગ્રાએ મઅકૂસ' (અર્થાત્ ઊલટ—તુગ્રા) કહેવામાં આવે છે. આમા પ્રસ્તુત કલિમાનુ જમણી બાજુ લખાયેલુ લખાણ ડાબી તરફ પડે તેવા બિલકુલ ઊલટા ક્રમમાં આલેખાયેલુ છે.[૫૮]

## પાદટીપ

૧. જુઓ 'વલ્લભ વિદ્યાનગર સંશોધન પત્રિકા', પુ ૧, અંક ૨, પૃ ૨૦

૨ પ્ર ચિ. પરીખ, 'ગુજરાતમા બ્રાહ્મીથી નાગરી સુધીનો લિપિવિકાસ', પૃ ૨૪૯

૩ આ લિપિનો ઉદ્ભવ તો સલ્તનત કાલના ઉત્તરાર્ધમા થયો હતો, પણ એનો મુખ્ય વિકાસ મુઘલ કાલમાં થયો હોવાથી એનુ વિગતે નિરૂપણ અહીં કરવું ઉચિત માન્યું છે

૪. બચુભાઈ રાવત, 'લિપિવિકાસ', "કુમાર", પુ ૧૪, પૃ. ૧૬૪

૫ 'વિમલપ્રબંધ', ખંડ ૫, કંડિકા ૪૬–૪૭

૬ વ્રજલાલ શાસ્ત્રી, 'ગુજરાતી ભાષાનો ઇતિહાસ', પૃ ૬૯

૭ અનંત કાકબા પ્રિયોળકર, 'ગુજરાતી મુદ્રણકળાનું આદિપર્વ', "ફાર્બસ ગુજરાતી સભાત્રૈમાસિક", પુ ૧૩, અંક ૪, પૃ ૪૦

૮-૯ ગુજરાત વિદ્યાસભા અને ભો. જે. અધ્યયન સંશોધન વિદ્યાભવન, અમદાવાદના સંગ્રહાલયમા સંગૃહીત હસ્તપ્રત ક્રમાંક (ગુજરાતી) ૨૬૬.

૧૦ સદર સ્થાન, હસ્તપ્રત ક્રમાક (ગુજરાતી) ૨૮

૧૧ સદર સ્થાન, હસ્તપ્રત (ગુજરાતી) ક્રમાંક ૨૯૨ બ.

૧૨ સદર સ્થાન, હસ્તપ્રત (ગુજરાતી) ૯૨૫

૧૩ આ વર્ણના વિકાસ માટે જુઓ પ્ર ચિ પરીખ, 'ગુજરાતી લિપિ', "વાક્", માર્ચ, ૧૯૬૯, પૃ ૭ ઉપરનો પટ્ટ.

૧૪ આનુ કારણ અભિલેખોમા ધાર્મિક સૂત્રો વગેરેનું પ્રમાણ દેખીતાં કારણોસર અવિરત રહ્યુ તે છે.

૧૫ *Annual Report on Indian Epigraphy (ARIE), 1962–63*, No D, 42

૧૬ *ARIE, 1959–60*. No. D, 45 (ઈ સ. ૧૬૨૯), 47 (ઈ.સ. ૧૬૩૪), *ibid*, *1973–74*, No D, *55* (ઈ સ ૧૬૩૮)

૧૭ *Ibid*, *1967–68*, No D, 91 (૧૬૫૪–૫૫ ની આસપાસનો)

૧૮. *Ibid*, No D, 175 (૧૬૯૧-૯૨), 176 (ઈ સ ૧૬૯૮–૯૯)

૧૯ *Ibid*, *1959–60*, No D, 87–88, *Epigraphia Indica, Arabic and Persian Supplement (EIAPS) 1970*, pp, 71–72, pl XVIII a, b. આ લેખ ઈ.સ ૧૫૮૩ નો છે.

૨૦ *ARIE, 1956–57*, No D, 47 આ લેખ મૃત્યુલેખ નથી, પણ જલાલી ફિરકાના બે ફકીર ચેલાઓ દ્વારા બધાયેલી તથા વક્ફ કરાયેલી અમુક મિલકત બાબત છે.

૨૧ Dr. M. A Chaghtai *Muslim Monuments of Ahmedabad through their Inscriptions (MMA)* p 85, pl XXXVII and XXXIX; *ARIE, 1954–55*, No C 33

૨૨ *ARIE, 1954–55*, No 33

૨૩ *Ibid., 1963–64*, D, 83　　૨૪. *Ibid*, *1959–60*, D, 46

૨૫. *Ibid*, *1964–65*, No. *26*, *MMA*, 59 (પ્લેટ આપેલ નથી)

૨૬ *ARIE, 1973–74*, Nos D, 51, 42

૨૭ બીજા અમુક લેખ—ઈ સ ૧૬૬૪ નો ઘોઘા (*ibid*, *1954–55*, No. C, 32), ઈ.સ ૧૬૯૪–૯૫ નો પાટણ (*ibid*, *1960–61*, No D, 62) તથા ઈ સ ૧૭૧૯–૨૦ માંડવી (*ibid.*, *1961–62*, No. D, 20)નો છે. માંડવીનો લેખ ખંભાતના ૧૪ મી સદીના લેખો જેવી શૈલી અને ગોઠવણનો છે, પણ સુંદરતામા એટલો ઉત્કૃષ્ટ નથી

૨૮ *Ibid*, *1956–57*, No. D, 13, 14, *ibid*, *1963–64*, Nos. D, 64–75, 77–81

૨૯ *Ibid, 1960-61,* No D, 64, *EIAPS,* 1970, p. 66, pl. XVI b

૩૦ *ARIE, 1954-55,* No C, 46

૩૧ *Ibid,* No D, 44

૩૨ *Ibid, 1967-68,* Nos, D, 110, 111, *MMA,* p 67, pl XXV b, e માં વર્ષસંખ્યા હિ સ ૧૦૪૯(ઈ સ ૧૬૩૯) અપાઈ છે એ હિ સ. ૧૦૫૯ (ઈ સ. ૧૬૪૯) જોઈએ

૩૩. *Ibid, 1968-69,* No D, 216

૩૪. *Ibid, 1967-68,* Nos, D, 175-176

૩૫-૩૬. *Ibid.,* No 106

૩૭. *Ibid, 1959-60,* Nos. D, 87-88

૩૮. *Ibid., 1964-65,* No. D, 33, *Important Inscriptions of the Baroda State,* No II, p 9, plate III

૩૯ *Epigrphia Indo-Moslemica (EIM), 1933-34, Supplement,* p 33, plate XIX b, *e* આ લેખ પથ્થરની અંદર કોતરાયેલા મળે છે.

૪૦. *MMA,* p 45, plate X b

૪૧. *ARIE, 1954-55,* No, E, 16

૪૨ *Ibid,* Nos. D, 17-19 આ લેખ ઈ સ. ૧૬૪૧, ૧૬૪૨ ના છે

૪૩ *EIM, 1967-68,* No. D, 90, *MMA,* p 87 (no plate).

૪૪. *EIM, 1925-26,* p 11, plate VI a, આ સરાઈ, જેમાં સુરતનું મ્યુનિસિપલ કાર્યાલય બેસે છે; તે સ્થાપત્યના માડ બે ત્રણ ઉપલબ્ધ નમૂનાઓમાંનો એક હોઈ એનું સ રક્ષણ થવુ ઘટે

૪૫ *ARIE, 1967-68,* No D, 93, *MMA* pp. 90-91 (પ્લેટ નથી)

૪૬. *Ibid, 1954-55,* Nos. E, 129-131

૪૭ *Ibid, 1967-68,* No D, 150. ચાલુ સદીના પૂર્વાર્ધમાં કોઈ લોકોના હસ્તે આ લેખ તોડી નાખવામા આવ્યો છે અને એનો કોઈ અવશેષ બચ્યો નથી, સદ્-ભાગ્યે એની પ્રતિલિપિ ભારતીય પુરાતત્ત્વ સર્વેક્ષણની નાગપુર-સ્થિત અરબી-ફારસી અભિલેખોની શાખામા ઉપલબ્ધ છે.

૪૮ *Ibid, 1952-53,* No C, 118; *Ibid, 1954-55,* Nos C 132, 143, *EIAPS, 1955* and *1956,* p 99, pl. XXVI *e.* સોમનાથવાળો લેખ જૂનાગઢ મ્યુઝિયમમા છે.

૪૯. *MMA*, p. 69, pl XLV, *ARIE, 1959-60,* No, D, 42, *1967-68,* Nos D, 132, 106

૫૦. *EIM, 1933-34, Supplement,* p 39, pl. XXII b

૫૧ *ARIE, 1954-55,* No. E, 63

૫૨. *Ibid*, p 39, pl. XXIIb, p. 44, pl. XXIII a, b, *ARIE, 1965-66,* No D, 33

૫૩ *ARIE, 1967-68,* Nos. 99, 165, *Ibid*, 1970-71, No. D, 57

૫૪. *Ibid*, *1968-69,* No D, 215

૫૫ *Ibid*, *1954 55,* Nos 6 134 (ઈ.સ ૧૭૫૭), 141 (ઈ.સ. ૧૭૩૩), 145 (ઈ.સ. ૧૭૪૯), *ibid*, 1956-57, No D, 41 (ઈ સ ૧૭૨૨-૨૩), *1961-62* No D, 13 (ઈ.સ. ૧૭૪૪-૧૭૪૫) વગેરે

૫૬ *Ibid*, 1973-74, Nos. D, 27 (ઈ.સ. ૧૮૦૫), 31 (ઈ.સ ૧૭૮૨-૮૩)

૫૭ *Ibid*, *1966-67,* No. D, 11

૫૮. *Ibid*, *1959,* No D, *87, EIAPS, 1970,* p. 71, pl. XVIII b

*

## પ્રકરણ ૧૧

# ધર્મ-સંપ્રદાયો

### ૧. હિંદુ–જૈન

હિંદુ ધર્મના બે મુખ્ય સંપ્રદાય તે શૈવ–શાક્ત અને વૈષ્ણવ. સાતમા-આઠમા સૈકામાં શૈવ ધર્મ એ પાશુપત, શૈવ, કારુક સિદ્ધાંત અને કાપાલિક એ ચાર સંપ્રદાયો-રૂપે વિભક્ત થયેલો હોવાના પુરાવા મળે છે.[1] લગભગ ૧૪મા સૈકા સુધી આ ચારેય સંપ્રદાય પ્રચલિત હતા, પણ સમસ્ત દેશમાં તેમજ ગુજરાતમાં પાશુપત સંપ્રદાયનો વિશેષ પ્રચાર હતો એમ જણાય છે મુસ્લિમ આક્રમણનું જે પ્રબળ મોજું ગુજરાત ઉપર આવ્યું તેમાં સોલંકી કાલમાં બંધાયેલા વિશાળ અને ભવ્ય શિવમંદિરોનો તથા પાશુપત મઠોનો ઘણે અંશે લોપ થઈ ગયો અને સાદો શૈવ ધર્મ પૌરાણિક શિવભક્તિના રૂપમાં જીવંત રહ્યો. ગુજરાતનું ભાગ્યેજ કોઈ ગામડું એવું હશે, જેમાં ગામની વચ્ચે ચોરામાં કે પાદરે એકાદ શિવલિંગ કે શિવમંદિર ન હોય અથવા એકાદ મંદિરમાં સીતારામ, રાધાકૃષ્ણ કે લક્ષ્મીનારાયણની પૂજા થતી ન હોય.

ગોરખનાથ સંપ્રદાય કે નાથ સંપ્રદાય કેટલાક વિદ્વાનોના મત પ્રમાણે યોગ સંપ્રદાય છે, પણ ફર્કુહર વગેરે અભ્યાસીઓ એને જૂના કાપાલિક મત સાથે સંબંધવાળો શૈવ સંપ્રદાય ગણે છે, એમાં ગોરખનાથની શિવરૂપે પૂજા થાય છે.[૧અ] આથી શિવમાર્ગના વિમર્શમાં નાથ સંપ્રદાયનો પણ સમાવેશ કરવો ઉચિત છે. કચ્છમાં ધીણોધરનું સ્થાનક નાથ સંપ્રદાયના કેંદ્ર તરીકે જાણીતું છે.[2] મુઘલ કાલમાં ધીણોધરના સ્થાનકની જાગીર રાજ્ય તરફથી ઘણું દાન મેળવતી હોઈ સમૃદ્ધ હતી. એ સ્થાનકના વહીવટદારો સ્થાનકના નામે ધીરધારનો ધંધો કરતા. એના સં. ૧૬૦૧ થી સં. ૧૭૦૨ સુધીના ચોપડા મળ્યા છે તે ઉપરથી એ સ્થાનકના વહીવટ અને વ્યવસ્થા તથા આસપાસની પ્રજા સાથેના એના સંબંધ અંગે ઘણું જાણવા મળે છે. કચ્છમાં આ ઉપરાંત નારાયણ-સરોવર, કોટેશ્વર વગેરે સ્થળોએ પણ નાથ સંપ્રદાયની જાગીરો હતી. તળ–ગુજરાત અને સૌરાષ્ટ્રનાં ગ્રામ–નગરોમાં લગભગ સ્વાતંત્ર્યપ્રાપ્તિના સમય સુધી એવાં શૈવમંદિર કે એવા

મઠ હતા, જે વિશાળ જમીનની અથવા એકાદ ગામની ઊપજના માલિક ગણાતા. એવાં મંદિરોને પૂર્વકાલીન પાશુપત સંપ્રદાય કે નાથ સંપ્રદાયના મઠોના અવશેષ-રૂપ ગણવા જોઈએ.

આપણા અભ્યાસપાત્ર કાલખંડમાં સંપ્રદાયાનુકૂળ શિવભક્તિ કરતાં સાદી પૌરાણિક શિવભક્તિ હિંદુ પ્રજામાં વધારે વ્યાપક દેખાય છે અને અનેક બ્રાહ્મણ ભક્તો શાંકરદર્શનને માનવા છતાં પણ શિવલિંગનું ભજનપૂજન કરે છે. સામાન્ય લોકો ઘેર કે મંદિરોમાં શિવલિંગને વૈદિક મંત્રોથી પૂજે છે. જ્યોતિર્લિંગ મનાતાં કાશી-વિશ્વનાથ કેદારનાથ રામેશ્વર મહાકાલેશ્વર વગેરે મૂળ છેક ચોથાથી સાતમા શતક જેટલાં જૂનાં તથા બીજાં પાછળથી ઊભાં થયેલાં શૈવ તીર્થોની યાત્રા કરે છે, અને ભોળારામ પાણીના લોટાથી બિલ્વપત્રથી અને સાદી ભક્તિથી પણ પ્રસન્ન થાય છે એમ માની સાંત્વન પામે છે.[3]

પ્રસ્તુત કાલખંડમાં શૈવધર્મપ્રેરિત જે સાહિત્ય ગુજરાતી ભાષામાં રચાયું છે તેમાં પ્રાચીનતર શૈવ સંપ્રદાયોનો પ્રભાવ નથી, પણ પૌરાણિક શિવભક્તિનું એ સમર્થન કરે છે અને પુરાણ-શ્રવણની લોકરુચિને સંતોષવા માટે એની રચના થઈ હોય એમ સ્પષ્ટ જણાય છે. ગુજરાતી આખ્યાનકાવ્યનો પિતા ગણાતો પાટણનિવાસી કવિ ભાલણ ૧૬ મી સદીના પૂર્વાર્ધમાં અર્થાત્ મુઘલ કાલની પૂર્વે થયો છે, પણ એણે રચેલ 'શિવ-ભીલડી સંવાદ' એ શિવભક્તિપ્રેરિત ઉપલબ્ધ ગુજરાતી કાવ્યોમાં કદાચ પ્રથમ છે. ભાલણ કવિ તો આરૂઢ શિવભક્ત ન હતો એ જોતાં એનું આ કાવ્ય સાંપ્રદાયિક શિવભક્તિ કરતાં વ્યાપક અને સમન્વિત પૌરાણિક ભક્તિનું ફળ ગણાય. વડોદરાનિવાસી કવિ નાકરે (ઈ.સ. ૧૫૬૦–૧૬૩૦) 'હરિશ્ચંદ્રાખ્યાન' 'ઓખાહરણ', 'નળાખ્યાન' આદિ અનેક પૌરાણિક આખ્યાન લખ્યાં છે તેમ 'શિવવિવાહ' રચ્યો છે, એમાં પ્રેરણા શિવભક્તિ કરતાં પૌરાણિક આખ્યાનો દ્વારા લોકાનુરંજનની છે.[4] કવિ મુરારિએ (ઈ.સ. ૧૬૧૯) તથા વસાવડના નાગર બ્રાહ્મણ કાલિદાસે (ઈ.સ. ૧૬૧૪ આસપાસ) 'ઈશ્વરવિવાહ' રચ્યો છે. ઈશ્વરવિવાહનાં ગીત કેટલીક જ્ઞાતિઓમાં લગ્નપ્રસંગે ગાવાનો રિવાજ હોવાથી 'ઈશ્વરવિવાહ' નામની બીજી કૃતિઓ પણ રચાઈ છે. શિવાનંદે (ઈ.સ. ૧૭૮૪) શિવસ્તુતિનાં પદો અને આરતીઓની રચના કરી છે. પ્રેમાનંદના સમકાલીન કવિ રત્નેશ્વરે ભાગવતના સ્કંધ ગુજરાતીમાં ઉતાર્યા છે એ સાથે 'શિવમહિમ્ન સ્તોત્ર'નું ભાષાંતર કર્યું છે એ બતાવે છે કે એને મન વિષ્ણુ અને શિવ સમાન હતા.[5] કવિ શામળે શિવપુરાણ-માહાત્મ્ય ગુજરાતીમાં ઉતાર્યું છે. તત્કાલીન ગુજરાતી સાહિત્યમાંથી આવાં બીજાં અનેક ઉદાહરણ ટાંકી શકાય.

શૈવ સંપ્રદાયની સાથે સ્વાભાવિક રીતે જ શાક્ત સંપ્રદાયનો વિચાર થાય. ગુજરાતનાં શાક્ત પીઠોમાં મુખ્ય અંબિકાપીઠ આરાસુરમાં છે. કાલિકાપીઠ પાવાગઢમાં તથા ગિરનારમાં છે. સૌરાષ્ટ્રમાં પ્રભાસક્ષેત્ર અને પિંડતારક ક્ષેત્ર જાણીતા છે, કૌલગિરિપીઠ તે હાલ કોયલા નામે પ્રસિદ્ધ છે, તેમાં હરિસિદ્ધિદેવી છે. કચ્છમાં આશાપૂરા માતાનો મઢ નારાયણ સરોવરથી બાર ગાઉ ઉપર છે. રુદ્રાણી ભૂજથી થોડે દૂર છે. ઓખામંડળના બેટમાં અભયા માતાનું પીઠ છે. આરંભડામાં લૂણી માતા છે. દ્વારકામાં રુક્મિણી અને ચંદ્રભાગા છે અને ભદ્રકાલી પીઠ પણ છે. કાલાવડમાં શીતળા માતા છે. હળવદમાં સુંદરી પીઠ છે. ઉપલેટા પાસે ખત્રીઓની કુળદેવતા માત્રીમાતા છે. ભાવનગર પાસે ખોડિયાર માતા છે. આબુમાં અર્બુદાદેવીનું પીઠ છે. નર્મદાતીરે અનસૂયા ક્ષેત્ર છે. ચુંવાળમાં બહુચરાજીમાં બહુચરાજી પૂજાયાં. અરણેજમાં બૂટ[6] પૂજાયાં અને શિહોરથી પંદર માઈલ દૂર બાકલકું આગળ ખુલાલ પૂજાયાં.[7]

ખરવાહની શીતલામાતાનું રૂપવિધાન શાસ્ત્રગ્રંથોમાં આપ્યું હોવા છતાં શીતલાપૂજાનું મૂળ લોકધર્મમાં છે (ગુજરાતની જુદી જુદી જ્ઞાતિઓની સેવ્ય દેવતાઓ પૈકી અનેક (ઉદાહરણ તરીકે મોઢ જ્ઞાતિની માતંગી અને એની બહેન શ્યામલા, વાયડા વણિકો અને બ્રાહ્મણોની સમીરી કામદા અથવા વાયડ માતા, ઝારોળા બ્રાહ્મણો અને વણિકોની હિમજા માતા, જયેષ્ઠીમલ્લો અને વાળંદોની નિંબજા માતા ઇત્યાદિ) માટે આવું વિધાન કરી શકાય.[8] મુઘલ કાલમાં ગુજરાતમાં જગદ્વ્યાપિની શક્તિનાં આ સર્વ સ્વરૂપોની પૂજા થતી હતી.

શાક્ત સંપ્રદાયનું જે સાહિત્ય આ કાલમાં રચાયું છે તે સિદ્ધાંતચર્ચાનું નહિ, પણ ભક્તિપ્રધાન છે અને એમાં દેવીનાં અનેક રૂપોની સ્તુતિ કરવામાં આવી છે. (હંસમીઠું અથવા મીઠું મહારાજકૃત સંસ્કૃત ગ્રંથ 'હંસવિલાસ'ને આમાં અપવાદરૂપ ગણવો જોઈએ. શાક્તસંપ્રદાયની સિદ્ધાંતચર્ચાનો તથા એના આચારોનો એ ગ્રંથ છે.)[9] સૌરાષ્ટ્રના નાગર કવિ નાથભવાને (જન્મ ઈ.સ. ૧૬૨૫) પોતાની કુળદેવી આનંદેશ્વરીની સ્તુતિરૂપે 'અંબા આનન'નો કવિત્વમય ગરબો રચ્યો છે તે વાંચતાં સમજાય છે કે કવિની દૃષ્ટિમાં દેવી વસ્તુતઃ સ્થૂલ રૂપવાળી વ્યક્તિ નથી, પરંતુ પૂર્ણ બ્રહ્મની વિશ્વવ્યાપક ચિન્મયી શક્તિ છે. નાથભવાને શ્રીધરીગીતાનું અને સૂતસંહિતામાં અંતર્ગત બ્રહ્મગીતાનું પદ્યાત્મક ભાષાંતર કર્યું છે. ઉપાસક તરીકે તેઓ શાક્ત છે, પણ વસ્તુસિદ્ધાંતમાં અદ્વૈતવાદી છે. ઉત્તરાવસ્થામાં એમણે સંન્યાસ લીધો હતો અને અનુભવાનંદ નામ ધારણ કર્યું હતું.[10] એનું જીવન તેમ કવન તેમ તત્કાલીન હિંદુ જીવનનો ધાર્મિક સમન્વયવાદ સમજવા માટે અગત્યનું છે.

બાલા શક્તિના પરમ ભક્ત અને દેવીમાર્ગના કાર્યને સમજનાર વલ્લભ ભટ્ટ અથવા વલ્લભ ધોળાનો જન્મ ઈ.સ. ૧૫૮૪ મા થયો હતો. એને મન પણ દેવીસ્વરૂપની ભાવના સ્થૂલ નહિ, પરંતુ સૂક્ષ્મ રૂપની હતી. દેવીભક્તિનાં કાવ્ય રચનાર ગુજરાતી કવિઓમાં એ સર્વોત્તમ છે.[11]

'હંસવિલાસ'ના કર્તા મીઠુ મહારાજ (ઈ.સ. ૧૭૩૮–૧૭૯૧) ગુજરાતમાં શાક્ત સંપ્રદાયના તત્ત્વચિંતક તેમજ ઉત્તમ ગુજરાતી કવિ થઈ ગયા. એમણે સંસ્કૃત અને ગુજરાતીમાં રચનાઓ કરી છે તથા શંકરાચાર્યકૃત દેવીસ્તોત્ર "સૌન્દર્યલહરી" અથવા "શ્રીલહરી"નો શિખરિણી છંદમાં જ સુંદર ગુજરાતી સમશ્લોકી અનુવાદ કર્યો છે.[12] શાક્ત સંપ્રદાયની રસિક કવયિત્રી જનીબાઈ આ મીઠુ મહારાજની શિષ્યા હતી.[13]

દેવીસ્તુતિના કાવ્ય રચનાર બીજા અનેક કવિઓ અને પદ્યકારો આ સમયમાં થઈ ગયા છે, પણ ઉપર્યુક્ત થોડાક મુખ્ય ઉદાહરણ ગુજરાતમા શાક્ત સંપ્રદાયનો પ્રચાર તથા એ પાછળનાં પરિબળોનાં અભ્યાસ દૃષ્ટિએ દ્યોતક થશે.

વિષ્ણુના અવતારોમાં રામની પૂજા–ભક્તિ ગુજરાતમાં વ્યાપક હતી. પણ પૂર્વકાલીન પરંપરાના સાતત્યરૂપે વરાહ અને નૃસિંહની મૂર્તિઓ પણ, અન્ય અવતારોમાં, પૂજાતી. બ્રહ્માની મૂર્તિ જ્યાં પૂજાતી હોય તેવાં પ્રસિદ્ધ તીર્થસ્થાન બે હતાં ઉત્તર ગુજરાતનું ખેડબ્રહ્મા અને ખંભાત પાસેનું નગરા ઇટાલિયન મુસાફર ડિલા વાલે (Della Valle)એ નગરા ખાતે બ્રહ્માના મંદિરની મુલાકાત લીધી હોવાનુ પોતાના પ્રવાસવર્ણનમાં નોંધ્યું છે. એની આ મુલાકાત ઈ.સ. ૧૬૨૩ મા થઈ હતી.[14] આ સિવાય, લોકધર્મોનો પ્રવાહ પુરાતન કાળથી ચાલ્યો આવતો હતો.

વિષ્ણુભક્તિની પરંપરામાં કૃષ્ણભક્તિનું–એમાંયે પ્રેમલક્ષણા ભક્તિનું વિશિષ્ટ સ્થાન છે. ભાગવતપ્રોક્ત કૃષ્ણભક્તિના પ્રમાણ ગુજરાતમા નિદાન સોલંકીકાલ જેટલાં પ્રાચીન તો નિ:શંકપણે ઉપલબ્ધ છે, જયદેવકૃત "ગીત–ગોવિંદ"ના મંગલાચરણમાંનો વેદાનુદ્ધરતે એ શ્લોક સારંગદેવ વાઘેલાના અના-વાડાના શિલાલેખમા ઉદ્ધત થયેલો છે. આચાર્ય હેમચંદ્રના 'પ્રાકૃત વ્યાકરણ'માં ઉદ્ધત થયેલા, રાધાકૃષ્ણ વિશેના શૃંગારિક અપભ્રંશ દૂહા સ્પષ્ટ રીતે બતાવે છે કે રાધાકૃષ્ણની લીલાઓનુ ગાન બહુજનસમાજમાં વ્યાપક હતું. આમ જોઈ શકાશે કે નરસિંહ–મીરાંની ભક્તિજ્વાલાનું પ્રાકટ્ય આકસ્મિક નહોતું, પણ એ પૂર્વેના ધાર્મિક આંદોલન–ઇતિહાસનું સ્વાભાવિક પરિણામ હતું.

ભાગવત જેવાં પુરાણોએ, 'ગીતગોવિંદ' જેવાં કાવ્યોએ અને નરસિંહ મહેતા જેવા ભક્તકવિઓએ લોકોમાં ભક્તિભાવ વધાર્યો અને પોષ્યો હતો, પણ ભક્તિને રેલાવવા માટે સામાન્ય લોકોને અનુકૂળ આવે તેવો કોઈ માર્ગ કે સંપ્રદાય ચીધ્યો નહોતો. એવો માર્ગ બતાવનારા શુદ્ધાદ્વૈત કે પુષ્ટિમાર્ગના પ્રવર્તક શ્રીમદ્વલ્લભાચાર્ય હતા. વલ્લભાચાર્યનો જન્મ ઈ.સ. ૧૪૭૨ માં અને સ્વર્ગવાસ ઈ.સ ૧૫૩૦ માં થયો હતો.[૧૫] ગુજરાતમાં મુઘલ રાજ્યસત્તાની સ્થાપના થયા પૂર્વે આમ, ચારેક દસકા પહેલાં વલ્લભાચાર્યજીનો સ્વર્ગવાસ થયો હતો, પણ એમના તથા એમના ઉત્તરાધિકારીઓના જીવનકાર્યની ઊંડી અસર માત્ર મુઘલ કાલના જ નહિ, પણ આજ સુધીના ગુજરાતના ધાર્મિક-સાંસ્કારિક જીવન ઉપર થયેલી હોઈ એ વિશે કેટલીક વાત અહીં કરવી પ્રસ્તુત થશે. આચાર્ય હેમચંદ્રનાં જીવન અને કાર્ય દ્વારા સબળ થયેલી જૈન ધર્મની પરંપરાએ ગુજરાતમાં અહિંસા તપ અને દાનધર્મને દૃઢમૂલ બનાવ્યાં અને સઘન વિદ્યાની સમર્થ પરંપરા ઊભી કરી. શ્રીમદ્વલ્લભાચાર્યે તથા એમના વંશજોએ આર્યધર્મસંમત આ પરંપરાનો સ્વીકાર કરીને એમાં સેવાનો આનંદ અને ઉત્સવોનો ઉલ્લાસ ઉમેરીને પ્રજાજીવનને સાચા અર્થમાં નવપલ્લવતા અર્પી ભક્તિમાર્ગ સર્વ પ્રકારના અધિકારીઓ માટે ચાલુ કર્યો.

સમસ્ત ભારતની તીર્થયાત્રાઓ દરમ્યાન વલ્લભાચાર્યે અનેક મહત્ત્વના સ્થાનોએ ભાગવત-પારાયણ કરવાનો ક્રમ રાખ્યો હતો. જ્યાં આ રીતે પારાયણ થયા તે સ્થાન 'મહાપ્રભુજીની બેઠક' તરીકે ઓળખાય છે. આસેતુહિમાચલ સમસ્ત ભારતમાં આવી બેઠકો છે. ગુજરાતમાં આવી બેઠકો નીચેનાં સ્થાનોએ છે: સુરત ભરૂચ મોરબી નવાનગર ખંભાળિયા પિંડતારક-પીંડારા, મૂલ-ગોમતી દ્વારકા ગોપીતળાવ બેટ-શંખોદ્ધાર નારાયણ-સરોવર જૂનાગઢ પ્રભાસ-ક્ષેત્ર માધવપુર(ઘેડ), ગુપ્તપ્રયાગ તગડી(ધંધુકા પાસે) નરોડા(અમદાવાદ પાસે)[૧૬] ગોધરા, સિદ્ધપુર[૧૭] અને ખેરાળુ.[૧૮]

વલ્લભાચાર્યના પુત્ર વિઠ્ઠલનાથજી સં. ૧૬૦૦(ઈ સ ૧૫૪૪)માં ગુજરાતની યાત્રાએ પ્રથમ વાર આવ્યા હતા. એ પછી એમણે સં ૧૬૧૩ (ઈ.સ. ૧૫૫૭), સં. ૧૬૧૯ (ઈ સ. ૧૫૬૩), સં. ૧૬૨૩ (ઈ.સ ૧૫૬૭), સં. ૧૬૩૧ (ઈ.સ. ૧૫૭૫), અને સં. ૧૬૩૮ (ઈ સ ૧૫૮૨) માં એમ કુલ છ વાર ગુજરાતની યાત્રા કરી હતી.[૧૯] અમદાવાદ નજીક સિકંદરપુરા કે અસારવામાં ભાઈલા કોઠારી નામે વૈષ્ણવને ઘેર વિઠ્ઠલનાથજી મુકામ કરતા એ સ્થાન આચાર્યજીની બેઠક તરીકે આજ સુધી જાણીતું છે.[૨૦]

વિઠ્ઠલનાથજીએ અકબર પાદશાહ ઉપર સારો પ્રભાવ પાડયો હતો અકબરે ખાસ ફરમાન બહાર પાડી વિઠ્ઠલનાથજીને કોઈ પ્રકારની કનડગત વિના ગોકુળ-મથુરામા રહેવા દેવાનો, એમની ગાયોને ખાલસા જમીનમા ચરવા દેવાનો તેમજ જતીપુરા અને ગોકુળને સર્વ પ્રકારના કરવેરાથી મુક્ત કરીને પેઢી દર પેઢી, યાવચ્ચંદ્રદિવાકરૌ ભોગવટો કરવાનો હુકમ આપ્યો હતો.[21]

મથુરામાં વિઠ્ઠલનાથજીની હવેલી એક તીર્થધામ બની હતી. સાત પુત્રોને એમણે સાત સેવા સોંપી દીધી હતી અને એ રીતે સાત ઘર-મંદિર બન્યાં હતાં અને એથી એ સ્થાન "સતઘરા" તરીકે જાણીતુ થયું હતું.[22]

વિઠ્ઠલનાથજીના સ્વર્ગવાસ પછી એમના સાતે પુત્રોની સાત ગાદી સ્થપાઈ અને પુષ્ટિમાર્ગ 'સંપ્રદાય' તરીકે વ્યાપક બન્યો. મથુરા પ્રદેશમા ઉપદ્રવને કારણે શ્રીનાથજીને તેમજ ઠાકોરજીનાં અન્ય સ્વરૂપોને પછીના આચાર્યોએ અન્યત્ર પધરાવવાનો નિર્ણય કર્યો સં. ૧૭૨૮ (ઈ.સ ૧૬૭૨)માં ઉદયપુરના રાણા રાજસિંહના આગ્રહથી શ્રીનાથજીને મેવાડના સિહાડ નામે સ્થળે મંદિરમા પધરાવવામા આવ્યા એ સ્થાન-નાથદ્વારા પુષ્ટિમાર્ગના પ્રમુખ તીર્થસ્થાન તરીકે પ્રસિદ્ધ છે. સાત સ્વરૂપોમાથી છઠ્ઠા શ્રી બાલકૃષ્ણજીને ઉત્તરોત્તર એકબીજા સ્થાનોમાં થઈ છેવટે સુરતમા પધરાવવામા આવ્યા અને એ રીતે એક ગાદી ગુજરાતમા થઈ.[23]

'શ્રી વિઠ્ઠલનાથજીનો કાલ મુઘલાઈથી પૂર ચડતીનો હતો. કલાકારીગરી સાથોસાથ મોજશોખની સમૃદ્ધિ એની શ્રેષ્ઠ કોટિએ એ યુગમા પહોંચી હતી. અને આપણે જોઈએ છીએ કે શ્રી ..ના શૃંગાર, વેશભૂષા, ધરવાની વિભિન્ન અન્ન સામગ્રી, સંગીત, સાહિત્યરચના આદિકમાં સર્વોત્તમતા વૈષ્ણવ મંદિરોમા જ સ્વીકારવામા આવી, પેપાઈ, ફાલી-ફૂલી શ્રી..... નાં વેશભૂષા અને અન્નસામગ્રીમા પણ મુઘલાઈ કાલનુ અનુસરણ આપણને ઠેર ઠેર જોવા મળે છે શ્રીનાથજી-યમુનાજીના શૃંગાર-વેશભૂષા આદિકમાં નજરે જોતાં જ આપણે આ અનુભવી શકીએ છીએ. છપ્પન ભોગની સામગ્રીમાં અનેક પ્રકારના મિષ્ટાન્નો, તળેલા પદાર્થો આદિ વિભિન્ન વાનીઓમા ઈરાની મોજશોખના સુંદર જે પરિણામ ભારતવર્ષને ભેટ મળ્યા તે જોવા-આસ્વાદવાનો યોગ આપણને મળ્યો છે... ખુદ શ્રીવિઠ્ઠલનાથજીથી લઈ શ્રીહરિરાયજી શ્રીપુરુષોત્તમજી જેવા મહાન વૈષ્ણવ આચાર્યોની વેશભૂષામાં મુઘલ-રાજપૂત વેશભૂષાના દર્શન આ હકીકતને સ્પષ્ટ કરી આપે છે.[24]

વલ્લભાચાર્યજી અને એમના ઉતરાધિકારીઓ અને પછીના આચાર્યોને ગુજરાતમાં અનેક સમર્થ અને ચુસ્ત અનુયાયીઓ મળ્યા; ગુજરાતમા પુષ્ટિમાર્ગનો બહુ ઝડપથી પ્રસાર થયો અને એકાદ સૈકામાં જ એ માર્ગ એટલો પ્રબલ થયો કે વૈષ્ણવ માર્ગનો પર્યાય પુષ્ટિમાર્ગ મનાવા લાગ્યો. વ્રજમંડલની સાથે ગુજરાત અને રાજસ્થાન પુષ્ટિમાર્ગના કેંદ્ર બન્યા. વિશેષત: ગુજરાતની વણિક જ્ઞાતિઓમાં પુષ્ટિમાર્ગ ઘણો લોકપ્રિય થયો.[૨૫]

પુષ્ટિમાર્ગના અનુયાયી ગુજરાતી કવિઓમાંથી સૌથી જૂના કવિ ગોપાલદાસ છે અસારવામાં, વિઠ્ઠલનાથજી જેમને ત્યા નિવાસ કરતા એ ભાઈલા કોઠારીના આ ગોપાલદાસ જમાઈ થાય અને વિઠ્ઠલનાથજીની કૃપાથી એમનામાં કવિત્વશક્તિ પ્રગટ થઈ હતી એવી માન્યતા છે ગુજરાતી ભાષાનુ સુંદર ઐતિહાસિક આખ્યાન 'વલ્લભાખ્યાન' (ઈ સ ૧૫૮૦ આસપાસ) એમણે રચ્યુ છે શ્રીવલ્લભાચાર્યનુ ચરિત્ર આલેખતું આ કાવ્ય છે અને એમના ચરિત્રનાં મહત્ત્વનાં સાધનોમા એની ગણના થાય છે આ 'વલ્લભાખ્યાન' વૈષ્ણવોમાં ખૂબ લોકપ્રિય છે તથા એનુ મહત્ત્વ એટલુ મનાયું કે ગોસ્વામી શ્રીજીવનજીએ એ ઉપર વ્રજભાષામાં અને અમદાવાદની દોસીવાડાની પોળના નટવરલાલ શ્યામલાલવાળા ગો. શ્રીવ્રજરાયજીએ સંસ્કૃતમાં (૧૯ મી સદી) ટીકા લખી છે ઉદ્ધવસંદેશના વિષય ઉપર ગુજરાતીમા 'રસિકગીતા' રચનાર કવિ ભીમ પણ વિઠ્ઠલનાથજીનો શિષ્ય હતો.[૨૬] અંદાજે ઈસવી સનના ૧૭ મા શતકના આરંભમા થયેલા કેશવદાસ વૈષ્ણવે 'વલ્લભવેલ' નામે ઐતિહાસિક કાવ્ય રચ્યું છે શ્રીવલ્લભચાર્ય, એમના પુત્ર વિઠ્ઠલનાથજી તથા એમના પુત્ર ગોકુલનાથજીના જીવનપ્રસંગોનુ આલેખન અગત્યની સાલવારી સાથે આ કાવ્યમાં થયુ છે ગોપાલદાસના 'વલ્લભાખ્યાન'નો પણ એમા ઉલ્લેખ છે [૨૭] એ જ અરસામા ગોપાલદાસ વ્યારાવાળાએ 'પ્રાકટ્યસિદ્ધાંત' નામે કાવ્યગ્રંથ રચ્યો છે એમા વલ્લભાચાર્ય અને વિઠ્ઠલનાથજીના ચરિત્ર સંક્ષેપમા આપી ગોકુલ-નાથજીનુ ચરિત વિસ્તારથી આલેખવામાં આવ્યું છે.[૨૮] ગોપાલદાસ વ્યારાવાળાના સમકાલીન મહાવદાસે 'ગોકુલનાથજીનો વિવાહ' રચ્યો છે ગોકુલનાથજીનુ લગ્ન ગુજરાતના વેણાભટ્ટની પુત્રી પાર્વતી સાથે થયેલુ એનુ રસિક વર્ણન એમાં છે. આ ઉપરાંત મહાવદાસે 'રસસિંધુ' અને 'રસાલય' એ કૃષ્ણલીલાનુ ગાન કરતાં અલંકૃત કાવ્ય રચ્યાં છે[૨૯] ગુજરાતમા પુષ્ટિમાર્ગના પ્રચારનો પ્રારંભિક ઇતિહાસ તથા એ સમયનુ ધાર્મિક–સામાજિક વાતાવરણ આ પુષ્ટિમાર્ગીય કવિઓની કૃતિઓમાં જોવા મળે છે. તેઓ સામાન્ય અર્થમા વૈષ્ણવ કવિઓ માત્ર નથી, પણ પુષ્ટિમાર્ગના ચુસ્ત અનુયાયીઓ છે અને એમની પરંપરા ઠેઠ અર્વાચીન કાલ સુધી ચાલુ રહી છે.

પણ ગુજરાતમાં પુષ્ટિમાર્ગના ઇતિહાસના આલેખનમાં કૃષ્ણદાસનું નામ અવિસ્મરણીય છે. વ્રજભાષાના સુપ્રસિદ્ધ અષ્ટછાપ કવિઓમાંના ચોથા કૃષ્ણદાસ ચરોતરના લેઉઆ પાટીદાર હતા. ઈ.સ. ૧૫૦૬ના અરસામાં તેઓ ઘરથી વિરક્ત થઈ વ્રજમા જઈ વસ્યા હતા અને વલ્લભાચાર્યજી પાસે બ્રહ્મસંબંધ દીક્ષા પામી પરમ વૈષ્ણવ બન્યા હતા. કૃષ્ણદાસજીની વ્યવહારકુશળતા જોઈ વલ્લભાચાર્યજીએ એમને ગોવર્ધનગિરિ પર શ્રીનાથજીના મંદિરના મુખ્ય અધિકારીનું સ્થાન આપ્યું હતું ત્યારથી આજ સુધી શ્રીનાથજીના અધિકારીપદે જે વ્યક્તિ આવે તે 'કૃષ્ણદાસજી' તરીકે ઓળખાય છે, એટલું જ નહિ, મુખ્ય ભંડાર પણ 'કૃષ્ણભંડાર' કહેવાય છે.[૩૦] કૃષ્ણદાસનાં પદ ગાવામાં અઘરાં છતાં ખૂબ ભાવવાહી છે વિઠ્ઠલનાથજીના સમય સુધી કૃષ્ણદાસ વિદ્યમાન હતા અને વિઠ્ઠલનાથજી એમની ઘણી આમન્યા રાખતા.

મુઘલ કાલના ગુજરાતના હિંદુ-જૈન તીર્થસ્થાનોની યાદી 'મિરાતે અહમદી'-ના કર્તાએ આપી છે તથા પ્રત્યેક તીર્થસ્થાન વિશે સંક્ષેપમા વિશેષ વિગતો આપી છે. હિંદુ તીર્થસ્થાનોમા સોમનાથ દ્વારકા બેટ-શંખોદ્ધાર, માગરોળ પાસે માધવપુર, ગિરનાર ઉપર અંબાભવાની અને કાલિકાભવાની ભૈરવજપ, ગોપનાથ, ઊના ગામમાં દામોદરનુ મંદિર, સંખલપુરમાં બહુચરાજીનુ મંદિર, કોડીનાર પાસે મૂળ દ્વારકા, પોરબંદરમાં સુદામાજીનું મંદિર, ધોળકા પાસે ચંદ્રેશ્વર મહાદેવ, આબુ, ઉપર અચલેશ્વર, ઠાસરા પાસે ઉત્કંઠેશ્વર, ડાકોરમા રણછોડજી,[૩૧] રાજપીપળા પાસે શૂલપાણેશ્વર, પાવાગઢ ઉપર કાલિકા[૩૨] ભવાની, દાંતા પાસે અંબાભવાની અને સિદ્ધપુરમા રુદ્રમાલની નોંધ એમાં છે.[૩૩]

અમદાવાદ શહેરના દેવસ્થાનોમા 'મિરાતે અહમદી' નીચેના મંદિરો વિશે માહિતી આપે છે. માંડવીની પોળમાં રણછોડજીનુ મંદિર, સારંગપુરમાં રણછોડજીનું મંદિર[૩૪],[૩૫] હાજાપટેલની પોળમાં રઘુનાથજીનું મંદિર, ચંગપોળમા એક બ્રાહ્મણના ઘરમાં મદનમોહનજીનુ મંદિર, દોશીવાડાની પોળમાં ગોકુલચંદ્રનુ મંદિર,[૩૫] માંડવીની પોળમા દેવની શેરીમા રામનાથનું મંદિર, ચંગપોળમા અંબાજી અને બહુચરાજીનુ મંદિર તથા આકાશેઠના કૂવાની પોળમા અંબા–બહુચરાનુ મંદિર, સારંગપુર તળિયાની પોળમા બહુચર-ગોખ, ઢાળની પોળમા તોતલા ભવાની, રાજામહેતાની પોળમાં બહુચરાજી અને સાંકડીશેરીમાં આશાપૂરી.[૩૬] અમદાવાદનાં પરાઓના મંદિરોમા રાજપુરના તુલસી મહોલ્લામા નરસિંહજીનું મંદિર, રાયપુર દરવાજા બહાર જાગેશ્વર મહાદેવનુ મંદિર નંદરામે બાંધ્યુ હતુ, કાંકરિયામા પાણી આવવાના એક ગરનાળા ઉપર કાંકરેજી ભવાનીનું મંદિર, અસારવા ગામમાં માતર ભવાનીની

વાવ અને માતાનો ગોખ, અસારવા ગામમાં વૈષ્ણવ ધર્મના આચાર્યજીની બેઠક, સાબરમતી ઉપર અમીનખાનના બગીચા પાસે ભીમનાથ મહાદેવ અને ખડ્ગધારેશ્વર મહાદેવ વગેરેનો વિગતે ઉલ્લેખ 'મિરાતે અહમદી'એ કર્યો છે.[૩૭]

નદીકિનારાનાં ગુજરાતના તીર્થોમાં 'મિરાતે અહમદી'એ સિદ્ધપુરના સરસ્વતી-તીર્થનો ઉલ્લેખ કરી ત્યાં દર કાર્તિકી પૂર્ણિમાએ ભરાતા મેળા વિશે માહિતી આપી છે. ચાણોદ કરનાળીના રેવાતીર્થની વિગત આપી છે તથા ત્યાંથી સમુદ્રસંગમ સુધી રેવાતટે સર્વત્ર તીર્થ ગણાય છે એમ નોંધ્યું છે. આ ઉપરાંત પ્રભાસપાટણમાં વૃક્ષ નીચે શ્રીકૃષ્ણને પગમાં પારધીનું બાણ વાગ્યું હતું તે ભાલકા તીર્થ તથા જ્યાં શ્રીકૃષ્ણનો દેહોત્સર્ગ થયો હતો તે દેહોત્સર્ગનું તીર્થ, ધોળકા પાસે સાબરમતી અને હાથમતીના સંગમ આગળ વૌઠા તીર્થ, સાબરમતીના કિનારે શાહીબાગમાં દૂધેશ્વર તીર્થ,[૩૮] મહી નદી જ્યાં સમુદ્રને મળે છે તે મહી તીર્થ અને તાપી નદીના કિનારે અશ્વિનીકુમાર તીર્થનો ઉલ્લેખ કર્યો છે. કુંડ અને સરોવરનાં તીર્થો વિશે 'મિરાતે અહમદી' જણાવે છે : 'આ દેશમાં એવાં સ્થળ અગણિત છે, જેઓનો ખરો આંકડો આપી શકાતો નથી, પરંતુ તેઓમાંથી હિંદુઓમાં જે વધારે પ્રખ્યાત છે તે વિશે લખવામાં આવે છે.' પછી દ્વારકાના મંદિર પાસે પિંડતારક અને ગિરિ કૈલાસ કુંડ, સોરઠમાં ઊના ગામ પાસે ગંગાજમના કુંડ, ગિરનારની તળેટીમાં દામોદરકુંડ, પાટણ તાબે મુંજપુર પાસે લોટી ગામમાં લોટી કુંડ,[૩૯] સંખલપુરમાં બહુચરાજીના મંદિર પાસેનો કુંડ, સિદ્ધપુરમાં બિંદુ સરોવર, પાટણમાં સહસ્રલિંગ સરોવર[૪૦] વગેરેનો પરિચય એના લેખકે આપ્યો છે. વળી તુવા અને લસૂંદરાના ગરમ પાણીના કુંડ, મૂળ દ્વારકા પાસેનો ઊના પાણીનો કુંડ અને ગણદેવી પાસે દેવકી ઉનાઈના ગરમ પાણીના કુંડ વિશે એણે માહિતી આપી છે અને હિંદુ પ્રજામાં પ્રવર્તતા એ કુંડોના માહાત્મ્ય વિશે નોંધ કરી છે.[૪૧]

બ્રાહ્મણોની ચોરાશી જ્ઞાતિઓનાં નામ તથા શ્રાવક અને મેશ્રીની (અર્થાત્ જૈન અને વૈષ્ણવ વણિકોની) ચોરાશી જ્ઞાતિઓનાં નામ તેમજ શ્રાવકના ચોરાશી ગચ્છોનાં નામ 'મિરાતે અહમદી'માં આપ્યાં છે.[૪૨] આ પ્રકારની યાદીઓ સમકાલીન અને હિંદુ જૈન ઐતિહાસિક સાધનો તેમજ સાહિત્યમાંથી પણ મળે છે. સર્વમાં ગૌણ ભેદો હોય તો પણ તત્કાલીન જ્ઞાતિભેદો અને ગચ્છભેદોના અભ્યાસ માટે એ અગત્યની છે.

જૈન ધર્મ અને આચાર વિશે 'મિરાતે અહમદી'માં સંક્ષિપ્ત માહિતી આપી છે[૪૩] તથા ગુજરાતના જૈન તીર્થસ્થાનો વિશે પણ એમાં નોંધ છે.[૪૪]

શત્રુંજય તીર્થ વિશે માહિતી આપતાં 'મિરાતે અહમદી'એ મોટા ખર્ચે થતી સંઘયાત્રાઓનો ઉલ્લેખ કર્યો છે. આ ઉપરાંત કચ્છમાં ભદ્રેશ્વર, પાટણ તાબે મુંજપુર પાસે શંખેશ્વર, ખેરાળુ પરગણામાં તારંગાના પહાડ ઉપર તીર્થંકર અજિતનાથ, આબુ ઉપરનાં મંદિરો, મેશ્રી લોકોની અંબા માતા પાસે કુંભારિયા, જંબુસર પરગણામાં કાવી, અમદાવાદ પાસે નરોડા, નવાનગરનાં મંદિરો તથા અમદાવાદના મંદિરોનો એમાં ઉલ્લેખ છે. અમદાવાદ વિશે એ લખે છે . 'ઘણા મહોલ્લાઓમાં જૂના વખતથી મુસલમાનોની બીકના લીધે ભોંયરાંમાં દેરા કરેલાં છે બિહારના જૈન તીર્થ સમેતશેખરની અનુકૃતિરૂપ અમદાવાદના સમેતશિખર પ્રાસાદનો ઉલ્લેખ 'મિરાતે અહમદી'મા છે તે માડવીની પોળમાંનું સમેતશિખરનું મંદિર હશે. એ મંદિર ઈ સ.ના ૧૮ મા સૈકાની અધવચ્ચે બંધાયું હતુ .૪૫ હમણાં શ્રાવકો લાંબા અંતરને કારણે અસલ જગાએ દર્શનાર્થે જઈ શકતા નથી, તેથી તેઓ અહીં આવે છે એ અલી મુહમ્મદખાનનુ કથન વસ્તુદર્શી છે એણે આપેલા કારણમાં 'મિરાતે અહમદી'ના રચનાસમયે ગુજરાતમા તેમજ અન્યત્ર પ્રવર્તતી અસ્થિર અને બિનસલામત રાજકીય પરિસ્થિતિનુ કારણ પણ ઉમેરવુ જોઈએ.

પરંતુ ગુજરાતમાં મુઘલ પાદશાહો અકબર જહાંગીર અને શાહજહાનો રાજ્યકાલ એ શાંતિ અને વેપારી આબાદીનો કાલ હતો તથા ઔરંગઝેબના રાજ્યકાલમાં પણ શાસન પક્ષે થયેલાં ધાર્મિક ભેદભાવ અને સાંપ્રદાયિક દમનો બાજુએ રાખીએ તો એકંદરે જાનમાલની સલામતી હતી. ગુજરાતની જૈન ધર્માનુયાયી પ્રજા બહુધા. વેપારી પ્રજા હતી. સલ્તનત કાલમાં જૈન મંદિરો બાંધવાની પ્રવૃત્તિમાં ઓટ આવી હતી, જ્યારે મુઘલ કાલમાં એ પ્રવૃત્તિ વેગવાન બનતી જણાય છે.

આર્થિક સ્થિતિ વિશેના પ્રકરણમાં જેમનો નિર્દેશ છે તે શાહ વજિયા અને રાજિયાએ વિજયસેનસૂરિની પ્રેરણાથી ખંભાતના સાગોટા પાડામા સં. ૧૬૪૪ (ઈ.સ ૧૫૮૮)માં જૈન મંદિર બંધાવ્યું હતું સં. ૧૬૬૧( ઈ સ ૧૬૦૫)મા માણેકચોકમાં સોની તેજપાલે ચિંતામણિ પાર્શ્વનાથ અને આદીશ્વરના મંદિરમા વિજયદેવસૂરિ પાસે મૂર્તિની પ્રતિષ્ઠા કરાવી હતી ૪૬ 'વિજયપ્રશસ્તિ' કાવ્યમાના વર્ણન અનુસાર, વિજયસેનસૂરિના ઉપદેશથી તારંગા શંખેશ્વર સિદ્ધાચલ(શત્રુંજય) રાણપુર આરાસણ વીજાપુર વગેરે સ્થળો એ મંદિરોના જીર્ણોદ્ધાર થયા હતા અને કાવી ગંધાર અમદાવાદ ખંભાત પાટણ વગેરે નગરોમા લગભગ ચાર લાખ જિનબિંબોની એમને હાથે પ્રતિષ્ઠા થઈ હતી.૪૭ પાટણમાં વનરાજ ચાવડાએ બંધાવેલા પંચાસરા પાર્શ્વનાથના મંદિરનો જીર્ણોદ્ધાર પણ વિજયસેનસૂરિના ઉપદેશથી થયો હતો. એમા હીરવિહાર નામે સ્થાનમા હીરવિજયસૂરિ

વિજયસેનસૂરિ અને વિજયદેવસૂરિ એ તપાગચ્છના આચાર્યોની મૂર્તિઓ હતી. હીરવિજયસૂરિની મૂર્તિ સં ૧૬૬૨(ઈ.સ. ૧૬૦૬)માં તથા વિજયસેનસૂરિ અને વિજયદેવસૂરિની મૂર્તિઓ સ. ૧૬૬૪(ઈ.સ. ૧૬૦૮)મા પ્રતિષ્ઠિત થઈ હતી.[૪૮] અમદાવાદમાં ઝવેરીવાડમાં આદીશ્વર ભગવાનના મંદિરમા મૂલનાયકની મૂર્તિ નીચે સં ૧૬૬૬(ઈ.સ ૧૬૦૯)નો લેખ હોઈ એ મંદિર જહાંગીરના સમયનું ગણાય એ મહોલ્લામાંનુ સંભવનાથનુ કલામય મંદિર પણ એ જ સમયમા બંધાયુ જણાય છે.[૪૯]

પાટણમાં ઝવેરીવાડમાં અમરદત્તના પુત્ર કુંવરજીએ સ. ૧૬૫૨( ઈ.સ. ૧૫૯૬)મા ખરતરગચ્છના આચાર્ય જિનચંદ્રસૂરિના ઉપદેશથી પાર્શ્વનાથ અથવા વાડીપાર્શ્વનાથનુ મંદિર[૫૦] બંધાવ્યુ હતું, જેની પ્રસિદ્ધિ એના કલામય કાષ્ઠમંડપ માટે પણ છે. એ મંદિરમાના બાવન પંક્તિના લાંબા સંસ્કૃત લેખમાં ખરતર-ગચ્છના આચાર્યોની પટ્ટાવલિ આપી છે અને સોલંકી કાલથી માંડી જેના સમયમાં આ મંદિર બંધાયુ તે અકબર પાદશાહના સમય સુધીના આચાર્યોની નામાવલિ સાથે પ્રત્યેકનો સંક્ષિપ્ત વૃત્તાંત એમા આપ્યો છે.[૫૧] એમા જણાવ્યું છે કે જિનચંદ્રસૂરિએ સ. ૧૬૪૮(ઈ.સ ૧૫૯૨)મા ખંભાતમા ચાતુર્માસ કર્યો ત્યારે એમના 'અમિત મહિમાના શ્રવણથી ઉત્કંઠિત થયેલા અકબર પાદશાહે એમને મળવા બોલાવ્યા હતા. એમના ગુણસમુદાય વડે રંજિત થઈને અકબરે આષાઢ મહિનાની અષ્ટાહ્નિકાએ અમારિ ફરમાન તથા ખંભાતના સમુદ્રમાં મીનરક્ષણનુ ફરમાન' કાઢ્યું હતું અને આચાર્યને 'સત્તમ' એવુ યુગપ્રધાનપદ આપ્યુ હતુ. જિનચંદ્રસૂરિએ સ. ૧૬૫૨ ના માઘ માસમા પાદશાહની ઉપસ્થિતિમા પોતાના શિષ્ય જિનહંસસૂરિને આચાર્યપદે સ્થાપ્યા હતા. આ મંદિરના બાંધકામનુ મુહૂર્ત સ. ૧૬૫૧ ના માગસર સુદ નવમી અને સોમવારના દિવસે પૂર્વભાદ્રપદ નક્ષત્રમાં થયુ હતુ એવો ઉલ્લેખ શિલાલેખના આરંભમાં છે, પણ પ્રતિમાનો સ્થાપન-વિધિ 'અલ્લાઈ સંવત' (ઇલાહી સંવત) ૪૧ ના વર્ષે વૈશાખ વદ બારશ ને ગુરુવારે રેવતી નક્ષત્રમા થયો હોવાનો અંતમાં નિર્દેશ છે. અહી વિક્રમ સંવતનો ઉલ્લેખ જ નથી, કેવળ દીને ઇલાહી સનનો છે એક જૈન દેવસ્થાનની પ્રતિષ્ઠા-વિધિની નોંધ વિક્રમ સંવતને બદલે ઇલાહી સનમા હોય એ બિનમુસ્લિમ પ્રજામાં અકબરની લોકપ્રિયતા દર્શાવે છે[૫૨]

વિવેકહર્ષ ઉપાધ્યાયના ઉપદેશથી કચ્છના રાવ ભારમલ્લે ભૂજમા રાજવિહાર નામનુ ઋષભનાથનુ જૈન મંદિર કરાવ્યુ હતુ અને સ. ૧૬૫૮(ઈ.સ. ૧૬૦૨)માં તપાગચ્છને સ્વાધીન કર્યું હતું. વિવેકહર્ષે કચ્છના ખાખરા ગામમાં સ. ૧૬૫૭

(ઈ.સ. ૧૬૦૧)માં ત્યાંના ઓસવાળ વણિકોને ઉપદેશ આપી ત્રણ પ્રતિમાઓની અંજનશલાકા કરી હતી તથા સં. ૧૬૫૯(ઈ.સ. ૧૬૦૩)માં શત્રુંજયાવતાર નામે ચૈત્યની પ્રતિષ્ઠા કરી હતી.[53] સં. ૧૬૭૫(ઈ.સ. ૧૬૧૯)માં જામનગરના વર્ધમાન અને પદ્મસિંહ એ બે ઓસવાળ ભાઈઓએ ૨૦૪ પ્રતિમા ભરાવી અને પ્રતિષ્ઠિત કરાવી, અને પછીના વર્ષમાં શત્રુંજયનો સંઘ કાઢ્યો તથા એ પૈકી વર્ધમાને સં. ૧૬૭૮(ઈ.સ. ૧૬૨૨)માં શત્રુંજય ઉપર દેરું બંધાવ્યું અને જામનગરમાં બીજી પ્રતિષ્ઠા કરાવી.[54] સં. ૧૬૮૩(ઈ.સ. ૧૬૨૭)માં દીવના જૈન સંઘે ગિરનારની પૂર્વ તરફની પાજ(પગથિયાં)નો જીર્ણોદ્ધાર કરાવ્યો હતો, જેમાં મુખ્ય ફાળો શ્રીમાળી જ્ઞાતિના માસિંઘજી મેઘજીએ આપ્યો હતો.[55] સં. ૧૬૮૬ (ઈ.સ. ૧૬૩૦)માં શત્રુંજય ઉપર શાહ ધર્મદાસે અદબદજી(અદ્ભુત)નું મંદિર કરાવ્યું હતું અને ત્યાં આદિનાથની મૂર્તિ ડુંગરમાંથી કોતરાવી હતી.[56] શાહજહાના સમયમાં અમદાવાદ પાસે બીબીપુર અથવા સરસપુરમાં ચિંતામણિ પાર્શ્વનાથનું મંદિર બંધાવનાર સુપ્રસિદ્ધ ઝવેરી શાંતિદાસનો અને એના નગરશેઠ વંશજોનો નિર્દેશ આ ગ્રંથના સાધનસામગ્રી વિશેના પ્રથમ પ્રકરણમાં તેમજ 'આર્થિક સ્થિતિ' અને 'સામાજિક સ્થિતિ'નાં પ્રકરણોમાં કરવામાં આવ્યો છે.

જૈન મંદિરો ચૈત્યો આદિની પ્રતિષ્ઠાને લગતી આ વિગતો સંપૂર્ણ નથી, પણ કેવળ ઉદાહરણાત્મક છે અને મુઘલકાલીન ગુજરાતના પ્રમાણમાં શાંતિપૂર્ણ કાલખંડમાં જે ધાર્મિક-સામાજિક પરિસ્થિતિ પ્રવર્તમાન હતી તેનો તેઓ ખ્યાલ આપે છે.

પ્રભાવક જૈન આચાર્યોનો મુઘલ દરબારમાં તેમજ અન્ય રાજદરબારમાં પ્રવેશ તેમ પ્રભાવ હતો અને એને લઈને જૈન ધર્મને રાજ્યશાસન દ્વારા કેટલીક અનુકૂળતા પ્રાપ્ત થઈ હતી. હીરવિજયસૂરિ, એમના પટ્ટધર વિજયસેનસૂરિ, એમના વિજયદેવસૂરિ અને એમના વિજયપ્રભસૂરિનો મુઘલ બાદશાહ અકબર અને જહાંગીર સાથેના સંપર્કનો ટૂંક વૃત્તાંત સમકાલીન જૈન ઐતિહાસિક સાહિત્યને આધારે આ ગ્રંથના 'સાધનસામગ્રી' પ્રકરણમાં આપ્યો છે. હીરવિજયસૂરિના શિષ્યમંડળમાંના શાંતિચંદ્ર ઉપાધ્યાય, ભાનુચંદ્ર ઉપાધ્યાય, અવધાનકાર નંદવિજય, ભાનુચંદ્રના શિષ્ય સિદ્ધિચંદ્ર, વિવેકહર્ષ ઉપાધ્યાય, મુનિ પદ્મસુંદર વગેરે વિદ્વાન મુનિઓ પણ કોઈ ને કોઈ રીતે મુઘલ દરબારના સંપર્કમાં આવ્યા હતા.

જૈન સાધુઓના પાદવિહાર ઉગ્ર તપશ્ચર્યા, અપરિગ્રહ આદિથી પ્રભાવિત થઈ મુઘલ પાદશાહોએ એમને અનેક ફરમાન ધાર્મિક અનુકૂળતા અર્થે બક્ષ્યાં. હીરવિજયસૂરિને અપાયેલાં ફરમાનોનો નિર્દેશ 'હીરસૌભાગ્ય'ને આધારે 'સાધન-સામગ્રી'ના પ્રકરણમાં થયો છે.

અકબરે જૈન આચાર્યોને બક્ષેલા ફરમાનોમાં બે ફરમાન વિશેષતઃ નોંધપાત્ર છે: એક ઈ.સ. ૧૬૦૧નું અને બીજું ઈ.સ. ૧૬૦૪નું. ઈ.સ. ૧૫૯૫ માં હીરવિજયસૂરિના સ્વર્ગવાસ પછી વિજયસેનસૂરિ એમના પટ્ટધર થયા અને ઈ.સ. ૧૬૧૫ સુધી એ સ્થાને રહ્યા. એમની સાથે લાહોરમાં થયેલી પ્રથમ મુલાકાત અકબર પાદશાહ ભૂલ્યો નહોતો અને એમને હીરવિજયસૂરિ જેવું જ સમાન આપતો હતો. ઈ.સ ૧૬૦૧ ના ફરમાનમાંથી આ સ્પષ્ટ છે. એ ફરમાન ઉપર નિશાન અકબરશાહનું છે તથા ગુજરાત સૂબા (પ્રાન્ત)ના તથા સોરઠ સરકાર (ઇલાકા)ના હાકેમો જાગીરદારો અને મુત્સદ્દીઓને ઉદ્દેશીને એ કાઢવામાં આવ્યું છે. એ એક સર્વસંગ્રહાત્મક ફરમાન છે અને જૈનોની તરફેણમાં કાઢવામાં આવેલા અગાઉના સર્વ ફરમાનોને આવરી લે છે. એમાં જણાવ્યું છે કે આ ફરમાનની પાછળ નોંધેલા દિવસોએ ગાય બળદ અને ભેંસને મારવાનો તથા એ પ્રાણીઓનું માંસ ખાવાનો પ્રતિબંધ છે, ઝાડ ઉપર કે ઘર ઉપર માળા બાંધતા પક્ષીઓનો શિકાર કરવાનો કે તેઓને પાંજરામાં પૂરવાનો પ્રતિબંધ છે. વળી વિજયસેનસૂરિ અને એમના શિષ્યોની યોગસાધના અને ઈશ્વરભક્તિની સચ્ચાઈની પાદશાહને પ્રતીતિ થઈ હોવાથી ફરમાવવામાં આવે છે કે બીજા કોઈએ એમના મંદિરો કે ઉપાશ્રયોમાં રહેવું નહિ અથવા એમનું અપમાન કરવું નહિ, આવાં સ્થળોની મરામત કરવાની જરૂર ઊભી થાય ત્યારે કોઈએ અજ્ઞાન કે ધર્માંધતાને કારણે એમાં અડચણ કરવી નહિ. ઈશ્વરને નહિ જાણનારા કેટલાક લોકો વરસાદ અટકાવી દેવાના અને એવા જાદુકપટ કરવાના આરોપ આ સાધુઓ ઉપર મૂકે છે, એમને હેરાન કરે છે અને એમને ધાર્મિક વિધિઓ કરતા અટકાવે છે તેથી અમે ફરમાવીએ છીએ કે આ નમ્ર મનુષ્યો ઉપર એવા આળ ચડાવવા જોઈએ નહિ અને એમના વિશ્રામસ્થાનોમાં એમને પોતાના ધર્માનુસાર ઈશ્વરસાધના કરવાની અને આચારપાલનની છૂટ આપવી જોઈએ

ગુજરાતના જૈન આચાર્યો સાથેનો અકબરનો પરિચય એના જીવનના અંતકાળ સુધી ચાલુ રહ્યો હતો એના અવસાનના એક જ વર્ષ પહેલાં, ઈ.સ. ૧૬૦૪માં એણે બહાર પાડેલા ફરમાનથી એ વસ્તુ પુરવાર થાય છે. વાડીપાર્શ્વનાથના મંદિરના શિલાલેખમાં જણાવ્યું છે તેમ, ખરતરગચ્છના આચાર્ય જિનચંદ્રસૂરિએ ઈ સ ૧૫૯૨ માં ખંભાતમાં અકબર પાસેથી અમારિનું ફરમાન મેળવ્યું હતું એ સમયે જિનચંદ્રસૂરિએ અકબરને વિનંતી કરી હતી કે મુઘલ સામ્રાજ્યના કોઈ પણ પ્રદેશમાં બાર દિવસ સુધી પશુપક્ષી કે માછલી મારવાનો નિષેધ કરતું ફરમાન આપે આ પહેલાં હીરવિજયસૂરિને બક્ષ્યું છે; હવે આવો હુકમ વધુ

એક સપ્તાહ લંબાવતું ફરમાન મને આપો. તદનુસાર અકબરે ફરમાન કાઢયું હતું કે પ્રત્યેક વર્ષે આષાઢ માસની સુદ નોમથી પૂનમ સુધીના સાત દિવસ કોઈએ પ્રાણી-વધ કરવો નહિ, 'કેમકે ઈશ્વરે માણસજાત માટે અનેક પ્રકારની ચીજો પેદા કરી છે ત્યારે એણે પોતાના પેટને પ્રાણીઓની કબર બનાવવું નહિ જોઈએ.' જિનચંદ્રસૂરિને બક્ષેલા અગાઉના ફરમાનના મજકૂરની પુનરાવૃત્તિ કરીને શાહી ફરમાન ઉમેરે છે કે આ વખતે અર્થાત્ ઈ.સ. ૧૬૦૪ માં (જિનચંદ્રસૂરિના શિષ્ય) આચાર્ય જિનસિંહ અથવા માનસિંહ અરજી કરે છે કે 'અગાઉનું ફરમાન ખોવાઈ ગયું છે, આથી અગાઉ મુજબનું નવું ફરમાન બક્ષવાનું અમે મંજૂર કરીએ છીએ.' એ જ રીતે પાદશાહ જહાંગીરે વિજયસૂરિના શિષ્યો વિવેકહર્ષ પરમાનંદ અને ઉદયહર્ષને પર્યુષણ પર્વના દિવસો દરમ્યાન આખાયે રાજ્યમાં પ્રાણી-વધનો નિષેધ કરતું ફરમાન ઈ.સ. ૧૬૦૧ માં આપ્યું હતું. ઈ.સ. ૧૬૧૬ માં વિવેકહર્ષ ઉપાધ્યાયને બક્ષેલા 'જહાંગીરી હુકમ'માં જહાંગીર પાદશાહે જૈન સાધુઓને સંપૂર્ણ ધાર્મિક સ્વાતંત્ર્ય આપવાની આજ્ઞા કરી છે. તપાગચ્છના પંડિત હર્ષાણંદના શિષ્ય વિવેકહર્ષ ઉપાધ્યાયે પોતાના ઉપદેશથી પાદશાહને પ્રસન્ન કરીને એ ફરમાન મેળવ્યું હતું. અકબરે ઈ.સ. ૧૫૯૫ માં સૌરાષ્ટ્રમાં ઊના પાસે શાહબાગમાં હીરવિજયસૂરિની નિર્વાણભૂમિ ઉપર પાદુકામંદિર માટે જમીન ભેટ આપી હતી તેમ અકબરના ઉત્તરાધિકારી જહાંગીરે હીરવિજયસૂરિના શિષ્ય વિજયસેનસૂરિના સમાધિમંદિર અને આસપાસના બગીચા માટે દસ વીઘાં જમીન ખંભાતના પરા અકબરપુરમાં ઈ.સ. ૧૬૧૬ માં ભેટ આપી હતી.[૫૭]

શાંતિદાસ ઝવેરીને લગતા મુઘલ સમ્રાટ તરફથી નીકળેલા ફરમાન પણ આર્થિક-સામાજિક સ્થિતિ ઉપરાંત જૈન સમાજના ધાર્મિક ઇતિહાસ ઉપર પ્રકાશ પાડે છે. ઈ.સ. ૧૬૪૪ નું ફરમાન શાહજહાંના રાજ્યાભિષેકની વર્ષગાંઠના દિવસને માટે ઊંચા પ્રકારનું ઝવેરાત શાંતિદાસ અને બીજા ઝવેરીઓ પાસેથી મેળવવા માટે ગુજરાતના સૂબા મુઇઝ્-ઉલ્-મુલ્ક ઉપર કાઢવામાં આવેલું છે.[૫૮] ઈ.સ. ૧૬૫૬ નાં એ ફરમાનો દ્વારા શાહજહાંએ શાંતિદાસ ઝવેરીને ગુજરાતના જૈન સંઘના પ્રતિનિધિ તરીકે જૈનોના તીર્થધામ શંખેશ્વર ગામનો ઇજારો વાર્ષિક રૂપિયા ૧૦૫૦ માં આપ્યો હતો.[૫૯] આ પછી, ઈ.સ. ૧૬૬૦ નું ફરમાન ઔરંગઝેબનું છે એ દ્વારા શાંતિદાસ ઝવેરીની સેવાઓના બદલામાં શત્રુંજય ગિરનાર અને આબુનાં જૈન તીર્થોની સોંપણી, જૈન સંઘના પ્રતિનિધિ તરીકે, એને કરવામાં આવી છે. આ પ્રદેશમાં કોઈ માંડલિક રાજાઓ શાંતિદાસના કાર્યમાં હરકતો ઊભી કરશે તો તેઓ રાજદંડને પાત્ર થશે એવી આજ્ઞા કરી છે. ઔરંગઝેબ જેવા ધર્મચુસ્ત પાદશાહના

શાસનમાં આવું મહત્ત્વનુ ફરમાન નીકળ્યું એ રાજ્યકારોબારમા શાંતિદાસનો જે પ્રભાવ હતો તેનુ સૂચક છે.[૬૦]

આ દૃષ્ટિએ શાતિદાસને અપાયેલાં બીજા કેટલાક ફરમાન ખાસ નોધ માગી લે છે શાહજહાંનો શાહજાદો મુરાદબક્ષ ઈ.સ ૧૬૫૮ માં ગુજરાતનો સૂબેદાર હતો શાહજહાની ગંભીર માંદગીના સમાચાર મળતાં જ અમદાવાદ મુકામે એણે પોતાને પાદશાહ તરીકે જાહેર કર્યો, પણ ધારેલાં કામ પાર પાડવા માટે એને નાણાની સખત જરૂર હતી આ માટે એણે શાંતિદાસના પુત્ર માણેકચદ પાસેથી સાડા પાચ લાખ રૂપિયા ઊછીના લીધા ( ૨૨ જૂન, ઈ સ. ૧૬૫૮ ). આ રકમ ભરપાઈ કરવા માટે એના ફરમાનમાં જોગવાઈ કરવામા આવી હતી, પણ એ લખાણ થયા પછી થોડા જ દિવસમાં મુરાદ પોતાના ભાઈ ઔરંગઝેબના હાથે કેદ પકડાયો અને એનાં ફરમાનોની કોડીની પણ કિંમત રહી નહિ, પરંતુ શાતિદાસ હિંમત હાર્યો નહિ અને ઔરંગઝેબને પણ પોતાની કારકિર્દીનાં આરંભના વર્ષોની અનિશ્ચિત અવસ્થામા શાતિદાસ જેવા ગુજરાતના સૌથી મોટા શરાફ અને જૈન જેવી સમૃદ્ધ કોમના સર્વમાન્ય આગેવાનની સહાય અને સહાનુભૂતિની અગત્ય સમજાઈ હશે; પરિણામે પોતાના દુશ્મન મુરાદને આવી ગંજાવર આર્થિક સહાય આપનાર ઝવેરીને એ રકમ પૈકી રૂપિયા એક લાખ તત્કાળ પાછા આપવાનું ફરમાન ઔરંગઝેબે કાઢ્યુ (તા. ૧૦ ઑગસ્ટ, ઈ.સ ૧૬૫૮) શાતિદાસને દિલ્હીથી ગુજરાત પાછા ફરવાની અનુજ્ઞા આપી અને ન્યાયપૂર્વક પ્રજાપાલન કરવાની પોતાની આકાંક્ષા સર્વ મહાજનો વેપારીઓ અને સમસ્ત પ્રજાવર્ગમા જાહેર કરવાની સૂચના કરી.[૬૧] ત્યાર પછી શાંતિદાસની સહાય તો ઔરંગઝેબને ખૂબ ઉપયોગી થઈ પડી હશે એમ જણાય છે, કેમકે શાતિદાસે આપેલા પુરવઠાથી લશ્કરી કૂચમા ઘણી મદદ થઈ હતી એવો સ્પષ્ટ એકરાર બીજા એક ફરમાનમાં છે.[૬૨] આ સહાયના બદલામા શાતિદાસને ઈ સ ૧૬૬૦ માં જૈન તીર્થો આસપાસના પ્રદેશની સોપણી થઈ હશે એવું અનુમાન થાય છે ઈસવી સનના ૧૪ મા સૈકાના આરંભમાં સુલતાન અલાઉદ્દીન ખલજી જેવા મૂર્તિભંજકના નાઝિમ અલપખાનની આવી જ કોઈ રીતે અનુજ્ઞા મેળવીને શત્રુંજય ઉપરનાં જૈન મંદિરોનો પુનરુદ્ધાર પાટણના સંઘવી સમરસિંહે કરાવ્યો હતો.

આપણા અભ્યાસપાત્ર કાલખંડમા જૈન દિગંબર સંપ્રદાયના શ્રાવકોની વસ્તી ગુજરાતમાં હતી ને એ સંપ્રદાયના ભટ્ટારકોની ગાદી ઈડરમાં અને સોજિત્રામાં હતી. સુરતમા ભૂષણ નામે દિગંબર આચાર્ય સાથે વિજયસેનસૂરિને

વાદ થયો હતો. શાંતિચંદ્ર ઉપાધ્યાયે એ જ આચાર્યને ઈડરમાં રાય નારાયણની સભામાં પરાજિત કર્યા હતા અને પદ્મસાગરને પણ દિગંબર પંડિતો સાથે શાસ્ત્રાર્થ થયો હતો એવો શ્વેતાંબરોનો દાવો છે.[૬૩] મુઘલ કાલમાં ગુજરાતમાં કેટલાક દિગંબર જૈન ગ્રંથ રચાયા છે તથા કેટલાકની ગુજરાતનાં ગ્રામનગરોમાં નકલ થઈ છે એમ હસ્તલિખિત ગ્રંથભંડારોની સૂચિઓ આદિ ઉપરથી જણાય છે.[૬૪] પણ દિગંબર સંપ્રદાય વિશે એ ઉપરાંત ઐતિહાસિક દૃષ્ટિએ નોંધપાત્ર એવી ઝાઝી માહિતી મળતી નથી, પરંતુ શ્વેતાંબર જૈનોમાં એ કાળે કેટલાક આંતરિક મતભેદ પ્રવર્ત્યા. એમાંથી સલ્તનત કાલ દરમ્યાન સ્થાનકવાસી સંપ્રદાય[૬૫] અને કડવા મત[૬૬] પ્રવર્ત્યા હતા.

એક જ સંપ્રદાયના આંતરિક મતભેદ વિભિન્ન સંપ્રદાયના મતભેદો કરતાં કેટલીક વાર વિશેષ ક્લેશકર હોય છે એનું ઉદાહરણ મુઘલકાલીન જૈન ઇતિહાસમાંથી મળે છે. સ્થાનકવાસી મત જૈન શ્વેતાંબર મૂર્તિપૂજક સંપ્રદાયથી અલગ પડ્યો ત્યારથી એ બંનેને વિસંવાદ ચાલ્યા કરતો હતો. જૂના વિચારના જૈનો આ નવા સંપ્રદાય સાથે લગ્નવ્યવહાર કરવાથી જ નહિ, એમની સાથે જમવાથી પણ વિરુદ્ધ હતા આથી સ્થાનકવાસીઓએ આ પ્રતિબંધો દૂર કરાવવા માટે પાદશાહ શાહજહાંને વિનંતી કરી એ વિનંતીના નિર્ણયરૂપે શાહજહાંનું એક ફરમાન ગુજરાતના એ સમયના સૂબેદાર શાહજાદા દારા ઉપર મોકલવામાં આવેલું છે. એમાં જણાવ્યું છે કે સહભોજન કરવું કે સગપણ સંબંધ બાંધવો એ વસ્તુ બંને પક્ષોની સંમતિ ઉપર અવલંબે છે, એટલે એ માટે કોઈને ફરજ પાડી શકાય નહિ, છતાં આ બાબતમાં કોઈ પ્રકારની અશાંતિ થાય તો સખત હાથે કામ લેવું આ ફરમાન ઈ.સ. ૧૬૪૪નું એટલે કે લોંકાશાહના મતના પ્રવર્તનથી ૧૯૨ વર્ષ પછીનું છે. દોઢસો વર્ષમાં પણ બંને પક્ષ પોતાના પ્રારંભિક વિસંવાદને ભૂલી શક્યા નહોતા એ વસ્તુ એ કાલના સાંપ્રદાયિક જીવન ઉપર પ્રકાશ પાડે છે.[૬૭]

અકબરના સમયમાં શ્વેતાંબર મૂર્તિપૂજક જૈનોના બે ગચ્છ—તપાગચ્છ અને ખરતરગચ્છ—વચ્ચે પણ કેટલાક ઉગ્ર મતભેદ થયા હતા. તપાગચ્છનો મોટો અનુયાયી વર્ગ ગુજરાતમાં હતો અને ખરતરગચ્છના ઘણા અનુયાયી ગુજરાત ઉપરાંત મારવાડમાં અને અન્યત્ર હતા તપાગચ્છના વિદ્વાન, પણ વાદપ્રિય ઉપાધ્યાય ધર્મસાગરે 'નવાંગીવૃત્તિકાર'—જૈન આગમનાં નવ અંગો ઉપર ટીકા રચનાર અભયદેવસૂરિ ખરતરગચ્છના નહોતા એવો પ્રબળ વાદ પાટણમાં કર્યો તથા ખરતરગચ્છ અને બીજા ગચ્છો ઉપર પ્રહાર કરતા અનેક ગ્રંથ રચ્યા.[૬૮]

સમાજમા વૈચારિક વિસંવાદ થતો અટકાવવા માટે તપાગચ્છના આચાર્ય વિજયદાનસૂરિએ ધર્મસાગરનો 'કુમતિકુદ્દાલ' ગ્રંથ પાણીમાં બોળાવી દીધો હતો અને ઉપાધ્યાયે ચતુર્વિધ સંઘ સમક્ષ "मिच्छामि दुक्कडं" કહી માફી માગી હતી વિજયદાનસૂરિના સ્વર્ગવાસ પછી[૬૯] ધર્મસાગર હીરવિજયસૂરિની આજ્ઞામા રહ્યા હતા, પણ હીરવિજયસૂરિ અકબરના દરબારમા અને ઉત્તર ભારતમાં રહ્યા તે દરમ્યાન ગુજરાતમા કુસંપનું વાતાવરણ વધ્યું. આથી હીરવિજયસૂરિએ ગુજરાતમાં પાછા આવ્યા પછી પોતાના ગુરુ વિજયદાનસૂરિએ શાંતિ સ્થાપવા માટે અગાઉ બહાર પાડેલી 'સાત બોલ' નામની સાત આજ્ઞાઓ ઉપર વિવરણ અને ઉમેરણ કરી 'બાર બોલ' રૂપી આજ્ઞાઓ જાહેર કરી (ઈ સ ૧૫૯૦) એમા ધર્મસાગરે પણ સહી કરી. ધર્મસાગરનો સ્વર્ગવાસ ખંભાતમા ઈ.સ. ૧૫૯૭ મા થયો હતો[૭૦]

મુઘલ કાલના લગભગ અંતમાં કચ્છના રાવ લખપતજીએ ઈ.સ. ૧૭૪૧–૬૧ મા કચ્છમાં કરેલા હુન્નર–ઉદ્યોગના વિકાસકાર્યોનો ઉલ્લેખ 'આર્થિક સ્થિતિ' પ્રકરણમા કરવામા આવ્યો છે રાવ લખપત પોતે સાહિત્યપ્રેમી તેમજ કવિ હતો. એણે ભુજમા વ્રજભાષાની કાવ્યરચના માટેની પાઠશાળા સ્થાપી હતી, એના પ્રથમ અધ્યાપકો તરીકે જૈન યતિ ભટ્ટારક કનકકુશલ અને એમના શિષ્ય કુંવરકુશલની નિયુક્તિ કરી હતી અને એમના નિર્વાહ માટે એક ગામ દાનમા આપ્યું હતુ આ પાઠશાળામા અભ્યાસ કરવા આવનાર માટે શિક્ષણ નિઃશુલ્ક હતુ અને ભોજનખર્ચ રાજ્ય તરફથી આપવામાં આવતુ. કુંવરકુશલ તો ફારસીના પણ વિદ્વાન હતા અને 'પારસી નામમાલા' નામે ફારસી–સંસ્કૃત કોશનું એમણે વ્રજભાષામાં ભાષાન્તર કર્યું હતુ જૈન યતિઓના વર્ચસને કારણે ઉપર્યુક્ત પાઠ-પ્રકારની તાલીમશાળા તત્કાલીન ગુજરાત અને રાજસ્થાનમા અદ્વિતીય હતી[૭૧] જૈન યતિઓ દ્વારા થયેલા વ્યાપક શિક્ષણમાં આ પાઠશાળાનો ઇતિહાસ સ્મરણીય છે

## ૨. ઇસ્લામ

મુઘલોના સમયમા ભારતમાં ઇસ્લામની સ્થિતિ કંઈક આવી હતી: શિયા અને સુન્નીના સંઘર્ષ ઉપરાંત એના ફિરકાઓ અને પેટા ફિરકાઓ, કે જે અતિશય મોટી સંખ્યાના ઊભા થયા હતા, તેઓમાં પણ આંતરિક સંઘર્ષ ચાલ્યા કરતો હતો. ઉલેમાઓ સંતો વિદ્વાનો અને મુલ્લાઓ પોતપોતાના વિચારો અને માન્યતાઓના સમર્થનમાં પવિત્ર કુરાન શરીફ, હદીસો અને પોતપોતાના ઇમામો, દાઈઓ કે ધર્મગુરુઓના વચન ટાંકતા હતા, આથી ધાર્મિક માન્યતાઓમા સંઘર્ષમય વિવિધતા વધતી જતી હતી.

બાબરથી ઔરંગઝેબ સુધીના બાદશાહો દ્વારા ભારતમાં ઇસ્લામ ધર્મનું સ્વરૂપ બદલાતું રહ્યું. શહેનશાહોની ધાર્મિક માન્યતાઓ અને એ માન્યતાઓને પુષ્ટિ આપતી એમની સત્તાએ ભારતમાં અને ગુજરાતમાં પણ ઇસ્લામના સ્વરૂપમાં વારંવાર પરિવર્તન કર્યું છે. એમાં પણ ખાસ કરીને બાદશાહ અકબર અને ઔરંગઝેબની ધાર્મિક નીતિ તથા એ નીતિના સમર્થનમાં તેઓએ પોતાની રાજ્યસત્તાના કરેલ ઉપયોગને પરિણામે ઇસ્લામમાં આંતરિક સંઘર્ષના ઘણા પ્રસંગ બન્યા છે. અકબરની ઉદાર ધાર્મિક નીતિને કારણે દીન-ઇ-ઇલાહીની સ્થાપના અને મઝહરના સ્વીકાર જેવા પ્રસંગ અને ઔરંગઝેબની કટ્ટર ધાર્મિક નીતિને કારણે સૈયદ રાજૂની કતલ, મોમનાઓનો બળવો, દક્ષિણના મુસલમાની ગજ્યોનો વિલય વગેરે મહત્ત્વના પ્રસંગ બની ગયા.

અકબરથી ઔરંગઝેબના સમય સુધી ગુજરાત સંપૂર્ણપણે મુઘલ બાદશાહોને અધીન હતું. બાદશાહોની નીતિનો અમલ એમના સૂબેદારો દ્વારા ગુજરાતમાં થતો. કેટલીક વાર એમ બનતું કે સૂબેદારો પોતપોતાની ધાર્મિક માન્યતાઓને કારણે અન્ય ધર્માવલંબીઓ ઉપર જુલ્મ ગુજારતા. ગુજરાતના સૂબેદાર તરીકે શાહજાદા ઔરંગઝેબે પોતાની સ્વતંત્ર ધાર્મિક નીતિ અપનાવી હતી. જૈનોના સુપ્રસિદ્ધ ચિંતામણિ પાર્શ્વનાથના મંદિરને 'કુવ્વત ઉલ્ ઇસ્લામ' નામની મસ્જિદમાં ફેરવવાનું કામ તથા પાલનપુરના મહેદવિયા ફિરકાના વડા સૈયદ રાજૂની કતલ વગેરે એના ગુજરાતની સૂબેદારીના સમયમાં થયેલાં કાર્ય હતાં.

અકબરનું શાસન સ્થિર હતું. એની રાજકીય દીર્ઘદૃષ્ટિ અને કંઈક અંશે ઉદાર ધર્મભાવનાને કારણે એ સુન્ની હોવા છતાં એની ધાર્મિક નીતિ ઉદારતા સમાનતા અને સહિષ્ણુતાની ભાવના પર નિર્ધારિત કરવામાં આવી હતી. અકબરની માતા શિયા હતી, પિતા સુન્ની હતા અને શિક્ષકોમાં કેટલાક શિયા તો કેટલાક 'સુલહે કુલ'ની નીતિના સમર્થક ઉદારમતવાદી હતા વળી એના ઉપર કબીર તથા નાનક જેવા સંતોના સર્વધર્મસમન્વયના પ્રચારનો પ્રભાવ પણ પડ્યો હતો.

એનું દૃષ્ટિબિંદુ વ્યાપક હતું, અંધશ્રદ્ધાનો એનામાં અભાવ હતો, આથી ઉલેમાઓ જે કાંઈ કહે તે જ આપ્તવાક્ય એવું એ માનતો ન હતો એનાથી ઊલટું, એણે જોયું કે મુસ્લિમ ઉલેમાઓમાં પણ અંદરોઅંદર ઘણા મતભેદ પ્રવર્તતા હતા ઉલેમાઓની કટ્ટરતા અને મતભેદોને કારણે અકબરની ધાર્મિક માન્યતાઓમાં પરિવર્તન આવ્યું હતું એ એક હકીકત છે.

ઇસ્લામના આંતરિક મતભેદોનું નિરાકરણ કરવા માટે કુરાન શરીફની એક પ્રમાણિત વ્યાખ્યા (ટીકા) તૈયાર કરાવવી જોઈએ એમ લાગતાં ઇ.સ. ૧૫૭૫ માં એણે એક ઇબાદતખાનું ફતેહપુર સીક્રીમાં બંધાવ્યું, શિયા સુન્ની જૈન પારસી હિંદુ ખ્રિસ્તી વગેરે બધા ધર્મોના વિદ્વાનોની ધર્મચર્ચાને કારણે એનું એ ઇબાદતખાનું એ જમાનાનું "વિશ્વધર્મનું સંસદ ભવન" બની ગયું.[૭૨]

પરંતુ આ પ્રકારની ધાર્મિક ચર્ચાનું કંઈ નક્કર પરિણામ ન આવ્યું. દરેક વિદ્વાન પોતાના મતને શ્રેષ્ઠ અને પોતાના ધાર્મિક પુસ્તકને ઈશ્વરપ્રદત્ત માની એમાં જ સાચું જ્ઞાન સમાયેલું છે એમ કહેવા લાગ્યો. સામા પક્ષની વાત માનવા કે સમજવા કોઈ તૈયાર ન થયા. આની અકબર ઉપર ઊંડી અસર પડી. એણે ધાર્મિક ઉદારતાની નીતિ અપનાવી. એના શાસનકાલ દરમ્યાન ઇસ્લામને પરિવર્તિત કરી દે એવી બે બાબત અસ્તિત્વમાં આવી : એક મઝહર (આવિર્ભાવ-સ્થાન)નો સ્વીકાર અને બીજી દીન-ઇ-ઇલાહીની સ્થાપના.

મુસ્લિમોના આંતરિક ધાર્મિક મતભેદોને દૂર કરવા માટે એણે ઈ.સ. ૧૭૫૯ માં મઝહરનો સ્વીકાર કર્યો. આ મઝહર દ્વારા સમ્રાટને ધાર્મિક આદેશો જાહેર કરવાની અને ધાર્મિક બાબતો પર નિર્ણય આપવાની સત્તા આપવામાં આવી

અકબરે બીજું પણ એવું જ ભારે ચર્ચાસ્પદ પગલું ભર્યું અને એ ઈ.સ ૧૫૮૧ માં દીન-એ-ઇલાહીની સ્થાપનાનું. બધા ધર્મોનાં સારાં તત્ત્વ લઈ એમાં રહસ્યવાદ પ્રકૃતિપૂજા અને બુદ્ધિવાદનો સમાવેશ કરી આ ધર્મની સ્થાપના કરવામાં આવી.

દીન-એ-ઇલાહીના સિદ્ધાંત સરળ હતા. સમ્રાટ અકબરને ગુરુ (ઈશ્વર નહિ) માની એની પાસેથી આ ધર્મની દીક્ષા લેવાની હતી શિષ્યે આત્મશુદ્ધિ કરવી, પરસ્પર મળતી વખતે તેઓએ "અલ્લાહો અકબર" કહેવું, માંસ ન ખાવું, બૂરાઈ કરનાર સાથે પણ ભલાઈથી વર્તવું, બૂરું કરનારને ક્ષમા આપવી, ક્રોધ વગેરેનો ત્યાગ કરવો, સૌ પ્રત્યે સદ્ભાવ રાખવો. જ્ઞાનભક્તિમાં દૃઢતાપૂર્વક આગળ વધવું અને આત્માની ઓળખ દ્વારા ખુદા-પ્રાપ્તિનો પુરુષાર્થ કરવો એ એના મુખ્ય સિદ્ધાંત હતા. ટૂંકમાં, દીન-એ-ઇલાહીમાં સદાચાર સંયમ અને સહિષ્ણુતાના આદર્શ ચરિતાર્થ થાય છે.

અકબરનો આ કોઈ નવા ધર્મની સ્થાપના કરવાનો પ્રયાસ ન હતો આ ધર્મના પ્રસાર કે પ્રચાર માટે એણે કોઈ ખાસ વ્યવસ્થા કરી નથી, એને માટે કોઈ પૂજા પદ્ધતિ કે અલગ દેવાલયની સ્થાપના પણ કરવામાં આવી નહોતી.

એનો આ ધર્મ એના જીવન કાળ દરમ્યાન ઘણા નાના વર્તુળમા ફેલાયો અને એના મૃત્યુ પછી લુપ્ત થઈ ગયો.

મઝહરનો સ્વીકાર અને દીન-એ-ઇલાહીની સ્થાપનાને કારણે ધર્મચુસ્ત મુસલમાનો એના પ્રત્યે નફરત કરતા થઈ ગયા. એમના મતે અકબર મક્કાર અને અધાર્મિક હતો.

વસ્તુતઃ અકબરે કદી પણ ઇસ્લામનો અનાદર કર્યો નથી કે સાચા મુસલમાન પર જૂલ્મ ગુજાર્યો નથી. એ પોતે મુસલમાન હતો અને ઇસ્લામ પ્રત્યે સંપૂર્ણ આદર ધરાવતો હતો.

ઈ સ. ૧૫૭૩ મા અમદાવાદમા પ્રવેશ કરીને અકબરે સૌથી પ્રથમ કાર્ય ગુજરાતના સુલતાનોએ અરબસ્તાનની પવિત્ર મજારોને જે ગામડાં વકફ રૂપે આપ્યા હતા, તેને મંજૂર કરવાનુ કર્યું હતું.

સામ્રાજ્યના એ સમયના સદ્રે સુદૂર, અબ્દ-ઉન્-નબીએ સૈયદ હામીદને આવા આવાં વકફોનો વ્યવસ્થાપક (અમીર) બનાવ્યો અને ' જફરુલવાલિહ બે મુઝફ્ફર વ આલિહ''ના ભાવી લેખક હાજી ઉદ્દ દબીરને માસિક ૨૦૦ મહમદીના પગારથી આવા વકફોના નાણા અરબસ્તાનમા એ પવિત્ર સ્થળોમા પહોંચાડવા માટે પસંદ કર્યો ઈ સ ૧૫૭૪ મા અન્ય વકફ-અમલદારો સાથે હાજી અરબસ્તાન ગયા અને કાર્ય પૂરું કરી ઇ સ. ૧૫૭૬ મા પાછા ફર્યાં.

અકબરના ઇસ્લામ પ્રત્યેના શ્રદ્ધા અને આદરને વ્યક્ત કરતો બીજો એક અતિ મહત્ત્વનો પ્રસંગ આ પ્રમાણે છે ઈ સ ૧૫૭૭ મા અકબરે ગુજરાતના એક સુપ્રસિદ્ધ સરદાર મીર અબૂ તુરાબને ''મીરે હજ'' તરીકે નિયુક્ત કરી, પોતાના દરબારીઓ અને બેગમોની એક ટુકડી સાથે મક્કા શરીફની હજ માટે મોકલ્યો. અરબસ્તાનના પવિત્ર સ્થળોમાં વહેંચવા માટે અકબરે અબૂ તુરાબને પાંચ લાખ રૂપિયા રોકડા અને એક હજાર ખિલઅત (કિંમતી વસ્ત્રો) આપ્યા હતાં. ઈ.સ ૧૫૭૯ મા અબૂ તુરાબ હજ કરીને પાછા ફર્યા અને પોતાની સાથે ''કદમે રસૂલ'' એટલે કે પેગંબર સાહેબના પવિત્ર પગલાં જેના પર અંકિત હતા તેવો એક મોટો પથ્થર મક્કા શરીફમાંથી લઈ આવ્યા એ સુરત આવ્યા અને એક હાથી ઉપર ભારે દમદબાથી એ પથ્થરને ફતેહપુર સીક્રી મોકલ્યો. અકબરે કદમે રસૂલનુ સમાન કર્યું. એણે ૧૦૦ ફૂટ સુધી એ ભારે પથ્થરને પોતાના ખભા પર ઊંચક્યો અને ત્યાર પછી વજીરો અને સરદારોએ વારાફરતી એને ઊંચકીને ચાર માઈલ દૂરથી શહેર સુધી તેઓ લાવ્યા અને અબૂ તુરાબના મકાનમા એને રાખ્યો.[૭૩]

ઈ.સ. ૧૫૮૦ મા જ્યારે અબૂ તુરાબ ગુજરાતમા આવ્યા ત્યારે પથ્થરને પોતાની સાથે લઈ જવાની એમને પરવાનગી મળી. એમની ઇચ્છા એના ઉપર એક ઘુમ્મટ બનાવવાની હતી. ગુજરાત પવિત્ર "કદમે રસૂલ"ને રાખવા માટે યોગ્ય-સ્થળ હતું એ જમાનામા ગુજરાતને "પવિત્ર મક્કાનો દરવાજો" એ ઉપનામ આપવામાં આવ્યુ હતુ એ પવિત્ર પથ્થરને અમદાવાદ નજીક આશાવળમાં લાવી એના ઉપર એક ભવ્ય મકાન બાંધવામા આવ્યુ.

અકબરે પોતાના સામ્રાજ્યમા હિજરી સનને સ્થાને ઇલાહી સવતની સ્થાપના કરતુ એક ફરમાન બહાર પાડયુ ત્યારથી અકબરના સિક્કાઓ ઉપરથી હિજરી સંવત દૂર થઈ અકબરના રાજ્યારોહણના વર્ષથી ઇલાહી સવત ગણવાનુ ગખવામાં આવ્યુ. ઇલાહી વર્ષમા ચાદ્રમાસને બદલે સૌરમાસને સ્થાન આપવામાં આવ્યું અને એના મહિનાઓનાં નામ પારસી મહિનાઓનાં નામ પ્રમાણે આપવામાં આવ્યા

મુઘલ સમય દરમ્યાન, ભારતમાં ઇસ્લામને દૃઢ કરનાર પીર ઓલિયાઓ પણ હતા તેઓ પોતાના શુદ્ધ અને પવિત્ર જીવન દ્વારા સામાન્ય પ્રજા ઉપર ભારે અસર ઉપજાવી શકયા હતા આ દરમ્યાન સૂફી સતો અને પીર ઓલિયાઓનુ મહત્ત્વ વધ્યું હતું. તેઓમાંના ઘણા ફકીરી જીવન, તો કેટલાક સસારી જીવન જીવતા હતા. કેટલાક ગૂઢ મતવાદી હતા, તો કેટલાક દૈવી શક્તિમા માનનારા હતા સૂફીઓ હૃદયની વાણીથી બોલતા અને તેથી સ્વભાવે ખૂબ જ શ્રદ્ધાળુ એવા હિંદુઓને પણ પોતાના તરફથી આકર્ષી શકતા. ઘણા સતોએ પોતાનો સંપ્રદાય શરૂ કર્યો હતો. તેઓ ભાવિક જનતાની ભક્તિના અધિકારી બની ગયા હતા. એ ઉપરાંત પીર ફકીર અને ઓલિયાઓ દેશભરમા ફરતા રહેતા અને ઇસ્લામ પ્રત્યે આમ પ્રજાના વિશ્વાસને દૃઢીભૂત કરતા હતા[૭૪]

મુઘલ કાલ દરમ્યાન મુસ્લિમોના ઘણા ફિરકા અસ્તિત્વમા આવી ગયા હતા વહોરાઓના દાઈ ગુજરાતમા આવી વસ્યા હતા પરંતુ ગુજરાતી વહોરાઓમા પેટાફિરકા પડવાનો પ્રસંગ મુઘલ કાલ દરમ્યાન બની ગયો. આ પ્રસંગને "અખબારુદ્દ-દોઆતિલ અકરમીન"માં વિસ્તારથી વર્ણવ્યો છે. એના પ્રમાણે વહોરાઓના ૨૬ મા

દાઈ સૈયદના દાઊદ બિન અજબશાહે પોતાની બીમારીને કારણે, પોતાના હુદુદો અને મશાએખો સમક્ષ, સૈયદના દાઊદ બીન કુતુબશાહ પર નસ્સે જલી કરી, આથી તેઓ દાઅવતે હાદિયાના કાનૂન મુજબ માલિક થયા એ સમયે યમનથી શેખ સુલેમાને પણ તેઓની તાઅતને કબૂલ કરી. ચાર વર્ષ સુધી દાઅવતનુ

કામ શાંતિથી ચાલ્યુ , પરંતુ પાછળથી યમનમાં શેખ સુલેમાને દાઈનો દાવો કરતા નવો ફિરકો ઊભો થયો.

શેખ સુલેમાન સૈયદના યૂસુફ બિન સુલેમાનના(સિદ્ધપુર) પૌત્ર હતા. તેઓએ દાઈ તરીકે પોતાનો દાવો ઊભો કરતાં, દાઊદી અને સુલેમાની ફિરકા ઉદ્ભવ્યા. શેખ સુલેમાનના દાવાને કબૂલ રાખનારાઓ 'સુલેમાની' અને સૈયદના દાઊદ બિન કુતુબશાહને વફાદાર રહેનારાઓ 'દાઊદી' વહોરાઓ તરીકે ઓળખાયા.[૭૫]

ત્યાર પછી તો આ બંને ફિરકાઓ વચ્ચે ઘણા ઝઘડા થયા. શેખ સુલેમાનને મદદ કરનાર ઇબ્રાહીમે સૈયદના દાઊદ બિન કુતુબશાહ ઉપર ગુજરાતના સૂબેદારની મદદથી એક કરોડ અને આઠ લાખ રૂપિયાનો દાવો કર્યો. છેવટે અકબરના વઝીરે આઝમ અબુલ્ ફઝલના ચુકાદાથી આ દાવો રદ થયો. અકબરે પણ શેખ દાઊદને ઘણુ માન આપ્યાનો ઉલ્લેખ આમાં છે.

ત્યાર બાદ સૈયદના અબ્દ ઉત્ તૈબ બિન સૈયદના દાઊદ બિન કુતુબશાહના સમયમાં અલી બિન ઇબ્રાહીમે પોતાના ઉપર નસ્સે જલી થઈ હોવાનો દાવો કર્યો એનો દાવો સ્વીકારનારાઓ 'અલિયા' વહોરાઓ તરીકે ઓળખાયા. તેઓનાં રીત-રિવાજો અને ધાર્મિક માન્યતાઓ અન્ય વહોરાઓ જેવી જ છે, પરંતુ તેઓ દાઊદી કે સુલેમાની વહોરાઓ સાથે શાદી વહેવાર રાખતા નથી.

જહાંગીર ઉપર એના બચપણથી જ ઇબાદતખાનની ચર્ચાઓનો પ્રભાવ પડયો હતો. એ પોતે સુન્ની હોવા છતા શિયાપંથ તરફ માન ધરાવતો હતો. એના ધાર્મિક વિચાર ઉદાર હતા. અલબત્ત, અકબરની તુલનાએ એ સહેજ કઠોર અને સુન્નીઓ પ્રત્યે પક્ષપાતયુક્ત દેખાય છે.

શાહજહા ઇસ્લામનુ ચુસ્તપણે પાલન કરવામાં માનતો. શરૂઆતમાં એણે કેટલાંક અસહિષ્ણુતા-ભર્યા કાર્ય કર્યાં હતા. એણે બાદશાહ સમક્ષનો સિજદો બંધ કરાવ્યો, ઇલાહી સંવત દૂર કરી હિજરી સન પુન. અપનાવ્યો ઈ.સ. ૧૬૩૩ માં નવાં બંધાયેલા મંદિર તોડી પાડવાનું ફરમાન બહાર પાડયું. ધર્મપરિવર્તન કરનારાને અનેક લાભ આપવાનુ જાહેર કર્યું . બળપૂર્વક ધર્મપરિવર્તન કરાવવાના કેટલાક પ્રયાસ પણ કરવામાં આવ્યા, એમ છતાં એનાં બે સંતાનો દારા અને જહાંનઆરાના પ્રભાવથી આગળ ઉપર એણે આવી અસહિષ્ણુ નીતિનો ત્યાગ કર્યો હતો.

ઔરંગઝેબ ચારિત્ર્યવાન, પરંતુ કટ્ટર સુન્ની મુસલમાન હતો. કુરાનના આદેશો અનુસાર રાજ્ય ચલાવવામાં એ માનતો. ઇસ્લામના સિદ્ધાંતોથી પ્રતિકૂળ બધી પ્રથાઓ એણે બંધ કરાવી. અકબરના સમયમા મુલ્લા ઉલેમાઓનુ વર્ચસ દૂર થયું હતુ તે ઔરંગઝેબના સમયમા ખૂબ પ્રબળતાથી પાછું દાખલ થયું.

ગુજરાતના સૂબેદાર તરીકે જ્યારે ઔરંગઝેબની નિમણૂક કરવામાં આવી ત્યારે અમદાવાદના રૂઢિચુસ્ત મુલ્લાઓની ચડવણીથી એણે મહેદવિયા કોમ પર અત્યાચાર કર્યા. મુફ્તી અબ્દુલ કવી અને કાઝી અબ્દુલ વહાબે ઔરંગઝેબને સલાહ આપી કે પાલનપુરથી મહેદવિયા કોમના ધર્મગુરુને બોલાવવામાં આવે, જેથી એમની સાથે ઇસ્લામના સિદ્ધાંતોની ચર્ચા કરી શકાય. ઔરંગઝેબના હુકમ અનુસાર પાલનપુરથી સૈયદ રાજૂ અમદાવાદ આવ્યા. ત્યાં સાંપ્રદાયિક સિદ્ધાંતોની ચર્ચા થઈ, પરંતુ મૌલવીઓના મનનું સમાધાન ન થયું, આથી ઔરંગઝેબે ફતવો બહાર પાડી સૈયદ રાજૂને અમદાવાદ છોડી જવા ફરમાન કર્યું સૈયદ રાજૂ અમદાવાદથી પાછા ફરતાં રુસ્તમબાગમાં વિશ્રામ અર્થે ગયા. રૂઢિચુસ્ત મુલ્લાઓની ચડવણીથી અમદાવાદના કોટવાલે સૈયદ રાજૂ પર હુમલો કર્યો. એ જંગલમાં સૈયદ રાજૂ પોતાના ૨૨ અનુયાયીઓ સાથે શહીદ થયા. એમના શબોને ત્યાં જ દાટી દેવામાં આવ્યાં. 'મિરાતે અહમદી' અને 'તારીખે પાલનપુર'માં આ પ્રસંગનું વર્ણન કરવામાં આવ્યું છે[૭૬]

ધાર્મિક અસહિષ્ણુતાનો આવો બીજો પ્રસંગ ઈ.સ. ૧૬૯૧ માં બન્યો. મોમનાઓ અને મતીઆઓ ઇમામશાહી ફિરકાના અનુયાયી હતા ૧૫ મી સદીના ઉત્તરાર્ધમાં પ્રખ્યાત ઇસ્માઈલી ઉપદેશક ઇમામુદ્દીનના ઉપદેશથી કેટલાક હિંદુઓ અને લેઉવા કણબીઓ ઇસ્લામ સ્વીકારી ઇમામશાહી સંપ્રદાયમાં ભળ્યા હતા. ઈ.સ. ૧૬૯૧ માં સૈયદ શાહજી આ ફિરકાના ધર્મગુરુ હતા. એમના અનુયાયીઓ પીરાણા જઈ પોતાના ધર્મગુરુની ભક્તિ કરતા સૈયદ શાહજીની ખ્યાતિની ઈર્ષ્યાને કારણે રૂઢિચુસ્ત મુલ્લાંઓએ ઔરંગઝેબને આ સમાચાર પહોંચાડ્યા ઔરંગઝેબે ગુજરાતના સૂબેદારને હુકમ કર્યો કે સૈયદ શાહજીને શાહી દરબારમાં મોકલવામાં આવે, જેથી એ સંપ્રદાયના સિદ્ધાંતોની ચકાસણી કરી શકાય શુજાતખાનના માણસ પીરાણા ગયા શાહજીને લઈ અમદાવાદ તરફ જતાં માર્ગમાં શાહજીએ ઝેર પીને આત્મહત્યા કરી. એના પરિણામે મોમનાઓ અને મતીઆઓએ ઔરંગઝેબ સામે અસફળ બળવો કર્યો. એમાં ઘણાની હત્યા થઈ[૭૭]

સુન્ની ઔરંગઝેબને શિયા મુસલમાનો પ્રત્યે ભારે નફરત હતી. ગુજરાતની ઇસ્માઈલી વહોરા કોમ એના રોષનું પાત્ર બની ગઈ. એના હુકમથી અમદાવાદ આ કોમની મસ્જિદોમાં સુન્ની ઇમામોની અને મુઅઝીમોની નિમણૂક કરવામાં આવી. ઈ સ ૧૭૦૩ માં એની પાસે રજૂઆત કરવામાં આવી કે ઇસા અને તાજ નામના બે વહોરાઓ નાસ્તિક સિદ્ધાંતનો પ્રચાર કરે છે. અમદાવાદના સદ્ર શેખ અકરામુદ્દીનની રજૂઆતને કારણે તેઓને કેદ કરવામાં આવ્યા અને

દિલ્હી દરબારમાં કેદી તરીકે રજૂ કરવામાં આવ્યા. થોડા સમય પછી એવા સમાચાર મળ્યા કે ખાનજી નામે ઇસ્માઈલી વહોરાઓના એક નેતા, અન્ય બાર વ્યક્તિઓની મદદથી નાસ્તિક સિદ્ધાંતનો ઉપદેશ કરે છે. એ લોકોએ ઇસા અને તાજની મુક્તિ માટે એક લાખ અને ચૌદ હજાર રૂપિયા એકઠા કર્યા છે. તેઓ પાસે પોતાના સિદ્ધાંતોનો ફેલાવો કરતા ૬૦ પુસ્તકો પણ છે ઔરંગઝેબે તો ગુજરાતના સૂબેદારને હુકમ કર્યો કે એ મુલ્લાને એના બાર સાગરીતો સાથે કેદ કરી, એના પુસ્તકો તથા એકત્ર કરેલ ધન સાથે દિલ્હી દરબારમાં મોકલવામાં આવે. એ ઉપરાંત વહોરાઓનાં બાળકો તથા અશિક્ષિત મોટેરાંઓને ધર્મનુ સાચુ જ્ઞાન મળે તે માટે તેઓને રૂઢિચુસ્ત સુન્નીઓને અપાતું શિક્ષણ આપવામાં આવે. અમદાવાદ તથા અન્ય પરગણાની આ પ્રમાણે વ્યવસ્થા કરવાનો હુકમ એણે કર્યો અને એ માટે જરૂરી ખર્ચની રકમ ઇસ્માઈલી વહોરા કોમ પાસેથી વસૂલ કરવાની તાકીદ કરી. આ રીતે સમગ્ર વહોરા કોમ ઉપર એણે ભારે અત્યાચાર કર્યો[૭૮]

ઔરંગઝેબની ધાર્મિક અસહિષ્ણુતા તમામ ગેરસુન્ની લોકો તરફ હતી. સુન્ની ઉલેમાઓ અને અન્ય સૈયદો તરફ એ માનની લાગણીથી જોતો. આલમગીરના હવાલો સંભાળતા બુખારી સૈયદોને એણે ઘણી બક્ષિસ આપી હતી ઔરંગઝેબ રૂઢિચુસ્ત સિદ્ધાંતોના પાલનમાં હમેશાં વ્યસ્ત રહેતો. એના પિતાને કેદ કરી એ દિલ્હી સલ્તનતનો અધિકારી બની ગયો હતો. ઇસ્લામના નિયમ પ્રમાણે જુમાની નમાઝમાં પોતાના ખુતબો પઢવા માટે એણે કાજીને વિનંતી કરી પરંતુ તે સમયના સામ્રાજ્યના કાજી ઉલ્ કુઝ્ઝાતે પિતાની હયાતીમાં પુત્રના નામનો ખુતબો પઢવાનો ઇનકાર કર્યો. આથી ઔરંગઝેબ દ્વિધામાં પડ્યો. તે સમયે ગુજરાતના અણહિલપુર પાટણના એક સુન્ની વિદ્વાન, શેખ અબ્દુલ વહાબે ઔરંગઝેબને દ્વિધામાંથી મુક્ત કર્યો. શેખ કાજી ઉલ્ કુઝ્ઝાત સાથે ધાર્મિક ચર્ચા કરી એમણે સિદ્ધ કર્યું કે ઔરંગઝેબના નામનો ખુતબો પઢવાનુ શાસ્ત્ર-સંમત છે. આ સેવાની કદર કરીને ઔરંગઝેબે શેખ અબ્દુલ વહાબને કાજી ઉલ્ કુઝ્ઝાતને ઊંચા હોદ્દા પર નીમ્યા.

ઔરંગઝેબનાં બધાં કાર્યો પાછળ એની ધાર્મિક ભાવના દેખાય છે. અન્ય ધર્માવલંબીઓને અને અન્ય મુસ્લિમ સંપ્રદાયોને એનામાં ધાર્મિક ઝનૂન દેખાય એ સ્વાભાવિક છે. પરંતુ ચારિત્ર્યશુદ્ધિ અને સિદ્ધાંત–પાલનમાં એ અટલ હતો. એ દૃષ્ટિથી જોતાં સારાયે સામ્રાજ્યમાં એણે સુન્ની સિદ્ધાંતોનું પ્રચલન કર્યું

બહાદુરશાહ શાહઆલમ ૧ લો શિયામતાવલંબી હતો એના સમયમાં ઈ. સ. ૧૭૦૮ માં ગાઝીઉદ્દીનખાનને અમદાવાદના સૂબેદાર તરીકે મોકલવામાં

આવ્યો હતો બહાદુરશાહે પોતાના એ સૂબેદારને હુકમ કર્યો કે શુક્રવારની આમ નમાઝમા, જ્યારે પેગંબર સાહેબના ઉત્તરાધિકારીઓનાં નામ લેવામાં આવે ત્યારે, હજ અલીના બિરુદોમા "વસી" (વારસદાર) શબ્દ ઉમેરવામા આવે અમદાવાદની જામે મસ્જિદમાં જ્યારે ખતીબે એ પ્રમાણે શબ્દપ્રયોગ કર્યો ત્યારે સૂબેદાર સાથે આવેલ તુરાની સિપાહીઓએ એનો વિરોધ કર્યો અને ફરીથી એ શબ્દપ્રયોગ ન કરવાની ખતીબને ચેતવણી આપવામા આવી, પરંતુ આ બાબતમાં એ મક્કમ રહેતાં એક રૂઢિચુસ્ત મુસલમાને એને મિમ્બર (વ્યાસપીઠ) પરથી ખેંચી કાઢી એનું ખૂન કર્યું.[૭૯]

આ બધા પ્રસંગો પરથી મુઘલ કાલ દરમ્યાન ઇસ્લામનુ સ્વરૂપ સ્પષ્ટ થાય છે राजा कालस्य कारणम्। બાદશાહ દ્વારા ધાર્મિક સિદ્ધાંતોને પુષ્ટિ મળતી અને એ પ્રમાણે પ્રજાએ પોતાની માન્યતાઓ અને સિદ્ધાંતો ઘડવા પડતા. સામાન્ય મુસલમાન તો ઇસ્લામના મૂળભૂત સિદ્ધાંતોના પાલન દ્વારા પોતે મુસ્લિમ તરીકે જીવી શકતો, પરંતુ સાંપ્રદાયિક સંસ્કાર પામેલ મુસ્લિમ અન્યમતાવલંબી મુસલમાન સાથે સંઘર્ષમાં આવતો. રૂઢિચુસ્ત મુલ્લાઓ પોતાનુ વર્ચસ ચાલુ રાખવા માટે અનેક પ્રયત્ન કરતા. પરિણામે આંતરિક સંઘર્ષ ઉત્પન્ન થતો અકબર જેવા ધર્મસહિષ્ણુ બાદશાહોના સમયમાં આવા સંઘર્ષ ઘણા ઓછા જોવા મળે છે, પરંતુ ઔરંગઝેબ જેવા ધર્મચુસ્ત બાદશાહના સમયમાં રૂઢિચુસ્ત મુલ્લાઓના વર્ચસ નીચે આવા ઘણા સંઘર્ષ પ્રગટ થયા છે.

## ૩. જરથોસ્તી ધર્મ

### વસવાટ અને પ્રસાર

ઈ.સ. ૧૫૧૬ માં નવસારીમાં પવિત્ર આતશ લાવ્યા બાદ પારસીઓએ ઘણી પ્રગતિ કરી હતી. પવિત્ર આતશને વાંસદાથી નવસારી લાવવામાં આવ્યો ત્યારે સંજાણના ત્રણ મોબેદો નવસારી આવીને વસ્યા હતા નવસારીમાં આ સમયે જે મૂળ પારસીઓ હતા તે ભાગરિયા કે ભાગલિયા તરીકે ઓળખાયા, કેમકે પોતાની કમાણીનો–આવકનો ભાગ તેઓ વહેંચી લેતા હતા[૮૦] ધાર્મિક ક્રિયાવિધિ કરવાના હક બાબત નવસારીના ભાગરિયા અને સંજાણા મોબેદો વચ્ચે વખતોવખત મતભેદ ઊભા થતા હતા અને અંદરોઅંદર તકરાર ચાલતી હતી. આ તકરારે નવસારીમા વારંવાર ભયાનક રૂપ લીધું હતુ અને એનો નિકાલ આતશને પોતાના ખર્ચે નવસારી લાવનાર પ્રતિષ્ઠિત શેઠ ચાંગા આશા કે નવ-

સારીના પહેલા વડા દસ્તૂર મહેરજી રાણા પણ લાવી શકયા ન હતા.[81] આમ છતાં પવિત્ર આતશને કારણે પારસીઓના નવા મથક તરીકે નવસારીની ખ્યાતિ દેશવિદેશમા પ્રસરી હતી.

## મુઘલ બાદશાહો અને જરથોસ્તીઓ

એમ કહેવાય છે કે મુઘલ બાદશાહ અકબર ઈ.સ. ૧૫૭૩ મા સુરતમા હતો ત્યારે એને નવસારીના પ્રથમ વડા દસ્તૂર માહયાર–માહયારજી–મહેરજી રાણા સાથે મુલાકાત થઈ હતી. બાદશાહ એમની સાથેની ધર્મચર્ચાથી ઘણો પ્રભાવિત થયો હતો. ફતેહપુર સીક્રીના ઇબાદતખાનામા ધર્મચર્ચા કરવા માટે બાદશાહ અકબરે ઈ.સ ૧૫૭૮ મા એમને દિલ્હી આવવા આમંત્રણ પાઠવ્યુ હતુ. અકબરે એમની પાસેથી જરથોસ્તી ધર્મના સિદ્ધાતોની સમજ કેળવી હતી એમની આચાર-વિચારની પવિત્રતાથી અકબર અંજાયો હતો. એમના ઉપદેશની અને વ્યક્તિત્વની અકબર ઉપર એવી ઊડી અસર થઈ હતી કે એણે પોતાના એક સિક્કા પર જરથોસ્તી ધર્મનો સિદ્ધાત કોતરાવ્યો હતો. એ આ પ્રમાણે હતો: "જે માણસ સીધા રસ્તા ઉપર ચાલે છે તેને મે કદી સંકટમાં જોયો નથી."[82] પોતાના કુટુબના નિભાવ અર્થે દસ્તૂર મહેરજીને નવસારીના પારચોલ પરગણામાં ૨૦૦ વીઘાં જમીન બાદશાહ અકબરે ભેટ આપી હતી. આ દસ્તૂરના અવસાન બાદ એના દીકરા કેકોબાદને બીજી ૧૦૦ વીઘાં જમીન કુટુબના નિર્વાહ અર્થે આપી હતી. ભૂમિદાનનાં આ બને ફરમાન અકબરે અનુક્રમે ઈ.સ. ૧૫૯૦ અને ૧૬૦૩ માં કર્યાં હતા.[83] અકબરે પોતાના ઇબાદતખાનામા ઈ.સ. ૧૫૮૦ માં પવિત્ર આતશ બહેરામની સ્થાપના કરી હતી અને જાહેરમાં એ આતશની અને સૂર્યની ઉપાસના કરતો હતો.[84] ગુજરાતમાંથી પારસી દસ્તૂરોનું જે પ્રતિનિધિમંડળ ઈ.સ. ૧૫૮૨ માં અકબરને મળવા ગયુ હતું તેનો એના પર નોધપાત્ર પ્રભાવ પડયો હતો અકબરે ઈ.સ. ૧૫૮૪ મા જે નવો "ઇલાહી સંવત" શરૂ કર્યો હતો તેમાં મહિના અને દિવસોની ગણતરી ઈરાની પચાગ પ્રમાણે સ્વીકારીને મહિના તથા દિવસોનાં નામ ઈરાની રાખ્યા હતાં વળી અકબરે પોતાના રાજ્યમાં જરથોસ્તી ધર્મના ઉત્સવો અને તહેવારો ઊજવવાની જાહેરાત પણ કરી હતી[85]

બાદશાહ જહાંગીરે પોતાના રાજ્ય-અમલ દરમ્યાન ઈ.સ ૧૬૧૮ માં નવસારીના બે દસ્તૂરોને ભૂમિદાન અંગેનુ ફરમાન કાઢેલુ આ બે દસ્તૂરો તે મુલ્લા જામાસ્પ અને મુલ્લા હોશંગ ગુજરાતની લાબી મુલાકાત દરમ્યાન બાદશાહ જહાંગીર અમદાવાદ આવવાનો હતો ત્યારે એના દરબારમા એને મળવા માટે

આ બે દસ્તૂરોએ ઘણા લાંબા સમય સુધી નિષ્ઠાપૂર્વક રાહ જોઈ હતી. બાદશાહ જ્યારે દરબારમાં પધાર્યા ત્યારે એમને તેઓએ નવસારીના જૂઈ અત્તરની ચાર બાટલી ભેટ ધરી હતી. આ ભેટથી પ્રસન્ન થઈને જહાંગીરે તેઓને પોતાના દરબારમાં સો રૂપિયા રોકડા અને સુરત જિલ્લાના નવસારી કસ્બાની ૧૦૦ વીઘા જમીન દાનમા આપી હતી[૮૬]

આ દસ્તૂરોની વંશાવળી જોતાં એમ જણાય છે મુલ્લા જામાસ્પનું મૂળ નામ ચાંદજી કામદીન હતું. સ્થાનિક આધારભૂત વાયકા પ્રમાણે બાદશાહ અકબરે એમને "મુલ્લા જામાસ્પ"નું બિરુદ આપ્યું હતુ. શક્ય છે કે નવસારીથી પારસી-ઓનું જે પ્રતિનિધિમંડળ અકબરને મળવા માટે દિલ્હી ગયુ હતું તેમાં દસ્તૂર મહેરજીની સાથે ચાંદજી કામદીન પણ ગયા હોય અને એમની સાથેની ધર્મ-ચર્ચાથી પ્રભાવિત થઈને એમને આ બિરુદ આપવામા આવ્યું હોય.[૮૭]

અકબરે શરૂ કરેલો ઇલાહી સંવત જહાંગીરે ચાલુ રાખ્યો હતો અને પોતે ચુસ્ત મુસ્લિમ હોવા છતા એણે પોતાની આત્મકથામા વર્ષોની સંખ્યા અને માસના નામ ઇલાહી સંવત પ્રમાણે આપ્યા છે.[૮૮]

ઔરંગઝેબે જજિયાવેરો હિંદુઓની જેમ પારસીઓ ઉપર પણ નાખ્યો હતો વળી સુરતમા મુઘલ અમલદારો પારસીઓને જુદા જુદા પ્રકારે કનડગત કરતા હતા આ બધા કારણોથી સુરતના નામાંકિત દાનવીર પારસી રુસ્તમ માણેકે ઈ.સ. ૧૬૬૦ મા[૮૯] દિલ્હી રૂબરૂ જઈને ઔરંગઝેબને ફરિયાદ કરી હતી. પરિણામે ઔરંગઝેબે પારસીઓ પાસેથી લેવાતો જજિયાવેરો રદ કર્યો હતો.

૧૭ મી સદીના ઉત્તરાર્ધમા રુસ્તમ માણેક શેઠે[૯૦] સુરતમા તેમજ એની આસપાસના ગામોમાં ઘણા પુલો કૂવા તળાવ ધર્મશાળાઓ વગેરે બંધાવ્યા હતાં ગુજરાતના પારસી સમાજમા દાનવીર તરીકે એમની ખ્યાતિ હતી. આજે પણ સુરતમાં જે વિસ્તારમા એમની મિલકત હતી તે "રુસ્તમપરા" નામથી ઓળખાય છે[૯૧]

## આતશ બહેરામ નવસારીથી વલસાડમાં

ગુજરાતમા પારસીઓની વસ્તી વધતા તેઓની ધાર્મિક ક્રિયાવિધિ માટે મોબેદોએ પાંચ પંથક પાડયા હતા, આમ છતાં તેઓ વચ્ચે વખતોવખત વિખવાદ થતો હતો. સંજાણથી આવેલા મોબેદો અને નવસારીમા વસતા અસલ મોબેદો વચ્ચે ઈ.સ ૧૫૧૬ થી આવકની વહેંચણીના ભાગ અંગે વિખવાદ શરૂ થયો હતો. આ વિખવાદે ઈ.સ. ૧૬૮૬ માં ઉગ્ર સ્વરૂપ લીધુ. નવસારીમા મોટુ

રમખાણ થયું. આ રમખાણ સંજાણા અને ભાગરિયા અથોરનાનો તેમજ બેહદીનો વચ્ચે જામ્યું હતું, જેમા કેટલાકને મતે આઠ[૯૨] અથવા એક અજ્ઞાત પારસી કવિ કે જેણે 'સંજાણા ભાગરિયાના વિખવાદ'નું કાવ્ય રચ્યું છે તેના મત મુજબ, સાત[૯૩] પારસીઓના ખૂન થયાં. આ રમખાણમા ઘણા પારસી ઘવાયા હતા. પરિણામે નવસારીના ૭ મોબેદોને ખૂન કરવાના આરોપસર સુરતના બંદીખાનામાં કેદ પૂરવામા આવ્યા હતા. નવ મહિના બાદ સુરતના વડા અકબર મોદી કુંવરજી નાનાભાઈનાં પ્રયત્નો અને લાગવગથી તેઓને છોડી મૂકવામાં આવ્યા હતા. આ કારણથી નવસારીના બેહદીનોએ ખૂબ ઊહાપોહ કર્યો હતો નવસારીમાં થયેલા આ વિખવાદનો કોર્ટકચેરીનો આશરો લેવા છતા સહેલાઈથી અંત આવ્યો ન હતો. ગાયકવાડ સરકારના હુકમથી છેવટે સંજાણા મોબેદો આતશબહેરામને નવસારીથી ઈ.સ. ૧૭૪૧ મા વલસાડ લઈ ગયા ત્યારે જ આ વિખવાદનો અંત આવ્યો.[૯૪]

### સુરતમાં પારસીઓનો વસવાટ

મુઘલ કાલમાં નવસારી અને અન્ય પંથકોના પારસીઓએ પણ સુરતમાં ધંધાર્થે આવીને વસવાટ શરૂ કર્યો હતો અહીં વેપાર માટે યુરોપના દેશમાથી જે વેપારીઓ આવતા હતા તેમના દલાલ દુભાષિયા નાણાવટી કે ભાગીદાર તરીકે પારસીઓ આવીને સ્થિર થયા હતા વળી સુરત અને એની આસપાસના ગામોમા પારસીઓની વસ્તી વધવાથી ગોદાવરા પંથકના વડા મથક અંકલેશ્વરમાથી ચાર મોબેદો નામે પેસ્તન ખોરશેદ, અસ્પંદયાર ચાદા, કામદીન બહેરામ અને લીમજી મહેરજીને મોકલવામાં આવ્યા હતા.[૯૫]

ઈ.સ ૧૭૨૧ મા ૨૬ મી નવેમ્બરે જામાસ્પ નામનો એક ઈરાની મોબેદ સુરત આવ્યો હતો. એણે અહીં ના પારસીઓના ૫ ચાંગની ગણતરીમા એક મહિનાનો ફરક વત જોયો હતો, પરંતુ સુરતના પારસીઓનુ આ બાબતમાં ધાર્મિક ઝનૂન જોઈને એ ગભરાયો હતો. એણે સુરતના દસ્તૂર દારાબને, નવસારીના દસ્તૂર જામાસ્પ આશાને અને ભરૂચના દસ્તૂરને "ઝંદ–પહેલવી" શાસ્ત્રગ્રંથ શીખવ્યો હતો.[૯૬]

જ્યોર્જ બુચિયર નામનો અંગ્રેજ અમલદાર સુરતમાંથી ઈ.સ. ૧૭૧૮ માં પ્રાપ્ત કરેલી વંદીદાદ, વિસ્પદ અને ઝંદ-અવસ્તાની નકલો સ્થાનિક પારસીઓ પાસેથી મેળવી ઈ.સ. ૧૭૨૩ માં ઇંગ્લૅન્ડ ગયો હતો, પરંતુ ઇંગ્લૅન્ડમાં આ પુસ્તક વાંચનાર કોઈ હતું નહિ.[૯૭]

પીંઢારાઓના ત્રાસને કારણે ઈ.સ. ૧૭૩૩ મા સંજાણા પારસીઓ પવિત્ર તશને નવસારીથી જોખમ વહોરીને સલામત રીતે રાતોરાત સુરત લઈ આવ્યા . અને એ જ વર્ષમા પાછા સુરતથી નવસારી લાવ્યા હતા.[૯૮]

**તશ બહેરામ નવસારીથી ઉદવાડા**

નવસારીથી પવિત્ર આતશને ઈ.સ. ૧૭૪૧ માં વલસાડ લાવ્યા હતા, પરંતુ ્કીય ઊથલપાથલને કારણે ત્યાંથી સંજાણા મોબેદો પાર નદી ઓળગીને ઈ.સ. ૪૨ ના ઑકટોબર માસની ૨૮ મી તારીખે આ પવિત્ર આતશને ઉદવાડા લઈ ા.[૯૯] ઉદવાડામાં શેઠ બનાજીએ બંધાવી આપેલ આતશ બહેરામમાં એ પવિત્ર તશ રાખવામા આવેલ છે. ઈરાનથી લાવેલા પવિત્ર આતશને લગભગ અઢીસો થી પારસીઓએ ઉદવાડામા જતનપૂર્વક આદરથી જાળવી રાખેલ છે. આ ણુથી જ પારસીઓ માટે ઉદવાડા સૌથી અગત્યનુ તીર્થધામ બન્યુ છે.

**વાટનો વિસ્તાર**

ઈ.સ. ૧૬૪૦ મા અગ્રેજોએ પોતાનો વેપાર સુરતથી મુબઈ ખસેડ્યો ે એ વર્ષમા સુરત પાસેના સુમારી ગામના દોસલજી નાનાભાઈએ મુબઈમા વાટ કર્યો હતો ને તેઓ પોર્ટુગીઝ સત્તાવાળાઓના કારભારી તરીકે નોકરીમા ા હતા.[૧૦૦] પારસીઓની વસ્તી વધવાને કારણે મુંબઈમાં જુદા જુદા વિસ્તારમા સી દાતાઓ તરફથી વખતોવખત દખમા બાધવામા આવતા હતાં.

આ સમયમા પારસીઓ નવસારી વલસાડ સુરત ઉમરગામ ભરૂચ અંકલેશ્વર ભાત સોનગઢ નવાપરા વ્યારા વસઈ અમદાવાદ મુબઈ થાણા પુણે વગેરે ળોએ વસતા હતા અને પોતાનો ધર્મ પાળતા હતા.

## પાદટીપો

દુર્ગાશંકર શાસ્ત્રી, 'શૈવ ધર્મનો સંક્ષિપ્ત ઇતિહાસ', પૃ ૭૭

૧ એજન, પૃ. ૧૪૫

'કચ્છની સાંસ્કૃતિક યાત્રા', "પથિક", વર્ષ ૧૩, અંક ૩, પૃ. ૭૭

દુર્ગાશંકર શાસ્ત્રી, ઉપર્યુક્ત, પૃ. ૧૬૮

નાકર કવિ દિસાવાળ વણિક હતો, પોતે રચેલાં આખ્યાન પોતાના એક બ્રાહ્મણ મિત્ર મદન કે મદનસુતને યોગક્ષેમ અર્થે સોંપી દેતો હતો (કે કા શાસ્ત્રી, 'કવિચરિત', ભાગ ૧, પૃ. ૧૦૪) અનુમાન થાય છે કે નાકરનો એ મિત્ર પૌરાણિક કે માણભટ્ટ હશે

૫ દુર્ગાશંકર શાસ્ત્રી, ઉપર્યુક્ત, પૃ ૧૬૪-૬૫

૬. 'શ્રીમાલ પુરાણ' (અધ્યાય ૭૦) અનુસાર, શ્રીમાળીઓના કેટલાંક ગોત્રોની કુલદેવતા વટયક્ષિણી અને કેટલાકની ભૂતેશ્વરી છે અર્વાચીન શ્રીમાલ કે ભીનમાલના પાદરમા ક્ષેત્રપાલનુ' મ દિર છે ત્યાં ક્ષેત્રપાલ ઉપરાંત વટયક્ષિણી અને ભૂતમાતાની પૂજા થાય છે. સરસ્વતીના તીરપ્રદેશના તીર્થો વર્ણવતા 'સરસ્વતીપુરાણ'માં (સર્ગ ૧૬, શ્લોક ૨૫૫) સહસ્રલિંગ સરોવરના કિનારે ભૂતમાતાનુ મંદિર હોવાનું કહ્યુ છે. પ્રભાસ-પાટણમા ભૂતમાતાનું મ દિર હોવાનુ 'પ્રભાસખંડ'મા છે. ભૂતમાતા એ જ ગુજરાત-પ્રસિદ્ધ બૂટમાતા અગ્રણેજ ઉપરાંત વઢવાણમા લખતરમા અને મહેસાણા પાસે બૂટા પાલડી ગામમા બટ માતાના મંદિર છે ( ભો. જ. સાંડેસરા, 'અનુસ્મૃતિ', પૃ ૩૩-૩૪)

૭. નર્મદાશંકર મહેતા, 'શાક્ત સપ્રદાય', પૃ ૯૮-૯૯

૮ ભો જ. સાંડેસરા, ઉપર્યુક્ત, પૃ. ૭૪

૯. ગાયકવાડ ઓરિયેન્ટલ સિરીઝના ૮૧ મા ગ્રંથ તરીકે ૧૯૩૭ મા એ પ્રસિદ્ધ થયો છે.

૧૦. નર્મદાશંકર મહેતા, ઉપર્યુક્ત, પૃ ૧૧૨-૧૧૫

૧૧ એ જ, પૃ ૧૧૯                    ૧૨ એ જ, પૃ ૧૨૦-૧૨૭

૧૩ એ જ, પૃ. ૧૨૭ જનીબાઈના જીવન અને કવનના વિગતે પરિચય માટે જુઓ છઠ્ઠી ગુજરાતી સાહિત્ય પરિષદના અહેવાલમા શ્રી ડાહ્યાભાઈ દેરાસરીનો નિબધ 'જનીબાઈ—એક પ્રાચીન શાક્ત કવયિત્રી'.

૧૪. Commissariat, *History of Gujarat*, Vol II, p 388

૧૫ કે કા શાસ્ત્રી, 'શ્રીવલ્લભાચાર્ય મહાપ્રભુજી', પૃ ૫૧ તથા ૧૬૪

૧૬. નરોડામા ગોપાલદાસ ક્ષત્રિયના ઘરમા વલ્લભચાર્યજી મુકામ કરતા ગોપાલદાસની વિનંતીથી આચાર્યશ્રીએ એમને ત્યાં ઠાકોરજીનું સ્વરૂપ પધરાવ્યુ હતુ આ શ્રી શ્યામલાલજીનું સ્વરૂપ, જે હાલ અમદાવાદમા કાલુપુરમા દોશીવાડાની પોળમા શ્રી નટવરલાલજી નજીક વિરાજે છે (કે. કા શાસ્ત્રી, ઉપર્યુક્ત, પૃ ૯૩) લોકસમુદાયમા આ મંદિરની પ્રસિદ્ધિ નટવરલાલ-શ્યામલાલના મંદિર તરીકે છે.

૧૭. સિદ્ધપુરથી વલ્લભાચાર્યજી પાટણ પધાર્યા હતા અને એમણે સહસ્રલિંગ સરોવરના કિનારે મુકામ કર્યો હતો એવી સ્થાનિક અનુશ્રુતિ છે તથા 'વલ્લભદિગ્વિજય' આદિ ગ્રંથોનું એને અનુમોદન છે. પાટણમા એમણે ભાગવત-પારાયણ નહિ કર્યું હોય અને તેથી ત્યાંના નિવાસસ્થાનને બેઠક તરીકે પ્રસિદ્ધિ નહિ મળી હોય એમ જ અનુમાન થાય છે

૧૮. વલ્લભાચાર્યજીની ૮૪ બેઠકોના પરિચય માટે જુઓ કે કા શાસ્ત્રી, ઉપર્યુક્ત, પૃ. ૧૭૭–૧૯૬.

૧૯ એ જ, પૃ. ૧૭૩ ૨૦ એ જ, પૃ. ૧૭૪

૨૧ નવીનચંદ્ર આચાર્ય, 'મુઘલકાલીન ગુજરાતનો ઇતિહાસ', પૃ. ૨૨૬–૨૭

૨૨ કે કા. શાસ્ત્રી, ઉપર્યુક્ત, પૃ ૧૭૪ ૨૩. એ જ, પૃ. ૧૭૫

૨૪. એ જ, પ્રસ્તાવના, પૃ ૭–૮. આ કાલમાં દોરાયેલા કૃષ્ણચરિતવિષયક ચિત્રોમાં મુઘલ વેશભૂષાની ભારે અસર છે. આજે પણ ગુજરાતમા ભજવાતા ભવાઈના વેશોમાંના કૃષ્ણચરિત-વિષયક વેશોના પોશાક આદિ ઉપર સ્પષ્ટ મુઘલ પ્રભાવ છે. સંભવ છે કે એ વેશોનુ છેવટનુ સંકલન મુઘલ કાલમા થયુ હોય

૨૫ ઉદાહરણ તરીકે, જૈન ધાતુપ્રતિમા-લેખો ઉપરથી જણાય છે કે વાયડા જ્ઞાતિનો સારો એવો ભાગ અગાઉ જૈન ધર્માનુયાયી હતો. વાયડા જ્ઞાતિના મૂલ સ્થાન (પાટણ પાસેના) વાયડ ઉપરથી જૈનોનો વાયડ ગચ્છ નીકળ્યો છે અને એમાં પ્રસિદ્ધ જૈન આચાર્યો થઈ ગયા છે એ આખી જ્ઞાતિ વલ્લભાચાર્યજી પછીના સમયમાં પુષ્ટિમાર્ગની અનુયાયી થઈ જણાય છે શ્રીમાળી પોરવાડ મોઢ ખડાયતા લાડ નાગર વાણિયા આદિમા પણ આવા સંપ્રદાય-પરિવર્તન થયાં.

૨૬ કે. કા. શાસ્ત્રી, ઉપર્યુક્ત, પૃ ૧૭૪

૨૭ કે કા. શાસ્ત્રી, 'કવિચરિત', ભાગ. ૨, પૃ ૪૯૪–૯૭

૨૮. એ જ, પૃ. ૪૯૮–૯૯ ૨૯ એ જ, પૃ. ૫૦૦–૫૦૧

૩૦ કે. કા. શાસ્ત્રી, 'શ્રીવલ્લભાચાર્ય મહાપ્રભુજી', પૃ ૧૫૫, ૨૧૫

૩૧ દ્વારકાથી રણછોડજીની મૂર્તિ ભક્ત બોડાણા ડાકોરમા લાવ્યો એ પ્રસિદ્ધ અનુશ્રુતિ 'મિરાતે અહમદી'એ પણ આપી છે અને એ ઘટના સં ૧૨૧૨(ઈ.સ. ૧૧૫૬)મા બની હોવાનું નોંધ્યુ છે ('મિરાતે અહમદી', ગુજ. ભાષાંતર, ભાગ ૨, પૃ ૧૫૫). કવિ ગોપાલદાસે રચેલા 'બોડાણા આખ્યાન'મા પણ સં. ૧૨૧૨ નું વર્ષ આપ્યુ છે (દુ કે શાસ્ત્રી, 'વૈષ્ણવ ધર્મનો સંક્ષિપ્ત', ઇતિહાસ પૃ. ૩૬૩) આ અનુશ્રુતિને બીજો કોઈ આધાર હજી મળ્યો નથી. 'બોડાણા આખ્યાન' સં ૧૭૮૧(ઈ સ. ૧૭૨૫)મા રચાયું હોઈ ડાકોરનુ તીર્થ એ પહેલાનું તો નિશ્ચિતપણે છે વડોદરાવાસી કવિ નાકર સં. ૧૫૭૨(ઈ સ ૧૫૧૬)મા ડાકોરની જાત્રાએ ગયો હતો એમ એણે પોતેજ 'હરિશ્ચંદ્રાખ્યાન'(કડવુ ૩૧)માં કહ્યુ છે. પેશવાનો સૂબો આપ્પાજી ગણેશ ઈ સ ૧૭૬૦માં અમદાવાદ આવતાં પહેલા, માર્ગમા, ડાકોરની યાત્રાએ ગયો હતો (Commissariat, *op cit*, p 556), પણ ડાકોરનું હાલનું મંદિર પેશ્વાના શરાફ ગોપાળ જગન્નાથ તાંબેકરે ઈ સ ૧૭૭૨માં બંધાવ્યું હતું ડાકોર એ તળ-ગુજરાતનું સૌથી મોટું વૈષ્ણવ તીર્થ છે અને એ અસાંપ્રદાયિક હોઈ જૂના સમયના પૌરાણિક વૈષ્ણવ ધર્મના સાતત્યરૂપ છે

૩૨ રુદ્રમાળ વિશે 'મિરાતે અહમદી' લખે છે. 'સરસ્વતી નદી ઉપર સિદ્ધરાજ જયસિંહે બંધાવેલું એ મોટું મંદિર છે...અહીં મૂર્તિઓ અને એના શણગાર ઘણા સારા મૂકેલા હતા અહીં પૂજા ઘણા ઠાઠથી થતી મુસલમાનના વખતમાં એની ખરાબી થઈ અમદાવાદ વસાવનાર સુલતાન અહમદે એમાંની મૂર્તિઓ કાઢી નાખી અને મસ્જિદની નિશાની કરી દીધી...હવે ઘણો વખત વીત્યેથી ખંડેર થઈ જઈ એની પથ્થરની ઇમારતો બાકી રહી છે ('મિરાતે અહમદી', ગુજરાતી ભાષાંતર, ભાગ ૨, પૃ. ૧૫૫-૫૬).

૩૩ 'મિરાતે અહમદી' (ગુજ. ભાષાંતર), ભાગ ૨, પૃ. ૧૪૪-૫૬

૩૪ આ મંદિરમાંની મૂર્તિ સારંગપુર દરવાજા બહાર, સારંગપુર નામે પરામાં હતી, પણ વારંવારના બખેડા અને લૂંટફાટમાં એ પરાનો નાશ થતાં, શહેરમાં સારંગપુર ચકલા પાસેના હાલના સ્થળે એની પ્રતિષ્ઠા કરવામાં આવી હતી (Commissariat, *op. cit*, p. 554).

૩૫ એ જ, પૃ ૧૫૬. 'મિરાતે અહમદી' આ મંદિર વિશે લખે છે કે એ 'હમણાં દોશીવાડાની પોળમાં વ્રજભૂખણના ઘરમાં છે. આખા દિવસમાં પાંચ વખત જઈને વાણિયા ત્યાંનાં દર્શન કરે છે અને આ મંદિરનું મહાભારત ખર્ચ પૂરું પાડે છે' સ્પષ્ટ છે કે નટવરલાલ-સ્યામલાલના પુષ્ટિમાર્ગીય મંદિર વિશે તવારીખકાર લખે છે.

૩૬. એ જ, પૃ ૧૫૬-૫૮, આશાપૂરીનું મંદિર કૃપાશંકર નાગરે નવું બનાવ્યું હતું એમ 'મિરાતે અહમદી' નોંધે છે.

૩૭ એ જ, પૃ ૧૫૮-૫૯ અમદાવાદમાં કારંજના મેદાનમાં, આઝમખાનની સરાઈ પાસે, ભદ્રના કિલ્લાને અડીને આવેલા ભદ્રકાલીના સુપ્રસિદ્ધ મંદિરનો ઉલ્લેખ સરખો 'મિરાતે અહમદી'માં નથી એ સૂચક છે ઈ સ ૧૭૫૮ માં અમદાવાદ મરાઠાઓના પૂર્ણ આધિપત્ય નીચે આવ્યું ત્યાર પછી એ મંદિર બંધાયું લાગે છે.

૩૮. અહીં 'મિરાતે અહમદી'એ દધીચિ ઋષિની તપશ્ચર્યા વિશેની આખ્યાયિકાનો પણ ઉલ્લેખ કર્યો છે

૩૯ અહીં 'મિરાતે અહમદી' લોટેશ્વર તીર્થની વાત કરે છે, જે ઉત્તર ગુજરાતની લોકબોલીમાં આજ સુધી 'લોટી' તરીકે ઓળખાય છે.

૪૦. સિદ્ધરાજ જયસિંહે બંધાવેલા સહસ્રલિંગ સરોવરનો ટૂંકો પણ સ્પષ્ટ વૃત્તાંત 'મિરાતે અહમદી'એ આપ્યો છે. વિશેષમાં એ લખે છે. "પાટણ શહેરના જૂના કિલ્લાની હદમાં હતું એ (તળાવ) હમણાં ઉજ્જડ છે.. . ઇસ્લામીઓ ત્યાં આવી પહોંચ્યા ત્યાંસુધી બ્રાહ્મણો (ત્યાં) આ પૂજા કરતા હતા : ત્યાર પછી આ તળાવ માણસો અને જાનવરોના પાણી પીવાના કામમાં આવવા લાગ્યું. ઔરંગઝેબના રાજ્યમાં માટી કાઢવા અને પાણી લાવવાના કામ ઉપર એક દરોગો રાખેલો અને

એ મરામત ખર્ચ સરકારી ખજાનામાથી મળતું હતું, જેથી કરી એમાં પાણી બરાબર ભરેલું રહેતું હતું, હમણાં એમા કચરો ભરાઈ ગયો છે અને ભોય બરાબર થઈ ગયુ છે, તેની કોઈ ખબર લેતું નથી પરંતુ તેની નિશાનીઓ બરાબર છે" ('મિરાતે અહમદી' ગુજ ભાષાતર, ભાગ ૨, પૃ. ૬૪-૬૫).

૪૧ એ જ, પૃ ૧૬૦-૬૫ ૪૨ એ જ. પૃ ૧૩૪-૪૩ ૪૩. એ જ, પૃ ૧૪૦-૪૩

૪૪. એ જ. પૃ. ૧૬૫-૬૭ 'મિરાતે અહમદી'નો કર્તા દીવાન અલી મુહમ્મદ ખાન લખે છે કે ગુજરાતના મુઘલ સૂબા, જોધપુરના મહારાજા અભયસિંહના નાયબ રતનસિંહ ભંડારીને પૃછીને પોતે જૈનધર્મ વિશેની માહિતી આપી છે. રતનસિંહ ભંડારી ચૌહાણ રાજપૂત, પણ ધર્મે શ્રાવક હતો (એ જ, પૃ ૧૬૬).

૪૫. Commissariat, *op. cit*, p 509

૪૬. નવીનચંદ્ર આચાર્ય, ઉપર્યુક્ત, પૃ. ૨૪૧

૪૭. મોહનલાલ દેસાઈ, 'જૈન સાહિત્યનો સંક્ષિપ્ત ઇતિહાસ', પૃ ૫૫૫

૪૮. જિનવિજયજી, 'પ્રાચીન જૈન લેખસંગ્રહ', ભાગ ૨, લેખ નં ૫૧૧-૧૩

૪૯ Commissariat, *op cit* pp 509 f

૫૦ સ્થાનિક અનુશ્રુતિ છે કે પાટણ પાસેના વાડીપુર ગામમાં પાર્શ્વનાથની આ મૂર્તિ હતી, પણ ત્યા શ્રાવકોની વસ્તી ઘસાઈ જવાથી એ મૂર્તિની પાટણમા નૂતન મંદિરમાં પ્રતિષ્ઠા કરવામા આવી હતી પાટણની એક જૂની ચૈત્યપરિપાટીમા વાડીપુર ગામ તથા એમાના મંદિરનો ઉલ્લેખ છે તથા સં. ૧૫૯૮(ઈ.સ ૧૫૪૨)મા સોમવિમલસૂરિએ પાટણમા ચાતુર્માસ કર્યો તે સમયે તેઓ જિનવંદનાર્થે વાટિકાપુર-વાડીપુર ગયા હતા એવો એક નિર્દેશ એક પટ્ટાવલી ('વિવિધ ગચ્છીય પટ્ટાવલીસંગ્રહ', પૃ. ૮૫) મા છે, જે અનુશ્રુતિનું સમર્થન થાય છે.

૫૧ આ શિલાલેખના સંપૂર્ણ પાઠ તથા એના અનુવાદ માટે જુઓ ભોગીલાલ સાંડેસરા, 'વસ્તુપાલનું વિદ્યામંડળ અને બીજા લેખો,' પૃ. ૯૫-૧૦૦.

૫૨ એ જ. મહુવા(સૌરાષ્ટ્ર)માં પ્રતિષ્ઠિત થયેલી આચાર્ય હીરવિજયસૂરિની મૂર્તિ નીચેના શિલાલેખમા વિક્રમ સં. ૧૬૫૩ સાથે 'પાતસાહી શ્રી અકબરપ્રવર્તિત સ. ૪૧' અર્થાત્ ઇલાહી સંવતનો ઉલ્લેખ છે (મુનિ વિદ્યાવિજયજી, 'સૂરીશ્વર અને સમ્રાટ,' પ્રસ્તાવના, પૃ. ૫)

૫૩. મોહનલાલ દેસાઈ, ઉપર્યુક્ત, પૃ. ૫૬૩-૬૪ ૫૪ એ જ, પૃ. ૫૬૬

૫૫. આ વિશેનો છ પંક્તિનો ગુજરાતી શિલાલેખ ગિરનાર ઉપર ચડતા રાજા ભર્તૃહરિની ગુફાથી થોડેક આગળ પહાડમા કોતરેલો છે મૂળ લેખ માટે જુઓ ભોગીલાલ સાંડેસરા, ઉપર્યુક્ત, પૃ. ૯૨-૯૩

૫૬. મોહનલાલ દેસાઈ, ઉપર્યુક્ત, પૃ ૫૬૮–૬૯ હીરવિજયસૂરિના સમયમાં થયેલ મ દિર પ્રતિષ્ઠાઓ અને સ ઘયાત્રાઓ માટે જુઓ મુનિ વિદ્યાવિજયજી, 'સૂરીશ્વર અને સમ્રાટ', પ્રકરણ ૯

૫૭ ભોગીલાલ સાંડેસરા, ઉપર્યુક્ત, પૃ ૧૧૩ ('ગુજરાતના શાહી મુઘલ ફરમાનો' એ લેખ) હીરવિજયસૂરિના પાદુકામ દિર માટે અકબરે વીસ વીઘા જમીન આપી હતી એમ 'હીરસૌભાગ્ય' (સર્ગ ૧૭. શ્લોક ૧૯૫) નોંધે છે

૫૮ એ જ, પૃ ૧૧૪ એ ફરમાનમા એક રસપ્રદ હકીકત છે કે પોર્ટુગીઝો પાસેથી પીપરનુ અથાણુ મેળવીને મોકલવાનુ પણ પાદશાહે સૂચવેલુ છે.

૫૯, એ જ, પૃ. ૧૧૫

૬૦ એ જ, પૃ. ૧૧૬

૬૧. એ જ પૃ ૧૧૬–૧૭

૬૨ એ જ, પૃ. ૧૧૭

૬૩ મુનિ વિદ્યાવિજયજી, 'સૂરીશ્વર અને સમ્રાટ', પૃ. ૨૩૫–૪૧

૬૪ ભોગીલાલ સાંડેસરા, 'ઇતિહાસ અને સાહિત્ય,' પૃ. ૧૫૭

૬૫ મોહનલાલ દેસાઇ, ઉપર્યુક્ત, પૃ ૫૦૬–૮

૬૬. એ જ પૃ ૫૦૯–૧૦

૬૭ ભોગીલાલ સાંડેસરા, 'વસ્તુપાલનુ' વિદ્યામ ડળ અને બીજા લેખો, પૃ. ૧૧૪

૬૮ "પુરાતત્ત્વ", પુ ૩, અ ક ૪ મા શ્રી જિનવિજયજીનો લેખ 'જૂની ગુજરાતીમા એક જૈન ઐતિહાસિક ચર્ચા'.

૬૯ વિજયદાનસૂરિનો સ્વર્ગવાસ પાટણ પાસેના વડલી ગામે સ . ૧૬૨૧(સ ૧૫૬૫)માં થયો હતો. એમના પાદુકા–મ દિરના ગુજરાતી શિલાલેખ માટે જુઓ ભોગીલાલ સાંડેસરા, ઉપર્યુક્ત, પૃ ૯૩–૯૪.

૭૦ આ વિષયના સમકાલીન ઐતિહાસિક સાહિત્ય માટે જુઓ મોહનલાલ દેસાઈ, ઉપર્યુક્ત, પૃ ૫૬૨–૬૩

૭૧ ઈસવી સનની ૧૯ મી સદીના પૂર્વાર્ધ સુધી તો "ભૂજની પોશાળ" કવિપદેચ્છુઓ માટે રીતસરની તાલીમશાળા હતી. અર્વાચીન કાલના આર ભકાળે ગુજરાતી કવિ દલપતરામે કાવ્ય રચવાનુ શિક્ષણ ત્યાં લીધુ હતુ એક સ સ્થા તરીકે એ સને ૧૯૪૮ સુધી ચાલુ હતી અને એમાથી પસાર થનારને કચ્છ રાજ્યના કેળવણીખાતા તરફથી પ્રમાણપત્ર અપાતુ ભારતની સ્વાત ત્ર્યપ્રાપ્તિ પછી ૧૯૪૮ માં કચ્છના પહેલા ચીફ કમિશનરે આ શાળા બ ધ કરવાનો ઠરાવ કર્યો હતો ('કચ્છમિત્ર', દીપોત્સવી અ ક, સ ૨૦૨૯ માં રામસિ હજી રાઠોડનો લેખ, 'કચ્છની વ્રજભાષા પાઠશાળા, વળી જુઓ ભોગીલાલ સાંડેસરા, 'સ શોધનની કેડી,' પૃ ૧૦૧. પ્રસ્તુત પાઠશાળાના અભ્યાસક્રમ માટે જુઓ કુ વર ચ દ્રપ્રકાશસિ હ–સ પાદિત ' કાવ્યપ્રભાકર કિ વા રુક્મિણીહરણ, ' પ્રસ્તાવના )

૭૨. પ્રવીણ ચિ પરીખ, 'ભારતનો સાંસ્કૃતિક ઇતિહાસ—ઈ.સ ૧૦૦૦–૧૮૧૮', વિભાગ ૩, પૃ. ૨૧

૭૩. M S. Commissariat, *History of Gujarat*, vol II, pp. 12 f.

૭૪. વિજયસિંહ કિ. ચાવડા, 'ભારતીય સંસ્કૃતિના વિકાસમાં વિદેશીઓના સંપર્કની અસર', પૃ. ૫૭

૭૫. 'अखबारुद दौआतिल् अकरमीन' (अनु तीलमीझ), पृ १००

૭૬. Commissariat, *op cit.*, p 125

૭૭. *Ibid.*, p 186 ૭૮ *Ibid*, p 207 ૭૯ *Ibid*, p. 385

૮૦. પે ફ્રી બલસારા, 'પારસી ઇતિહાસનાં જાણવાજોગ પ્રકરણો', પૃ. ૪૨

૮૧ પેરીન દારા ડ્રાઇવર, 'સત્તરમા શતકમાં પારસી કવિઓએ રચેલી ગુજરાતી કવિતા', પૃ. ૭૧

૮૨ પે ફ્રી બલસારા, ઉપર્યુક્ત, પૃ. ૩૨

૮૩. Commissariat, *Imperial Mughal Farmans in Gujarat*, p 21, *History of Gujarat*, Vol. II, pp 223f. વધુ અભ્યાસ માટે જુઓ શ્રી. જે. જે મોદીનો લેખ 'The Parsees at the court of Akbar and Dastur Meherji Rana', *Journal of the Bombay Branch of Royal Asiatic Society (JBBRAS)*, Vol XXI, pp. 69–245.

૮૪ R. C. Majumdar and others (Ed) *The Mughal Empire*, p 137 અને Commissariat, *History of Gujarat*, Vol. II, pp. 222f.

૮૫. Commissariat, *Ibid*, p. 225

૮૬ Commissariat, *Imperial Farmans in Cujarat*, p 21, *History of Gujarat*, Vol II. pp. 77f વધુ અભ્યાસ માટે જુઓ શ્રી જે. જે. મોદીનો લેખ 'A Farman of the Emperor Jehangir in favour of two Parsees of the Dordi Family of Naosari,' *JBBRAS*, Vol XXV pp 419–90

૮૭–૮૮ Commissarit, *History of Gujarat*, Vol II, p. 78

૮૯ બ બે. પટેલ, 'પારસી પ્રકાશ', ગ્રં. ૧, પૃ ૧૫ અને ૨૩

૯૦ શ્રી. રુસ્તમ માણેક સુરતની પોર્ટુગીઝ કોઠીઓના મુખ્ય દલાલ હતા. પરદેશીઓ સાથે વેપારનાં પગલા માડનાર તેઓ પહેલા પારસી હતા એમની વૃદ્ધાવસ્થામા અંગ્રેજ વહીવટદારો સાથે ખટપટ જાગતા એમના સૌથી નાના પુત્ર નવરોજજીને ૧૭૨૩ માં અંગ્રેજ કંપનીની કોર્ટ ઑફ ડિરેક્ટર્સ સમક્ષ પોતાનો દાવો રજૂ કરવા મોકલ્યા હતા. આ દાવામા એમની જીત થઈ હતી ઈ સ. ૧૭૨૩ મા ભારતમાથી ઇગ્લૅન્ડ જનાર તેઓ પ્રથમ ભારતીય પારસી હતા (પેરીન દારા ડ્રાઇવર), ઉપર્યુક્ત, પૃ ૭૬

૯૧ બ. બે. પટેલ, ઉપર્યુક્ત, ગ્ર. ૧, પૃ ૨૩

૯૨ એજન, પૃ ૧૯

૯૩. પેરીન દારા ડ્રાઇવર, ઉપર્યુક્ત પૃ. ૭૬. એમણે પોતાના મહાનિબંધમાં આ કાવ્યનું સંશોધન કરીને એને ગ્રંથસ્થ કર્યું છે.

૯૪. એજન, પૃ ૭૮

૯૫ બ. બે પટેલ, ઉપર્યુક્ત, ગ્રં. ૧, પૃ. ૧૪–૧૫

૯૬. એજન, પૃ ૨૩–૨૪

૯૭ એજન, પૃ. ૨૫

૯૮. એજન, પૃ. ૨૩ એરચ જ તારાપોરવાલાના મત મુજબ, 'નવસારીના ઈરાનશાહ લગભગ સવા બસો વર્ષ સુધી સહીસલામત રહ્યા પછી ઈ.સ ૧૭૩૩માં મરાઠા નવસારી પર ચડી આવ્યા તે સમયે દસ્તૂરો મોટું જોખમ ખેડી રાતોરાત ઈરાનશાહને લઈ સલામત સુરત પહોંચી ગયા. ત્યાં ત્રણ વર્ષ રહી નવસારીમાં બધુ સમાધાન થવાથી ઈ સ. ૧૭૩૬માં ઈરાનશાહને પાછા નવસારી લાવ્યા' જુઓ બુદ્ધિપ્રકાશ, પુ. ૮૩, પૃ ૨૯૧

૯૯. D. F. Karaka, *History of the Parsis*, Vol I, p 48

૧૦૦ બ બે પટેલ, ઉપર્યુક્ત, ગ્રં. ૧, પૃ. ૨૩

# ખંડ ૪

# પુરાવસ્તુ

## પ્રકરણ ૧૨

## સ્થળ-તપાસ અને ઉત્ખનન દ્વારા મળેલી માહિતી

મુઘલ કાલમાં પુરાવસ્તુ ક્ષેત્રની તપાસ કરતાં એક હકીકત સ્પષ્ટ થાય છે કે આ કાલના અવશેષો પૈકી ઇમારતો પર સારું ધ્યાન અપાયું છે, પણ તત્કાલીન નાનીમોટી વસ્તુઓના ઇતિહાસ પરત્વે એ દૃશ્ય દેખાય છે, આથી કેટલાક દાગીનાઓ, ચિત્રો, નાની મોટી સચવાયેલી વસ્તુઓ આ કાલની એ ધાણીઓ તરીકે વિખરાયેલી પડેલી છે. તદુપરાંત આ કાલમાં પ્રચલિત પરંપરામાં કામ કરનાર કારીગરો પણ હયાત હોઈ એ પરંપરા પ્રમાણે નવો સામાન પણ તૈયાર થાય છે.

આ બંને પરિસ્થિતિને લીધે સામાન્યત નજીકના ભૂતકાળની વસ્તુઓના અધ્યયનથી ઇતિહાસની તપાસ કરવા તરફ દુર્લક્ષ સેવવામાં આવે છે તેથી આ કાલના પુરાવસ્તુનો અભ્યાસ ઘણો પ્રારંભિક છે વડોદરા અમદાવાદ ભરૂચ જેવા સ્થળોએ થયેલાં અવલોકનોને આધારે નીચેની રૂપરેખા પ્રસ્તુત કરી છે :

આ કાલમાં, ખાસ કરીને ૧૬ મી સદી પછી, બાંધકામમાં વપરાતી ઈંટોના કદમાં ફેર પડ્યો છે જૂની ઈંટોની સરખામણીમાં આ ઈંટો પાતળી આશરે ૧૫×૨૨×૪ થી ૫ સેન્ટિમીટરના કદની છે આ ઈંટોનો ઉપયોગ ૧૬ મી સદીથી શરૂ થાય છે, પરંતુ એનો પ્રચુર પ્રમાણમાં ઉપયોગ ૧૭ મી ૧૮ મી તથા ૧૯ મી સદીમાં જોવામાં આવે છે. અત્યારે વપરાતી યુરોપીય કદની ટેબલ ઈંટોનો વપરાશ આપણે ત્યાં ૧૯ મી સદીમાં વધ્યો અને અત્યારે એવી ઈંટો બનાવવાનો તથા વાપરવાનો ચાલ સામાન્ય થઈ ગયો છે.

ઈંટોની સાથે માટીકામની વસ્તુઓ જ્યારે જોઈએ છીએ ત્યારે એક હકીકત સ્પષ્ટ થાય છે કે સલ્તનત કાલની પરંપરા આ કાલમાં ચાલુ રહેલી છે. એ પરંપરામાં ખાસ કરીને કાચનો ઓપ ચઢાવેલા વાડકા, થાળીઓ, કોઠીઓ,

ઇત્યાદિનો ઉપયોગ પણ જાણીતો હતો. એ જાતના વાસણ આજે ચિનાઈ માટીમાં બનતાં દેખાય છે.

પરંતુ માટીના સામાન્ય પ્રકારનાં વાસણોનાં ઘાટ અને કદમાં આ કાલની પરંપરામાં સલ્તનત કાલના ઘણાં તત્ત્વ રહેલાં છે, અને એ અદ્યાપિ ચાલુ રહેલાં દેખાય છે સલ્તનત કાલમાં ચીનથી આયાત થતા વાસણોની આયાત આ કાલમાં પણ ચાલુ હતી, પરંતુ એના રંગીન વાસણોની રેખાઓ તથા રંગમાં કેટલોક ફેર પડેલો હોઈ સારા અભ્યાસીઓ આ ભેદ પારખી શકે છે.

પ્રસ્તુત કાલમાં લોખંડી સામાન સલ્તનત કાલના સામાન સાથે સરખાવાય એવો છે, પરંતુ એમાં તોપ બંદુક તમંચા વગેરે આયુધો વધુ પ્રમાણમા જોવામા આવે છે, તથા ઘણાં રાજ્યોનાં સીલેહખાનાંમા એના નમૂનાઓ મળી આવે છે. ખીલા, બાંધકામનો સામાન વગેરેમા ખાસ ભેદ પારખવો મુશ્કેલ છે, પરંતુ વધુ તપાસ થતાં જુદી જુદી વસ્તુઓનો ભેદ પારખવાનુ સહેલુ થતુ જશે.

તાંબા અને પિત્તળની વસ્તુઓ તથા રાચરચીલાની વસ્તુઓમાં પણ મુઘલ કાલમાં વિવિધ શૈલીઓ જોવામા આવતી હોઈ, એનું વિશિષ્ટ વર્ણન અત્રે શક્ય નથી, પરંતુ એમા રાજપૂત તથા ભારતીય શૈલીની સાથે મધ્ય એશિયા, ઈરાન વગેરે પ્રદેશોની શૈલીનુ મિશ્રણ વરતાય છે

આ કાલથી તમાકુનો ઉપયોગ કરવા માટેના વિવિધ પ્રકારના હુક્કા ચલમો વગેરેનો પ્રચાર વધતો જાય છે અને એ અદ્યાપિ ચાલુ છે એને લીધે માટીના હુક્કા, ચલમો વગેરેના અવશેષ આ કાલના સ્તરોમાં મળી આવે છે.

આ કાલથી યુરોપથી વિવિધ પ્રકારની વસ્તુઓ ભારતમાં આવવાની શરૂઆત થાય છે. એ ઉપરાંત એવા માલની કેટલીક નકલો પણ થાય છે, તદુપરાંત ભારતમાં બનતી વસ્તુઓ યુરોપમાં જતી તે પૈકી ઘણી ત્યાંનાં સંગ્રહસ્થાનોમાં સચવાયેલી છે.[1]

## પાદટીપ

૧ અહીં આપેલી માહિતી તાજેતરમાં થયેલ અન્વેષણની અપ્રકાશિત અંગત જાણકારીના આધારે આપેલી છે.

## પ્રકરણ ૧૩

# સ્થાપત્યકીય સ્મારકો

## ૧. નાગરિક સ્થાપત્ય

### (અ) નગરોનો વિકાસ

મુઘલ શાસકોએ ગુજરાતમા કોઈ નવાં શહેર વસાવ્યાનુ જાણમાં નથી, પરંતુ પહેલાંનાં વિદ્યમાન નગરોમા ઘણા વિકસ્યા હશે, ઘણામાં પરિવર્તન આવ્યું હશે, તો કોઈક કાળગ્રસ્ત પણ થયા હશે. મુસ્લિમ વસ્તી પોતાના સમૂહમાં જ્ઞાતિવર્ણાધિવાસ પદ્ધતિ પ્રમાણે જ અર્થાત્ સામાજિક શ્રેણીના અનુસંધાનમા વસતી હશે, જેનો ખ્યાલ અમદાવાદના મૂળ આયોજન પરથી પણ આવી શકે છે મુઘલ કાલમા અમદાવાદની સ્થિતિ અને વિકાસનો ખ્યાલ આપવામાં 'મિરાતે અહમદી'નુ બહુ મોટુ પ્રદાન ગણી શકાય, કારણ કે એ મુઘલાઈના અત સમયે લખાયેલ હોઈ એમા તાત્કાલિક ભૂતકાળનું પ્રતિબિંબ વધુ સ્પષ્ટ જોવા મળે છે.

**અમદાવાદ** · એ જમાનામાં અમદાવાદની ઉત્તમ શહેર તરીકે બોલબાલા હતી. ઓરંગઝેબના સમયના અમદાવાદનું વર્ણન શ્રીરાજસાગરસૂરિના 'નિર્વાણ-રાસ'માં મળે છે એ રાસ સંવત ૧૭૨૨(ઈ.સ. ૧૬૬૬)મા લખાયો છે એમા અમદાવાદનાં પરા અને જૈન સંઘના મુખ્ય મુખ્ય પુરુષોના નામ પણ છે ૧

અમદાવાદ ઘણાં જુદાં જુદાં નામોથી સંબોધાતું રાજનગર શ્રીનગર અહમ્મદાવાદ અહિમ્મદાવાદ અહમદાવાદ અહમદપુર અકમિપુર અહમદનગર, તો વળી પરદેશી મુસાફર અમદાવાત અમદાવાઝ અને અમદાવાર પણ કહેતા ૨

મુઘલ કાલમા અમદાવાદમા પોળો અને ચકલાં હયાત હતાં એનો કેટલોક ખ્યાલ 'મિરાતે અહમદી' પરથી આવે છે. એ બતાવે છે કે મહમૂદ બેગડાના સમયથી વસેલાં ભિન્ન ભિન્ન પુરોએ એક એકમ બની પોળો અને ચકલાંને અસ્તિત્વ આપ્યું અને માત્ર ૧૫૦ વર્ષમા જાતિવર્ણાધિવાસની ભારતીય પદ્ધતિને સચોટરૂપે મૂર્તિમંત કરી બતાવી. હિંદુ–મુસ્લિમ બંને પ્રજાનો વસવાટ છતાં આ શહેરમા શ્રેણીબદ્ધ સમાજ–આયોજનની ભારતીય પદ્ધતિ, જે જાતિવર્ણાધિવાસ તરીકે પ્રચલિત હતી, તેનુ વિદેશી પ્રજાના વસવાટમા પણ એટલુ જ મહત્ત્વ રહ્યું અને વર્ણોને ક્રમબદ્ધ ધંધો તેમજ અગત્યની પરાપૂર્વી અનુસાર વસવાટ

ફગવી ભારતીય નગર–આયોજન પદ્ધતિની સફળતાનો પરિચય પણ કરાવ્યો આવુ જ ધોળકા ખંભાત હિંમતનગર જૂનાગઢ મહેમદાવાદ ચાંપાનેર વગેરે શહેરોમાં પણ થયુ.

'મિરાતે અહમદી' અમદાવાદમાં ૧૭ ચકલાં હતા એમ નોંધે છે ને તેઓનાં નામ આ પ્રમાણે આપે છે: ખાસ બજાર (ભદ્ર અને ત્રિપોલિયાની વચ્ચે), પાનકોર, માણેકચોક, ઢીંકવા, તીન લીમડી, ભંડેરીપુર, ઈદવારપુર અથવા કમીરપુર (ખાડિયા તરીકે જાણીતુ), રાયપુર, આસ્તોડિયા, જમાલપુર, રાયખડ, ખાનપુર, શાહપુર, ઇડરિયા, દરિયાપુર, સદર જહાન, જોહારીવાડા (ઝવેરીવાડ)[3]. અહીં ચોકી માટે કોટવાલ રખાતા.

પોળ વગેરેનુ અસ્તિત્વ જોવા મળે છે એ પરથી સલ્તનતના ગાળામાં શરૂ થયેલો પોળોનો વિકાસ આ કાલમાં સારો એવો થયો હશે એ 'મિરાતે અહમદી'ના લખાણ પરથી ને એમાં આપેલા નામો પરથી સમજાય છે ધંધાના આધારે, મુખ્ય વ્યક્તિના આધારે કે પ્રાકૃતિક પરિસ્થિતિના આધારે પોળોના નામ પડેલાં જોવા મળે છે એમા 'પાટક'નો ઉપયોગ 'પાડો' કે 'વાડો'થી હજીય ચાલુ છે, પણ એ પાટણના જેટલો અહીં પ્રચલિત નથી. અમદાવાદના આયોજનમા પોળ વધુ, ખડકી ખાચા નાકા શેરી વગેરે ઓછા, ને મુસ્લિમ વિસ્તારોમા શેરી ગલી ખાંચો મહેલ્લો ફળિયુ વાસ મહોલ્લાત વગેરે જોવા મળે છે.

અત્યારની ભંડેરીપોળ એ સમયે ભંડેરીપુર (નાનુ નગર) કહેવાતી. આવી બધી થઈને ૮૦ મુખ્ય પોળ હતી, જેમાની ઘણીના નામ અત્યારે ચાલુ છે ને ઘણાં નામ જડતાં નથી.

શહેરની બહાર પરાનો વસવાટ થયેલો જોવા મળે છે. સલ્તનત કાલમાં અમદાવાદની આસપાસ ઘણાંખરાં પરા વસ્યાં હતાં. મુઘલ કાલમાં શહેર બહારની વસ્તી વધતાં હવેલી પરગણાનાં કેટલાંક ગામ પરાઓમાં ગણાયા. એનાથી ઊલટુ દૂરના પરાં ગામોમાં ગણાયા, જેમકે ઈસનપુર અસારવા આસપુર સમીપુર ઇનાયતપુર શેખપુર વગેરે મુઘલ બાદશાહોના વખતમાં અહીં કેટલાક નવા પરા પણ વસ્યા, જેમકે જહાંગીરપુર નુરગંજ મુગદગંજ કાજીપુર નવરંગપુર બાબીપુર વગેરે.

મુઘલ કાલના ગુજરાતના શ્રેષ્ઠ નગરસ્થાપત્યના નમૂના તરીકે અમદાવાદ હતું એની પ્રતીતિ કરાવતાં તત્કાલીન મુસાફરોનાં વર્ણન નગર-આયોજન પદવિન્યાસ તેમજ જનસમાજની સંસ્કૃતિ ને વૈભવનો સારો ખ્યાલ આપે છે. બાદશાહી સમયના વર્ણનમા શહેરમાં રસ્તાઓમાં છાયા માટે ઝાડ રોપવામાં

આવ્યાં હતાં એનો ઉલ્લેખ છે. મોટા મહેલો અને પરાંનાં બધાં મકાનો માટે ભારતીય સ્થાપત્ય અને નગર–આયોજન પ્રણાલી જ મુખ્ય હતી. અમદાવાદના રસ્તા સારા અને સ્વચ્છ હતા. કોઈ જગ્યાએ સારાં ચોગાન હતા અને લોકોનાં ઘર પણ સારા હતા.[૪] અબુલ્ ફઝલે લખ્યુ છે. 'અમદાવાદ સાબરમતી પર મો( અને સારી રીતે બધાયેલુ શહેર છે સ્થળ આરોગ્યવાળુ છે. ત્યા તમને આખ દુનિયામા બનતી ચીજો મળી શકે છે એને બે કિલ્લા છે[૫] અને એની બહા શહેર છે. એમાં પહેલાં ૩૬૦ પરા હતાં, પણ હવે ૮૪ પરા સારી સ્થિતિમા છે ત્રણ કોશ દૂર વટવા એક શહેર છે. એ બાગમા વસેલું છે, અને ત્યા સસારનો ત્યાગ કરી ઓલિયાઓ રહે છે...ત્યાથી ત્રણેક કોશ છેટે સરખેજ છે. ત્યાંની ગળી ઉત્તમ થાય છે, અને રૂમ(રોમ) તથા બીજા દૂર દેશાવર નિકાશ થાય છે.'[૬] 'તારીખે ફ્રિરસ્તા'નો લેખક પણ લખે છે કે 'અમદાવાદ એકંદરે આખા હિંદુસ્તાનમા સર્વથી સુંદર શહેર છે અને કદાચ આખી દુનિયામા પણ કહી શકાય'.[૭] સર ટોમસ રો અને એના માણસોએ પણ અમદાવાદનો ખ્યાલ એમને આવ્યો તેવો આપ્યો છે 'શહેરના રસ્તા પથ્થર જડેલા હતા ઉપર એવા ઊંચા ઝાડ હતા કે ધાડા ઉપવનમા પેસતા હોઈએ એવું લાગે.' મકાન એશિયાનાં બીજા શહેરોની સરખામણીમાં ઘણાં સુદર હતા. ઘર ઈંટોના, સારાં નળિયાથી છાયેલા અને વંડો વાળી લીધેલાં હતા. સૂબેદારનુ મકાન પથ્થરનું વિશાળ અમીરી અને સારા આગણાવાળુ હતુ. ફ્રેંચ મુસાફર થેવેનો નગરરચના પર સારો પ્રકાશ ફેંકે છે' 'અમદાવાદમાં ઘણા મોટા મોટા બાગ છે. દરેક બાગની આસપાસ કોટ હોય છે અને દરવાજા આગળ મડપ જેવુ હોય છે. એક વિશાળ સરોવર જોવા હુ ગયો, એની વચ્ચે ૮૦ ચોરસ ફૂટનો એક સુદર બગીચો છે. બગીચાને છેડે નાના સગવડવાળા મકાન છે અને પછી અહીતહી અનેક છાપરાં અને એકસરખા સુંદર હજીરાઓ દેખાય છે. શહેરને ફરતો કોટ છે અને અમુક અંતરે મોટા ગોળ બુરજો ને કાંગરા છે. પરા સાથે શહેરની લબાઈ ૪॥ માઈલ છે અમદાવાદમાં ઝાડ અને બાગ ઘણા છે, જેથી કોઈ ઊંચી જગાએથી જોઈએ તો લીલાં વૃક્ષોનુ વન લાગે.' બીજા પણ અનેક મુસાફરો કરેલાં વર્ણનો પરથી અમદાવાદની યોગ્ય નગરયોજનાનો ખ્યાલ આવી શકે છે.[૮]

અમદાવાદના રસ્તાઓની વ્યવસ્થા અગેનો ઉલ્લેખ આગળ જોયો. પા વિન્યાસની દષ્ટિએ એની મહારથ્યા રથ્યા પદ્યા વગેરેનો ખ્યાલ પણ શહેરમ ફરતા લોકોને આવતો હશે. એ સમયે આજની જેમ મોટરો અને યાંત્રિક વાહનો

ન હતા તેથી દરવાજાની ઊંચાઈ હાથીની સવારીની ઊંચાઈના અનુસંધાનમા રહેતી અને રસ્તાની પહોળાઈ શાહી રથ હાથી અને બંને બાજુ અંગરક્ષક ઘોડેસવારો સાથે રહી રહે તેટલી એટલે કે ૨૪ ગજ અર્થાત્ ૩૬ ફૂટની રહેતી. શહેરના કોટની સાથે સાથે ફરતો રસ્તો ઘંટાપથ હતો, ત્યા થઈને મુખ્યત્વે ઉત્સવયાત્રાઓ વરઘોડા નીકળતા ને શહેરની પ્રદક્ષિણા પણ થઈ જતી. અત્યારે રથયાત્રાના વરઘોડાનો માર્ગ–ક્રમ લગભગ એવો ચાલુ છે તેમજ જૈન ઉત્સવોના પ્રસંગે પણ વરઘોડાનો માર્ગ એ જ રહે છે.

આમ છતાં તત્કાલીન મુલાકાતીઓના વર્ણનો પરથી માલૂમ પડે છે કે ભદ્રના કિલ્લામા આવેલી મહેલાતો આ વખતે બિસ્માર હાલતમા હતી અને એને અવારનવાર સમરાવવી પડતી. શાહજહાંના સૂબેદાર આઝમખાને નવો સુંદર મહેલ બંધાવ્યો. ભદ્રના દરવાજાની પૂર્વમા જે ભાગ આ કાલમા ઉમેરાયો તેની દક્ષિણે આવેલી આઝમખાનની સરાઈ એ આ મહેલનો અગ્રભાગ લાગે છે. એ પછી શાહીબાગનો વિકાસ થતાં સૂબેદારો એ બાગની અંદર આવેલી મહેલાતોમા પણ રહેવા લાગ્યા

**પાટણ :** એમ કહેવાતું આવ્યું છે કે પાટણના આધારે અમદાવાદની રચના કરવામા આવી, જે અમદાવાદની નગર-આયોજન પદ્ધતિને ચકાસતાં બરાબર કે સાચુ ઠરતુ નથી. ઊલટુ, હાલના પાટણના નગર-આયોજનનો તેમજ પુરાતત્ત્વીય અને સામાજિક વિસ્તારોની ગોઠવણીનો અભ્યાસ કરતાં એટલું તો ચોક્કસ જણાય છે કે હાલનુ પાટણ કોઈ પણ સંયોગોમા અમદાવાદની સ્થાપના પહેલા અસ્તિત્વ ધરાવતુ ન હતું. આ મુદ્દાની વિગતવાર છણાવટ પ્રસ્તુત છે.

રાજધાનીઓ કે નગરો પર જ્યારે હુમલો કરવામા આવે ને એ નગરને જીતવામા આવે ત્યારે પહેલી પ્રતિક્રિયા તત્કાલીન રાજ્યકર્તાના વસવાટ પર થાય છે, હવે જો ઝનૂનપૂર્વક નગરને નુકસાન કરવામાં આવે કે લૂટ ચલાવવામાં આવે, બાળવામાં આવે જે સ્વાભાવિક હતું તો જનતા ત્યાંથી નાસી જાય ને બાજુના સલામત વિસ્તારમા જઈને વસવાટ શરૂ કરે. વળી આવુ થાય ત્યારે વિજેતાએ પણ પ્રજાને બાંહેધરી આપવી પડે, કારણ કે પ્રજા ન હોય તો રાજ્ય કોના પર કરે? એથી લોકોને વિનાશ થયેલા વિસ્તારથી બહુ દૂર ન હોય ને એના પર રાજ્ય કરી શકાય તેવી રીતે વસાવવામા વિજેતા મદદરૂપ પણ થાય છે. એ સાથે શહેર ઉજ્જડ થયાના બહુ ઓછા દાખલા છે

હવે પ્રાચીન પાટણ, જેના પર અલાઉદ્દીન ખલજીની ફોજે હુમલો કર્યો હતો, તેની સાથે અમદાવાદના આયોજનની તુલના કરીએ. અહમદશાહે અમદાવાદ

વસાવ્યું અને એનો વિસ્તાર જે રીતે થયો તે રીતે જોતાં પાટણના આકારનો મેળ ખાય એમ નથી, કારણ કે પાટણને કોટ હતો. અહમદશાહના સમયમાં અમદાવાદ એટલે રાજમહાલયો, મેદાને શાહની ઉત્તરે અને દક્ષિણે આવેલા વિસ્તારો (જે આગળ જતાં શાહપુર ખાનપુર અને જમાલપુર તરીકે ઓળખાયા) અને જામી મસ્જિદવાળો વિસ્તાર વિકસ્યા હતા વળી જો રસ્તાના પદવિન્યાસનું આયોજન હોત તો રસ્તા સીધા ત્રિજ્યામાં દંડરૂપે આવત, પરંતુ અમદાવાદ ખરેખરું વસ્યું તો મહમૂદ બેગડાના સમયમાં. એણે પોતાના ઉમરાવોને જીતમાં મદદ કરવા બદલ જમીન આપી પુર વસાવવા સગવડ આપી. એમાં પણ એણે પદવિન્યાસની આયોજના તરફ ધ્યાન આપ્યું નથી લાગતું. વળી કાલુપુર સારંગપુર દરિયાપુર તાજપુર રાયપુર આસ્તોડિયા વગેરે વિસ્તારો વિકસ્યા પછી એણે શહેરને કોટ કરાવ્યો છે, તેથી અહીં પાટણના નમૂનાનું અનુસરણ કરવાનો કોઈ પ્રશ્ન ઉપસ્થિત થતો નથી, તો પછી પાટણ પ્રેરણારૂપ હતું એવી કલ્પના કેવી રીતે આવી? આ તપાસવું જોઈએ

નગર-આયોજનની પ્રાચીન પદ્ધતિમાં જે ધોરણ નક્કી કરેલાં હતાં તેના આધારે વિસ્તારોના નામ પડતા એમાં ભિન્ન ભિન્ન ધંધાકીય સમૂહોની શ્રેણી કે કારીગરોની શ્રેણી તેમજ હટ્ટ અર્થાત્ હાટ કે ચઉક્ક અર્થાત્ ચકલા તેમજ પોળ વાડા વગા વગેરે જનસંખ્યા તેમજ આયોજન ઉપરાંત જાતિવર્ણાધિવાસની પદ્ધતિ નામકરણમાં કારણભૂત રહેતી અને એક જ નગર–પ્રકારમાં સામાન્ય રીતે સમાન નામકરણ-પદ્ધતિ ચાલુ રહેતી. ઘીના વેપારનો ભાગ ઘીવટા કે ઘીકાંટો, ઝવેરીવાડ, સોનીની ખડકી કે પોળ, મુખ્ય બજાર તે માંડવી જ્યાં મંડપો ઊભા કરીને માલ વેચાતો ને એ સ્વાભાવિક રીતે જ નગર કે પુરની વચ્ચે ખુલ્લા મેદાનવાળો ને આજુબાજુ દુકાનોવાળો રહેતો તેથી માંડવીપુર કે માંડવી અમદાવાદ પાટણ વડોદરા સુરત તેમજ એ નામના ગામ પણ એનું સૂચન કરે છે. આવી સમાનતાએ પાછળના સમયના લોકોને અમદાવાદમાં પાટણનું અનુકરણ થયું છે એમ માનવા પ્રેર્યા હશે.

હાલનું પાટણ મુઘલ સમયના અંત સુધીમાં વસી ગયું હોવાના પુરાવા ઉપલબ્ધ છે, એ આધારે એ કોઈએ વસાવ્યું કે વસ્તી ધીરે ધીરે જામતી ગઈ ને એની હાલની સ્થિતિએ પહોચ્યું તેમજ એનો ભદ્રનો કિલ્લો, જે અમદાવાદ સાથે એનો સંબંધ બાંધવામાં મદદરૂપ થાય છે, એની રચના ક્યારે થઈ એનો ક્યાસ કાઢવો જરૂરી છે એનાથી જે કાલમાં નગરો ન સ્થાપવામાં આવે તો–પણ ધીમે ધીમે એમાં કેવી રીતે ઉમેરા થઈને વસવાટ જામે છે એનો ખ્યાલ પણ

આવે. સૌ પ્રથમ તો હાલનુ પાટણ અમદાવાદ પછી વસ્યુ અને અમદાવાદમા એનુ અનુસરણ નથી એના પુરાવા તપાસીએ.

સુલતાનોના સમયમા અમદાવાદના દિલ્હી દરવાજાનુ નામ 'ઇડરિયો દરવાજો' હતુ ને અકબરે એ શહેર જીત્યા પછી એ દરવાજાનુ નામ 'દિલ્હી દરવાજો' પડ્યુ, એટલે પાટણનો 'દિલ્હી દરવાજો' અકબરના શાસનકાલમા કે પછી થયો હોવાનો વધુ સભવ છે.

અકબરના માનમા અમદાવાદના રાજમહાલયોમા કોટના દરવાજાની આગળ દરવાજો કરવામાં આવ્યો ને એની હગેળમા આઝમખાને સરાઈ બધાવી એ જાણીતુ છે. એ સમયે ગુજરાતમાં કેટલાક કિલ્લા 'ભદ્ર' નામે ઓળખાતા. એનુ મુખ્ય કારણ એ મનાય છે કે એ કિલ્લાઓના પ્રવેશદ્વાર પાસે ભદ્રકાળીનું સ્થાનક હતું,[૯] પરંતુ વધુ સંભવિત એ છે કે આ કિલ્લાઓની આયોજના 'ભદ્ર' અર્થાત્ 'સર્વતોભદ્ર' પ્રકારની હતી. પાટણમા પણ એના પછી—અમદાવાદ પછી કિલ્લો બનવાને કારણે એને 'ભદ્રનો કિલ્લો' નામ અપાયુ.

પાટણના ત્રણ દરવાજા અને અમદાવાદના ત્રિપોલિયા—ત્રણ દરવાજામા રચનાકાલની દષ્ટિએ ઘણો મોટો તફાવત છે. પાટણના ત્રણ દરવાજાની રચના સ્પષ્ટત પછીની છે.

અમદાવાદના કોટના અને પાટણના કોટના રચનાકાલમા પાટણનો કોટ મુઘલ સમયના અંતનો લગભગ મરાઠા કાલ સુધી પહોંચે એટલો આધુનિક છે

ભારતીય પુરનિવેશના નિયમો અનુસાર પાટણ એ સ્પષ્ટત: 'પત્તનમ્' નગર-રચનાનો પ્રકાર છે, જ્યારે અમદાવાદ દડક અને કાર્મુકનુ મિશ્રણ થઈ કાળે કરીને વિકસેલો મિશ્ર પુરસમૂહ છે.[૧૦]

પાટણને અમદાવાદની જેમ બાર દરવાજા છે. એમા ગૂગડી દરવાજાની બહાર જમણી બાજુના ગોખલામાં એક ફારસી શિલાલેખ હિ સ. ૧૧૭૭ એટલે ઈ.સ ૧૭૬૦નો છે તેમા ખડકી-બારીના દરવાજાનો જીર્ણોદ્ધાર કર્યાની નોધ છે.[૧૧] આ ખડકી-બારીનો દરવાજો ગૂગડી દરવાજાથી દોઢસો વાર દૂર હતો આ બતાવે છે કે પાટણનો કોટ ઈ.સ ૧૭૬૦ પહેલાં અસ્તિત્વ ધરાવતો હતો.

ખાનસરોવર પરથી ઓળખાતો ખાનદરવાજો સ્પષ્ટપણે ખાનસરોવર નામ પ્રચલિત થયા પછી જ નામકરણ પામ્યો હશે એ નિર્વિવાદ છે આ ખાન-સરોવર અકબરના દૂધભાઈ ખાન અઝીઝ કોકાએ, એ જ્યારે ગુજરાતનો બીજી વારનો સૂબેદાર (ઈ.સ. ૧૫૮૩–૮૯) હતો ત્યારે, બંધાવ્યુ હતુ, એ બતાવે છે કે પાટણનો કોટ એ ગાળામાં કે એ પછી તરત થયો હોવાનો સભવ ઘણો છે

મોતી દરવાજો નામ મોતી મસ્જિદ પરથી પડયુ લાગે છે. હાલના પાટણમા પ્રાચીન પાટણથી આવી વસેલા લોકોના કુટુંબોએ પોતાનુ પાછલુ ગૌરવ જાળવવા નવા લત્તાઓને પણ એવાં જૂના નામ આપ્યા હોય એ સ્પષ્ટ સમજાય છે એમાં 'ખેતરવશી મહોલ્લો' બહુ સારો પ્રકાશ ફેંકે છે. મુસ્લિમ અસર નીચે એને 'મહોલ્લો' કહ્યો છે ને 'ખેતરવશી' એ 'ખેતરવસહી' (क्षेत्रवसतिका અપભ્રંશ) છે. એ સમયે વસવાટના જૂથોને 'વસહી' નામથી ઓળખતા.

'પાટક' પરથી 'વાડા' અને 'પાડા' શબ્દ પ્રચલિત બન્યા છે, જેમાથી અમદાવાદમા 'વાડા' વિકસ્યા છે, પણ પાટણની હિંદુ વસ્તીની ખાસિયત 'પાડા'ને જૂજપણે સ્થાન મળ્યુ છે.

પાટણની પશ્ચિમે 'અનાવાડા' ગામ છે, જે જૂનુ અણહિલપાટક હોવાનો ઘણો સભવ છે ત્યા જવાના રસ્તા પર આદીના મસ્જિદ અલાઉદ્દીનના પહેલા સૂબેદાર અલપખાને બંધાવી હતી, એવો 'મિરાતે અહમદી' ઉલ્લેખ કરે છે. હકીકતે આવી બધાતી મસ્જિદ નજીકમા જ વસવાટ સૂચવે છે.

જૂના કાળકા મંદિર પાછળનો કોટ પ્રાચીન પાટણનો સંભવત. હોઈ શકે એ મન્દિરને લીધે કોટનો એ થોડો ભાગ બચ્યો છે. એમ'ના બે થાભલા પર ૧૩ મા સૈકાના લેખ છે,[૧૨] એ બતાવે છે કે નવા પાટણ માટે નવાં કાલિકા માતાના સ્થાનનુ મહત્ત્વ વધ્યુ.

કેટલાક બીજા ઉલ્લેખ હાલનુ પાટણ, અણહિલપુરના વતનીઓ ત્યાથી ખસી અહી સ્થિર થતાં, ધીમે ધીમે વિકસ્યુ હોવાની પ્રતીતિ કરાવે છે એમ થયુ હોવાનો ઘણો સભવ છે કે મહાલયોની નજીક જે લોક હતા તેમને પાટણ તૂટતા જ એ જગ્યા છોડી જવાની ફરજ પડી, ત્યા આગળ વિજેતાઓની વસ્તી સ્થિર થઈ ને એ લોકો નગરની પૂર્વ બાજુ સ્થિર થયા ધીમે ધીમે પૂર્વ બાજુ વસ્તી વધતી ગઈ ને છેવટે એને કોટ થયો. એમાં જૂના સ્થાનોનુ પુનરાવર્તન પણ થઈ શકયુ તેમજ બહુ દૂર ગયા સિવાય જીવનપ્રવૃત્તિ ચાલુ રહી. પાટણના સ્થળ-નામોનો અભ્યાસ કરતા આમ બન્યુ હશે એમ સ્પષ્ટ થાય છે. ટૂંકમા, પાટણનો કોટ અકબરના સમય પછી થોડા સમયના ગાળામા થયો ને પાછળથી મરાઠાઓએ એ લીધો ત્યારે એને મજબૂત કરી એમાં ઉમેરો કર્યાનું જણાય છે.

**ચાંપાનેર**

સુલતાન કાલનું ચાપાનેર યા મહમૂદાબાદ મહમૂદ બેગડાએ વસાવ્યુ તો હતુ, પરંતુ એની સ્થળપસંદગી ઉચિત ન હોવાથી એનો વિકાસ થઈ શકયો નહિ,

બદલે એનો જલદી નાશ થયો મુઘલ કાલમાં મહમદાબાદમાં રાજધાની ન રહેવાના કારણે ત્યાંની મુખ્ય પ્રવૃત્તિ–રાજસેવાનો લાભ લોકોને મળતો બંધ થયો. વળી ત્યાં પર્વતની તળેટીમાં કોઈ ઉદ્યોગ કે વેપાર–રોજગારને વિકસાવવાનું પણ અનુકૂળ નહોતું, બીજી બાજુ હાલોલ–કાલોલ જેવાં વેપારકેંદ્રોએ પણ ચાંપાનેરના જીવનતંત્રને સારો એવો ફટકો માર્યો હતો. પરિણામે વસ્તીનો વધારો થવો તો દૂર રહ્યો, પરંતુ લોકોએ ધીમે ધીમે બાજુના મૂળ ચાંપાનેર તરફ તેમજ થોડે દૂર હાલોલ–કાલોલ જેવા વેપાર–ઉદ્યોગની પ્રવૃત્તિવાળાં નગરો તરફ જવાનું ચાલુ કરી દીધું ને થોડા જ સમયમાં મહમૂદ બેગડાના એ સ્થાનને બીજું મક્કા બનાવવાનું સ્વપ્ન હતું ન હતું થઈ ગયું.

(આ) કોટ–કિલ્લા

અમદાવાદ શહેરની વસ્તીમાં મુઘલ કાલમાં સારો એવો વધારો થયો હશે એ સ્પષ્ટ જાણવા મળે છે. વળી વારંવાર હુમલા થવાના કારણે અમદાવાદનો કોટ વારંવાર તૂટી જતો હશે અને સમરાવાતો હશે એ પણ નોંધોમાંથી જાણવા મળે છે. પરંતુ કોટની અસલ દીવાલમાં અસરકારક ફેરફાર ભાગ્યે જ થયા હોવાનું જણાય છે. 'મિરાતે અહમદી' પ્રમાણે એ સમયે કોટ એક પુરુષપ્રમાણ પથ્થરનો ને બાકીનો ઈંટો અને ચૂનાનો હતો.[13] એને બાર દરવાજા, ૧૩૯ બુરજ તેમ જ ૬૭૦૯ અથવા ૬૦૭૯ કાંગરા હતા. કોટની ઊંચાઈ આઠ વાર હતી અમદાવાદના કોટને તો પાણીની રેલથી પણ નદીવાળી બાજુએ વારંવાર નુકસાન થયું છે. ઔરંગઝેબના સમયમાં કોટ ઘણી વાર સમરાવ્યાનો ઉલ્લેખ 'મિરાતે અહમદી' કરે છે આ કિલ્લો એ જમાનામાં કાબુલ અને કંદહારના મજબૂત કિલ્લાઓથી સહેજ જ ઊતરતો ગણાતો એમ 'મિરાતે અહમદી'નો કર્તા નોંધે છે.

આ કાલમાં જૂનાગઢ મુઘલોના સૌરાષ્ટ્ર વિભાગનું વહીવટી મથક હતું. જૂનાગઢને રક્ષણ માટે સારો કિલ્લો હતો ને કુદરતી રીતે પણ પર્વતના કારણે રક્ષણ મળતું હતું. ઉપરકોટના કિલ્લા ઉપરાંત મહમૂદ બેગડાનો કરેલો કિલ્લો પણ હતો, ને એને 'મુસ્તફાબાદ' નામ પણ મળ્યું હતું. ઉપરકોટના કિલ્લાને ઔરંગઝેબના સૂબેદાર અમીનખાને સમરાવ્યો.[14] એણે અમદાવાદના ભદ્રના કિલ્લાને પણ રૂા ૨૯૦૦ ખર્ચીને સમરાવ્યો. વળી ઈ.સ ૧૬૭૩ મા આશરે રૂ. ૮,૨૫૦નું ખર્ચ વાત્રક નદી પરના (હાલ કપડવંજ તાલુકામાં આવેલા) આઝમાબાદ કોટ–વાડીના કિલ્લાને (જે આઝમખાને કોળીઓને કાબૂમા રાખવા બંધાવ્યો હતો) સમરાવવા અમીનખાને મંજૂર કર્યું. આ કોટ ઈ.સ. ૧૬૩૬–૩૮ મા બંધાયો હતો.

આઝમખાને બીજો કિલ્લો ખલિલાબાદ ગામે—જે હાલ ‘કાળી’ તરીકે જાણીતું છે ને અમદાવાદથી અડાલજના રસ્તે ૧૦ કિ. મી. દૂર છે ત્યાં—બંધાવ્યો હતો. ત્રીજો કિલ્લો એણે રાણપુર ખાતે બંધાવ્યો ને એને ‘શાહપુર’નો કિલ્લો નામ આપ્યું. એ ભાદર અને ગોમા નદીના સંગમ પર આવેલો છે. એનો મોટો ભાગ પડી ગયો છે, છતાં હજુ એના સુંદર ઝરૂખા દેખાય છે.

મુઘલ કાલમાં લગભગ બધા નાનાંમોટાં શહેરોને કોટથી રક્ષણ આપવાની પદ્ધતિ હતી. આ કાલમાં થયેલી ચડાઈઓમાં વડોદરા, થરાદ, નાંદોદ, ડભોઈ, ખંભાત, નવાનગર (હાલનું જામનગર), હળવદ, ધ્રાંગધ્રા, મોરબી, રાધનપુર, ભરૂચ, વીરમગામ, ધ્રોળ, રાજપીપળા, ચોરવાડ, કેશોદ, દાહોદ, સુરત, વિજાપુર, પાટણ, પાલનપુર, પ્રાંતીજ, વડનગર, વીસલનગર વગેરેના ઉલ્લેખ એ નગરોને કિલ્લા હોવાની સાબિતી આપે છે. મુઘલ કાલમાં થયેલ જીતબાગની પાસે આવેલો જેતલપુરનો કિલ્લો પણ આ કાલ દરમ્યાન બંધાયો ગણાય.

### (ઇ) બાગ-બગીચા

મુઘલોનો ઉદ્યાનપ્રેમ ઇતિહાસ-પ્રસિદ્ધ છે. ગુજરાતમાં પણ એમની પ્રેરણાથી કેટલાક નામાંકિત બગીચા થયા. આમાં અકબરના સમયમાં બંધાયેલો ફતેહ-બાગ, જહાંગીરના સમયમાં બંધાયેલ જીતબાગ અને રુસ્તમબાગ તેમજ શાહ-જહાંએ બંધાવેલ શાહીબાગ નોંધપાત્ર છે.

અકબરના સમયમાં મિર્ઝા ખાનખાનાએ દક્ષિણના સુલતાન મુઝફ્ફર હુસેન પરની જીતના માનમાં ફતેહબાગ કરાવ્યો હતો (ઈ.સ. ૧૫૮૪). આ ફતેહબાગ સરખેજ પાસે છે. એ અત્યારે ‘ફતેહપુરા’ તરીકે જાણીતો વિસ્તાર છે. બાદશાહ જહાંગીરે આ બાગની મુલાકાત લીધી હતી ત્યારે પાનખર ઋતુ ચાલતી હોવાથી ત્યાં ઝાડ અને છોડ ઉપર કાગળનાં બનાવટી પાંદડાં અને ફળફૂલ કરાવવામાં આવ્યાં હતાં.

શાહજાદા શાહજહાંનો બળવો સમાવવામાં ભાગ ભજવનાર મુહમ્મદ સફીખાનને જહાંગીરે ‘નવાબ સૈફખાન જહાંગીરશાહી’નો ઇલકાબ આપી એનું બહુમાન કર્યું હતું. એ નવાબે અમદાવાદથી થોડે દૂર આવેલા જેતલપુર ગામે એક બાગ બનાવ્યો, એ એના નામ પરથી ‘સૈફ બાગ’ના નામે ઓળખાતો. શાહજહાંના બળવા પરની જીતની યાદમાં બનાવેલો હોવાથી એ ‘જીતબાગ’ તરીકે જાણીતો થયો. સૈફખાને બાગને ફરતી દીવાલ પણ ચણાવી હતી. અમદાવાદથી ૮ કિ.મી. દૂર, જમાલપુર દરવાજાથી બારેજા, માતર અને સોજીત્રા થઈ ખંભાત

જવાના રસ્તે, દસક્રોઈ તાલુકામાં જેતલપુર આવેલું છે તેનું વર્ણન મેન્ડેલ્સ્લોએ કર્યું છે આ બાગ એનાં ૧૫ વર્ષ પૂરાં કરે તે પહેલાં એણે જોયો હતો, એણે કહ્યું છે કે બાગ સુંદર જગાએ હતો, એમાં ઉત્તમ ફળો પાકતાં હતાં ને એ નદીને કાંઠે હતો. એમાં અનેક શમિયાણા હતા. ત્યાં મુસાફિર-સરાઈ(મુસાફરખાનું) પણ હતી નારંગી લીંબુ દાડમ ખજૂર બદામ–મલબારી આમલી કેરી વગેરે અનેક પ્રકારના વૃક્ષ હતા અને એને એટલાં પાસેપાસે વાવેલા કે એની છાયા નીચે સૂર્યના તાપને જોયા સિવાય આખા બાગમાં ફરી શકાય

અમદાવાદની ઉત્તરે ૬૦ વીઘા જમીનમાં નદીકિનારે રુસ્તમબાગ કરેલો હતો. એમાં ૪ ઇમારતો, ૬ કૂવા, ૪ બેઠકો ને પથ્થરનો દરવાજો હતો આ બાગ પાસે સમય જતાં શાહીબાગ વસ્યો જહાંગીરે રુસ્તમબાગમાં આનંદ કરેલો. આ બાગ સૂબેદાર શાહજાદા મુરાદે પોતાના પુત્ર રુસ્તમના નામથી બનાવ્યો હતો. એ શાહીબાગની પૂર્વ બાજુએ ખડ્ગધારેશ્વર બાજુ આવ્યો હશે.

મુઘલ સમયમાં થયેલા બાગોમાં શાહીબાગનું સ્થાન સૌથી આગળ પડતું છે, કારણ કે ત્યાં શાહજહાએ પોતાના માટે મહેલ બંધાવ્યો, જે આજે ગુજરાત રાજ્યના રાજ્યપાલના નિવાસસ્થાન તરીકે હજીયે વપરાય છે આ શાહીબાગ મકસૂદપુરની જમીનમાં બંધાયેલો છે. એને શાહજહાના હુકમથી ખરીદવામાં આવેલો ઇડરિયા દરવાજા(દિલ્હી દરવાજા)ની સામે નદીની બાજુએ કેટલાક મકાન, કમાનો, બેઠકો, ૧૨ બુરજ, ૯૧ કૂવા તેમજ મકાનો ફરતી નહેર સાથે બધી મળીને ૧૦૫ વીઘાં ને ૩ વસા જમીનમાં એ બાંધવામાં આવેલો અહીંથી હાજીપુરના દરવાજા સુધી રસ્તાની બંને બાજુએ ઊંચાં વૃક્ષ રોપેલાં હતાં ને એની પાછળ સૂબેદાર અને ઉમરાવોના ઉદ્યાન હતા. સમગ્ર વિસ્તાર લીલોતરીથી મનોહર લાગતો. આને માટે રાજ્યના ખર્ચે ૧૦૦ જોડ બળદ પાણી સીંચતા. ૭૦ માળી, રખવાળ, ખજાનચી, સાત વાળનાર અને સાત પટાવાળા કામ કરતા.

મેન્ડેલ્સ્લોએ શાહીબાગને બેગમપુરના ભાગ તરીકે ગણાવ્યો છે. બાગને ઊંચી ઉત્તમ દીવાલ હતી; ઉપરાંત એમાં સુંદર મહાલય હતો. એના ઓરડા મોટા અને આકર્ષક ફર્નિચરવાળા હતા. મેન્ડેલ્સ્લો પથ્થરનો પુલ ઓળંગીને એ બાગમાંથી 'હીરાબાગ' નામે બીજા બાગમાં ગયો હતો. આ પુલ ૪૦૦ કદમ જેટલો લાંબો હતો એ બાગમાં માછલીઓવાળું નાનકડું સરોવર હતું એમાં પાણી ભરવા માટે ઉનાળામાં બળદ જોડીને યંત્ર જેવું ચલાવીને પાણી ખેંચીને ભરવામાં આવતું. થેવેનોએ નોંધ્યું છે કે શાહીબાગ ભિન્ન ભિન્ન ઊંચાઈએ ક્રમવાર હતો ને

એની ઊંચામાં ઊંચી જગાએથી આજુબાજુનાં ગામ ઘણે દૂર સુધી દેખાતાં હતાં. 'મિરાતે અહમદી'માં આ બાગની ખરાબ હાલતની સખેદ નોંધ લેવાઈ છે. એના વખતમાં શાહબુર્જ પડી ગયો હતો, બીજાં કેટલાંક મકાન પણ પડી ગયાં હતાં ને લગભગ આખો બાગ જાર અને બાજરી વાવવાના ખેતર તરીકે વપરાતો હતો.

રુસ્તમબાગ અને શાહીબાગ પાસે ગુલાબબાગ અને બાગે તોત(શેતુરબાગ) હતા, એ બધા બાગની હદ શાહીબાગમાં મળી ગઈ હતી. ઔરંગઝેબના સૂબેદાર શાહજાદા આઝમશાહે શાહીબાગની જૂની ઇમારતો પસંદ ન પડવાથી રુસ્તમબાગ સાથે ગુલાબબાગની જમીન ભેગી કરી ત્યાં નવા મહેલ બંધાવ્યા હતા

કાંકરિયા તળાવની અંદર બાગ બગડી ગયો હતો ને મકાન પડી ગયાં હતાં તે અલીખાને ફરીથી બનાવ્યાં ને સમરાવ્યાં હતાં.

જૂનાગઢનો સરદાર બાગ ઔરંગઝેબના સમયમાં સરદારખાને આશરે ઈ.સ ૧૬૮૧ માં બંધાવ્યો હતો

## (ઈ) જળાશયો

**પાટણનું ખાન સરોવર** · પાટણની દક્ષિણે ચાણસ્મા જવાના રસ્તા પર આવેલું ખાન સરોવર મૂળમાં કદાચ સોલંકી કાલનું હોઈ શકે, પરંતુ અકબરના દૂધભાઈ મીરઝા અઝીઝ કોકાએ પોતે ગુજરાતનો સૂબેદાર હતો તે કાલમાં જ સંપૂર્ણપણે એનું પુનર્નવીકરણ કર્યું એને એટલી હદ સુધી સમરાવ્યું કે એનું પાછલા કાલનું સ્વરૂપ જલદી યાદ ન આવે. એ લગભગ ઈ સ ૧૫૮૨ માં બંધાવ્યું–સમરાવ્યું હોવાનો બર્જેસનો ખ્યાલ છે. જોકે 'મિરાતે સિકંદરી' વળી એમ કહે છે કે આ સરોવર ગુજરાતની સ્વતંત્ર સલ્તનત સ્થાપનાર ઝફરખાન–મુઝફ્ફરશાહના સમયમાં વિદ્યમાન હતું. એમ હોય તો એ ૧૪ મા સૈકામાં કાં તો બંધાયું હશે, અથવા તો એનો ત્યારે સોલંકી કાલના સરોવરના કલેવરમાંથી પુનરુદ્ધાર કરી હવે એનું પુનર્નવીકરણ કર્યું હશે.

ગમે તેમ હોય, અત્યારે અસ્તિત્વ ધરાવતું ખાન સરોવર છેલ્લે મીરઝા અઝીઝ કોકાએ બંધાવ્યું છે. નદીના ચાલુ પ્રવાહને અંતરતાં બનેલા આ સરોવરમાં પાણી પહેલું નાના પુલની નીચે થઈને ગોળ તળાવ બની પછી બીજા પુલના સ્તંભોની નીચેથી પસાર થતા સોળ બાજુઓવાળા સુંદર રીતે બાંધેલા નાળામાં થઈને જાય છે ત્યાં નાની ઈંટોનું બનાવેલું આશરે ૬ ૫ મીટર પહોળું નાળું મોરીમાં થઈને સરોવરમાં પડે છે. આશરે ૬.૫ મીટરનો પડથાર

નાળાના નીચેના ભાગમા બાંધવામાં આવ્યો છે ને એને ૨.૭૫ મીટર જાડી ગોરીના દીવાલ સામે આઠ થાભલાના ટેકે મૂકેલો છે ૧.૫ મીટરના વ્યાસવાળી ત્રણ વર્તુલાકાર મોરી સામેની દીવાલમાંથી બહાર આવે છે (આ. ૧૭). સામેની બાજુ ઉપર બે નાની છત્રીઓને જોડતો પથ્થરનો કઠેડો મોટી દીવાલને છેડે આવેલો જોવા મળે છે. નૈર્ઋત્યમા નકામુ પાણી કાઢવા માટે ત્રણ મોરી છે ને એ મોરી હિંદુ કારીગરીમા બનેલી હોઈ ચોક્કસપણે ૧૬ મી સદી કરતાં તો ઘણી જૂની છે. આ વ્યવસ્થાને કારણે નદીમા પૂર આવવા છતા પાણી અમુક ઊંચાઈથી વધતુ નથી. સરોવરની ચારે બાજુ પથ્થરના પગથિયા, ઢોરને પાણી પીવા આવવા માટેના ઢાળના ભાગ છોડીને, વ્યવસ્થિત રીતે બનાવેલા છે.

આ સરોવરની રચનામા જૂનાં મંદિરોનાં ખંડેરોના પથ્થર સારી પેઠે વપરાયા છે. પાણીનો આવકવાળા ભાગમા જૂની કોતરણીવાળા સ્તંભ જોવા મળે છે આ સ્તંભ ટૂંકા અને થોડા રૂક્ષ અલંકરણોવાળા છે, જાણે કે ગુફામંદિરોના થાભલા ન હોય! એવી રીતે પાણી બહાર કાઢનાર નાળા સાથેના સ્તંભ કોઈ મંદિરના સીધા ઉઠાવીને મૂકી દીધેલા હોય એમ સ્પષ્ટ દેખાય છે.

સરોવર આશરે ૪૦૦ મીટર × ૪૨૦ મીટરમા લગભગ ચતુરસ્ર આકારનુ છે. પથ્થરના પગથિયા છેક પાણી સુધી જાય છે. ઘણી જગાએ ઈંટકામ ચોખ્ખું જોવા મળે છે. એની આજુબાજુ કેટલાક હિંદુ તેમજ ઇસ્લામી સ્થાપત્યના નમૂના પણ અસ્તિત્વ ધરાવે છે. સંભવ છે કે સહસ્રલિંગનો મહિમા ઘટતા ને એના તરફ ધીમે ધીમે ઓછું ધ્યાન અપાતા આ સરોવરનુ મહત્ત્વ સ્વાભાવિક રીતે વધતુ ગયુ હોય ને એના કારણે એનુ પુનર્નવીકરણ કરવાના આવ્યું હોય

મુઘલ કાલમાં થયેલા જીતબાગની પાસે આવેલુ જેતલપુરનુ તળાવ પણ આ કાલનુ ગણાય.

**પાટણની ખારી વાવ :** આ નામે એ પોળ ૧૭ મા સૈકામાં પાટણના ઉત્તર વિભાગમા હતી કહેવાય છે કે ત્યા શ્રાવકોની મુખ્ય વસ્તી હતી. આ વિભાગમા ખારા પાણીવાળી વાવ હશે તેથી એ વિસ્તારનુ નામ 'ખારી વાવ' પડયું હશે.[૧૫]

**રોહોની વાવ.** સગેત્રા(તા પાલનપુર)થી ૭ કિલોમીટરના અંતરે અગ્નિખૂણે રોહો આવેલુ છે. ત્યાં ચાર નાના અભિલેખોવાળી એક વાવ છે. અભિલેખ એના સ્તંભો પર કોતરેલા છે આખી વાવ સફેદ આરસમા બનાવેલી છે, જોકે બધો સામાન જૂનાં મંદિરોનો જ વાપર્યો છે પ્રવેશતા બે બાજુ એક એક નાની દેરી આવે છે પગથિયાંની પહેલા ૨ મીટર પહોળો પડથાર છે, પછી ૧૯ પગથિયાં છે એ પસાર કર્યા બાદ ૨.૫ મીટર પહોળો બીજો પડથાર

આવે છે તેના પર છાવણ કરેલું છે. ત્રીજો પડથાર ૩ મીટર પહોળો છે, અહીંથી એક સીડી છેક નીચે જાય છે. વાવનો મધ્ય ભાગ અષ્ટકોણ છે. એક અભિલેખમાં લખેલુ છે કે રાજા શ્રીમન્નજીની પત્ની ચપા અને એની પુત્રી સજ્જબાઈએ રૂપિયા ૫૧,૦૦૦ ખર્ચીને આ બે દેરીઓ કરાવી છે વળી એક બીજી મૂર્તિ પર પણ ચપાબાઈનું નામ આવે છે આ અભિલેખનું વર્ષ સં. ૧૬૧૬ એટલે ઈ.સ. ૧૫૬૦ આપેલુ છે.

**વાયડની વાવ :** પાટણથી લગભગ ૨૪ કિલોમીટર ઉત્તર–ઉત્તરપશ્ચિમે બનાસ નદીની દક્ષિણે વાયડ નામનુ ગામ આવેલુ છે બર્જેસ ત્યાની વાવને હિદુ રચના ગણાવે છે, પરતુ વાવનુ રૂપ અને સ્તભની રચના તેમજ આયોજન જોતાં એ ઇસ્લામ કાલની વધુ નજીક આવે છે. એ લગભગ ૩૭ મીટર લાંબી અને ૪ મીટર પહોળી છે. પાંચ માળની રચનાવાળી આ વાવમા પડથાર ટૂકા છે અને એ રોહો કરતા વિરુદ્ધ પ્રકારના એટલે કે ખૂબ નાના છે. ત્રીજે માળે તો ઉતરાણ માત્ર ૦.૭૫ મીટર પહોળાઈનુ જ છે છેડે ગોળ કૂવો છે એનો ઉપરની બાજુનો વ્યાસ ૪ મીટર છે અને નીચે જતા એ સાંકડો થતા ૩.૫ મીટર રહે છે. એની ઉપર પાણી કાઢવા માટે કોસની વ્યવસ્થા છે. થાભલા અડાલજની વાવના જેવા હોવા છતાં વધુ સાદા છે એ અષ્ટકોણ થઈ થોડા ભાગમાં ગોળ પણ થાય છે, જે ઇસ્લામી સ્થાપત્યસરણીને વધુ અનુકૂળ બને છે. આ વાવની રચના ૧૩ મી સદીની હોવાનો અને એને મુઘલ કાલમા સમરાવવામા આવી હોવાનો ઘણો સભવ છે.

**માંડવાનો કૂવો :** ભમરિયા કૂવાને મળતો આવતો આ કૂવો માડવામાં આવેલો છે. એ સ્થાન વાત્રકના ડાબા કાઠે આમલિયારા(જિ ખેડા)થી ૮ કિલોમીટર દૂર આવેલુ છે. આ કૂવાની ખૂબી એ છે કે એ ઈંટોનો બનાવેલો છે અને એનો વ્યાસ ૮ મીટર છે કૂવામા સાકડી કમાન બનાવેલી છે, જેનો હેતુ પાણી ખેચવામા મદદરૂપ થવાનો છે. બીજી બાજુ ત્રણ મજલાના બાધકામમા ઓરડા જોવા મળે છે. આ ઓરડાઓને કારણે એ મહેમદાવાદના ભમરિયા કૂવાને વધારે મળતો આવે છે (આ. ૧૮)

કૂવામાંથી ભીંતની વચ્ચેથી નીકળતો રસ્તો એના ઉપરના ભાગમાં થઈને ઓરડામા જાય છે. ઉત્તરે બીજી સીડી પહેલે માળે અટકે છે આ માળ પર ત્રણ ઓરડા આગળ ને ત્રણ પાછળ છે દરેક માળનો વચ્ચેનો ઓરડો મોટો અને કમાનદાર બારીવાળો છે, જેમાંથી કૂવામા નજર નાખી શકાય નાના ઓરડામાં ભમરીવાળી સીડી છે દીવાલમાં અનેક ગોખ છે એ બતાવે છે કે એ હવા ખાવાના સ્થળ તરીકે ઉનાળુ આરામ માટે ઉપયોગમાં આવતો હશે.

# પુરવણી

**નગરરચના અને કોટકિલ્લા**

**સુરત :** સુરતમાં તાપી નદીના પૂર્વકાંઠે ફીરોઝશાહ તુગલુકના વખતમાં ઈ.સ. ૧૩૭૩ માં નાનો કિલ્લો બંધાયો હતો. ગુજરાતના સુલતાન મહમૂદ બેગડાના સમયમાં સુરતમાં થયેલા મલિક ગોપી( ઈ.સ. ૧૪૯૬-૧૫૨૧ )એ શહેરનો વિકાસ કરી અનેક પરદેશી વેપારીઓને સુરતમાં વેપાર-ધંધા માટે આકર્ષેલા[૧૬] સ્થાનનું મહત્ત્વ વધતાં એ નાના કિલ્લાને સ્થાને રક્ષણની દૃષ્ટિએ મજબૂત કિલ્લો બાંધવાની આવશ્યકતા ઊભી થઈ. આથી ૧૫૪૩ માં મોટો મજબૂત કિલ્લો બંધાયો. આ કિલ્લો નજીવા ફેરફાર સાથે છેક ૧૭૫૯ માં અંગ્રેજોએ લીધો ત્યાંસુધી યથાવત્ રહ્યો. કિલ્લામાં જમીનથી ૭૫ ફૂટ ઊંચા બુરજ કર્યા હતા, જેના પર તોપો ગોઠવવામાં આવેલી હતી[૧૭] આજે પણ આ કિલ્લાના અવશેષ નદી તરફથી જોવા મળે છે.

અંગ્રેજો વેપારાર્થે પહેલવહેલા સુરત આવ્યા ( ઈ.સ. ૧૬૦૮ ) ત્યારે કિલ્લાની આગળ મેદાન હતું ને એમાં શહેર વસેલું હતું. શહેરને ફરતો કાચો કોટ હતો, જે 'શહેરપનાહ' નામે ઓળખાતો. એમાં કેવળ ત્રણ જ ભાગળ હતી : વરિયાવી, બરહાનપુરી અને નવસારી. કોટ બહાર ફરતી વૃક્ષોની વાડ હતી, એમાં પૂર્વ તરફ કરેલો ઝાંપો અવરજવર માટે વપરાતો. નવસારી ભાગળની દક્ષિણે નવસૈયદ નામની દરગાહ, પાસે ગોપી તળાવ, એની એક પાળે કબરસ્તાન અને આમાવાડી હતાં. સગરામપુરા રુસ્તમપુરા સલાબતપુરા એ પરાઓને સ્થાને બાગબગીચા હતા.[૧૮]

શાહજહાંના સમયમાં સુરતની આબાદી વધતાં શહેરપનાહની બહાર પણ લોકો વસવા લાગ્યા. આ નવી વસાહતોને પણ રક્ષણ માટે આવરી લેવાય એવી રીતે મરોડાંનો કોટ કટકે કટકે બંધાવા લાગ્યો[૧૯] સમય જતાં એ 'આલમ-પનાહ' નામે ઓળખાયો.

ઔરંગઝેબના સમયમાં સુરતને 'મક્કાનો દરવાજો' એવું ઉપનામ અપાયું અને મુસ્લિમ યાત્રાળુઓની અવરજવર વધી પડી, એની સાથે વેપારવાણિજ્ય પણ વધ્યાં.[૨૦] આ સમૃદ્ધિથી છલકાતા શહેરને શિવાજીએ ૧૬૬૪ માં લૂંટ્યું. શહેરને ફરતો માટીનો કાચો કોટ હતો, પણ એનાથી રક્ષણ થઈ શક્યું નહિ. પછી પણ શિવાજીની લૂંટો થઈ, આથી શહેરનું રક્ષણ કરવા માટે સુરતના મુત્સદ્દી ગ્યાસુદ્દીનખાને (ઈ સ ૧૬૬૭-૬૯) શહેરપનાહને પાકો બાંધવાની કામગીરી શરૂ

કરી. આ વખતે બરહાનપુરી ભાગળ પાસે આવેલી અંગ્રેજોની ૩૪ દુકાનો, એનો હવામહેલ અને બીજી પાકી ઇમારતો આવેલી હતી તે બધી ઉખાડી નાખવામાં આવી.[૨૧] શહેરપનાહનું બાંધકામ વરિયાવી ભાગળથી શરૂ કરવામા આવ્યુ. પ્રવાસી થેવેનો અને એના પછી આવેલ ફ્રાયરે ૧૬૭૪ માં આ કોટનું બાધકામ ચાલુ હોવાની નોંધ કરી છે. થેવેનોએ નોંધ્યું છે કે કોટ ૧૦'×૧૦'નો ઈંટોથી બધાય છે એમા શહેરનો બહુ ઓછો ભાગ આવરી લેવાયો છે અને શહેરની કેટલીક વસ્તી એ કોટને લીધે બહાર ફેંકાઈ ગઈ છે. ફ્રાયરે લખ્યુ છે કે એ કોટ ઊંચો અને સારી પકવેલી ઈંટોનો બંધાય છે. ઉપર્યુક્ત માપ આપવાની બાબતમાં થેવેનોની ભૂલ થયેલી જણાય છે વસ્તુત: શહેરપનાહ કોઈ કોઈ ઠેકાણે ૨૦ ફૂટ તો કોઈ ઠેકાણે ૨૮ ફૂટ જેટલો ઊંચો હતો, એવી રીતે એની પહોળાઈ ૮ થી ૧૨ ફૂટ સુધીની હતી.[૨૨] નવા શહેરપનાહમા ૧૨ ભાગળ કરવામા આવી. ઉત્તરથી પૂર્વ તરફ અર્ધવર્તુળાકારે જતાં એ ભાગળોના નામ અનુક્રમે વરિયાવી, સૈયદપુરી, બરહાનપુરી, નવસારી, મજૂરા, મક્કાઈ, બાદશાહી, ડક્કાની, રાજાઓવારાની, કુરજાની, મીરબક્ષની અને મુલ્લાં ખડકી. આમાંની મુલ્લા ખડકી નામ પાછળથી પડયુ જણાય છે. દરેક ભાગળમાં દરવાજાની બને બાજુ ઊંચા બુરજ કરેલા હતા, જેના પરથી તોપમારો કરવાની વ્યવસ્થા કરેલી હતી. શહેરપનાહમાં ચોકબજાર, મુલ્લાં ચકલો, માછલી પીઠ, રાણી તળાવ, કણપીઠ, કેળાપીઠ, રહિયા સોનીનો ચકલો, ભાગાતળાવ, સંઘાડિયા વાડ. બડેખાનો ચકલો અને આસુરબેગનો ચકલો એટલો વિસ્તાર આવરી લેવાયો[૨૩] આજે શહેરપનાહ નષ્ટ થઈ ગયો છે અને બડેખાના ચકલા જેવી કોઈ જગ્યાએ એના અવશેષ રહી ગયેલા જોવા મળે છે.

ઔરંગઝેબના સમયમાં સુરતની વસ્તી ખૂબ વધી જતા શહેરપનાહ બહાર ઘણા પરાં વસી ગયા. આ પરાંઓને ફરતો કાચો કોટ તૈયાર હતો, પરંતુ એ રક્ષણ માટે પૂરતો નહોતો. ઔરંગઝેબ એને પાકો કરાવવા માગતો હતો, પરંતુ એના અવસાને એ કામ પડતુ મુકાયું.[૨૪]

પરંતુ મરાઠાઓ તરફના સતત ભયથી સુરતના નવાબ (મુત્સદ્દી) હૈદરકુલીખાને શહેર અને એને ફરતાં પગઓ સહિતની વસ્તીને આવરી લેતો 'આલમપનાહ' ઈ સ. ૧૭૧૭ મા બંધાવો શરૂ થયો, જે કામ ઈ સ. ૧૭૨૧ સુધી ચાલ્યુ હોવાનુ જણાય છે. પાછળથી પણ એમાં છેક ૧૭૬૨ સુધી સુધારાવધારા થતા રહ્યા.[૨૫] આલમપનાહના વિશાળ બાંધકામ માટે નકામા થઈ ગયેલા ગોપી તળાવના તળિયાના પથ્થર કાઢીને વાપરવામા આવ્યા હતા[૨૬]

આલમપનાહ સાડા પાચ માઈલ લાંબો, લગભગ ૨૦ ફૂટ ઊંચો અને ૮ ફૂટ પહોળો હતો એમાં વાયવ્યે ફાટકના દરવાજાથી શરૂ કરતાં અનુક્રમે વરિયાવી, કતારગામનો દરવાજો, લાલ દરવાજો, દિલ્હી દરવાજો, સહરાનો દરવાજો, સલામત પરાનો, માન (રુસ્તમપરાનો), નવસારીનો, જાફરઅલીનો (સગરામ પરાનો), મજૂરાનો અને અડવાનો એમ કુલ ૧૨ દરવાજા આવેલા હતા. દરેક દરવાજા ઉપર એડક અને એના પર બગલી કરેલી હતી નવસારી અને દિલ્હી દરવાજાની બને બાજુએ મોટા ઊચા બુરજ હતા અને એના પર તોપો ગોઠવવામા આવી હતી. કોટને ફરતી દીવાલમાંથી બહારની બાજુ બદૂક તાકી શકાય એ માટેનાં બાકા કરેલા હતાં[૨૭] આ દરવાજાઓ પૈકી ૧૭૩૮ મા બધાયેલો લાલ દરવાજો (આ ૧૯) સારી હાલતમાં છે.

આલમપનાહના બાંધકામથી શહેરપનાહની બહાર વિકસેલા નીચેના ૧૪ પરા આવરી લેવાયા : ગિયાસુદ્દીનપરા(ધાસ્તીપુરા) રામપરા રૂઘનાથપરા મહીધરપરા હૈદરપરા બેગમપરા સૈયદપરા હરિપરા નવાપરા ઇન્દરપરા સલાબતપરા રુસ્તમપરા સગરામપરા અને નાનપરા આ પૈકીનાં રામપરા રૂઘનાથપરા મહીધરપરા હરિપરા ઇન્દરપરા અને સગરામપરા એ ૭ પરા જુદા જુદા અનાવિલ આગેવાનોએ વસાવેલા હતા સુરતના મુત્સદ્દી સલાબતખાને ૧૬૮૭માં સલાબતપરા વસાવેલું. હૈદરપરા હૈદરકુલીખાને ૧૭૧૭મા અને નાનપરા પારસી શ્રીમત નાનાભાઈ નરસગજી પટેલે ૧૭૨૦મા વસાવેલુ. બેગમપરાના જૂના વસવાટને પાછળથી ઔરંગઝેબની બહેનની સ્મૃતિમા બેગમપરા નામ અપાયેલુ, સૈયદપરા નામ સુરતના પ્રસિદ્ધ સત શેખ સૈયદ ઇદ્રુસના કોઈ પૂર્વજના નામ પરથી પડેલુ જણાય છે.[૨૬] રુસ્તમપરા સભવત. પારસી રુસ્તમ માણેક શેઠના નામ પરથી પડેલુ. પાછળથી એના જ એક મહોલ્લાને એમના પુત્ર ફરામના નામ પરથી ફરામપરા તરીકે ઓળખવામા આવ્યો.[૨૯] સમય જતા નવાં પરાં વસતાં ગયા ઈ.સ ૧૭૨૫માં અડવા દરવાજા પાસે કાજી મીર ફતુલાખાને મકદુમપુરા વસાવ્યુ.

**અઠવા:** મુલ્લાં મુહમ્મદ અલીખાને ૧૭૨૯મા સુરતની નવાબી હાંસલ કરવા માટે સુરતથી ૩ માઈલ દૂર અડવા ગામે એક કિલ્લો બંધાવવા માંડયો ત્યારે સુરતના મુત્સદ્દી સોહરાબખાને (૧૭૨૫–૩૩) એને અટકાવ્યો. પાછળથી મુઘલ બાદશાહની પરવાનગી મળતા એ કિલ્લો તૈયાર થયો, પણ એ વખતના મુત્સદ્દી તેગબખ્તખાને (૧૭૩૩–૧૭૪૬) નવાબ બનવાની કોશિશ કરતા મુલ્લા મુહમ્મદ અલીખાનને મારી નાખી, અડવાનો કિલ્લો પણ ખોદાવી નાખ્યો.[૩૦]

**જૂનાગઢ :** 'તારીખે સોરઠ'માં જણાવ્યા પ્રમાણે જૂનાગઢ શહેરને ફરતો કિલ્લો ઈ.સ. ૧૬૩૩ માં મુઘલ સૂબેદાર ઇસાખાને બંધાવેલો અને એમાં ૧૧૪ બુરજ અને નવ દરવાજા હતા. એમાં પાંચ બંધ રહેતા ને ચાર ખુલ્લા રહેતા, એ પછી ઈ.સ. ૧૬૬૧ માં મીરઝા ઇસાતખાને એ કિલ્લો નવેસરથી કરાવ્યો,[31] પરંતુ શંભુપ્રસાદ દેશાઈ જણાવે છે તેમ ઈ.સ. ૧૬૩૩ માં સૂબેદાર ઇસાતરખાન હતો પણ ઈ.સ. ૧૬૬૧ માં તો એ પદ પર કુત્બુદ્દીન ખેશગી હતો. એટલે નામમાં (તારીખે સોરઠના કર્તાની) કંઈ ભૂલ જણાય છે. એમ લાગે છે કે જૂનાગઢને જૂનો કોટ હતો મુઘલ કાલમાં એ કિલ્લાનું સમારકામ થતું રહેતું હશે અને વિસ્તાર પણ વધતો ગયો હશે ઉત્તરકાલમાં આ કિલ્લામાં ઘણા ફેરફાર થયા છે.[32]

**ખંભાત :** ખંભાત શહેરને ફરતો કોટ અકબરના સમયમાં ખંભાતના મુત્સદ્દી કલ્યાણ રાયે ઈંટ અને ચૂનાથી બંધાવ્યો હોવાનું 'તુઝુકે જહાંગીરી'માં નોંધાયું છે,[33] પરંતુ જૂનો કોટ કાઢી નાખીને નવેસરથી કોટ બંધાયો હોવાનું જણાતું નથી, આથી તુઝુકનો ઉલ્લેખ સંભવતઃ મોટા પાયા પરનું સમારકામ સૂચવે છે

ખંભાતમાં અકબર પહેલવહેલો આવ્યો ત્યારે એ દરિયો જોવા ગયો. બાદશાહની આ મુલાકાતના સ્મરણમાં અકબરપુર વસ્યું. ત્યાં અકબરે મૂકેલા હાકેમ હસનખાને એના સ્મૃતિમાં ત્રણ દરવાજા બંધાવ્યા હોવાનું મનાય છે.[34] આ ત્રણ દરવાજા અમદાવાદના ત્રણ દરવાજાની નકલરૂપ કરવામાં આવ્યા હતા. પાછળથી એના મધ્યના ઊંચા દરવાજા પર ઈ.સ. ૧૮૯૧ માં ૫૦ ફૂટ ઊંચું ટાવર કરીને એમાં ઘડિયાળ મૂકવામાં આવેલું આ દરવાજા (આ. ૨૦) સમુદ્ર તરફ જતાં બજારમાં આવે છે, જો કે આ ત્રણ દરવાજા પરનો ઈ.સ. ૧૫૮૪ નો લેખ સૂચવે છે કે ત્રણ દરવાજાનું આ વખતે સમારકામ થયું હતું. વસ્તુતઃ ખંભાતના માણેકચોક અને ત્રણ દરવાજા અકબરના સમયથી પ્રાચીન હોવાનું જણાય છે[35]

ખંભાતમાં બાદશાહ જહાંગીરના નામ પરથી જહાંગીરપુરું વસ્યું.

**કડી :** ગુજરાતના સૂબેદાર મુર્તઝાખાને ઈ.સ. ૧૬૦૯-૧૦ માં કડીમાં લશ્કરી દૃષ્ટિએ કિલ્લો બંધાવ્યો હોવાનું એના પરના લેખથી સ્પષ્ટ થાય છે.[36]

**ખાનગી અને જાહેર મકાનો**

મુઘલ કાલમાં સૂબેદારો ફોજદારો અને અન્ય ઉમરાવોએ ખાનગી અને જાહેર ઉપયોગ માટે મહેલ સરાઈ હમામખાનાં મંડપ વગેરે કરાવ્યા હોવાના તત્કાલીન અભિલેખોમાંથી સંખ્યાબંધ ઉલ્લેખ મળે છે, પરંતુ એ પૈકી બહુ

જૂજ મકાનો કાળબળ સામે ટકીને અત્યારે ઊભા છે. એમાંના કેટલાકના વખતો-વખત થયેલા સમારકામને લઈને એનું મૂળ સ્વરૂપ પણ બદલાઈ ગયું છે. અહીં કેટલાક નામાંકિત બાંધકામોનો ઉલ્લેખ પ્રસ્તુત છે

શાહજહાંની સૂબેદારી (ઈ.સ. ૧૬૧૮–૨૩) દરમ્યાન એના વતી વહીવટ કરતા નાયબ રુસ્તમખાન અને વિક્રમાજિતના સમયમાં એ શાહજાદાના હુકમથી અમદાવાદના મકસુદપુરમાં સાબરમતીને કાંઠે બાગ અને મહેલ માટે જમીન ખરીદવામાં આવી. એમાં કરેલ બાગ શાહીબાગને નામે અને મહેલ શાહીબાગ-મહેલ તરીકે પ્રસિદ્ધ પામ્યો (આ. ૨૧–૨૨). શાહીબાગ વિશેની વિગતો આ પ્રકરણમાં ઉપર અપાઈ છે. મહેલ માટે નદીના પટથી બગીચાના સ્તર સુધી મજબૂત પુસ્તો બાંધેલો છે. મહેલ માટે પાયો ઘણો ઊંચો લઈ એના પર ધાબું કરેલું છે, જેને નીચેથી અનેક સ્તંભ ટેકો આપે છે. નીચે બનેલા તહખાનાનું બધું બાંધકામ કમાનાકારમાં કરવામાં આવ્યું છે. એમાં અનેક નાના નાના ઓરડા કરેલા છે. એ ઓરડાઓ ઉતારાઓ માટે અને નોકરચાકરોને રહેવા માટેના છે. આ તહખાનાને ફરતી કૃત્રિમ નહેર કરેલી છે, જેમાં વચ્ચે વચ્ચે ફુવારાઓની રચના કરેલી છે. નહેર અને સતત ઊડતા ફુવારાઓથી ગરમ ઋતુમાં હવામાન ઠંડું રાખી શકાતું. તહખાના ઉપરનું ધાબું મહેલ માટેની ફરસ અને એને ફરતા ઓટલાની ગરજ સારે છે. એના પર જવા માટે નહેર પર પથ્થરનો નાનો પૂલ કરેલો છે. મધ્યમાં ઊભો કરેલો બે મજલાવાળો મહેલ ભવ્ય લાગે છે. નીચેના મજલામાં મધ્યમાં વિશાળ બેઠક ખંડ છે એની દીવાલો પરનું ચૂનાનું પ્લાસ્ટર સંગેમરમર જેવું સફેદ સુંવાળું અને ઓપદાર છે. એની છત પર નાના નાના ખંડ પાડીને એમાં એવી સરસ રીતે ચિત્રકારી કરી છે કે જાણે એ છત પર અમૂલ્ય રંગની ગાલીચો પાથર્યો હોય એવો ભાસ થાય છે. આ મધ્ય ખંડને ચાર ખૂણે ચાર અષ્ટકોણ ઓરડા અને એવી રીતે ઉપરના મજલે પણ ચાર અષ્ટકોણ ઓરડા મળીને રહેણાક માટે કુલ આઠ ઓરડાઓની વ્યવસ્થા કરેલી છે આ બધા ઓરડાઓની દીવાલો પરનું પ્લાસ્ટર પણ સફેદ સુંવાળું અને ચમકદાર છે. એની છતો પર સફાઈપૂર્વક નકશીકામ કરેલું છે નીચલા દરેક ખંડમાંથી એક એક ઝરૂખો બહાર કાઢેલો છે ઉપલા મજલે જવા માટે પથ્થરની સીડીઓ કરેલી છે સીડી ચાર ચાર કમાનોથી ટેકવાયેલા છાવણવાળી છે છાવણનો ઘાટ ઉપરથી છત્રી જેવો લાગે છે ઉપલા ચાર ઓરડાઓની વચ્ચેના ખંડની ફરસ ઉપસાવીને પીઠિકા કરેલી છે. સમગ્ર મહેલની દીવાલો પણ સારા ચૂનાથી છાગેલી હોવાથી આરસ જેવી લાગે છે. મહેલમાંથી છેક નદીના પટમાં ઊતરાય એવી રીતે

પર્ગાથિયાં કરેલા છે. મહેલનું ઉત્તરકાલમાં વારવાર સમારકામ થવાથી એના અસલ સ્વરૂપમા કેટલોક ફેરફાર થઈ ગયો છે. એમાં ઈ.સ. ૧૮૩૫ માં વિલિયમ્સે ધાબા પર કરેલી એ ઓરડી નોંધપાત્ર છે[૩૭] મુઘલ કાલના ઘણા મહેલ નાશ પામી ગયા છે, જ્યારે આ મહેલ હજી એના અતીતના ગૌરવને જાળવી રહ્યો છે અને ગુજરાતના રાજ્યપાલનું નિવાસસ્થાન બની રહ્યો છે.

શાહીબાગની જેમ અમદાવાદની આઝમ સરાઈ પણ નામાંકિત સ્મારક છે. ભદ્રના કિલ્લામાં ભદ્રકાળીના મંદિરની બાજુમા હાલ જેમા સરકારી પુસ્તકવેચાણ કેંદ્ર છે તે ભવ્ય બાંધકામને અગાઉના વિદ્વાનોએ આઝમખાનના મહેલ તરીકે ઓળખાવેલ છે, પરંતુ એના પ્રવેશદ્વાર પરના હિ. સ ૧૦૪૭(ઈ સ. ૧૬૩૭)ના લેખમા એ સરાઈ હોવાનો ઉલ્લેખ થયેલો છે એ પરથી અને એના વિશે પ્રવાસીઓએ કરેલા ઉલ્લેખો પરથી પ્રો કોમિસરિયેતે એ મકાન સરાઈ (મુસાફરખાનું) હોવાનુ ઠરાવ્યું છે.[૩૮]

ગુજરાતના બાંધકામપ્રિય સૂબેદાર આઝમખાને ઈ સ. ૧૬૩૭ મા આ સરાઈ (આ. ૨૩) અકબરના સમયમાં ભદ્રના દરવાજાના અનુસંધાનમા મેદાને શાહ તરફ બંધાયેલ નવા દરવાજાના દક્ષિણ બાજુમા પડતા ખૂણામા કરાવી. આ વિશાળ ઇમારત ૨૪૦ ફૂટ (૭૩.૨ મીટર) લાંબી અને ૨૧૦ ફૂટ (૬૪ મીટર) પહોળી છે. ઉત્તરની પાંખ ભદ્રના નવા દરવાજા સાથે જોડાઈ ગઈ છે. આ લંબાવાયેલી પાંખના એક ઓરડામા મરાઠા કાલમાં ભદ્રકાળી માતાનુ મંદિર કરવામા આવેલુ છે. સરાઈનો હાલનો પ્રવેશ દરવાજો મુઘલ કાલમા સર્વત્ર પ્રિય થયેલી ઈરાની શૈલીનો છે. એનુ પ્રવેશદ્વાર ૧૮ ફૂટ (૫.૫ મીટર) ઊંચું છે. એની આંતરિક રચનામાં ઘણા ફેરફાર થયા હોવાથી એના મૂળ સ્વરૂપ વિશે ચોક્કસ ખ્યાલ બાંધી શકાતો નથી. હાલમા અંદર દાખલ થતાં મોટો અષ્ટકોણ ખંડ આવે છે, એની ચાર બાજુ અને ચાર ખૂણે ચાર–ચાર નાના અષ્ટકોણ ઓરડા કરેલા છે. મોટા ખંડના ખૂણાઓની બાજુઓ લંબાવીને એ ઓરડાઓમા જવાના રસ્તા કાઢચા છે. આ મુખ્ય ખંડ પર માળ કરેલો છે. એ મુખ્ય ખંડમાથી પાછળના ભાગમા ચોકમાં જવાય છે. એમાં ફરતી ઘણી ઓરડીઓ કરેલી છે. એના પર પણ માળ કરેલા છે અષ્ટકોણ ખંડ અને એને ફરતા આઠ ખંડ એટલા ભાગ નીચે ભોંયરુ કરેલું છે. એમાં હવાઉજાસ માટે ચાર જગ્યાએ વ્યવસ્થા કરેલી છે. પાછળના ચોકની વચ્ચે કરેલ હોજની મધ્યમાં ફુવારાની રચના કરેલી હતી. ભોંયરામા પણ અષ્ટકોણ ખંડને ફરતા ઓરડા કરેલા છે. એમાંથી ઉપર જવાના રસ્તા બંધ કરેલા છે. પાછળના

સમયમા આ સરાઈનો ઉપયોગ કેદખાના તરીકે થતો હતો. ત્યાર પછી એમાં પોસ્ટ ઑફિસનુ મુખ્ય કાર્યાલય હતું. હાલ ડિસ્ટ્રિક્ટ કોર્ટમાં જવાનો રસ્તો પણ આ સરાઈની દક્ષિણ તરફ લબાવેલી પાખનો છે કોર્ટ પણ આ સરાઈના કેટલાક ખડોમા બેસે છે.[૩૯] આજે એમાં અનેક સરકારી કચેરી અને કાર્યાલય આવેલાં છે લાબો પહોળો પથરાટ અને ભવ્ય પ્રવેશદ્વારને લઈને એ જમાનામાં ખ્યાતિ પામેલી આ ઇમારત આજે પણ ભદ્રવિસ્તારમાં એની ભવ્યતાથી અનોખી ભાત પાડે છે.

સુરતમા ઈ.સ. ૧૬૪૮ મા કિલ્લેદાર હકીકતખાને બધાવેલી સરાઈ 'મુઘલ-સરાઈ' તરીકે પ્રસિદ્ધ છે. આ સરાઈનો બાહ્ય દેખાવ ઉપર્યુક્ત આઝમસરાઈને બિલકુલ મળતો આવે છે. આ પ્રસિદ્ધ ઇમારતને લઈને એની આસપાસનો લત્તો 'મુગલી-સરા' નામે ઓળખાય છે[૪૦] વચ્ચે ફુવારાયુક્ત હોજ ધરાવના ચોકને ઓરડા-ઓથી ઘેરી લઈને રચાયેલી આ ઇમારતમા મુસાફરોની સગવડોનો પૂરતો ખ્યાલ કરેલો જણાય છે. એનુ પ્રવેશદ્વાર ઊંચુ અને ભવ્ય છે એના પરના હિ.સ. ૧૦૫૪(ઈ.સ ૧૬૪૪) ના લેખમા એને 'મુબારક મુસાફરખાનુ' અને 'કારવાનસરા' કહેવામા આવી છે લેખ પ્રમાણે એમા ઊતરનારા વિદ્વાનો, પાક પુરુષો, ગરીબો અને હાજીઓ પાસેથી ભાડાપેટે કંઈ લેવામા આવતુ નહિ. એ સિવાયના મુસાફરો પાસેથી મળતા ભાડામાથી સરાઈનો નિભાવ અને સમારકામનો ખર્ચ કરવાની ગોઠવણ હતી આ સરાઈનો ઉપયોગ ૧૮૫૭ સુધી મુસાફરખાના તરીકે ચાલુ રહ્યો, પણ ૧૮૫૭ના સ્વાતંત્ર્ય સંગ્રામ દરમ્યાન અને એ પછી થોડા સમય માટેએનો ઉપયોગ કેદખાના તરીકે થયો. જોકે સ્થાનિક મુસલમાનોએ મૂળભૂત હેતુ કરતાં જુદા જ હેતુ માટે આ સરાઈનો ઉપયોગ થતો હોવાથી ઉગ્ર વિરોધ કરેલો, એમ છતા એ ૧૮૬૯ સુધી કાચી જેલ તરીકે વપરાતી રહી છેવટે લોકહિત માટે કરાયેલી એ સરાઈમા થોડા ફેરફાર કરી શહેરની સુખાકારીની સભાળ લેતી શહેર સુધરાઈ બેસવા લાગી.[૪૧] આજે પણ આ ઇમારતમાં સુરત મ્યુનિસિપલ કૉર્પોરેશનનુ વહીવટી કાર્યાલય આવેલુ છે.

વળી સુરતની સિવિલ હૉસ્પિટલનુ મકાન પણ મૂલત મુઘલકાલીન સરાઈ છે. ઈ.સ. ૧૬૩૭ મા ખાનખાનાએ એ કરાવેલી હતી[૪૨]

ઈ.સ. ૧૬૭૬ માં ગુજરાતના સૂબેદાર મુહમ્મદ અમીનખાને રૂ. ૭૬,૩૦૦નુ ખર્ચ કરી બાદશાહના જન્મસ્થાન દાહોદમા એક ભવ્ય સરાઈ કરાવી. આ ચોરસ ઇમારત દરેક બાજુએ ૪૫૦ ફૂટ(૧૩૭.૨ મીટર)ની લબાઈવાળો લગભગ ૧૬.૫ ફૂટ (૫ મીટર) ઊંચો કોટ ધરાવે છે. એના ચાર ખૂણે ચાર બુરજ અને ઉત્તર તથા દક્ષિણની દીવાલોની મધ્યમાં

એક–એક એમ બે ભવ્ય દરવાજા કરેલા છે. કોટની અંદરના ભાગમા સંખ્યાબંધ ઓરડા કરેલા છે. આ ઓરડાઓમાં કમાનાકાર સ્તંભ-રચના નજરે પડે છે. ઇમારતની અંદર પશ્ચિમ બાજુએ મધ્યમા મસ્જિદ કરવામા આવી હતી. ૧૮ મી સદીમા મરાઠા સૂબેદારનુ એ નિવાસ બની ત્યારે એમા મરાઠાઓએ કેટલાક ફેરફાર કર્યા. એમણે પશ્ચિમ દીવાલ અને પૂર્વ દીવાલની મધ્યમા એક એક અને નૈઋર્ત્ય ખૂણામાં એક એમ બધા મળી ત્રણ ગોળ મિનારા ઉમેર્યા આ મિનારા ૨૪ ફૂટ (૭ ૩ મીટર) ઊંચા છે ૧૮ મી સદીમા સિંધિયાના સૂબેદાર બાપુસાહેબ પાટણકરે કોટના અગ્નિ ખૂણામા પોતાના પુત્ર માટે 'બારદ્વારી' નામનુ (બાર દરવાજાવાળું) મકાન બંધાવ્યુ. ઔરંગઝેબના સમયની આ સરાઈનો મરાઠાઓએ પોતાની 'ગઢી'(કિલ્લા) તરીકે ઉપયોગ કર્યો, ત્યાર બાદ એના કેટલાક ભાગોનો અમદાવાદ અને સુરતની નામાંકિત સરાઈઓની જેમ થોડો વખત જેલ તરીકે પણ ઉપયોગ થયો. હાલમા એ સરકારી કચેરીઓ માટે વપરાય છે.[૪૨અ]

વડોદરામા માંડવી દરવાજા તરીકે ઓળખાતો ઊંચો મંડપ મુઘલકાલીન છે. આ મંડપને ઈ સ. ૧૭૩૬ મા દામાજીરાવ ગાયકવાડના હુકમથી સ્થાનિક સૂબેદાર મલ્હારરાવે સમરાવેલો હોવાનુ એના પરના સંસ્કૃત લેખ પરથી જણાય છે. આ ચોરસ મંડપની ચારે બાજુએ ત્રણ ત્રણ ખૂબ ઊંચી કમાનો કરેલી છે એના ઉપર અગાસી કરેલી છે એક ખૂણા ઉપર જવા માટે ગોળ સીડી કરેલી છે, જે સીડી પર મુઘલ મકાનોમા જોવા મળતુ છત્રી–ઘાટનુ છાવણ કરેલુ છે. ઉપરના ભાગમા બેઠકો અને ફુવારાની વ્યવસ્થા કરવામાં આવી હતી. પાછળના સમયમા સંભવત ૧૯ મી સદીમાં એના ઉપરના ભાગમાં બીજા બે મજલા અને એના ઉપર ટાવર ગોઠવવામાં આવ્યુ હતુ. આ પાછળથી ઉમેરાયેલું બાંધકામ સ્પષ્ટત નીચેના મંડપથી ભિન્ન પડી આવે છે.[૪૩]

ગુજરાતના સૂબેદાર ગાઝીઉદ્દીન બહાદુર ફીરોઝખાનના સમય (ઈ.સ ૧૭૦૮–૧૦) મા ખંભાતમાં ફોજદાર સૈયદ હસનઉલ્લાખાને શહેરમાં એક મહેલ બંધાવ્યો હતો[૪૪]

**વિદેશી કોઠીઓ**

અંગ્રેજોએ સુરતમા ૧૬૧૨ મા પોતાની કોઠી સ્થાપી એમનાં રહેણાક મકાન શહેરપનાહ કોટની બરાનપુરી ભાગળવાળા લત્તામાં આવેલા હતાં, જ્યારે કોઠીનુ મકાન મુલ્લાં ખડકીમાં આવેલુ હતું. મુઘલ કાલમાં આ મકાન વિશાળ અને ભવ્ય હશે એમ પ્રવાસીઓનાં વર્ણનો પરથી અને અત્યારે જોવા મળતા એના એક ભાગ પરથી લાગે છે[૪૫]

ખંભાતમાં અંગ્રેજોની કોઠીનું મકાન જળવાયું છે. આ મકાન ૧૬૧૩ મા બંધાયું છે. એ પ્રાચીન કુમારિકાદેવીના મંદિરના સ્થાન પર બંધાયેલું હોવાનું મનાય છે. કોઠીનું મકાન અંદરથી કિલ્લા જેવું છે. એના ઓરડા ઠંડકવાળા સારા મોટા અને સુવિધાવાળા છે. બ્રિટિશકાલમાં એમા યુરોપીય મુસાફરો ઊતરતા. હાલમા એનો ઉપયોગ સરકારી કચેરી તરીકે થાય છે.[૪૬]

૧૬૧૬ માં સુરત આવેલા વલંદાઓએ પણ અંગ્રેજો જેવી ભવ્ય કોઠી સ્થાપી હતી. આ કોઠી 'વલંદા બંદર' નામે ઓળખાતી. એ તાપી નદીના કિનારે શહેરપનાહ અને આલમપનાહ વચ્ચે આવેલી હતી. આજે એ જગ્યા નનપુરા વિસ્તારમા આવેલી છે.[૪૭]

વલંદાઓએ ભરૂચમાં ઈ સ. ૧૭૦૦મા બાંધેલી કોઠીનું ભવ્ય મકાન કંસારાવાડ પાસે જોવા મળે છે. ફરતો કોટ ધરાવતી આ ઇમારતનો રવેશ સરસ કાષ્ઠશિલ્પ ધરાવે છે. ચોકમાં એક સૂર્યઘડિયાળ હતું, જેનો ઉપયોગ ઈ સ ૧૭૦૦ થી ૧૭૭૨ ના વલંદા-વસવાટ દરમ્યાન થતો. આ કોઠીની સ્થાપના અને એના મુખ્ય સ્થાપક થિએનમેન જાન્ઝ ગ્રોનવેલ્ટનું નામ સૂર્યઘડિયાળ પર કોતરેલ છે. આજે એ મકાન ખાનગી ઉપયોગમાં છે અને એના માલિકે એનો મોટો ભાગ યુનિયન હાઇસ્કૂલને વાપરવા ભાડે આપ્યો છે.[૪૭અ]

**કબર સ્મારક**

સુરતમાં કેટલાક નામાંકિત અંગ્રેજ અધિકારીઓની કબરો કતારગામ જવાના રસ્તે જમણી બાજુ એમના કબરસ્તાન પાસે આવેલી છે આ કબરો વિશિષ્ટ પ્રકારના ગુંબજ અને મિનારા ધરાવે છે. એમા ક્રિસ્ટોફર ઓક્સનદન (મૃ. ઈ.સ ૧૬૫૯)ની એક ભવ્ય મિનારાવાળી કબર અને એના ભાઈ જ્યોર્જ ઓક્સનદન (મૃ ઈ સ. ૧૬૬૯)ની બે મજલાવાળો મિનારો ધરાવતી કબર નોંધપાત્ર છે.[૪૮]

સુરતમાં વલંદાઓની કબરો પૈકી બેરન વેન રીદની કબર ઉપલી અંગ્રેજ કબરો કરતા ચડિયાતી જણાય છે. એમા ઉપર પડાળી અને નીચે રવેશ કાઢેલ છે. એના થાભલાઓ પર ફૂલવેલના મનોહર રૂપાંકન કરેલા છે મકાનને સજાવવામા બધે છૂટે હાથે નકશીકામ કરેલું જોવા મળે છે.[૪૯]

અમદાવાદમાં પણ ૧૭ મી સદીની વલંદા કબરો કાંકરિયા તળાવના 'વન-ટ્રી હિલ-ગાર્ડન' પાસે જોવા મળે છે, અલબત્ત, આ કબરો સાદી છતાં ભવ્ય છે (આ ૨૪). એ પૈકી બે પર ઘુમટ કરેલા છે, જ્યારે ત્રણ પર શંકુ-આકારના

કોણદાર મિનારા કરેલા છે. અહીં બીજી કેટલીક સાદી કબરો પણ જોવા મળે છે આ પૈકીની એક કબર પર આર્મેનિયન સન ૧૧૭૭ (ઈ.સ. ૧૬૨૮–૨૯)નો લેખ હતો.[૫૦]

**બાગ-બગીચા**

સુરતમા અંગ્રેજોએ ૧૬૨૬ થી બગાનપુરી ભાગળ પાસે બાગબગીચા કરાવવા માંડેલા એમાં સફાઈબંધ રસ્તા કરેલા હતા અને રસ્તાની બંને બાજુએ વૃક્ષ રોપેલાં હતા.[૫૧] એમા મિ. પ્રાઇસનો બાગ પ્રસિદ્ધ હતો. વલંદાઓએ પણ પોતનો એક બાગ કરાવ્યો હતો. ઔરંગઝેબની બહેને બેગમપરામા કરાવેલી બેગમવાડી પ્રસિદ્ધ હતી. ૧૫ એકરમાં ફેલાયેલો આ બાગ સુરતનો સૌથી મોટો બાગ હતો. ફૂલફળથી લચેલાં વૃક્ષોવાળો એ બાગ ૧૭૭૦ મા બિસ્માર થઈ ગયો હતો.[૫૨] સુરતમાં સલાબતપુરામાં આવેલો મુહમ્મદી બાગ ઈ સ ૧૭૩૬ માં તેગબેગખાને બંધાવ્યો હતો આ બગીચાને ફરતા મકાન બાંધેલા હતાં, જેમાં નવાબની બેગમો રહેતી હતી. એમા કેટલાક હોજ હતા, જે પૈકીના ૧૫૦ ફૂટ × ૭૫ ફૂટના (૪૫·૭×૨૨·૮ મીટર) મોટા હોજમાંથી ઊંચા ફુવારા ઊડતા હતા એ હોજની નીચે સંકટ સમયે ખપ લાગે એ માટે તેગબેગખાને મોટો ખજાનો ભંડારી રાખ્યો હતો એમ કહેવાય છે. બાગમા દેશપરદેશમાથી મંગાવેલા લીલા અને સૂકા મેવાના ઝાડ–છોડ રોપાવ્યા હતાં ફૂલોથી લચેલો આ બગીચો 'ઉમદા તુર્કી ગાલીચા' જેવો લાગતો. આ શોભાયમાન બાગ ઈ સ ૧૭૭૪માં માવજતના અભાવે બિસ્માર બની ગયો.[૫૩] તેગબેગખાને મુહમ્મદી બાગ ઉપરાત વરિયાવી દરવાજા બહાર ઇલાહી બાગ કરાવ્યો હતો.

ગુજરાતના સૂબેદાર શુજાતખાનના અમલ દરમ્યાન કમાલખાને ઈ સ ૧૬૯૩–૯૪માં પાલનપુરમા શહેરની પૂર્વમાં દિલખુશ બાગ કરાવેલો. આ બાગ આજે પણ જીવત છે એને ફરતો કોટ કરેલો છે એમા મુઘલ શૈલીના સંખ્યાબંધ ફુવારા કરેલા છે. એ જમાનામાં વાવેલા ૨૭૫ વર્ષ જૂના બોરસલ્લીનાં ઘટાદાર વૃક્ષો હજી પણ ઊભા છે. પાલનપુરના નવાબો માટે આ બાગ પેઢીઓ સુધી મુખ્ય વિહારધામ રહેલો. બાગના પ્રવેશદ્વાર પર એ કરાવ્યા અંગેનો ફારસી લેખ ધરાવતી તકતી જડેલી છે

ખંભાત શહેર બહાર નારેશ્વર તળાવ પાસે આવેલો પ્રસિદ્ધ લાલબાગ મીરઝા બાકરે ઈ.સ. ૧૭૪૭ મા કરાવેલો.[૫૪] બાગમા પૂર્વ–પશ્ચિમ દિશામાં સામ-સામે એક એક મુઘલાઈ શૈલીના ઊંચા સ્તંભ અને ઊંચા પ્રવેશદ્વારવાળાં મોટા મકાન કરેલાં હતા. બંને મકાનોની સંમુખ મુઘલાઈ ઢબના હોજ કરેલા હતા.

એમા પાણી લાવવાની અને બહાર કાઢવાની સુયોજના હતી. પાણીની છૂટ અને ખુશનુમા હવામાન અને સુંદર વૃક્ષોથી આ જગ્યા રમણીય હતી. આજ સુધી આ બાગ સરસ રીતે જળવાયો છે.[૫૫]

જૂનાગઢમા ત્યાના ફોજદાર સરદારખાને ઈ.સ. ૧૬૮૪ મા સરદાર બાગ કરાવેલો.[૫૬]

વાવ

ખંભાત નજીક કંસારી ગામે શાહજહાના સમયમા વિ.સં. ૧૬૮૫(ઈ.સ. ૧૬૨૮-૨૯)માં ગણિકા જ્ઞાતિની ચાંદબીબી સુતરાજે એક વાવ બંધાવેલી હોવાનું એના લેખ પરથી જણાય છે. આ વાવ સામાન્ય પ્રકારની સાદી બાંધણી ધરાવે છે.[૫૭]

આ ઉપરાત વિ.સં. ૧૬૩૪(ઈ.સ. ૧૫૭૭)માં ઘોઘા( જિ. ભાવનગર )મા બંધાયેલી ખારી વાવ, માગરોળ ( જિ. જૂનાગઢ ) પાસે માનખેતરા ગામની વિ.સં. ૧૬૩૯( ઈ.સ ૧૫૮૩ )ની વાવ, વિ.સં. ૧૭૧૫( ઈ.સ ૧૬૫૯ )મા ધ્રોળ પાસે ખારવા(જિ. જામનગર) ગામે બંધાયેલી વાવ, વિ.સં. ૧૭૫૦(ઈ.સ. ૧૬૯૪)માં ગોપનાથમા બંધાયેલી વાવ અને વિ.સ. ૧૭૭૯( ઈ.સ ૧૭૨૩ )ની અમદાવાદની અમૃતવર્ષિણી વાવ ઉલ્લેખનીય છે.[૫૮] સ્થાપત્યની દૃષ્ટિએ અમૃતવર્ષિણી વાવ (આ ૨૫) વિશેષ નોંધપાત્ર છે. પાંચકૂવા દરવાજા પાસે કોટની દીવાલને અડીને આ વાવ આવેલી છે. ઈ.સ. ૧૭૨૩ મા પૂરેપૂરી બંધાઈ રહેલી આ વાવ એક જ પ્રવેશ અને ત્રણ કૂટ હોવાને લઈને સ્થાપત્યની પરિભાષા પ્રમાણે 'નંદા' પ્રકારની ગણાય, એમ છતાં એના કાટખૂણાકારને લઈને એ શ્રેણીની વાવોમા વિશિષ્ટ ભાત પાડે છે. પશ્ચિમ દિશામાથી વાવમા પ્રવેશ કરતા બે કૂટ (ખંડ-મંડપ) વટાવ્યા પછી એક ચોરસ પડથાર આવે છે. અહીથી વાવ કાટખૂણે વળાંક લે છે અને ત્યાર પછી પગથિયાં અને ત્રીજો કૂટ વટાવ્યા બાદ વાવનો પ્રાંત યા કૂવો આવે છે. આ વાવ સાદી છે. વાવમાં એની રચના અંગે સંસ્કૃત અને ફારસી એમ બંને ભાષાઓમા લેખ છે.[૫૯]

## ૨. દેવાલયો

હિંદુ તથા જૈન ધર્મના અનુયાયીઓમા આ કાલ દરમ્યાન દેવાલયોના જીર્ણોદ્ધારની તથા નવાં દેવાલયોના નિર્માણની પ્રવૃત્તિ ચાલુ રહી, સલ્તનત કાલની સરખામણીએ કંઈક વિશેષ પ્રમાણમા.

એમાંના કેટલાક દેવાલયોમાં શિલાલેખ છે, જેના આધારે તેઓના નિર્માણ ને પુનર્નિર્માણનો ચોક્કસ સમય જાણવા મળે છે; જેમકે માંડવી(જિ. કચ્છ)નું સુંદરવરનું મંદિર (ઈ.સ. ૧૫૭૪), ગેડીનું અચલેશ્વર મહાદેવનું મંદિર (ઈ.સ. ૧૫૭૯), ગંધાર (જિ. ભરૂચ)નું મહાવીર સ્વામીનું નામશેષ મંદિર (ઈ.સ. ૧૫૮૭), જેમાં ઈ.સ. ૧૯૦૮ માં હાલના મૂલનાયક પાર્શ્વનાથની પ્રતિમા સ્થપાઈ, ખંભાતમાં વજિયા-રાજિયાએ બંધાવેલું ચિંતામણિ પાર્શ્વનાથનું મંદિર (ઈ.સ. ૧૫૮૮) અને તેજપાલ સોનીએ સમરાવેલું વિજયચિંતામણિ પાર્શ્વનાથનું મંદિર (ઈ.સ. ૧૫૯૦), કાવી( જિ. ભરૂચ )નો ઋષભદેવ-પ્રાસાદ ( ઈ.સ. ૧૫૯૨ ), તેજપાલ સોનીએ ઈ.સ. ૧૫૯૪ માં શત્રુંજય પર્વત પર સમરાવેલું આદીશ્વર મંદિર, જામનગરમાં ઈ.સ. ૧૫૭૭ માં બંધાયેલું અને ઈ.સ. ૧૫૯૫ માં પુનર્નિર્માણ પામેલું આદિનાથ મંદિર, જામનગરનું સંભવનાથ મંદિર (ઈ.સ. ૧૫૬૪–૧૫૯૧), પાટણ( જિ. મહેસાણા )નું વાડી પાર્શ્વનાથ મંદિર (ઈ.સ. ૧૫૯૬), અમદાવાદની શામળાજીની પોળનું પાર્શ્વનાથ મંદિર (ઈ.સ. ૧૫૯૭), કાવીનો ધર્મનાથ-પ્રાસાદ (ઈ.સ. ૧૫૯૮), હામપર(તા. ધ્રાગધ્રા )નું ભીડભંજન મહાદેવનું મંદિર ( ઈ.સ. ૧૫૯૯), મોટી ખાખર ( જિ. કચ્છ)નો શત્રુંજયાવતાર-પ્રાસાદ (ઈ.સ. ૧૫૯૯), ખંભાતના માણેકચોકમાં આવેલું આદીશ્વર મંદિર (ઈ.સ. ૧૬૦૫), વરણામા (તા. વડોદરા)નું વરુણેશ્વર મહાદેવનું મંદિર (ઈ.સ. ૧૬૦૫), ભરૂચનું વલ્લભ ભટ્ટવાળું દેવી-મંદિર ( ઈ.સ. ૧૬૦૬ ), શંખેશ્વર( જિ. બનાસકાંઠા )નું લુપ્ત પાર્શ્વનાથ-મંદિર ( લગભગ ઈ.સ. ૧૬૦૬–૦૭ ), કોઢ( તા. ધ્રાગધ્રા)નું કોઢેશ્વર મહાદેવનું મંદિર (ઈ.સ. ૧૬૦૭), રાયણ( જિ. કચ્છ )નું ધોરમનાથ મહાદેવનું મંદિર (ઈ.સ. ૧૬૦૮), ગાળા(તા. ધ્રાંગધ્રા)નું પાર્શ્વનાથ મંદિર (ઈ.સ. ૧૬૧૨), દાદર(જિ. જામનગર)નું શિવમંદિર (ઈ.સ. ૧૬૧૩), ઘોઘા( જિ. ભાવનગર )નું કાલિકા મંદિર (ઈ.સ. ૧૬૧૬), કુંભારિયા(જિ. બનાસકાંઠા)નું નેમિનાથ-મંદિર ( ઈ.સ. ૧૬૧૯ ), શત્રુંજય પર સંઘવી રૂપજીએ ઈ.સ. ૧૬૧૯ માં બંધાવેલો ચતુર્મુખપ્રાસાદ, જામનગરમાં મંત્રી વર્ધમાન અને પદ્મસિંહે ઈ.સ. ૧૬૨૦ માં બંધાવેલ શાંતિનાથ મંદિર, ઉમરેઠ( જિ. ખેડા)નું અમરેશ્વર મહાદેવનું મંદિર (ઈ.સ. ૧૬૨૪), કાલાવડ(જિ. જામનગર)નું શિવમંદિર (ઈ.સ. ૧૬૨૫), શત્રુંજય પર ઈ.સ. ૧૬૨૬ માં ચંદ્રપ્રભ મંદિરનો થયેલો જીર્ણોદ્ધાર, સોજિત્રા(તા. પેટલાદ)નું ખોજાઈ માતાનું મંદિર (ઈ.સ. ૧૬૨૭), મૂળી(જિ. સુરેંદ્રનગર)નું માંડવરાયજીનું મંદિર (ઈ.સ. ૧૬૨૯), દુવા( જિ. સુરેંદ્રનગર )નું લક્ષ્મીનારાયણનું મંદિર (ઈ.સ. ૧૬૩૨), વીઝાણ( જિ. કચ્છ)નું રખેશ્વર મહાદેવનું મંદિર (ઈ.સ. ૧૬૩૨-૪૧),

શત્રુંજય પરનું સુપાર્શ્વનાથનું મંદિર (ઈ.સ. ૧૬૪૦), રાજસીતાપુર(તા ધ્રાંગધ્રા)ના શિવ વિષ્ણુ અને હનુમાનના મંદિર (ઈ.સ ૧૬૪૪), બેરજા(જિ. જામનગરનું)નું શિવમંદિર (ઈ.સ. ૧૭૦૦), દીહોર(જિ. ભાવનગર)નું મહાદેવનું મંદિર (ઈ.સ. ૧૭૦૨), શંખેશ્વરનું નવું પાર્શ્વનાથ મંદિર (લગભગ ઈ સ. ૧૭૦૪), ભાવનગરનું નીલકંઠ મહાદેવનું મંદિર (ઈ.સ. ૧૭૧૨), નારાયણ સરોવર(જિ. કચ્છ)ના ત્રીકમરાય તથા લક્ષ્મીનારાયણ મંદિર (ઈ.સ ૧૭૩૪), ભાદ્રોડ(જિ ભાવનગર)નું ભદ્રેશ્વર મહાદેવનું મંદિર (ઈ સ. ૧૭૩૬), નારાયણ સરોવરનાં ઈ.સ. ૧૭૪૧ માં બંધાયેલાં બીજાં ચાર મંદિર અને લાઠી(જિ. અમરેલી)નું ભીડભંજન મહાદેવનું મંદિર (ઈ.સ ૧૭૫૨).[૬૦]

'મિરાતે અહમદી' જે મુઘલકાલના અંત પછી થોડા જ વર્ષમાં લખાયેલ છે તેની પુરવણીમા ગુજરાતના જાણીતા દેવાલય ગણાવ્યા છે, જેમકે પ્રભાસનું સોમનાથ મંદિર (ખંડેર), જગત(દ્વારકા)નું ખંડેર મંદિર તથા શંખોદ્ધાર બેટનાં મંદિર, માધવપુરનું મૂળ મહાદેવનું મંદિર, ગિરનાર પરનાં અંબાજી અને કાળકાના મંદિર, ગિરનારની તળેટીનું વાઘેશ્વરી મંદિર, મહુવા પરગણાનું ગોપનાથ મહાદેવનું મંદિર, ઊનાનું દામોદર મંદિર, અજહરમાતર પરગણાના સોહોજ ગામનું સરકેશ્વર મંદિર, સંખલપુરનું બેચરાજી મંદિર, કોડીનાર પાસે આવેલું મૂળ દ્વારકાનું કૃષ્ણમંદિર, પોરબંદરનું સુદામા મંદિર, ધોળકા પરગણાનું ચંદ્રેશ્વર મહાદેવનું મંદિર, વાત્રક નદી પર પુનાદરા પાસે આવેલું ઉત્કંઠેશ્વર મંદિર, ડાકોરનું રણછોડજીનું મંદિર, રાજપીપળા ડુંગરની ટોચ પર આવેલું શૂલપાણ મંદિર, પાવાગઢ પર આવેલું કાળકા ભવાનીનું મંદિર, દાંતા પાસે આવેલું અંબાજીનું મંદિર અને સિદ્ધપુરનો રુદ્રમાળ (ખંડેર).[૬૧]

આ મંદિર મુઘલ કાલમાં મોજૂદ હતાં એ પૈકી ઘણાં આ કાલ પહેલાં બંધાયેલા છે, જેમાના કેટલાંકનું નિરૂપણ અગાઉના ગ્રંથોમા આવી ગયું છે. કોઈક મંદિર આ કાલમા ખંડેર દશામાં હતાં

'મિરાતે અહમદી'મા અમદાવાવાદમાં શહેરની અંદર અને બહાર આવેલાં આ કાલ સુધીના મહત્ત્વનાં મંદિર આ પ્રમાણે જણાવ્યાં છે : માંડવીની પોળનું રણછોડજીનું મંદિર (ખંડેર), સારંગપુરનું રણછોડજીનું મંદિર, હાજા પટેલની પોળનું રઘુનાથજીનું મંદિર, માંડવીની પોળમાંની દેવની શેરીનું રામનાથનું મંદિર, સાંકડી શેરીનું ભૈરવનું મંદિર, ચંગપોળ અને આકાશેઠના કૂવાની પોળનાં અંબા અને બેચરાજીના મંદિર, સાંકડી શેરીનું આશાપૂરીનું મંદિર, રાજપુરમા નરસિંહજીનું મંદિર, રાયપુર દરવાજા બહાર જાગેશ્વર ( જાગનાથ ) મહાદેવનું મંદિર, વસ્ત્રાલ

ગામનુ નીલકંઠેશ્વર મહાદેવનુ મંદિર, અસારવાનું નીલકંઠ મંદિર, સાબરમતી પરના નવરંગપુરાનુ હીંગળાજ ભવાનીનુ મંદિર, ખડ્ગધારેશ્વર મંદિર, અલીમપુરનુ સીરેશ્વર મહાદેવનું મંદિર અને મંઝુરીપરાનુ થાનેશ્વર મહાદેવનુ મંદિર.[૬૨]

'પદ્મપુરાણ–અંતર્ગત સાભ્રમતી માહાત્મ્ય'માં સાભ્રમતી તીરે આવેલાં અનેક તીર્થ ગણાવ્યા છે ને એ પૈકી ખડ્ગધારેશ્વર, દુગ્ધેશ્વર, કોટરા, ચંદ્રભાગા-સંગમ પરનુ ચંદ્રેશ્વર, પિપ્પલાદ, નિંબાર્ક વગેરે તીર્થ અમદાવાદ પાસે જ આવેલા છે.[૬૩] સ્કંદપુરાણમાં પણ ગુજરાતના આવા અનેક તીર્થ ગણાવ્યા છે.[૬૪] આ પુરાણ–ખંડ લગભગ આ કાલ દરમ્યાન લખાયા લાગે છે, પરંતુ એમા જણાવેલા કેટલાંક દેવાલય અદ્યપર્યંત વિદ્યમાન રહ્યાં છે, જ્યારે બીજાં અનેક દેવાલય હાલ એ નામે વિદ્યમાન રહ્યાં નથી.

'મિરાતે અહમદી'માં અન્યત્ર શ્રાવકોના મંદિર પણ ગણાવ્યાં છે, જેમાં શત્રુંજય ગિરનાર પારકર મુંજપુર નારંગા આબુ કુંભારિયા કાવી નરોડા નવાનગર અને અમદાવાદના દેરાસરોનો સમાવેશ થાય છે.[૬૪અ]

આ ઉપરાત કેટલાંક એવા દેવાલય છે કે જેનો ઉલ્લેખ અભિલેખોમાં કે તવારીખમાં થયો નથી, પરંતુ જેનુ નિર્માણ એના સ્થાપત્ય–સ્વરૂપ પરથી આ કાલમા થયુ લાગે છે.

અભિલેખો સાહિત્ય અને પુરાવસ્તુ એ ત્રણેય પ્રકારના સાધનો દ્વારા ગુજરાતનાં આ કાલના જે દેવાલય જાણવા મળે છે તે પૈકી કેટલાક દેવાલયોના સ્થાપત્યકીય સ્વરૂપનુ નિરૂપણ પ્રકાશિત થયેલુ છે

**માંડવીનું સુંદરવરનું મંદિર** આ મંદિર કચ્છના રાવ ખેંગારજીએ વિ.સં. ૧૬૩૧(ઈ.સ. ૧૫૭૪)મા બંધાવેલુ. મંદિર પશ્ચિમાભિમુખ છે. ગર્ભગૃહ અંદરના ભાગમા ૩ × ૩.૩ મીટરનુ છે એની અંદર કમલાસન પર લાકડાના પરિકરમાં સુંદરવરજીની ઊભી શ્યામ પાષાણ–પ્રતિમા નજરે પડે છે. સભામંડપમાં દાખલ થવા માટે ત્રણે બાજુ મુખમંડપ કાઢેલા છે મંડપનુ વિતાનક આઠ સ્તંભો પર ટેકવેલુ છે. સ્તંભ અંશતઃ અષ્ટકોણ અને અંશતઃ વૃત્તાકાર છે. એમાં 'ઝુંમર' ઘાટની પદ્મશિલા છે, જેમાં નીચે જતા સાંકડા થતા જતા સમકેંદ્ર વૃત્ત સ્તરોની મધ્યમાંથી નીચે પદ્માકાર લટકણ લટકે છે વિતાનક(છત)ના અંદરના ઘૂમટનો વ્યાસ પાંચ મીટરનો છે સભામંડપની બહારની બાજુએ પીઠના ટેકાવાળી વેદિકાઓ (ઓટલીઓ) છે પ્રાસાદના મંડોવરમા વાસ્તુશાસ્ત્રમાં જણાવેલા વિવિધ કલાત્મક સ્તર કાઢેલા છે તેમાં પ્રતિમાઓ ઇત્યાદિના બે પટ્ટ

નજરે પડે છે. વળી ગોખલાઓમાં બ્રહ્મા વિષ્ણુ શિવ ભવાની લક્ષ્મી ભૈરવ વગેરે દેવદેવીઓની પ્રતિમા દેખા દે છે ગર્ભગૃહ પરનું શિખર લગભગ ૧૦.૮ મીટર ઊંચું છે.[૬૫]

**ગેડીનું અચલેશ્વર મહાદેવનું મંદિર** આ મંદિર ચૂનાના સફેદ પથ્થરનું છે ઉત્તરેશ્વર મહાદેવના જૂના નામશેષ મંદિરમાંથી મળેલ ચતુર્મુખ લિંગ આ નવા મંદિરમાં સ્થાપેલ છે. આ સ્થાપના ઈ.સ. ૧૫૭૯માં ગોપાલ દવે નામે સાચોરા બ્રાહ્મણે કરેલી શિખરવાળુ ગર્ભગૃહ અને ઘૂમટવાળો મંડપ છે. એ ૨૨ ફૂટ (૬.૭ મીટર) લાંબુ અને ૮ ફૂટ (૨.૪ મીટર) પહોળુ છે. શિખર ૨૨ ફૂટ (૬.૭ મીટર) ઊંચું છે,[૬૬] મંદિર તલદર્શનમાં તથા રચનામાં સાદું છે

**ખંભાતનું ચિંતામણિ પાર્શ્વનાથનું મંદિર** ગંધારના શ્રીમાળી કુલના પરીખ વજિયા અને રાજિયા નામે બે ભાઈઓ ખંભાતમાં આવીને વસ્યા હતા તેઓએ સં. ૧૬૪૪(ઈ.સ. ૧૫૮૮)માં પાર્શ્વનાથ અને વર્ધમાન સ્વામીની પ્રતિમાની પ્રતિષ્ઠા કરાવી. એમાંની પાર્શ્વનાથ-પ્રતિમા 'ચિંતામણિ' નામે ઓળખાતી ચિંતામણિ પાર્શ્વનાથના મંદિરને ૧૨ સ્તંભ, ૬ દ્વાર અને ૭ દેવકુલિકા હતી. દ્વારપાલની બે મૂર્તિ હતી મૂલ પ્રતિમાની આસપાસ ૨૫ મૂર્તિ હતી. મંદિરમાં એક ભવ્ય ભૂમિગૃહ (ભોંયરું) હતું, જેને ૨૫ પગથિયાં હતાં એ સોપાનની સામે ગણેશની સુંદર મૂર્તિ બેસાડી હતી, ભૂમિગૃહ સમચોરસ હતુ ને ૧૦ હાથ ઊંચુ હતુ. એને પાંચ દ્વાર હતાં એની અંદર ૨૬ દેવ-કુલિકાઓ હતી. એના વેદિકા ઉપર આદિનાથ, મહાવીર સ્વામી અને શાંતિનાથની પ્રતિમાઓ હતી. ભૂમિગૃહમાં ૧૦ હાથી અને ૮ સિંહ કોતરેલા હતા. એને બે દ્વારપાલ અને ચાર ચામરધારી હતા.[૬૭]

**કાવીનો ઋષભદેવ-પ્રાસાદ** આચાર્ય હીરવિજયસૂરિની પ્રેરણાથી જૈન ધર્મ અંગીકાર કરેલા વડનગરના વતની અને ખંભાતના રહેવાસી નાગર વણિક બાહુઆએ કાવીમાંના લાકડું ઈંટો અને માટીના ચૈત્યને વિશીર્ણ જોઈને સં. ૧૬૪૯(ઈ.સ. ૧૫૯૨)માં એના સ્થાને 'સર્વજિત્' નામનો ઋષભદેવ-પ્રાસાદ કરાવ્યો. સ્થાનિક લોકો એને 'સાસુનું દેરાસર' તરીકે ઓળખે છે. દેરાસર પૂર્વ-પશ્ચિમ ૨૭.૪ મીટર લાંબુ અને ઉત્તર-દક્ષિણ ૧૮.૬ મીટર પહોળુ છે. સ્થાપત્ય સ્વરૂપમાં એ શત્રુંજય પરના આદિનાથ દેરાસર જેવુ છે એમાં મૂળ ગભારો પ્રદક્ષિણાપથ અંતરાલ સભામંડપ અને ભમતી છે. ગર્ભગૃહની ઉપર ઉત્તુંગ શિખર છે ગભારામાં મૂળનાયક આદીશ્વરની ભવ્ય પ્રતિમા છે એની આસપાસનો પરિકર સુંદર કોતરકામવાળો છે. ભમતીમાં ૫૨ (બાવન) દેરી છે. એના

ગોખલા ખાલી છે માત્ર ગભારા સામેની એક દેરીમાં આદીશ્વરની પ્રતિમા છે ને બીજીમાં આદીશ્વરના પગલાં છે. મંદિરની બહાર રાયણ વૃક્ષની રચના કરી એની નીચે આદીશ્વરનાં પગલા સ્થાપ્યાં છે.[૬૮]

**શત્રુંજયનું આદીશ્વર મંદિર** શત્રુંજય પશ્ચિમ ભારતનું સહુથી મોટું જૈનતીર્થ છે એના પાસે પાસે આવેલાં સંખ્યાબંધ મંદિરોના સમૂહને લીધે એ મંદિર નગર જેવું દેખાય છે (આ. ૨૬). શત્રુંજય ગિરિ પરના સહુથી મોટા અને મુખ્ય મંદિરના પૂર્વદ્વારના રંગમંડપમાં એક સ્તંભ પર ૮૭ પંક્તિઓનો એક લાંબો શિલાલેખ કોતરેલો છે. એમા જણાવ્યું છે કે શત્રુંજય પરના આદીશ્વર-મંદિરનો જીર્ણોદ્ધાર અગાઉ સં. ૧૫૮૭ મા કર્માશાહે કરાવ્યો હતો, પરંતુ અતિ-પ્રાચીનતાને લીધે એ થોડા જ સમયમાં જર્જરિત થયું હતું, તેથી ઓસવંશના સોની વચ્છિયાના પુત્ર તેજપાલે બાદશાહ અકબર પાસે બહુમાન પામેલા હીરવિજય-સૂરિનાં પ્રેરણાથી એને સમરાવ્યું. આ મંદિરનું શિખર એકંદરે ઉત્તુંગ લાગે છે. શિખર પર ૧,૨૪૫ કુંભ વિરાજે છે. મંદિર ઉપર ૨૧ સિંહ શોભી રહ્યા છે. ચાર યોગિની અને દસ દિક્પાલ યથાસ્થાન સ્થાપેલા છે. મંદિરની ચારે બાજુ ૭૨ દેવકુલિકા છે, દરેક દેરી જિનમૂર્તિથી વિભૂષિત છે મંદિર ચાર ગવાક્ષો, ૩૨ પૂતળીઓ અને ૩૨ તોરણોથી શોભે છે. મંદિરમાં ૨૪ હાથી અને ૭૪ સ્તંભ છે 'નંદિવર્ધન' નામે આ નવું મંદિર(આ ૨૭)સં. ૧૬૪૯ મા તૈયાર થયું છે સં ૧૬૫૦(ઈ.સ ૧૫૯૪)મા તેજપાલે શત્રુંજયની યાત્રા કરી હીરવિજયસૂરિના હસ્તે એની પ્રતિષ્ઠા કરાવી હતી[૬૯]

આ મંદિરનું સ્થાપત્ય-સ્વરૂપ શત્રુંજય પરના બીજા પ્રાચીન મંદિરોના સ્થાપત્યસ્વરૂપ જેવું જ છે આદિનાથના ચોમુખ મંદિરમા અને આ મંદિરમા ફેર એટલો જ છે કે આ મંદિરનો મંડપ બે માળનો છે ને મૂલનાયકની મૂર્તિ મૂળગભારાની અંદર પછીત પાસેની પીઠિકા પર સ્થાપેલી છે. આ મૂર્તિ અસાધારણ મોટા કદની છે. શિખર તરફ જોતા એનો લાકડાના મકાનને મળતો દેખાવ તરત ધ્યાન ખેંચે છે. ગભારામાં અને રંગમંડપમા ઘણી મૂર્તિ છે. ગભારાના દ્વાર આગળ ગજારૂઢ નાભિરાજ અને મરુદેવી દેખાય છે વળી ઉપલે મજલે પણ ગભારામા તેમજ મંડપમાં ઘણી મૂર્તિ છે.[૭૦]

ભોયતળિયેથી શિખર સુધી ૫૨ (બાવન) હાથની ઊંચાઈ છે. ભમતીની દેવકુલિકાઓથી દેવાલય શોભે છે. ચાર સુંદર ગવાક્ષ એની ભવ્યતામા વૃદ્ધિ કરે છે ગવાક્ષની જેમ પૂતળીઓ અને તોરણો મંદિરને કલાત્મક બનાવે છે.

મંદિરને ટેકવી રાખતા ૭૨ સ્તંભ એની સપ્રમાણ રચનાનું ભાન કરાવે છે. મંદિરની બહાર બે સુંદર દેરી છે. મંદિર પાસે રથયાત્રા માટેનો આરસ–જડિત ચોક છે.[૭૧]

**પાટણનું વાડી-પાર્શ્વનાથનું મંદિર** પાટણ(જિ. મહેસાણા)ના ઝવેરીવાડામાં આવેલું આ દેરાસર વિ. સં. ૧૬૫૧–૫૨ (ઈ.સ. ૧૫૯૪–૯૬) દરમ્યાન ઓસવાળ જ્ઞાતિના ભીમના વંશજ કુંઅરજી તથા એમના કુટુંબીજનોએ બંધાવેલું. એને લગતો શિલાલેખ મંદિરના મુખ્ય મંડપની દીવાલમાં લગાવેલો છે. મૂળ મંદિર હાલ મોજૂદ રહ્યું નથી, પણ એની જગ્યાએ તાજેતરમાં નવું મંદિર બંધાયું છે. આ અર્વાચીન મંદિર પરથી એના પ્રાચીન સ્થાપત્ય–સ્વરૂપનો ખ્યાલ આવે છે. મંડપનું વિતાન દર્શનીય હતું એનો અંદરનો ઘૂમટ ૧૧·૨૫ ફૂટ (૩·૪ મીટર) ઊંચો હતો ને એનો વ્યાસ ૧૧ ફૂટ(૩·૩ મીટર)નો હતો. એનાં સમકેંદ્ર વર્તુલોમાં સુંદર પૂતળીઓ નજરે પડતી ગાયિકાઓ અને નર્તિકાઓની વચ્ચે એકેક પુરુષની આકૃતિ હતી દિશા અનુસાર દિક્‌પાલ પોતપોતાના વાહન સાથે ગોઠવેલા હતા. સહુથી નીચલા વર્તુલમાં કેટલુંક સુંદર કોતરકામ હતું. વચ્ચે રમણીય પદ્મ ઝુમ્મરની જેમ લટકતું [૭૨] મૂળનાયક પાર્શ્વનાથની પ્રતિમા પડોશના લુપ્ત વાડીપુરમાંથી અહીં લાવવામાં આવી હોય એવું એના નામ પરથી લાગે છે.[૭૩]

**કાવીનો ધર્મનાથ–પ્રાસાદ** ઉપર જણાવેલા બાહુઆના પુત્ર કુંવરજીએ સં ૧૬૫૪( ઈ.સ ૧૫૯૮ )માં કાવીમાં 'રત્નતિલક' નામનો પર (બાવન) જિનાલયવાળો ધર્મનાથ–પ્રાસાદ કરાવ્યો. દેરાસર મૂળગભારો, સભામંડપ, ભમતી વગેરેથી યુક્ત છે. એ પૂર્વ-પશ્ચિમ ૪૮·૨ મીટર લાંબું અને ઉત્તર–દક્ષિણ ૧૯·૧ મીટર પહોળું છે આમ એ સર્વજિત્ પ્રાસાદ કરતાં મોટું છે. મૂળ ગભારામાં મૂળનાયક ધર્મનાથની પ્રતિમા છે. એનો પરિકર શિલ્પકલાયુક્ત અને ચારતીર્થી છે. પ્રવેશદ્વાર ઉપર ઈંટ–ચૂનાનું મનોહર કોતરકામ છે. મૂળ ગભારામાં મૂળનાયક ઉપરાંત બીજા ચાર તીર્થંકરોની પ્રતિમાઓ છે. ભમતીમાં પર (બાવન) દેરીઓ છે, તેમાં પ્રાચીન પ્રતિમાઓના સ્થાને નવી પ્રતિમાઓ સ્થાપી છે. મૂળ ગભારા સામે એક મોટો ગભારો છે ને ભમતીમાં પણ ત્રણે બાજુ વચ્ચે એકેક મોટો ગભારો છે. આ ગભારા બંધ કરેલા છે સ્થાનિક લોકો આને 'વહુનું દેરાસર' કહે છે. એના કારણમાં એવી અનુશ્રુતિ છે કે સર્વજિત્ પ્રાસાદમાં જતાં કુંવરજીની પત્ની વીરાબાઈએ પોતાનાં સાસુ હીરાબાઈને એ દેરાસરનું પ્રવેશદ્વાર નીચું હોવાની ટકોર કરી, તેના જવાબમાં સાસુએ એને પિયેરથી દ્રવ્ય મંગાવી ઊંચા દ્વારવાળું દેરાસર કરવા કહ્યું ને એ મહેણાથી ઉત્તેજિત થઈ વહુએ આ દેરાસર

કરાવ્યું, પરંતુ દેરાસરના શિલાલેખમાં તો એ કુંવરજીએ બંધાવ્યું હોવાનું જણાવ્યું છે.[૭૪]

**શંખેશ્વરનું જૂનું પાર્શ્વનાથ મંદિર**–શંખેશ્વર એ પાર્શ્વનાથનું પ્રાચીન તીર્થ મનાય છે. સોલંકી કાલમાં તો ત્યાં પાર્શ્વનાથનું દેરાસર હતું જ. એ કાલ દરમ્યાન એ પ્રાચીન મંદિરનો જીર્ણોદ્ધાર પણ થયેલો. એ મંદિર હાલના ગામની બહાર આવેલું હતું. સલ્તનત કાલમાં એ મંદિરનો નાશ થયો હતો ને મૂલનાયકની પ્રતિમાને ભૂમિમાં ભંડારી દેવાઈ હતી. ગામની ઉત્તરે આવેલા ઝંઝૂવા નામે ખાડામાંથી એ પ્રાચીન પ્રતિમા નીકળી મનાય છે. હીરવિજયસૂરિના પટ્ટધર વિજયસેનસૂરિના ઉપદેશથી ગંધાર-નિવાસી માનાજીએ ગામની મધ્યમાં બાવન જિનાલયથી યુક્ત નવું શિખરબંધી મંદિર બંધાવ્યું. એની પ્રતિષ્ઠા વિ.સં. ૧૬૫૨–૧૬૯૮ (ઈ.સ. ૧૫૯૬–૧૬૪૨) દરમ્યાન પ્રાયઃ વિ.સં. ૧૬૬૨–૬૩ (ઈ.સ. ૧૬૦૬–૦૭)માં થઈ લાગે છે, કેમકે ભમતીની દેરીઓ અને ગભારાની બારશાખો વગેરે પર ૩૪ લેખ મળ્યા છે તે પૈકી વહેલામાં વહેલો વિ.સં. ૧૬૫૨નો અને મોડામાં મોડો વિ.સં. ૧૬૯૮નો છે, જ્યારે સહુથી વધુ લેખ વિ.સં. ૧૬૬૨ અને ૧૬૬૩ના છે.[૭૫]

આ મંદિર પશ્ચિમાભિમુખ હતું. એ ત્રણ શિખરબંધી ગભારા, ગૂઢમંડપ, સભામંડપ અને બાવન દેવકુલિકાઓનું બનેલું હતું. ભમતીમાં પાંચ મોટા ગભારા અને ૪૪ દેરી હતી. એ દરેક ઉપર પણ શિખર હતું. પ્લાસ્ટરમાં કોઈ કોઈ ઠેકાણે સુંદર નકશી કરી હતી. ઔરંગઝેબના રાજ્યકાલ દરમ્યાન એના સૂબેદારની ફોજે મુંજપુરના સરદાર હમીરસિંહને હરાવી પાછા ફરતાં શંખેશ્વર પાર્શ્વનાથનું આ મનોહર મંદિર તોડી નાખ્યું ને એમાંની કેટલીક મૂર્તિઓ ખંડિત કરી નાખી હતી, જ્યારે ત્યાંના સંઘે મૂલનાયકની મૂર્તિને ભોંયરામાં સંતાડી દઈ બચાવી લીધી હતી. હાલ મુખ્ય મંદિરની જગ્યાએ સાફ મેદાન થઈ ગયું છે, પરંતુ એની અંદર દેરાસરના પાયા મોજૂદ છે. ભમતીની બધી દેરીઓનાં ખંડિયેર હજી ઊભાં છે. ભમતીની દેરીઓ અને ગભારાનો છત સુધીનો ભાગ ખારા પથ્થરનો બનેલો હતો. આ પ્રાચીન મંદિરના મૂલનાયકની મૂર્તિને સં. ૧૭૬૦ (ઈ.સ. ૧૭૦૪)ના અરસામાં બંધાયેલા નવા મંદિરમાં પધરાવી છે.[૭૬]

**રાયણનું ધોરમનાથ મહાદેવનું મંદિર** રાયણ એ અગાઉ મોટું પત્તન (નગર) અને ધીકતું બંદર હતું, જેની દક્ષિણે પછી માંડવી(કચ્છ) વસ્યું છે. સ્થાનિક અનુશ્રુતિ અનુસાર ધોરમનાથે એના સમુદ્રતટે તપશ્ચર્યા આદરી હતી, પરંતુ ત્યાંના લોકોની કઠોરતાથી કંટાળી તેઓ ત્યાંથી ધીણોધર ચાલ્યા ગયા ને આ પટ્ટણ દટ્ટણ

થઈ ગયુ.[૭૭] ત્યા કચ્છના રાવ ભારમલજીએ સ. ૧૬૬૫(ઈ.સ. ૧૬૦૮)માં ધોરમનાથ મહાદેવનું મંદિર બંધાવેલું. મંદિરના દ્વારની શાખા પર એને લગતો શિલાલેખ છે. મંદિર ૪૫ ફૂટ (૧૩.૭ મીટર) પહોળા અને ૨૫ ફૂટ (૭.૬ મીટર) ઊંચા ચોરસ વાડામા બાંધેલુ છે. ગર્ભગૃહ અને મંડપ પર ઘૂમટ ઘાટનાં છાવણ છે. આરસની તકતી પર ધોરમનાથના અને ગરીબનાથના પગલાં છે. વળી આશાપૂરા ગણેશ ભૈરવ અને મત્સ્યની નાની બેઢંગ પ્રતિમાઓ છે એમા મત્સ્ય એ મત્સ્યેન્દ્રનાથના પ્રતીક રૂપે છે.[૭૮]

**કુંભારિયાનું નેમિનાથ-મંદિર** આરાસણ કુંભારિયાનાં જૈન દેરાસરોમા સહુથી મોટુ મંદિર નેમિનાથનુ છે મૂળ મંદિર ૧૨ મા સૈકામાં બંધાયું હતુ, પણ હાલનુ મંદિર ૧૭ મા સૈકાનુ છે. એમા મૂલનાયકની મોટી પ્રતિમાની પ્રતિષ્ઠા એના આસન પર કોતરેલા લેખ મુજબ સં. ૧૬૭૫(ઈ.સ. ૧૬૧૯)માં વિજયદેવસૂરિએ કરી હતી ને એ પ્રતિમા ઓકેશ (ઓસવાલ) જ્ઞાતિના બુહરા (વોરા) રાજપાલે કરાવી હતી[૭૯] દેવાલય મૂળ ગભારો, બીજા બે ગભારા, ગૂઢમંડપ, ચોકી, સભામંડપ (રંગમંડપ) અને ૨૪ દેવકુલિકાઓનુ બનેલુ છે એનુ શિખર તથા ગૂઢમંડપની બહારનો ભાગ હાલમાં બનાવેલા છે. શિખર તારંગામા આવેલા દેરાસરના શિખર જેવુ છે એના તથા ઘૂમટના આમલસારની નીચે ચારે બાજુએ મોઢા બનાવ્યાં છે ગૂઢમંડપના સ્તંભ આબુ-દેલવાડાની વિમલવસહિના સ્તંભો જેવા છે ભમતીમાંના તથા ચોકીમાંના સ્તંભ એનાં કરતા સાદા છે સભામંડપની બીજી બાજુએ ઉપરના દરવાજામાં તથા છેડાના બે નાના સ્તંભોની વચ્ચેની કમાનો પર મકરમુખ મૂકેલાં છે ને એ રીતે સુંદર તોરણ કોતરેલા છે પહેલાં આવા બીજા તોરણ હતાં તે હાલમા નાશ પામ્યાં છે. પ્રાસાદની બંને બાજુએ બધી મળીને આઠ દેવકુલિકા છે, તેમા એક મોટી છે. ગૂઢમંડપની અંદર ઘૂમટના ઘાટનું મનોહર વિતાન છે. મંડપના બીજા ભાગનો છત તથા ચોકીની છત સાદી છે. મૂળ ગભારાની જમણી બાજુએ ઉપરના ભાગેલા પાટડાને ટેકવવા માટે ત્રણ બેડોળ કમાન ચણી છે ને એને બાજુના સ્તંભ સુધી લંબાવી છે તેથી ઘણુ કોતરકામ ઢંકાઈ જાય છે ચોકીના ઓટલા ઉપર કેસર ઘસાય છે એની પાસે અંબાજી માતાની દેરી છે. એની આગળ રંગમંડપ છે. એમા કોતરણી સુંદર છે. એની આસપાસ ૨૪ દેરી છે ભમતીમા અનેક ખંડિત-અખંડિત મૂર્તિ છે. પૂર્વ તરફની વચલી મોટી દેરીમાં સં. ૧૬૭૫ ના લેખવાળી આદિનાથની મૂર્તિ છે ત્યા જિનમાતૃપટ્ટો અને ચોવીસીના પટ્ટ પણ છે. દેરાસરના પાછલા ભાગમા ગોખની

અંદર ચોડેલો સમળી વિહારનો પટ્ટ વધુ ધ્યાન ખેંચે તેવો છે. એ પટ્ટની પ્રતિષ્ઠા વિ સ. ૧૩૩૮(ઈ.સ ૧૨૮૨)માં થઈ હતી. મંદિરમાં કુલ ૯૪ સ્તંભ છે, તે પૈકી ૨૨ સ્તંભ દેવો દેવીઓ અને વિદ્યાધરીઓની સુંદર આકૃતિઓથી સુશોભિત છે. રંગમંડપમાં ઝરૂખા કાઢેલા છે. પીઠિકામાં ગજથર અને નરથર તેમજ મંડોવરની જંઘામાં દેવો દેવીઓ દિક્પાલો યક્ષો અને યક્ષિણીઓની સુંદર આકૃતિઓ કંડારી છે. કોઈક સ્થળોએ ભોગાસનના શિલ્પ પણ નજરે પડે છે. બહારની કમાનના પગથિયા પર ટકોરખાનાનો ઝરૂખો છે દેરાસરની બાંધણી એવી કરી છે કે બહાર ઊભા રહીને પણ નેમિનાથના બિંબના દર્શન કરી શકાય છે.[૮૦]

**શત્રુંજયનો ચતુર્મુખ પ્રાસાદ** શત્રુંજય પર્વત પર ચોમુખની ટૂંકમાં ચતુર્મુખ-વિહાર નામે મુખ્ય પ્રાસાદ આવેલો છે. આ પ્રાસાદ બાદશાહ જહાંગીરના રાજ્યમાં સં. ૧૬૭૫(ઈ.સ ૧૬૧૯)માં અમદાવાદના પોરવાડ સંઘવી સોમજીના પુત્ર સંઘવી રૂપજીએ શત્રુંજયની યાત્રા માટે સંઘ કાઢીને બંધાવેલો ને યુગપ્રધાન જિનચંદ્રસૂરિના શિષ્ય જિનસિંહસૂરિના પટ્ટધર જિનરાજસૂરિએ એની પ્રતિષ્ઠા કરેલી. આ હકીકત મૂલનાયકની ચારે પ્રતિમાઓની બેસણી પર કોતરેલા લેખોમાં વિગતવાર જણાવી છે.[૮૧] આ પ્રાસાદને ફરતો ચોક કુલ ૨૭૦×૧૧૬ ફૂટ (૮૨ ૩×૩૫ ૪ મીટર) લાંબોપહોળો છે બે ફૂટ (૦.૬ મીટર) ની જગતી પર બંધાવેલો પ્રાસાદ ૬૭ × ૫૭ ફૂટ (૨૦ ૪ × ૧૭.૩ મીટર) લાંબોપહોળો છે. ગર્ભગૃહમાં આરસપહાણનું ૧૨ ફૂટ (૩.૬ મીટર) ચોરસનું બે ફૂટ (.૬ મીટર) ઊંચુ સિંહાસન છે. સિંહાસન પર ચારે દિશામાં મુખ રાખી બેસાડેલી આદીશ્વરની આરસની ચાર મૂર્તિ બિરાજે છે, આથી આ પ્રાસાદ 'ચતુર્મુખવિહાર' અથવા 'ચોમુખજીનું મંદિર' તરીકે ઓળખાય છે આ મૂર્તિઓ ૧૦–૧૧ ફૂટ (૩–૩.૩ મીટર) ઊંચી છે સિંહાસન પર સ્તંભો પણ છે ગર્ભગૃહ ઉપર ૯૬ ફૂટ (૨૬.૨ મીટર) ઊંચુ શિખર છે. ગર્ભગૃહની ચારે બાજુ એકેક પ્રવેશદ્વાર છે. ત્રણ બાજુએ ચોકી (મુખમંડપ) છે પૂર્વ દ્વાર ગૂઢમંડપમાં પડે છે ઉત્તર અને દક્ષિણ બાજુની ચોકી પર સાત-સાત નાના ઘૂમટને દરેક બાજુએ એકેક નાનું શૃંગ છે ઉત્તર દિશાની ચોકીની પૂર્વ બાજુએ પ્રાસાદને ઉપલે મજલે જવાની સીડી છે. ત્યાં આદિનાથની બીજી આઠ આરસપ્રતિમા છે શિખરનો ઉપલો ભાગ કંઈક નવો કરેલો લાગે છે, જ્યારે પશ્ચિમ છેડાનો બધો નીચલો ભાગ પ્રાચીન જણાય છે બાકીના ભાગ કરતાં એમાં શિલ્પકલાનું પ્રાચુર્ય પણ રહેલું છે. ગૂઢમંડપ ૩૧×૩૧ ફૂટ(૯.૪ × ૯.૪ મીટર)નો છે. એની અંદર ૧૨ સ્તંભ

છે. એમાના વચલા આઠ સ્તંભો પર ઘૂમટની રચના કરી છે. મંડપમાં પણ ત્રણે બાજુ પ્રવેશદ્વાર રાખેલાં છે. મંડપના ગોખલાઓમાં નાનીમોટી અનેક પાષાણ-પ્રતિમા આવેલી છે. એક ગોખલામા મંદિર બંધાવનાર શેઠ શેઠાણીની મૂર્તિઓ પણ છે. મંડપની આગળ નવચોકી છે. ગર્ભગૃહના સ્તંભોની અને નવચોકીના સ્તંભોની વચ્ચેનાં અંતર એક માપના છે. પ્રાસાદની આગળ અલગ રંગમંડપ કરેલો છે. એના ૧૨ સ્તંભો પર ૨૪ દેવીઓના સ્વરૂપ કંડારેલા છે. આ મંદિર બંધાવતાં ૪૮ લાખ રૂપિયાનું ખર્ચ થયું હતું.[૮૨]

**વીંઝાણનું રખેશ્વર મહાદેવનું મંદિર :** વીંઝાણ (તા અબડાસા)માં ભારમલ્લના રાજ્યમાં ભારિયા આસર ઠક્કર ધનરાજે (વિ સં. ૧૬૮૮ (ઈ સ ૧૬૩૨)મા આ મહાદેવનું મંદિર બંધાવવું શરૂ કર્યું ને સં. ૧૬૯૭ (ઈ.સ. ૧૬૪૧)મા એની પ્રતિષ્ઠા કરાવી. આ મંદિર ગજધર વરસંગે બાંધ્યું હતું. એની પ્રશસ્તિનો શિલાલેખ મંદિરની દીવાલમા લગાવેલો છે.[૮૩] આ મંદિર પાા ફૂટ (૧.૭ મીટર) ઊંચી જગતી પર ૪૫ ફૂટ (૧૩.૭ મીટર) લાંબુ અને ૩૫ ફૂટ (૧૦.૭ મીટર) પહોળું બંધાવેલું છે. એ સખત પીળા પથ્થરનું છે. એનું ગર્ભગૃહ ૩૨ ફૂટ (૯.૭ મીટર) ઊંચું છે. એના તલદર્શનમા ભદ્રાદિ પ્રલંબ કાઢેલા છે ને મંડોવરમા ત્રણેય બાજુ શિલ્પ-થરોના તથા પૌરાણિક આકૃતિઓ કંડારેલ છે ગર્ભગૃહ ૬ ફૂટ (૧.૮ મીટર) લાંબું અને ૭ાા ફૂટ (૨.૩ મીટર) પહોળું છે. એની મધ્યમાં શિવલિંગ સ્થાપેલું છે સામી દીવાલના ગોખલાઓમા ગણપતિ અને પાર્વતીની મૂર્તિઓ છે ગર્ભગૃહની આગળ ત્રિકમંડપ છે ત્રણેય મંડપ પર સામરણ છે ને એ દરેકની બાજુઓ પર સિંહ કાઢેલા છે. વચલા મંડપને ચાર ચાપાવલીયુક્ત કમાન છે, જેમાની વચલી કમાનમા ટેકાથંભો પણ છે. મંડપના વચલા ઘૂમટમા ઝૂમર ઘાટનું વિતાન છે એને ચોરસ સ્તંભોથી ટેકવેલું છે, જેની ટોચે માનવ-આકૃતિના બ્રૅકેટ કાઢેલા છે. વિતાનનો ઘૂમટ નીચેથી ઉપર જતાં નાના થતા જતા ૮, ૧૬ અને ૩૨ બાજુઓના થરોમા તથા નાના થતાં જતાં એક કેંદ્ર વર્તુલોમાં રચાયો છે ને એની ટોચની મધ્યમાથી પદ્મ લટકે છે. વિતાનમા એકાંતરે આઠ કહાન અને આઠ ગોપીઓની સુંદર શિલ્પ-કૃતિઓ નજરે પડે છે. મંડપ ૧૮ ફૂટ (૫.૫ મીટર) × ૧૬ાા ફૂટ (૫ મીટર)નો છે બાજુના બે મંડપો એકમા હનુમાનની અને બીજામા મહિષાસુરમર્દિનીની કદાવર પ્રતિમા સ્થાપેલી છે.[૮૪]

**નારાયણ સરોવરનાં મંદિર** કચ્છના વાયવ્ય ભાગમાં નારાયણ સરોવર નામે પુરાણોક્ત તીર્થધામ આવેલું છે. વિ.સં. ૧૭૯૦(ઈ.સ. ૧૭૩૪)મા

કચ્છના મહારાણી મહાકુંવરબાએ અહીં ત્રીકમરાયજી તથા લક્ષ્મીનારાયણના મંદિર કરાવ્યા ને એને ફરતો ગઢ બંધાવ્યો; સં. ૧૭૯૭( ઈ.સ.૧૭૪૧ )માં ત્યા વળી આદિનારાયણ ગોવર્ધનરાયજી રણછોડરાયજી અને લક્ષ્મીજીનાં મંદિર કરાવ્યાં આ પૈકી ત્રીકમરાયજીનુ મંદિર ઈશાન કોણમાં પશ્ચિમાભિમુખ છે, જ્યારે બીજા મંદિર એ મંદિરની સામે પૂર્વાભિમુખ હારબંધ આવેલાં છે. ત્રીકમરાયજીનુ મંદિર ૫'–૯" (૧.૮ મીટર) ઊંચી જગતી પર બાંધેલુ છે એ ૭૨ ફૂટ (૨૧.૯ મીટર) લાબું, ૬૮'–૫" (૨૦.૮ મીટર) પહોળુ ને ૬૧ ફૂટ (૧૮.૬ મીટર) ઊંચુ છે. ગર્ભગૃહ ગૂઢમંડપ અને ત્રિકમંડપ છે, ગર્ભગૃહની ઉપર નવાંડી શિખરની રચના કરેલી છે મંડપ તથા શૃંગારચોકીઓ ઘૂમટો વડે આચ્છાદિત છે એ ઘૂમટ શિરાવટીવાળા સ્તંભો પર ટેકવેલા છે. એ સ્તંભો ૧૨ ફૂટ (૩.૬ મીટર) ઊંચા છે શૃંગારચોકીઓમાં સ્તંભો વચ્ચે દીવાલો ચણી હોવાથી એ સ્તંભો અર્ધમૂર્ત જેવા લાગે છે. દીવાલોમાં કક્ષાસન કાઢેલાં છે ને પ્રવેશની બંને બાજુએ જાળીવાળા બબ્બે ઝરૂખા છે શૃંગારચોકીઓ ૯'–૯" (૩ મીટર) ચોરસ છે અંદર આઠ કહાન અને ગોપીઓની મૂર્તિઓ ધરાવતું સુંદર વિતાન છે ત્રીકમરાયજી અર્થાત્ ત્રિવિક્રમની શ્યામ પાષાણની ચતુર્ભુજ પ્રતિમા સમપાદાવસ્થામા ઊભી છે. ઘૂમટમા રાસમંડળીનુ મનોહર દૃશ્ય કંડારેલુ છે. બીજા મંદિર સ્થાપત્યમાં આ પ્રકારનાં જ છે. લક્ષ્મીનારાયણના મંદિરમાં લક્ષ્મીનારાયણની શ્યામ પાષાણની યુગલમૂર્તિ સ્થાપેલી છે. ચાર ઘૂમટોથી શોભતો સભામંડપ લાંબો અને વિશાળ છે. આ મંદિરની ઉત્તરે એ જ હરોળમા બીજા પાચ પૂર્વાભિમુખ મંદિર આવેલાં છે. એના ઘૂમટ સાદા છે ચાર ઘૂમટોથી શોભતો આ દેવાલયોનો સળંગ મંડપ છ મંદિરો જેટલો લાંબો અને વિશાળ લાગે છે. આખી પડાળી ૯૮'–૬" (૨૭ મીટર) લાંબી અને ૪૧ ફૂટ (૧૨.૫ મીટર) પહોળી છે એ ૫ ફૂટ (૧.૫ મીટર) ઊંચી જગતી પર આવેલી છે આદિનારાયણની પ્રતિમા પણ ત્રિવિક્રમ-સ્વરૂપની છે. ગોવર્ધન-નાથજીના મંદિરમાની પ્રતિમા ગોવર્ધનધારી શ્રીકૃષ્ણની છે. દ્વારકાધીશજીનુ મંદિર મધ્યમાં છે. એની સામે ગરુડ–મંડપ છે દ્વારકાધીશ અથવા રણછોડરાયજીની પ્રતિમા બીજે બધે હોય છે તેમ અહી ચતુર્ભુજ ત્રિવિક્રમ-સ્વરૂપની છે. લક્ષ્મીજીના મંદિરમાં લક્ષ્મીજીના ચતુર્ભુજ પ્રતિમા છે કલ્યાણરાયનુ મંદિર ૧૯ મી સદીમા ઉમેરાયુ છે. બધાં મંદિરોમાં મૂર્તિ ચકચકિત કરેલા કાળા આરસની છે. મંદિરોના ઘૂમટ તેમજ ભોયતળિયાં પીળા પથ્થરનાં બાંધેલા છે. દરેક મંદિર ૧૦'–૬" (૩.૨ મીટર) ચોરસ છે. લક્ષ્મીનારાયણનુ મંદિર ૩૭ ફૂટ (૧૧.૩ મીટર) અને બાકીનાં ત્રણ ૪૭ ફૂટ (૧૪.૩ મી.) ઊંચા છે.

ઇતિ.–૬–૨૮

આ મંદિરસમૂહના પ્રાકારની અંદરનો વિસ્તાર ૧૬૪ ફૂટ (૫૦ મીટર) લાંબો અને ૬૨'–૬" (૧૮.૯ મીટર) પહોળો છે. ગઢની નૈઋત્યે આવેલ આદિનારાયણનું મંદિર ગઢમાંના આ મંદિરો કરતાં જૂનું ગણાય છે. આદિનારાયણના મંદિર પાસે શ્રીવિઠ્ઠલેશ્વરજીની બેઠક છે. એના પ્રવેશદ્વાર પાસે બે છડીદાર દ્વારપાલ ઊભા છે. નિજમંદિરમાં ઊંચા ઓટલા પર બેઠક બનાવીને અશ્વારૂઢ વિઠ્ઠલેશ્વરજીનો ફોટો મૂકવામાં આવ્યો છે. નિજમંદિર પર ઘૂમટની રચના છે.[૮૫]

**પ્રભાસનું સોમનાથ મંદિર :** સમુદ્રતટના રમણીય સ્થાન પર આવેલું આ મંદિર સોલંકી કાલથી દેશભરમાં ખ્યાતિ ધરાવે છે. એના સોમેશ્વર કે સોમનાથ નામે જાણીતા લિંગની ગણના ભારતના દ્વાદશ જ્યોતિર્લિંગોમાં થતી હતી. મહમૂદ ગઝનીના સમયથી આ મંદિર અનેક વાર મૂર્તિભંજકોના આક્રમણનો ભોગ બન્યું ને દર વખતે એ પછી એનો જીર્ણોદ્ધાર થયા કર્યો. સોલંકી રાજાઓના સમયના મંદિરને સલ્તનત કાલમાં નુકસાન પહોંચ્યું હતું ને મંદિરમાં પૂજા ધામધૂમ વગરની થઈનેય ચાલુ રહી હતી એવું માલૂમ પડે છે.[૮૬] અકબરના સમયમાં આ પૂજા વધારે મોટા પાયા પર ચાલુ થઈ હશે.[૮૭] પરંતુ ઔરંગઝેબના ફરમાનથી એ પ્રાચીન મંદિરનો ભારે નાશ કરવામાં આવ્યો. 'મિરાતે અહમદી'માં આપેલા વૃત્તાંત પરથી માલૂમ પડે છે કે મુઘલ કાલના અંતમાં એ મંદિરનાં ખંડેર જ રહ્યાં હતાં ને નગર બહાર સરસ્વતી નદીના કાંઠે આવેલા કોઈ નાના મંદિરમાં સોમનાથનું લિંગ સ્થપાયું હતું, જ્યાં યાત્રિકો દર્શન–અર્ચન કરતાં.[૮૮] કહે છે કે ઔરંગઝેબના સમયમાં આ મંદિરને ભ્રષ્ટ કરી ઘૂમટ વગેરેથી મસ્જિદના રૂપમાં ફેરવી નાખવામાં આવેલું, પરંતુ મુઘલ કાલના અંતે તો એ મસ્જિદ તરીકેય વપરાતું નહોતું ને વેરાન ખંડેર બની ગયું હતું એવું 'મિરાતે અહમદી' પરથી માલૂમ પડે છે. આઝાદી પછી સોમનાથના જૂના મંદિરની જગ્યાએ નવું મંદિર બાંધવા માટે જૂના મંદિરની ઇમારત ઉતારી લેવામાં આવી ત્યારે એમાં ગર્ભગૃહ પ્રદક્ષિણાપથ અંતરાલ ગૂઢમંડપ અને એના ત્રણ મુખમંડપોની દીવાલોનો ઘણો ભાગ મોજૂદ હતો. ગર્ભગૃહ પરના શિખરની જગ્યાએ ઘૂમટ હતો, સામરણની અંદરનાં વિતાન રહ્યાં ન હતા, ગર્ભગૃહ ખાલીખમ હતું ને મંડોવરના ઘણાં શિલ્પ નષ્ટ થયેલાં હતાં ને એમ છતાં સમગ્ર દેવાલયના તલદર્શનનો સુરેખ ખ્યાલ આવતો હતો તેમજ કેટલીક વિવિધ શિલ્પકૃતિઓ નજરે પડતી હતી.[૮૯] આ પુરાણી ઇમારતના કેટલાક અવશેષ ત્યાંના સ્થાનિક મ્યુઝિયમમાં રખાયા છે.

**દ્વારકાનું દ્વારકાધીશનું મંદિર :** દ્વારકાની ગણના હિંદુઓના ચાર ધામોમાં અને પુરાણોની સાત મોક્ષપુરીઓમાં થાય છે. એમાં મુખ્ય મહિમા ત્યાના શ્રી દ્વારકાધીશના મંદિરનો છે. એને શ્રી રણછોડરાયનુ મંદિર કે જગત-મંદિર પણ કહે છે. ગોમતી-સમુદ્રસંગમ પાસે આવેલુ આ ઉત્તુંગ મંદિર (આ. ૨૯) દૂર દૂરથી દૃષ્ટિગોચર થાય છે.

પૌરાણિક અનુશ્રુતિ અનુસાર શ્રીકૃષ્ણનો દેહોત્સર્ગ થતાં દ્વારકા પર સમુદ્રના નીર ફરી વળ્યા ત્યારે ત્યાં આવેલુ હરિમંદિર બચી ગયું હતુ. મૂળ મંદિર શ્રીકૃષ્ણના પ્રપૌત્ર વજ્રનાભે બંધાવ્યુ મનાય છે, પરંતુ આ માત્ર પુરાણોચિત કલ્પના છે યાદવકાલીન દ્વારકાનુ અસલ સ્થાન પણ હજી સુનિશ્ચિત થઈ શક્યુ નથી આઠમી સદીમાં આદ્ય શંકરાચાર્યે અહી પશ્ચિમ મઠની સ્થાપના કરી ત્યારે આ સ્થળે દ્વારકાધીશનુ મંદિર હશે જ. સોલંકી કાલમાં અહી એ મંદિર હોવાના શ્રદ્ધેય ઉલ્લેખ મળે છે. અલાઉદ્દીન ખલજીની ફોજે સૌરાષ્ટ્રમાં સોમનાથ મંદિરનો ધ્વંસ કર્યો બાદ દ્વારકાના જગતમંદિરનો પણ નાશ કરેલો એવુ મનાય છે, પરંતુ એનો કોઈ મૂળ પુરાવો ઉપલબ્ધ નથી. ઈ.સ. ૧૪૭૩ માં ગુજરાતના સુલતાન મહમૂદ બેગડાએ દ્વારકા પર ચડાઈ કરી ત્યાંના રણછોડ-રાયના પ્રસિદ્ધ મંદિરનો નાશ કર્યો હતો[૯૦] હાલનુ મંદિર એ પછી લગભગ એક શતકે, પ્રાય બાદશાહ અકબરના શાસનકાલ ( ઈ સ. ૧૫૭૩–૧૬૦૫ ) દરમ્યાન, બંધાયુ હોય એવુ એનાં સ્થાપત્ય-સ્વરૂપ અને શિલ્પશૈલી પરથી માલૂમ પડે છે.[૯૧] અલબત્ત, મુઘલ કાલના મંદિરનું મંડાણ અસલ મંદિરની તલયોજના પર થયેલું જણાય છે[૯૨]

મંદિર ગર્ભગૃહ ( નિજમંદિર ) અંતરાલ પ્રદક્ષિણાપથ સભામંડપ અને મુખમંડપો( શૃંગારચોકીઓ )નુ બનેલુ છે એને ફરતા પ્રાકારને બે દ્વાર છે · દક્ષિણ બાજુએ ‘ સ્વર્ગદ્વાર ’ અને ઉત્તર બાજુએ ‘ મોક્ષદ્વાર ’ મંદિર પશ્ચિમાભિમુખ છે એ પૂર્વ–પશ્ચિમ લગભગ ૯૦ ફૂટ ( ૨૭.૪ મીટર ) લાંબુ અને ઉત્તર–દક્ષિણ લગભગ ૭૨ ફૂટ ( ૨૨ મીટર ) પહોળું છે. ગર્ભગૃહનું મૂળ તલમાન અઠાઈનુ છે એની દરેક દીવાલમા વચ્ચે ચાર ભાગના ભદ્રનો નિર્ગમ છે ને એની બંને બાજુનો કોણભાગ બબ્બે ભાગનો છે. ગર્ભ-ગૃહને ફરતો પ્રદક્ષિણાપથ છે. એની બહારની દીવાલનુ તલમાન બારાઈનું છે. એમાં વચ્ચે ચાર ભાગનું ભદ્ર, એની બે બાજુએ બબ્બે ભાગના પ્રતિરથ અને છેડે બબ્બે ભાગના કોણ કાઢેલા છે, આથી ગર્ભગૃહનો અંતિમ બાહ્ય ઘાટ તારાકાર બન્યો છે ગર્ભગૃહની અંદરની દીવાલની જંઘાના ભદ્રગવાક્ષોમા પૂર્વે

તથા દક્ષિણે ત્રિવિક્રમની અને ઉત્તરે લક્ષ્મીનારાયણની મૂર્તિ છે. બહારની દીવાલમાં જ ચાગવાક્ષોની રચના કરી છે. એની ઉપર ગ્રાસપટ્ટીનું અલંકરણ છે.[૯૩]

મંડપનું તલમાન પણ અઠાઈનું છે. વચ્ચેનો ભદ્રભાગ ચાર ભાગનો છે ને ત્રણે બાજુના ભદ્રભાગની આગળ એકેક મુખમંડપ કાઢેલો છે. મંડપનો કેંદ્રીય ભાગ ૧૨ સ્તંભોના ચોકઠા પર ટેકવેલો છે. એની બહાર ચારે બાજુએ સ્તંભોની મોટી સમાંતર હરોળ આવેલી છે. અંતરાલ શૃંગારચોકીઓ અને મંડપભિત્તિઓની અંદર ગોઠવેલા સ્તંભો સાથે ગણતાં મંડપના સ્તંભોની કુલ સંખ્યા ૭૨ થાય છે.[૯૪]

સભામંડપ સમચોરસ છે. એનું તલમાન ૪૦ ફૂટ (૧૨.૧ મીટર) × ૪૦ ફૂટ (૧૨.૧ મીટર)નું છે. એનો મધ્યભાગ ૨૫ × ૨૫ ફૂટ (૭.૬×૭.૬ મીટર) વિસ્તારનો છે. ઊર્ધ્વદર્શનમાં મંડોવરને ફરતા સાત સુંદર ઝરૂખા કાઢેલા છે, જે ઉપર જતાં ક્રમશઃ નાના થતા જાય છે. મંડપ પાંચ મજલાઓનો છે. વચલા આઠ સ્તંભો પરનો અષ્ટકોણ ભાગ છેક પાંચમા મજલા સુધી ખુલ્લો હોવાથી મંડપના મધ્યમાં પ્રયોજાતા પૂજાપાઠ ભજનકીર્તન આદિ કાર્યક્રમો છેક ઉપરથીય દૃષ્ટિગોચર થાય છે. દરેક મજલે એ માટે લગભગ ૧॥ ફૂટ (.૪૬ મીટર) પહોળી વેદિકા અને આસનપટ્ટોની યોજના કરી છે. દીવાલોના ગવાક્ષોમાં અષ્ટ દિક્પાલ છે : અગ્નિ ઇંદ્ર ઈશાન કુબેર વાયુ વરુણ નિર્ઋતિ અને યમ. ઉપર જતાં મંડપની ઊંચાઈ ક્રમશઃ ઘટતી જાય છે. પાંચમા મજલાના મધ્યભાગને સુંદર અલંકૃત કરોટક (અર્ધવૃત્તાકાર છત) અને વિસ્તૃત સંવર્ણાની રચના વડે ઢાંકી દેવામાં આવ્યો છે. પાંચમા મજલાના અન્ય ભાગ ચારે બાજુ ખુલ્લા હોવાથી હવાઉજાસની પૂરી સગવડ રહે છે.[૯૫]

સભામંડપની જેમ મુખમંડપ પણ પાંચ મજલાઓના છે ને એના મથાળા સંવર્ણા વડે ઢાંકેલા છે. એના ખુલ્લા ભાગ દરેક મજલે ચોતરફ વેદિકા અને કક્ષાસનોથી ભરી દીધેલા છે. દરેક સંવર્ણા પર આમલક અને કલશની યોજના છે.[૯૬]

મંડોવરનો ગર્ભગૃહવાળો ભાગ મત્તવારણો સ્તંભિકાઓ અને છાદ્યથી શોભતા નિર્ગમિત સાત ઝરૂખાઓથી વિભૂષિત છે. શિખર સાથે ગર્ભગૃહની ઊંચાઈ લગભગ ૨૫૭ ફૂટ (૭૮.૩ મીટર) છે. શિખર લગભગ ૧૦૦ ફૂટ (૩૦.૫ મીટર) ઊંચું છે. એને સાત મજલા છે. મુખ્ય શિખરની ચોતરફ ત્રણ ત્રણ ઉરુશૃંગ છે. શિખરના કોણભાગ ઉપર ચોતરફ એક ઉપર એક એવી પાંચ પાંચ શૃંગિકાઓની હાર આવેલી છે. શિખર તથા ઉરુશૃંગો અને શૃંગિકાઓ આમલક

અને કલશથી વિભૂષિત છે. મંદિરના ઉત્તુંગ શિખરમાં મજલા પાડેલા છે. દરેક મજલે ઘૂમટ કાઢેલ છે. ત્રીજા મજલાના શિખરમાં શક્તિ માતાનું સ્થાનક હોવાનું મનાય છે. એમાંની મુખ્યપ્રતિમા તો ત્યાં સેવ્ય પ્રતિમા પરની ગર્ભગૃહની છત કોઈ ઓળંગે નહિ એ હેતુથી પાછળથી મુકાઈ લાગે છે.[૯૭]

આ મંદિરની મુખ્ય પ્રતિમા ૧૨ મી સદીમાં ડાકોર અને ૧૫ મી સદીમાં માગંળ ખસેડાઈ હોવાની અનુશ્રુતિ છે શ્રીમદ્ વલ્લભાચાર્યે પોતાની દ્વારકા-પરિક્રમા સમયે (ઈ.સ. ૧૪૯૯) બાજુના લાડવા નામે ગામમાંથી દ્વારકાધીશની અર્ધદટાયેલી મૂર્તિ મેળવી હતી, એ મૂર્તિ વિ.સં ૧૫૬૦ (ઈ.સ ૧૫૦૪) માં જગતમંદિરમાં પધરાવવામાં આવી હતી ને હાલ એ શંખોદ્ધાર બેટમાં બિરાજે છે એવી પણ અનુશ્રુતિ છે હાલ ગર્ભગૃહમાં રહેલી મુખ્ય સેવ્ય પ્રતિમા ડુંગરપુરી લીલા પારેવા પથ્થરની છે ને એ દ્વારકાનો શારદાપીઠના અનિરુદ્ધાશ્રમ શંકરાચાર્યે (ઈ.સ. ૧૫૫૮–૧૫૬૭) પધરાવી છે.[૯૮] તો આ મંદિર ૧૬ મી સદીમાં, પણ અકબરના ગુજરાત પરના અમલના આરંભ પહેલાં, બંધાયું હોઈ શકે આ પ્રતિમા લગભગ ૨'–૩" (·૭ મીટર) ઊંચી છે રણછોડરાયની મૂર્તિમાં હમેશાં ચતુર્ભુજ વિષ્ણુના ૨૪ સ્વરૂપો પૈકીનું ત્રિવિક્રમ સ્વરૂપ રહેલું હોય છે એમાં એમના નીચલા ડાબા હાથમાં શંખ, ઉપલા ડાબા હાથમાં ચક્ર, ઉપલા જમણા હાથમાં ગદા અને નીચલા જમણા હાથમાં પદ્મ હોય છે

મંદિરના પ્રાગણમાં કેટલાક બીજાં મંદિર છે મુખ્ય મંદિરની બરાબર સામે દેવકીજીનું પૂર્વાભિમુખ મંદિર છે, જેને મુખ્ય મંદિરના પશ્ચિમ મુખમંડપ સાથે જોડી દીધું છે મુખ્ય મંદિરની પાછળ શ્રીશંકરાચાર્યનો શારદામઠ આવેલો છે એની ઉત્તરે અષ્ટ પટ્ટરાણીઓનું સ્થાનક છે, જેમાં ચોકની બે બાજુએ ચાર ચાર ખંડોમાં શ્રીકૃષ્ણની આઠ પટ્ટરાણીઓની મૂર્તિઓ નજરે પડે છે. મુખ્ય મંદિરની દક્ષિણે ત્રિવિક્રમનું પશ્ચિમાભિમુખ અને વેણીમાધવનું પૂર્વાભિમુખ મંદિર છે ત્રિવિક્રમનું મંદિર ગર્ભગૃહ સભામંડપ અને મુખમંડપનું બનેલું છે, જ્યારે વેણીમાધવનું મંદિર ગર્ભગૃહ પ્રદક્ષિણાપથ અંતરાલ અને ત્રણ મુખમંડપોનું બનેલું છે. મુખ્ય મંદિરની ઉત્તરે પ્રદ્યુમ્નજીનું પશ્ચિમાભિમુખ મંદિર અને પુરુષોત્તમનું મંદિર ઉમેરાયાં છે[૯૯]

ઔરંગઝેબના અમલ દરમ્યાન ત્યાંનો થાણદાર જગતમંદિરમાં પૂજા કરવા દેતો નહોતો, પરંતુ દ્વારકાની બાજુમાં આવેલા શંખોદ્ધાર બેટમાં પૂજા થઈ શકતી ત્યાં વંડાની અંદર મંદિર છે એમાં એકની સાથે એક એવી જાતના ૭ ઓરડા છે, તેમાંના એકમાં રણછોડજીની મૂર્તિ છે કહે છે કે આ મૂર્તિ શ્રીમદ્વલ્લભાચાર્યે

લાડવા ગામમાંથી મેળવેલી. બીજા ઓરડામાં માધવરાયની, ત્રીજામા ત્રીકમરાયની, ચોથામાં કેશવની, પાંચમામાં વસુદેવની, અને છઠ્ઠામા કલ્યાણરાયની મૂર્તિ છે કોટના ચાર ખૂણાઓમાં ચાર ઓરડા છે તેમાંના એકમા રુક્મિણીની, બીજામાં રાધાજીની, ત્રીજામા સત્યભામાની અને ચોથામા જાંબુવતીની મૂર્તિ છે. ત્રીકમજીના ઓરડા આગળનું સ્થાનક ગરુડનુ છે ને બહારની બાજુના ઓરડામા શંખનારાયણનુ સ્થાનક છે[100] આ બધા મંદિર રહેણાક મકાન જેવા ને ધાબાબંધી છે ઈ સ ૧૫૫૧ના અરસામાં કાબાઓએ દ્વારકાની આસપાસ આગ લગાડી ત્યારે રાજા શિવા સાંગણે ત્યાના જગતમંદિરની મૂર્તિ આ બેટમાં ખસેડી. જામ રાવળે ત્યાં એની સં. ૧૬૧૬(ઈ.સ. ૧૫૬૦)માં સ્થાપના કરી. પીંડારાથી માધવજી ત્રિવિક્રમજી પુરુષોત્તમજી અને દેવકીજી અને ગરુડની માધવપુરથી દ્વારકાના રુક્મિણી મંદિરમાથી લક્ષ્મીજીની મૂર્તિ મગાવી એ સર્વની અને બેટમાની સત્યભામાની મૂર્તિની પણ સ્થાપના કરી વિ. સં. ૧૭૮૦ (ઈ.સ. ૧૭૨૪)મા સત્યભામાના મંદિર પાસે બાલમુકુંદજીનું મંદિર અને લક્ષ્મીજીના મંદિર પાસે રાધાજીનું મંદિર જામ તમાચીએ કરાવ્યુ. બેટમા સહુથી જૂનુ મંદિર શંખનારાયણનું ગણાય છે. એ મંદિરનો જીર્ણોદ્ધાર સં. ૧૭૭૪-(ઈ સ. ૧૭૧૮)મા કચ્છના મહારાવ પ્રાગ(પ્રાગમલ્લ)જીએ કરાવેલો.[101]

**શંખલપુરનું બહુચરાજી મંદિર** બહુચરાજીનું મુખ્ય મંદિર (આ ૩૦) સાદા પથ્થરનુ બાંધેલું છે. એ લગભગ ૧૦૦ ફૂટ (૩૦.૫ મીટર) લાંબું, ૫૦ ફૂટ (૧૫.૨ મીટર) પહોળું અને ૫૬ ફૂટ (૧૬ ૧ મીટર) ઊંચુ છે. એના ઉત્તુંગ શિખર પરના સુવર્ણકલશ અને ફરકતી ધજા આસપાસના આઠ કિ.મી.ના વિસ્તાર સુધી દૃષ્ટિગોચર થાય છે. મંદિર પૂર્વાભિમુખ છે. મંદિરમાં પ્રવેશ કરતા પહેલા એક સભામંડપ આવે છે. એના સ્તંભો પર તથા ઘૂમટોમા સુંદર પૂતળીઓ બેસાડેલી છે. આગળ જતા બીજો સભામંડપ આવે છે. આ મંડપના ત્રણે બાજુના દરવાજે ચાંદીના કમાડ છે બાજુમા નાનો મંડપ છે તેમા ભટ્ટજી બેસે છે. ગર્ભગૃહમાં માતાજીનુ સ્થાનક છે. એમા પાંચેક ફૂટ (લગ.૧.૫ મીટર) ઊંચા સિંહાસન પર માતાજીનો ચાંદીથી મઢેલો ગોખ છે એની અંદર સ્ફટિકનુ બાલા-યંત્ર છે. એની ઉપર બીજમંત્ર સહિત સુવર્ણયંત્ર ચડાવેલ છે તેનું પૂજન થાય છે. ગોખની આગળના ભાગમા સિંહાસન પર માતાજીની મૂર્તિ પધરાવવામા આવે છે. ઉત્તરની દીવાલમાં ગર્ભગૃહના પ્રક્ષાલનનુ પાણી ઝીલતુ છોકરાનુ પથ્થરનું બાવલુ છે. આ મંદિરની પાછળ માતાજીના આદ્યસ્થાનનું પશ્ચિમાભિમુખ મંદિર આવેલુ છે.[102]

**ડાકોરનું રણછોડરાયનું મંદિર** "મિરાતે અહમદી'માં જણાવ્યા મુજબ સં ૧૮૧૮(ઈ.સ. ૧૭૬૨)માં ડાકોરમાં રણછોડજીનું મંદિર હતું ને એમાંની મૂર્તિ સં ૧૨૧૨ માં દ્વારકાથી બોડાણા ત્યાં લાવેલા એવું મનાતું,[103] પરંતુ હાલનું મંદિર મરાઠા કાલનું છે.

**પાવાગઢ પરનું કાળકા માતાનું મંદિર** આ મંદિર પાવાગઢના શિખરની ટોચ ઉપર આવેલું છે. મંદિરની બાંધણી નાની અને સાદી છે. ગર્ભગૃહમાં ડાબી બાજુએ મહાકાળીની મૂર્તિ અને જમણી બાજુએ બહુચરા માતાનું યંત્ર છે, વચમાં કાલિકા માતાની મૂર્તિના મુખ ભાગ છે રંગમંડપ ઉપર ઘૂમટ છે[103અ]

**આરાસુરી અંબાજીનું મંદિર** આ સાદા આરસનું નાનું મંદિર છે. ગર્ભગૃહ ૬·૧×૬·૧ મીટર લાંબુપહોળું અને ૬ મીટર ઊંચું છે. મંદિર જાણે કોઈ કિલ્લેબંધી ગઢમાં આવ્યું હોય એવું જણાય છે. દરવાજેથી સહેજ આગળ જતાં ખુલ્લો ચોક આવે છે ને એની આગળ મંડપ છે. ગર્ભગૃહમાં માતાજીનો ગોખ છે તેમાં વીસોયંત્ર સ્થાપેલ છે. ઉપગત માતાજીનો શૃંગાર એવી રીતે કરવામાં આવે છે કે એમાં એમની પ્રતિમાનો ભાસ થાય છે યંત્રની પાછળ કાળા પથ્થરની અલ્પમૂર્ત પ્રતિમા પણ છે. મંદિરના સ્તંભો પર ૧૫મી–૧૬મી સદીના લેખ કોતરેલા છે.[104]

**શામળાજીનું ગદાધર મંદિર**. શામળાજી(તા ભિલોડા, જિ સાબરકાંઠા)નું ગદાધર મંદિર (આ. ૩૧) ગુજરાતભરમાં જાણીતું છે. આ મંદિર ૧૦૯' × ૭૬' (૩૩·૨ × ૨૩·૧ મીટર) લાંબું પહોળું અને લગભગ ૬૨' (૧૮·૯ મીટર) ઊંચું છે. મંદિર મોટી જગતી પર બાંધેલું છે જગતીની ઉત્તર બાજુએ મોટો બલાનક છે, એની બંને બાજુએ એકેક મોટો હાથી કંડારેલ છે. મૂળ મંદિર ગર્ભગૃહ અંતરાલ પ્રદક્ષિણાપથ અને મંડપનું બનેલું હતું, આગળ જતાં એમાં થોડા ફેરફાર કરાયા છે. ગર્ભગૃહની ભિત્તિઓમાં ભદ્ર, પ્રતિરથ અને કર્ણના પ્રલંબ કાઢેલા છે. ગર્ભગૃહની ભિત્તિ અંદરની બાજુએ તદ્દન સાદી છે, જ્યારે બહારની બાજુએ એ થરો અને શિલ્પોથી અલંકૃત છે. ગર્ભગૃહની દીવાલની અંદરની બાજુમાં કુંભો કલશ કેવાલ માચી જંઘા ઉદ્‌ગમ ભરણી શિરાવટી અને કેવાલના ભાગ નજરે પડે છે જંઘામાં દરેક ભદ્રમાં ગોખલો છે, પણ એ ખાલી છે ગોખલાની ઉપરના ઉદ્‌ગમ પર પ્રલિકાતોરણ છે એમાં પૂર્વ ભિત્તિમાં વૈષ્ણવ દેવતાની ને દક્ષિણ ભિત્તિમાં પાર્વતીની પ્રતિમા છે. પ્રદક્ષિણાપથ ભિત્તિથી આવૃત છે. મંદિરનું મહાપીઠ ભિટ્ટ જાડચકુંભ કર્ણ અંતરાલ કેવાલ ગ્રાસપટ્ટી ગજથર અને નરથરથી વિભૂષિત છે. મહાપીઠ પરના

મંડોવરમાં નીચેથી ઉપર જતાં ખુર કુંભો કલશ કેવાલ માચી જંઘા ઉદ્દગમ ભરણી માચી જંઘા ઉદ્દગમ ભરણી માતરણ (મત્તવારણ) અને મહાકેવાલના થર આવે છે. મંડપ મૂળમાં ખુલ્લો હતો, હાલ એને ભિત્તિઓથી આવૃત કરેલો છે. મૂળ મંડપમાં રાજસેન વેદિકા આસનોત (આસનપટ્ટ) કક્ષાસન છાદ્ય વગેરે ભાગ પડતા હતા. મંડપમાં ઉપલા બે મજલા પણ છે, જેમાં ઊંચાઈ અને સ્તંભસંખ્યા ઘટતી જાય છે. ત્રીજા મજલાની ઉપર મંદિરના મંડપનું મુખ્ય વિતાન છે. આ ઉદિત વિતાન છે તે એમાં કોલ–કાચલા અને ગવાક્ષનાં રેખાંકન કરેલાં છે. એના રૂપકંઠમાં ૧૬ વિદ્યાધરોની પૂતળીઓ છે. ટોચમાં પદ્મશિલા છે. મંદિરના બીજા ભાગોમાં આવેલા વિતાનો પૈકી કેટલાક સમતલ અને કેટલાક ઉદિત પ્રકારના છે. આ વિતાનોની બહારની બાજુના છાવણ ઘૂમટના સાદા ઘાટનાં છે, એના પર સામરણવાળાં સુંદર રેખાંકન કાઢેલાં નથી. ઘૂમટની ઉપર કલશ અને અંડક છે. છાદ્યના ઉપલા ભાગ પર વાઘ હાથી અને મિશ્ર ચોપગાના બાવલાં છે. શિખરની આગળ શુકનાસ છે મુખ્ય શિખરની આસપાસ ત્રણ ઉરુશૃંગ છે ને દરેક કર્ણ પર પણ એટલાં ઉરુશૃંગ છે. દરેક ભદ્ર પર રથિક ગવાક્ષ છે ને એમાં ઉલિકાતોરણ અને સ્તંભોના પરિકરમાં દેવની મૂર્તિ બિરાજે છે. એના છાદ્યમાં સામરણો અને ઉરુશૃંગો નજરે પડે છે.

શુકનાસમાં શિખરની અંદર જવાનું પ્રવેશદ્વાર છે. એની ઉપર ગવાક્ષ ઘાટનો ઉદ્દગમ છે ને એની ઉપર સિંહ બેસાડેલો છે. શિખરની અંદર પ્રદક્ષિણા-પથ છે ને એની મધ્યમાં નાનો ખંડ છે, જેમાં નાનો ઘૂમટ છે. શિખરની રેખા શિખાંતા છે ને શિખર પર આમલસાર કલશ અંડક વગેરે છે. અગ્નિ-ખૂણામાં ધ્વજ મૂકેલો છે. સભામંડપમાં અનેક સ્તંભ આવેલા છે. એના મુખ્ય ભાગ ચોરસ છે ને એના પર ખચકા કાઢેલા છે. ક્યારેક એ અષ્ટભુજ કે વૃત્ત આકાર પણ ધારણ કરે છે. નીચલા અને વચલા મજલાનું પ્રવેશદ્વાર સપ્તશાખ છે, જ્યારે ઉપલા મજલાનુ ત્રિશાખ છે. ગર્ભગૃહની અંદર ચતુર્ભુજ વિષ્ણુના ત્રિવિક્રમ-સ્વરૂપની પ્રતિમા સ્થાપેલી છે. મંદિરની દીવાલ પર તેમજ ગરુડની પ્રતિમા પર વિ.સં.ની ૧૭મી સદીના લેખ કોતરેલા છે, તે ઈ.સ. ૧૫૯૪ થી ૧૬૩૩ના છે. મંદિરનુ નિર્માણ એ પહેલાં ૧૫ મી–૧૬ મી સદી દરમ્યાન થયુ ગણાય છે[૧૦૫]

**અમદાવાદનું ચિંતામણિ પાર્શ્વનાથનું મંદિર** અમદાવાદની પૂર્વે આવેલા સરસપુર પરામાં શાંતિદાસ ઝવેરીએ બાદશાહ જહાંગીરના રાજ્યકાલ દરમ્યાન ચિંતામણિ પાર્શ્વનાથનું મંદિર બંધાવેલું. જર્મન પ્રવાસી મેન્ડેલ્સ્લોએ

૧૬૩૮ માં અમદાવાદની મુલાકાત લીધી ત્યારે એણે અમદાવાદના જોવાલાયક સ્થળોમાં ગણનાપાત્ર એવા આ મંદિરની મુલાકાત લઈ પોતાની પ્રવાસ-નોંધમાં એનું નિરૂપણ કર્યું છે. આ મંદિર હાલ નામશેષ હોઈ આ નિરૂપણ ઘણું ઉપયોગી નીવડયું છે. એમાં આ મંદિરને 'વાણિયાઓનું મુખ્ય મંદિર' અને "નિઃશંક રીતે, જોવા મળતા સર્વોત્તમ બાંધકામોમાંનું એક' ગણાવ્યું છે ને એણે નોંધ્યું છે કે શાંતિદાસ ઝવેરી, જે હજી હયાત છે, તેમણે બંધાવેલું આ નવું મંદિર છે. આ મંદિર પાષાણના પ્રાકારથી આવૃત મોટા ચોગાનની વચ્ચે આવેલું હતું. પ્રાકારની અંદર દીવાલને અડીને ચારે બાજુ ભમતી હતી, જેની અંદર ઘણી દેવકુલિકા હતી. દરેક દેવકુલિકામાં સફેદ કે કાળા આરસની પ્રતિમા હતી આ પ્રતિમાઓ નિર્વસ્ત્ર અને પદ્માસનમાં બેઠેલી હતી.[૧૦૬] કેટલીક દેવકુલિકાઓમાં મુખ્ય પ્રતિમાની બે બાજુએ એકેક નાની પ્રતિમા પણ હતી.[૧૦૭] મંદિરના પ્રવેશસ્થાને કાળા આરસના જીવન-કદના બે હાથી નજરે પડતા, તેઓમાંના એક પર મંદિર બંધાવનારની પ્રતિમા બિરાજતી. મંદિરની દીવાલો મનુષ્યો અને પ્રાણીઓની શિલ્પકૃતિઓથી વિભૂષિત હતી. મંદિરની પાછલી બાજુએ ત્રણ દેવાલય હતા, જેના ગભારાઓને લાકડાની વંડીઓ વડે એકબીજાથી અલગ પાડેલા હતા. આ દેવાલયોમાં તીર્થંકરોની આરસ-પ્રતિમાઓ સ્થાપેલી હતી. વચલા દેવાલયમાં પ્રતિમાની આગળ પ્રગટેલો દીપ હતો. મંદિરનો એક પૂજારી ભક્તો પાસેથી પ્રતિમા માટેનાં પુષ્પ, દીપ માટેનું તેલ અને હવન માટેનાં ઘઉં તથા નિમક લેવામાં રોકાતો. એ મોં પર મુહપત્તી બાંધતો.[૧૦૮] આ મંદિરને લગતી ૮૬ શ્લોકોમાં રચેલી પ્રશસ્તિ શિલાલેખરૂપે જડેલી હતી તેમાં એ મંદિર શાંતિદાસ શેઠે અમદાવાદ પાસે (સરસપુરની વાયવ્યમાં) બીબીપુરમાં બંધાવ્યું હોવાનું જણાવેલું છે. મંદિરની ભમતીમાં બાવન જિનાલય હતા. મંદિરને છ મંડપ હતા. મંદિર બંધાવવાનો આરંભ સં. ૧૬૭૮ (ઈ.સ ૧૬૨૨)માં થયેલો ને એની પ્રતિષ્ઠા સં. ૧૬૮૨ (ઈ.સ ૧૬૨૬)માં થઈ હતી. એની આ પ્રશસ્તિ સં. ૧૬૯૭ (ઈ.સ ૧૬૪૧)માં રચાઈ હતી.[૧૦૯]

શાહજાદા ઔરંગઝેબે ગુજરાતની સૂબાગીરી દરમ્યાન ઈ.સ. ૧૬૪૪માં આ મંદિરને તોડી મસ્જિદમાં ફેરવવા ફરમાવ્યું ને એને 'કુવ્વત-ઉલ્-ઇસ્લામ' (ઇસ્લામનું કૌવત[૧૧૦]) એવું નામ આપવામાં આવ્યું.[૧૧૧] એમાંની બે આરસ-પ્રતિમા, જે દરેક સો-સો મણના વજનની હતી, તેને શાંતિદાસે છાનીમાની ભોંયરામાં દાટી દીધી હતી[૧૧૨] ઈ.સ ૧૬૬૬ માં અમદાવાદની મુલાકાતે આવેલ ફ્રેન્ચ પ્રવાસી થેવેનો નોંધે છે કે શાંતિદાસનું દેરાસર અમદાવાદનું મુખ્ય દેરાસર

હતું. ઔરંગઝેબના ફરમાનથી એમાં ગોવધ કરીને એને ભ્રષ્ટ કરવામાં આવ્યું હતું ને પછી મસ્જિદમાં ફેરવવામાં આવ્યું હતું. એને ફરતી ભમતીની દેરીઓનું વર્ણન કરી એ જણાવે છે કે એનો અંદરનો ભાગ સુંદર છે, એની દીવાલો માણસો અને પશુઓની શિલ્પકૃતિઓથી ભરપૂર છે, પણ એનાં નાક તોડી નાખવામાં આવ્યાં છે[113] એ અરસામાં અમદાવાદની મુલાકાતે અનેક વાર આવેલ ફ્રેન્ચ પ્રવાસી ટેવર્નિયરે પણ મંદિરમાંથી મસ્જિદમાં ફેરવાયેલ આ બાંધકામનું વર્ણન કર્યું છે. એ નોંધે છે કે એનો બહારનો ભાગ મોઝેક(જડાવકામ)થી વિભૂષિત છે, જેમાંનો મોટો ભાગ ખંભાતથી મેળવેલા વિવિધ રંગના અકીકોનો બનેલો છે[114]

બાદશાહ શાહજહાંએ થોડા જ વખતમાં-૧૬૪૬ માં ગુજરાતના સૂબેદાર તરીકે શાઈસ્તખાનની નિમણૂક કરી. આ ઇમારત બીજા માણસની માલિકીની હોઈ ઇસ્લામના કાનૂન મુજબ મસ્જિદ તરીકે વાપરી શકાય નહિ એવી મુલ્લા અબ્દુલ હકીમે ફરિયાદ કરતાં બાદશાહે શાઈસ્તખાનને ફરમાવ્યું કે આ ઇમારત શાંતિદાસની હોઈ ઔરંગઝેબે એમાં કરાવેલી મહેરાબ કાઢી નાખવો ને એ ઇમારત શાંતિદાસને સોંપી દેવી, પરંતુ આ ફરમાનનો અમલ થઈ શકે એ પહેલાં શાઈસ્તખાનની બદલી થઈ ગઈ. ૧૬૪૮ માં એની જગ્યાએ શાહજાદા દારા શીકોહની નિમણૂક થઈ. એણે પોતાના નાયબ ગૈરતખાનને તરત જ ફરમાવ્યું કે મહેરાબ ત્યાં રહેવા દઈ એની પાસે દીવાલ બંધાવવીને ઇમારતનો બાકીનો ભાગ શાંતિદાસને મંદિર તરીકે વાપરવા સોંપી દેવો, ત્યાં રહેના ફકીરોને કાઢી મૂકવા ને જે વહોરાઓ મંદિરમાંથી જે સામગ્રી લઈ ગયા છે તે એમની પાસેથી પાછી મેળવી શાંતિદાસને પાછી આપવી[115]

પરંતુ આ ઇમારત પછી ન મંદિર તરીકે વપરાઈ કે ન મસ્જિદ તરીકે ચાલુ રહી વેરાન ઇમારત તરીકે એ કાળબળે ખંડેર થતી ગઈ ને આસપાસના લોકો પણ એ ખંડેરમાંની સાધન-સામગ્રી લઈ જતા રહ્યા બાદશાહ મુહમ્મદશાહના સમયમાં શાંતિદાસના વંશજોએ બાદશાહની મંજૂરી લઈ ઈ.સ ૧૭૪૩ મા આ દેરાસરના ભોંયરામાંની પ્રતિમાઓ અમદાવાદ શહેરમા ખસેડી ત્યાં જૈનોએ બંધાવેલા દેરાસરના ભોંયરામાં સ્થાપી.[116]

૧૯ મી સદીના મધ્યમા મગનલાલ વખતચંદ 'અમદાવાદનો ઇતિહાસ'માં નોંધે છે કે આ દેરાનો ઘાટ હઠીસિંહના દેરા જેવો છે, પણ આ દેરું ઉત્તરાભિમુખ છે. દેરાના ઘૂમટમાં ઉત્તમ પૂતળીઓ હતી. એના ખંડેરનો ટેકરો સરસપુરથી વાયવ્યે આવેલો હતો તે ગભારાના પાછલા ભાગની નાની નિશાની સિવાય બીજું કંઈ મોજૂદ રહ્યું નહોતું એમાંની ત્રણ મૂર્તિ ઝવેરીવાડામાં આદીશ્વર

મંદિરના ભોયરામા અને મૂળનાયકની મૂર્તિ ઝવેરીવાડામાં સૂરજમલના દેરામાં બેસાડી છે[117] હાલ આ ભવ્ય મદિર તદ્દન નામશેષ છે.

ઔરંગઝેબની સૂબેદારીમા અમદાવાદના આ સુદર દેરાસરનો નાશ થયો. એ એક અપવાદ છે, પરતુ એકદરે જોતાં તો સલ્તનત કાલની સરખામણીએ મુઘલ કાલમા એવા બનાવ ભાગ્યેજ બન્યા છે. મુઘલ અમલ દરમ્યાન એકદરે સુખશાંતિ હતા ને તેથી આ કાલ દરમ્યાન ગુજરાતમાં મોટાં પ્રાચીન દેવાલયોનો જીર્ણોદ્ધાર કરવાની તથા કેટલાંક નવા મોટાનાના દેવાલય બંધાવવાની પ્રવૃત્તિ ઠીક પ્રમાણમાં થતી હતી એવુ ઉપર આપેલ આ કાલનાં દેવાલયોની યાદી તથા એમાંના કેટલાક દેવાલયોના નિરૂપણ પરથી સ્પષ્ટ થાય છે

## ૩. ઇસ્લામી સ્થાપત્ય

આ કાલમાં અગાઉ સલ્તનત કાલમા બધાયેલી મસ્જિદોનો નમાઝ પઢવા માટે અને પીરોના મકબરા ને રોજાનો દુવા માટે ઉપયોગ ચાલુ રહ્યો. ઉપરાંત જ્યાં જ્યા નવા મુસ્લિમ વસવાટ વસ્યા ત્યા ત્યા નવી મસ્જિદો બધાઈ. આ સમયના નામાંકિત સતો અને સરદારોની કબરો પર મકબરા બધાયા વળી મકબરો અને મસ્જિદ ધરાવતા કેટલાક રોજા પણ બધાયા

પ્રસ્તુત કાલમા અમદાવાદ સુરત પાટણ ભરૂચ ખંભાત પેટલાદ કડી વડોદરા ધોધા વસાવડ વીજાપુર નવસારી મહેસાણા જામનગર વીરમગામ દાહોદ જૂનાગઢ અમરેલી ભૂજ વેરાવળ કુતિયાણા વગેરે સ્થળોએ મસ્જિદો મકબરા અને રોજા બધાયાનુ અભિલેખોમાંથી જાણવા મળે છે.[118]

આ કાલના ઇસ્લામી સ્થાપત્યમાં અગાઉની જેમ હિદુ મદિરો તોડીને એના અવશેષોમાથી ઇમારતો બધાયાના દાખલા વિરલ છે. સિદ્ધપુરમા પ્રાચીન રુદ્રમાળના ખડેરમાં બંધાયેલી મસ્જિદ એ એનો એક વિરલ દાખલો ગણાય. મોટે ભાગે નવાં સાધનોથી ઇમારતો બની છે

પ્રસ્તુત કાલના બાધકામમા પથ્થરનો ઉપયોગ ઘણો ઘટી ગયો ને ઈંટ અને ચૂનાનો પ્રયોગ વધ્યો; અલબત્ત, મસ્જિદમા મહેરાબ બનાવવા માટે પથ્થરનો પ્રયોગ થતો રહ્યો. રચના પરત્વે હવે સ્તભો પર પાટલી મૂકીને એના પર છત ટેકવવાની સલ્તનતકાલીન પદ્ધતિનું સ્થાન કમાનાકાર પદ્ધતિએ લીધું. આ પદ્ધતિમાં સ્તભો અને પાટડાઓને કમાનાકારે જોડી દેવાથી બનતા ચોકઠાંઓ પર છત ટેકવાતી. આવી કમાનોની યોજનાથી ઇમારતની મડપરચના આકર્ષક બનતી.

મુઘલ કાલમાં કેટલાક સતો અને સરદારો બહારથી આવી ગુજરાતમાં વસેલા, તેઓ પોતાને મનપસદ બાધકામ કરાવવા માટે બીજા પ્રદેશોમાથી ઇજનેરો બોલાવતા. મસ્જિદ કે મકબરાના આવશ્યક ભાગોની બાબતમા તેઓ ખાસ ફેરફાર કરી શકતા નહિ, પણ મડપરચના અને એના પરના ઘૂમટની રચનામાં એમની પ્રિય શૈલીઓ પ્રયોજાતી, આથી આ કાલની મસ્જિદો અને મકબરાના ઘૂમટોમા ગોળાર્ધ જમરૂખ અને અર્ધઅડ જેવા ઘાટ વિશેષ પ્રચલિત થયા છે. ઘૂમટના ઘાટ પરત્વે સલ્તનતકાલીન ડુગળી ઘાટ કોઈ કોઈ જગ્યાએ જળવાયો છે, જેમકે અમદાવાદમાં ખાનપુરમાં આવેલી વજીહુદ્દીનની દરગાહ પરનો મુખ્ય ઘૂમટ આ ઘાટ ધરાવે છે, પણ આવા દાખલા જૂજ છે.

ભારતમા અન્યત્ર મુઘલ સ્થાપત્યમા ઈરાની શૈલીના ભવ્ય દરવાજા, ઊચી કમાનો અને ઉપરના ભાગમા છત્રીઓ કાઢીને ઇમારતની ભવ્યતા અને મનોહરતામાં વધારો કરવામા આવતો ગુજરાતની આ કાલની કેટલીક ઇમારતોમા પણ આવો પ્રયત્ન થયેલો નજરે પડે છે.

અગાઉને મુકાબલે ઇમારતોમા મિનારા કરવાનો ચાલ ઘણો ઘટી ગયેલો જોવા મળે છે. જે કાઈ થોડા મિનારા બન્યા છે તેઓમાંના ઘણાખરા નક્કર બનેલા છે, જે ઉપયોગિતાને સ્થાને સુશોભન માટે બનાવેલા હોવાનુ સ્પષ્ટ જણાય છે.

સલ્તનત કાલના ઇસ્લામી સ્થાપત્યને મુકાબલે મુઘલકાલીન સ્થાપત્ય ઊતરતી કક્ષાનુ જણાય છે. એમાં પૂર્વકાલીન પ્રશિષ્ટ સ્થાપત્ય-શૈલી સાથે અનુસધાન જળવાયુ નથી જોકે આ કાલની કેટલીક ઇમારત ભવ્ય બની છે, પણ સલ્તનત-કાલીન ઇમારતોમાં વિવિધ રૂપાકનોને લઈને જોવા મળતી મનોહરતાનો અહીં અભાવ વરતાય છે. કોઈ કોઈ મકબરાની પડદીઓની જાળીઓમા ભૌમિતિક અને ફૂલવેલની ભાત જોવા મળે છે, પરતુ એનુ કલાકૌશલ ઉત્તમ કક્ષાનુ નથી.

મુઘલકાલીન ઇસ્લામી ઇમારતો પૈકી કેટલીકનુ વર્ણન પ્રકાશિત થયુ છે તેની નોંધ અહી પ્રસ્તુત છે

**વડોદરાનો કુત્બુદ્દીન મુહમ્મદખાનનો મકબરો** ગુજરાતના છેલ્લા સુલતાન મુઝફ્ફરશાહ ૩ જાના હુકમથી ઈ સ ૧૫૮૩ માં જેમનો વધ કરવામા આવેલો તે કુત્બુદ્દીન મુહમ્મદખાન મહાન સંત હતા. અકબરના દૂધભાઈ મીરઝા અઝીઝ કોકાના એ કાકા હોવાથી બાદશાહ અકબરના નિકટના પરિચયમાં આવેલા. વડોદરામાં એમની કબર ઉપર મકબરો કરવામા આવેલો છે. આ ઈટેરી મકબરો મકરપુરા

પૅલેસ તરફ જવાના રસ્તા પર આવેલો છે. ઊંચા પીઠ પર બાંધેલો મકબરો આકારમાં અષ્ટકોણ છે. આ મકબરો તત્કાલીન દિલ્હીના મકબરાઓને મળતો આવે છે. એમા ગુજરાતના પ્રાચીન મકબરાઓ જેવી ભવ્યતા જોવા મળતી નથી એમા એ સંત ઉપરાંત એમના પુત્ર નવરંગખાન (જે અકબરના સમયમાં ગુજરાતમા ઊંચો હોદ્દો ધરાવતો હતો, તે)ની પણ કબર છે

વડોદરા મુસ્લિમ શાસન સાથે સંકળાયેલુ હોવાનું સૂચવતુ આ અગત્યનુ સ્મારક છે. આ મકબરાના નિભાવ અર્થે દાતેશ્વર ગામની આવક આપવામા આવેલી હતી અને એનો વહીવટ વડોદરાના સૈયદ બદુદ્દીન કરતા હતા.[૧૧૯]

**અમદાવાદનો મીર અબૂ તુરાબનો રોજો** આ રોજો જમાલપુર દરવાજા બહાર બહેરામપુરા વિસ્તારમાં આવેલો છે. અકબરની સેવામા લગભગ ૨૦ વર્ષ ગાળનાર મીર અબૂ તુરાબનું અમદાવાદમાં ઈ સ. ૧૫૯૭ માં અવસાન થતા અબૂ તુરાબે પોતે પોતાને માટે બંધાવી રાખેલા મકબરામા એનો દફનાવવામા આવ્યો.

આ રોજામા મકબરો અને મસ્જિદ બંને ઇમારતો હતી, પરંતુ મસ્જિદનો બિલકુલ નાશ થયો છે. મકબરો (આ. ૩૨) ૧૨.૫ મીટર ચોરસ પીઠ પર ઊભો છે. એમા પ્રત્યેક બાજુ ફરતા છ–છ સ્તંભ ગોઠવી કુલ ૨૦ સ્તંભ વડે ખંડ રચેલો છે આ ખંડને મધ્યમાંથી બીજા ૧૨ સ્તંભ ટેકો આપે છે. બધા જ સ્તંભો વડે ઉપરથી કમાનો રચાય છે. એમા ચારે બાજુ ફરતી કમાનો પૈકી દરેક બાજુ પાંચ–પાંચ ઊંચી કમાનો બની છે. દક્ષિણ બાજુએ બે સ્તંભ વધારીને ચોકી કાઢેલી છે. ખંડની છત અંશતઃ સપાટ અને બાકીનામા આઠ નાના ઘૂમટવાળી છે મધ્યના ૧૨ સ્તંભો વડે રચાની કમાનો વચ્ચે અગાઉ પથ્થરની જાળીદાર પડદીઓ ભરેલી હતી, પરંતુ એ બધી તૂટી ગઈ છે. એ મધ્યની કમાનો ઉપર બીજા સ્તંભ ગોઠવી, એક માળ જેટલી ઊંચાઈ વધારી એના પર અંશત સપાટ છત અને બરાબર મધ્યમા મોટો અર્ધવૃત્તાકાર ઘૂમટ કરેલો છે. ઉપર લીધેલ માળવાળા ભાગને ફરતી જાળીના અવશેષ જોવા મળે છે ઘૂમટ અંદરથી સાદો છે. મકબરાની ફરસમા ઘણી જગ્યાએ ખાડા પડી ગયા છે મધ્યની મુખ્ય કબરની બંને બાજુ એક એક અને મંડપના રવેશમાં બીજી બે મળીને કુલ પાચ કબર છે

રચના પરત્વે આ મકબરો સાદો છતાં સુ-આયોજિત હોવાથી પ્રભાવશાળી લાગે છે એમાં પણ એને ચારે બાજુ ફરતી પ્રત્યેક બાજુ ત્રણ પહોળી અને તેઓની વચ્ચે બે સાંકડી કમાનોની સુસંવાદી રચના કરી છે, જે મનોહર છે. ગુજરાતના મુઘલકાલના આરંભમા આ સ્થાપત્યમા સ્થાનિક મુસ્લિમ સ્થાપત્યના શૈલીનો કેટલેક અંશે સમન્વય જોવા મળે છે.[૧૨૦]

**થરાદનો અમીર બેગનો મકબરો** થરાદ (જિ. બનાસકાંઠા)મા આવેલો અમીર બેગનો મકબરો ઈ.સ. ૧૬૦૨ માં બંધાયો હતો. આ સફેદ આરસથી બાંધેલો છે મધ્યની કબર ઉપર ફરતો એક જ પંક્તિનો ૧૫ ફૂટ (૪.૬ મીટર) લાંબો ફારસી લેખ કોતરેલો છે[૧૨૧]

**અમદાવાદનો શેખ વજીહુદ્દીનનો રોજો** આ રોજો ખાનપુરમા આવેલો છે. મૌલાના વજીહુદ્દીન નામના સૂફી સંત ચાંપાનેરના વતની હતા. ઈ.સ. ૧૫૩૭થી તેઓ અમદાવાદમાં આવી વસેલા. એમણે અહીં મદ્રેસા સ્થાપેલી. તેઓ 'અલવી' ઉપનામથી સાહિત્યરચના પણ કરતા એમનું ઈ.સ. ૧૫૮૯ માં અવસાન થતાં એમના નિવાસસ્થાન પાસે જ એમને દફનાવવામાં આવેલા. એમની કબર પર ગુજરાતના સૂબેદાર મુર્તઝાખાને (ઈ.સ ૧૬૦૬-૧૬૦૯) ભવ્ય રોજો બંધાવેલો, રોજામાં મસ્જિદ અને હોજ સંત વજીહુદ્દીનના પૌત્ર શેખ હૈદરે કરાવ્યાં હતાં. બાદશાહ જહાંગીરે આ સ્મારકની મુલાકાત લીધી હતી અને શેખ હૈદરને ભેટસોગાદો આપી હતી[૧૨૨]

શેખની દરગાહ અને મસ્જિદને ફરતો ઊંચી દીવાલનો કોટ કરેલો છે. દરગાહ (આ. ૩૩) કુલ વિસ્તારનો અડધોઅડધ ભાગ રોકે છે ને એ પશ્ચિમ બાજુએ આવેલ છે. દરગાહ ઊંચા પીઠ પર બાંધેલી છે. એમા બંને બાજુથી દાખલ થવા માટે બે બે મુખ્ય પ્રવેશદ્વાર કરેલા છે એ પ્રવેશદ્વારોનાં મથાળાં ચોખંડ છે. એ દ્વારો સુધી પહોંચવા માટે ત્રણ પગથિયા કરેલાં છે આ ઉપરાત બંને બાજુએ બીજાં ચાર ચાર પ્રવેશદ્વાર છે, જેઓનાં મથાળા કમાનાકાર છે. ત્યા સુધી પહોંચવા પગથિયા કરેલા નથી. તેઓનો ઉપયોગ સંભવતઃ બારીઓ તરીકે થતો હશે. દરગાહ અંદરની બાજુથી ૩૦॥×૫૮॥ ફૂટ (૯.૩×૧૭.૮મીટર) છે. ફરસની બંને બાજુએ પાંચ પાંચ સ્તંભોની બે હરોળ છે. મુખ્ય ઘૂમટની નીચે શેખ વજીહુદ્દીનની કબર છે, જયારે એના અગ્નિ ખૂણામાં શેખનાં સગાઓની બીજી નવ કબર છે. મુખ્ય કબર આરસની છે તેની ફરતો ફરસનો અરધો વિસ્તાર ઈંટોથી છાયેલો છે. સ્તંભોથી ટેકવાયેલ છતમાં ૧૮ ચોરસ ભાગ પાડેલા છે તે પૈકીના ૧૩ ભાગ પર નીચા કદના ઘૂમટ કરેલા છે. શેખ વજીહુદ્દીનની કબર ઉપર ચોરસ ઘાટનો ઊંચો મિનારો કરેલો છે. એ મિનારામાંથી પ્રત્યેક બાજુએ અગાસી પર પડતી એક એક બારી છે. એ મિનારાના છાવણની મધ્યમા બહુકોણ પડઘી કરી એના ઉપર ડુંગળી ઘાટનો ઘૂમટ કરેલો છે. મિનારા અને પડઘીને કારણે આ ઘૂમટ વધારે પડતો ઊંચો થઈ ગયો છે અને એ પ્રચલિત પદ્ધતિ અનુસાર મકબરાની બરોબર મધ્યમાં કરવો જોઈએ એને બદલે એક બાજુએ કરેલો છે, આમ છતા સમગ્ર આયોજન

પ્રશંસાપાત્ર છે. દરગાહની બંને બાજુઓની જાળીઓ પરનાં ભૌમિતિક ફૂલવેલનાં રૂપાંકન મનોહર છે અકબર પછી ઇસ્લામી સ્થાપત્યક્ષેત્રે ગુજરાતમાં આવેલી હ્રાસોન્મુખ સ્થિતિમાં આ સુંદર ઇમારત અનોખી ભાત પાડે છે.[૧૨૪]

**ભરૂચની મદ્રેસા મસ્જિદ** મુર્તઝાખાને ભરૂચમા ૧૬૦૯ માં મદ્રેસા મસ્જિદ બંધાવી હતી, જે સિવિલ હૉસ્પિટલ પાસે આવેલી છે. એની ફરસ આરસની છે. સ્તંભની કુંભીઓ સાગના લાકડાની છે. એના બે ફારસી અભિલેખ જાળીદાર બારીઓના ઉપલા ભાગમાં લાકડાની તકતીઓ પર કોતરીને ચોડેલા છે એમા મસ્જિદનું નામ 'મસ્જિદે કાઝી' અપાયુ છે. આ મસ્જિદનો મૌલાના ઈસાક[૧૨૫] નામના વિદ્વાને ૧૭ મી સદીમા શિક્ષણ માટેની મદ્રેસા તરીકે ઉપયોગ કરેલો, તેથી એ 'મદ્રેસા મસ્જિદ' તરીકે પ્રખ્યાત થઈ છે[૧૨૬]

**સુરતની ખ્વાજા દાના સાહેબની દરગાહ** આ દરગાહ ૧૭ મી સદીના પ્રારંભમા બંધાયેલી છે દરગાહની બહુકોણ ઇમારતના બહારના ભાગમાં દીવાલોમાં મોટા ગવાક્ષ કાઢેલા છે. કમાનયુક્ત સ્તંભોથી ટેકવાયેલ અગાસીને ફરતા નાના કાંગરા કાઢેલા છે. આ દરગાહનો ૧૦૫ ફૂટ (૩૨ મીટર) ઊંચો મિનારો નાખુદા અહમદે ઈ.સ. ૧૬૧૧ માં બંધાવેલો, જ્યારે મુખ્ય દરગાહનો ઘૂમટ પાટણના હાકેમ અબ્દુલ્લાખાને ઈ.સ.૧૬૩૬ મા બંધાવેલો આમાંનો મિનારો ઈ.સ.૧૭૮૨ મા પડી જતા એ મીર ગુલાલ બાબાખાને નવેસરથી બંધાવેલો આ દરગાહની સમીપે અબ્દુલ્લાખાને એ ઈ.સ ૧૬૩૬ મા એક મસ્જિદ પણ બંધાવેલી[૧૨૭]

**સુરતની એદ્રુસ સાહેબની દરગાહ** ઈ સ ૧૬૨૧ મા સૈયદ મહમદ એદ્રુસ વફાત પામતા એમની કબર પર નાની દરગાહ કરવામા આવેલી. આ કબર પર ઈ સ ૧૬૩૯ માં જાહેદ બેગે મોટી દરગાહ કરાવી ઊંચો અર્ધવૃત્ત ઘૂમટ ધરાવતી આ ઇમારત એના ૮૦ ફૂટ (૨૪·૪ મીટર) ઊંચા[૧૨૮] મિનારાને કારણે ભવ્ય લાગે છે. દરગાહની સમ્મુખ હોજ કરેલો છે.

**સિદ્ધપુરની જામી મસ્જિદ** આ મસ્જિદ રુદ્રમાળના ૧૧ રુદ્રાલયો પૈકીના ત્રણના ગર્ભગૃહોના મંડપ આવરી લઈને ઈ.સ ૧૬૪૫ મા શાહજાદા ઔરંગઝેબના જમાનામા બંધાઈ હતી (આ ૩૪) એ ત્રણ ગર્ભગૃહોની આગળના મંડપ દૂર કરી મસ્જિદનો લિવાન કરેલો છે. સ્તંભો પરના શિલ્પ કાળજીપૂર્વક ટોચી નખાયાં હોવા છતા હજી પણ દેખાય છે મસ્જિદના લિવાનના મધ્ય ભાગનું છાવણ ૨૮ ફૂટ (૮·૫ મીટર) લાંબુ અને ૨૧ ફૂટ (૬·૪ મીટર)ઊંચુ છે. એ એની બે બાજુની પાખોને મુકાબલે એ ઊંચુ છે. બંને બાજુની પાખોનાં છાવણ

૧૫ ×૧૫ ફૂટ (૪.૬×૪.૬ મીટર) ચોરસ માપનાં છે લિવાનની વચ્ચેથી ઊંચા લીધેલા છાવણ પર એક અને બને પાંખોના છાવણ પર એક એક એમ એકંદરે ત્રણ ઘૂમટ કરેલા છે. લિવાનની પશ્ચિમ દીવાલમાં મધ્યમાં પથ્થરનો મુખ્ય મહેરાબ અને એની બાજુમાં મિંબર કરેલ છે. બીજા બે મહેરાબ બંને બાજુ આવેલ ગર્ભગૃહના પ્રવેશદ્વારમાં કરેલા છે આમ મસ્જિદની દીવાલથી ત્રણેય ગર્ભગૃહો પૈકી બેના પ્રવેશદ્વાર અને મધ્યના ગર્ભગૃહનો માર્ગ બંધ થઈ ગયા છે. ગર્ભ-ગૃહોની બહારની દીવાલો અકબંધ છે. બંને પાંખોવાળા ઘૂમટની પાછળ ગર્ભગૃહ પરના શિખર જોવા મળે છે. અલબત્ત, તેઓના આમલસાર તોડી પડાયા છે. મસ્જિદની સંમુખ હોજ બનાવેલ છે, મસ્જિદના પ્રવેશ પર ચોડેલી અરસની તકતીમાં ફારસી અને દેવનાગરીમા હિ.સ ૧૦૫૫, વિ.સ ૧૭૦૨(ઈ સ ૧૬-૪૫)નો લેખ છે.[૧૨૯]

**અમદાવાદની પીરાન દરગાહ** આ દરગાહ જમાલપુર ચકલાથી પશ્ચિમે લગભગ એક ફર્લાંગ દૂર આવેલી છે. ૧૭ મી સદીના આરંભમાં બગદાદથી અમદાવાદ આવી વસેલા સંત શાહ અબ્દુલ ખલક સૈયદ અબ્દુલ કાદિરની આ દરગાહ છે. એમાં આરસની કબરને ફરતી જાળીદાર પડદીઓ કરેલી છે. આની સાથેની મસ્જિદ અલગ કોટ ધરાવે છે અને એ જૂની મસ્જિદને સ્થાને પાછળથી સાદી ઢબે બંધાયેલી ઈંટેરી મસ્જિદ છે. એની સાથે સંકળાયેલ હજરત પીરનો રોજો ઈંટેરી છે અને એ સાદા આરસની બે કબર ધરાવે છે એ કબરો પીરાન પીરના પરિવારના સૈયદ મિયાન અને સૈયદ અસ્કરી મિયાનની છે. આ બાંધકામ ૧૭ મી સદીના મધ્યનાં જણાય છે.[૧૩૦]

**અમદાવાદની હાજી સાહેબની મસ્જિદ** દરિયાપુરના લાલ બાવાના ટીંબામા હાજી સાહેબ કે હાજી શાખીની મસ્જિદ આવેલી છે. ૧૭ મી સદીના મધ્યની આ મસ્જિદ એક જમાનામા ૧,૫૬૪ ચોરસ વાર (૧,૩૦૭ ૭ ચોરસ મીટર)નો વિસ્તાર ધરાવતી હતી, પણ એમાં અનેક રહેણાક મકાન થઈ જતાં એનો વિસ્તાર લગભગ પાચમા ભાગનો જ રહી ગયો છે. આ ઈંટેરી મસ્જિદની ઈમારત બિસ્માર હાલતમાં છે.[૧૩૧]

**અમદાવાદનો શાહ અબ્દુલ વહાબ સાહેબનો રોજો** આ રોજો ખાનપુરમાં આવેલો છે એમાંની મસ્જિદ બિલકુલ નાશ પામી હોવાથી પાછળથી એને સ્થાને નવી મસ્જિદ બંધાઈ છે. મસ્જિદની પૂર્વ દિશામાં શાહ અબ્દુલ વહાબનો મકબરો છે. એમા મધ્ય ભાગમા કમાનોથી ટેકવેલ ઊંચો ઘૂમટ છે, જ્યારે એ ખંડને ફરતી રવેશ બેવડા સ્તંભોની હરોળથી યુક્ત છે. રવેશપરના છાવણમા

ન ખ્યાબધ સ્તંભોથી નાના નાના ઘૂમટ કરેલા છે. મસ્જિદની બાજુમાં ઈશાન ખૂણામાં અબ્દુલ વહાબના પિતા બ્યાસુદ્દીનની દરગાહ છે. અત્યારે તો એ દરગાહ સાદી અને ઘણી જર્જરિત છે, પણ એક જમાનામા સરસ ઇમારત હોવાનો ખ્યાલ આપે છે.[૧૩૨]

**અમદાવાદનો મુહમ્મદ અમીનખાનનો મકબરો** મુહમ્મદ અમીન-ખાનનું ૧૬૮૨ મા અમદાવાદમાં અવસાન થયું ત્યારે એ સૂબેદારના હોદ્દા પર હતો, આથી એને ભદ્રના કિલ્લામા દફનાવી એની કબર પર મકબરો કરવામાં આવેલો એનો મકબરો તેમ મસ્જિદ ભદ્રના ટાવર પાસે આવેલાં હતા એની મસ્જિદ નાશ પામી છે, જ્યારે મકબરો લાલદરવાજાના બસ સ્ટેશન પાસે બહુમાળી મકાનના ચોકમા જિલ્લા પચાયત ભવન સામે જોવા મળે છે. મકબરો નક્કર અર્ધવૃત્ત ઘૂમટ ધરાવે છે. આ ઇમારતમાં એક પણ તત્ત્વ એવું નથી જે એને સ્થાનિક હિંદુ મુસ્લિમ સ્થાપત્ય શૈલી સાથે સાંકળતુ હોય. એની મસ્જિદ પણ અપ્રમાણ અને ઊતરતી કક્ષાની હતી[૧૩૩]

**અમદાવાદનો સરદારખાનનો રોજો** ઔરંગઝેબના માનીતા સરદાર નવાબ સરદારખાનનો રોજો ખમાસા ગેટથી જમાલપુર દરવાજા તરફ જતા મુખ્ય રસ્તા પર ડાબી બાજુએ આવેલો છે આ રોજામા સરદારખાને પોતે બધાવેલી મસ્જિદ તેમ મકબરાનો સમાવેશ થાય છે. આ બને ઇમારતો એણે એના અમદાવાદના નિવાસ દરમ્યાન ઈ સ. ૧૬૦૩ પહેલા બધાવેલી. ઈ.સ. ૧૬૮૪ માં સિધના નગરઠઠ્ઠામાં સરદારખાનનું અવસાન થતા એને અહી લાવી મકબરામા દફનાવેલ. આ અગેનો એમાં ઈ.સ. ૧૬૮૪ નો અભિલેખ પણ છે.[૧૩૪]

ઊંચા કોટથી ઘેરાયેલી મસ્જિદનું પ્રવેશદ્વાર ભવ્ય છે (આ. ૩૫) પ્રવેશદ્વારની ઉપરના બે છેડાઓ પર છત્રીઓ કરેલી છે. એ છત્રીઓના છાવણનો ઘાટ મસ્જિદના ઘૂમટને મળતો કરેલો છે. મસ્જિદનું બાધકામ ઈંટોથી કરેલું છે, પણ એના લિવાનની પશ્ચિમ દીવાલનો મહેરાબ પથ્થરમાથી કાળજીપૂર્વક કોતરેલો છે. મસ્જિદના આગળના ભાગમા ત્રણ ઊંચી કમાન કાઢેલી છે અને બને બાજુ ઊંચા ચાર મજલાઓવાળો એક એક મિનારો કરેલો છે. મિનારાના નીચલા ત્રણ મજલા અષ્ટકોણ અને છેક ઉપલો મજલો વૃત્તાકાર છે. મિનારા અદરથી નક્કર રખાયા છે. મસ્જિદના લિવાનની બંને બાજુએ એક એક ઝરૂખો કાઢેલો છે મસ્જિદના લિવાન પર સરખા કદના ત્રણ ઘૂમટ કરેલા છે. જમરૂખ-ઘાટના આ ઘૂમટ અમદાવાદના મુસ્લિમ સ્થાપત્યમાં વિશિષ્ટ

ભાત પાડે છે. ઘૂમટની ટોચે પિત્તળના બીજચંદ્ર અને તારો મૂકેલ છે. આ રચના સરદારખાનના પૂર્વજ મૂલત ઈરાનના વતની હોવાનું સ્મરણ કરાવે છે.[૧૩૫]

આ નાની પણ નમૂનેદાર મસ્જિદમાં ઉપરના ભાગેથી બે ચાપ વડે અણીદાર ખૂણો બનાવતી ત્રણ સરખી કમાન, બંને બાજુના સરખી ઊંચાઈના ચાર મજલાવાળા મિનારા, સરખા કદ અને ઘાટના, પણ મિનારા કરતાં ઓછી ઊંચાઈ ધરાવતા ત્રણ ઘૂમટ અને લિવાનના બે પડખામાં કાઢેલા ઝરૂખા સંયોજનની દૃષ્ટિએ પ્રશંસાપાત્ર છે.[૧૩૬]

મકબરો ઉપર્યુક્ત મસ્જિદ સાથે સંકળાયેલ છે, પરંતુ એ અલગ કોટ ધરાવે છે આ ઇમારત ઊંચા ઈંટેરી પીઠ પર બનેલી છે. મધ્યમાં સફેદ આરસની સરદારખાનની પોતાની સુંદર કબર છે, ઉપરાંત બીજી બે કબર પણ જોવા મળે છે. કબરને ફરતા ૧૨ સ્તંભો વડે ખંડ રચ્યો છે, જેની બાજુઓને નકશીદાર જાળીઓની પડદીથી ભરી લીધી છે એને ફરતો ૨૦ સ્તંભોવાળો રવેશ છે. રવેશના બંને છેડાઓ પર નકશીદાર પડદીઓ ભરી છે. મધ્યખંડની ઉપર વિશાળ કદનો જમરૂખ-ઘાટનો ઘૂમટ કરેલો છે ને એની ટોચે ઉપર્યુક્ત મસ્જિદની જેમ પિત્તળના બીજચંદ્ર અને તારો મૂકેલા છે. આ મુખ્ય ઘૂમટને ફરતા એ જ ઘાટના પણ નાના કદના આઠ ઘૂમટો વડે રવેશનું છાવણ બનાવેલું છે.[૧૩૭]

આસપાસ ઘણાં મકાન બની ગયાં હોવાથી દૂરથી તો આજે આ ભવ્ય રોજાના ઘૂમટ સિવાય કંઈ દેખાતું નથી.

**અમદાવાદનો હઝરત મૂસા સુહાગનો રોજો**— દિલ્હી દરવાજા બહાર કૅમ્પના રસ્તે જતા રેલવે ક્રૉસિંગ પાસે આ રોજો આવેલો છે એને ફરતો કોટ કરેલો છે. કોટમાં ભવ્ય પ્રવેશદ્વાર છે. અંદરના ભાગમાં બીજો કમાનાકાર કોટ કરેલો છે તેની અંદર રોજો આવેલો છે. ઇમારત ઈંટ અને ચૂનાથી બાંધેલી છે. મસ્જિદ નીચી છે અને એના લિવાનના આગલા ભાગમાં ત્રણ કમાનાકાર પ્રવેશ કરેલા છે. આ દરગાહમાં હઝરત મૂસાની કબર ઉપરાંત બીજી ચાર કબર છે. સ્થાપત્યની દૃષ્ટિએ રોજાનું કોઈ વિશેષ મહત્ત્વ નથી, પણ ધાર્મિક દૃષ્ટિએ ઘણું મહત્ત્વ છે. મસ્જિદના કોટમાં ચંપાનું એક ઘણું પુરાણું ઝાડ છે. સંતતિ પ્રાપ્ત કરવાની ઇચ્છાવાળા ભાવિક લોકો એ વૃક્ષની ડાળીએ કાચની બંગડીઓ ભરાવે છે.

આ રોજો ૧૭ મી સદીના અંત-સમયે બંધાયો હોવાનું જણાય છે.[૧૩૮]

**અમદાવાદની શુજાતખાનની મસ્જિદ અને એનો મકબરો** સલાપોસના રસ્તેથી મીરઝાપુર જતા આ નામાંકિત ઇમારત આવે છે. એ

ઔરંગઝેબના સૂબેદાર સુજાતખાન ઉર્ફે કારતલબખાને બંધાવી હતી. કહે છે કે એણે મસ્જિદ મદ્રેસા અને પોતાનો મકબરો એ ત્રણેય ઇમારત બંધાવવા માટે ઈ.સ. ૧૬૯૨ માં પાટણથી ૨૦૦ ગાડા ભરીને આરસ મંગાવેલો,[૧૩૯] પણ એ ઇમારતો તો ઈંટોથી બંધાયેલી છે, જોકે એમાં આરસનો ઠીક ઠીક ઉપયોગ કરેલો છે.

૮૦ × ૭૦ ફૂટ (૨૪.૪×૨૧.૩ મીટર) ના ચોકની એક બાજુએ ૭૩ × ૪૧ ફૂટ (૨૨.૨×૧૨.૫ મીટર) માપની મસ્જિદ છે એની ઉત્તરે મકબરો અને દક્ષિણે ૧૪૦ ફૂટ (૪૨.૭ મીટર) ઊંડા અને પૂર્વ–પશ્ચિમ ૧૦૦ ફૂટ (૩૦.૫ મીટર) પહોળા કોટમાં વચ્ચે ખુલ્લો ચોક રાખી ફરતે મુસાફરખાના મદ્રેસા અને મહેલની ઇમારતો કરેલી હતી મસ્જિદ અને મકબરા સિવાયની ઇમારતો પાછળથી રહેણાક મકાનોમાં ફેરવી નાખવામા આવી છે (આ. ૩૬).[૧૪૦]

મસ્જિદના આગળના ભાગમા પાચ કમાન કરેલી છે. એ પૈકી મોટી કમાન ૯'–૫" (૨.૯ મીટર) પહોળી અને ૧૨'–૧૦" (૩.૯ મીટર) ઊંચી છે, જ્યારે બાકીની કમાનો ૭'–૩" (૨.૨ મીટર) પહોળી અને ૧૦ ફૂટ (૩ મીટર) ઊંચી છે. લિવાનના આગળના ભાગમા બંને ખૂણાઓ પર ચાર મજલા-વાળા અષ્ટકોણ મિનારા કરેલા છે. આ મિનારા નવાબ સરદારખાનની મસ્જિદના મિનારા જેવા છે અગાશીમા જવા માટેની સીડી દક્ષિણ દીવાલમાં કરેલી છે. સ્તંભો વડે રચાતા આઠ કમાનાકારો પર છત ટેકવેલી છે અને એના પર ૧૭ મી સદીમા ઉત્તર ભારત અને ખાસ કરીને સિંધમા જોવા મળતા ગોળ ઘાટના ત્રણ ઘૂમટ કરેલા છે.

મસ્જિદની દીવાલો અને અંદરની કમાનોમા ૭ ફૂટ (૨.૧ મીટર) ઊંચાઈ સુધી આરસ જડેલો છે અને એની ઉપરના ભાગમાં ચૂનાનુ આરસ જેવુ સફેદ ઓપદાર પ્લાસ્ટર કરેલુ છે. ફરસમા સફેદ અને પીળા આરસ વાપરેલા છે. આ પ્રકારનું આરસકામ મસ્જિદની બહારની સાદી દીવાલો સાથે વિરોધાભાસ ઊભો કરે છે.[૧૪૧].

મસ્જિદની પશ્ચિમ દીવાલમા સાદા પણ સફાઈદાર પાચ મહેરાબ કરેલા છે તે પૈકીના મધ્યના મહેરાબ પર કલમો ધરાવતો હિ. સં ૧૧૦૭(ઈ.સ. ૧૬૯૫–૯૬)નો ફારસી અભિલેખ છે એની બાજુમા પીળા આરસનું ત્રણ પગથિયાવાળું મિંબર કરેલુ છે પાંચેય મહેરાબોની ઉપરના ભાગમા કરેલી કોતરણીયુક્ત જાળીદાર બારીઓને લઈને આ મસ્જિદ બીજી મસ્જિદો કરતા જુદી પડી આવે છે[૧૪૨]

મસ્જિદની ઉત્તરે લગભગ ચોરસ કોટમાં ઊંચી પીઠ પર શુજાતખાનનો રોજો આવેલો છે એ લગભગ ૫૪ × ૫૪ ફૂટ (૧૬·૪×૧૬·૪ મીટર) માપની ઇમારત છે. ફરતા રવેશમાં પ્રત્યેક બાજુએ પાંચ પાંચ મળી કુલ ૨૦ કમાન કાઢેલી છે મધ્યનો ખંડ બહારની બાજુથી ૨૮×૨૮ ફૂટ (૮·૫ × ૮·૫ મીટર) અને અંદરની બાજુથી ૨૧×૨૧ ફૂટ (૬·૪×૬·૪ મીટર) છે. એના ઉપર મધ્યમાં પ્રમાણસરનો મોટો ઘૂમટ કરેલો છે, જ્યારે છાવણના ખૂણા પર ચાર નાના કદના ઘૂમટ કરેલા છે. ખંડમાં શુજાતખાનની એકલાની કબર છે. એ કબર પર એના મૃત્યુ (૧૦ જુલાઈ, ૧૭૦૧)ને લગતો લેખ છે. એની ફરસ આરસની હતી તેમજ દીવાલો પર સારું પ્લાસ્ટર હતું.[૧૪૩]

આ મકબરાની પાછળના ભાગમાં કોટની લગોલગ એક નાનો મકબરો છે, જેમાં શુજાતખાનની પુત્રીને દફનાવેલી હોવાનું કહેવાય છે[૧૪૪]

**અમદાવાદની શેખ મુહમ્મદ અકરામુદ્દીનની મસ્જિદ** ઔરંગઝેબના સમયમાં ઈ.સ. ૧૬૯૦ માં શહેર–કાજી શેખ મુહમ્મદ અકરામુદ્દીને ૧,૨૪,૦૦૦ રૂપિયા ખર્ચી આ મસ્જિદ અને મદ્રેસા કરાવ્યાં હતાં એના નિભાવ અર્થે ત્રણ ગામ આપવામાં આવેલાં.

આસ્તોડિયા વિસ્તારમાં આવેલી આ મસ્જિદ પથ્થર અને ઈંટથી બાંધેલી છે. એની બાંધણી શુજાતખાનની મસ્જિદને મળતી આવે છે, પણ આગળ કરેલી પાંચ કમાન સલ્તનતકાલીન અમદાવાદી કમાનોને મળતી છે. મસ્જિદ અંદરની બાજુએ ૬૦ ફૂટ (૧૮·૩ મીટર) લાંબી અને ૩૬'–૫" (૧૧·૧ મીટર) ઊંડી છે. એના લિવાનમાં સ્તંભો વડે ચોકઠાં પાડેલાં છે ને બધા સ્તંભ કમાનાકારે એક બીજા સાથે જોડાયેલા છે. એ ચોકઠાઓ પૈકીનાં મધ્યના ત્રણ પર નીચા ઘાટના અર્ધવૃત્ત ઘૂમટ કરેલા છે, જ્યારે બાકીનાં સપાટ છતથી ઢાંકેલાં છે મસ્જિદની પશ્ચિમ દીવાલમાં ત્રણ મહેરાબ કરેલા છે. બાજુની બંને દીવાલોમાં ત્રણ–ત્રણ બારી કરેલી છે. લિવાનના આગળના બે ખૂણા પર નક્કર અષ્ટકોણ ઘાટનો એક એક મિનારો કરેલો છે.

મસ્જિદની પૂર્વમાં એક વંડામાં કેટલીક કબરો છે એમાંની એક કબર જેમને માટે મદ્રેસા બાંધવામાં આવી હતી તે નૂરુદ્દીન સીદીની છે, બીજી કબર અમદાવાદના પહેલા કાજી મુહમ્મદ નિઝામુદ્દીનખાનની છે. આ બંને કબર આરસની છે.

મસ્જિદના વિશાળ કોટમાં ફરતા કમાનાકાર ઓરડા કરેલા છે તેઓનો છાત્રાલય તરીકે ઉપયોગ થતો હતો.

આ મસ્જિદ એમાં ચાલતી મદ્રેસાને લઈને 'હિદાયત બક્ષ (ઉપદેશ આપવાની) મદ્રેસા' તરીકે જાણીતી થઈ છે.[૧૪૫]

**અમદાવાદનો સૈયદ અબ્દુલ્લા એદ્રુસનો મકબરો**—આ મકબરો ઝવેરીવાડમાં આવેલો છે. એમાં સૈયદ હજરત શમ્સ શેખ બિન અબ્દુલ્લા અલ એદ્રુસની કબર છે. એમના વડવા સૈયદ અબુબક્કર એદ્રુસ ૧૬ મી સદીના ઉત્તરાર્ધમાં ગુજરાતમાં આવી વસેલા. એમની સુરતમાં આવેલી દરગાહનું વર્ણન ઉપર આવી ગયું છે.

અબ્દુલ્લા એદ્રુસનો આ મકબરો પથ્થરથી બાંધેલો નાનો પણ નમૂનેદાર છે. એના સ્તંભો વચ્ચેના ભાગને જાળીદાર પડદીઓથી જોડી ખંડ બનાવ્યો છે. સમકાલીન મકબરાઓમાં વચ્ચેના ખંડને ફરતોર વેશ રખાવ છે તેવો આમાં રખાયો નથી એના છાવણ પરની અગાશીની મધ્યમાં અલંકૃત પીઠ ગામી એના પર અર્ધવૃત્ત ઘૂમટ કરેલો છે અગાશીને કાંગરા કરેલા છે આ ઇમારત ૧૭ મી સદીના અંતસમયની જણાય છે[૧૪૬]

**અમદાવાદની કાજી અલીની મસ્જિદ અને છોટા એદ્રુસ તથા શાહ અલીના મકબરા** આ ઇમારતો ટિળક માર્ગ પરથી ઘીકાંટાને રસ્તે જતાં જમણી બાજુએ આવે છે એક જ વંડામાં આવેલી આ ત્રણે ઇમારત અગાઉ અલીખાન કાજીના નામ પરથી કાજી અલીની મસ્જિદ તરીકે ઓળખાતી હતી. છેલ્લી દોઢ સદીથી એ નાના એદ્રુસ કે છોટા એદ્રુસની મસ્જિદ તરીકે ઓળખાય છે આ મસ્જિદ ઔરંગઝેબના સમયમાં કાજી અબ્દુલ ફરાહખાને બંધાવી હતી. અગાઉ આ મસ્જિદ પૂર્ણ અને સુંદર હતી, પણ લગભગ સો વર્ષ પહેલાં એનો ઉત્તર બાજુનો અડધો ભાગ તોડાવી નાખી એમાં મકાનો અને દુકાનો ઊભાં કરી દેવામાં આવ્યા છે

મોજૂદ અવશેષો પરથી જણાય છે કે મસ્જિદમાં મૂળ ત્રણ મહેરાબ હશે, લિવાન ઉપર સપાટ છાવણ હશે, એ છાવણને ત્રણ હરોળોમાં કરેલા સ્તંભ ટેકો આપતા હશે ,બધા સ્તંભ કમાનાકારે એકબીજા સાથે સંકળાયેલા હતા. લિવાનની ઊંડાઈ ૨૩'-૪" (૭.૧ મીટર) હતી. એની બંને બાજુ બે બે અને પછીતમાં ચાર બારી કરેલી હતી. આજે એનો કેવળ એક જ મહેરાબ બચેલો જોવા મળે છે. એ રેતિયા પથ્થરનો છે ને સરસ કોતરણી ધરાવે છે લિવાનના ચાર સ્તંભ નીચેના ચાર ફૂટ (૧.૨ મીટર)સુધી ચોરસ અને ઉપલા ભાગમાં અષ્ટકોણ આકાર ધરાવે છે.

મસ્જિદની સંમુખ શાહ અલીનો મકબરો છે. ૧૬ સ્તંભો વડે ટેકવાયેલા એના છાવણ પર નવ ઘૂમટ કરેલા છે એમાં ક્યાંય જાળીયુક્ત પડદીઓ ભર્યાનું જણાતું

નથી. મુખ્ય કબર આરસની હોવી જોઈએ, પણ એ આરસ ઊપડી ગયા છે

એ મકબરાની ઉત્તરે ઈશાન ખૂણામા નાના એદ્રુસનો મકબરો (આ. ૩૭) કરેલો છે. એ ૪૦ × ૪૦ ફૂટ (૧૨.૨ × ૧૨.૨ મીટર)ની ચોરસ ઇમારત છે. એની મધ્યમા ૧૨ સ્તંભો પર ટેકવેલો ઘૂમટ ભવ્ય અને કંઈક ભારે કદનો લાગે છે. એ ૧૨ સ્તભોને જાળીદાર પડદીથી સાંકળી લીધેલા છે. એ ખડમાં પશ્ચિમે અને દક્ષિણે દરવાજા મૂકેલા છે. કોતરણીયુક્ત જાળીઓ ભાગી ગઈ છે અને એના ભાગ ઊપડી ગયા છે. રવેશનો ૨૦ સ્તભો વડે બનેલો ભાગ સુયોજિત હતો. મકબરાનુ મુખ્ય પ્રવેશદ્વાર મૂલત સુદર રૂપાકન ધરાવતું હતું, જે નાશ પામી ગયું છે. ફરસના પથ્થર પણ ઉપડી ગયા છે ૧૪૭

**સુરતની મુલ્લાં મસ્જિદ અને મુલ્લાં દરગાહ** સુરતમાં મુલ્લા મુહમ્મદ અલીએ ઈ સ. ૧૭૨૨ માં બધાવેલી મસ્જિદ 'ભટાગની મસ્જિદ' નામે ઓળખાય છે. ચોરસ ઘાટની આ ઇમારતના ઉપલા ભાગમાં અગાસી કાઢી એ અગાસીના મધ્ય ભાગમાં ઊંચી પીઠ કરીને એના ઉપર મોટો ગોળાર્ધ ઘાટનો ઘૂમટ કરેલો છે. અગાસીના ચારે ખૂણે એક એક ઊચો મિનારો કરેલો હોવાથી ચાર મિનારા વચ્ચે ઘેરાયેલા ઘૂમટ સહિત સમગ્ર ઇમારતનો દેખાવ ભવ્ય લાગે છે.૧૪૮

**અમદાવાદનો મુહમ્મદ અનવરખાન બાબીનો મકબરો**–કાકરિયા તળાવથી દક્ષિણ બાજુ ૬૦૦ વાર(૫૪૮.૬ મીટર)ના અતરે આવેલી આ ઇમારત ઈ સ. ૧૭૪૦ થી ૧૭૫૩ ના ગાળામાં બંધાઈ હોવાનુ જણાય છે. ૧૨ સ્તભો વડે રચાતા કમાનાકાર પર એનો ઘૂમટ ટેકવેલો છે ઘૂમટ અંદરની બાજુથી નક્શીકામ ધરાવે છે. સ્તભો વચ્ચેના ખૂણાઓની જગ્યામાં પથ્થરની પાંચ ફૂટ (૧ ૫ મીટર) ઊચી કોતરણીયુક્ત શિલાઓ ગોઠવી છે. આ મકબરામા ખડને ફરતો રવેશ પણ કરવામા આવ્યો છે અને એના છાવણ પર નાના ઘાટના ઘૂમટ કરેલા છે. ખડની મધ્યમાં જોવા મળતી એ કબર ઈંટથી ચણેલી અને ઉપર પ્લાસ્ટર કરેલી છે, પણ એ મૂલતઃ આરસની હોવાનું કહેવાય છે.૧૪૯

**સુરતની ખ્વાજા મુહમ્મદ રફીની મસ્જિદ** ૧૮ મી સદીના પૂર્વાર્ધમાં સુરતમાં બદાત શેઠના ભવ્ય મકાન પાસે આવેલી ગુબજવાળી અને હોજ સાથેની મસ્જિદ ખ્વાજા મુહમ્મદ રફીએ બધાવેલી છે ૧૫૦

**અમદાવાદની નવાબ શાહજહાંખાન અને મોમીનખાનની મસ્જિદ** મીરઝાપુરમાં રાણી રૂપમતીની મસ્જિદથી થોડે દૂર આ મસ્જિદ આવેલી હતી. ૧૯ મી સદીમાં એ નાશ પામી અને એને સ્થાને રહેણાક મકાન

બંધાઈ ગયા. મૂળ અઢી હજાર વાર(૨૨૮૬ મીટર)થી પણ મોટો વિસ્તાર ધરાવતી આ ઇમારતો પૈકી કેવળ ૧૫૦ વાર (૧૩૭ મીટર) જગ્યા બચી છે, જેમાં થોડી કબર જળવાઈ છે. એ પૈકી ગુજરાતના સૂબેદાર મોમીનખાનની આરસની કબર જુદી તરી આવે છે. એના પરના ફારસી લેખમાં 'મીરઝા મુહમ્મદ જાફર નજમુદ્દૌલા સાહની-મોમીનખાન' લખેલું છે. મોમીનખાનનું અવસાન ઈ.સ. ૧૭૪૨ માં થયું હતું. નવાબ શાહજહાખાન વિશે કોઈ હકીકત જાણવા મળતી નથી[૧૫૧]

**અમદાવાદની પીરમદશાહની મસ્જિદ અને દરગાહ** આ મસ્જિદ પાનકોરનાકાથી ઘીકાંટા જવાના રસ્તે જૂની સિવિલ હૉસ્પિટલ પાસે આવેલી છે. સુન્ની વહોરાઓ માટે આ ઈંટેરી મસ્જિદ ૧૮ મી સદીના મધ્યમાં બંધાયેલી હતી. મસ્જિદ બિસ્માર થઈ ગઈ છે. એની પાસેની દરગાહમાં પીરમદશાહની કબર છે. આ દરગાહ સારી રીતે સચવાઈ છે.[૧૫૨]

**અમદાવાદની બંગાળી શૈલીની બે દરગાહ** વાંસના બંગાળી ઝૂંપડાના ઘાટના છાવણવાળી ઇમારતો ૧૭ મી સદીના પાછળના સમયમાં ઉત્તર ભારતના ઘણા ભાગોમાં બનવા લાગી હતી. ગુજરાતમાં પણ એ શૈલીએ આ કાલના અંત સમયે કેટલીક દરગાહો બંધાઈ હતી અમદાવાદમાં આવી નમૂનેદાર બે દરગાહ શાહીબાગ જવાના રસ્તે દરિયાખાનના ઘૂમટની સામેના ભાગમાં આવેલી છે.

આ ઈંટેરી દરગાહો ચૂનાનું મજબૂત પ્લાસ્ટર ધરાવતી લગભગ ચોરસ આકારની ઇમારતો છે (આ. ૩૮) એમાં પૂર્વ અને પશ્ચિમ બાજુએ બે-બે અને ઉત્તર અને દક્ષિણ બાજુએ ત્રણ-ત્રણ પ્રવેશદ્વાર કરેલાં છે. એમાંની એક દરગાહની એક બાજુએ બે સ્તંભ આગળ કાઢીને નાની ચોકી કરેલી છે. આ દરગાહો પરનું બંગાળી ઝૂંપડા-ઘાટનું છાવણ એવી રીતે કરેલું છે કે એના ચારે ખૂણા નીચે તરફ ઢળતા બનવાથી ચારેય બાજુ મોટા કમાનાકાર રચાય છે બહાર ખેંચાયેલા ખૂણાઓને અલંકૃત કરવા એ ચારેય ખૂણે ચાર ઉપરાંત દરેક કમાનાકારની ઉપરના મધ્ય ભાગમાં એક એક અને છાવણના ટોચના ઘૂમટાકારની મધ્યમાં એક એમ બધા મળીને નવ પદ્માકાર સુશોભન કરેલા છે ચોકી પરનું છાવણ પણ મંડપના છાવણ જેવો જ ઘાટ ધરાવે છે[૧૫૩]

## પાદટીપ

૧. ર ભી જોટ, 'ગૂજરાતનું પાટનગર અમદાવાદ,' (ગૂપા), પૃ. ૫૭
૨ એજન, પૃ ૫૯
૩. 'મીરાતે એહમદી', ભાગ ર (ગુજ અનુ. કાઝી મોહમ્મદ નિઝામુદ્દીન ચિશ્તી ફારૂક), પૃ ૮
૪. ર ભી જોટ, ઉપર્યુક્ત, પૃ. ૧૧૩ ૫. રાજગઢ અને શહેરને ફરતો કોટ
૬–૭ ર. ભી જોટ, ઉપર્યુક્ત, પૃ ૧૧૫
૮. આ બધા વર્ણન માટે જુઓ એજન, પૃ. ૧૧૫–૧૨૨.
૯. જુઓ 'મીરાતે એહમદી' (ગુ અનુ), ભા ર, પૃ ૬
૧૦. જુઓ ગ્રંથ ૫, પૃ ૪૧૪-૪૧૫.
૧૧ 'ગુજરાત સ્થળનામ સંસદ વ્યાખ્યાનમાળા', ભાગ. ૧, પૃ ૧૯૧
૧૨ રા ચુ. મોદી, 'પાટણનો પરિચય', પૃ. ૧૧
૧૩ 'મીરાતે એહમદી' (ગુજ અનુ), ભા. ર, પૃ. ૩
૧૪. M S. Commissariat, *History of Gujarat (HG)*, Vol. II, p 181
૧૫ 'ગુજરાત સ્થળનામ સસદ વ્યાખ્યાનમાળા, ભા. ૧, પૃ ર૦૫
૧૬ એ. બ પટેલ, 'સુરતની તવારીખ', પૃ. ૧૦–૧૨
૧૭ એજન, પૃ. ૧૯–૨૦ ૧૮ એજન, પૃ ૨૬–૨૭ ૧૯, એજન, પૃ ૩૪
૨૦ એજન, પૃ ૩૯ ૨૧ એજન, પૃ ૪૭
૨૨-૨૩ એજન, પૃ ૧૮૪–૧૮૫, ઈ. ઇ. દેસાઈ, 'સૂરત સોનાની મૂરત', પૃ. ૫૧–૫ર
૨૪. એ. બ પટેલ, ઉપર્યુક્ત, પૃ ૫૯ ૨૫ ઈ. ઇ દેસાઈ, ઉપર્યુક્ત, પૃ ૮૫
૨૬. એ બ પટેલ, પૃ. ૧૪, *HG*, Vol II, p 361
૨૭. એ બ પટેલ, પૃ. ૧૮૭-૧૮૮

હૈદર કુલીખાનની મુત્સદ્દીગીરી (ઈ સ. ૧૭૧૭-૧૭૧૯) દરમ્યાન તેગબેગખાનના બક્ષી મુહમ્મદ રઝીએ ત્રણ માળનો રઝી બુરજ બંધાવેલો. લોકવાયકા એવી છે કે શિવાજીએ એ બુરજ પરથી ઘોડી કુદાવેલી, પરંતુ વસ્તુત આ બુરજ શિવાજી પછી લગભગ ૪૦ વર્ષે બંધાયો છે.—જુઓ ઈ ઇ. દેસાઈ, ઉપર્યુક્ત, પૃ ૯૮

૨૮-૨૯ એ. બ. પટેલ, ઉપર્યુક્ત, પૃ. ૧૮૯–૧૯૧; ઈ. ઇ. દેસાઈ, ઉપર્યુક્ત, પૃ, ૮૫–૮૬
૩૦. એ બ. પટેલ, ઉપર્યુક્ત, પૃ ૬૧–૬૨
૩૧. શં. હ. દેસાઈ, 'જૂનાગઢ અને ગિરનાર', પૃ ૧૫ ઉપર ઉદ્ધૃત
૩૨. એજન, પૃ. ૧૫

૩૩ ૨. ભી જોટ, 'ખંભાતનો ઇતિહાસ' (ખંઇ), પૃ. ૫૪ ઉપર ઉદ્ધૃત

૩૪. ન ત્ર્યં. ભટ્ટ, 'ખંભાતનું સાંસ્કૃતિક દર્શન', પૃ ૧૨૪, ૧૩૦

૩૫ ૨ ભી જોટ, ખંઇ, પૃ. ૧૫૦

૩૬ A S. Gadre, *Important Inscriptions of the Baroda State*, Vol. II, p. 9

૩૭ *HG*, Vol II, pp. 99–101; ૨. ભી જોટ, ગૂપા, પૃ. ૬૩૮

૩૮ *Ibid*, p 118, n. 14

૩૯ ૨. ભી જોટ, ગૂપા., પૃ. ૬૩૯–૪૦

૪૦ *HG*, Vol II, p. 118

૪૧. ઈ ઇ. દેસાઈ, ઉપર્યુક્ત, પૃ ૩૨–૩૩

૪૨. એજન, પૃ ૨૭–૨૮

૪૨અ *Bombay Gazetteer*, Vol III · Kaira & Panch Mahals, p. 313, *HG*, Vol. II, p 182

૪૩ *HG*, Vol II, pp. 447 f

૪૪. ૨ ભી. જોટ, ખંઇ, પૃ ૫૯

૪૫ એ બ પટેલ, ઉપર્યુક્ત, પૃ. ૨૨૯

૪૬. ૨. ભી. જોટ, ખંઇ, પૃ ૧૫૧

૪૭ એ બ. પટેલ, ઉપર્યુક્ત, પૃ ૩૨

૪૭અ. *Broach District Gazetteer*, pp. 740 f

૪૮. એ બ. પટેલ, ઉપર્યુક્ત, પૃ ૧૯૮–૨૯

૪૯ એજન, પૃ. ૧૯૯

૫૦ આ લેખ ભો જે વિદ્યાભવનના સંગ્રહાલયમા સુરક્ષિત છે. એની વિગતો માટે જુઓ E. L Rapp, 'An Armenian epigraph at Ahmedabad', *Journal of the Oriental Institute*, Vol XVII, pp 22–25

૫૧. એ બ પટેલ, પૃ ૩૨

૫૨ એજન પૃ ૪૬, ૮૦

૫૩ એજન, પૃ. ૮૦, ઈ ઇ દેસાઈ, પૃ ૯૮

૫૩અ *HG*, Vol. II, p 194

૫૪ ૨ ભી જોટ, ખંઇ, પૃ ૧૫૧

૫૫ ન ત્ર્ય. ભટ્ટ, ઉપર્યુક્ત, પૃ ૬૪

૫૬–૫૭. એજન, પૃ ૧૪૨

૫૮ વિગતો માટે જુઓ હ. ગ. શાસ્ત્રી, 'ગુજરાતની પ્રાચીન વાવો', 'ગુજરાત દીપોત્સવી અંક", વિ સં ૨૦૨૦, પૃ ૧૭

૫૯. વિશેષ વિગતો માટે જુઓ હ. ગ. શાસ્ત્રી અને કાં. ફૂ સોમપુરા, 'અમૃતવર્ષિણી વાવ', "કુમાર", પુ ૪૧, પૃ ૨૮૬–૨૮૮

૬૦. વિગતો માટે જુઓ K F Sompura, *Structural Temples of Gujarat*, pp 233 ff, ઇ વિ ત્રિવેદી, 'ગુજરાતના મુસ્લિમકાલીન સંસ્કૃત અભિલેખોમાંથી મળતી માહિતી', પૃ. ૩૩૫–૩૬૩, ના. કે ભટ્ટી, 'નારાયણ સરોવર', પૃ ૧૦–૧૬.

૬૧, 'મીરાતે અહમદી' ભા ૨, પૃ ૧૪૪–૧૫૬, *The Mirat-i-Ahmadi, Supplement*, pp. 118 ff.

૬૨ 'મીરાતે એહમદી', ભા. ૨, પૃ. ૧૫૬–૧૫૯, *The Mirat-i-Ahmadi : Supplement*, pp. 128 ff.

૬૩ 'पद्मपुराण', उत्तरखण्ड, अ १४७–१५२

શ્રી. રત્નમણિરાવે આ સંદર્ભમા કોટેશ્વર ખડ્ગધારેશ્વર દૂધેશ્વર ગુપ્તેશ્વર બ્રહ્મચારેશ્વર–માણકેશ્વર પિચુમંદાર્ક (નિંબાર્ક)તીર્થ સિદ્ધતીર્થ સપ્તસારેશ્વર ગણેશતીર્થ વૈજનાથતીર્થ અને શ્રીક્ષેત્ર (સરખેજ) તીર્થ ગણાવ્યા છે (ગૂપા, પૃ ૬૬૧–૬૬૨),

૬૪. દા ત. કૌમારિકાખંડ ધર્મારણ્યખંડ રેવાખંડ નાગરખંડ અને પ્રભાસખંડ.

વિગતો માટે જુઓ ઉમાશંકર જોશી, 'પુરાણોમાં ગુજરાત' (ભૌગોલિક ખંડ).

૬૪અ 'મીરાતે એહમદી', ભાગ-૨, પૃ. ૧૬૫-૧૬૭

૬૫ K F. Sompura, *op. cit*, pp. 223 f.

૬૬ *BG*, Vol V, p. 221

૬૭ मुनि जिनविजय, प्राचीनजैनलेखसंग्रह, भा. २, लेख ४५०

૬૮ K F Sompura, *op cit*, p 226, વિશાલવિજયજી, 'કાવી-ગંધાર-ઝગડિયા'. પૃ. ૭–૮

૬૯ मुनि जिनविजय, एजन, लेख १२

૭૦. James Burgess, *The Temple of Shatrunjaya and Palitana in Kathiawad*, pp 25 f, દુ. કે. શાસ્ત્રી, 'ઐતિહાસિક સંશોધન', પૃ. ૧૯૨–૧૯૩

૭૧ અ. મ. શાહ, 'જૈનતીર્થ સર્વસંગ્રહ', ભાગ ૧, ખંડ ૧, પૃ. ૧૦૪

૭૨ J Burgess, *The Architectural Antiquities of Northern Gujarat*, pp. 49 ff

૭૩ અ મ શાહ, ઉપર્યુક્ત, પૃ ૬૧

૭૪. વિશાલવિજયજી, ઉપર્યુક્ત, પૃ ૫–૭, ૧૬–૧૮

૭૫. મુનિ જયંતવિજયજી, 'શંખેશ્વર મહાતીર્થ', પૃ ૭૧–૮૩, ૧૮૪–૧૮૯, ૧૯૦–૧૯૬

૭૬ એજન, પૃ. ૮૩–૯૨

૭૭. નામસિંહજી કા. રાઠોડ. 'કચ્છનું સંસ્કૃતિદર્શન', પૃ ૧૬૨

૭૮ D P. Khakhkhar, *Report on the Architectural and Archaeological Remains in the Province of Kacchh*, p 47

૭૯. मुनि जिनविजयजी, 'प्राचीन जैनलेखसंग्रह', भाग २, लेख २७७

૮૦. एजन, पृ. १६८–१६९, ક ભા. દવે, 'અંબિકા, કોટેશ્વર અને કુંભારિયા', પૃ. ૫૦–૫૨ મ ઘ શેઠ, 'શ્રી કુંભારિયાજી તીર્થ', પૃ ૧૬–૧૯

૮૧. 'प्राचीन जैनलेखसग्रह', भाग २, लेख १७–२०

૮૨ Burgess, *The Temples of Shatrunjaya*, pp. 20 ff, 'અં પ્રે શાહ, 'જૈન-તીર્થ સર્વસંગ્રહ', ભા ૧, ખં. ૧, પૃ. ૧૦૬–૧૦૭, દુ કે શાસ્ત્રી, 'ઐતિહાસિક સંશોધન' પૃ ૧૮૫–૧૮૭

૮૩. Khakhkhar, *op. cit.*, No 17.

સંપાદકે લેખના વિવરણમા જણાવ્યું છે કે મંદિર ભાટિયા ઠક્કર જેરાજે અને એના પુત્ર ઠકર ટોપણે બંધાવેલું (p 94), પરંતુ લેખમા તો આ મંદિર જેરાજ અને ગંગાના સુત ધનરાજે બંધાવ્યું હોવાનુ સ્પષ્ટ જણાવ્યું છે ઠકર ટોપણનો નિર્દેશ તો ગંગાના પિતા તરીકે કર્યો છે ને એ ગજરિયા વંશનો હતો, જ્યારે જેરાજ આસર વંશનો હતો

૮૪. *Ibid*, p. 46

૮૫ *Ibid*, pp 21ff; નાગજીભાઈ ભટ્ટી, 'નારાયણ સરોવર', પૃ ૧૦–૧૬

'નારાયણ સરોવર'મા આપેલી કેટલીક વર્ષસંખ્યાઓ અશુદ્ધ છે. કલ્યાણરાયના મંદિરનો લેખ પૃ. ૧૪મા સં ૧૮૨૬નો અને પૃ ૧૫મા સં. ૧૯૨૬નો જણાવ્યો છે શ્રી ખખ્ખરે એ મંદિરનું નિર્માણ સં ૧૮૮૫મા થયુ હોવાનુ જણાવ્યુ છે એ અનુસાર અહીં એ પકીની સં ૧૯૨૬ની વર્ષસંખ્યા શુદ્ધ લાગે છે.

૮૬–૮૭ રત્નમણિરાવ ભીમરાવ, 'સોમનાથ' પૃ ૧૫૨–૧૬૯

૮૮. 'મીરાતે એહમદી', ભાગ ૨, પૃ ૧૪૬–૧૪૭

૮૯. Cousens, *Somanātha and Other Medieval Temples in Kathiawad*, pp 13 ff

૯૦ ગુ રા સા ઇ, ગ્રંથ ૫, પૃ ૯૨–૯૩

વિ સં ૧૨૯૭ (ઈ સ ૧૨૪૧) મા અમદાવાદથી આવી મહમદશાહે દ્વારકાધીશનું મંદિર તોડયુ એવી સ્થાનિક બારોટોની અનુશ્રુતિ છે ('દ્વારકા સર્વસંગ્રહ', પૃ ૧૭), પરંતુ અમદાવાદ તો ઈ સ ૧૪૧૧મા વસ્યું પાટણમા પણ ત્યારે દિલ્હી-સલ્તનતની સત્તા સ્થપાઈ નહોતી દિલ્હીના સુલતાનની વાત હોય તો એ ઇલ્તુત્મીશ (મૃ. ૧૨૩૬) નો ત્રીજો પુત્ર મુઇઝુદ્દીન બહરામ (૧૨૪૦–૧૨૪૨) હોઈ શકે, પરંતુ એ 'મહમદ' કહેવાતો નહોતો એનો ઉત્તરાધિકારી અલાઉદ્દીન મસૂદ (૧૨૪૨–૧૨૪૬) હતો. મહમદ તો એનોય ઉત્તરાધિકારી નાસિરુદ્દીન મહમૂદ (૧૨૪૬–૧૨૬૫) હોઈ શકે, પરંતુ એનો સમય સં ૧૩૦૧ થી વહેલો હોઈ શકે નહિ વધારે સંભવિત એ છે કે અમદાવાદનો સુલતાન મહમદ તે ગુજરાતનો સુલતાન મહમૂદ બેગડો હોવો જોઈએ ને આ અનુશ્રુતિમા એના આક્રમણનો ખરો સમય વિ સં ૧૫૨૯ (ઈ.સ.૧૪૭૩) જોઈએ.

૯૧–૯૨. કા ફૂ. સોમપુરા, 'શ્રીદ્વારકાધીશનુ મંદિર', "દ્વારકા સર્વસંગ્રહ", પૃ ૨૫૮

૯૩–૯૭. એજન, પૃ ૨૫૮–૨૬૦

૯૮ એજન, પૃ. ૨૬૧–૨૬૨.

૯૯. એજન, પૃ ૨૬૦–૨૬૧

૧૦૦ 'મીરાતે એહમદી', ભાગ ૨, પૃ ૧૪૮

૧૦૧. પુષ્કરભાઈ ગોકાણી, 'જીર્ણોદ્ધાર', "દ્વારકા સર્વસંગ્રહ", પૃ. ૧૧-૧૨

૧૦૨. નરોત્તમ વાળંદ, 'બહુચરાજી', પૃ. ૪૭-૪૯

૧૦૩ 'મીરાતે એહમદી', ભાગ ૨, પૃ. ૧૫૩-૧૫૫

૧૦૩ અ દ્દ કે શાસ્ત્રી, 'ગુજરાતના તીર્થસ્થાનો', પૃ. ૧૦૫

૧૦૪. ક ભા દવે, 'અંબિકા, કોટેશ્વર અને કુંભારિયા', પૃ. ૧૦૦-૧૦૨, Sompura, *Structural Temples of Gujarat*, p 229

૧૦૫. R. N Mehta, 'Gadadhar Temple at Shamlaji', *Journal of the M S. University of Baroda*, Vol. XV, No. 1. pp 91 ff.

૧૦૬ આ વિદેશીએ આ પ્રતિમાઓને ભૂલથી સ્ત્રીઓની માની લીધેલી, પરંતુ વસ્તુત એ તીર્થંકરોની હતી

૧૦૭ તે તે તીર્થંકરના યક્ષ તથા યક્ષિણીની.

૧૦૮ M. S Commissariat, *Mandelslo's Travels in Western India*, pp 24 f, *Studies in the History of Gujarat*, Appendix C

૧૦૯. ૨. ભી જોટ, ગૂપા, પૃ ૭૩૬-૭૩૭

૧૧૦ તાકાત

૧૧૧ 'મીરાતે એહમદી', ભાગ ૧, પૃ ૨૨૭

૧૧૨. Commissariat, *Studies in the History of Gujarat*, p 60

૧૧૩-૧૧૪ *Ibid*, p 57

૧૧૫ *Ibid*, pp 58 f.

૧૧૬ *Ibid*, p 60

૧૧૭. મગનલાલ વખતચંદ, 'અમદાવાદનો ઇતિહાસ', પૃ ૯૬-૬૭

૧૧૮ ઝિ અ દેસાઈ, ગુજરાત ઇતિહાસ સંદર્ભસૂચિ', ખંડ ૯ અરબી-ફારસી અભિલેખો, ક્રમાંક ૩૨૧ થી ૫૧૭

૧૧૯ *HG*, Vol II, pp 21-22, note 8

૧૨૦ J. Fergusson, *Architecture at Ahmedabad*, pp 63 & 92, Burgess and Cousens, *Muslim Architecture of Ahmedabad* (*MAA*), Pt II, pp. 51 f.

૧૨૧ *HG* Vol II, p 37

૧૨૨. *Ibid*, pp. 56-57 & 64

૧૨૩ *MAA*, pt II, pp. 53-54

૧૨૪ J Fergusson, *op. cit*, p. 93

૧૨૫. આ વિદ્વાનનું ઈ સ ૧૬૬૧-૬૨ના અરસામા અવસાન થતાં એમને એ મસ્જિદ પાસે જ દફનાવવામા આવેલા. જુઓ *HG*, p 47, note 16

૧૨૬ *Ibid*, p. 47

૧૨૭-૧૨૮. ઈ ઇ દેસાઈ, ઉપર્યુક્ત, પૃ ૧૭

૧૨૯ Burgess & Cousens, *Architectural Antiquities of Northern Gujarat*, pp. 68 f

૧૩૦. *MAA*, Pt. II, pp. 75 f.
૧૩૧ *Ibid*, p. 66
૧૩૨ *Ibid*, pp 67 f
૧૩૩. *HG*, Vol. II, p. 183
૧૩૪–૧૩૫ *Ibid*, p 184
૧૩૬ *Ibid*, p. 55
૧૩૭. *Ibid.*, p. 55, *HG*, Vol. II, p 184
૧૩૮ *MAA*, Pt. II, pp. 78 f
૧૩૯. *HG*, Vol. II, p 195
૧૪૦. *MAA*, Pt. II, P. 61
૧૪૧. *HG*, Vol. II, p 195, note 27
૧૪૨. *MAA*, Pt. II, p. 62
૧૪૩ *Ibid*, p. 62, *HG*, Vol. II, p 196
૧૪૪, *MAA*, Pt. II, p. 62
૧૪૫ *Ibid.*, pp 62–63
૧૪૬. ચિત્ર માટે જુઓ *ibid*, Pt. II, p. 69, figure 8.
૧૪૭. *Ibid*, pp 53–55
૧૪૮. ઈ ઇ. દેસાઈ, ઉપર્યુક્ત, પૃ. ૯૪, આકૃતિ માટે જુઓ એજન, પૃ ૧૦૭
૧૪૯. *MAA*, Pt. II, pp, 82 f.
૧૫૦ ઈ. ઇ. દેસાઈ, ઉપર્યુક્ત, પૃ ૯૮
૧૫૧. *MAA*, Pt II, pp 68 f, ર. ભી જોટ, ગુપા, પૃ. ૬૪૫–૪૬
૧૫૨. *MAA*, Pt. II, p. 71
૧૫૩ *Ibid*, p 80, figure 10

*

## પ્રકરણ ૧૪

# શિલ્પકૃતિઓ

મુઘલ કાલમાં ગુજરાતમાં શાંતિ અક્ષુણ્ણ રહી, પ્રજાની આબાદી પણ વધી અને ગુજરાતના શિલ્પ-સ્થાપત્યના વિકાસની દડમજલ બમણા વેગથી આગળ ધપી. મુઘલ બાદશાહોની ઉદાર ધર્મસહિષ્ણુ નીતિને કારણે ફરીથી વિશાળ સંખ્યામાં મંદિર પણ બંધાયાં ને મુખ્ય સેવ્ય પ્રતિમાઓ સાથે મંદિરના સુશોભન માટેનાં શિલ્પોનું પણ નિર્માણ બહોળા પ્રમાણમાં થવા લાગ્યું. આ સમયનાં પથ્થર ધાતુ અને કાષ્ઠનાં શિલ્પ વિપુલ પ્રમાણમાં મળે છે. એ પૈકી પથ્થરનાં શિલ્પોની કક્ષા કંઈક ઊતરતી જણાય છે, પણ ધાતુ અને કાષ્ઠના શિલ્પ એની તુલનાએ ઉન્નત જણાય છે. આ કાલનાં શિલ્પોના કેટલાંક નોંધપાત્ર લક્ષણ નીચે પ્રમાણે છે:

૧ પ્રાચીન કાલમાં શિલ્પકલામાં મનુષ્ય-આકૃતિને પ્રાધાન્ય અપાતું, પરંતુ મુસ્લિમ કાલમાં ઇસ્લામી સ્થાપત્ય તરફ વધુ ધ્યાન અપાયું ને એમાં મૂર્તિઓને સ્થાને નકશીકામ જાળીકામ ગોખ મિનારા વગેરેની રચનાને પ્રાધાન્ય મળ્યું, આથી શિલ્પીઓના ટાંકણાંમાંથી મનુષ્ય-આકૃતિ જ સરી ગઈ. પરિણામે સલ્તનત કાલ અને મુઘલ કાલમાં રચાયેલા મનુષ્ય-શિલ્પ વધુ નિર્જીવ અને ભાવ વગરનાં લાગે છે.[૧]

૨ ઉત્તમ કારીગર મુસ્લિમ સ્થાપત્યના નિર્માણકાર્યમાં રોકાયા અને સામાન્ય સ્થાનિક કારીગરો મૂર્તિઓના ઘડતરનું કામ કરવા લાગ્યા. પરિણામે આ સમયની શિલ્પકૃતિઓમાં લોકકલા અને સ્થાનિક કલાના તત્ત્વ ઉમેરાયાં અને હિંદુ મૂર્તિવિધાન કે ધર્મશાસ્ત્રોમાં જેમના વિધાન કે નામનો ઉલ્લેખ પણ મળતો ન હોય તેવા ગ્રામદેવતાઓના પણ શિલ્પ બનવા લાગ્યાં. કારીગરોએ શિલ્પશાસ્ત્રના પૂરતા જ્ઞાનના અભાવે મૂર્તિઓનાં આયુધ તથા વાહન વગેરેની બાબતમાં પણ ઘણી વિસંગતતાઓ ઊભી કરી.

૩ મૂર્તિઓના શરીરના અંગોનાં પ્રમાણમાપ પણ જળવાયાં નહિ પરિણામે આ કાળની મૂર્તિઓ ઘણે ભાગે કઢંગી જણાય છે. મનુષ્ય-આકૃતિમાં પણ માથું

લાડવા જેવું ગોળ, ચહેરો ચોરસ કે પાનાકાર, આંખ નાક દાઢી કોણી વગેરે સ્થાનોએ ગોળાઈને બદલે ખૂણા, પહોળા ખભા, સાંકડી કમર, ભારે નિતંબ, દંડા જેવા પાતળા અને લાંબા હાથપગ વગેરે જોવા મળે છે.

૪. આ કાલ દરમ્યાન વૈષ્ણવ–પુષ્ટિ સંપ્રદાયનો ગુજરાતમાં વ્યાપક પ્રસાર થતાં એની સેવાપદ્ધતિને અનુરૂપ એવી પ્રતિમાઓ ઘડાવા લાગી. બધી બાજુથી ઘડેલો આ મૂર્તિઓને રાત-દિવસ કે ઋતુ અનુસાર વસ્ત્રાલંકારથી સુશોભિત કરી શકાય એવી રચના કરવામાં આવી. મૂર્તિમા યથાસ્થાને ખાંચા કે કાણાં પણ રાખવામાં આવતાં, જેથી વસ્ત્રાલંકાર બરાબર ચિપકાવીને પહેરાવી શકાય.

૫ આ સમયે વૈષ્ણવ ધર્મ અને જૈન ધર્મના પ્રોત્સાહનથી ધાતુકલાનો વિકાસ થયો. સલ્તનત કાલ દરમ્યાન જાહેર મંદિરોના બાંધકામની પ્રવૃત્તિ મંદ પડી હોઈ ઘરદેરાસરો અને નાના ગૃહમંદિરોના નિર્માણકાર્યને વેગ મળ્યો હતો મંદિરની ભવ્ય પ્રતિમાઓને બદલે ધાતુની (મુખ્યત્વે પિત્તળની) લઘુ પ્રતિમાઓનો દેવસેવામા ઉપયોગ થવા લાગ્યો હતો. વળી જૈનોમાં એક એવી ધાર્મિક પરંપરા ઊભી થઈ હતી કે જુદા જુદા તીર્થંકરોની તથા તેઓના યક્ષયક્ષીઓની મૂર્તિઓ ભરાવીને (ઢાળવીને) મંદિરમાં શુભ પ્રસંગે ભેટ આપવી. 'બિંબ' ભરાવવાની આ પ્રવૃત્તિનો આ કાલમા ખૂબ વિકાસ થયો. આવી પ્રતિમાઓના પરિકરના પાછળના ભાગમાં દાતાનુ નામ, કલાકારનુ નામ, મંદિરનુ નામ તથા સંવત પણ કોરવાની પ્રથા હતી, જે આજે પણ ચાલુ છે. પરિણામે અનેક જૈન મંદિરોમા આ સમયની અસંખ્ય કલાત્મક ધાતુપ્રતિમા પણ ઉપલબ્ધ છે. મંદિરોમાથી નાની પ્રતિમાઓ મેળવીને ઘરદેરાસરમા પણ સ્થાપિત કરવામાં આવતી ધાર્મિક ઉત્સવોમાં આવી ચલ પ્રતિમાઓનો શોભાયાત્રામાં પણ ઉપયોગ કરવામાં આવતો. વૈષ્ણવસંપ્રદાયમા ગૃહસેવામા ધાતુની લઘુ પ્રતિમાઓનો ઉપયોગ શરૂ થયો [૨] વલ્લભ-સંપ્રદાયમા કૃષ્ણના વિભિન્ન બાળ સ્વરૂપો તથા અન્ય સ્વરૂપોની સેવાનુ મહત્ત્વ હોઈ બાલગોપાળ લાલજી લાડુ–ગોપાલ વેણુ–ગોપાલ મુરલીધર રાધાકૃષ્ણ વગેરે વિભિન્ન પ્રકારની વિશિષ્ટ ધાતુપ્રતિમાઓનુ નિર્માણ થયુ. વૈષ્ણવ સંપ્રદાયનાં અનેક મંદિરોમાં ગોવર્ધનનાથજી ત્રીકમજી દ્વારકાધીશજી વગેરેની પથ્થરની સેવ્ય પ્રતિમાઓ સાથે કૃષ્ણના આ ભિન્ન સ્વરૂપોની ધાતુપ્રતિમાઓ પણ વિપુલ પ્રમાણમા જોવા મળે છે ગુજરાતમાં કોઈ પણ ચુસ્ત વૈષ્ણવના ઘરમાં પણ આ સ્વરૂપ પૂજાતા જોવા મળે છે. આ સેવ્ય પ્રતિમાઓ સાથે જ મુખ્ય દેવ–દેવીઓને સંબદ્ધ યક્ષ–યક્ષી ચામરધારિણી પરિચારક–પરિચારિકા દીપલક્ષ્મી વગેરેનાં વૈવિધ્યપૂર્ણ શિલ્પ, સુરસુંદરી અને જુદા જુદા પક્ષીઓથી સુશોભિત દીપમાલિકાઓ, સાંકળવાળા લટકતા કલાત્મક પશુપક્ષીઓનાં

શિલ્પોવાળા હંસદીપ ગજદીપ અશ્વદીપ કમલદીપ, ધૂપદાની, સુંદર નાગકન્યાઓ અને દીપકન્યાઓથી સુશોભિત આરતી વગેરે અનેક પ્રકારનાં ધાતુશિલ્પોનું નિર્માણ પણ આ સમયમા થયું આ દીપ વગેરે શિલ્પ દેવતાને ભેટ આપવાના હેતુ માટે તૈયાર કરવામાં આવતાં. શાસ્ત્રોમા દીપદાનને શ્રેષ્ઠ દાન ગણવામાં આવ્યુ હોઈ કલાકારોએ વિવિધ પ્રકારનાં શિલ્પોથી દીપ તૈયાર કરવામાં પોતાની કલાશક્તિ કામે લગાડી હતી. આ સમય દરમ્યાન ગૃહ-ઉપયોગી ચીજવસ્તુઓમા પણ વિભિન્ન પ્રકારનાં કલામય ધાતુશિલ્પોનો ઉપયોગ કલાકારોએ કર્યો; જેમકે વિવિધ પશુપક્ષી પૂતળીઓ વગેરેનાં શિલ્પોથી યુક્ત હીંચકા સાકળો રાચરચીલું વગેરે. આ સમયનાં ધાતુશિલ્પોનો મોટો ગૌરવમય વારસો ગુજરાતનાં કેટલાક ઘરોમાં અને મંદિરોમાં તેમજ સંગ્રહાલયોમાં સચવાયો છે.

આ સમયના ધાતુશિલ્પોના મહત્ત્વના કેંદ્રોમા ડભોઈ વીસનગર અને શિહોર (સૌરાષ્ટ્ર) પ્રસિદ્ધ છે.[3] આ સમયના ધાતુશિલ્પોમાં મનુષ્ય-આકૃતિઓના ચહેરા એકસરખા અને બીબાંઢાળ વધુ લાગે છે. એનુ કારણ આગળ જોયુ તેમ વૈષ્ણવો અને જૈનોમા સેવ્ય પ્રતિમા અને અન્ય સંબદ્ધ પ્રતિમાઓની માંગ વધુ હોવાને લઈ એનું નિર્માણકાર્ય પણ વિપુલ પ્રમાણમા થવા લાગ્યું પરિણામે પ્રતિમાઓના ચહેરાઓમાં વૈવિધ્ય આવવાને બદલે એ બીબાઢાળ બની ગયા.

૬. ગુજરાતમા લગભગ ૧૨ મી સદીથી કાષ્ઠકલાનો વિકાસ શરૂ થયો, પરંતુ લાકડુ અલ્પજીવી હોઈ એના પ્રાચીન નમૂના જવલ્લે જ ઉપલબ્ધ થાય છે. પ્રસ્તુત કાલ દરમ્યાન આ કલા એના વિકાસના ચરમબિંદુ પર પહોંચી હતી. એના અનેક નમૂના આજે પણ ઉપલબ્ધ છે. ગુજરાતની આ કાષ્ઠ–શિલ્પ શૈલીએ ભારતીય કલાના ઇતિહાસમા સારી પ્રતિષ્ઠા મેળવી છે, જોકે આ કલાનો પ્રેરણાસ્રોત પણ સોલકીકાલીન શ્રેષ્ઠ પ્રસ્તરકલા જ હતી. આ સમયના કેટલાક ગુજરાતી કાષ્ઠશિલ્પો પર ખાસ કરીને સુરસુંદરીઓ પરીઓ ગંધર્વો વગેરે શિલ્પોનાં વેશભૂષા મુકુટ પાઘડી વાજિંત્રો વગેરે બાબતમા મુખ્યત્વે સ્થાનિક અને કેટલેક અંશે મારવાડી તેમ થોડે અંશે મુઘલ તત્ત્વોની અસર જોવા મળે છે કાષ્ઠકામમા મનુષ્ય-આકૃતિઓ શ્રેષ્ઠ ન ગણાય ચહેરા મોટા અને ચોરસ અને આંખો ફાડેલી વિસ્ફારિત હોય તેવી જણાય છે આમ છતાં સુશોભન, વિભિન્ન પ્રકારની વાનસ્પતિક અને ભૌમિતિક આકૃતિઓ, પશુપક્ષીના શિલ્પ, જાળીકામ વગેરેની રચનામાં આ સમયની કાષ્ઠકલા શ્રેષ્ઠ પુરવાર થઈ છે મુઘલ કાલ દરમ્યાન મંદિરનિર્માણ-પ્રવૃત્તિને વેગ મળતા પથ્થરની સાથે લાકડાનો ઉપયોગ પણ વધ્યો મંદિરો ઘર-દેરાસરો મકાનો હવેલીઓ વગેરેમા સુશોભનના હેતુ માટે સ્થાપત્યકલાના અંગ તરીકે કાષ્ઠશિલ્પોનો ઉપયોગ છૂટથી થવા લાગ્યો.

આ કાલનાં શિલ્પોની એક મહત્ત્વની લાક્ષણિકતા એ છે કે એમા પ્રાચીન શિલ્પકલાની ચેતનતા માર્દવતા વગેરે જોવા મળતાં નથી, પણ એમાં તત્કાલીન વસ્ત્રપરિધાન અલંકારો કેશકલા વગેરેનુ પ્રતિબિંબ જોવા મળે છે મંદિરોના મંડોવર પરની શિલ્પપટ્ટિકાઓ અને લાકડાની શિલ્પપટ્ટિકાઓ પર પણ આ સમયના રિવાજો-ઉત્સવોનુ આલેખન થયેલુ જોવા મળે છે.

## ૧. હિંદુ-જૈન પાષાણ-શિલ્પો

શામળાજી(જિ. સાબરકાંઠા)નુ ગદાધર મંદિર શિલ્પખચિત છે. મંદિરના ગર્ભગૃહમા વિષ્ણુના ત્રિવિક્રમ સ્વરૂપની ચતુર્ભુજ પ્રતિમા સ્થાપેલી છે, જે મુખ્ય સેવ્ય પ્રતિમા છે આ પ્રતિમા ડુંગરપુરના પારેવા પથ્થરમાથી ઘડેલી અને ૬૯ સે મી. જેટલી ઊંચી છે ગર્ભગૃહની દીવાલો સાદી છતા એની પૂર્વની ભિત્તિમાં વૈષ્ણવ દેવતાની તથા દક્ષિણે પાર્વતીની પ્રતિમા જડેલી છે.

મંદિરના ત્રીજા મજલા ઉપર મંડપનુ પદ્મશિલાયુક્ત ઉદ્દિત પ્રકારનું કલાત્મક વિતાન છે, જેના રૂપકંઠમાં ૧૬ વિદ્યાધરોની સુંદર પૂતળીઓ ગોઠવેલી છે મંદિરની શૃંગારચોકીઓનુ વિતાન પણ આઠ કૃષ્ણ-ગોપીઓનાં શિલ્પોથી સુશોભિત છે. મંદિરના પ્રવેશદ્વારની રક્ષા કરતા બે હાથીના પૂર્ણ કદના શિલ્પ તથા ગર્ભગૃહ અને મંડપના ભદ્ર આગળનાં હાથીનાં (પાંચ જોડી) શિલ્પ દર્શનાર્થીનુ ધ્યાન ખેંચે છે આ સિવાય મંદિરના સ્તંભ તોરણ મંડોવર વગેરે વિભિન્ન પ્રકારની ભૌમિતિક આકૃતિઓ, પુષ્પાંકિત નકશીઓ તથા કીચકો, કીર્તિમુખો, પશુપક્ષીઓ, માનવો, દેવ-દેવીઓ, કિંનરો, ગંધર્વો વગેરે જુદા જુદા પ્રકારનાં વિપુલ શિલ્પોથી સુશોભિત છે. આ શિલ્પ મુખ્યત્વે અર્ધ-મૂર્ત પ્રકારના અને રૂઢ પદ્ધતિએ ઘડવામાં આવેલા જણાય છે.

આ મંદિરના દેવતાઓના મહત્ત્વનાં શિલ્પોમા યમ કુબેર ઈશાન અગ્નિ નિર્ઋતિ ઇંદ્ર વાયુ વરુણ વગેરે દિક્પાલો તેમજ વિભિન્ન મુદ્રામાં બેઠેલા ઊભેલા કે નૃત્ય કરતા ગણેશ વગેરેના કલામય શિલ્પોનો સમાવેશ થાય છે શિવનાં વિભિન્ન સ્વરૂપવાળા શિલ્પ પણ અહીં જોવા મળે છે, જેમાં મંદિરના દક્ષિણ-ઝરૂખામા છ ભુજાઓવાળા શિવનુ સૌથી સુંદર શિલ્પ આવેલુ છે એમના હાથમા માલા દંડ ત્રિશૂળ નાગ ખટ્વાંગ અને કમંડળ ધારણ કરેલ છે. પાસે એમનુ વાહન નંદી પણ છે. મંડોવર પર વિષ્ણુનાં બે શિલ્પ-એક નૃત્યમુદ્રામા અને બીજુ ગરુડારૂઢ લક્ષ્મીનારાયણ સ્વરૂપ કંડારવામાં આવ્યાં છે મંડપની વેદિકા પર ત્રિવિક્રમ સ્વરૂપ વિષ્ણુનું

તથા તોરણો પર પણ વિષ્ણુનાં શિલ્પ કંડારવામાં આવ્યાં છે. દેવીઓનાં શિલ્પોમાં ઇન્દ્રાણી સ્વાહા યમી તથા વૈષ્ણવી દેવીનાં જુદાં જુદાં સ્વરૂપોનો સમાવેશ થાય છે. ઉપરાંત વિવિધ નૃત્યમુદ્રાઓમાં સુંદર અલંકારોથી શોભિત દેવાંગનાઓનાં શિલ્પ તથા ધોતી પહેરેલા, દાઢીવાળા કે દાઢી વગરના કમંડલુ ધારણ કરેલા તાપસો (સાધુઓ)ના શિલ્પ પણ ધ્યાન ખેંચે છે. આ મંદિરના જુદા જુદા થરોમાં રામાયણ ભાગવત તથા પુરાણોના પ્રસંગોને આવરી લેતી શિલ્પપટ્ટિકાઓ (આ. ૩૯-૪૦) વિશેષ મહત્ત્વની છે જેમાં રામવનવાસ, વાનરોના સાથે ધનુષ્યથી સજ્જ રામ, સાત વૃક્ષોને એક જ બાણથી વીંધતા રામ, સુવર્ણમૃગ અને મારીચવધ, સીતાહરણ, રાવણ-જટાયુ યુદ્ધ, લંકા પર રામની ચડાઈ, કુંભકર્ણની ઘોર નિદ્રામાંથી જાગૃતિ, લંકા-વિજય પછી રામ-સીતાનો મિલાપ વગેરે રામાયણનાં દૃશ્ય આપેલાં છે. ભાગવતનાં દૃશ્યોમાં નવજાત શિશુ બાલકૃષ્ણને ટોપલામાં લઈને વસુદેવનું ગોકુળગમન, ગોકુળમાં કૃષ્ણ-જન્મોત્સવ, પૂતનાવધ, કાલીયમર્દન, યમલાર્જુન વૃક્ષોનો ઉદ્ધાર, રાસલીલા, વસ્ત્ર-હરણ વગેરે કથાનકોવાળી શિલ્પપટ્ટિકાઓનો સમાવેશ થાય છે. આ સિવાય બીજા પણ અનેક પૌરાણિક અને સામાજિક પ્રસંગોને શિલ્પ-પટ્ટિકામાં કંડારવામાં આવ્યા છે. કલાકારોએ આ બધા શિલ્પોમાં પહેરવેશનું ઠીક ઠીક અનુકરણ કર્યું છે. એ દ્વારા તત્કાલીન વેશભૂષા વિશે જાણકારી મળે છે.[4]

આ કાલનું બીજું ભવ્ય મંદિર છે દ્વારકાધીશનું જગતમંદિર. એની મુખ્ય મૂર્તિ ડુંગરપુરના શ્યામપાષાણની બનેલી ૬૯ સે.મી. ઊંચી ત્રિવિક્રમ સ્વરૂપની છે. એમના હાથમાં અનુક્રમે પદ્મ ગદા ચક્ર અને શંખ છે. આ ઉપરાંત ગર્ભગૃહમાં જ દીવાલોના ભદ્રગવાક્ષોમાં પૂર્વ તથા દક્ષિણે ત્રિવિક્રમની તથા ઉત્તરે લક્ષ્મીનારાયણની યુગલમૂર્તિ આવેલી છે, જ્યારે મંડોવર (બહારની દીવાલો)ના ગવાક્ષોમાં અષ્ટદિક્પાલ કંડારેલ છે. અગ્નિકોણથી શરૂ કરતાં અનુક્રમે અગ્નિ (ખંડિત), ઇંદ્ર (ઉપલા બે હાથમાં અંકુશ અને વજ્ર), ઈશાન (ઉપલા બે હાથમાં ત્રિશૂળ અને સર્પ), કુબેર (ઉપલા બે હાથમાં અંકુશ અને દ્રવ્યનિધિ તથા જમણી બાજુ વાહન હાથી), વાયુ (હાથ ખંડિત, પણ વાહન હરણ સ્પષ્ટ), વરુણ (હાથ ખંડિત), નિર્ઋતિ તથા યમ (એક હાથમાં કુક્કુટ) આવેલા છે. આ પ્રકારનું શિલ્પસુશોભન મંડોવરના ચાર મજલાઓના પ્રતિરથાદિ ગવાક્ષોમાં પણ જોવા મળે છે. મંદિરના પશ્ચિમ તરફના ગવાક્ષમાં બેઠેલા ચતુર્ભુજ વિષ્ણુનું સુંદર શિલ્પ આવેલું છે, જ્યારે શૃંગારચોકીઓમાં ભદ્રભાગનાં સૌથી ઉપરના મથાળાં વ્યાલ-શિલ્પોથી સુશોભિત છે.[5]

જગતમંદિર સિવાય ત્યાં ત્રિવિક્રમજી વેણીમાધવ પ્રદ્યુમ્નજી પુરુષોત્તમજી વગેરે મંદિર પણ આવેલાં છે. આ મંદિરોની સેવ્ય પ્રતિમાઓ પણ આ જ સમયની છે.

વિંઝાણુ(તા. અબડાસા)ના રખેશ્વર મહાદેવના ગર્ભગૃહની મધ્યમાં શિવલિંગ અને સામી દીવાલના ગોખમાં પાર્વતી અને ગણપતિની મૂર્તિઓ આવેલી છે. મંડોવર પર શિલ્પથરો તથા પૌરાણિક આકૃતિઓ કંડારેલી છે મુખ્ય ઘૂમટનો વિતાન ઉત્ક્ષિપ્ત પ્રકારનો પદ્માકાર છે તેમા આઠ કહાન અને આઠ ગોપીઓની સુંદર પૂતળીઓ નજરે પડે છે. બાજુના બે મંડપ પૈકી એકમાં હનુમાનની અને બીજામા મહિષાસુરમર્દિનીની કદાવર પ્રતિમાઓ સ્થાપેલી છે

નારાયણ સરોવર(કચ્છ)ના ત્રીકમરાયજીનું મંદિર વિ.સં. ૧૭૯૦(ઈ.સ. ૧૭૩૪)મા કચ્છના મહારાવ દેસળજીના પટરાણી મહાકુંવરબાએ બંધાવેલ અને એ જ વર્ષમા ચતુર્ભુજ ત્રીકમરાયજીની મુખ્ય મૂર્તિ એમા પ્રતિષ્ઠિત કરાવેલ. પારેવા પથ્થરની આ મૂર્તિમાં સમભંગાવસ્થામા ઊભેલા દેવની ડાબી તરફ વિષ્ણુના જય–વિજય નામના અનુચર છે. મૂર્તિના ચાર હાથમા અનુક્રમે પદ્મ ગદા ચક્ર અને શંખ છે વિષ્ણુના ચોવીસ સ્વરૂપો પૈકીનુ આ ત્રિવિક્રમનુ સ્વરૂપ ગુજરાતમાં ઘણુ પ્રસિદ્ધ છે. મૂર્તિની પીઠિકા નીચે દોઢેક ફૂટ ઊંચી વીરાસનમા અંજલિ મુદ્રામા ગરુડની મૂર્તિ છે. ડાબા પગમા થઈને પેટ સુધી જોડેલા હાથની નીચે લાંબો સર્પ છે એની ફેણ જોડાયેલા હાથ નીચે આવે છે ગરુડની મૂર્તિના શિલ્પકામ પર કાષ્ઠકલાની અસર જણાય છે એ નોંધપાત્ર છે આ ત્રીકમરાયજીના મંદિર પાસે લક્ષ્મીનારાયણનુ મંદિર આવેલુ છે તેમાની શ્યામ પાષાણની લક્ષ્મીનારાયણની યુગલમૂર્તિ પણ આ આ જ સમયમાં સ્થપાયેલી છે આ ઉપરાત ત્યા આવેલાં બીજા દ્વારકાધીશજી આદિનારાયણ ગોવર્ધનરાયજી રણછોડરાયજી તથા લક્ષ્મીજી વગેરેના મંદિરોમાની સેવ્ય પ્રતિમાઓ પણ આ જ સમયની છે. આ પ્રતિમાઓમા દ્વારકાધીશજી અથવા રણછોડજીની પ્રતિમા બીજે બધે હોય છે તેમ ચતુર્ભુજ ત્રિવિક્રમ સ્વરૂપની છે આદિનારાયણ અને ગોવર્ધનનાથજીની પ્રતિમાઓ પણ ત્રિવિક્રમ સ્વરૂપની છે, જ્યારે લક્ષ્મીજીના મંદિરમાં લક્ષ્મીજીની ચતુર્ભુજ પ્રતિમા છે. આ બધી જ મૂર્તિઓ કાળા ઓપદાર આરસની છે.[૬]

'મિરાતે અહમદી' મુજબ અમદાવાદનુ અસારવાનુ નીલકંઠ મહાદેવનું મંદિર આ સમય દરમ્યાન બંધાયુ છે, જેમા એક દશભુજ ગણેશની ઊભી પ્રતિમા આવેલી છે (આ ૪૧) એમના હાથમા બીજોરું ગદા બાણ અંકુશ ચક્ર પાશ ધનુષ, દંત વગેરે નજરે પડે છે. પેટ પર સર્પબંધ છે કમર ફરતે વસ્ત્ર વીંટળાયેલુ દેખાય છે. ડાબે પડખે સિદ્ધિ કે બુદ્ધિ દેવીની ઊભી લઘુ પ્રતિમા છે. જમણી તરફ નીચે એમના વાહન ઉંદરનું પણ શિલ્પ છે ગણેશનો જટામુકુટ, ઉપવસ્ત્ર, દેવીના વસ્ત્રાલંકાર, બંનેના ચહેરાના આકાર વગેરે આ સમયમાં ઊતરતી

જતી શિલ્પશૈલીનાં લક્ષણ સ્પષ્ટ કરે છે.[૭] છતાં આ સમયની પ્રતિમાઓમાં આને ઉત્તમ કક્ષાની પ્રતિમા ગણી શકાય.

ઈડરની રણમલ ચોકીના ગવાક્ષમાં નૃત્યગણેશનું એક ભાવવાહી શિલ્પ આવેલું છે. એમની નૃત્યમુદ્રામાં ગતિશીલતા લાવવામાં કલાકારને સફળતા મળી છે. હાર, કટિમેખલાથી બાંધેલું કટિવસ્ત્ર અને પાઘડી જેવો ગોળ મુકુટ વિશિષ્ટ છે. ગણેશની નીચે એમનું મૂષકવાહન લઘુ કદમાં કંડારેલું છે.

હડાદ(તા. ખેડબ્રહ્મા)માં ધોરી માર્ગ પર એક મકાનવાળું મંદિર આવેલું છે તેના મેદાનમાં દીવાલ પાસે ત્રિમુખ બ્રહ્માજીની આ સમયની પ્રતિમા પડેલી છે. એમની મુખાકૃતિ લંબગોળ અને કંઈક વિચિત્ર આકારની લાગે છે. એમના જમણા હાથમાં સ્રુવ અને અક્ષમાળા, ડાબા હાથમાં પુસ્તક અને કમંડળ ધારણ કરેલ છે, જે ઘાટ વગરના છે શરીરના અંગ પણ પ્રમાણસર નથી દાઢી મુગલ ઢબની કાન સુધી લંબાયેલી દેખાય છે, જટામુકુટ પણ સામાન્ય છે એકંદરે બ્રહ્માજીની પ્રતિમા કઢંગી અને ચેતન વગરની જણાય છે બંને તરફ એવી જ આકૃતિઓવાળા બે સેવકોના તથા હંસના શિલ્પ કંડારેલા છે આ કાલમાં શિલ્પ-કલાનો કેટલો હ્રાસ થયો અને સ્થાનિક તત્ત્વોની એના પર કેવી અસર પડી એના નમૂના રૂપ આ પ્રતિમા ગણી શકાય

ગોરોલ (તા. ઈડર, જિ. સાબરકાંઠા) ગામમાં શામળાજીનું મંદિર આવેલું છે તેમાં મરકત શિલામાંથી ઘડેલી ૯૭ સે.મી ઊંચી વિષ્ણુના ત્રિવિક્રમ સ્વરૂપની પ્રતિમા સ્થાપેલી છે(આ. ૪૨) એમણે ચાર હાથમાં પદ્મ ગદા ચક્ર અને શંખ ધારણ કરેલ છે. બાજુમાં પાઘડી પહેરેલા બે સેવક ઊભા છે આ પ્રતિમાના અંગ-ઉપાંગો સહિત હાથના આંગળા અને પંજામાં પ્રમાણમાપનો કોઈ ખ્યાલ રખાયો નથી કાનનાં કુંડળ ધાતુની દીપકન્યાઓના કાનમાં જોવા મળે છે તેવા કડી જેવા જણાય છે. મુકુટ પણ ઊંચો નળાકાર જેવો ધારણ કરેલો છે.[૮]

ખંભાતના મહાલક્ષ્મી મંદિરમાં સફેદ આરસની લક્ષ્મીજીની મૂર્તિ (આ ૪૩) આ સમયની છે. એમની શરીરરચનામાં પ્રમાણમાપનો કોઈ ખ્યાલ રખાયો નથી હાથપગ શરીરના પ્રમાણમાં ઘણા લાંબા છે. ગળાનો હાર, હાંસડી પગનાં કલ્લાં, મુઘલ ચિત્ર શૈલીમાં આવતા મુકુટ જેવો મુકુટ, કરબદ્ધ અવસ્થામાં નીચે બંને બાજુ પાઘડી પહેરીને બેઠેલા સાધુઓ વગેરેમાં મધ્યોત્તરકાલીન શિલ્પકલાનાં લક્ષણ તરી આવે છે. મૂર્તિની આસપાસ લંબચોરસ ઘાટનો દશાવતારના પટ્ટવાળો પરિકર છે.

વાડજ–અમદાવાદમાં કાશ્મીરા મહાદેવમાં ગરુડારૂઢ શ્રીલક્ષ્મીનારાયણની યુગલ-મૂર્તિ આવેલી છે. પર્ણાકાર ચહેરા, અલંકારો પર ખાસ કરીને ગળાના હારમાં,

સ્થાનિક લોકકલાનો પ્રભાવ, સાદાં આયુધ, હૅટ જેવો મુકુટ, ગરુડનો પણ પાઘડી ઘાટનો મુકુટ વગેરે આ શિલ્પની વિશેષતા છે.[૯]

ખંભાતમાં મહાલક્ષ્મીના મંદિરમાં આ જ સમયની એક મહિષમર્દિનીની મૂર્તિ છે. આ મૂર્તિ પણ આ કાલની કલાના નમૂનારૂપ છે. ગુજરાતની પ્રાચીન શિલ્પપરંપરામાં મહિષાસુરમર્દિનીની પ્રતિમાઓના સ્વરૂપમાં જોવા મળતી ગતિ અહીં જોવા મળતી નથી.

માંડવી(કચ્છ)ના સુંદરવર મંદિરની સુંદરવરજીની ત્રિવિક્રમ સ્વરૂપની સેવ્ય પ્રતિમા, અમદાવાદના ખાડિયામાં આવેલ કાશી વિશ્વનાથ મંદિરની વિ. સં ૧૬૪૦(ઈ સ ૧૫૮૪)નો લેખ ધરાવતી ત્રિવિક્રમ પ્રતિમા, બાકરોલ(તા. દશક્રોઈ, જિ. અમદાવાદ)ની વિ.સં. ૧૬૪૧ (ઈ.સ. ૧૫૮૫)નો લેખ ધરાવતું શાલભંજિકાનું શિલ્પ, અમદાવાદના રખિયાલ વિસ્તારમાં આવેલ નીલકંઠ મહાદેવના મંદિરની પાર્વતીની પ્રતિમા, અમદાવાદની દોશીવાડાની પોળમાં આવેલ નટવરલાલ શ્યામલાલજીના હવેલીની વેણુગોપાલની દ્વિભુજ પ્રતિમા વગેરે પણ આ કાલની ઉલ્લેખનીય પ્રતિમાઓ છે.

સાબલી–પ્રતાપગઢ (જિ. સાબરકાંઠા) ગામમાં દિગંબર જૈન મંદિરમાં સહસ્રફેણા પાર્શ્વનાથ ભગવાનની કાળા આરસની સુંદર પદ્માસનસ્થ પ્રતિમા સ્થાપિત કરવામાં આવી છે (આ ૪૮), જેની પાટલી પર સંવત ૧૬૪૮(ઈ.સ. ૧૫૯૨)નો લેખ છે એમના પર છત્ર ધરતા સહસ્ર ફેણવાળા નાગનું શિલ્પકામ ઘણું બારીક અને મનોહર છે પણ ચોરસ મુખાકૃતિ, મોટી આંખો, કોણી પાસેના ખૂણા, હથેળીનું કોતરકામ, વાળની શૈલી વગેરે આ સમયની કલાના લક્ષણ દર્શાવે છે.[૧૦]

શત્રુંજય પહાડની ચૌમુખજીની ટૂક પર આવેલ ચૌમુખજીના મંદિર કે ચતુર્મુખ પ્રાસાદના વિશાળ ગર્ભગૃહમાં ચારે બાજુથી કલામય કોતરણીવાળા આરસના ૬૦ સે. મી. ઊંચા સિંહાસન પર ચાર દિશામાં મો રાખીને પદ્માસનમાં બેઠેલી આદિનાથની ૩.૩ મીટર ઊંચી ચાર ભવ્ય મૂર્તિ આવેલી છે તેમની ભ્રમર પર રત્નો તથા છાતી, ખભા અને ગોઠણ પર સોનાના પતરા મઢેલા છે. કેટલીક વાર મુકુટ પણ પહેરાવવામાં આવે છે આ મૂર્તિઓ પર સં ૧૬૭૫(ઈ સ ૧૬૧૯)નો લેખ છે. આ મંદિરના અંતરાલના ગોખમાં પાષાણની નાનીમોટી અનેક પ્રતિમા વિરાજમાન છે[૧૧]

શત્રુંજય પહાડ ઉપર ડાબી તરફ બીજું પણ એક આદીશ્વર ભગવાનનું ચૌમુખ મંદિર આવેલું છે. આ મંદિર ૨૧ સિંહ, ૪ યોગિની, ૧૦ દિક્પાલ, જિન મૂર્તિઓથી યુક્ત ચારે તરફ સુંદર દેવકુલિકાઓ, ૩૨ પૂતળી અને ૩૨

તોરણ વગેરેથી સુશોભિત છે ગર્ભદ્વાર પાસે ગજારૂઢ નાભિરાજ તથા મરુદેવીની મૂર્તિઓ દેખાય છે.[૧૨]

આ સિવાય પણ શત્રુંજય પહાડ પર નેમિનાથ શાંતિનાથ પાર્શ્વનાથ ધર્મનાથ સુમતિનાથ વગેરે તીર્થંકરોના બીજા અનેક મંદિર આ સમયમા બંધાયાં. એમાં હજારોની સખ્યામા આ કાલની જૈન મૂર્તિઓ સગ્રહાયેલી છે

અમદાવાદમાં ઝવેરીવાડની સભવનાથની ખડકીમા શ્રી સભવનાથનું પ્રાચીન મદિર આવેલુ છે તેના ભોયગમા સભવનાથની પૂર્ણ કદ કરતા પણ વિશાળકાય પ્રતિમા આવેલી છે સફેદ આરસમાંથી કડારેલી આ પ્રતિમા ખૂબ જ પ્રભાવોત્પાદક છે એની આસપાસ કલાત્મક દર્શનીય પરિકર આવેલો છે. આ પરિકર કાઉસગ્ગિયા અવસ્થામા ઊભેલા બે તીર્થંકર તથા બારીક કોતરણીયુક્ત સ્તભો તથા ગધર્વાદિ શિલ્પોથી યુક્ત તોરણથી સુશોભિત છે. એના પબાસણની કોતરણી પણ નમૂનેદાર છે મૂર્તિ નીચે સવત ૧૬૫૯(ઈ.સ. ૧૬૦૨–૩)નો લેખ છે[૧૩]

અમદાવાદમા ઝવેરીવાડમાં આવેલી નીશાપોળમાં જગવલ્લભ પાર્શ્વનાથ ભગવાનનુ મદિર આવેલુ છે તેના ઊડા ભોયરામા શ્રીપાર્શ્વનાથ ભગવાનની સફેદ આરસની ૧.૮ મીટર ઊચી પદ્માસનસ્થ પ્રતિમા સ્થાપેલી છે. સુદર કલામય મુખમુદ્રામાંથી હાસ્ય નીતર્યા કરતુ હોય અને એ દર્શકના હૃદયને આહ્લાદિત કર્યા કરતુ હોય એમ લાગે છે. પબાસણની કોતરણી પણ કલાત્મક છે. આ મૂર્તિ સં. ૧૬૫૯(ઈ.સ ૧૬૦૨–૦૩)મા પ્રતિષ્ઠિત કર્યાનો લેખ છે. નીચે ગર્ભદ્વારમાં ઊતરતા છત ઉપર પૂજાના ઝાંઝ–પખાજ વગાડતા ભક્ત–શ્રાવકો નજરે પડે છે, જે મુઘલ કલાના પ્રતીક જેવા છે.[૧૪]

કુંભારિયા(આરાસણ)મા પ્રાચીન જૈન મદિરસમૂહમાં સૌથી મોટો નેમિનાથપ્રાસાદ છે. નેમિનાથ ભગવાનની પ્રાચીન મૂર્તિ (૧૨ મી સદી) ખડિત થવાથી ઈ સ. ૧૬૧૮ માં મુનિ શ્રીવિનયદેવસૂરિજીએ નેમિનાથજીની નવી મૂર્તિની પુનઃપ્રતિષ્ઠા કરાવી હોવાનો એના પર લેખ છે. સફેદ આરસની એ ભવ્ય પ્રતિમા છે. નેમિનાથજી પદ્માસન અવસ્થામાં બેઠેલા છે. આ સિવાય ત્યાના મહાવીરસ્વામી તથા પાર્શ્વનાથના મદિરોમાં પણ મૂળનાયકની પ્રતિમાઓની પ્રતિષ્ઠા મુનિશ્રી વિજયદેવસૂરિએ આ સમયમાં કરાવી હતી.[૧૫]

તીર્થધામ શત્રુંજય પર વાઘણપોળમા પ્રવેશતા જ અમીઝરા પાર્શ્વનાથજીનું દેરાસર આવે છે, જેના મૂળ નાયક તરીકે અમીઝરા પાર્શ્વનાથજી બિરાજમાન છે. કાળા આરસમાંથી બનાવેલી આ પ્રતિમા પ્રભાવશાળી લાગે છે. મસ્તક પર સાત ફેણવાળા નાગની પાટલી નીચે સં. ૧૭૯૧(ઈ. ૧૭૩૪–૩૫)નો લેખ છે.[૧૬]

## ૨. હિંદુ-જૈન ધાતુ-શિલ્પો

વડોદરા મ્યુઝિયમમાં ૧૬ મી સદીના ઉત્તરાર્ધની એક મહિષાસુરમર્દિનીની અષ્ટભુજાવાળી સુંદર પ્રતિમા સચવાયેલી છે. એના હાથમાં ખડ્ગ ગદા પાશ ત્રિશૂલ ઢાલ ખટ્વાંગ કપાલ અને મહિષમુંડ ધારણ કરેલાં છે. સિંહ પાસે ત્રિભંગયુક્ત ઊભેલાં દેવી ત્રિશૂળથી મહિષાસુરનો વધ કરતાં જણાય છે.

ખેડબ્રહ્માના બ્રહ્માજી મંદિરના ગર્ભગૃહમાં કેટલીક ધાતુપ્રતિમાઓ પડેલી છે, જેમાં મહિષમર્દિની વિષ્ણુ તથા દીપલક્ષ્મીનાં સુંદર શિલ્પોનો સમાવેશ થાય છે મહિષમર્દિનીએ દસ હાથમાં પરંપરાગત આયુધ ધારણ કરેલાં છે દેવી ત્રિભંગ અવસ્થામાં અસુરનો વધ કરતાં જણાય છે. વિષ્ણુની પ્રતિમામાં ચતુર્ભુજ દેવ સમભંગ સ્થિતિમાં ઊભા છે. એમના જમણા હાથમાં ગદા અને પદ્મ અને ડાબા હાથમાં શંખ અને ચક્ર ધારણ કરેલાં છે. મસ્તક પર સાદો મુકુટ છે. પાછળ સાદો તોરણાકાર પરિકર છે. દીપકન્યાનું દેહલાલિત્ય ત્રિભંગમુદ્રામાં ખીલી ઊઠયું છે જમણો હાથ દીપક ધારણ કર્યો હોય તેવી સ્થિતિમાં છે ને ડાબો હાથ કમર નીચે લટકતો રાખેલો છે આ ત્રણેની પ્રતિમાઓમાં સાદો મુકુટ, કાનનાં વલયાકાર કુંડળ, દાઢી પાસેથી ત્રિકોણાકાર અને એકંદરે ચોરસ સ્વરૂપનો ચહેરો વગેરે જોવા મળે છે, જે આ સમયની કલાના લક્ષણ દર્શાવે છે

અમદાવાદના દોશીવાડાની પોળમાં આવેલા નટવરલાલજીના પ્રસિદ્ધ વૈષ્ણવ મંદિરમાં શ્રીકૃષ્ણના વિભિન્ન સ્વરૂપોની પિત્તળની અનેક ધાતુપ્રતિમાઓ સચવાયેલી છે. એમાં લાલજી વેણુગોપાલ અને રાધાકૃષ્ણની ત્રણ સુંદર સેવ્ય પ્રતિમાઓનો સમાવેશ થાય છે. બાળસ્વરૂપ લાલજી ભાખરભરિયા સ્થિતિમાં બેઠેલા છે (આ. ૪૫). બે પગ અને એક હાથ જમીન પર ટેકવેલા છે ને એક હાથમાં લાડુ રાખેલો છે. આ સ્વરૂપને 'લાડુગોપાલ' પણ કહેવામાં આવે છે માથે ગોળ ટોપી ઘાટનો ફૂમતા-વાળો મુકુટ ધારણ કરેલો છે વેણુગોપાલ (આ. ૪૬) પગે આંટી પાડીને ત્રિભંગમાં ઊભેલા છે. તેઓ જમણી તરફ બંસી રાખી વગાડતા હોય એમ લાગે છે. એમણે સાદો કિરીટમુકુટ ગોળ કુંડળ અને ઘૂંટણ સુધીનું કટિવસ્ત્ર ધારણ કરેલ છે રાધાકૃષ્ણની પણ આ જ સ્વરૂપની પ્રતિમા છે (આ. ૪૭). કૃષ્ણની સ્થિતિ ઉપર વર્ણવ્યા મુજબ બંસીવાદકની છે બાજુમાં રાધાજી છે. આ બંને પ્રતિમાઓ—વેણુગોપાલ અને રાધાકૃષ્ણ—ની મુખાકૃતિઓ બીબાઢાળ લાગે છે. આ કાલમાં મનુષ્યાકૃતિઓવાળાં શિલ્પોના—પછી એ દેવ-દેવી હોય, ચામરધારી હોય કે દીપ-કન્યા હોય, પરંતુ સહુના ચહેરા એકસરખા જોવા મળે છે. એમાં ખાસ ફેરફાર જોવા મળતો નથી આમ બીબા-ઢાળ ચહેરા ચોરસ અને વલયાકાર [illegible] પણ અહીં પ્રદર્શિત કરવામાં ધાતુપ્રતિમાઓનું મહત્ત્વનું લક્ષણ—મયૂરાકાર પાયાવાળા અષ્ટકોણ બાજઠ પર હાથીની પીઠિકા

અમદાવાદના લાલભાઈ દલપતભાઈ વિદ્યામંદિરના સંગ્રહમાં (દિગંબર) પાર્શ્વનાથની એક પદ્માસનસ્થ ધાતુપ્રતિમા સુરક્ષિત છે. પ્રતિમાનુ પબાસણ (ગાદી) નવગ્રહ પટ્ટિકા તથા આંટી પાડીને બેઠેલા બે સર્પોના અર્ધશિલ્પોથી સુશોભિત છે. પાર્શ્વનાથજીની બંને તરફ ધરણેંદ્ર અને પદ્માવતીના બે સુંદર લઘુશિલ્પ કરેલા છે. પબાસણની પાછળના ભાગમા સં. ૧૬૫૮(ઈ.સ. ૧૬૦૧–૦૨)નો લેખ છે. પ્રતિમાનુ માપ ૧૩·૫×૮ સે.મી. છે.

એ જ સંસ્થામા એકલ મહાવીરના નામે ઓળખાતી મહાવીરસ્વામીની પદ્માસન-વિરાજિત ધાતુની સુંદર પ્રતિમા આવેલી છે તેના લંબગોળાકાર કાન કલામય રીતે ખભાને સ્પર્શે છે (આ. ૪૯). મુખાકૃતિ સૌમ્ય અને ધ્યાન મુદ્રામા છે. કમર પરનો ચાંદીનો સાદો કંદોરો પ્રતિમા જૈન શ્વેતાંબર પંથની હોવાનુ સૂચવે છે. કરબદ્ધાવસ્થામાં રહેલાં આગળા ખંડિત છે. નીચે પાટલી પર સં. ૧૬૯૭(ઈ.સ. ૧૬૪૦–૪૧)નો લેખ છે. પ્રતિમાનુ માપ ૧૨·૫×૯ સે મી. છે.

એ સંસ્થામા બીજી પણ પાર્શ્વનાથજીની એક ઊભી કાઉસગ્ગ ધાતુપ્રતિમા સુરક્ષિત છે, જે તદ્દન નાના કદની ૬·૨×૫ સે.મી. માપની છે પગની પાનીઓ ખંડિત થઈ ગયેલી છે મસ્તક પર નાગની છાયા છે પ્રતિમા ૧૭ મી સદીના પૂર્વાર્ધની જણાય છે.

વડોદરા મ્યુઝિયમની ઇન્ડિયન આર્ટ ગૅલરીમાં સંભવનાથની પિત્તળની ધાતુ-પ્રતિમા સચવાયેલી છે. એના પરિકરના પાછળના ભાગમાં વિ સં. ૧૭૦૬(ઈ.સ. ૧૬૪૯-૫૦)નો લેખ છે સુખાસનમા બિરાજેલ સંભવનાથની સૌમ્ય મુખાકૃતિ અને પાછળનો કલાત્મક પરિકર દર્શનીય છે. નીચે પાટલી પર અશ્વનુ લાંછન છે

અમદાવાદ–ઝવેરીવાડના એક જૈન મંદિરમા કલાત્મક પરિકર (પંચતીર્થી)મા પદ્માસનસ્થ તીર્થંકર વિમલનાથની પ્રતિમા (આ ૫૦) આવેલી છે. એમની કમર પર ચાંદીનો કંદોરો છે. પંચતીર્થીના સ્તંભોમા બે પદ્માસનસ્થ અને બે કાઉસગ્ગ મુદ્રામા તીર્થંકરોના લઘુશિલ્પ કંડારેલા છે. એનુ તોરણ હસ્તિ–યુગ્મ, બે ગંધર્વો, મયૂર વગેરે શિલ્પોથી સુશોભિત છે નીચેનુ પબાસણ પણ જુદી જુદી આકૃતિઓથી સુશોભિત છે. પંચતીર્થી પર સં. ૧૭૦૬(ઈ.સ. ૧૬૪૯–૫૦)નો લેખ છે.

વડોદરા મ્યુઝિયમમા ૨૩ મા તીર્થંકર પાર્શ્વનાથની પિત્તળની ધાતુપ્રતિમા સચવાયેલી છે પાર્શ્વનાથ પદ્માસન લગાવી ધ્યાનસ્થ મુદ્રામા બેઠેલા છે મસ્તક પર નાગની છાયા છે. એમની જમણી બાજુ ગજમુખ પાર્શ્વયક્ષ છે, જેણે બે હાથમા સર્પ અને બીજા બે હાથમા ફળ અને નકુલ ધારણ કર્યાં છે. ડાબી તરફ યક્ષી

પદ્માવતી બિરાજમાન છે. એમના હાથમાં પાશ અંકુશ કમલ અને ફળ છે. સમગ્ર પ્રતિમા ફરતો કલાત્મક પરિકર છે. આ પ્રતિમા ૧૮ મી સદીના પ્રારંભની છે. ગુજરાતમાં પાર્શ્વનાથની ધાતુપ્રતિમાઓ સેંકડોની સંખ્યામાં ઉપલબ્ધ છે

ધાર્મિકેતર ધાતુ–શિલ્પોમા દીપલક્ષ્મી કે દીપકકન્યા, ચામરધારી અને ચામરધારિણી વગેરે પ્રકારના અસંખ્ય શિલ્પ આ કાલના મળે છે તે પૈકી વડોદરા મ્યુઝિયમમા સંગ્રહાયેલાં કેટલાંક શિલ્પ નોંધપાત્ર છે :

(૧) ચામરધારી પુરુષનું શિલ્પ મુઘલ કલાનો ઉત્તમ નમૂનો છે (આ. ૫૧) એના માથા પર મુઘલ ઢબની પાઘડી પહેરેલી છે આ જ પ્રકારે દીપકન્યાના શિલ્પમાં પણ માથે મુઘલ ઢબની પાઘડી જોવા મળે છે (આ ૫૨). બંનેનાં વસ્ત્ર પણ મુઘલ અને મારવાડી વલણના દ્યોતક છે આ શિલ્પ ગુજરાતના કલાત્મક ધાતુકામના નમૂનારૂપ છે. એમનો સમય ૧૭ મી સદીનો ઉત્તરાર્ધ ગણવામા આવ્યો છે.

(૨) આ સમયની અણહિલવાડ–પાટણની ચામરધારિણી( આ. ૫૩ )ની પણ એક કલાત્મક ધાતુપ્રતિમા અહીં સંગૃહીત છે સામાન્ય રીતે મુખ્ય દેવ-પ્રતિમાની આસપાસ ચામરધારી પુરુષ કે સ્ત્રીની પ્રતિમા કે એમને સંબદ્ધ પ્રતિમા ગોઠવવામા આવે છે. આ ચામરધારિણીનો ચામરવાળો ડાબો હાથ ઊંચો છે. ચામરનો બીજો છેડો કલાત્મક રીતે એના મુકુટ સાથે જોડેલો છે જમણો હાથ દીપક ધારણ કરવા તત્પર હોય એ રીતે રાખેલો છે. અહીં એના પગ ગોપાલ-મુદ્રામા (આંટી પાડીને) રાખેલા છે ડાબા ખભા પરથી ઘૂંટણ સુધી લટકતું ઉપવસ્ત્ર અને કલામય રીતે પહેરેલું કટિવસ્ત્ર એની સુંદરતામા વધારો કરે છે. પર્ણાકાર મુખાકૃતિ અને મોટી આંખો આ સમયની શિલ્પકૃતિઓના લક્ષણ દર્શાવે છે. એના રચના ૧૭ મી સદીના મધ્ય ભાગમા થયેલી જણાય છે [૧૭]

(૩) ૧૭ મી સદીના અંતભાગની પાટણ–અણહિલવાડ વિસ્તારમાથી મળેલી દીપ–કન્યાઓની જોડી પણ આ મ્યુઝિયમના સંગ્રહમા છે એમાં બંનેની નાજુક દેહયષ્ટિ, લાંબા પગ, નાનું માથું, પીઠનો ભાગ ઢાંકતું માથા પરનું ઓઢણું, પગની ઘૂંટીથી સહેજ ઊંચો ચણિયો, કમર સુધી લટકતો ચોટલો, વગેરે જોતા એ સ્થાનિક લોકકલાનું પ્રતિબિંબ પાડે છે. એમના વસ્ત્રો પર મુઘલ ભાત કોતરવામાં આવી છે એમનો ઊંચો અને મજબૂત બાંધો જોતા એમનું વ્યક્તિત્વ જાજરમાન લાગે છે. એમણે બે હાથ દીપક ધારણ કર્યો હોય એવી સ્થિતિમા રાખેલા છે. દીપકન્યાઓની આ જોડી ગુજરાતની લોકકલાના નમૂનારૂપ છે. [૧૮]

(૪) પિત્તળનું એક મોટું કલાત્મક દીપવૃક્ષ પણ અહીં પ્રદર્શિત કરવામા આવ્યું છે. મયૂરાકાર પાયાવાળા અષ્ટકોણ બાજઠ પર હાથીની પીઠિકા

૫૨ એને ગોઠવવામાં આવ્યું છે એને દીપલક્ષ્મી, મયૂરનાં અનેક લઘુશિલ્પ અને દીવીઓથી સુશોભિત કરવામાં આવ્યું છે લગ્નપ્રસંગે કે નવરાત્રમાં ગરબી સમયે તેમજ દિવાળી જેવા તહેવારોમાં ગુજરાતમાં આવી દીપમાળ પ્રગટાવવાનો રિવાજ ચાલ્યો આવે છે.

સૌરાષ્ટ્રમાંથી મેળવવામાં આવેલો ને ૧૨૦ સે.મી. ઊંચો અને ૮૫ સે.મી. વ્યાસનો એક પિત્તળનો દાબડો દિલ્હીના નેશનલ મ્યુઝિયમમાં પ્રદર્શિત કરવામાં આવ્યો છે (આ. ૫૪). એને ફરતા પનિહારીનાં ૭ શિલ્પોથી સુશોભિત કરેલો છે. પનિહારીનો ચહેરો ગોળાકાર પણ ઉપર-નીચેથી સહેજ દબાયેલો જોવા મળે છે વળી મોટી આંખો, બાયવાળું કાપડું, સાદો પણ ઘેરવાળો ઊંચો ઘાઘરો, માથાના પ્રમાણમાં નાનું બેડું વગેરે સૌરાષ્ટ્રની સ્ત્રીના વિશિષ્ટ નૃવંશીય લક્ષણ દર્શાવે છે કાઠી લોકોમાં લગ્ન વખતે આવા મોટા દાબડામાં કરિયાવરનો સામાન ભરીને દીકરીને આપવાનો રિવાજ હતો. આજે પણ એ રિવાજ ચાલુ છે. આ દાબડાની બનાવટ ૧૮ મી સદીના પ્રારંભની માનવામાં આવી છે.[૧૯]

આ પ્રકારે સૌરાષ્ટ્ર અને ગુજરાતમાં અનેક ગૃહઉપયોગી વસ્તુઓ રાચરચીલું વગેરેને વિવિધ પ્રકારની માનવ પશુ-પક્ષી તેમજ ભૌમિતિક આકૃતિઓ વગેરેથી શણગારવામાં આવતાં.

આ સમયમાં અનેક પ્રકારના ધાતુશિલ્પ ગુજરાતનાં જૈન મંદિરો, વૈષ્ણવ મંદિરો તથા અન્ય હિંદુ મંદિરોમાં, સંસ્થા-સંગ્રહાલયો તેમજ વ્યક્તિગત સંગ્રહોમાં સચવાયેલાં છે, જેમાં વડોદરાનું બરોડા મ્યુઝિયમ, વલ્લભ વિદ્યાનગરનું સરદાર પટેલ યુનિવર્સિટી મ્યુઝિયમ, કચ્છ-ભૂજનું મ્યુઝિયમ, અમદાવાદનું લાલભાઈ દલપતભાઈ પ્રાચ્ય વિદ્યામંદિર, અમદાવાદ પાટણ અને ખંભાતના જૈન મંદિરો અને ભંડારો અમદાવાદના દોશીવાડાની પોળનું વૈષ્ણવમંદિરનો સંગ્રહ ધ્યાન ખેંચે એવો છે. આ ઉપરાંત ખાનગી વ્યક્તિઓના સંગ્રહમાં પણ દેવ-દેવીઓ, દીપકન્યાઓ, પશુ-પક્ષીના આકારના સાંકળવાળા લટકતા દીપકો, કલાત્મક શિલ્પોવાળી હીંચકાની સાંકળો ધૂપદાની અને આરતીઓ અને બીજી ઘરવપરાશની અનેક કલાત્મક ચીજ-વસ્તુઓ જોવા મળે છે.

## ૩. હિંદુ-જૈન કાષ્ઠ-શિલ્પો

પાટણના વાડીપાર્શ્વનાથના મંદિરની રચના સમયે (ઈ.સ. ૧૫૯૪-૯૬) સ્થાપત્યના ભાગરૂપે વિવિધ પ્રકારનાં સુંદર શિલ્પોથી સુશોભિત ઘૂમટવાળો લાકડાનો એક કલાત્મક મંડપ ઊભો કરેલો હતો, જે આજે ન્યૂયૉર્કના મેટ્રોપોલિટન

મ્યુઝિયમમાં સુરક્ષિત છે. આ મંડપ આ કાલની કાષ્ઠશૈલીનો ઉત્તમ નમૂનો છે. એના ઘૂમટમા શોભતા શિલ્પોમા ઉદિત પ્રકારની સુંદર કોતરણીવાળી પદ્માકાર છત, ઘૂમટમા ફરતાં સુરસુંદરીઓના આઠ મદલ(bracket) શિલ્પો અને વાહનયુક્ત અષ્ટ દિક્પાલોનાં શિલ્પ નજરે પડે છે વળી ઝરૂખાનુ કલામય તોરણ (આ. ૫૫), એનાં ઉત્તરંગ પર પદ્માસનસ્થ તીર્થંકર, બે સેવિકા તેમજ નીચેના ભાગમાં ગજલક્ષ્મી તથા સુરસુંદરીઓ અને નૃત્યાંગનાઓ, મંડપના ગવાક્ષોમા દેવ-દેવીઓના શિલ્પ વગેરેનો સમાવેશ થાય છે મંડપના આ શિલ્પ ગુજરાતી કલાના જીવંત નમૂનારૂપ છે. પ્રત્યેક શિલ્પ જીવંત અને ગતિશીલ લાગે છે આ શિલ્પોના વસ્ત્રપરિધાન, અલંકાર, મુકુટનો આકાર, એમના પરનુ રંગકામ વગેરે બાબતમા ગુજરાતની પરંપરાગત કલાની અસર ઝાખી થતી જોવા મળે છે [૨૦]

આવો જ લાકડાનો એક કલાત્મક મંડપ વડોદરા મ્યુઝિયમમા ઈ.સ. ૧૯૪૭ થી સંગ્રહાયેલો છે. એ મૂલત જૂના વડોદરા રાજ્યના શિનોર વિસ્તારનો હોય એમ માનવામાં આવે છે. મંડપની રચના અને એના ભાગ જોતા એની રચના કોઈ એક જ સમયે થયેલી જણાતી નથી, પરંતુ ૧૬ માથી ૧૮મી સદી દરમ્યાન નિર્મિત થયેલ વિવિધ ભાગોને જોડીને એ ઊભો કરવામા આવ્યો છે. આ મંડપ કોઈ જૈન મંદિરના સ્થાપત્યનો ભાગ હતો આ મંડપના મુખ્ય શિલ્પોમા ૨૨ મા તીર્થંકર નેમિનાથનો લગ્નોત્સવ, વૈભવ-સંસાર-ત્યાગ અને એમના વરશીદાનનો મહોત્સવ, જૈનાચાર્યની શોભાયાત્રા અને જૈનસમાજ દ્વારા સ્વાગત, વિશ્વવિજય માટે નીકળતા ચક્રવર્તી રાજા (ભરત)ની શોભાયાત્રા વગેરે વિવિધ કથાપ્રસંગ કલાત્મક રીતે આલેખતી કાષ્ઠ શિલ્પપટ્ટિકાઓનો સમાવેશ થાય છે. ઉપરાત મંડપના મુખ્ય ઘૂમટના ખૂણા પરના સુર-સુંદરી અને ગાયિકાઓના શિલ્પ ઘૂમટમા વચ્ચે ઝૂલતા ચાર કિંનરીઓના શિલ્પ, લલિતત્રિભંગમા વેણુધર શ્રીકૃષ્ણનુ મનોરમ શિલ્પ, બંને બાજુ એકએક સેવિકા અને એકએક ગજયુક્ત લક્ષ્મી, દેવાંગનાઓ ગંધર્વો ગાયિકાઓ દિક્પાલો સાધુ શ્રાવક યક્ષ-યક્ષીઓ વગેરેના શિલ્પોનો પણ એમાં સમાવેશ થાય છે. પુષ્પાંકિત આકૃતિઓ, મુઘલ અસરવાળી કમાનો અને પશુપક્ષીઓના શિલ્પ પણ કલાત્મક રીતે કંડારવામા આવ્યા છે

આ મંડપના વિવિધ ભાગોનું નિર્માણ જુદા જુદા સમયે થયુ હોઈ એનાં શિલ્પ-સ્થાપત્યમાં ગુજરાત રાજપુતાના અને મુઘલ વગેરે શૈલીઓનો સમન્વય થયેલો છે સુરસુંદરીઓ અને ગાયિકાઓના વસ્ત્રાલંકારો અને વાજિંત્રો પર મુઘલશૈલીની સ્પષ્ટ અસર જોઈ શકાય છે. પરંપરાગત કિરીટ કે કરંડ-મુકુટને બદલે એક કાનથી

બીજા કાન સુધી ગોળાઈવાળા અને એના પર સુંદર તોરણાકાર રૂપાંકનવાળા મુકુટ ધ્યાન ખેંચે એવા છે મુઘલ શૈલીમાં ચિત્રોનાં –ખાસ કરીને શ્રીકૃષ્ણનાં ચિત્રોમાં મુકુટ પર આ પ્રકારની ભાત જોવા મળે છે પ્રાચીન ગુજરાતી શૈલીમાં પખવાજ બંસરી વગેરે પરંપરાગત વાજિંત્રો જોવા મળે છે, જ્યારે અહીં ગાયક–ગાયિકાઓના હાથમાં શરણાઈ તંબૂર તબલાં વગેરે નવીન વાજિંત્રો જોવા મળે છે વસ્ત્રોમાં પણ મુઘલ પોશાકની અસરવાળા પાયજામા અને ઘૂંટણ સુધીના સ્કર્ટ, લટકની સેરવાળાં એરિંગ, પાઘડી વગેરે નજરે પડે છે. માનવ-શિલ્પોની દેહરચના તથા હાવભાવમાં પણ પરિવર્તન માલૂમ પડે છે. શિલ્પોમાં શાસ્ત્રીય વિધાનનો અભાવ અને લોકકલા તથા સ્થાનિક તત્ત્વોની અસર વરતાય છે. દેહરચનામાં પ્રમાણમાપ જળવાયાં નથી. મોટા ચહેરા અને મોટી વિસ્ફારિત આંખો એ આ સમયના માનવ આકૃતિ કાષ્ઠ–શિલ્પોની વિશેષતા છે.[૨૧]

વડોદરા મ્યુઝિયમમાં લાકડાની દ્વારશાખાનો ઉત્તરાંગનો એક ભાગ સચવાયેલો છે તેની રચના લગભગ ૧૭ મી સદીના પૂર્વાર્ધમાં થયેલી છે. એમાં નેમિનાથનો રાજિમતી સાથેનો લગ્નોત્સવ અને એમનાં સંસારત્યાગના કથાનકવાળી કલામય સુંદર શિલ્પપટ્ટિકા નજરે પડે છે. નીચેના ભાગમાં પદ્માસનસ્થ સાત તીર્થંકરોના શિલ્પ કોતરવામાં આવ્યાં છે. છેક ઉપરના ભાગમાં વિભિન્ન તબક્કાઓમાંથી પસાર થઈ તીર્થંકરની અવસ્થાએ પહોંચતા નેમિનાથનું કરુણામય શિલ્પ, પાંખોવાળા દેવતાઓ, વાજિંત્રો ધારણ કરેલી સુરસુંદરીઓ વગેરેનાં શિલ્પ ધ્યાનપાત્ર છે. આ કલાકૃતિને મૂલવતાં શ્રી ગોએત્સ જણાવે છે કે વ્યક્તિગત શિલ્પો તથા સામૂહિક શિલ્પોની રચનાની બાબતમાં કલાકારે લીધેલી છૂટ નોંધપાત્ર છે. આ કૃતિના કેટલાક શિલ્પો, જેવા કે દેવતાઓનાં ઊડતાં એ શિલ્પોની રચનામાં કલાકારે સ્પષ્ટત. મધ્યકાલીન કલામાંથી પ્રેરણા લીધી છે, જ્યારે ધાર્મિક પ્રસંગવાળી શિલ્પપટ્ટિકામાં સ્ત્રીપુરુષોનાં સુરવાલ જામા પાઘડી તથા અન્ય પહેરવેશ વગેરે અકબરના દરબારમ'ના દરબારીઓના પોશાક જેવા દેખાય છે વાજિંત્રો ધારણ કરેલી એ દેવીઓના પાંખોવાળાં શિલ્પ પણ મુઘલકલાની અસરવાળા છે આમ આ કૃતિમાં મધ્યકાલીન શાસ્ત્રીય શિલ્પશૈલી અને મુઘલ શૈલીનો સમન્વય કરવાનો સ્તુત્ય પ્રયાસ જોવા મળે છે.[૨૨]

અમદાવાદની શામળાની પોળમાં આવેલું શ્રી પાર્શ્વનાથ મંદિર ઈ.સ ૧૬૫૩ માં નિર્માણ પામ્યું તેમાં લાકડામાં કોતરેલા તીર્થંકરોના જન્મ-મહોત્સવાદિ દૃશ્યો તેમજ પૂતળીઓ અને કલાત્મક ટેકાઓ નજરે પડે છે. કાષ્ઠકલાના કારીગરીના ઉત્તમ નમૂના તરીકે આ મંદિર ખરેખર જોવાલાયક છે.[૨૩]

૧૭ મી સદીની પાટણની ગજલક્ષ્મીનાં સુંદર શિલ્પવાળી અને રંગ કરેલી ત્રિકોણાકાર શિલ્પપટ્ટિકા પણ વડોદરા મ્યુઝિયમમાં સચવાયેલી છે. એમા દેવીના અલંકારો, મુકુટ વગેરે પર મુઘલ કલાના તત્ત્વ સ્પષ્ટ જોઈ શકાય છે.[૨૪]

મદલ અને સ્તંભશીર્ષ પણ સ્થાપત્યનાં મહત્ત્વના અંગ છે. આથી કારીગરોએ એને પણ વિભિન્ન પ્રકારનાં શિલ્પો, જેવા કે ફૂલ વેલ અને ભૌમિતિક આકૃતિઓ, હાથી મોર જેવા પ્રાણી–શિલ્પો કે દેવાંગનાઓના શિલ્પ દ્વારા સુશોભિત કર્યાં છે ગુજરાતમા મળી આવતા કાષ્ઠશિલ્પવાળાં મકાનો કે મંદિરોમા આ પ્રકારના અનેક કલાત્મક મદલ જોવા મળે છે. એમાં હળવદનો જૂનો રાજમહેલ, શ્રી ગૌતમ સારાભાઈનુ હાસોલનુ મકાન, ખેડાની શ્રી લક્ષ્મીરામ ધનેશ્વરની હવેલી વગેરેના સ્તંભશીર્ષ તથા મદલો ઉત્તમ પ્રકારની વિવિધ આકૃતિઓથી સુશોભિત છે.[૨૫]

ખેડાની શ્રી લક્ષ્મીરામ ધનેશ્વરની હવેલીની દ્વારશાખાના ઉત્તરાંગ પર મધ્યમા શ્રી ગણેશ તથા આજુબાજુ કલાત્મક ચામરધારિણી અને અભિષેક કરતા બે હાથીઓના સુંદર શિલ્પ નજરે પડે છે. ફૂલવેલની આકૃતિઓ, કલાત્મક ટોડલા તેમજ સુંદર ભૌમિતિક રૂપાંકનવાળી છત વગેરે પણ ધ્યાન ખેંચે છે. ૧૮ મી સદીના પ્રારંભમા આ હવેલીની રચના થયેલી છે[૨૬]

૧૮ મી સદીના પ્રારંભમાં નિર્માણ પામેલ પાટણની એક હવેલીનો ભાગ શિલ્પસ્થાપત્યનો અદ્ભુત નમૂનો પૂરો પાડે છે એના સ્થાપત્યનુ દરેક અંગ–સ્તંભ શીર્ષ કુંભી છત દ્વારશાખ મદલો પાટડા વગેરે વિભિન્ન પ્રકારના શિલ્પોથી અને બારીક કોતરણીથી ભરપૂર છે, જેમા હવા-ઉજાસ માટેનો નકશીદાર જાળીઓનુ કોતરકામ કલાની ચરમસીમારૂપ છે.[૨૭]

અમદાવાદમાં નીશાપોળમા આવેલ જગવલ્લભ પાર્શ્વનાથ મંદિરનુ સ્થાપત્ય હવેલી પ્રકારનુ છે. એનો આગળનો ભાગ, ખાસ કરીને એની બારીઓ વેલબુટ્ટાની આકૃતિઓ તથા વિવિધ પ્રકારના શિલ્પરૂપાંકનોથી સમૃદ્ધ છે. એના પાટડા પર હાથીના મુખવાળા શિલ્પોની સુંદર પટ્ટી છે[૨૮]

અમદાવાદમા રાયપુરમા ધોબીની પોળમાં આવેલા ડૉ ચંદ્રકાંત શંકરલાલના મકાનની કલાત્મક બારી નીચે મયૂર–મુખશિલ્પોવાળી સુંદર પટ્ટિકા તથા પુષ્પાંકિત આકૃતિઓવાળી તોરણાકાર પટ્ટિકા કલાત્મક રીતે કોતરવામા આવી છે.[૨૯]

સુરતના ચિંતામણિ દેરાસરના વિભિન્ન ભાગ ઉત્તમ પ્રકારની કોતરણી અને કાષ્ઠશિલ્પોથી સમૃદ્ધ છે. એમા પાર્શ્વનાથના અલંકૃત તોરણવાળા ગવાક્ષ, દ્વારશાખ મદલ વગેરેનો સમાવેશ થાય છે. આ શિલ્પ ૧૬ મા સદીના ઉત્તરાર્ધનાં જણાય છે[૩૦]

આ જ સમયનું અમદાવાદનું ચિંતામણિ પાર્શ્વનાથનું મંદિર પણ અદ્ભુત કાષ્ઠકલાનો પરિચય આપે છે. એમાં પાર્શ્વનાથના જીવનના પાંચ પ્રસંગ 'પંચ-કલ્યાણક' આલેખતી શિલ્પપટ્ટી મુખ્ય છે.[31]

પાટણના ૧૭ મી સદીના એક જૈન મંદિરમાંથી જુદા જુદા પ્રકારનાં વાજિંત્ર વગાડતી સુરસુંદરીઓ અને ગંધર્વોના કેટલાક સુંદર મદલ-શિલ્પ અમદાવાદના શાંતિનાથ જૈન મંદિરના વ્યવસ્થાપકોએ મેળવ્યાં છે આ શિલ્પોના મુકુટ રાજપૂત–મુઘલ શૈલીનાં ચિત્રોમાં દેખાતા મુકુટ જેવા છે (આ. ૫૬). એમના મોટા ચહેરા અને ફાંટેલી આંખો નોંધપાત્ર છે. એમના હાથમાં તત્કાલીન લોક–વાજિંત્રો જોવા મળે છે. આ શિલ્પ ખરેખર કાષ્ઠકલાના ઉત્કૃષ્ટ નમૂના છે.[32]

પાટણના કાનશા પાડામાં જોડાજોડ આવેલા બે જૈન મંદિરો પૈકી એકમાં એક મોટો (૧.૧×૨.૧ મીટર) માપનો કલાત્મક કાષ્ઠપટ્ટ દીવાલમાં જડી દેવામાં આવ્યો છે. ગુજરાતમાં આટલો મોટો કાષ્ઠ–પટ્ટ જવલ્લે જ જોવા મળે છે, જેનો નિર્માણકાળ ૧૭–૧૮ સદીનો ગણવામાં આવે છે. એમાં ઉપરના ભાગમાં સમેત-શિખર તીર્થ અને નીચે અષ્ટપદતીર્થનું કોતરકામ થયેલું. સમેતશિખરમાં ત્રણેય દિશામાં ફરતી ૨૦ ટેકરી તથા ૨૦ દેવકુલિકા મૂર્તિઓ સહિત કોતરવામાં આવી છે. વચ્ચે ઋષભદેવની પ્રતિમાથી અલંકૃત ત્રણ શિખરોથી યુક્ત સુશોભિત જલમંદિરનું સુંદર અને સુસ્પષ્ટ કોતરકામ કરવામાં આવ્યું છે. ઉપગત પહાડ પક્ષીઓ નદી સરોવર વૃક્ષો વનરાજીઓ, તપ કરતા મુનિઓ, સમેતશિખર ચઢતા–ઊતરતા યાત્રાળુઓ વગેરેનું તાદૃશ અને રમ્ય આકૃતિઓથી ખીચોખીચ કંડારકામ કરવામાં આવ્યું છે. અષ્ટાપદ પર્વત પણ ચોવીસ તીર્થંકરોની ફરતી શિખરબંધી દેવકુલિકાઓથી શોભે છે આ પર્વત આદ્યતીર્થંકર ઋષભદેવની નિર્વાણભૂમિ હોઈ મંદિરને બદલે સ્તૂપ–રચના બતાવી છે, જે નોંધપાત્ર છે. ઉપરના ભાગે બે ચામરધારી ઇંદ્ર બતાવવામાં આવ્યા છે સ્તૂપની જમણી બાજુ તંતુ-વાદ્ય બજાવતો દશગ્રીવ રાવણ અને ડાબી બાજુ એની પત્ની મંદોદરીને ભગવાન પાસે નૃત્ય કરતી બતાવી છે નીચે સગરચક્રીના પુત્રો તીર્થરક્ષણાર્થે ખાઈ ખોદી રહ્યા છે, આજુબાજુ તપ કરતા મુનિઓ બતાવાયા છે. આમ આ તીર્થપટ્ટ કાષ્ઠકલાની બહુમૂલ્ય કલાકૃતિ છે.[33]

આ સિવાય પણ ગુજરાતનાં ગામો અને નગરોમાં અનેક મંદિરો હવેલીઓ ચબુતરા મકાન વગેરે કાષ્ઠકલાથી સમૃદ્ધ છે; જેમકે હળવદનો જૂનો રાજમહેલ, ઘોઘામાં આવેલું પીરબક્ષ ખોસમભાઈનું મકાન, પોરબંદરનો સરતાનજીનો ચોરો તથા જૂનો દરબારગઢ, પાટણનાં કુંભારિયાપાડા અને ઘાંચેરપાડાનાં જૈનમંદિર વગેરે ૧૬ મી સદીના ઉત્તરાર્ધમાં બંધાયેલાં છે. જામનગરમાં વજુ કંદોઈના ડહેલામાં

આવેલુ મૂલચંદ પરસોત્તમ મહેતાનું મકાન, અમદાવાદ સારંગપુરમાં આવેલ દ્વારકાધીશ મંદિર વગેરે ૧૭ મી સદીના પૂર્વાર્ધમા બંધાયેલા છે. અમરેલીમાં નદી-કિનારે આવેલ મહંત કેશવદાસજીનું મંદિર, પાટણમા કપૂર મહેતાના ડહેલામા આવેલ જૈનમંદિર, અમદાવાદના સકી મહોલ્લાનુ ડૉ.સૈયદના તાહેરનુ મકાન, સોજિત્રા-(જિ. ખેડા) મા પીપળ કળિયામા આવેલ શ્રી નરસિંહભાઈ ચુનીભાઈનુ મકાન, ભરૂચમા શુકલ શેરીનુ શ્રી રતનલાલ હીરાલાલ શેલતનું મકાન, સુરતમા લાલાઠાકોરની પોળ તથા ઉત્તમરામની શેરીમા આવેલાં જિન મંદિર તથા ડૉ. જમશેદજી લશ્કરી માર્ગ પર આવેલ શ્રી વેણીલાલ જેકિશનદાસ તથા શ્રી ચંદ્રકાંત મગનલાલ વકીલનાં મકાન વગેરે ૧૭ માં સદીના ઉત્તરાર્ધમા બંધાયેલ છે. જામનગરમા મકીમવાડામા આવેલ મકીમ સોમચંદ કચરાભાઈનુ મકાન, અમદાવાદ–ખાડિયાની ધોબીની પોળમાં આવેલ શ્રી શંકરલાલના મકાન, વળી ત્યાંના સકી મહોલ્લાનુ શ્રી અબ્દુલહુસેન નરુદીનનુ મકાન, કાલુપુરમા કાળુશાની પોળનુ શ્રી સોમચંદભાઈ પરીખનુ મકાન, ઉમરેઠની ત્રણ પોળનો રંગિયો મહેલ, સુરતમા રાણી તળાવ પાસેનુ શ્રીમતી કુમુદબહેન શાંતિલાલનું મકાન વગેરે ૧૮ મી સદીના પૂર્વાર્ધમાં બાંધવામા આવેલા છે આ બધા મંદિરો હવેલીઓ અને મકાનોનાં જુદાં જુદાં સ્થાપત્યકીય અંગો, જેવા કે સ્તંભ કુંભી શીર્ષ પાટડા ટોડલા દ્વારશાખા, મદલો ઝરૂખા છત ગોખલાઓ વગેરેમા વિવિધ પ્રકારે ગણપતિ આદિ દેવ-દેવીઓ ગંધર્વો સુરસુંદરીઓ પશુ–પક્ષીઓના સુંદર શિલ્પ તેમજ ભાતભાતની ફૂલવેલ અને ભૌમિતિક આકૃતિઓવાળી બારીક અને કલાત્મક કોતરણીઓનો છૂટથી ઉપયોગ કરેલો જોવા મળે છે[34]

## ૪. પથ્થર અને કાષ્ઠનું જાળીકામ

આ સમયના જાળીકામમાં ગુજરાતના સલ્તનત કાલ દરમ્યાન વિકસેલી મુસ્લિમ શૈલીનો સંસ્પર્શ સ્પષ્ટ રીતે જ દેખાઈ આવે છે ઈડરના પહાડની રણમલ ચોકીના જૈન મંદિરની જાળીઓ આ કાલના લાક્ષણિક દૃષ્ટાંતરૂપે ગણાવી શકાય એમાં પુષ્પાંકિત તથા ભૌમિતિક આકૃતિઓના સુશ્લિષ્ટ રૂપાંકનોનો સમન્વય કરી કલાત્મક જાળીઓની રચના કરવામાં આવી છે.[35]

કચ્છના કલાપ્રેમી રાજવી મહારાવ લખપતજીના રાજ્યકાલ દરમ્યાન કચ્છની કલાકારીગીરીને ઘણું ઉત્તેજન મળ્યુ. કચ્છના કલાધર રામસિંહ માલમની દેખરેખ નીચે ભૂજમાં શિલ્પ અને સ્થાપત્યના નમૂનારૂપ આયના મહેલ તૈયાર કરાવ્યો તેમાં બેસીને મહારાવે સાહિત્યસર્જન કરેલુ આ મહેલની દીવાલો પરની ઉત્તમ પ્રકારની નકશીવાળી પથ્થરની જાળીઓ ખાસ ધ્યાન ખેંચે છે (આ. ૫૭). પૂર્ણ કુંભમાથી-

નીકળતી સૂર્યમુખીની ફૂલવેલની ભાત તથા કમાનમાં સુંદર કલાધર મયૂરનાં શિલ્પોથી આ જાળીઓ સુશોભિત છે

મુઘલ કાલમાં પથ્થરની જાળીઓ કરતાં લાકડાની જાળીઓનું કોતરકામ વધુ બહોળા પ્રમાણમાં થયું તેના અનેક નમૂના આજે ઉપલબ્ધ છે. ઈ. સ. ૧૭૦૯ માં બંધાયેલ હળવદના રાજમહેલની દીવાલોમાં જડેલી લાકડાની જાળીઓ મુઘલ કાલના પ્રારંભના જાળીકામનો સારો નમૂનો પૂરો પાડે છે બારીક ભૌમિતિક આકૃતિઓ કોતરીને કલાત્મક રીતે એની રચના કરવામાં આવી છે ૩૬

પાટણના વાડી-પાર્શ્વનાથ મંદિરનો લાકડાનો મંડપ જે હાલ મેટ્રોપોલિટન મ્યુઝિયમ ઑફ આર્ટ, ન્યૂયૉર્કમાં સચવાયેલો છે, તેની દીવાલો સુંદર અને કલાત્મક ભૌમિતિક આકૃતિઓવાળી જાળીઓની બનેલી છે. એની એક દીવાલમાં વચ્ચેના ભાગમાં દેવ-દેવીઓ તથા સુરસુંદરીઓના શિલ્પ, બારીક કોતરણીવાળાં તોરણ, મદલો, ગ્રાસ-પટ્ટી વગેરેથી સુશોભિત કલાત્મક ઝરૂખો આવેલો છે. સમગ્ર મંડપ આ કલાત્મક જાળીઓથી શોભી રહ્યો છે. આગળ જોયું છે તેમ આ મંડપનું નિર્માણ ઈ સ ૧૫૯૪માં થયું છે (જુઓ આ. ૫૫)

પાટણમાં જુદા જુદા પ્રકારની ભાતવાળી લાકડાની જાળીઓથી યુક્ત એક મકાનની શ્રી બર્જેસે નોંધ લીધી છે પુષ્પાકૃત આકૃતિઓ, ભૌમિતિક આકૃતિઓ, નરયુગ્મો, પક્ષી-યુગલો વગેરે આકૃતિઓને આ મકાનની જાળીઓમાં કલાત્મક રીતે કંડારવામાં આવી છે આ ઉપરાંત મકાનનું પ્રત્યેક સ્થાપત્ય-અંગ દ્વારશાખ ઝરૂખા બારીઓ ગોખલા મદલો ટોડલા વગેરે શિલ્પો અને બારીક કોતરણીથી ખીચોખીચ છે. એક ઇંચ પણ કોતરણી વગર બાકી રખાયો નથી. પાટણ એ કાષ્ઠકલાનું કેંદ્ર હતું, જ્યાં તે સિદ્ધની ચરમસીમાએ પહોંચી હતી. જેનો આ અદ્ભુત નમૂનો છે ૩૭

## ૫. મુસ્લિમ રૂપાંકન

મુઘલ કાલ દરમ્યાન ઇસ્લામી સ્થાપત્યની જેમ ઇસ્લામી શિલ્પના ક્ષેત્રે પણ અવનતિ થયેલી જોવા મળે છે અગાઉ મસ્જિદો અને મકબરામાં ભૌમિતિક અને પુષ્પાંકિત એમ બંને રૂપાંકનોનો છૂટે હાથે ઉપયોગ થતો તેમજ તેઓનું અંકન કલાત્મક અને બળવાન થયેલું જોવા મળતું, પરંતુ મુઘલ કાલમાં રૂપાંકનોનું પ્રમાણ ઘટી ગયેલું નજરે પડે છે. ઉપલબ્ધ રૂપાંકનોમાં પુષ્પાંકન ગૌણ બનેલાં ને ભૌમિતિક રૂપાંકન મુખ્ય બનેલાં જણાય છે. પુષ્પાંકનોમાં મુખ્યત્વે પલ્લાકાર પ્રયોજાતા જોવા મળે છે રૂપાંકનોમાં એકંદરે અગાઉની શૈલીનું અનુકરણ થયું છે, પણ અગાઉનો ભભકો વરતાતો નથી.

અમદાવાદની નવાબ સરદારખાનની મસ્જિદ અને નવાબ સુજાતખાનની મસ્જિદના મિનારાના છેક ઉપલા (ચોથા) મજલાની ટોચ પર ભવ્ય પદ્માકાર કરી એની મધ્યમા નાના કદના ઘૂમટ મૂકયા છે તેથી મિનારાનો દેખાવ સરસ લાગે છે. અલીખાન કાઝીની મસ્જિદની દીવાલોમા કંડારેલા ગવાક્ષ મનોહર છે એમા વૃત્તાકારે ઉપર ચડતી વેલોમાં પ્રસવ પામતા પુષ્પો અને પત્રોથી સુદર આકૃતિઓ રચાય છે. અલબત્ત, આ રૂપાકન સલ્તનતકાલીન ગવાક્ષો (આ ૫૮): અને જાળીઓનાં રૂપાંકનો જેવુ કલાત્મક અને બળવાન નથી

શેખ વજીહુદ્દીનના દરગાહમા બંને બાજુની દીવાલોમાં પ્રવેશવાના દરવાજાઓને ફરતી નાના નાના કદની ચોરસ અને લબચોરસ જાળીઓ કરેલી છે. આ જાળીઓમા મુખ્યત્વે વૈવિધ્યપૂર્ણ ભૌમિતિક રૂપાંકન નજરે પડે છે બે મુખ્ય દરવાજાઓ પર તોરણ કંડારેલાં છે ને એ તોરણને બંને બાજુથી હંસ ધારણ કરી રહ્યા હોય એવો ઘાટ આપેલો છે દીવાલની છેક ઉપરના ભાગમાં વૃત્તાકાર રૂપાકનની એક આડી હાર કરેલી છે. એમા મુખ્યત્વે વિવિધ તારાકાર કંડારેલા છે.

અમદાવાદના નાના એદ્રુસના રોજામા કબરને ફરતી જાળીદાર પડદીમા પુષ્પાંકન વિશેષ જોવા મળે છે[૩૮]

## પાદટીપ

૧. ર ના મહેતા, 'વડનગરની શિલ્પ સમૃદ્ધિ', "આચાર્ય વિજયવલ્લભસૂરિ સ્મારક ગ્રંથ", પૃ ૧૩૭-૧૩૮
૨. M R Majmudar, *Gujarat Its cultural Heritage*, p 64
૩ *Ibid*, p 68, H. Goetz, 'The post Mediaval Sculptures of Gujarat', *Bulletin of the Baroda Museum & Picture Gallery*" (*BBMPG*), Vol V, Pts I-II, p. 40
૪ R N Mehta, 'Gadadhar Temples at Shamalaji', *Journal of the M S University of Baroda*, Vol XV, pp 91 ff
૫ કા ફૂ સોમપુરા, 'શ્રી દ્વારકાધીશનું મંદિર', "દ્વારકા સર્વસંગ્રહ", પૃ ૨૯૨
૬. ના કે ભટ્ટી, 'નારાયણ સરોવર', પૃ ૧૧-૧૩, રામસિંહ રાઠોડ, "કચ્છનુ સંસ્કૃતિ દર્શન", પૃ ૫૬-૫૮
૭ ક. ભા દવે, 'ગુજરાતનુ મૂર્તિવિધાન', પૃ ૧૫૩
૮ ડો હરિલાલ ગૌદાની, 'શામળાજીનુ મંદિર, ગોરોલ', "નૂતન ગુજરાત", તા ૧૪-૯-૬૯
૯. ડો હરિલાલ ગૌદાની, 'કાશ્મીરા મહાદેવ, વાડજની લક્ષ્મીનારાયણની પ્રતિમા' 'જનસત્તા', તા ૩-૩-૭૪
૧૦. ડો હરિલાલ ગૌદાની, 'જૈન મંદિર, સાબલી', "નૂતન ગુજરાત", તા ૧-૨-૭૦

૧૧ દુ. કે શાસ્ત્રી, 'ગુજરાતનાં તીર્થસ્થાનો', પૃ. ૧૬૯–૭૦, અં પ્રે શાહ, 'જૈન તીર્થ સર્વસંગ્રહ', ભાગ ૧, ખંડ ૧, પૃ. ૧૯૬

૧૨. Burgess, *Temples of Śatrunjaya*, p. 25

૧૩-૧૪ અં. પ્રે શાહ, ઉપર્યુક્ત, ભા. ૧, ખં. ૧, પૃ ૧૧

૧૫ ક. ભા. દવે, "અંબિકા, કોટેશ્વર અને કુંભારિયા", પૃ. ૫૧–૫૫

૧૬. સારાભાઈ નવાબ, 'ભારતનાં જૈનતીર્થો અને તેમનું શિલ્પ-સ્થાપત્ય', પ્લેટ ૨૨, ચિત્ર ૧૨

૧૭. Goetz, 'Post-Medieval sculptures of Gujarat', *BBMPG*, Vol. V, pts. I.–II, p 40

૧૮. Goetz, *op. cit.*, p. 41 and Goetz, 'The Pretty Archaic Style in Old Gujarat Sculpture', *Journal of Gujarat Research Society*, Vol VIII, pp 113 ff.

૧૯ 'Decorative Arts',–*Bulletin of National Museum, New Delhi*, No. 1, p 15

૨૦. *BBMPG*, Vol. V, pt. I–II, pp 34 f, M R. Majmudar, *Gujarat: Its Art Heritage*, p. 64, R. K Trivedi, *Wood Carving of Gujarat*", (*WCG*) pp. 46-47

૨૧ Goetz, "Gujarati Wood-Sculpture" (special issue), *BBMPC*, Vol. VI. pts I–II; M. R. Majumdar, *op cit*, p 65, *WCC*, p 46

૨૨ *BBMFG*, Vol. V, pt I–II, p 34, pl. 2

૨૩. અ પ્રે. શાહ, ઉપર્યુક્ત, ભા ૧, ખં. ૧, પૃ. ૧૦

૨૪. *BBMPG*, Vol V, pts I-II, p 35, pl 5

૨૫-૨૬. *WCG*, p 68, pls XXVII–XXVIII

૨૭ Ibid., p 69, pl XII, Burgess & Cousens, *Architectural Antiquities of Northern Gujarat* (*AANG*), p 52, pl. XXXVI

૨૮-૨૯ *WCG*, p 70 pl XLVII ૩૦. *Ibid*, p 47 pl LXXXVI

૩૧ *Ibid*, pl. 72, pl. XLII ૩૨ *Ibid*, p 74, pl CXVI

૩૩. મુનિ યશોવિજયજી, 'પાટણના જૈન મંદિરમાનો એક સુંદર કાષ્ઠપટ', "આચાર્ય વિજયવલ્લભસૂરિ સ્મારક ગ્રંથ", પૃ. ૧૭૪

૩૪ ઉપરની માહિતી માટે જુઓ *WCG* ના કોષ્ઠક ૧ મા આપેલી જિલ્લાવાર માહિતી

૩૫ જયેન્દ્ર નાણાવટી તથા મધુસૂદન ઢાકી, "ગુજરાતની જલ-સમૃદ્ધિ", કુમાર, પુ. ૪૦, પૃ ૨૯૪

૩૬ એજન, પૃ. ૨૯૬, ચિત્ર ૨૦ ૩૭. *ECG*, p. 73, pl. CIV

૩૮. *Ibid*, p 44, 69, pl XII, Burgess & Cousens, *AANG*, p 51, pl. XXXVI

## પ્રકરણ ૧૫

# ચિત્રકલા

## ૧. લઘુચિત્રો

ઈ.સ. ૧૫૭૩ ના અંત ભાગમા મુઘલ સમ્રાટ અકબરે ગુજરાત પ્રાંત પર પોતાની સંપૂર્ણ સત્તા જમાવી ત્યારે ચિત્રકલાના ક્ષેત્રમાં ગુજરાતમાં લઘુચિત્ર-કલા પ્રચારમા હતી. આ કલા રાજસ્થાન, ગુજરાત અને સૌરાષ્ટ્રના જૈન જ્ઞાન-ભંડારોની હસ્તપ્રતોમાં જળવાઈ રહી હતી. આ કલાના કેટલાક નમૂના જૈનેતર હસ્તપ્રતોમા પણ જળવાઈ રહેલા જોવા મળે છે. હસ્તપ્રતની આ કલાને આપણે 'જૈન શૈલી' 'અપભ્રંશ શૈલી' 'રાજસ્થાન શૈલી' કે 'પશ્ચિમ ભારતની લઘુ-ચિત્ર શૈલી' તરીકે ઓળખાવીએ છીએ. નોંધપાત્ર હકીકત એ છે કે મુઘલ કાલમાં આ ચિત્રકલાએ 'ગુજરાતી શૈલી' તરીકે આગવું સ્થાન પ્રાપ્ત કર્યું હતુ. આ ચિત્રોનો મોટો સમૂહ ગુજરાત, રાજસ્થાન અને સૌરાષ્ટ્રના જ્ઞાનભંડારોમા કે ચિત્ર-શાળાઓમાં તૈયાર કરવામાં આવ્યો હતો અકબરના સમયમાં ગુજરાતના સંગીતકારો, ચિત્રકારો અને બીજા કલાકારો પોતાને અલગ તારવવા માટે (પોતાના નામની પાછળ) 'ગુજરાતી' શબ્દ પ્રયોજતા હતા.[1] અકબરની ચિત્રશાળામા કેશવ ગુજરાતી, માધવ ગુજરાતી અને ભીમ ગુજરાતી પ્રસિદ્ધ ચિત્રકાર હતા.

આ સમયની મોટા ભાગની હસ્તપ્રતો કાગળની જોવા મળે છે. અગાઉ જે ચિત્રો તાડપત્રોની હસ્તપ્રતોમાં જોવા મળતા હતા તે હવે કાગળની હસ્તપ્રતોમાં વધારે વિકસિત સ્વરૂપે જોવા મળે છે તાડપત્રનું સ્થાન કાગળે લીધાનો સમય આશરે ઈસવી સનની ૧૫ મી સદીનો અંકાય છે કાગળ પર અંકિત થયેલી શુદ્ધ ગુજરાતી ચિત્રકલા લગભગ બસો વર્ષ સુધી ટકી રહેલી જોવા મળે છે. ઈસવી-સનની ૧૬ મી સદીથી મુઘલ અને રાજપૂત ચિત્રકલાનો વિકાસ થતાં એ એમાં લુપ્ત થઈ ગયેલી જોવા મળે છે.

ગુજરાતી કલાકારોને પોતાની ચિત્રકલાની અભિવ્યક્તિ માટે કાગળનું સાધન પ્રાપ્ત થવાથી ચિત્રકલાનુ સ્વરૂપ પણ કેવુ બદલાયુ તેનો ઇતિહાસ આ બસો વર્ષની ગુજરાતી ચિત્રકલા પૂરો પાડે છે. તાડપત્રોમા ચિત્રાલેખન માટે કલાકારોને

લંબાઈ કરતાં પહોળાઈમાં જ પોતાની કલાને અભિવ્યક્ત કરવાની ફરજ પડતી હતી માત્ર ૦•૦૫ કે ૦•૦૮ મીટરની પહોળાઈમા તેને પોતાના ચિત્રનું આયોજન કરવું પડતું હતું ! પરિણામે તાડપત્રોની ચિત્રકલામા એ મન મૂકીને પોતાના વિષયની વિગતો ઉમેરી શકતો ન હતો! હવે આ ગાળામાં જ્યારે કાગળ સુલભ બન્યો ત્યારે એને મન મૂકીને પોતાની ચિત્રકૃતિઓમા બારીક કલાત્મક વિગતો ઉમેરવાની તક પ્રાપ્ત થઈ. કલાવિવેચકો કહે છે કે રસ અને ભાવની અભિવ્યક્તિની દૃષ્ટિએ ગુજરાતી ચિત્રકલાના ઉત્તમ નમૂના કાગળની હસ્ત-પ્રતોમા જોવા મળે છે. સાહિત્ય અને કલાને કેવો મધુર સબંધ છે તેનાં દૃષ્ટાંત આ ગુજરાતી ચિત્રકલાની હસ્તપ્રતો પૂરા પાડે છે. પશ્ચિમના વિવેચનમાં કવિતા અને ચિત્રકલા ( Poetry and Painting ) વિશે ઘણી ચર્ચાઓ ૧૯ મી સદીની શરૂઆતમાં કરવામાં આવી છે, જ્યારે ગુજરાતમા તો કવિતા અને ચિત્રકલા છેક ૧૧ મી સદીથી કેવી ઓતપ્રોત થઈ હતી તેનો રસિક ઇતિહાસ આ ચિત્રકલામા જોવા મળે છે. કવિએ જે શબ્દચિત્ર કાવ્યમાં આલેખ્યુ છે તેને ચિત્રકારે રગ અને રેખાની મદદ વડે ભારોભાર અભિવ્યક્ત કર્યું છે. ગુજરાતના કલાકારોની આ અદ્ભુત સિદ્ધિ ગણાવી શકાય.

મુઘલ કાલના ગુજરાતની આ કલા મુખ્યત્વે ધાર્મિક ગણાવી શકાય આમ છતાં એના લૌકિક નમૂનાઓ પણ ઓછા નથી. આ વિષયમા હજુ વધુ સંશોધનને અવકાશ છે આ સમયમાં ગુજરાતના લોકજીવન ઉપર મુખ્યત્વે ત્રણ સંપ્રદાયોની અસર જોવા મળે છે: (૧) જૈન, (૨) વૈષ્ણવ, (૩) શૈવ–શાક્ત. લૌકિક નમૂનાઓ શૃંગારી સાહિત્યકૃતિઓ અને લોકકથાઓની કૃતિઓમાં મળે છે.

### જૈન પોથીની ચિત્રકલા

ગુજરાતના જૈન શ્રેષ્ઠીઓ અને મુનિઓને મુઘલ સમ્રાટો સાથે આર્થિક, રાજકીય અને ધાર્મિક સુમેળ હોવાથી સલ્તનત કાલની સરખામણીમા મુઘલ કાલમા સાહિત્ય અને કલાના ક્ષેત્રમાં નોંધપાત્ર વિકાસ થયો. આ કાલમા કલ્પ-સૂત્ર, ઉત્તરાધ્યયનસૂત્ર, સંગ્રહણીસૂત્ર અને કાલકાચાર્ય–કથા જેવા ગ્રંથોની, કાગળ સુલભ થતાં, અનેક પ્રતો લહિયાઓ દ્વારા તૈયાર કરવામા આવી વળી આવી પ્રતો પૈકી કેટલીકને ચિત્રોથી અલંકૃત કરવામાં આવી. હાસિયાના આલેખનમાં જે ફૂલવેલ અને ભૌમિતિક ભાતો જોવા મળે છે તેમા મુઘલ કલાની અસર સ્પષ્ટ દેખાય છે આ સમયમા જૈન કવિઓએ જે ‘રાસ’ રચ્યા તેમા પણ ચિત્રોનુ કલાત્મક આલેખન છે. આવા રાસોમા ‘ચંડરાસ’, ‘આર્દ્રકુમારરાસ’ ‘નલદવદન્તી

રાસ' 'શ્રેણિક રાસ' 'શ્રીપાલ રાસ' વગેરે મુખ્ય છે. આ ઉપરાંત 'ઉપદેશમાલા' 'વિચારસત્તરી' જેવા ગ્રંથોની કાગળની પોથીઓ પણ ચિત્રિત થયેલી જોવા મળે છે.

મુઘલ કાલની પ્રાચીનમા પ્રાચીન સમયાંકિત ચિત્રિત હસ્તપ્રત 'સંગ્રહણી-સૂત્ર'ની છે, જેની નકલ માતર(જિ. ખેડા)માં ઈ.સ. ૧૫૮૩માં કરવામાં આવી હતી.[૨] આ પોથીનાં ચિત્રોમાં મુઘલ અસર બહુ સ્પષ્ટ દેખાય છે, ખાસ કરીને પાત્રોની વેશભૂષા, પશુ-પંખી અને વૃક્ષોનાં આલેખનમાં. વર્ણ અને પાત્રોના આલેખનમાં કલાકારે પ્રાચીન પરંપરા જાળવી છે ચિત્રમાં નૃત્યકારો અને સંગીતકારોની ગોઠવણીમાં પણ કલાકારે એમ જ કર્યું છે. આ પોથીના એક પાના ઉપર ચિત્રકારનું નામ 'ચિતારા ગોવિંદ' લખેલું છે. આ સૂત્રની એક બીજી ચિત્રિત પોથી ખંભાતમાંથી મળી છે.[૩]

આ કાલની કલ્પસૂત્રની અનેક પ્રતો ગુજરાતના જૈન જ્ઞાનભંડારોમાં સચવાયેલી છે, જેમાંની કેટલીક સમયનિર્દેશવાળી છે તો કેટલીક એ વિનાની છે. કલ્પસૂત્રની ચિત્રકામવાળી કાગળની સૌથી જૂની ઉપલબ્ધ પોથી રાવ બહાદુર ડૉ. હીરાનંદ શાસ્ત્રીના સંગ્રહાલયમાં છે[૪] કલ્પસૂત્રની કાગળની પોથીવાળાં ચિત્રો ૧૫ મા સૈકાથી જૂનાં ગણાતાં નથી

કચ્છના અંજાર ગામેથી ઉત્તરાધ્યયનસૂત્રની એક ચિત્રિત પોથી મળી છે. ચિત્રોની શૈલી પરથી તેનો સમય આશરે ઈ.સ. ૧૫૮૦થી ૧૬૦૦નો મનાય છે[૫]

અમદાવાદના દેવશાના પાડાના ભંડારમાંથી મુનિશ્રી પુણ્યવિજયજીએ ઉપ-દેશમાલાની સચિત્ર પોથી શોધી છે આ પોથી વિ.સં. ૧૭૬૫ (ઈ.સ. ૧૭૦૮)ની હોવાનું મનાય છે[૬] 'આર્દ્રકુમાર રાસ'ની ચિત્રિત પોથી મુનિશ્રી પુણ્યવિજયજીના સંગ્રહમાં છે. આ કૃતિનો રચનાર કોણ હશે તેની વિગતો મળતી નથી. આ પોથી ૧૭ મી સદીના ઉત્તરાર્ધ ભાગમાં લખાઈ હોય તેમ મનાય છે[૭] 'ચંદરાસ' અથવા 'ચંદરાજ રાસ'ની ઘણી ચિત્રિત પોથીઓ ગુજરાતમાંથી પ્રાપ્ત થાય છે. મુનિશ્રી પુણ્યવિજયજીના સંગ્રહમાં જે ચિત્રિત પોથી છે તેનો સમય વિ.સં. ૧૭૧૨ એટલે કે ઈ.સ. ૧૬૫૫ છે. આ પોથી વ્યાઘ્રસેનપુરમાં તૈયાર કરવામાં આવી હતી આ વ્યાઘ્રસેનપુર તે ખેડા જિલ્લામાં આણંદ અને નડિયાદની વચ્ચે આવેલું વઘાસી કે વડોદરા નજીક આવેલું વાઘોડિયા છે[૮] આ રાસની એક ચિત્રિત પોથી સુરતમાંથી મળી છે જેને શ્રી લા. દ. ભારતીય સંસ્કૃતિ વિદ્યામંદિર, અમદાવાદમાં સંગૃહીત કરવામાં આવી છે આ પોથીનો સમય વિ.સં. ૧૭૧૬ એટલે કે ઈ.સ. ૧૬૫૯ છે.[૯]

ખેડા જિલ્લાના માતર ગામેથી 'વિચારસત્તરી'ની એક ચિત્રિત પોથી પ્રાપ્ત થઈ છે જેનો સમય વિ.સ. ૧૬૩૯ (ઈ.સ. ૧૫૮૩) છે. આ પોથીમા કુલ ૧૨ ચિત્ર છે. આ પોથી અમદાવાદના શેઠ ભોળાભાઈ જેશિંગભાઈ વિદ્યાભવનમા સંગૃહીત કરવામાં આવી છે.

અમદાવાદના દેવશાના પાડાના ભંડારમાંથી 'હરબલચોપાઈ'ની આ સમયની એક ચિત્રિત પોથી મળી છે. એનો સમય વિ.સ. ૧૭૪૪ (ઈ.સ. ૧૬૮૭) છે.[૧૦]

આ પોથીઓ ઉપરાંત બાદશાહ જહાંગીરના ફરમાનોનાં બે સુંદર ચિત્ર પ્રાપ્ત થયાં છે. જહાંગીરના દરબારી ચિત્રકારો પૈકી કલાકાર શાલિવાહને જૈન શાસનને લગતાં બે ચિત્ર આલેખ્યા છે. આ પૈકીના એક ચિત્રમાં જૈનાચાર્ય શ્રીવિજયસેનસૂરિ ઉપર આગ્રાના જૈન સંઘે સંવત ૧૬૬૭ કાર્તિક સુદ બીજ ને સોમવારના રોજ મોકલાયેલા વિજ્ઞપ્તિપત્રમા ઉપાધ્યાય શ્રી વિવેકહર્ષગણિએ સંવત ૧૬૬૬ ના વર્ષમા આગ્રામાં ચાતુર્માસ કર્યો ત્યારે, રાજા રામદાસ વગેરે દ્વારા શહેનશાહ જહાંગીરની મુલાકાત લીધી અને પોતાની વિદ્વત્તાની પ્રતિભાથી બાદશાહને પ્રભાવિત કરીને એ વર્ષમા એની પાસેથી પર્યુષણ પર્વના તહેવારોના દિવસોમા પોતાના રાજ્યમાં જીવહિંસા ન થાય એ બાબતનુ જે ફરમાન કઢાવેલુ તેનુ આલેખન કરવામાં આવ્યુ છે. ઉપાધ્યાય વિવેકહર્ષગણિના આ ઉત્તમ કાર્યથી આગ્રાના જૈન સંઘને ઘણો આનંદ થયો અને એ આનંદ પ્રગટ કરવા તેઓએ પોતાના ગચ્છના ગચ્છપતિ આચાર્ય કે જેઓ એ વખતે દેવપાટણ એટલે કે આજના પ્રભાસપાટણમા ચાતુર્માસ માટે રહ્યા હતા, તેઓને સાંવત્સરિક ક્ષમાપના-ના પત્ર નિમિત્તે આપવા આ પ્રસંગનુ ચિત્ર શાલિવાહન પાસે તૈયાર કરાવ્યુ સદરહુ ચિત્રપટમા ઉપાધ્યાય વિવેકહર્ષગણિ રાજા રામદાસની સાથે શહેનશાહ જહાંગીર પાસે ફરમાન મેળવવા માટે કઈ રીતે જાય છે તેનુ તાદૃશ આલેખન કરવામા આવ્યુ છે. ફરમાન પ્રાપ્ત કર્યા પછી એમના બે શિષ્ય રાજ્યના સેવકોને સાથે લઈ આગ્રા શહેરમા તે બાબતનો પડો વગાડે છે એ પ્રસંગનુ સુંદર આલેખન ચિત્રકારે કર્યું છે (આ. ૫૯).

આ પ્રસંગને આલેખતુ બીજું ચિત્ર આચાર્ય વિજયસેનસૂરિનુ છે. એમની આસપાસ જિજ્ઞાસુ શ્રાવકો બેઠેલા છે. ઉપાધ્યાય વિજયહર્ષ બાદશાહી ફરમાન પોતાના આચાર્યને બતાવી રહ્યા છે એમની પાછળ ઉદયહર્ષસૂરિ પણ દેખાય છે અને એમની પાછળ મુઘલ દરબારનો કોઈ અધિકારી દેખાય છે. આ ચિત્રમા તત્કાલીન જૈન સાધુઓની વેશભૂષા નોંધપાત્ર છે. એમની પાસેના ઉપકરણ ધ્યાન ખેંચે એવા છે. આચાર્યશ્રી વિજયસેનસૂરિ પોથી સાથે સ્વાધ્યાય કરી રહેલા

દેખાય છે. મુઘલ અધિકારીની પાઘડી અને પાયજામો તે સમયની મુઘલ દરબારી વેશભૂષાનો ખ્યાલ આપે છે આચાર્યને જૈન મુનિની સાથે ઉપાશ્રયમાં મળવા માટે મુઘલ અધિકારીએ પગમા પગરખાં રાખ્યાં નથી એ વાત ધ્યાન ખેચે એવી છે (આ. ૬૦).

આ ચિત્રોમા આલેખાયેલા પાત્રોનુ નિરૂપણ સ્પષ્ટ અને આબેહૂબ છે. વળી નોંધપાત્ર હકીકત એ છે કે દરેક પાત્રની ઉપર એનું નામ કાળી શાહીથી લખેલુ છે. આ કારણથી આ ચિત્રની ઐતિહાસિક અગત્ય ઘણી વધી જાય છે બાદશાહી ચિત્રકાર શાલિવાહન પોતે જ આ ચિત્રની ભાવાભિવ્યક્તિ બાબતમાં નોંધ્યુ છે કે 'ઉસ્તાદ શાલિવાહન બાદશાહી ચિત્રકાર છે. એણે એ સમયે જોયો એવો જ આમા ભાવ રાખ્યો છે.'[૧૧]

શ્રી જિનસિંહસૂરિના શિષ્ય મતિસારે રચાયેલ 'ધન્ના સાલિભદ્રરાસ'નાં ચિત્ર પણ જહાંગીરના દરબારી ચિત્રકાર શાલિવાહને આલેખ્યા છે. આ રાસ કલકત્તાના જમીનદાર બાબુ બહાદુરસિંહજી સિંઘીના સંગ્રહમાં છે આ રાસની હસ્તલિખિત પ્રત શ્રી જિનવિજયજી દ્વારા શ્રી સારાભાઈ નવાબને જોવા મળેલી. આ પ્રતનું લખાણ દેવનાગરી લિપિમાં જૂની ગુજરાતી ભાષામાં છે. એમાં કુલ ૨૬ પૃષ્ઠ અને ૩૯ સુંદર રંગીન ચિત્રો છે આ પ્રતની પ્રશસ્તિમાં એના જ રચયિતા લેખક અને ચિત્રકારની વિગતો આપવામાં આવી છે જે ઐતિહાસિક દૃષ્ટિએ મહત્ત્વની છે. આ રાસના ૩૯ ચિત્રો પૈકીનાં ચાર ચિત્ર પ્રસિદ્ધ થયાં છે[૧૨]

આ સમયમાં મહાકવિ કાલિદાસનાં મેઘદૂત અને કુમારસંભવ જેવી જૈનેતર રચનાઓમા પણ ચિત્ર આલેખવામા આવતા હતાં. આ રચનાઓની હસ્તપ્રતોમાં એની નકલ કરનારનુ નામ, એના ગુરુનુ નામ, ગચ્છનુ તેમજ સ્થળનુ નામ વગેરે વિગતો આપેલી હોય છે. 'મેઘદૂત'ની નકલ પંડિત ઉદયહર્ષે વિ સં. ૧૭૨૬ (ઈ સ. ૧૬૭૦)ની સાલમાં આમણીકોટ(દેવીકોટ, રાજસ્થાન)માં કરી હતી આ ચિત્રિત હસ્તપ્રત અમદાવાદના લા દ ભારતીય સંસ્કૃતિ વિદ્યામંદિરમા સંગૃહીત છે[૧૩]

આ જ સમયમા ચિત્રિત અને નકલ કરાયેલી 'કુમારસંભવ'ની હસ્તપ્રત પણ આ સંસ્થામાં સંગ્રહીત કરવામાં આવી છે. એની સ્થાપના વિ. સં ૧૭૦૧ (ઈ.સ ૧૬૪૪)મા શ્રી લાભકીર્તિગણિના શિષ્ય પંડિત હર્ષસોમે નૌતનપુર (જામનગર)મા કરી હતી.[૧૪]

અમદાવાદમા દેવશાના પાડાના ભંડારમાં સંગૃહીત થયેલી 'હરિબલ ચૌપાઈ'ની પોથીમા પણ આ સમયનાં ચિત્ર છે. આ ચૌપાઈની રચના આચાર્ય હીરવિજયસૂરિના શિષ્ય પંડિતવર્ય સિંહવ્યાસના શિષ્ય જિનવિજયે વિ.સં. ૧૭૪૪ (ઇ.સ. ૧૬૮૭)મા કરી છે, જેમાં માછીમાર હરિબલ અને જૈન મુનિ ધીવરની કથા આલેખવામા આવી છે.[૧૫]

૧૬ મા સૈકાની ગુજરાતી શૈલીના ચિત્રોવાળી 'રાજપ્રશ્નીય સૂત્ર'ની એક પ્રત મુનિશ્રી પુણ્યવિજયના સંગ્રહમાં છે. આ પ્રતમા એનો કોઈ સમયનિર્દેશ આદિ કે અંત ભાગમા મળતો નથી. આમ છતાં લિપિ અને અક્ષરોના મરોડ તેમજ ભાષાની લઢણ ઉપરથી એનો સમય ડૉ. ઉમાકાન્ત શાહ ઈ.સ ૧૬૦૦ કે એ અગાઉનો મૂકે છે.[૧૬] આ પ્રતમા આલેખાયેલી સાધુની આકૃતિઓ માતર-માંથી પ્રાપ્ત થયેલી સંગ્રહણીસૂત્રની આકૃતિઓ અને વડોદરા સંગ્રહાલયની ઉત્તરાધ્યયનસૂત્રની આકૃતિઓ સાથે ખૂબ જ મળતી આવે છે.[૧૭]

## વૈષ્ણવ પોથીની ચિત્રકલા

ગુજરાતમાથી ગીતગોવિંદ, બાલગોપાલ સ્તુતિ અને ભાગવત દશમસ્કંધની ચિત્રિત પોથીઓ પ્રાપ્ત થઈ ન હતી ત્યાં સુધી એમ મનાતુ હતુ કે પશ્ચિમ ભારતની લઘુ ચિત્રકલા માત્ર જૈનધર્માવલંબી છે. ઈ.સ ૧૯૨૯મા બાલગોપાલ સ્તુતિની ચિત્રિત પોથી મળી આવી અને કલાવિવેચકોનેઆ ખ્યાલ બદલવો પડયો. આ પોથીની હસ્તપ્રત હાલમા બોસ્ટન સંગ્રહાલયમાં છે, જેમાં ૪૦ ચિત્ર છે. પ્રો ડબલ્યુ. નોર્મન બ્રાઉન આ પોથીનો સમય ઈસ્વી સનના ૧૫મા સૈકાનો મધ્ય ભાગ ગણે છે.[૧૮] આ પોથીની બીજી એક પ્રત વડોદરાના સંગ્રહાલયમાં છે, જેના ચિત્ર બોસ્ટનમાં સચવાયેલી હસ્તપ્રત સાથે સામ્ય ધરાવે છે.[૧૯] સને ૧૯૩૨માં આ પોથીની એ પ્રત અમદાવાદમાં શુક્રવારની ગુજરીમાથી ડૉ. ભોગીલાલ સાંડેસરાને પ્રાપ્ત થઈ અને એનાં ચિત્રોની વિગતો ડૉ. મંજુલાલ ર. મજમુદારે સને ૧૯૩૩મા વડોદરામા ભરાયેલી સાતમી અખિલ ભારતીય પ્રાચ્ય-વિદ્યા પરિષદ (All-India Oriental Conference) સમક્ષ પોતાના શોધ-નિબંધમાં પ્રસિદ્ધ કરી.[૨૦] ડૉ. મંજુલાલ મજમુદારે આ પોથીની એક બીજી પ્રત ખેડા જિલ્લાના પેટલાદ ગામેથી રાજરત્ન નારાયણભાઈ સંસ્કૃત પાઠશાળામાંથી પ્રાપ્ત કરી છે આ પોથીમાં કુલ ૨૯ ચિત્રો છે, જેનો સમય ૧૭ મા સૈકાનો પૂર્વાર્ધ મનાય છે.

કાંકરોલીના વ્રજભૂષણલાલજીના સગ્રહમાં 'ભાગવત દશમસ્કંધ'ની એક ચિત્રિત પોથી છે, જેના છેલ્લા પાને ભગવાન શ્રીકૃષ્ણ વાંસળી વગાડતા આલેખ્યા છે. વર્ણ આયોજન, અલંકાર તેમ જ કેશરચનાની દૃષ્ટિએ આ ચિત્રમા જૂની પશ્ચિમ ભારતની ચિત્રશૈલીની પરંપરા જળવાયેલી જોવા મળે છે. આ પોથીનો સમય આશરે ૧૬ મા સૈકાનો મધ્યભાગ કે એ પછીનો મનાય છે[૨૧]

દશમસ્કંધની શ્રીધરની ગુજરાતીમા ભાવાર્થ–ટીકાવાળી એક ચિત્રિત પોથી જોધપુરમાંથી મળી છે, જેમાં દરેક ચિત્રની વિગતો વર્ણવવામાં આવી છે. આ પોથીનો સમય ઈ.સ. ૧૬૧૦ છે પોથીના ચિત્ર ચિત્રકાર નારદપુત્ર ગોવિંદે આલેખ્યાં છે, જેનો ઉલ્લેખ તેના છેલ્લા પાને કરવામાં આવ્યો છે.[૨૨] ડૉ. મંજુલાલ મજમુદારે આ પોથીના ચિત્રોને સૌ પ્રથમ પ્રસિદ્ધિ આપી છે[૨૩] આ શૈલીના ચિત્રનું 'ભાગવત'નુ એક પાનું પ્રાચ્યવિદ્યા મંદિર, વડોદરાના સંગ્રહમાં છે, જે ઈ.સ. ૧૬૧૦ મા ચિતરાયેલી પ્રતિના પાના તરીકે ખરીદવામા આવ્યુ છે. આ પાનનુ ચિત્ર ડૉ. ઉમાકાન્ત શાહે 'સ્વાધ્યાય'ના મુખપૃષ્ઠ પર પ્રસિદ્ધ કર્યું છે.[૨૪]

મુઘલ કાલમાં ગુજરાતના સમાજજીવન પર કવિ જયદેવના 'ગીત–ગોવિંદ'નાં ભક્તિ અને શૃંગારી કાવ્યોની ઘણી અસર હતી, જેનો પુરાવો ગુજરાતમાંથી પ્રાપ્ત થતી ગીત–ગોવિંદની ચિત્રિત પોથીઓ છે. આ કાવ્યની સૌથી જૂનામાં જૂની ઉપલબ્ધ પોથી પાવાગઢના પૂજારી પંડિત બાલાશંકર ભટ્ટજી અગ્નિહોત્રી પાસે છે. આ પોથીમાં કુલ સાત ચિત્ર છે, જેનો સમય ડૉ મંજુલાલ મજમુદાર[૨૫] પંદરમા સૈકાનો મધ્ય ભાગ ગણાવે છે જ્યારે શ્રી. નાનાલાલ મહેતા તેને પંદરમા સૈકાના ઉત્તરાર્ધમાં મૂકે છે.[૨૬]

કવિ જયદેવના ગીત–ગોવિંદની કથાવસ્તુ પર આધારિત દૂતિકા–આગમનનુ એક ચિત્ર શ્રી નાનાલાલ મહેતાના સંગ્રહમા છે આ ચિત્રનો સમય આશરે ઈ.સ. ૧૫૯૦–૧૬૦૦ નો મનાય છે.[૨૭]

ગીત–ગોવિંદની એક દશાવતાર–ચિત્રિત પોથી પાટણમાંથી પ્રો. કાંતિલાલ અં વ્યાસને પ્રાપ્ત થઈ છે. આ પોથી ભાષાસ્વરૂપ ઉપરથી ૧૭ મા સૈકાની હોવાનું તેઓ માને છે[૨૮] આ પ્રત એ એક સ્વતંત્ર ચિત્રપોથી (Album) હોય તેમ જણાય છે. એના ચિત્રોમાં રંગ અને રેખાનુ અજબ માધુર્ય પ્રગટ થતું જણાય છે ચિત્રોમાં કલાકારે પાત્રોનુ સંયોજન આયોજનપૂર્વક કરેલુ છે. એમા વર્ણોનું

આલેખન પણ અત્યંત સમજપૂર્વક થયેલું જોવા મળે છે. ચિત્રોનુ પ્રકૃતિ–નિરૂપણ વાસ્તવિક અને મનોહર છે. વૃક્ષોના આલેખનમાં મુઘલ શૈલીની અસર સ્પષ્ટ જોવા મળે છે વસ્ત્રાભૂષણ અને પાત્રોના અંગ-ઉપાંગોના આલેખનમાં રાજસ્થાની શૈલીના અંશો પણ સચવાયેલા જોવા મળે છે આ પોથીનું વરાહ–અવતારનું ચિત્ર અહીં આપેલું છે (આ. ૬૧) આ ચિત્રમાં બને બાજુએ કેળ અને આમ્રવૃક્ષનુ આલેખન કરવામાં આવ્યુ છે. ચિત્રની વચમા ભગવાન વિષ્ણુ વરાહ-અવતાર સ્વરૂપે નજરે પડે છે ભગવાનના ચાર હાથમાં શંખ, ગદા, ચક્ર અને પદ્મ જોવા મળે છે એમણે માથા ઉપર પંખા આકારનો સોનેરી મુકુટ ધારણ કર્યો છે. ગળામા મોતીની માળા પહેરેલી છે. એમના ચારેય હાથમા કડા અને પગમા તોડા પહેર્યા છે. એમનું ધડ મનુષ્યનું અને માથું વરાહનુ છે, એમણે અણીદાર દંતશૂળ ઉપર એક ગોળ પાત્ર ધારણ કરેલુ દેખાય છે જેમાં એક સ્ત્રી બેઠેલી છે જે પૃથ્વી છે. પૌરાણિક કથા અનુસાર હિરણ્યાક્ષ દૈત્યના ત્રાસમાંથી પૃથ્વીને ઉગારવા માટે ભગવાન વિષ્ણુએ વરાહ અવતાર લીધો હતો. આ પૌરાણિક પ્રસંગને ગુજરાતના કલાકારે આ પોથીમા ભાવપૂર્વક આલેખ્યો છે. ભગવાન વરાહનુ આલેખન કલાકારે ગતિમય કર્યું છે. એમના પગ નીચે વધ કરાયેલો દૈત્ય હિરણ્યાક્ષ બનાવ્યો છે, જેનું મોં શિંગડાવાળા પશુનુ અને ધડ મનુષ્યનું છે વરાહ ભગવાનની આસપાસ બે ચામરધારી સેવકો છે એમના વસ્ત્રાભૂષણના આલેખનમા રાજસ્થાની ચિત્રશૈલીની છાયા સ્પષ્ટ દેખાય છે. એમની માથાની પાઘડીઓ વિશેષ નોંધપાત્ર છે ચિત્રની જમણી બાજુએ નદીનો વહેતો પ્રવાહ ગતિમય રેખાઓ દ્વારા બતાવાયો છે. નદીના પાણીમાં ખીલેલા કમળ સ્પષ્ટ જોઈ શકાય છે. ચિત્રની ઉપરના ભાગમા સફેદ રંગની પટ્ટી દ્વારા કલાકારે આકાશનુ આલેખન કર્યું છે આ ચિત્રનુ સમગ્ર આયોજન અત્યંત ભાવગ્રાહી અને કલાત્મક છે. પૌરાણિક કથા પ્રસંગને કલાકારે રંગ અને રેખાના મૃદુ આલેખન દ્વારા વાસ્તવિક બનાવવા સફળ પ્રયત્ન કર્યો છે. આ કાલમા ચિત્રિત થયેલી વૈષ્ણવ પોથીઓના ચિત્રો પૈકી આ ચિત્ર ગુજરાતી કલાનો ઉત્તમ નમૂનો પૂરો પાડે છે તેમ નિઃશંક કહી શકાય

વૈષ્ણવ સંપ્રદાયની ચિત્રિત પોથીઓ ઉપરથી ગુજરાતના સમાજ જીવનમા ભગવાન વિષ્ણુ અને તેમના અવતારોનો કેવો મહિમા હશે તેનો ખ્યાલ આવે છે. બાલ ગોપાલ સ્વરૂપે કૃષ્ણનુ ચરિત લોકોમાં ઘણું લોકપ્રિય બન્યુ હશે તેમ કહી શકાય.

## શાક્ત પોથીની ચિત્રકલા

મધ્યકાલીન ગુજરાતમાં ત્રણ શક્તિપીઠ નામાંકિત હતી : (૧) આરાસુરનાં અંબાજી, (૨) પાવાગઢનાં મહાકાલી અને (૩) ઉત્તર ગુજરાતનાં બહુચરાજી. શક્તિનો મહિમા વર્ણવતી દેવી–માહાત્મ્ય અથવા દુર્ગા સપ્તશતીની કાગળ પર ચીતરેલી પોથીઓ ગુજરાતમાંથી પ્રાપ્ત થઈ છે જે એ સમયના ગુજરાતમાં શક્તિ–પૂજાનો મહિમા કેવો હતો એનો ખ્યાલ આપે છે ગુજરાતમાંથી એ દેવી માહાત્મ્યની જૂનામાં જૂની ઉપલબ્ધ પોથી વડોદરાની આર્ટ ગેલેરીના સંગ્રહમાં છે, જેમાં બાર ચિત્ર આલેખેલાં છે. આ પોથીનો સમય ઈસવી સનનો ૧૫ મો સૈકો છે.[૨૯] આ માહાત્મ્યની ૧૭ મા સૈકાની ત્રણ પ્રત પાલનપુરના નવાબ સાહેબના સંગ્રહમાં છે[૩૦] ૧૭ મા સૈકાની દેવી-માહાત્મ્યની ગુજરાતમાંથી પ્રાપ્ત થયેલી ચિત્રિત પોથી ભારત કલા ભવન, બનારસના સંગ્રહાલયમાં છે. આ પોથીનાં ચિત્ર ગુજરાતમાં આસોયાનગરમાં ચીતરવામાં આવ્યાં હતાં. આ સ્થળ વિશે હજુ સુધી કોઈ નિર્ણય થઈ શક્યો નથી. દક્ષિણ ગુજરાતમાં સૂર્યપુર (સુરત)માંથી દેવી–માહાત્મ્યની ૫૦ ચિત્રોવાળી એક પ્રત પ્રાપ્ત થઈ છે આ પ્રત વિ સં. ૧૭૭૬ (ઈ સ ૧૭૨૦)ના સમયની છે.[૩૧] એના ચિત્રોમાં ગુજરાતી શૈલીની પરંપરા જળવાયેલી જોવા મળે છે. આ પ્રત હાલમાં મુંબઈના પ્રિન્સ ઑફ વેલ્સ મ્યુઝિયમમાં સંગૃહીત થયેલી છે આ માહાત્મ્યની બે પ્રતો અમદાવાદના શેઠ ભોળાભાઈ જેશિંગભાઈ અધ્યયન અને સંશોધન વિદ્યાભવનમાં છે જેમાં કોઈ સમયનિર્દેશ આપેલો નથી ગુજરાત–સૌરાષ્ટ્રના ઘણા બ્રાહ્મણ પંડિતો પાસે પણ આવા માહાત્મ્યની ચિત્રિત પોથીઓ છે જે એની લોકપ્રિયતાનો પુરાવો છે. આ ઉપરથી એમ કહી શકાય કે ગુજરાતના સમાજજીવનમાં શક્તિ અને તેનાં વિવિધ સ્વરૂપોનો ઘણો મહિમા હશે ખાસ કરીને નવરાત્રના દિવસોમાં એનું ભાવન ઘણું થતું હશે

મુઘલ સમયમાં પ્રાપ્ત થતી આ બધી ચિત્રિત પોથીઓ ઉપરથી આપણે કહી શકીએ કે પાટણ અમદાવાદ માતર ખંભાત સુરત વ્યાઘ્રસેનપુર વડનગર ચાંપાનેર ગંધાર(ભરૂચ પાસે)નું બંદર ઈડર વઢવાણ જામનગર અંજાર ભૂજ વગેરે અગત્યના કલાકેંદ્ર હશે.

## ૨. ભિત્તિચિત્રો

મુઘલકાલમાં ગુજરાતના જૈન અને હિંદુ મંદિરોમાં તેમજ રાજવીઓના રાજમહેલોમાં ભિત્તિચિત્રોનું આલેખન થયેલું જોવા મળે છે આ ઉપરાંત

શ્રેષ્ઠીઓની હવેલીઓમા પણ કાષ્ઠકામ ઉપર ચિત્રકામ થયેલુ જોવા મળે છે. આ સમયમા પ્રાકૃતિક અને ભૌમિતિક આલેખન મ દિરોની બારશાખો, પોથીઓના ઢાકણુ માટે વપરાતી લાકડાની પાટીઓ અને બાળકોને રમવાનાં રમકડાઓ ઉપર થયેલા જોવા મળે છે. અમદાવાદના નગરશેઠ શ્રી શાંતિદાસ ઝવેરીનું એક ચિત્ર ઝવેરીવાડના સાગરગચ્છના ઉપાશ્રયમાં થાંભલા આલેખેલુ છે. એમા તેઓ એમના આચાર્ય ગુરુ રાજસાગરસૂરિ સમક્ષ ધર્મલાભ પ્રાપ્ત કરતા દેખાય છે

જામનગરના દરબારગઢમાથી આ સમયનાં કેટલાંક યુદ્ધ દશ્યોના ભિત્તિચિત્ર મળી આવ્યાં છે. ઈ.સ. ૧૫૯૧મા ધ્રોળ નજીક ભૂચર મોરીમાં જામ સત્રસાલ અને મુઘલ સૂબેદાર અઝીઝ કોકા વચ્ચે જે ભીષણ યુદ્ધ ખેલાયેલુ તે પ્રસંગનું એક ચિત્ર છે. ચિત્રમા બંને પક્ષે ઉપયોગમા લેવાતી તોપો અને શસ્ત્રોનું આબેહૂબ આલેખન જોવા મળે છે. સૈનિકોનો પહેરવેશ હિ દુ અને મુસ્લિમ સેના વચ્ચેની સ્પષ્ટ ભેદરેખા બતાવે છે

આ દરબારગઢમા એક બીજુ ચિત્ર જામ સતાજીએ સેના સાથે ઈ.સ. ૧૫૯૧માં અમદાવાદ તરફ કૂચ કરી એ પ્રસંગનુ છે સદરહુ ચિત્રમા લશ્કરી ઘોડેસવારો ગતિમા દોડતા બનાવાયા છે. સૈનિકોના હાથમા ઉઘાડી તલવાર સ્પષ્ટ દેખાય છે, જે ચિત્રના વીર રસમાં વધારો કરે છે સૈનિકોની પાઘડીઓ અને વેશભૂષા ધ્યાન ખેંચે એવા છે.[૩૨]

સૌરાષ્ટ્રમા દામનગર પાસે આવેલા પાડરશી ગાના શિવાલયમાથી અઢારમા સૈકાનાં ભિત્તિચિત્ર પ્રાપ્ત થયા છે આ ચિત્રની વિગતો સૌપ્રથમ શ્રી રવિશંકર રાવલે પ્રસિદ્ધ કરી છે[૩૩] આ ચિત્રના પ્રસગો રામાયણ અને ભાગવતમાથી લીધેલા છે. ચિત્રોમાં પાત્રોના આલેખનમા ગુજરાતી શૈલીની લઢણ જોવા મળે છે કલાકારે એક ચિત્રમા વિભીષણને માગળી પાઘડી પહેરાવી છે. એક ચિત્રમા અપ્સરાઓનુ આલેખન લોક-માન્યતા પ્રમાણે પાંખોવાળુ કરેલુ જોવા મળે છે દેવોની વેશભૂષા પણ સ્પષ્ટ સૌરાષ્ટ્રી જોવા મળે છે.

## પાદટીપ

૧. આ અ ગે શ્રી નાનાલાલ ચ મહેતાએ એમના 'A New Document of Gujarati Painting—A version of Gita-Govinda' નામના લેખની પાદટીપમા નોંધ કરી છે, જુઓ *Journal of the Gujarat Research Society,*

(*JGRS*) Vol. VII, 139 ff. ડૉ મંજુલાલ ર. મજમુદાર કહે છે, 'કલાઓના નમૂનાને કોઈ પણ કોમ કે ધર્મના નામથી ઓળખવાને બદલે તેના ભૌગોલિક સ્થાન ઉપરથી ઓળખાવવી એ વધારે વાજબી છે, તેથી પશ્ચિમ હિંદની આ કલાને 'ગુજરાતી કલા'ના નામથી ઓળખવામા બાધ નથી'—જુઓ 'ગુજરાતી ચિત્રકલા', "શ્રી ફાર્બસ-ગુજરાતી સભા ત્રૈમાસિક", પુ. ૮, પૃ ૧૫૮–૧૭૧.

૨–૩ Moti Chandra & U. P Shah, *New Document of Jain Painting*, p. 29

૪ સારાભાઈ મ નવાબ, 'જૈન ચિત્ર કલ્પદ્રુમ', ખ. ૨, પૃ ૫૩

૫ Moti Chandra & U P Shah, *op cit.*, p. 69

૬. *Ibid.*, p 73 ૭. *Ibid*, p 97 ૮. *Ibid.*, pp. 99f.

૯. *Ibid*, p 100 ૧૦ *Ibid*, p 101

૧૧. સારાભાઈ મ. નવાબ, ઉપર્યુક્ત, ખં. ૨, પૃ ૫૯, વધુ વિગતો માટે જુઓ N C. Mehta, *The Sudies in Indian Painting*, pp 69–73

૧૨. *Ibid.*, p 60 ૧૩ Moti Chandra & U P Shah, *op. cit.*, p. 58

૧૪ *Ibid*, p. 59 ૧૫. *Ibid.*, pp 101f

૧૬–૧૭ ઉમાકાન્ત પ્રે. શાહ, 'સોળમા સૈકાની ગુજરાતી ચિત્રશૈલી', "સ્વાધ્યાય", પુ ૭, પૃ ૫૭–૬૩

૧૮ W Normal Brown, 'Early Vaishanava Miniature Paintings from Western India'. *Eastern Art*, Vol. II, pp 167–206 વળી જુઓ, Moti Chandra, *Jain Miniature Painting from Western India*, p 42

૧૯ Moti Chandra, *op cit*, p 42

૨૦ *Proceedings and Transactions of Seventh All-India Oriental Conference, Baroda*, pp. 827–835

૨૧–૨૨ Moti Chandra, *op cit*, p. 42

૨૩ M R Majmudar, 'Two illustrated Manuscripts of Bhagavata Dasamaskandha', *Lalit Kala*, No 8, pp 47–54

૨૪ જુઓ "સ્વાધ્યાય", પુ. ૭, અંક ૧ ના મુખપૃષ્ઠ પરનુ ચિત્ર

૨૫. *Journal of the University of Bombay*, No VI, p. 124

૨૬ N C Mehta, 'A New document of Gujarati Painting', *JGRS*, Vol VII, pp 139ff.

૨૭. N C. Mehta & Moti Chandra; pl 'Return of the Messenger,' *The Golden Flute*

૨૮. કાં. ા વ્યાસ, 'સત્તરમા શતકની ગુજરાતી ચિત્રકલા', ગુજરાત સંશોધન મંડળનું ત્રિમાસિક, પુ ૧૦, પૃ. ૧૩૫-૧૪૦

૨૯-૩૧ M. R Majmudar, 'Earliest Devimāhātmya Miniatures with special reference to Sakti Worship in Gujarat', *Journal of the Indian Society of Oriental Art*, Vol. I, pp 119-136

૩૨. જુઓ M S Commissariat, History of Gujarat, Vol. II, pl between pp 24 25

૩૩. ૨. મ રાવલ, 'પાંડર શીંગાનાં ભીતચિત્રો', "ગુજરાત સંશોધન મંડળનું ત્રિમાસિક", પુ ૧, અંક ૩-૪, પૃ ૧૭૭-૧૭૮

*

પરિશિષ્ટ

# યુરોપીય પ્રવાસીઓએ કરેલી નોંધો

ઈસવી ૧૬ મીથી ૧૮ મી સુધીના સમયના લોકજીવનની ઝાંખી માટે આપણે સમકાલીન સાહિત્યકૃતિઓ તથા પ્રવાસગ્રંથો પર નજર નાખવી પડે છે. સદ્ભાગ્યે આ સમય દરમિયાન ગુજરાતમા આવેલા યુરોપીય પ્રવાસીઓના હેવાલો પરથી આ સમયના લોકોના સામાજિક, ધાર્મિક તથા આર્થિક જીવનનો કેટલોક ખ્યાલ આવી શકે છે. જે યુરોપીય પ્રવાસીઓ ભારતમા આવ્યા અને જેમણે ગુજરાતમાં પ્રવાસ ખેડ્યો તે નીચે મુજબ હતા :

ઈ.સ. ૧૫૭૩ માં સીઝર ફ્રેડરિક ખંભાત અને સુરત આવ્યો હતો. એ પછી સુરતમાં અંગ્રેજ નાયબ કપ્તાન વિલિયમ હોકિન્સ (૧૬૦૮ થી ૧૬૧૩) હતો. એની સાથે વિલિયમ ફિન્ચ (૧૬૦૮–૧૧) પણ હતો. હોકિન્સ એને સુરત મૂકીને જતો રહ્યો વિલિયમ ફિન્ચે સુરત શહેરનુ વર્ણન કરેલુ છે તેમા તાપી નદી, ગોપી તળાવ અને કિલ્લા પાસે આવેલા જકાતગૃહનો સમાવેશ થાય છે. વેપારી માલ પર અઢી ટકા, ખોરાકી ચીજો પર ત્રણ ટકા અને નગદી માલ પર બે ટકા જકાત લેવામાં આવતી હતી ફિન્ચે રાંદેરનું પણ વર્ણન કર્યું છે.

સત્તરમી સદીના પહેલા બે દશકામા ગુજરાતમા અંગ્રેજોએ પોતાની વેપારી કોઠીઓ સ્થાપી વેપારની જમાવટ કરી દીધી હતી ગુજરાતમાં આવેલા યુરોપીય પ્રવાસીઓ જે તે સ્થળે આવેલી અંગ્રેજોની કોઠીઓની મુલાકાત લેતા હતા.

એડવર્ડ ટેરી નામના અંગ્રેજે ભારતની મુલાકાત લીધી (૧૬૧૬–૧૯). એમણે ૧૬૧૭ મા અમદાવાદની અને બીજા વર્ષે સુરતની મુલાકાત લીધી હતી. ગુજરાતને સારા અને સંપત્તિવાળા રાજ્ય તરીકે ઓળખાવી એણે ત્યાંથી રાતા સમુદ્ર અચીન અને બીજા સ્થળોએ થતા વેપારનો નિર્દેશ એના અહેવાલમા કર્યો છે [૧]

૧૬૨૪માં સુરતની અંગ્રેજ કોઠીમા પાદરી તરીકે રેવ. હેન્રી લોર્ડ આવ્યો એણે ઇંગ્લૅન્ડ પાછા ફર્યા બાદ એક નાનું પુસ્તક *A Display of Two Foreign Sects in the East Indies (1630)* પ્રગટ કર્યું એમાં એણે સુરતના વણિકો અને એમાં પણ ખાસ કરીને જૈન વણિકો અને પારસીઓના

ધર્મ, તેમની ધાર્મિક વિધિઓ રીતરિવાજો વગેરેની માહિતી આપી છે. હેન્રીને સુરતમા એના નિવાસ દરમિયાન ઘણો ફાજલ સમય મળતો હતો કોઠીમાં વેપાર માટે આવતાજતા જૈન વણિકોના સંપર્કમાં રહેતો તેઓની પાસેથી એ એમના સામાજિક રિવાજો, ધર્મ વગેરેની માહિતી મેળવતો. એવી રીતે સુરતમાં રહેતા પારસીઓ વિશે પણ નોંધપાત્ર માહિતી એકત્ર કરતો. ગુજરાતમાં પારસીઓનું આગમન કેવી રીતે થયું એ વિશેની એની નોધ ધ્યાનપાત્ર છે

પારસી પ્રવાસીઓના સાતમા કાફલાનું છેલ્લુ જહાજ દરિયાકાંઠે પ્રવાસ કરતુ કરતુ ખભાત જઈ પહોચ્યું. ત્યા પણ સંજાણના અને વરિયાવના રાજા સાથે કરેલા કરાર જેવો જે કરાર કરવામાં આવ્યો તેથી પારસીઓ ત્યા રહ્યા હેન્રી લોર્ડ જણાવે છે કે મૂળ આ ત્રણ પારસી વસાહતો હતી, જ્યાથી પારસીઓ ગુજરાતના અન્ય ભાગોમાં ફેલાઈ ગયા. આ નિર્દેશ સૂચક છે. આ પ્રવાસી જણાવે છે કે એને મળેલી માહિતી મુજબ ગુજરાતમા સદીઓના વસવાટ દરમિયાન પારસીઓ પોતાની જાતિની પ્રણાલીઓ રીતરિવાજો વગેરે ભૂલતા ગયા. આથી ઈરાનમાં રહેતા એમના સહધર્મીઓએ જ્યારે આ વાત જાણી ત્યારે તેઓને પોતાના પૂર્વજોની કથા, ધર્મવચનો, પૂજાવિધિ વગેરેથી માહિતગાર કરવા પ્રયાસ કર્યા.[૨] હેન્રી લોર્ડની નોધ માટે એટલુ કહી શકાય કે પારસીઓના ધર્મ અને રિવાજ વિશે લખનાર તે પહેલો યુરોપીય વિદ્વાન હતો.

હેન્રી લોર્ડ પછી આવેલા યુરોપીય પ્રવાસીઓમા ઇટાલિયન પ્રવાસી પિએટ્રો ડેલા વાલેની નોંધ અગત્યની છે.[૩] ડેલા વાલેએ પોતાના પ્રવાસની કરેલી નોધો નેપલ્સમા રહેતા પોતાના મિત્ર પર લખેલા પત્રોમા સચવાયેલી છે. એ નોંધોમાં એણે ગુજરાતનાં મોટા શહેરો અને ફિરંગી વસાહતોના લોકજીવન તથા રીતરિવાજોનુ ઝીણવટભર્યું વર્ણન કર્યું છે

ભારતમા વલંદા અને ફિરંગીઓની વસાહતોની જમાવટ કેવી રીતે કરવામાં આવી હતી એના સામાજિક પાસા વિશે ડેલા વાલેએ રસિક માહિતી આપી છે. જે વલંદાઓ પોતાના કુટુંબકબીલા સાથે પૂર્વના દેશોમા જાવામા આવેલા ડચ સસ્થાન ન્યુ બટેવિયામા સ્થિર વસવાટ કરવા માગતા હોય તેમને રાજ્ય તરફથી કેટલાક વિશેષાધિકારો આપવામા આવતા. જેઓ પત્ની તરીકે યુરોપીય સ્ત્રી મેળવી ન શકે તેમને ભારતીય, આર્મેનિયન અથવા સિરિયન સ્ત્રી પત્ની તરીકે મેળવી લેવાની છૂટ આપવામા આવી હતી એ સ્ત્રી ખ્રિસ્તી હોય અથવા વલંદાની પત્ની બનતા પહેલાં ખ્રિસ્તી ધર્મ સ્વીકારી લે એ જરૂરી બનાવવામાં આવ્યું હતું. સુરતમાં ડેલા વાલે લગભગ એક મહિનો દસ દિવસ રહ્યો તે

દરમ્યાન એને વલંદા અને અંગ્રેજ કોઠીઓના પ્રમુખો તરફથી માનભર્યો આતિથ્યનો લાભ મળ્યો. શહેરની પ્રજા વિશે એ જણાવે છે કે શહેરમાં મુઘલ શાસન હોવા છતા ત્યાંના બધા જ લોક સમાનતા ભોગવતા. એમને સામાન્ય વ્યવસાય કરવાની અને સંપત્તિ ભેગી કરવાની સ્વતંત્રતા હતી. પ્રજાના વર્ગો વચ્ચે ભેદ-ભાવ રાખવામા આવતો નહિ. શહેરમાં મુસ્લિમો કરતા હિંદુઓની વસ્તી વધુ હતી મુસ્લિમો શાસક વર્ગની જાતિના હોવાથી એમને થોડા વધુ અધિકાર રહેતા.[૪] સર ટોમસ રોએ એની નોંધમા ગોપીતળાવનો થોડો ઉલ્લેખ કર્યો હતો, પરંતુ ડેલા વાલે એનુ લાબુ વર્ણન આપે છે એમા તળાવની બાંધણી, એમાં લાવવામા આવતા પાણી અને એને બંધાવનાર મલિક ગોપી વિશે માહિતી આપે છે. સુરતમાં પ્રખ્યાત બગીચાની મુલાકાત લેતા ત્યા કેવા પ્રકારના વિવિધ છોડ હતા એનુ વર્ણન પણ એણે કર્યું છે.[૫] સુરતની કોઠીઓમાં રહેતા અંગ્રેજો અને વલંદા કેવા વૈભવથી અને સ્વતંત્રતાથી રહેતા હતા એનો ઉલ્લેખ કરીને ડેલા વાલે કહે છે કે મુસ્લિમ સૂબેદાર તરફથી એમને કોઈ હેરાનગતિ કરવામા આવતી ન હતી

ડેલા વાલેએ ખંભાતની ખ્યાતિ ભારતના સૌથી પ્રાચીન શહેર તરીકે સાભળી હોવાથી એ ત્યાં જવા નીકળ્યો. માર્ગમા એ ભરૂચ રોકાયો. ત્યાં રહેતા વલંદા-ઓએ એનુ સ્વાગત કર્યું ભરૂચનુ વર્ણન કરતાં એ જણાવે છે કે એ શહેર ઊંચી ટેકરી પર પ્રમાણસરની મોટી દીવાલ વડે રક્ષાયેલુ હતુ એ સુતરાઉ કાપડના વેપારનું મોટુ મથક હતુ, ત્યાથી એશિયા અને યુરોપના દેશોમા સૂતરની નિકાસ ઘણી થતી હતી. ભરૂચ નજીક સફેદ અને લીલા અકીક પથ્થરોની ખાણો હતી. એ પથ્થરોને ખંભાત લઈ જવામા આવતા, કારણ કે ત્યા એનો ઉદ્યોગ ખીલ્યો હતો. ભરૂચમા નાના મછવા બાંધવાનો ઉદ્યોગ ચાલતો હોવાનુ ડેલા વાલેએ નોંધ્યુ છે. જંબુસર થઈને ખંભાત જતા દરિયો કેવો તોફાની હતો એની માહિતી એ આપે છે. ખંભાતમા આવી પહોચતા (૧૬૨૩) ત્યાં વલંદા કોઠીના માણસોએ એનુ સ્વાગત કર્યું. ખંભાતને જૈન ધર્મના મોટા કેંદ્ર તરીકે ડેલા વાલે ઓળખાવે છે. ત્યા માંદા લંગડા અટૂલા પંખી અને મરઘડાની હૉસ્પિટલ હતી. અનાથ નાના ઉંદરોની માવજત લેનાર તથા ઘરડા લૂલા અશક્ત બીમાર ઘેટાં બકરા અને વાછરડાની પાંજરાપોળોનો અને એ ઉલ્લેખ કરે છે.[૬] આ બધુ ત્યા રહેતા જૈનોની ધર્મદયાવૃત્તિ અને પરગજુપણાના પુરાવારૂપે હતુ. જીવહત્યા નિવારવા માટે જૈનો તરફથી ત્યાના રાજાને અગાઉથી રકમ આપી દેવામા આવતી, તેથી ત્યા જીવહત્યા કરવા પર કડક પ્રતિબંધ હતો,[૭] જેનું ઉલ્લંઘન કરનારને

મોત સુધીની સજા કરી શકાતી. ડેલા વાલેએ ખંભાતનાં શ્રેષ્ઠ મંદિરોની મુલાકાત લીધી હતી. હિંદુઓના દેવોના પ્રકાર અને એમનાં પ્રતીકો વિશે જાણવાની એની ઈંતેજારી હોવા છતાં સ્થાનિક ભોમિયા જે ફિરંગી કે ફારસી જ બોલી શકતા તે ડેલા વાલેને ઉચ્ચ ભાષામા સમજાવવા અશક્ત હતા. હિંદુઓના લગ્નજીવન વિશે ઉલ્લેખ કરતાં ડેલા વાલે જણાવે છે કે હિંદુઓને સામાન્ય રીતે એક પત્ની હોય છે. તેઓ ભાગ્યે જ એને છૂટાછેડા આપે છે. પત્નીના અવસાન બાદ પતિને લગ્ન કરવાની છૂટ હોય છે, પરંતુ પતિના અવસાન બાદ પત્નીને સતી થવાની ફરજ પાડવામા આવે છે. આ અંગે ડેલા વાલે આશ્ચર્ય વ્યક્ત કરી સતીના પ્રસંગની ગંભીર કરુણતા અને એમા રહેલી રિવાજની સખતાઈની તેમજ સૂબેદારની પરવાનગી વગર અને એ માટેની જરૂરી ફી ભર્યા વગર સ્ત્રીને સતી થવા દેવામાં આવતી ન હતી એની ખાસ નોધ કરે છે[૮]

ખંભાતથી ડેલા વાલે અમદાવાદ આવ્યો (ફેબ્રુઆરી ૨૬, ૧૬૨૩). અમદાવાદના માર્ગ સીધા અને લાંબા હોવા છતા બંને બાજુએ ફરસબંધી વગરના ધૂળવાળા હતા. એમાં ચાલવાનુ મુશ્કેલ હતું અને એમાં પગ ખૂંપી જતા. ઊડતી ધૂળના કારણે એ માર્ગો પર ઘોડેસવારી કરવાનુ અરુચિકર હતુ. ડેલા વાલે અમદાવાદમા એ દિવસ રોકાયો. એણે શહેરના મુખ્ય બજાર "બઝાર–ઈ–કલા", ત્રણ દરવાજા[૯], મોટો કૂવો, ભદ્રવિસ્તાર અને શાહી મહેલનું વર્ણન કર્યું છે. અમદાવાદથી નીકળતાં એણે કાંકરિયા તળાવની ઊડતી મુલાકાત લીધી. ત્યાંથી એ બારેજા અને સોજિત્રા થઈને ખંભાત પહોચ્યો. ખંભાતમા શહેર બહાર જઈ એણે દરિયાનું દર્શન કર્યું અને ભરતી નિહાળી.[૧૦] બીજા દિવસે એણે ખંભાત પાસે આવેલા પ્રાચીન શહેર નગરાની મુલાકાત લીધી. નગરા પ્રાચીન સમયમા રાજ્યનુ વડુ મથક અને મુખ્ય શહેર હતું. ડેલા વાલેએ ત્યાં બ્રહ્માનું મંદિર જોયું અને બ્રહ્માની મૂર્તિનું અવલોકન કર્યું.

ખંભાતથી ડેલા વાલે સુરત આવ્યો અને ગોવા જવા નીકળેલા ફિરંગી કાફલા સાથે જોડાઈ જવા દમણ પહોચી ગયો. ગોવા જતાં દમણ અને વસાઈની ફિરંગી વસાહતો જોઈ, જેનો અછડતો ઉલ્લેખ એની નોધમાં કર્યો છે. ડેલા વાલેનો સુરતથી લખાયેલો છેલ્લો પત્ર ૨૨ મી માર્ચ(૧૬૨૩)નો હતો.

ડેલા વાલે પછી સુરત આવનારા યુરોપીય પ્રવાસીઓમાં ટૉમસ હર્બર્ટ હતો (૧૬૨૭). ટૂંક સમય માટે એ ત્યાં રોકાયો અને પછી ઈરાન ગયો. ૧૬૨૯ના આરંભમા એ ફરી સુરત આવ્યો.[૧૧] સુંવાળીથી સુરત સુધી 'રથ' (બળદગાડા)મા બેસીને જતા માર્ગમાં ક્યાં ક્યાં જંગલ અને ગામડા પસાર કર્યા એનો એ ઉલ્લેખ કરે છે.

સુરતને આ પ્રવાસી ગુજરાતનાં અમદાવાદ અને ખંભાત નગરો પછીના ત્રીજા સ્થાને મૂકીને એને એક ઉત્તમ નગર તરીકે ઓળખાવે છે આ નગરને ફરતી માટીની દીવાલ, નદીકાંઠે આવેલો પથ્થરનો મજબૂત ગઢ, પરા-વિસ્તારમાં જવાના ત્રણ માર્ગ (વરિયાવ અને ખંભાત, બુરહાનપુર અને નવસારી જવાના માર્ગ) તથા નગર બહાર આવેલા અંગ્રેજી ઢબના બગીચાનું વર્ણન કરે છે. નદીનું પાણી પીવા માટે નકામું બની જાય છે ત્યારે લોકોને ગોપીતળાવ પાણી પૂરું પાડતું હતું એમ હર્બર્ટ જણાવે છે સુંવાળીના બારામાં દર વર્ષે સપ્ટેમ્બરથી માર્ચ મહિનાના સમય દરમ્યાન માલની આયાતનિકાસ કેવી રીતે થતી હતી અને એ વેપારરોજગારના કેંદ્ર તરીકે કેવું રહેતું એનું વર્ણન આપે છે. આ સમયમાં ચાર પ્રકારના સિક્કા—પાઈ મહમૂદી રૂપિયો અને દીનાર ચલણમાં હતા[૧૨] એમ આ પ્રવાસીની નોંધમાંથી જાણવા મળે છે. ખંભાત પછી હર્બર્ટે અમદાવાદની મુલાકાત લીધી. અમદાવાદને એ મજબૂત દીવાલોથી ઘેરાયેલા ઘણા મિનારાવાળા શહેર તરીકે અને ગુજરાતના મહાનગર તરીકે ઓળખાવે છે. ત્યાંના બજારોમાં ભારતભરમાં બનતી ચીજો તથા ચીનની ચીજો વેચાતી હતી હર્બર્ટે ચારે બાજુ ખાઈવાળા ભદ્ર-દુર્ગનું, સરખેજ નજીકના ઉદ્યાનનું અને ત્યાંના શાહી મહેલનું વર્ણન આપ્યું છે.[૧૩]

હર્બર્ટ પછી જર્મન પ્રવાસી જે. આલ્બર્ટ ડી મેન્ડેલ્સ્લો સુરત આવ્યો હતો ( એપ્રિલ ૧૬૩૮ ). એ ત્યાં પાંચ-છ માસ રહ્યો અને પછીથી અમદાવાદ આગરા અને લાહોરની મુલાકાત લીધા બાદ એ સુરત પાછો આવ્યો. ત્યાંથી એ યુરોપ ગયો ( જાન્યુઆરી ૫, ૧૬૩૯ ).[૧૪] મેન્ડેલ્સ્લોએ સુરતમાં એના રોકાણનો સમય આનંદમાં તથા હરવાફરવામાં વિતાવ્યો. સુરત શહેરનું અને ત્યાંના લોકોનું વર્ણન એ અગાઉના પ્રવાસીઓ જેવું જ આપે છે. ગોપી-તળાવ અને એના પર બાંધવામાં આવેલા મનોરંજનગૃહનો ઉલ્લેખ કરી એ કહે છે કે લોકો માટે એ મોજમજા કરવાનું સ્થળ હતું તળાવ આખા શહેરને પાણી પૂરું પાડતું સાધન હતું.

અંગ્રેજોનો વેપાર આ સમયમાં કેટલો વ્યાપક બન્યો હતો એનો ખ્યાલ મેન્ડેલ્સ્લોની નોંધ પરથી આવી શકે છે. એ જણાવે છે કે ભરૂચ વડોદરા ખંભાત અમદાવાદ આગરા ઇસ્પહાન દાભોલ અને મછલીપટ્ટમની અંગ્રેજ કોઠીઓ સુરતની કોઠીના તાબા નીચે કામ કરતી હતી. દરેક કોઠીના મંત્રીને પોતાના વર્ષભરના વહીવટનો અહેવાલ આપવા માટે દર વર્ષે સુરતની કોઠીના પ્રમુખ પાસે આવવું પડતું હતું. બાન્ટમની સ્વતંત્ર કોઠી પણ સુરતની કોઠી પ્રત્યે આદરભાવ રાખતી. પૂર્વની સફરે નીકળેલું કોઈ પણ અંગ્રેજી જહાજ સુરત બંદરે અચૂક આવતું.

મેન્ડેલ્સ્લોએ સુરતની અંગ્રેજ કોઠીમાં રહેતા પ્રમુખથી શરૂ કરીને કારકૂનો વેપારીઓ વગેરેનાં રહેણીકરણી પગાર તથા કોઠીના વહીવટની ચર્ચા કરી છે.

મેન્ડેલ્સ્લોને સુરતથી અમદાવાદ જતાં દસ દિવસનો સમય લાગ્યો હતો. એ અમદાવાદમાં દસ દિવસ રહ્યો હતો. એણે અમદાવાદના મેદાને શાહ બજાર, શાંતિદાસ ઝવેરીએ બંધાવેલ જૈન મંદિર અને શહેરના સૂબેદાર આઝમખાનના કડક અને ક્રૂરતાભર્યા શાસનની જે વિગતો આપી છે તેવી વિગતો બીજા કોઈ પ્રવાસીના હેવાલ પરથી ઉપલબ્ધ થતી નથી. આ પ્રવાસી અમદાવાદથી ખંભાત ગયો. ત્યાંના રસ્તાઓ મકાનો અને જાહેર બગીચાઓનો એણે ઉલ્લેખ કર્યો છે. ત્યાં એને સતીનો પ્રસંગ જોવાની તક મળી. આ પ્રસંગનું એણે રસિક વર્ણન કર્યું છે. મેન્ડેલ્સ્લો કહે છે કે સતી થતી સ્ત્રીનો પ્રસંગ નિહાળવાનું સદ્ભાગ્ય એને પ્રાપ્ત થયું. ચિતા પર ચડેલી સ્ત્રીએ રિવાજ મુજબ પોતાનાં વીંટી હાર જેવાં આભૂષણ પોતાના શરીર પરથી ઉતારીને આજુબાજુ ઊભેલાં સગાંવહાલાંને વહેંચવા માંડ્યાં. એ સ્ત્રી આભૂષણોને સગાં તરફ ફેંકતી. મેન્ડેલ્સ્લો ત્યાં ઘોડા પર સવાર થઈને ઊભો હતો. પેલી સ્ત્રીએ મેન્ડેલ્સ્લો તરફ જોયું અને આ પરદેશી એના પ્રત્યે પોતાના ચહેરાથી દયા અને સહાનુભૂતિ દર્શાવે છે એમ માની એના તરફ એક બંગડી ફેંકી, જે મેન્ડેલ્સ્લોએ ઝીલી લીધી અને દાનના આ પ્રસંગની અમૂલ્ય અવિસ્મરણીય ભેટ તરીકે પોતાના પાસે રાખી લીધી ને એ પોતાની સાથે લઈ ગયો.[૧૫] ખંભાત પછી એ અમદાવાદ અને પછીથી લાહોર જઈ સુરત પરત આવ્યો. ત્યાંથી ૧૬૩૯ના આરંભમાં યુરોપ જવા વિદાય થયો.

મેન્ડેલ્સ્લો પછી ફ્રેન્ચ પ્રવાસી જિન બૅપ્ટિસ્ટ ટેવર્નિયર આગરાથી ૧૬૪૦–૪૧માં સુરત આવ્યો. ત્યાંથી એ આગરા ગયો અને ફરી પાછો ૧૬૫૩માં સુરત આવ્યો. સુરતના વહીવટ વિશે લખતાં એ કહે છે કે શહેરનો હાકેમ જકાત અને મહેસૂલ ઉઘરાવવાનું કામ કરતો, જ્યારે કિલ્લાનો હાકેમ લશ્કરનો વડો હતો. શહેરનું રક્ષણ કરવાની એની જવાબદારી હતી. ટેવર્નિયરે શહેરનાં મકાનો, ત્યાંની ટંકશાળ, લેવામાં આવતી જકાતના દર અને ત્યાં બનતાં સોનેરી રૂપેરી અને રેશમી કાપડ વિશે માહિતી આપી છે. ડચ કોઠીના શરાફ મોહનદાસ પારેખનો ઉલ્લેખ કરી આ પ્રવાસી એની ધાર્મિકતા અને સખાવતી સ્વભાવના મુક્તકંઠે વખાણ કરે છે. સુરતથી આગરા જતાં માર્ગમાં આવતાં ગામડાઓની વિશેષતા એ નોંધે છે. નવાપુર સફેદ અને સુગંધીદાર ચોખા માટે જાણીતું હતું. એ આ ચોખાના મોટા વેપારનું કેંદ્ર હતું. અહીંના ચોખા અમીર-ઉમરાવ ખાતા.

નવાપુરના ચોખાની એક ગુણ એક ઉત્તમ ભેટ ગણાતી એમ એ નોંધે છે. ભરૂચ' માટે ટેવર્નિયર નોંધે છે કે ભરૂચ પાસેની નર્મદાનુ પાણી છીંટ કાપડ પર સફેદાઈ લાવવા માટે સદીઓથી જાણીતુ હતુ કોરા કાપડને નિખારવા(બ્લિચિંગ)નો અહી ઉદ્યોગ ખીલ્યો હતો. આગરા લાહોર અને બંગાળમાંથી સફેદ બાફ્ટા કાપડ ભરૂચ અને નવસારી લઈ જવામા આવતુ. ત્યાં એને લીંબુના રસવાળા પાણીમા ઝબોળવામા આવતુ.[૧૬]

ટેવર્નિયર પછી આવેલા ઑગિલ્બી નામના પ્રવાસીએ ખંભાતની મુલાકાત લીધી હતી. અણે ખંભાતના કોટ અને બાર દરવાજાઓનુ વર્ણન કર્યુ છે.[૧૭]

ગુજરાત વિશેની માહિતી વેનિસના ઔષધશાસ્ત્રી નિકોલાએ મેનુસ્સી, જેણે ભારતમાં ૧૬૫૩ થી ૧૭૦૮ સુધીનો સમય વિતાવ્યો હતો તેના સસ્મરણ-ગ્રંથના જોવા મળે છે [૧૮] ગુજરાતને એ અમદાવાદ જેવુ ગણીને લખે છે કે ત્યા સોનાચાંદીના તાર-વણાટનુ અને ફૂલ-ભરતનુ રેશમી કાપડ પુષ્કળ પ્રમાણમા તૈયાર થતુ હતુ. એની માગ રાજદરબારોમાં ભારે પ્રમાણમા રહેતી અમદાવાદમાં સોનાચાંદીનુ અને કિંમતી રત્નજડિત પથ્થરોનુ કામ પણ સુંદર થતુ હતુ.[૧૯]

ગુજરાતના લોકજીવનનુ ડેલાવાલે અને મેન્ડેલ્સ્લો કરતા પણ વધુ વિશદતા અને ઉત્કટતાપૂર્વક અવલોકન કરનાર ફ્રેન્ચ પ્રવાસી મો જિન દ થેવેનો હતો. એ જાન્યુઆરી ૧૬૬૬ માં સુરત આવ્યો.[૨૦] એણે અમદાવાદ અને ખંભાતની મુલાકાત લીધી અને એ ૧૬૬૭ ના ફેબ્રુઆરીમા અહીંથી વિદાય થયો. એ જણાવે છે કે સુરતના બારામાં જકાત ખાતાની તપાસણી અને જકાત-વસૂલાત સખતાઈ ભરી હતી. એ ખાતામાથી આયાતી માલસામાન મંજૂર કરાવીને છોડાવી લેવા માટે ઘણા દિવસો અને કેટલીક વાર મહિનાઓ સુધી રાહ જોવી પડતી વેપારી માલ પર ખ્રિસ્તીઓને ચાર ટકા અને હિંદીઓને પાંચ ટકા જકાત ભરવી પડતી. શિવાજીએ સુરત પર કરેલી પ્રથમ ચડાઈ બાદબે વર્ષે (૧૬૬૬ માં) થેવેનો સુરત આવ્યો હતો. એણે શિવાજીની સુરતની ચડાઈનો વિગતવાર હેવાલ આપ્યો છે શહેરની સુરક્ષા માટે માટીની દીવાલ ભાંગીતૂટી હાલતમા હતી તેથી એની જગ્યાએ ઔરંગઝેબના હુકમથી નવી દીવાલ 'આલમપનાહ'નું બાંધકામ તાજેતરમા હાથ ધરાયુ હતુ થેવેનોએ એ દીવાલનુ થતુ બાંધકામ નિહાળ્યુ હતુ. દીવાલ બાંધવાનો હેતુ શિવાજીના હલ્લાને ખાળવાનો હતો. સુરતમા આંતરરાષ્ટ્રિય વેપાર ધીકતા પ્રમાણમા ચાલતો હતો નવેમ્બરથી એપ્રિલ સુધીના મહિનાઓમા હવામાન સુધરતાં દેશપરદેશમાંથી ઘણાં વેપારી જહાજ આવતા હતા પરદેશી વેપારીઓ, જેમા આરબો ઈરાનીઓ તુર્કો આર્મેનિયનો અંગ્રેજો વલંદા

વગેરે હતા, એમના આવવાથી શહેરમાં રહેવાની આરામદાયક જગ્યા શોધવાનુ મુશ્કેલ બનતું. સુરતના કેટલાક અતિ ધનાઢચ લોકોની વાત કરતા એ વીરજી વોરા નામના વણિકનો ઉલ્લેખ કરે છે અને એને પોતાના મિત્ર તરીકે ઓળખાવે છે. સુરતનો કોટવાળ પોતાની ફરજો કેવી રીતે બજાવે છે અને કાયદો તથા શાતિ જાળવવા માટે એ શુ કરે છે એનુ વર્ણન પણ એણે કરેલુ છે. ખોટી ફરિયાદ કરનારને કડક શિક્ષા કરવામાં આવતી હતી. એક આર્મેનિયન શ્રીમત વેપારી ખ્વાજા મિનાસે કરેલી ફરિયાદ પરથી કોટવાળ કેવી રીતે એની તપાસ કરવા માગતો હતો એ જાણી, ગભરાઈ એ વેપારીએ પોતાની ફરિયાદ પાછી ખેંચી લીધાનો પ્રસગ ટાંકવામાં આવ્યો છે.[૨૧]

૧૬૪૦ માં સુરતમા સ્થપાયેલા કેપુચીન મિશનના ફ્રેન્ચ વડા ફાધર એમ્બ્રોસ-ની નીડરતા અને પરોપકારવૃત્તિનો ઉલ્લેખ કરી થેવેનો કહે છે કે ૧૬૬૪ની સુરતની ચડાઈ વખતે ફાધર એમ્બ્રોસ શિવાજી પાસે ગયો હતો અને પોતાના મઠને લૂટફાટ કરવામાંથી બાકાત રાખવા માગણી કરી શિવાજી પાસેથી વચન લીધું હતુ. પરિણામે સુરતની લૂટમા મઠ બાકાત રહ્યો હતો.[૨૨] સુરતમાં લોકો માટે આનદપ્રમોદના કેવાં સ્થળ હતા એનુ વર્ણન થેવેનોએ કર્યું છે. એમા બેગમવાડીનો ખાસ ઉલ્લેખ કરે છે. ઔરગઝેબની બહેન જહાઆરા બેગમને સુરત જાગીર તરીકે આપવામા આવ્યુ હતુ. એના પરથી સુરતનો એક પરા-વિસ્તાર ‘બેગમપુરા’ નામથી જાણીતો બન્યો ત્યા જે બાગ (બેગમવાડી) બનાવવામાં આવ્યો તે વિસ્તારમા ઘણો મોટો, પાણીના ટાકાની સગવડવાળો અને મધ્યમા ચારે દિશામાં પ્રવેશદ્વાર હોય તેવા મકાનવાળો હતો. થેવેનોએ ગોપી-તળાવની બાંધણીનુ અને લોકો માટે એ તળાવ કેવુ ઉપયોગી હતુ એનુ વર્ણન કર્યું છે. અગાઉના પ્રવાસીઓની જેમ આ પ્રવાસીએ પણ તાડવૃક્ષો અને તાડી વિશે લખ્યુ છે. એણે નીરો (તાજી તાડીનો રસ) તેમજ આથો આવેલી તડી પીધી હતી.

સુરતનો વેપારઉદ્યોગ કેવા ધીકતા પ્રમાણમાં ચાલતો હતો એની ચર્ચા કરી થેવેનો જણાવે છે કે ત્યા અગ્નિએશિયાના ટાપુ દેશોનો માલ તેમ કાપડ આવવા ઉપરાંત યુરોપ અને ચીનનો માલ વેચાવા માટે આવતો. થેવેનો સુરતથી અમદા-વાદ જવા જે માર્ગે નીકળ્યો તે નોધવા જેવો છે. ભરૂચ આવતા ત્યાના ભવ્ય કિલ્લાનો નિર્દેશ કરી નર્મદાનુ પાણી કાપડ નિખારવા માટે પ્રચલિત હતુ અને ત્યા મુઘલ સામ્રાજ્યના તમામ ભાગોમાંથી કાપડ લાવવામા આવતુ હતું એમ એ જણાવે છે. ભરૂચથી એ આગળ વધ્યો. ઢાઢર નદી ઓળંગી મહી નદીના

કાંઠે આવેલા ડબકા (વડોદરા જિલ્લો, પાદરા તાલુકો) ગામમાં આવ્યો ડબકાના લોકોને એણે લૂંટારા અને માનવભક્ષી તરીકે ઓળખાવ્યા છે.[૨૩] ડબકાથી એ પેટલાદ સોજિત્રા માતર અને અમદાવાદથી પાંચેક માઇલ દૂર આવેલ જિતબાગ-જેતલપુર આવ્યો. અમદાવાદમાં આવી એ વલંદાઓની કોઠીમા એક પખવાડિયું રહ્યો. એણે મેન્ડેલ્સ્લોની જેમ મૈદાનેશાહ બજાર, ભદ્રનો કિલ્લો વગેરેનુ વર્ણન કર્યુ છે. અમદાવાદથી એ ખંભાત ગયો. એણે ખંભાતની શેરીઓ, બજારો, પરા વિસ્તારમા આવેલા બાગ વગેરેનું વર્ણન કર્યું છે. ખંભાતથી દરિયો લગભગ દોઢેક માઈલ દૂર હોવાથી ત્યાંના અખાતમા ભરતી એટલા બધા વેગ-પૂર્વક આવતી કે પૂરઝડપે આવતો ઘોડેસવાર પણ ભરતીનાં શરૂઆતનાં મોજાં સાથે ગતિ જાળવી શકતો નહિ.[૨૪] થેવેનો ખંભાતથી જમીન માર્ગે સુરત ગયો. ગોવાળકોંડા અને મછલીપટ્ટમ જઈ ત્યાથી પાછો સુરત આવ્યો અને ૧૬૬૭ના ફેબ્રુઆરીમા સુરતથી યુરોપ જવા પ્રયાણ કર્યું.

૧૬૭૪ અને ૧૬૮૧ વચ્ચેના સમયમા સુરતની અંગ્રેજોની વેપારી કોઠીમા તબીબી સર્જન તરીકે કામગીરી કરી ચૂકેલા ડૉ. જહોન ફ્રાયરે સુરત શહેર, એના મુખ્ય વહીવટકર્તાઓ, પ્રજાના જુદા જુદા વર્ગો, અંગ્રેજ કોઠીનુ સંચાલન અને એના તંત્રવાહકો તેમજ નગરજીવનના ઘણા પાસાઓ પર વિગતવાર હેવાલ આપ્યો છે.[૨૫]

ડૉ. ફ્રાયરે જણાવ્યુ છે કે સુરતમા વલંદા અને ફિરંગીઓની વેપારી કોઠીઓ હતી, છતા અંગ્રેજોની કંપનીનો વેપાર સૌથી મોટો હતો. અંગ્રેજોને બંદરોની વિશેષ સગવડ મળતી હતી. સ્થાનિક લોકોને એમનાથી ફાયદો થતો હતો અને સરકારને પણ તેઓ વધુ જકાત ભરતા હતા. ફ્રેંચોની વેપારી કંપની વિશે ડૉ. ફ્રાયર કહે છે કે એમની કોઠી નાણાં કરતા માણસોથી વધુ ભરચક રહેતી. ત્યા ફ્રેંચો આનંદપ્રમોદમા રહેતા, નાણાં ઉધાર લેતા અને મોટો ભપકો દેખાડતા. ફ્રેંચ કેપુચાન પાદરીઓ મઠ ચલાવતા, તેથી એમના પ્રત્યે ભારે આદરભાવ રાખવામાં આવતો.

સુરતમા ફરતા રહેતા મુસ્લિમ ફકીર કેવા વિશેષાધિકાર ભોગવતા અને ધર્મના બહાના નીચે સામાન્ય પ્રજા અને શ્રીમંત મૂર લોકો પાસેથી ત્રાગું કરીને કેવી રીતે પૈસા પડાવતા એના પ્રસંગ ડૉ ફ્રાયરે ટાંકયા છે. દેશના આ ભાગમા ઠગી પ્રથા પ્રવર્તતી હોવાનો નિર્દેશ કરવામા આવ્યો છે. કેટલાક વણિક નાણા આપતા હોવા છતાં બાદશાહના હુકમથી એમની હત્યા કેવી રીતે કરવામા આવતી હતી એનું વર્ણન કરવામા આવ્યુ છે.[૨૬] સુરતના કાઝી, મુલ્લા અને

પોલીસવડા કોટવાલનાં કાર્યોની તથા સુરતના બંદરી જકાતગૃહની કામગીરીની પણ ચર્ચા કરવામા આવી છે

ડૉ. ફ્રાયર ૧૬૭૪ માં સુરત આવ્યો ત્યારે મરાઠા સુરત પર ફરી વાર ચડાઈ કરવાના છે એવી જોરદાર અફવાઓ સંભળાતી હતી, તેથી રક્ષણ-દીવાલનું ઝડપી બાંધકામ કરવા માટે ૭૦૦ માણસોને કામે લગાડવામા આવ્યા હતા દીવાલના દરેક દરવાજા પર ૭ તોપ અને એના સંચાલન માટે ૭ યુરોપીય તોપચી રાખવામા આવ્યા હતા ડૉ. ફ્રાયર જણાવે છે કે શિવાજીના ફરીથી આવવાની બીકે તથા શહેરના હાકેમનુ વલણ લૂટનારાઓનો સામનો કરવા કરતાં એમને વળતરની રકમ આપીને પાછા કાઢવાનુ હતુ તેથી ઘણા વેપારીઓ સુરત છોડી જતા રહ્યા હતા. સુરતના દુર્ગની રક્ષણવ્યવસ્થા અને એના સૂબેદારનો વૈભવ કેવો હતો એનુ વર્ણન આપવામા આવ્યુ છે. સુરત શહેરની મુસ્લિમ પ્રજાની રીતભાત, એના સામાજિક વ્યવહારો અને ઈદના તહેવારની ઉજવણી વિશે ડૉ. ફ્રાયરે રસપ્રદ માહિતી આપી છે. એ જણાવે છે કે ઔરંગઝેબ તો તાજિયા-સરઘસને ઇસ્લામ ધર્મની વિકૃતિ સમજતો હતો તેથી એણે એ તહેવારની ઉજવણી કરવા સામે પ્રતિબંધ મૂક્યો હતો હિંદુ પ્રજા પર જજિયા-વેરો નાખ્યો હોવાનો ઉલ્લેખ કરી ડૉ. ફ્રાયર જણાવે છે કે બ્રાહ્મણોને માથા-દીઠ સોનાનો એક સિક્કો આપવો પડતો હતો.[૨૭]

ડૉ. ફ્રાયર સુરતથી બે માઇલ દૂર તાપી નદીના કાંઠે આવેલા ફૂલપરા નામના પરા વિશે વિગત આપે છે ત્યા વણિકોના શબોનો અગ્નિસંસ્કાર કરવામાં આવતો ધાર્મિક ઉત્સવો પણ ત્યા ઊજવવામા આવતા સુરતથી ફૂલપરા સુધીનો આખો માર્ગ બંને બાજુએ ઘટાદાર વૃક્ષોથી છવાયેલો રહેતો. પૂજાપાઠ કે મોજ-મજા કરવા જનાર લોકોની એ માર્ગ પર સતત અવરજવર રહેતી.[૨૮] સુરતનું ગોપીતળાવ આ સમયમાં સુકાઈ ગયુ હતું. એની પાળ પાસે કબરો બંધાઇ ગઈ હતી. તળાવનો દેખાવ સરકસના મેદાનો કે વ્યાયામશાળા જેવો લાગતો હતો. ડૉ ફ્રાયર જણાવે છે કે સુરતમા વેપારી કોમ પ્રત્યે મુઘલ અધિકારીઓ ઉપેક્ષાવૃત્તિથી જોતા હતા, જ્યારે અંગ્રેજ કંપની અને એના નોકરો પ્રત્યે તેઓ માનપૂર્વક જોતા હતા. એના કારણમા એ જણાવે છે કે અંગ્રેજો વખતોવખત મુઘલ સમ્રાટો પાસેથી ફરમાનો મેળવતા હતા અને અંશતઃ અંગ્રેજોની દરિયાઈ તાકાતને લીધે સ્થાનિક સત્તાવાળાઓ આવુ વલણ રાખતા હતા. ડૉ. ફ્રાયરની મૂળ નિમણૂક મુંબઈની અંગ્રેજ વસાહતમા કરવામા આવી હતી (ડિસેમ્બર ૧૬૭૩). ત્યાથી એની બદલી સુરત, મુંબઈ, ફરી સુરત, ઈરાન અને વળી પાછી સુરત એમ

વારાફરતી કરવામાં આવી હતી. ૧૬૯૨ ના જાન્યુઆરીમા એ સુરતથી ઇંગ્લૅન્ડ જવા નીકળ્યો હતો.

સુરતની અ ગ્રેજ કોઠીમાં ૧૬૮૯થી અઢી વર્ષ સુધી રહેલા ખ્રિસ્તી પાદરી જે. ઑવિંગ્ટને સુરતના વેપારરોજગાર, હુન્નરઉદ્યોગ, વહીવટી વ્યવસ્થા, ત્યાંના લોકો ( વેપારીઓ, મુસ્લિમો, હિદુઓ ) તથા એમની ધાર્મિક અને દયાવૃત્તિ તેમજ પાંજરાપોળ વગેરે સબંધી વિગતૃત વર્ણન આપ્યુ છે તે નોધપાત્ર છે [૨૯] ૧૭ મી સદીના અતમા આવેલા ઇટાલિયન પ્રવાસી જેમેલી કેરેરીએ ખભાતની પુરાણી જાહોજલાલી ઓછી થઈ ગયાનુ નોધી જણાવ્યુ હતુ કે એમ છતાં એ શહેર આબાદ હતુ [૩૦]

૧૮ મી સદીના પૂર્વાર્ધમાં ગુજરાતમા મરાઠાઓનુ જોર વધી રહ્યુ હતું, રાજકીય અરાજકતા વ્યાપક બનવા લાગી હતી આવા સજોગોની અસર યુરોપીય પ્રવાસીઓની અવરજવર પર પડી હતી. અધાધૂધીની અસર સમાજ-જીવન પર પણ પડી હતી. ૧૭ મી સદી દરમ્યાન આવેલા પ્રવાસીઓના હેવાલો પરથી ગુજરાતના સામાજિક આર્થિક અને ધાર્મિક જીવનની સારી માહિતી મળે છે. એમા પણ બે મુદ્દા નોંધપાત્ર છે. પહેલુ તો એ છે કે આ સમયમાં સુરતથી અમદાવાદ અને સુરતથી ખભાત જવા માટે કેવા ભૂમિમાર્ગો હતા એ જાણવા મળે છે. બીજુ, કે ભારતમા આવતા કોઈ પણ પ્રવાસીને સૌ પ્રથમ સુરત જ આવવુ પડતુ અને વળતા પ્રયાણ માટે પણ સુરત જ પાછા ફરવુ પડતુ આ સમયમા સુરત આંતરરાષ્ટ્રિય વેપાર-કેંદ્ર બની ગયુ હતુ

## પાદટીપ

૧ William Foster (Ed.), *Early Travels in India*, 1583–1619, p 293

૨ Churchil, *Collection of Voyages and Travels*, Vol VI, pp 328 f.

૩ અહી E Grey દ્વારા સપાદિત *The Travels of Pietro Della Valle (TPDV)*–માથી ઉપયોગી માહિતી તારવી છે

૪ *TPDV*, Vol I, p 30　　૫ *Ibid*, pp 35–37, 40–41

૬. *Ibid*, pp 67 f.　　૭ *Ibid*, pp 70 f　　૮. *Ibid*, pp 83–85

૯ એ આની સરખામણી રોમની વિજયસૂચક ત્રણ કમાન સાથે કરે છે.

૧૦ ખંભાત પાસે દરિયાની ભરતીના મોજા ૩૩ ફૂટ (૧૦ ૦૬ મીટર) જેટલા ઊછળતાં, ભરતીના પાણીનો વેગ એક કલાકના ૬ થી ૭ દરિયાઈ માઈલ જેટલો હતો એમ કહેવાય છે

૧૧ ટોમસ હર્બર્ટના પ્રવાસ-ગ્રંથની અનેક આવૃત્તિ બહાર પડી છે તે પૈકી *Some Years' Travels into Africa and Asia, the Great, especially describing the Empires of Persia and Industan by Sir Thomas Herbert* (*SYTAA*)નો અહીં ઉપયોગ કરવામા આવ્યો છે

૧૨ પાઈ એ તાંબાનો ગોળ ભારે વજનનો સિક્કો હતો. ૩૦ પાઈ=૧ શિલિંગ થતો. મહમૂદી એ ચાંદીનો સિક્કો હતો ને એ એક શિલિંગ બરાબર ગણાતો.૧ રૂપિયો=૨ શિલિંગ અને ૩ પેન્સ થતા. એક સુવર્ણ દીનાર=૩૦ શિલિંગ થતા.

૧૩. *SYTAA*, pp. 42–57

૧૪. મેન્ડેલ્સ્લોના પ્રવાસ સંદર્ભે M S Commissariat ના '*Mandelslo's Travels in Western India* (*A.D 1638–39*) (*MTWI*) પુસ્તકમાંથી લેવામા આવ્યા છે.

૧૫. *MTWI.*, pp 41–46

૧૬. V Ball (Trans ), *Tavernier's Travels in India*, Vol I, p. 66

૧૭ *Bombay Gazetteer*, Vol VI, pp. 219 f.

૧૮ *Storia do Mogor, 1653–1708* Trans. by W. Irwine Vols. I & II.

૧૯. *Ibid*, Vol. II, p 425

૨૦. સુરતમા એના ગોકાણના અહેવાલનું અંગ્રેજી ભાષાંતર H G Rawlinson દ્વારા થયું છે ને એ *Indian Antiquary*, Vol LVI, pp. 199 ff પર પ્રસિદ્ધ થયું છે. થેવેનોના પ્રવાસનો ત્રીજો ભાગ ડૉ સુરેંદ્રનાથ સેને સંપાદિત કરીને *Indian Travels of Thevenot and Careri* નામે પ્રસિદ્ધ કર્યો છે

૨૧. *Indian Antiquary*, Vol LVI, p 202

૨૨. *Ibid.*, pp 222 f

૨૩ એને અપાયેલી માહિતી ખોટી હોવી જોઈએ અગર માહિતીને પ્રવાસી બરાબર સમજી શક્યો નહિ હોય એમ લાગે છે. ત્યાના ભીલ અને કોળી શબનું માંસ ખાવાની ટેવવાળા હોવાનો સંભવ છે

૨૪ M S Commissariat, *Studies in the History of Gujarat*, pp 116 f

૨૫ William Crooke (Ed ), *A New Account of East Indies etc.* (in three Vols )મા આ અહેવાલ અપાયો છે.

૨૬. *Ibid* , Vol I, 224 f

૨૭ મેનુસ્સીના જણાવ્યા અનુસાર મોટા વેપારીઓ પાસેથી ૧૩ાા, મધ્યમ વર્ગ પાસેથી ૬ાા અને ગરીબ વર્ગ પાસેથી ૩ાા રૂપિયા જજિયાવેરો પ્રતિવર્ષ લેવામા આવતો (*Ibid* , Vol II, p. 234)

૨૮. *Ibid* , pp 252–61

૨૯ Ovington, *A Voyage to Surat* ( Ed. by H G. Rawlinson ), pp 177 f.

૩૦ *Bombay Gazetteer*, Vol VI, p 220

*

# વંશાવળીઓ

## ૧. દિલ્હીનો મુઘલ વંશ

[ ૧. બાબર
|
૨ હુમાયૂં ]
|
૩. અકબર
|
૪. જહાંગીર
|
૫. શાહજહાં
|
- દારા શુકોહ
- શુજા
- ૬. ઔરંગઝેબ (આલમગીર)
- મુરાદબક્ષ

ઔરંગઝેબ (આલમગીર)
- ૭. શાહઆલમ (બહાદુરશાહ) ૧લો
  - ૮. જહાંદરશાહ
    - ૧૫. આલમગીર ૨ જો
  - આઝીમ-ઉશ-શાન
    - ૯. ફરૂખસિયર
  - રફી-ઉશ-શાન
    - ૧૨. રફીઉદ્-દૌલા
    - ૧૦. રફીઉદ્-દરજાત
  - જહાંશાહ
    - ૧૩. મુહમ્મદશાહ
      - ૧૪. અહમદશાહ
- અકબર
  - ૧૧ નીકૂસિયર

## ગુજરાતના મુઘલ સૂબેદારો

મીરઝા અઝીઝ કોકા (ઈ સ. ૧૫૭૩–૭૫)
મીરઝા અબ્દુર્ રહીમખાન (ઈ સ ૧૫૭૫-૭૮)
શિહાબુદ્દીન અહમદખાન (ઈ સ. ૧૫૭૮–૮૩)
ઇતિમાદખાન (ઈ સ. ૧૫૮૩)
અબ્દુર્રહીમખાન ઉર્ફે 'મીરઝાખાન' (ઈ.સ. ૧૫૮૩–૮૯)
મીરઝા અઝીઝ કોકા (બીજી વાર) (ઈ સ ૧૫૯૦–૯૩)
શાહજાદો મુરાદ (ઈ.સ. ૧૫૯૩–૯૯)
મીરઝા અઝીઝ કોકા (ત્રીજી વાર) (ઈ.સ ૧૫૯૯–૧૬૦૫)
કુલીઝખાન અને રાજા વિક્રમજિત (ઈ.સ. ૧૬૦૫–૦૬)
મુર્તઝાખાન બુખારી (ઈ.સ ૧૬૦૬–૦૯)
મીરઝા અઝીઝ કોકા (ચોથી વાર) (ઈ.સ ૧૬૦૯–૧૧)
અબ્દુલ્લાખાન ફીરોઝ જંગ (ઈ સ. ૧૬૧૧–૧૬)
મુકર્રબખાન (ઈ સ. ૧૬૧૬–૧૬૧૮)
શાહજાદો શાહજહાં (ઈ.સ ૧૬૧૮–૨૩)
શાહજાદો દાવરબક્ષ (ઈ.સ. ૧૬૨૩–૨૪)
ખાનજહાં લોદી (ઈ.સ ૧૬૨૪–૨૮)
નાહિરખાન ઉર્ફે શેરખાન તૂર (૧૬૨૮–૩૧)
ઇસ્લામખાન (ઈ સ ૧૬૩૧–૩૨)
બકીરખાન (ઈ સ. ૧૬૩૨–૩૪)
સિપહદારખાન (ઈ સ. ૧૬૩૪–૩૫)
સૈફખાન (ઈ.સ ૧૬૩૫–૩૬)
આઝમખાન (ઈ.સ ૧૬૩૬–૪૨)
મીરઝા ઇસાતૂરખાન (ઈ સ ૧૬૪૨–૪૫)
શાહજાદો ઔરંગઝેબ (ઈ.સ ૧૬૪૫–૪૬)
શાઇસ્તખાન (ઈ સ. ૧૬૪૬–૪૮)

શાહજાદો દારાશુકોહ (ઈ સ ૧૬૪૮–૫૨)
શાઇસ્તખાન (બીજી વાર) (ઈ સ. ૧૬૫૨–૫૪)
શાહજાદો મુરાદબક્ષ (ઈ.સ. ૧૬૫૪–૫૮)
શાહનવાઝખાન (ઈ.સ. ૧૬૫૮–૫૯)
મહારાજા જશવંતસિંહ (ઈ.સ. ૧૬૫૯–૬૨)
મહાબતખાન (ઈ.સ ૧૬૬૨–૬૮)
બહાદુરખાન (ઈ સ. ૧૬૬૮–૭૦)
મહારાજા જશવંતસિંહ (બીજી વાર) (ઈ.સ. ૧૬૭૦–૭૨)
મુહમ્મદ અમીનખાન (ઈ.સ. ૧૬૭૨–૮૨)
મુખતારખાન (ઈ.સ. ૧૬૮૨–૮૫)
કારતલબખાન ઉર્ફે શુજાતખાન (ઈ.સ ૧૬૮૫–૧૭૦૧)
શાહજાદો આઝમશાહ (ઈ સ ૧૭૦૧–૦૫)
શાહજાદો મુહમ્મદ બીદર બખ્ત (ઈ.સ ૧૭૦૬–૦૭)
ઇબ્રાહીમખાન (ઈ.સ. ૧૭૦૭–૦૮)
ગાઝીઉદ્દીનખાન બહાદુર ફીરોઝજંગ (ઈ સ ૧૭૦૮–૧૦)
શાહમતખાન (ઈ.સ. ૧૭૧૦–૧૨)
અસફુદ્દૌલા (ઈ સ. ૧૭૧૨–૧૩)
શાહમતખાન (બીજી વાર) (ઈ સ. ૧૭૧૩)
દાઊદખાન (ઈ સ ૧૭૧૩–૧૫)
મહારાજા અજિતસિંહ (ઈ.સ. ૧૭૧૫–૧૭)
ખાન દૌરાન (ઈ.સ. ૧૭૧૭–૧૮)
મહારાજા અજિતસિંહ (બીજી વાર) (ઈ.સ. ૧૭૧૯–૨૧)
હૈદરકુલીખાન (ઈ સ ૧૭૨૧–૨૨)
નિઝામુલ્મુલ્ક (ઈ સ ૧૭૨૨–૨૩)
સરબુલંદખાન (ઈ.સ ૧૭૨૩–૩૦)
મહારાજા અભયસિંહ (ઈ સ. ૧૭૩૦–૩૭)
મોમીનખાન ૧ લો (ઈ.સ. ૧૭૩૭–૪૩)
જવાંમર્દખાન (ઈ સ. ૧૭૪૩–૫૩)
મોમીનખાન ૨ જો (ઈ.સ. ૧૭૫૬–૫૮)

## ૨. જાડેજા વંશ

### (૧) કચ્છના જાડેજા

- ૧૧. ખેંગારજી ૧ લો
  - સાજરાજજી
  - ૧૨. ભારમલજી ૧ લો
    - જેહોજી
    - ૧૩. ભોજરાજજી
    - મેઘજી
      - ૧૪. ખેંગારજી
        ૧૫. હમીરજી
      - ૧૬. તમાચી
        - ૧૭. રાયધણ ૧ લો
          - ૧૮. પ્રાગમલજી
            - ૧૯. ગોડજી ૧ લો
              - ૨૦. દેસળજી ૧ લો
                - ૨૧. લખપતજી
          - નોઘણજી
            - હાલોજી
          - રવોજી
            - કાંયોજી(મોરબી)

(૨) નવાનગરના જાડેજા

૩. સત્રસાલ (સતાજી)

અજાજી ૪ જસોજી

૫. લાખો ૧ લો વિભોજી (રાજકોટ)

૬. રણમલજી
૭. | સતોજી
૯. |

૮ રાયસિંહજી ૧ લો

૧૦ તમાચી ૧ લો

૧૧. લાખો ૨ જો

૧૨. રાયસિંહ ૨જો ૧૩. હરધોળજી

૧૪. તમાચી ૨જો

૧૫. લાખોજી ૩ જો

(૩) ધ્રોળના જાડેજા

[૧. હરધોળજી ૧ લો ]
૨ જસોજી
૩ બામણિયોજી
૪. હરધોળજી ૨ જો — ૫. મોડજી
૬. પચાણજી — ૭ કલોજી ૧ લો — ૮. સાંગોજી — ૯. જુણોજી — ૧૦. ખેતોજી
૧૧ કલોજી ૨ જો
૧૨. વાઘજી

(૪) રાજકોટના જાડેજા

[સતોજી
અજોજી]
૧. વિભોજી
૨. મહેરામણજી ૧ લો
૩. સાહેબજી — કુંભોજી (ગોંડળ)
૪. બામણિયોજી
૫. મહેરામણજી ૨ જો
૬. રણમલજી
૭. લાખોજી
૮. મહેરામણજી ૩ જો

(૫) ગોંડળના જાડેજા

૧ કુંભોજી
૨. સગ્રામજી
૩. હાલોજી
૪. કુંભોજી ૨ જો

(૬) મોરબીના જાડેજા

૧. કાયોજી
૨. અલિયોજી
૩. રવોજી

## ૩. જેઠવા વંશ

૧૬૭ રામદેવજી ૪ થો
|
૧૬૮. ભાણજી ૭ મો
|
૧૬૯. ખીમોજી ૩ જો
|
૧૭૦. વિક્રમાતજી ૪ થો
|
૧૭૧. સરતાનજી ૧ લો
|
૧૭૨. ભાણજી ૮ મો
|
૧૭૩ ખીમોજી ૪ થો
|
૧૭૪. વિક્રમાતજી ૫ મો
|
૧૭૫. સરતાનજી ૨ જો

## ૪. ઝાલા વંશ

### (૧) હળવદ-ધ્રાંગધ્રા

૪. રાયસિંહજી ૧ લો (હળવદ)
|
૫ ચંદ્રસિંહજી
|
પૃથ્વીરાજ | ૬ આસકરણજી | ૭ અમરસિંહજી | અભયસિંહજી (લખતર)

પૃથ્વીરાજ
|
સગતાનજી (વાંકાનેર)

આસકરણજી
|
રાજોજી (વઢવાણ)

૭ અમરસિંહજી
૮. મેઘપાલ
|
૯ ગજસિંહજી ૧ લો
|
૧૦. જશવંતસિંહજી
|
૧૧ પ્રતાપસિંહજી
|
૧૨. રાયસિંહજી ૨ જો (ધ્રાંગધ્રા)
|
૧૩ ગજસિંહજી ૨ જો | શેખોજી (સાયલા)

**(૨) શિયાણી–લીંબડીના ઝાલા**

૨૧ આસકરણ (શિયાણી)
|
૨૨. અદોજી ૧ લો
|
૨૩. વહેરોજી ૧ લો
|
૨૪ કરણસિંહજી
૨૫. ભોજરાજજી
૨૬. અદોજી ૨ જો
|
૨૭. વહેરોજી ૨ જો
૨૮. હરભમજી (લીંબડી)

**(૩) વાંકાનેરના ઝાલા**

[પૃથ્વીરાજ]
|
૧. સરતાનજી
|
૨ માનસિંહજી
|
૩. ગયસિંહજી ૧ લો
|
૪. ચંદ્રસિંહજી ૧ લો
|
- ૫. પૃથ્વીરાજજી
- ૬. કેસરીસિંહજી
  |
  ૭. ભારોજી

**(૪) વઢવાણના ઝાલા**

[પૃથ્વીરાજ]

૧ રાજોજી
|
- ૨. સબલસિંહજી ૧ લો
- ૩. ઉદયસિંહજી
  |
  ૪. ભગતસિંહજી
- ભાનસિંહજી
  |
  માધવસિંહજી (કોટા)
  |
  - ૫. અર્જુનસિંહજી
    |
    ૬. સબલસિંહજી ૨ જો
  - અભયસિંહજી (ચૂડા)

**(૫) લખતરના ઝાલા**

[ચંદ્રસિંહજી]
|
૧. અભયસિંહજી ૧ લો
|
૨. વજેપાલસિંહજી
|
૩. શેષમલજી
|
૪. ગોપાલસિંહજી
|
૫. કરણસિંહજી
|
૬. અભયસિંહજી ૨ જો

**(૬) ચૂડાના ઝાલા**

૧. અભયસિંહજી
|
૨. ગયસિંહજી

**(૭) સાયલાના ઝાલા**

૧. શેખોજી

## ૫. પરમાર વંશ

### (૧) મૂળીના પરમારો

૧. લખધીરજી ૧ લો
૨ રામોજી
૩. ભોજરાજ
૪. સામંતસિંહ
૫. લખધીરજી ૨ જો
૬. ભોજરાજ ૨ જો
૭. ઓચોજી
૮ રતનજી ૧ લો
૯. કરણજી
૧૦. જગદેવ
૧૧. રામસિંહ
૧૨. રાયસિંહ
૧૩. રતનજી ૨ જો
૧૪. કલ્યાણસિંહ
૧૫. મૂંજોજી
૧૬. રતનજી ૩ જો

### (૨) દાંતાના પરમારો

[જગદેવ પરમાર]




### (૩) સૂંથના પરમારો

[જાલમસિંહ ૧ લો
જહાજસિંહ
બિક્રમસિંહ
ઉદયસિંહ
પ્રતાપસિંહ
જાલમસિંહ ૨ જો
સંત (સૂંથ)
નવઘણ
નાપો
પ્રથીસિંહ ૧ લો
સૂરો
જયસિંહ



## ૬. ગૂહિલ વંશ

### (૧) શિહોર-ભાવનગરના ગૂહિલો

૧૪. વિસોજી (શિહોર)
|
૧૫. ધુનોજી
|
૧૬ રતનજી ૧ લો
|
૧૭. હરભમજી — ૧૮. ગોવિંદજી
|
૨૦. અખેરાજજી (પુત્ર: ૧૭. હરભમજી) — ૧૯. સતરસાલજી (પુત્ર: ૧૮. ગોવિંદજી)
|
૨૧. રતનજી ૨ જો
|
૨૨. ભાવસિંહજી (ભાવનગર)

### (૨) લાઠીના ગૂહિલો

[સેજકજી
|
સારંગજી (અર્થીલા)
|
જસાજી
|
નોંઘણજી — ભીમજી

ભીમજી
|
[illegible]] — [અર્જુનસિંહજી]
|
[illegible] (લાઠી)
|
[illegible]

### (૩) ગારિયાધાર (પાલિતાણા)ના ગૂહિલો

[સેજકજી (સેજકપુર)
|
શાહજી (ગારિયાધાર)
|
સરજનજી
|
અર્જુનજી ૧ લો
|
નોંઘણજી ૧ લો
ભારોજી
બનોજી
શવોજી
હાડોજી]
કાંધોજી ૧ લો
નોંઘણજી ૨ જો
અર્જુનજી ૨ જો
કાંધોજી ૨ જો
શવોજી ૨ જો
|
સરતાનજી ૧ લો
કાંધોજી ૩ જો
પ્રથીરાજજી
નોંઘણજી ૩ જો
સરતાનજી ૨ જો

